# પ્રિયદર્શન



જન્મભૂમિ પ્રકાશન મંદિર ★ મુંબઈ




જ્યાંથી તમે કાનપોર ટેક્ષ્ટાઇલ અને એલ્ગીન મીલ્સના અસલ કાપડ મીલ ભાવે ખરીદી શકો તે પેઢીનું આ ચિત્ર આંગણું બતાવે છે.

વસ્તુત : કાનપોર મીલ્સની દરેક બનાવટ આ ડીપોમાં મળી શકે છે. અમારા ભરપુર સ્ટોકનો ખ્યાલ મેળવવા તમે અહીં પુરૂષોના પોષાક, હોઝીયરી. ઘરગથ્થુ ઉપયોગનું કાપડ, સજાવટ માટેનું કાપડ, પગરખાં, મુસાફરી અને કેમ્પનો સરંજામ માટેના જુદા જુદા ડીપાર્ટમેંટોની મુલાકાત લો.

**આ જાહેરાત તમારા પોતાના હિત માટે કરવામાં આવી છે તે ભૂલશો નહિ**

# કાનપોર મીલ્સ ડીપો

**સ્થાપના ૧૮૯૫**

સરકારી અને રેલ્વે કોન્ટ્રાકટરો

**ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ**

**મુંબઇના માજી ગવર્નર સર રોજર લમ્લીની એપોઇન્ટમેન્ટથી**

**ચેતવણી :**—મુંબઇમાં બજારમાં કે બીજે કયાંય અમારી શાખા નથી. કેટલાક વેપારીઓ કાનપોર મીલ્સના એજન્ટો તરીકે ઠસી જઇને બળતો માલ વેચે છે તેમનાથી સાવધ રહેજો.




# સેવા, સલામતી અને સદ્ધરતા માટે જાણીતી

# વેસ્ટર્ન ઇન્ડીઆ વીમા કંપની

## કોઇ સરસાઇ કરી શકે તેમ નથી.

ખર્ચનું ઓછું પ્રમાણ
માફકસરનાં પ્રીમીયમો
વીમાની સગવડતાભરી
યોજનાઓ પ્રીમીયમો
પર ખાસ રીબેટ

★

તમારો વીમો ઉત-
રાવવા અને તેને
લગતું કામકાજ
કરવા માટે લાયક
આ એકજ કંપની છે

★

હેડ ઓફીસ
સતારા

મુંબઇ શાખા :
વેસ્ટર્ન ઇન્ડીઆ હાઉસ
સર ફીરોજશા મહેતા
રોડ, કોટ

● વધુ વિગતો માટે લખો યા મળો ●

'જન્મભૂમિ' પ્રકાશન

# વિશ્વદર્શન

[૧૯૪૩-૪૪]

સંપાદક

શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર, બી. એ.

આમુખલેખક

પ્રો. સી. એન. વકીલ

યુનિવર્સિટી પ્રોફેસર ઑફ ઇકોનોમિક્સ, મુંબઈ



પ્રાપ્તિસ્થાન

ભારતી સાહિત્ય સંઘ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ કોટ, મુંબઇ.

૧૬, શ્રીમાળી સોસાયટી અમદાવાદ.

# નિવેદન

જગત્ આગળ વધી રહ્યું છે. કોણ કેટલું આગળ વધી રહ્યું છે? કઇ વસ્તુ, કઇ શોધ, કયો ઉદ્યોગ, કેટલો આગળ વધ્યો છે? એના વર્તમાન ઇતિહાસથી વાકેફ રહેવું, પોતાનો દેશ, પોતાનો પ્રાંત, પોતે, પોતાનો ઉદ્યોગ બીજાની સરખામણીમાં કેવા છે? પોતે એમાંથી શું શીખી શકે તેમ છે? એ અને એવી માહિતી હરેક દેશ પોતપોતાને ત્યાં પોતપોતાની ભાષામાં પ્રકટ કરી પોતાના દેશને આજની પ્રગતિમાં સહાય આપે છે.

આપણે ત્યાં તો અંગ્રેજી રાજ્ય છે. એટલે આવી માહિતીઓ અંગ્રેજી ભાષામાં પ્રકટ થાય છે. 'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ' અને 'સ્ટેટ્સમેન' આવી માહિતીઓ પોતપોતાની ઇયરબૂકો (વિશ્વદર્શનો) માર્ફત પ્રકટ કરે છે.

આપણો ગુજરાત પણ આગળ વધતો દેશ છે. આપણું શિક્ષણ અને આપણો હુન્નરઉદ્યોગ આજે હિંદુસ્થાનભરમાં પોતાનો સિક્કો પાડી રહ્યો છે. એવે વખતે જગતનો ચાલુ ઇતિહાસ ગુજરાતી ભાષામાં પ્રકટ થાય એ ઇચ્છવાયોગ્ય છે એમ સમજી આ વિશ્વદર્શન પ્રકટ કરવાની યોજના 'જન્મભૂમિ' કાર્યાલયે હાથ ધરી છે.

મૂળ ભારતી સાહિત્ય સંઘ તરફથી શરુ થયેલ આ પ્રકાશનના સર્વ હક્કો ખરીદી લઇ તેમાં વિસ્તૃત ઉમેરાઓ કરી ગુજરાતને ચરણે આ આવૃત્તિ ધરવાની અમે રજા લઇએ છીએ.

અમને આશા છે કે ગુજરાતને એ પસંદ પડશે. એક ડીરેકટરી પણ પ્રસિદ્ધ કરવાની યોજના અમે શરૂ કરી દીધી છે. જે હવે પછી પ્રકટ કરવામાં આવશે.

૨૯-૯-૪૩ — અમૃતલાલ દલપતભાઈ શેઠ

## સંપાદકનું વક્તવ્ય

બીજી આવૃત્તિ પછી બે વર્ષ કરતાં ઓછા સમયમાં આ આવૃત્તિ પ્રગટ થવાનો સુયોગ સાંપડયો છે તે ખરેખર હર્ષનો વિષય છે.

બીજી આવૃત્તિ કરતાં આમાં ઘણા સુધારા થયેલા જોવામાં આવશે. કેટલાક નવા વિષયોના ઉમેરા ઉપરાંત કેટલાક વિભાગો તદ્દન નવેસરથી લખવામાં આવ્યા છે. આને અંગે કદ મોટું કરવા છતાં પાનાની સંખ્યા પણ થોડી વધી છે. બીજા શબ્દોમાં પુસ્તકનું કદ લગભગ દોઢું થયું છે.

બીજી આવૃત્તિ પ્રગટ થયા પછી જે જે સૂચનો મળ્યા છે તેનો આ આવૃત્તિમાં યથાશક્તિ ઉપયોગ કરવામાં આવ્યો છે. આ પુસ્તકને વધારે ઉપયોગી બનાવવા માટે જે જે સૂચનાઓ કરવામાં આવશે તેનો સાભાર સ્વીકાર કરવામાં આવશે.

આ વખતે પણ જાણીતા લેખક શ્રી. ડુંગરશીભાઇ સંપટે વેપાર સંબંધી ત્રણ લેખો લખી આપ્યા છે તે માટે તેમનો આભાર માનવા રજા લઉં છું.

રાણપુર (બી. એસ. રેલ્વે)
તા. ૧૫ સપ્ટેમ્બર ૧૯૪૩

છોટાલાલ માનસિંગ કામદાર

## આમુખ

### [ પ્રથમ પ્રકાશનનો ]

આપણા દેશમાં અનેક નાની મોટી ચળવળો હાલ ચાલી રહી છે, તેને પરિણામે આપણી ભવિષ્યની સ્થિતિમાં મોટો ફેરફાર થવાનો સંભવ ખરો. આ ચળવળો યોગ્ય દિશામાં કામ કરે અને તેને અંગે જે ફેરફારો થાય તે જનસમૂહની મરજી પ્રમાણે થાય તે ઇચ્છવાયોગ્ય છે. આવી ચળવળોમાં મોટે ભાગે અમુક આગળપડતા માણસો જ ભાગ લે છે અને સાધારણ પ્રજા તે પર યોગ્ય ધ્યાન આપી શકતી નથી. યોગ્ય ધ્યાન ન આપી શકવાનું એક કારણ એ છે કે, ચાલુ બનાવોની યોગ્ય સમજ તેમને પડતી નથી અને તે સમજ પાડવાનાં યોગ્ય સાધનો મળતાં પણ નથી. આમ હોવાને લીધે કેટલીક ખોટી પરિસ્થિતિ ઊભી થવાનો સંભવ રહે છે અને તે દૂર કરવાના પ્રયાસો થવા જોઇએ.

આવા પ્રયાસો પૈકી એક તો એ કે આજે આપણા દેશમાં તેમ જ દુનિયાના બીજા દેશોમાં જે કાંઇ બને છે તેની ટૂંકી હકીકત લોકો સમક્ષ સમજાય તેવી સરળ ભાષામાં મૂકવામાં આવે તો ઉપર જણાવેલા બધા ફેરફારો બાબત યોગ્ય માહિતી મેળવવાનું સાધન મળે. ઘણા દેશોમાં આવી માહિતીનું સાધન તે દેશની Year Book હોય છે. સરકાર તરફથી અથવા ખાનગી સંસ્થાઓ તરફથી આવી Year Book બહાર પાડવામાં આવે છે અને તેમાં મુખ્ય કરીને તે દેશની જાણવાલાયક બધી હકીકતોનો સમાવેશ થાય છે. આવી Year Book દેશના કામમાં આગળપડતો ભાગ લેનારને ઉપયોગી થઇ પડે છે, તે ઉપરાંત વેપારી-વર્ગને તથા દેશના આર્થિક અને સામાજિક સુધારકોને પણ તે ખાસ ઉપયોગી થઈ પડે છે.

હિંદુસ્તાનને લગતી આવી માહિતી આપે તેવી બે Year Book અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ થાય છે. 'Times of India' ની Indian Year Book અને Indian Finance Year Book, જે કલકત્તામાં પ્રસિદ્ધ થતા અઠવાડિક પત્ર 'Indian Finance' તરફથી બહાર પાડવામાં આવે છે. આ પુસ્તકનો ઉપયોગ અંગ્રેજી જાણનાર માણસો જ કરી શકે. અંગ્રેજી જાણનાર સંખ્યા આપણા દેશમાં જૂજ હોવાથી આ ઉપયોગી માહિતીથી મોટો વર્ગ અજાણ્યુ રહે તેમાં કાંઇ નવાઇ નથી.

હિંદુસ્તાનની દરેક મુખ્ય ભાષામાં આવી Year Book બહાર પાડવાની અને તેનો પ્રચાર કરવાની ખાસ જરૂર છે.

તેમ થાય તોપણ બીજા દેશોની માહિતી આપણી ભાષામાં મળવી મુશ્કેલ છે, અને જુદાં જુદાં કામમાં રોકાયેલા લોકોને ઘણાં પુસ્તકો વાંચવાનો સમય પણ મળતો નથી, તેથી દુનિયાના મુખ્ય દેશોની આવી માહિતી સારાંશરૂપે લોકોને મળે તો તે એક મોટી જરૂરિયાત પૂરી પાડે. આવી એક World Year Book અથવા 'વિશ્વદર્શન' શ્રીયુત છોટાલાલ માનસિંગ કામદારે લખવાનું સાહસ કર્યું છે તે માટે તેમને અભિનંદન ઘટે છે.

ગુજરાતી સાહિત્યનો વિકાસ હાલ સારો થતો જાય છે. અનેક વિષયોને લગતાં નવાં પુસ્તકો પ્રસિદ્ધ થતાં જાય છે. 'વિશ્વદર્શન'ની પ્રસિદ્ધિથી ગુજરાતી સાહિત્યમાં આ જાતના પુસ્તકની ખોટ પુરાય છે. આથી ઘણી સામાન્ય બાબતોનું જ્ઞાન ગુજરાતી સમાજને સહેલાઇથી મળી શકશે. આવા પ્રકારનાં પુસ્તકો અન્ય ભાષામાં ઘણાં હોય છે, અને તેમાં બહાર પાડેલી માહિતી વખતોવખત તાજી રાખવા તેની નવી આવૃત્તિઓ વારંવાર બહાર પડે છે. અન્ય દેશોના જનસમાજની આ બાબતમાં ઉત્સુકતાને લીધે જ આવાં સાહસો ફળીભૂત થઈ શકે છે. તે પ્રમાણે શ્રીયુત કામદારના આ સાહસને ગુજરાતી જનસમાજ વધાવી લે એવી જરૂર આશા રખાય. પુસ્તકના પ્રકાશન વિષેનો ઇતિહાસ શ્રીયુત કામદારે વર્ણવેલ છે તેનાથી હતાશ ન થતાં છેવટ આ પુસ્તક પોતે પ્રગટ કરાવી શક્યા તે માટે તેમને અભિનંદન આપું છું અને ઇચ્છું છું કે આ પુસ્તકની આવૃત્તિઓ કાઢવાનો તેમને પ્રસંગ આવે.

મુંબઈ યુનિવર્સિટી
તા. ૨૬–૯–૩૮

ચંદુલાલ નગીનદાસ વકીલ
યુનિવર્સિટી પ્રોફેસર ઑફ ઇકૉનોમિક્સ



## સત્કાર

આપણી માતૃભાષામાં આકરગ્રંથ વિભાગમાં ગણનીય સાંવત્સરિક કે અબ્દકોષ (ઇયરબુક) જ્યારે બિલકુલ નથી, ત્યારે આ પ્રકારનો પ્રયાસ સંગ્રાહક ને પ્રકાશક ઉભયનું એક માનનીય સાહસ ગણાય... ગ્રંથમાં જગત અને આપણા દેશ વિષે જેટલું અનશુદ્ધ રીતે આપેલું છે તે વારંવારના ઉપયોગ માટે કીંમતી છે અને સંગ્રાહકની વ્યાપક દૃષ્ટિ તથા દીર્ઘોદ્યોગના ફળરૂપ છે. —**માનસી**

'જ્ઞાનકોષો' કે 'જ્ઞાનચક્રો'ના આરંભાયેલ પ્રયાસો અધૂરા નીવડ્યા છે, એવે વખતે 'ઇયરબુક'ની શૈલીએ એકલા હિંદુસ્તાનની નહિ પણ જગતની વિવિધ જાણવા જેવી માહિતીઓનો આ સંચય ગુજરાતીમાં પ્રસિદ્ધ થયો છે તે બેશક આવકારપાત્ર તેમ જ ઉત્તેજનપાત્ર છે. આ જાતનું સાહિત્ય ધીરજપૂર્વક સંઘરવું ને તેને પ્રગટ કરવું એ બન્ને બાબત આપણી જનતાની અત્યારની વાચનરુચિ જોતાં નર્યું સાહસરૂપ જ લેખાય, છતાં એ સાહસ અમને ગમ્યું છે ને તે બદલ લેખક-પ્રકાશક બન્નેને અંતઃકરણપૂર્વક અભિનંદીએ છીએ......આવા ઉપયોગી આકરગ્રંથના પ્રકાશનને ઉત્તેજન આપવું એ સાહિત્યરસિક એકેએક શ્રીમંતની તેમ જ સાધનસંપન્ન સાર્વજનિક પુસ્તકાલયોની ફરજ જ ગણાવી જોઇએ. —**પુસ્તકાલય**

એનું વર્ણન કરવા કરતાં એનાં પાનાંઓ પર બારીક નજર નાખવાથી જ એનો બરાબર ખ્યાલ આવવા સાથે આ પુસ્તકની જરૂરિયાત પણ નજરે તરી આવે એવું આ પુસ્તક છે. —**નવચેતન**

અનેક ક્ષેત્રમાં જાણવા જેવી વસ્તુઓ સંબંધી ટુંકી મુદ્દાસર હકીકતો આપતો આ ગ્રંથ અંગ્રેજીમાં નવો નથી, પરંતુ ગુજરાતીમાં આ પહેલું જ સાહસ છે, અને તે ગુજરાતી વાંચતી આલમના હિત માટે ઉપાડવામાં આવ્યું છે...સંગ્રાહક-સંપાદકનો ઉત્સાહ તથા પરિશ્રમ વખાણને પાત્ર છે.

—**ગૂજરાત સાહિત્ય સભાની કાર્યવહી ૧૯૩૮-૩૯**

અંગ્રેજીમાં જેને Year Book કહે છે એ ધોરણે આ 'વિશ્વદર્શન' World Year Book જેવું એક ઉપયોગી પુસ્તક ગુજરાતી ભાષામાં પહેલી જ વાર પ્રગટ થાય છે...અંગ્રેજી ભાષા નહિ જાણનારા વર્ગ માટે તો આ પુસ્તકમાં ઘણું જાણવાનું ભર્યું છે. આટલી બધી માહિતી આપતું આવું પુસ્તક દરેકે દરેક માણસ માટે ક્ષણે ક્ષણે ઉપયોગી થાય તેવું તૈયાર થયું છે. ... પુસ્તકનું નામ '**વિશ્વદર્શન**' છે, એજ રીતે એમાં વિશ્વનું ખરેખરૂં દર્શન થાય છે. આપણા રાજા મહારાજાઓ, આપણા વ્યાપારીઓ અને જુદી જુદી બાબતમાં રસ લેતા લોકસમૂહે પણ આ પુસ્તકને જરૂર વસાવવું જોઇએ. —**શારદા**

Mr. Kamdar as well as the publishers deserve to be congratulated for bringing out this book in a language, which is not rich in such useful statistical and important work, as Prof. C. N. Vakil rightly points out in his Foreward. —**The Indian P. E. N.**

આપણા દેશમાં આવી Year Book અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ થતી હતી એટલે એનો બહોળો ફેલાવો થતો નહોતો, પણ હવે ગુજરાતી સમાજ માટે તે મુશ્કેલી દૂર થઇ છે એમ કહી શકાય.

'વિશ્વદર્શન'માં દરેક જાતની માહિતીનો સમાવેશ થાય છે. હિંદ વિષેનો એક પણ અગત્યનો વિષય ચર્ચાયા વગર રહી જતો નથી. વળી હિંદ ઉપરાંત બીજા દેશોની તેમ જ બીજા વિષયોની માહિતી આપવાનું લેખક ભૂલી ગયા નથી એ વાતની અનુક્રમણિકા જોતાં વાંચનારની ખાત્રી થાય છે. ટૂંકમાં સાધારણ માણસને જરૂરી સર્વે માહિતી ગુજરાતીમાં સમજી શકાય એવી સાદી રીતે રજૂ થઇ છે.

—ગૂજરાત સંશોધન મંડળનું ત્રિમાસિક.

આવા પ્રકારનું આ સર્વ પ્રથમ પુસ્તક છે...પુષ્કળ માહિતીથી ભરપૂર આ પુસ્તક તૈયાર કરવા માટે શ્રી. કામદારને અભિનંદન.

—શ્રીશક્તિ

ડિરેક્ટરી અથવા ઇયર બૂક જેવા પુસ્તકની આ બીજી આવૃત્તિ છે. પહેલી આવૃત્તિ કરતાં આમાં ઘણો વિકાસ થયો છે, જે એની પ્રગતિ અને ઉપયોગિતા માટે આશાજનક છે. શબ્દકોશ પેઠે આ પુસ્તક માર્ગદર્શન માટે મેજ ઉપર રાખવા જેવું છે. નવરાશની વેળાએ પાનાં ઉથલાવવાથી રસપ્રદ અને ઉપયુક્ત જ્ઞાન મળે છે, અને જરૂરને પ્રસંગે એ જોઇતી માહિતી કે સૂચન આપે છે. એમાં માત્ર કુતૂહલપોષક જ્ઞાન જ નથી, પણ ઉપયોગી થાય એવી ઘણી વિગત છે. આ પુસ્તક વિદ્યાર્થીઓને પણ શિક્ષણ દૃષ્ટિએ ઉપયોગી છે. આ પુસ્તકમાં ઉત્તમ બાબતો ઘણી છે...... ૫ મા વિભાગમાં હિંદની નામાંકિત વ્યક્તિઓનાં ટૂંકા ચારિત્રો સુંદર છે. આ પુસ્તકની ઉત્તરોત્તર આવૃત્તિ થઇ તે વધારે ને વધારે લોકોપયોગી નીવડો.

ગૂજરાત સાહિત્ય સભાની કાર્યવહી સને ૧૯૪૧-૪૨

---

# અનુક્રમણિકા

## વિભાગ બીજો

## વિભાગ ત્રીજો

## વિભાગ ચોથો

### રમતગમત-વિભાગ



## વિભાગ પાંચમો

# વર્ણાનુક્રમણી

## अ, आ



## इ, ई



## उ, ऊ, ऋ



## ए, आ, औ



## क

### ખ



### ગ



### ઘ



### ચ



### છ



### જ

**ફ**



**બ**



**ભ**



**મ**

### ય



### ર



### લ

### વ



### શ



### સ



### હ

# વિશ્વદર્શન

## વિભાગ પહેલો

### સૂર્યમાળા

**સૂ**ર્યમાળામાં સૂર્યની આસપાસ ફરતા ગ્રહમંડળનો સમાવેશ થાય છે. ગ્રહમંડળમાં ગ્રહો, ઉપગ્રહો, ક્ષણભર પ્રકાશીને અનંત આકાશમાં ડૂબી જતા અને પોતાની પાછળ થોડી વાર સુધી પ્રકાશિત ચીલો મૂકી જતા ખરતા તારા અને અસલના લોકોના મનમાં ભય ઉત્પન્ન કરનારા લાંબી લાંબી પૂછડીવાળા ધૂમકેતુ છે. બધા ગ્રહો સૂર્યની આસપાસ ઈંડાકૃતિ ગ્રહમાર્ગમાં એક જ દિશામાં ફરે છે, ત્યારે ધૂમકેતુ ગમે તે દિશામાં સૂર્યને કેન્દ્રિત કરીને ફરે છે. ધૂમકેતુ સિવાય બીજા ગ્રહોને સૂર્ય તરફથી તેજ તથા પ્રકાશ મળે છે. ધૂમકેતુનું તેજ મોટે ભાગે તેનું પોતાનું હોય છે.

**સૂર્ય**—સૂર્યમાળાનું કેન્દ્ર સૂર્ય છે. તેની આસપાસ ગ્રહો પોતાની કક્ષા (જે કલ્પિત માર્ગમાં ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે તે)માં ફરે છે. સૂર્યમાંથી જ ગ્રહોને પ્રકાશ તથા ગરમી મળે છે. ખગોળની દૃષ્ટિએ સૂર્ય સામાન્ય કદનો તથા સામાન્ય પ્રકાશવાળો એક તારો છે, તેની ઘટ્ટતા પાણીની ઘટ્ટતા કરતાં લગભગ ૧.૪ છે, પૃથ્વીથી સૂર્યનું સરેરાશ અંતર ૯૨,૯૦૦,૦૦૦* માઈલ છે અને તેનો વ્યાસ ૮૬૪,૧૦૦ માઇલ છે, સૂર્યની આસપાસનો પૃથ્વીનો ફરવાનો માર્ગ (કક્ષા) લંબગોળ હોવાથી, પૃથ્વી અને સૂર્ય વચ્ચેના અંતરમાં ફેરફાર થયા કરે છે, કોઈ વખત આપેલ આંકડાથી પૃથ્વી નજીક હોય છે તો કોઈ વખત તેથી દૂર હોય છે. કલાકે ૬૦ માઈલની ઝડપે ચાલતી આગગાડીને સૂર્યને પહોંચતા ૧૭૫ વર્ષ લાગે, કલાકે ૧૦૦ માઈલની ઝડપે ઊડતા વાયુયાનને સૂર્ય પાસે પહોંચતાં ૧૦૫ વર્ષ લાગે. દર સેકંડે ૧૮૬,૦૦૦ માઇલની ગતિવાળા પ્રકાશને—સૂર્યનું તેજ પૃથ્વીને પહોંચતાં—આઠ મિનિટથી સહેજ વધારે સમય (૪૯૮.૭ સેકંડ) લાગે છે. સૂર્યનો વિસ્તાર પૃથ્વીના વિસ્તાર કરતાં ૧,૩૦૦,૦૦૦ ગણો છે અને સૂર્યનું વજન ૨,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ટન છે ! સૂર્યની સપાટીનું સરેરાશ હવામાન ૧૨,૦૦૦ ડીગ્રી ફેરનહીટ ગણવામાં આવે છે.

સૂર્ય અસંખ્ય વર્ષોથી ગરમી તથા તેજ આપતો આવેલ છે અને હજુ અસંખ્ય વર્ષો સુધી આપશે તેમ માનવામાં આવે છે. જો મનુષ્ય સૂર્ય ઉપર ઊભો રહી શકે, તો ત્યાંના ભયંકર ગુરુત્વાકર્ષણને અંગે તેનું વજન બે ટન થઈને તેને ચગદી નાખે.

---

* આ તથા બીજા અંતર સંબંધી ખૂબ મતભેદ જોવામાં આવે છે. બ્રિટનના શાહી ખગોળવેત્તા ડૉ. સ્પેન્સર જોન્સની ગણતરી મુજબ આ અંતર ૯૩,૦૦૫,૦૦૦ માઇલનું છે. તે કહે છે કે આમાં વધારેમાં વધારે ૫,૦૦૦ માઇલનો ફેર હોઇ શકે. પણ બીજી કોઈ ગણતરી કરતાં આ દશગણું સાચું છે.

**ગ્રહો**–સૂર્યમાળામાં, સૂર્યની આસપાસ ફરતા આકાશી પદાર્થો ગ્રહો કહેવાય છે. પૃથ્વી સહિત અત્યારે નવ ગ્રહોની આપણને માહિતી છે. બુધ તથા શુક્ર, પૃથ્વી કરતાં સૂર્યની વધારે નજીક છે. સૂર્યથી વધારે દૂર ગ્રહો અનુક્રમે મંગળ, ગુરુ, શનિ, યુરેનસ (પ્રજાપતિ), નેપ્ચ્યુન (વરુણ) તથા પ્લૂટો છે. નવે ગ્રહો પોતાની ધરીની આસપાસ ફરે છે. (પૃથ્વી ચોવીસ કલાકમાં એક વખત ફરે છે) તેમને સૂર્યની આસપાસ ફરતાં જુદો જુદો વખત લાગે છે (પૃથ્વીને ૩૬૫¼ દિવસ લાગે છે). તેઓનું કદ પણ જુદું છે.

| નામ | સૂર્યથી અંતર (માઇલમાં) | પ્રદક્ષિણા કાળ | વ્યાસ (માઇલમાં) |
|---|---|---|---|
| બુધ | ૩૬,૦૦૦,૦૦૦ | ૮૮ દિવસ | ૩,૦૦૦ |
| શુક્ર | ૬૭,૩૦૦,૦૦૦ | ૨૨૪¾ દિવસ | ૭,૬૦૦ |
| પૃથ્વી | ૯૨,૯૦૦,૦૦૦ | ૩૬૫¼ દિવસ | ૭,૯૧૮ |
| મંગળ | ૧૪૧,૫૦૦,૦૦૦ | ૬૮૭ દિવસ | ૪,૨૦૦ |
| ગુરુ–બૃહસ્પતિ | ૪૮૩,૦૦૦,૦૦૦ | ૧૧.૮ વર્ષ | ૮૭,૦૦૦ |
| શનિ | ૮૮૬,૦૦૦,૦૦૦ | ૨૯.૫ વર્ષ | ૭૨,૦૦૦ |
| યુરેનસ (પ્રજાપતિ) | ૧,૭૮૨,૦૦૦,૦૦૦ | ૮૪ વર્ષ | ૩૧,૦૦૦ |
| નેપ્ચ્યુન (વરુણ) | ૨,૭૯૩,૦૦૦,૦૦૦ | ૧૬૪.૮ વર્ષ | ૩૩,૦૦૦ |
| પ્લૂટો | ૩,૬૭૦,૦૦૦,૦૦૦ | ૨૪૮ વર્ષ | ૪,૦૦૦ |

**પૃથ્વી**–જે પદાર્થની સૂર્યમાળા બની છે તે આખો પદાર્થ (એટલે સૂર્ય, પૃથ્વી, ગ્રહો, ઉપગ્રહો, ધૂમકેતુઓ વગેરે) એક બળતો અને પ્રકાશિત વાયુનો ગોળો હતો, અથવા તો તે નાના નાના ખરતા તારાનો એક પ્રચંડ સમૂહ હતો. આવા એકરૂપ નહિ થયેલા પદાર્થને નિહારિકા કહે છે. પૃથ્વી મૂળ નિહારિકામાંથી છૂટી પડી તેને લગભગ ૩૦ અબજ વર્ષ થયાં. પહેલાં તો તે અત્યંત ગરમ અને ઘણું કરીને વાયુરૂપ હતી. તે વખતે તે પોતાની ધરી ઉપર અતિ ઝડપથી ફરતી હતી. તેથી તેનો આકાર ગોળ થયો. તે પેટાળ ( વિષુવવૃત્ત ) આગળથી ફૂલી ગઈ, અને ધરીને બન્ને છેડે (બન્ને ધ્રુવ આગળ) ચપટી બની ગઈ. તે ઘન બનવા માંડયા પહેલાં તેનો એક કકડો તેનાથી છૂટો પડી ગયો અને તેની આસપાસ ફરવા માંડયો; આ કકડો તે ચંદ્ર.

પૃથ્વીનો મૂળ વ્યાસ ૫૫૦૦ માઇલ હોવાનું અનુમાન છે. પણ તે વખતે પૃથ્વીની આસપાસ ખરતા તારાઓ ઘણા હતા, તેમાંથી એક પછી એક એમ કેટલાકને પૃથ્વીએ પોતાની આકર્ષણશક્તિથી ખેંચીને પોતાની અંદર સમાવી દીધા, તેથી પૃથ્વીનો વ્યાસ ધીમે ધીમે વધીને ૮૧૦૦ માઇલ થયો. પછી પૃથ્વી ઠંડી થવા માંડી અને તેથી તે કદમાં નાની થવા માંડી. આમ પૃથ્વી સંકોચાવાથી હાલ તેનો વ્યાસ ૭,૯૧૮ માઇલ થયો છે.

સૂર્યમાળાના ગ્રહોમાં પૃથ્વીનું સ્થાન, સૂર્યના અંતરની દૃષ્ટિએ શુક્ર અને મંગળ વચ્ચે છે. તે અંતર ૯૨,૯૦૦,૦૦૦ માઇલ છે. સૂર્યના તેજને તે અંતર કાપતાં આઠ મિનિટથી સહેજ વધારે સમય લાગે છે.

પૃથ્વી સપાટ અને સરખી દેખાય છે, પણ ખરી રીતે તે દડા જેવી ગોળ છે. ધ્રુવ પાસે તે જરા ચપટી થયેલી છે. વિષુવવૃત્ત પાસેના વ્યાસ કરતાં ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવનો વ્યાસ લગભગ ૨૭ માઇલ ઓછો છે. પૃથ્વીને એક ઉપગ્રહ છે અને તે ચંદ્ર છે. પૃથ્વી પોતાની ધરી ઉપર ૨૪ કલાકમાં

એક વખત ફરે છે. સૂર્યની આસપાસ પૃથ્વીને ફરતાં લગભગ ૩૬૫¼ દિવસ લાગે છે અને તે ફરવાથી ઋતુઓ થાય છે.

પૃથ્વીનો વ્યાસ ૭૯૧૮ માઈલ છે, તેનો પરિઘ ૨૪,૯૦૦ માઈલ છે–તેનું બાહ્ય ક્ષેત્રફળ ૧૯૬,૯૫૦,૦૦૦ ચોરસ માઇલ છે, તેમાં ૧૩૯,૪૪૦,૦૦૦ ચોરસ માઇલ પાણી અને ૫૭,૫૧૦,૦૦૦ ચોરસ માઇલ જમીન છે. આ પૈકી ૩૩,૦૦૦,૦૦૦ ચો.મા. ફળદ્રુપ જમીન છે, ૧૯,૦૦૦,૦૦૦ ચો.મા. ઘાસના મેદાનો અને ૫,૦૦૦,૦૦૦ ચો. મા. રણો છે.

**જ્યુપીટર**–(ગુરુ–બૃહસ્પતિ) સૂર્યમાળાના બહારના ગ્રહોમાં સૌથી મોટો છે. તેનો પ્રકાશ સ્વચ્છ તથા સફેદ છે. શુક્રના તેજ પછી તેનું તેજ ગણાય છે. તે સૂર્યથી ૪૮૩,૦૦૦,૦૦૦ માઇલ છેટો છે. તેનો વ્યાસ લગભગ ૮૭,૦૦૦ માઈલનો–પૃથ્વીના વ્યાસ કરતાં અગિયારગણો–છે. તેને સૂર્યની આસપાસ ફરી રહેતાં લગભગ ૧૨ વર્ષ લાગે છે. તેને નવ ઉપગ્રહો છે.

**શુક્ર**–પૃથ્વી અને બુધની વચ્ચે તેની કક્ષા આવેલ છે. તેનો વ્યાસ ૭,૬૦૦ માઈલ છે. તેના વર્ષના ૨૨૪·૭ દિવસો છે અને સૂર્યથી તેનું અંતર ૬૭,૩૦૦,૦૦૦ માઇલનું છે. બધા ગ્રહોમાં શુક્રનું તેજ સૌથી વધારે છે.

**બુધ**–સૌથી નાનો ગ્રહ છે અને સૂર્યથી વધારેમાં વધારે નજીક છે. સૂર્યથી તેનું અંતર ૩૬,૦૦૦,૦૦૦ માઇલ છે. ૮૮ સૌર દિવસનું તેનું વર્ષ થાય છે. તેનો વ્યાસ ૩,૦૦૦ માઈલ છે.

**મંગળ**–તેનું સૂર્યથી અંતર ૧૪૧,૫૦૦,૦૦૦ માઇલનું છે. તેનો વ્યાસ ૪,૨૦૦ માઇલનો છે. તેનું વર્ષ ૬૮૭ સૌર દિવસોનું થાય છે. તેના દિવસના ૨૪ કલાક, ૩૭ મિનિટ, ૨૩ સેકન્ડ હોય છે. કેટલાકની એવી માન્યતા છે કે મંગળ પર વસ્તી છે, કેમકે ત્યાંના હવાપાણી કેટલેક અંશે પૃથ્વીના હવાપાણીને મળતાં આવતાં હોઇ ત્યાં જીવન ધારણ કરી શકાય તેમ છે.

**શનિ**—શનિનો વિષુવવૃત્ત પાસે વ્યાસ ૭૨,૦૦૦ માઇલનો છે. સૂર્યથી તેનું સરેરાશ અંતર ૮૮૬,૦૦૦,૦૦૦ માઇલ છે. તેની આસપાસના વર્તુલો માટે તે પ્રખ્યાત છે; શનિ સૂર્યની આસપાસ ૨૯½ વર્ષમાં એક વખત ફરી રહે છે.

**યુરેનસ** (પ્રજાપતિ)—૧૭૮૧ના માર્ચની ૧૩મી તારીખે સર વિલિયમ હર્શલે શોધી કાઢેલા ગ્રહો પૈકીનો આ એક ગ્રહ છે. નેપ્ચ્યુન તથા પ્લૂટોને બાદ કરતાં તે સૂર્યથી વધારેમાં વધારે દૂર છે. પોતાની કક્ષામાં ફરતાં તેને ૮૪ વર્ષો લાગે છે. તેનો વ્યાસ પૃથ્વીના વ્યાસ કરતાં લગભગ ચારગણો છે.

**નેપ્ચ્યુન**— સૂર્યથી તેનું અંતર ૨,૭૯૩,૦૦૦,૦૦૦ માઇલ છે. તેનું વર્ષ પૃથ્વીના ૧૬૫ વર્ષોની બરાબર થાય છે. તેનો વ્યાસ લગભગ ૩૩,૦૦૦ માઇલ છે અને તેની સરેરાશ ઘટ્ટતા ૧·૫૪ છે.

**પ્લૂટો**— સૂર્યમાળાનો એક ગ્રહ. ૧૯૩૦ના માર્ચની ૧૩મી તારીખે તેની શોધ થઇ. પ્રમાણમાં તે ઝાંખો છે. તેનો વ્યાસ લગભગ ૪,૦૦૦ માઇલ છે. તે સૂર્યથી ૩,૬૭૦,૦૦૦,૦૦૦ માઇલ દૂર છે. તેને પ્રદક્ષિણા કરતાં લગભગ ૨૪૮ વર્ષ લાગે છે. સૂર્યમંડળમાં તે સૌથી વધારે દૂરનો ગ્રહ છે.

## ધૂમકેતુ

ગ્રહો ઉપરાંત ધૂમકેતુઓ પણ સૂર્યની આસપાસ ફરે છે. તેમની કક્ષાઓ બહુ જ લંબગોળ હોય છે, અને ઘણાખરા ધૂમકેતુઓમાં એક તેજસ્વી બિંદુમાંથી નીકળતી લાંબી પૂછડી હોય છે, તેથી લોકો તેને પૂછડિયા તારા કહે છે. તેઓ છૂટા છૂટા અને નાના નાના ઘન અણુઓ (ઘનરૂપમાં રહેલા અત્યંત નાના

પદાર્થો)ના બનેલા છે, અને તેથી તેઓનો ઘણો ભાગ આછો અને પારદર્શક હોય છે. જ્યારે ધૂમકેતુ સૂર્યની પાસે આવે છે ત્યારે પેલા ઘન અણુઓ બહુ જ ગરમ થઇને પ્રકાશિત બને છે, જ્યારે ધૂમકેતુ સૂર્યથી દૂર જાય છે, ત્યારે તે અણુઓ ફરીને ઠંડા થઇને અદૃશ્ય બને છે. આથી જ ધૂમકેતુઓ થોડા વખત સુધી બહુ જ પ્રકાશિત દેખાય છે અને પછી અદૃશ્ય થઈ જાય છે.

## ઉપગ્રહો

જેમ સૂર્યના દેહમાંથી ગ્રહો ઉત્પન્ન થયા છે, તે જ પ્રમાણે ગ્રહોના દેહમાંથી ઉપગ્રહો ઉત્પન્ન થયા છે. ગ્રહો જેમ પોતાના જનક સૂર્યની આસપાસ ફરે છે તેમ ઉપગ્રહો પોતાના જનક ગ્રહની આસપાસ ફરે છે. બુધ અને શુક્ર સિવાય બાકીના બધા ગ્રહોને ઉપગ્રહો છે. કોઈને એક તો કોઈને વધારે. પૃથ્વીને એક ઉપગ્રહ–ચંદ્ર–છે. મંગળને બે, ગુરુને નવ, શનિને દશ, યુરેનસને ચાર, અને નેપ્ચ્યુનને એક ઉપગ્રહ છે; પણ આ બધા ઉપગ્રહો માત્ર દૂરબીનમાંથી દેખાય છે, નરી આંખે દેખાતા નથી.

**ચંદ્ર**—તે પૃથ્વીનો ઉપગ્રહ છે અને તે પૃથ્વીથી ૨૩૯,૦૦૦ માઈલ દૂર છે. આકાશી ગોળાઓનું એક બીજાની વચ્ચેનું અંતર કરોડો માઈલ હોય છે. એ વાત લક્ષમાં રાખતાં ચંદ્ર પૃથ્વીની છેક જ પાસે ગણાય. તેનો વ્યાસ ૨,૧૬૩ માઈલ છે. તેને પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં સરેરાશ ૨૭ દિ. ૭ ક. ૪૩ મિ. લાગે છે. ચંદ્રને પોતાનો પ્રકાશ નથી. સૂર્યનો પ્રકાશ તેના પર પડવાથી તે આપણને પ્રકાશિત દેખાય છે.

## તારાની સંખ્યા

પ્રખ્યાત ખગોળવેત્તાઓની એવી ગણતરી છે કે સામાન્ય મનુષ્ય દેખી શકે તેવાં તારાની સંખ્યા માત્ર ૭,૦૦૦ની છે. દૂરબીનથી દેખાઈ શકે તેવા તારાઓની સંખ્યા જે.ઇ.ગોરેની ગણતરી મુજબ ૭૦,૦૦,૦૦૦ની છે, પરંતુ પ્રો. ન્યુકોમ્બ અને યંગની ગણતરી પ્રમાણે ૧૦૦,૦૦૦,૦૦૦ની છે. તાજેતરની ગણતરી પ્રમાણે તે સંખ્યા ૧,૬૦૦,૦૦૦,૦૦૦ની ગણવામાં આવી છે. તારાઓનો મોટો ભાગ કદાચ આપણા સૂર્ય જેટલો મોટો છે, પરંતુ કેટલાક વીસગણા મોટા છે અને રાક્ષસી તારાઓનો વ્યાસ તો સૂર્ય કરતાં ૨૦૦ગણો છે.

## સૂર્ય સંબંધી જાણવાજોગ

| | |
|---|---|
| પૃથ્વી અને સૂર્ય વચ્ચેનું અંતર | ૯૨,૯૦૦,૦૦૦ માઈલ |
| સૂર્યનો વ્યાસ | ૮૬૪,૧૦૦ માઈલ |
| સૂર્યનો ભાર (પૃથ્વીનો ૧ ગણતાં) | ૩૩૩,૦૦૦ |
| સૂર્યની ઘટ્ટતા (પૃથ્વીની ૧ ગણતાં) | ૦·૨૫ |
| સૂર્યનું કદ (પૃથ્વીનું ૧ ગણતાં) | ૩૦૫,૦૦૦ |
| ગુરુત્વાકર્ષણ ( ,, ૧ ,, ) | ૨૭·૭ |
| ધરી ઉપર ફરી રહેતાં લાગતો સમય | ૨૫ દિ. ૭ ક. ૬ મિ. |
| ઉષ્ણતા | ૧૦,૦૦૦ ડિગ્રી ફેરનહીટ |

સૂર્યમાંથી નીકળતી કેટલીક જ્વાળાઓ ૨૮૬,૦૦૦ માઈલ સુધી વિસ્તરે છે.

સૂર્યનો પ્રકાશ ૧,૫૭૫ પછી ૧૮ મીંડાં ઉમેરીએ તેટલી મીણબત્તીઓના સામટા તેજ જેટલો છે.

## ચંદ્ર વિષે જાણવાજોગ

| | |
|---|---|
| ચંદ્રનો વ્યાસ | ૨,૧૬૩ માઇલ |
| ચંદ્રનો પરિઘ | ૬,૭૯૭ માઇલ |
| પૃથ્વીથી ચંદ્રનું અંતર | ૨૩૯,૦૦૦ માઇલ |
| પૃથ્વીથી ચંદ્રનું વધારેમાં વધારે અંતર | ૨૫૨,૯૭૦ માઇલ |
| પૃથ્વીથી ચંદ્રનું ઓછામાં ઓછું અંતર | ૨૨૧,૬૦૦ માઇલ |

પૂર્ણિમાનો પ્રકાશ સૂર્યના પ્રકાશનો $\frac{1}{૬૧૮૦૦૦}$મો ભાગ છે.

(આપણી પૃથ્વી પર ભર ઉનાળામાં ૧૦૫થી ૧૧૫ ડિગ્રી તાપ પડે છે. તે દષ્ટિએ ચંદ્રમા આપણને કેટલો તાપ લાગે તે તથા ૩૨ ડિગ્રી ફેરનહીટે પાણી ઠરીને બરફ થઈ જાય છે તે દષ્ટિએ ચંદ્ર કેટલો શીતળ છે તેની કલ્પના કરી જુઓ.)

ચંદ્ર ઉપરના ઊંચામાં ઊંચા પર્વત લિબનિઝની ઊંચાઈ ૨૪,૯૭૦ ફીટ છે. ચંદ્ર ઉપરની ઊંડામાં ઊંડી ખીણ થિયોફિલસ ૧૯,૦૦૦ ફીટ ઊંડી છે ને પૃથ્વી ઉપરનો એક રતલ ચંદ્ર ઉપર જતાં ફક્ત ૨$\frac{1}{2}$ ઔંસનો થઈ જાય છે.

ચંદ્રનું ગુરુત્વાકર્ષણ પૃથ્વીના ગુરુત્વાકર્ષણનું $\frac{1}{૪૦૫}$ જેટલું છે.

## ભૌગોલિક આંકડા અને હકીકતો

૧. સૂર્ય પૃથ્વીથી ૯૨૯,૦૦૦,૦૦૦ માઇલ દૂર છે.
૨. પૃથ્વીનો પરિઘ ૨૪,૯૦૦ માઇલનો છે.
૩. સૌથી મોટો ગ્રહ ગુરુ છે.
૪. પૃથ્વીની ઉત્તરથી દક્ષિણની મધ્યરેખા ૭,૯૦૦ માઇલ છે.
૫. મંગળનો ગ્રહ પૃથ્વીની સૌથી નજીક છે.
૬. પૃથ્વીની સપાટીનું ક્ષેત્રફળ ૧૯૭,૦૦૦,૦૦૦ ચોરસ માઇલ છે.
૭. ઉત્તર ગોળાર્ધમાં જૂન ૨૨ લાંબામાં લાંબો દિવસ છે.
૮. ૨૨મી ડિસેંબર ટૂંકામાં ટૂંકો દિવસ છે.
૯. પૃથ્વીની પૂર્વથી પશ્ચિમ મધ્યરેખા ૭,૯૨૬ માઇલ છે.
૧૦. સમુદ્રની સરેરાશ ગરમી ૩૯.૫° ફેરનહીટ છે.
૧૧. વિષુવરેખા નીચેના દેશોમાંથી પસાર થાય છે.

મલાઇ આર્કીપેલેગો ટાપુઓ, સુમાત્રા, બોર્નીઓ, સેલેબિસ, મોલુકાસ.
આફ્રિકા–ફ્રેંચ ઇક્વેટોરિયલ આફ્રિકા, બેલ્જિયન કોંગો, યુગન્ડા, કેન્યા.
દક્ષિણ અમેરિકા–ઇક્વાડોર, કોલંબિયા, બ્રાઝિલ.

## અક્ષાંશ–રેખાંશ

પૃથ્વીના ગોળાના નમૂના પર એકબીજાને સમાંતર પૂર્વ–પશ્ચિમ જે વર્તુલો દોરેલાં છે તેને **અક્ષાંશવૃત્ત** કહેવામાં આવે છે. ગોળાની બરાબર મધ્યમાં આવું જે વૃત્ત છે તેને **ભૂમધ્યરેખા** કે **વિષુવવૃત્ત** કહે છે. તેને સમાંતર ઉત્તર અને દક્ષિણ બંને બાજુએ એક એક અંશને અંતરે ૯૦ વર્તુલો હોય છે. એ બધાં અક્ષાંશવૃત્ત કહેવાય છે. ગોળાની મધ્યમાં રહેલ સૌથી મોટા અક્ષાંશવૃત્ત (વિષુવવૃત્ત)નો

નંબર ૦ શૂન્ય છે. તેની ઉત્તર તથા દક્ષિણ બન્ને તરફ ૧, ૨, એમ ૯૦ સુધી અક્ષાંશવૃત્તોના નંબર છે. આ પ્રમાણે ઉત્તર-દક્ષિણમાં મળી કુલ ૧૮૦ અક્ષાંશવૃત્ત છે. તે બધાંમાં સૌથી મોટું (૨૫ હજાર માઇલ) વિષુવવૃત્ત છે. તેનાથી જેમ ઉત્તર કે દક્ષિણ તરફ જઇએ તેમ તેમ અક્ષાંશવૃત્ત નાનાં નાનાં થતાં જાય છે અને ૯૦મા નંબરનું અક્ષાંશવૃત્ત તો સૌથી નાનું એક બિંદુરૂપ જ છે.

**રેખાંશવૃત્ત :** પૃથ્વીના ગોળા પર પૂર્વ-પશ્ચિમ જેમ વર્તુલો કલ્પેલાં છે તેમ એક ધ્રુવથી બીજા ધ્રુવ સુધી ઉત્તર-દક્ષિણ પણ વર્તુલો કલ્પેલાં છે. તેને **રેખાંશવૃત્ત** કહેવામાં આવે છે. તે બધાં અર્ધવર્તુલો છે અને એકસરખા માપનાં છે. આવાં અર્ધવર્તુલો પૂર્વ અને પશ્ચિમ તરફ મળી એકંદર ૩૬૦ છે. અસલ આપણા દેશના જોશીઓ રેખાંશની ગણતરી ઉજ્જનથી કરતા હતા, હાલ અંગ્રેજો ઇંગ્લંડમાં આવેલા ગ્રિનીચથી તથા ફ્રેન્ચ લોકો પેરીસથી કરે છે. ગ્રિનીચ પાસેથી પસાર થઇ જેના છેડા ઉત્તર અને દક્ષિણ ધ્રુવને મળેલા છે તે અર્ધવૃત્ત ૦ રેખાંશવૃત્ત કહેવાય છે. પૂર્વ અને પશ્ચિમ બન્ને બાજુએ એક એક અંશને અંતરે ૧૮૦ અર્ધવર્તુલો છે. ૧૮૦મા નંબરનું રેખાંશવૃત્ત એક જ છે, બે નથી. તેને પૂર્વરેખાંશવૃત્ત તેમજ પશ્ચિમરેખાંશવૃત્ત પણ કહેવાય છે. રેખાંશવૃત્તો પૃથ્વી પરનાં કોઈ પણ બે સ્થળના સમય વચ્ચેનો તફાવત જાણવામાં ખાસ કરીને ઉપયોગી છે.

## મનુષ્યની જાતિઓ

મનુષ્યજાતિ પાંચ મુખ્ય જાતિમાં વહેંચાયેલી છે. કોકેશિયન, મોંગોલિયન, નિગ્રો, મલઇ, અમેરિકન.

કોકેશિયન અથવા ઇંડો-યુરોપિયન જાતિ શ્વેત છે. તેમાં યુરોપના રહેવાસીઓ, પર્શિયન લોકો, યાહૂદીઓ, આરબો, હિંદીઓ, અફઘાનો તથા ઉત્તર આફ્રિકાના લોકોનો સમાવેશ થાય છે. અમેરિકા, દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા વગેરેમાંના યુરોપિયનના વંશજોનો પણ આમાં સમાવેશ થાય છે.

મોંગોલિયન જાતિ પીળી છે. તેમાં ચીનાઓ, જાપાનના લોકો, સિયામના લોકો, બર્મનો, તિબેટના તથા કોરિયાના લોકોનો સમાવેશ થાય છે. તેમાં લેપ્લેન્ડના લોકો, ફીનલોકો, હંગરીના મગ્યાર લોકો, તાર્તર, તુર્ક અને ઘણા રશિયનો પણ આવી જાય છે. નિગ્રો જાતિ ઘઉંવર્ણી છે. તેમાં સહરાના રણની દક્ષિણના આફ્રિકાના રહેવાસીઓ, ઑસ્ટ્રેલિયા, તાસ્માનિયાના રહેવાસીઓ તથા મલાઈ ટાપુના કેટલાક રહેવાસીઓનો સમાવેશ થાય છે. અમેરિકાના મૂળ રહેવાસીઓ અમેરિકન ઇન્ડિયનો (રાતા) છે.

| જાતિ | દેશ | વસ્તી સંખ્યા |
|---|---|---|
| મોંગોલિયન | એશિયા | ૬૮૦,૦૦૦,૦૦૦ |
| કોકેશિયન | યુરોપ અને એશિયા | ૭૨૫,૦૦૦,૦૦૦ |
| નિગ્રો | ઉત્તર આફ્રિકા | ૧૦૦,૦૦૦,૦૦૦ |
| સેમેટિક | ઉત્તર અમેરિકા | ૧૦૦,૦૦૦,૦૦૦ |
| મલાયી લોકો | ઓશિયાનિયા વગેરે | ૧૦૪,૫૦૦,૦૦૦ |
| રેડ ઇન્ડિયન્સ વગેરે | અમેરિકા | ૩૦,૦૦૦,૦૦૦ |

## જગતનાં અતિ ઉષ્ણ તથા શીતળ સ્થાનો

ઉત્તર સાઇબીરિયામાં આવેલા વેર્હોયાંસ્ક શહેરમાં આખા જગતમાં સૌથી વધારે ઠંડી પડે છે. ત્યાં ઓછામાં ઓછું હવામાન શૂન્ય ડિગ્રી (ફેરનહીટ)થી ૯૦ ડિગ્રી ઓછું હોય છે. વધારેમાં વધારે ગરમી ઉત્તર ટ્યુનિસમાં આવેલ અઝીશિયા ગામમાં પડે છે. ત્યાં પારો શૂન્ય ડિગ્રી કરતાં ૧૩૬.૪ ડિગ્રી વધારે હોય છે.

# પૃથ્વીના વિભાગો

પૃથ્વીનું બાહ્ય ક્ષેત્રફળ ૧૯૬,૯૫૦,૦૦૦ ચોરસ માઈલ હોવાનો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે. તેમાં ૧૩૯,૪૪૦,૦૦૦ ચોરસ માઇલ પાણી છે અને ૫૭,૫૧૦,૦૦૦ ચોરસ માઈલ જમીન છે. ખંડોનું ક્ષેત્રફળ લગભગ આ મુજબ છેઃ આફ્રિકા ૧૧,૫૦૦,૦૦૦ ચોરસ માઇલ, ઉત્તર અમેરિકા ૮,૦૦૦,૦૦૦ ચોરસ માઇલ, દક્ષિણ અમેરિકા ૬,૮૦૦,૦૦૦ ચોરસ માઈલ, એશિયા ૧૭,૦૦૦,૦૦૦ ચોરસ માઇલ, યુરોપ ૩,૭૫૦,૦૦૦ ચોરસ માઇલ, ઓશિયાનિયા ૪,૦૦૦,૦૦૦ ચોરસ માઇલ, ધ્રુવપ્રદેશો ૬,૨૦૫,૦૦૦ ચોરસ માઇલ.

છેલ્લી ગણતરી મુજબ પૃથ્વીની ફળદ્રુપ જમીનનો પ્રદેશ ૩૩,૦૦૦,૦૦૦ ચોરસ માઇલનો ગણવામાં આવ્યો છે. લીલોતરીહીન પ્રદેશ ૧૯,૦૦૦,૦૦૦ ચોરસ માઇલનો તથા રણનો પ્રદેશ ૫,૦૦૦,૦૦૦ ચોરસ માઇલનો છે.

સૌથી મોટો ખંડ એશિયા પૂર્વથી પશ્ચિમ ૬,૦૦૦ માઇલ છે અને ઉત્તરથી દક્ષિણ ૫૩૦૦ માઇલથી વધારે છે. આફ્રિકા ઉત્તરથી દક્ષિણ ૫૦૦૦ માઈલ છે. યુરોપ ઉત્તરથી દક્ષિણ ૨,૪૦૦ માઈલ અને પૂર્વથી પશ્ચિમ ૩,૩૦૦ માઈલ છે. દક્ષિણ અમેરિકા ઉત્તરથી દક્ષિણ ૪,૬૦૦ માઇલ અને પૂર્વથી પશ્ચિમ ૩,૨૦૦ માઈલ છે. ઉત્તર અમેરિકા ઉત્તરથી દક્ષિણ ૪,૯૦૦ માઇલ અને પૂર્વથી પશ્ચિમ ૪,૦૦૦ માઈલથી વધારે છે.

જમીનની સપાટી પર નદી અને તળાવો લગભગ ૧,૦૦૦,૦૦૦ ચોરસ માઇલમાં છે અને દરિયામાં ટાપુઓ ૧,૯૧૦,૦૦૦ ચોરસ માઇલમાં છે. પૃથ્વીનો વિષુવવૃત્તનો પરિઘ ૨૪,૯૦૨ માઈલનો છે. મધ્યાહ્નરેખાનો પરિઘ ૨૪,૮૬૦ માઈલનો છે.

વિષુવવૃત્ત પર રેખાંશના એક અંશની લંબાઈ ૬૯.૨ માઈલની છે. રેખાંશનો દરેક અંશ ચાર મિનિટ દર્શાવે છે. રેખાંશની લીટીઓને મધ્યાહ્નરેખા કહેવામાં આવે છે.

પૃથ્વીનું વજન છ મહાપદ્મ, ૫૯૨ નિખર્વ ટનનું ગણવામાં આવેલું છે. તેમાં વાતાવરણના વજનનો સમાવેશ થતો નથી. તેનું વજન પાંચ ખર્વ ટનથી વધારે છે.

પૃથ્વીની મધ્યરેખા વિષુવવૃત્ત પાસે ૭,૯૨૬,૬૭૭ માઈલ છે. ધ્રુવ પાસે ૭,૮૯૯,૮૯૯ માઇલ છે.

આ બે મધ્યરેખા વચ્ચેનો તફાવત ૨૬,૬૮૯ માઇલ છે. આ રીતે ધ્રુવ પાસે પૃથ્વીનું સપાટ હોવાનું પ્રમાણ ૨૯૭નો ૧ ભાગ છે.

દરિયાની સપાટી કરતાં પૃથ્વીની સરેરાશ ઊંચાઈ લગભગ ૨,૮૦૦ ફીટ છે. દરિયાની સપાટી કરતાં દરિયાની સરેરાશ ઊંડાઈ ૧૨,૫૦૦ ફીટ છે. દરિયામાં ઊંડામાં ઊંડી જગ્યા અત્યાર સુધીની શોધખોળ પ્રમાણે ફીલિપાઈન અને જાપાન વચ્ચે મિન્ડિનાવમાં છે, ત્યાં ૩૫,૪૦૦ ફીટ દરિયો ઊંડો છે.

આટલાંટિક મહાસાગરમાં ઊંડામાં ઊંડી જગ્યા પુર્ટોરિકો ૨૭,૯૭૧ ફીટ, હિંદીમહાસાગરમાં ૨૨,૯૬૮ ફીટ, આર્ટિકસમુદ્રમાં ૧૩,૨૦૦ ફીટ, મલઇસમુદ્રમાં ૨૧,૩૪૨ ફીટ, કેરિબિયન સમુદ્રમાં ૨૦,૫૬૮ ફીટ, ભૂમધ્યમાં ૧૨,૨૭૬ ફીટ તથા બહેરિંગમાં ૧૩,૪૨૨ ફીટ છે.

ઊંચામાં ઊંચો પર્વત હિમાલયનું 'માઉન્ટ એવરેસ્ટ' શિખર છે. તેની ઊંચાઈ ૨૯,૧૪૧ ફીટ છે.

દરિયાનું તળિયું અને જમીનના ઊંચા ભાગ વચ્ચે આ રીતે ૬૩,૫૯૧ ફીટનો અથવા તો ૧૧$\frac{૧}{૨}$ માઈલથી વધારેનો તફાવત છે.

# જગતની વસ્તીના આંકડા

## (રાષ્ટ્રસંઘની ઇયરબૂક ૧૯૩૯–૪૦)

| | | | |
|---|---|---|---|
| એશિયા[1] | ૧,૧૩૪,૫૦૦,૦૦૦ | ઉત્તર અમેરિકા[3] | ૧૮૨,૮૧૦,૦૦૦ |
| યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ સોવિયેટ રશિયા[2] | ૧૭૦,૦૦૦,૦૦૦ | દક્ષિણ અમેરિકા | ૯૧,૩૦૦,૦૦૦ |
| આફ્રિકા | ૧૫૫,૫૦૦,૦૦૦ | ઓશિયાનિયા | ૧૦,૬૭૦,૦૦૦ |
| યુરોપ | ૪૦૦,૧૦૦,૦૦૦ | કુલ | ૨,૧૪૫,૨૦૦,૦૦૦ |

### આફ્રિકા

| | | | |
|---|---|---|---|
| એબિસીનિયા | ૫,૫૦૦,૦૦૦ | બેલ્જિયન કોંગો | ૧૦,૦૦૦,૦૦૦ |
| અલ્જીરિયા | ૭,૦૦૦,૦૦૦ | લિબેરિયા | ૨,૦૦૦,૦૦૦ |
| બીજાં બ્રિટિશ સંસ્થાનો | ૩૬,૯૭૪,૫૩૫ | મોરોક્કો | ૫૦,૦૦૦,૦૦૦ |
| ઇજિપ્ત | ૧૫,૨૮૧,૦૦૦ | પોર્ટુગીઝ આફ્રિકા | ૭,૦૫૬,૦૦૦ |
| ફ્રેંચ આફ્રિકા | ૫૬,૮૨૧,૦૦૦ | યુનિયન ઑફ સાઉથ આફ્રિકા | ૮,૪૮૮,૦૦૦ |
| ઇટાલિયન આફ્રિકા | ૨,૪૫૬,૨૫૪ | | |

### એશિયા

| | | | |
|---|---|---|---|
| અફઘાનિસ્તાન | ૬,૩૮૦,૦૦૦ | કોરિયા અને ફોર્મોસા | ૨૬,૦૦૦,૦૦૦ |
| અરબસ્તાન | ૧૦,૦૦૦,૦૦૦ | જાપાનના મુલક | ૧,૭૨૫,૦૦૦ |
| ભૂતાન | ૨૫૦,૦૦૦ | મંચુકુઓ | ૩૪,૨૪૪,૯૦૮ |
| બીજાં બ્રિટિશ સંસ્થાનો | ૧૧,૪૬૯,૦૦૦ | નેપાળ | ૫,૬૦૦,૦૦૦ |
| ચીન | ૪૫૮,૮૧૫,૨૮૯ | પેલેસ્ટાઇન | ૧,૧૦૦,૦૦૦ |
| ફ્રેન્ચ સંસ્થાનો | ૨૪,૪૬૭,૬૧૪ | પોર્ટુગીઝ એશિયા | ૧,૧૮૯,૦૦૦ |
| બ્રિટિશ હિંદ | ૩૫૩,૮૩૭,૭૭૮ | રશિયા (એશિયાનો મુલક) | ૫૪,૦૦૦,૦૦૦ |
| ઇરાક | ૩,૦૦૦,૦૦૦ | સિયામ | ૧૨,૩૫૫,૦૦૦ |
| ઇરાન | ૧૫,૦૫૫,૧૧૫ | તિબેટ, મોંગોલિયા | ૩,૦૦૦,૦૦૦ |
| જાપાન | ૯૭,૬૯૪,૬૨૮ | એશિયાઈ તુર્કસ્તાન | ૧૨,૦૦૦,૦૦૦ |

### યુરોપ

| | | | |
|---|---|---|---|
| આલ્બેનિયા | ૧,૦૦૦,૦૦૦ | ડાન્ઝિંગ | ૪૦૭,૫૧૭ |
| ઑસ્ટ્રિયા | ૬,૭૫૯,૦૬૨ | ડેન્માર્ક | ૩,૫૬૦,૦૦૦ |
| બેલ્જિયમ | ૮,૨૪૭,૯૫૦ | ઇંગ્લાંડ | ૩૭,૭૯૪,૦૦૩ |
| બલ્ગેરિયા | ૬,૦૯૦,૨૧૫ | એસ્ટોનિયા | ૧,૧૨૬,૩૮૩ |
| ઝેકોસ્લોવેકિયા | ૧૪,૭૩૦,૦૦૦ | ફિનલેન્ડ | ૩,૬૪૦,૦૦૦ |

૧ યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ સોવિયેટ રશિયાને બાદ કરતાં ૨ યુરોપ અને એશિયામાં ૩ મેકસિકો તથા કેરીબિયન સહિત

| | |
|---|---|
| ફ્રાન્સ | ૪૧,૮૮૪,૯૨૬ |
| જર્મની | ૬૫,૮૦૬,૧૮૦ |
| જિબ્રાલ્ટર, માલ્ટા, ગોઝો | ૨૬૭,૦૦૦ |
| ગ્રીસ | ૬,૬૨૦,૦૦૦ |
| હંગરી | ૮,૭૮૩,૯૧૮ |
| આઇસલેન્ડ | ૧૦૦,૦૦૦ |
| આઇરિશ ફ્રી સ્ટેટ | ૩,૦૦૦,૦૦૦ |
| ઇટલી | ૪૨,૪૨૫,૦૦૦ |
| લેટવિયા | ૧,૯૩૯,૦૦૦ |
| લિસ્ટેનસ્ટીન | ૧૦,૩૦૩ |
| લિથુઆનિયા | ૨,૪૫૧,૧૦૩ |
| લકઝેમ્બર્ગ | ૨૯૯,૯૯૩ |
| મોનેકો | ૨૨,૯૯૪ |
| નેધર્લૅન્ડ | ૮,૨૯૦,૩૮૯ |
| ઉત્તર આયર્લૅન્ડ | ૧,૨૫૧,૦૦૦ |
| નોર્વે | ૨,૮૪૫,૦૦૦ |
| પોલંડ | ૩૩,૨૨૧,૦૦૦ |
| પોર્ટુગલ | ૬,૮૨૫,૮૮૩ |
| રૂમાનિયા | ૧૮,૭૯૧,૬૪૫ |
| સાનમારિનો | ૧૩,૯૯૦ |
| સ્કૉટલૅંડ | ૪,૮૪૨,૯૮૦ |
| સ્પેન | ૨૮,૭૧૯,૧૦૭ |
| સ્વિટ્ઝર્લૅન્ડ | ૪,૧૨૫,૦૦૦ |
| તુર્કસ્તાન | ૧૭,૫૦૦,૦૦૦ |
| સોવિયેટ રશિયા | ૧૬૮,૦૦૦,૦૦૦ |
| વેલ્સ | ૨,૧૫૮,૧૯૩ |
| યુગોસ્લેવિયા | ૧૪,૨૮૦,૦૦૦ |

## ઉત્તર અમેરિકા

| | |
|---|---|
| અલાસ્કા | ૫૯,૨૭૩ |
| બર્મ્યુડાઝ | ૨૭,૭૮૯ |
| કેનેડા | ૧૦,૬૮૧,૦૦૦ |
| કોસ્ટારિકા | ૫૧૬,૦૦૦ |
| ક્યુબા | ૩,૭૦૦,૦૦૦ |
| ક્યુરા કોઆ | ૭૬,૨૯૯ |
| ડોમીનિકન રિપબ્લિક | ૧૪,૭૮,૦૦૦ |
| ફ્રેંચ ટાપુઓ | ૫૦૫,૬૮૬ |
| ગ્રીનલેન્ડ | ૧૬,૬૩૦ |
| ગ્વાટેમાલા | ૨,૨૪૫,૬૯૩ |
| હાઇટી | ૨,૭૦૦,૦૦૦ |
| હાંડુરાસ | ૭૭૫,૦૫૦ |
| હાંડુરાસ (બ્રિટિશ) | ૫૨,૯૪૫ |
| જમૈકા | ૧,૦૯૦,૦૦૦ |
| મેક્સિકો | ૧૭,૧૮૪,૦૦૦ |
| ન્યુફાઉન્ડલેન્ડ | ૨૮૨,૦૦૦ |
| નિકારાગુઆ | ૭૫૦,૦૦૦ |
| પનામા | ૪૪૨,૦૦૦ |
| પનામા નહેરનો પ્રદેશ | ૩૦,૯૯૦ |
| પોર્ટોરિકો | ૧,૬૧૦,૦૦૦ |
| સાલ્વાડોર | ૧,૫૨૨,૧૮૬ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૧૨૬,૫૬૪,૦૦૦ |
| યુનાઇટેડ સ્ટેટ્સના વર્જીન ટાપુઓ | ૨૨,૦૧૨ |
| વેસ્ટ ઇન્ડિઝ (બ્રિટિશ) | ૨,૦૪૩,૭૮૬ |

## ઓશિયાનિયા

| | |
|---|---|
| ઑસ્ટ્રેલિયા | ૬,૬૬૮,૧૯૫ |
| ડચ ઇસ્ટ ઇન્ડિઝ | ૬૦,૭૩૧,૦૨૫ |
| ફીજી ટાપુઓ | ૧૯૩,૨૩૮ |
| ગુઆમ | ૧૯,૮૦૦ |
| હવાઇ | ૩૭૮,૯૪૮ |
| ન્યુ કેલેડોનિયા અને ટાહિટી | ૯૩,૦૬૫ |
| ન્યુગીની | ૪૦૬,૩૪૪ |
| પાસિફીક ટાપુઓ (બ્રિટિશ) | ૫૪૪,૦૦૦ |
| ફિલિપાઇન ટાપુઓ | ૧૨,૫૯૦,૩૬૯ |
| સમાઉ ટાપુઓ (બ્રિટિશ) | ૪૭,૮૨૦ |
| સમાઉ ટાપુઓ (યુનાઇટેડ સ્ટેટ્સ) | ૧૦,૦૫૫ |

## દક્ષિણ અમેરિકા

| | | | |
|---|---|---|---|
| આર્જેન્ટિના | ૧૨,૦૫૫,૪૬૯ | ડચ ગિયાના | ૨૨૭,૬૫૭ |
| બોલીવિયા | ૩,૦૦૦,૦૦૦ | ફ્રેન્ચ ગિયાના | ૩૩,૦૦૦ |
| બ્રાઝિલ | ૪૫,૦૦૦,૦૦૦ | પારાગ્વે | ૮૦૦,૦૦૦ |
| ચીલી | ૪,૪૩૩,૦૦૦ | પેરૂ | ૪,૫૦૦,૦૦૦ |
| કોલંબિયા | ૯,૦૧૬,૦૦૦ | ટ્રિનિદાદ | ૪૧૨,૭૮૩ |
| ઇકવાડોર | ૨,૬૦૦,૧૧૬ | ઉરુગ્વે | ૧,૯૭૫,૦૦૦ |
| બ્રિટિશ ગિયાના | ૩૧૮,૦૦૦ | વેનેઝુએલા | ૩,૦૨૭,૦૦૦ |

## જગતનાં કેટલાંક મુખ્ય શહેરોની વસ્તી

| | | | |
|---|---|---|---|
| એલેકઝાન્ડ્રિયા | ૬૮૨,૦૦૦ | ડેટ્રોઇટ | ૧,૫૬૮,૬૬૨ |
| આમસ્ટર્ડામ | ૭૯૩,૫૦૦ | ડબ્લિન | ૪૬૭,૬૯૧ |
| એન્ટવર્પ | ૭૭૫,૦૦૦ | એડિનબર્ગ | ૪૩૮,૯૯૮ |
| બાકુ | ૮૦૯,૩૪૭ | જીનોઆ | ૬૨૫,૦૦૦ |
| બાંકોક | ૫૫૦,૦૦૦ | ગોર્કી | ૬૪૪,૧૧૬ |
| બાર્સિલોના | ૧,૧૫૦,૦૦૦ | ઇસેન | ૬૫૫,૦૦૦ |
| બાટેવિયા | ૪૩૭,૦૦૦ | ગ્લાસ્ગો | ૧,૧૨૪,૦૦૦ |
| બેલ્ફાસ્ટ | ૪૩૮,૧૧૨ | હેગ | ૪૮૨,૩૯૭ |
| બર્લિન | ૪,૨૫૦,૦૦૦ | હામ્બર્ગ | ૧૬૭૮,૦૦૦ |
| બર્મિંગહામ | ૧,૦૨૯,૭૦૦ | હેંકાવ | ૭૭૮,૦૦૦ |
| મુંબઈ | ૧,૪૮૬,૯૭૧ | ઇસ્તંબુલ | ૭૪૧,૦૦૦ |
| બોસ્ટન | ૭૮૧,૧૮૮ | કોબે | ૯૧૨,૦૦૦ |
| બ્રેસ્લો | ૬૨૫,૦૦૦ | કયોટો | ૧,૦૦૦,૦૦૦ |
| બ્રસેલ્સ | ૧,૩૦૦,૦૦૦ | કીફ (યુક્રેન) | ૭૪૭,૦૦૦ |
| બ્યુડાપેસ્ટ | ૧,૦૬૧,૦૦૦ | લિપ્ઝીગ | ૭૧૪,૦૦૦ |
| બ્યુએનોસ એર્સ | ૨,૩૧૮,૦૦૦ | લોસ એન્જિલીસ | ૧,૪૭૬,૭૯૨ |
| કેરો | ૧,૩૦૭,૦૦૦ | લેનિનગ્રેડ | ૩,૧૯૧,૩૦૦ |
| કલકત્તા | ૨,૧૨૦,૦૦૦ | લિવરપુલ | ૮૫૫,૫૩૯ |
| કેન્ટોન | ૧,૨૨૩,૦૦૦ | લિસ્બન | ૭૦૫,૦૦૦ |
| ચિકાગો | ૩,૩૮૪,૫૫૨ | લંડન | ૮,૨૦૩,૯૪૨ |
| કોલોન | ૭૫૭,૦૦૦ | માડ્રિડ | ૧,૦૦૦,૦૦૦ |
| કોલંબો | ૨૮૪,૧૫૫ | માંચેસ્ટર | ૭૬૬,૩૩૩ |
| કોપનહેગન | ૮૪૩,૦૦૦ | મેક્સિકો | ૯૭૦,૦૦૦ |
| ચુંગકિંગ | ૬૩૫,૦૦૦ | મિલાન | ૧,૧૨૦,૦૦૦ |
| ડ્રેસ્ડન | ૬૪૨,૧૦૦ | મોન્ટ્રિયલ | ૧,૦૦૦,૦૦૦ |
| દિલ્લી | ૪૪૭,૪૪૨ | મોસ્કો | ૪,૧૩૭,૦૧૮ |

| | |
|---|---|
| મ્યુનિચ | ૭૩૫,૦૦૦ |
| મેલ્બોર્ન | ૧,૦૦૦,૦૦૦ |
| માર્સેલ્સ | ૯૧૪,૦૦૦ |
| મદ્રાસ | ૬૪૭,૨૩૦ |
| મુકડેન | ૮૩૫,૦૦૦ |
| ન્યુયૉર્ક | ૧,૬૯૦,૫૨૦ |
| નાગોયા | ૧,૦૦૦,૦૦૦ |
| નાન્કિંગ | ૧,૦૦૦,૦૦૦ |
| નેપલ્સ | ૮૬૧,૦૦૦ |
| ઓડેસ્સા | ૫૩૪,૦૦૦ |
| ઓસાકા | ૩,૦૦૦,૦૦૦ |
| ફિલાડેલ્ફિયા | ૧,૯૩૫,૦૮૬ |
| પારીસ | ૨,૭૯૩,૦૦૦ |
| પ્રેગ | ૯૬૨,૦૦૦ |
| પીપિંગ | ૧,૫૬૦,૦૦૦ |
| રિઓ ડજા નેરો | ૧,૭૦૦,૦૦૦ |
| રોમ | ૧,૨૦૦,૦૦૦ |
| સાનફ્રાન્સિસ્કો | ૬૩૪,૩૯૪ |
| સેન્ટિયાગો | ૭૦૦,૦૦૦ |
| સાઓ પોલો (બ્રાઝિલ) | ૧,૧૫૦,૦૦૦ |
| શાંગહાઈ | ૩,૪૧૮,૦૦૦ |
| સિંગાપોર | ૫૦૦,૦૦૦ |
| સ્ટૉકહોમ | ૫૩૩,૦૦૦ |
| સિડની | ૧,૨૫૧,૦૦૦ |
| તેહરાન | ૩૬૦,૦૦૦ |
| ટિન્સ્ટીન | ૧,૨૯૨,૦૦૦ |
| ટોકિયો | ૬,૮૩૦,૫૨૩ |
| ટોરન્ટો | ૬૫૩,૦૦૦ |
| ટ્યુરિન | ૬૨૯,૧૧૫ |
| વાલ્પારૈસો | ૨૬૩,૨૨૮ |
| વાનકુંવર | ૩૦૮,૩૪૦ |
| વિયેના | ૧,૯૨૪,૨૬૯ |
| વાર્સો | ૧,૨૬૧,૦૦૦ |
| યોકોહામા | ૭૦૪,૦૦૦ |
| વૉશિંગ્ટન | ૬૬૩,૧૫૩ |

## જ્વલંત જ્વાળામુખી પર્વતો

| | | ફીટ |
|---|---|---|
| કોટોપાક્ષી | ઇક્વાડોર | ૧૯,૪૮૮ |
| સાન પેલરોય પેબ્લો | બોલિવિયા | ૧૯,૪૨૩ |
| સેંગે | ઈક્વાડોર | ૧૭,૪૬૪ |
| ઇરેબસ | એન્ટાર્કિટક | ૧૩,૩૦૦ |
| મોના લોઆ | હવાઈ | ૧૨,૬૭૫ |
| ફ્યુજી | જાપાન | ૧૨,૦૪૪ |
| સેમારુ | જાવા | ૧૧,૨૫૦ |
| એટના | સિસિલી | ૧૦,૭૪૦ |
| હુઆલાલાઇ | હવાઇ | ૮,૨૭૫ |
| સ્ફીડર જોકલ | આઇસલેન્ડ | ૬,૯૫૨ |
| એલ સાલ્વાડોર | સાલ્વાડોર | ૬,૭૫૯ |
| હેકલા | આઇસલેન્ડ | ૫,૧૧૦ |
| વિસુવિયસ | ઇટલી | ૪,૭૦૦ |
| સ્ટ્રમ્બોલી | લિપારી ટાપુઓ | ૩,૦૨૨ |
| ક્રેકેટોઆ | મલાયા | ૨,૮૧૭ |

## પ્રખ્યાત ધરતીકંપો

| | ઇ. સ. | મનુષ્યહાનિ |
|---|---|---|
| પોમ્પી | ૭૯ | |
| લિસ્બન | ૧૫૩૧ | |
| લિસ્બન | ૧૭૫૫ | ૪૦,૦૦૦ |
| નિયેપોલિટન | ૧૮૫૭ | ૧૦,૦૦૦ |
| ક્રેકેટોઆ | ૧૮૮૩ | ૩૫,૦૦૦ |
| માર્ટિનિક | ૧૯૦૨ | ૩૫,૦૦૦ |
| સાન ફ્રાન્સિસ્કો | ૧૯૦૬ | |
| મેસિના | ૧૯૦૮ | ૯૬,૦૦૦ |
| મધ્ય ઇટલી | ૧૯૧૫ | ૨૯,૯૭૮ |
| કાન્સુ (ચીન) | ૧૯૨૦ | ૧૦૦,૦૦૦ |
| જાપાન (ટોકિયો તથા યોકોહામા) | ૧૯૨૩ | ૨૦૦,૦૦૦ |
| નેપિયર (ન્યુઝીલેન્ડ) | ૧૯૩૧ | |
| કેલિફોર્નિયા (લોંગબીચ) | ૧૯૩૩ | |
| બિહાર | ૧૯૩૪ | |
| ફોર્મોસા | ૧૯૩૫ | |
| ક્વેટા | ૧૯૩૫ | |
| એનેટોલિયા (તુર્કસ્તાન) | ૧૯૩૯ | ૩૦,૦૦૦ |
| ચીલી | ૧૯૩૯ | |
| રૂમાનિયા | ૧૯૪૦ | |

## પર્વતો

### એશિયા

| હિમાલય | ફીટ | | |
|---|---|---|---|
| માઉન્ટ એવરેસ્ટ | ૨૯, ૧૪૧ | ગૌરીશંકર | ૨૩,૪૪૦ |
| કે૨ | ૨૮, ૨૫૦ | કૈલાસ | ૨૨,૦૨૮ |
| કાંચનજંઘા | ૨૮, ૧૪૬ | કારાકોરમ (ગોડવિન ઓસ્ટેન) | ૨૮,૨૫૦ |
| મકાલુ | ૨૭, ૭૯૦ | ટિયાન શાન (ખાન તેંગ્રી) | ૨૪,૦૦૦ |
| ધવલગિરિ | ૨૬, ૭૯૫ | કવેન્લુન | ૨૨,૩૮૦ |
| નંગપર્વત | ૨૬, ૬૨૦ | હિંદુકુશ | ૧૮,૮૭૦ |
| નંદાદેવી | ૨૫, ૬૪૫ | ડેમેવેન્ડ | ૧૮,૫૦૦ |
| કામેટ | ૨૫, ૪૪૭ | એલ્બ્રુઝ (કોકેસસ) | ૧૯,૫૩૦ |
| ગુર્લા માંધાતા | ૨૫, ૩૫૫ | પ્લેટો ઑફ ઇરાન (કુહિદિનાર) | ૧૮,૦૦૦ |
| બદ્રીનાથ | ૨૩, ૩૯૯ | આર્મિનિયાના પર્વતો (આરેરટ) | ૧૬,૯૨૦ |
| | | બોર્નિયોના પર્વતો (કિનિબાલુ) | ૧૩,૭૦૦ |

## યુરોપ

| | | | |
|---|---|---|---|
| આલ્પ્સ | | મેટરહોર્ન | ૧૪,૭૮૦ |
| માઉન્ટ બ્લેક | ૧૫,૭૮૦ | સિયેરાનેવેડા (મુલાહેકાન) | ૧૧,૪૨૦ |
| મોંટેરોસા | ૧૫,૨૧૭ | પીરીનીઝ (માલેડેટા) | ૧૧,૧૭૦ |

## આફ્રિકા

| | | | |
|---|---|---|---|
| કિલિમાન્જારો | ૧૯,૭૦૦ | આબિસિનિયાનો ઉચ્ચપ્રદેશ (રાસ દશાન) | ૧૫,૨૦૦ |
| કેન્યા | ૧૭,૦૪૦ | | |
| રુવેન્ઝોરી | ૧૬,૮૧૫ | આટલાસ પર્વત (અયાશિન) | ૧૪,૧૫૦ |

## અમેરિકા

| | | | |
|---|---|---|---|
| એન્ડિઝ | | રોકી પર્વત (સેંટ ઈલિયાસ) | ૧૮,૦૨૦ |
| એકોન્કેકુઆ | ૨૩,૦૮૧ | સિટલાલ્ટેપલ (મેક્સિકો) | ૧૭,૩૬૦ |
| સોરાટા | ૨૧,૪૭૦ | સેંટ નેવેડુ (વ્હિટનિ) | ૧૪,૯૦૦ |
| ચિંબોરેઝો | ૨૦,૪૯૮ | પોપોકેટપટલ | ૧૭,૫૪૦ |
| રોકી પર્વત (મેકકિન્લે) | ૨૦,૪૬૪ | | |

## ઑસ્ટ્રેલેશિયા

| | | | |
|---|---|---|---|
| મોના કી (હવાઈ) | ૧૩,૯૩૫ | ન્યુઝીલંડ આલ્પ્સ (માઉન્ટ કૂક) | ૧૨,૩૪૮ |
| ઓવન સ્ટેન્લિ [માઉન્ટ વિક્ટોરિયા] | ૧૩,૧૭૦ | | |

## ઍન્ટાર્ટિકા

| | |
|---|---|
| એરેબસ | ૧૨,૭૬૦ |

હિમાલયમાં ૨૪,૦૦૦ ફીટ કરતાં વધારે ઊંચાં ૯૩ શિખરો છે. તે બધાંની 'સર્વે ઑફ ઇન્ડિયા'માં નોંધ કરવામાં આવેલ છે. ૨૦,૦૦૦ ફીટથી વધારે અને ૨૪,૦૦૦ ફીટથી ઓછાં ઉંચાં શિખરોની સંખ્યા સેંકડોની છે. ઉપલી ઊંચાઈનું માપ વોધ અને મોન્ટગોમરીએ નક્કી કરેલ છે અને તપાસણીખાતાએ હજુ સુધી તેનો સ્વીકાર કર્યો છે.

## ઊંચામાં ઊંચા પર્વતો

| | | |
|---|---|---|
| જગતમાં | માઉન્ટ એવરેસ્ટ | (૨૯,૧૪૧ ફીટ) |
| બ્રિટિશ ટાપુઓમાં | બેનનેવિસ | (૪,૪૦૬ ફીટ) |
| યુરોપમાં | માઉન્ટ એલ્બ્રુઝ (રશિયામાં) | (૧૮,૪૬૫ ફીટ) |
| એશિયામાં | માઉન્ટ એવરેસ્ટ | (૨૯,૧૪૧ ફીટ) |
| આફ્રિકામાં | કિલિમાન્જારો | (૧૯,૭૨૦ ફીટ) |
| ઉત્તર અમેરિકામાં | માઉન્ટ મેકકિન્લે | (૨૦,૩૦૦ ફીટ) |
| દક્ષિણ અમેરિકામાં | એકોનકાકુઆ | (૨૩,૦૮૦ ફીટ) |
| ઑસ્ટ્રેલિયામાં | કોસુસિરકો | (૧૭,૩૨૮ ફીટ) |
| એન્ટાર્ટિકા | માઉન્ટ થોર્વલ્ડ નેલ્સન | (૧૫,૪૦૦ ફીટ) |

## પર્વતના ઘાટો

| ઘાટ | સ્થાન | ઊંચાઇ (ફીટ) |
|---|---|---|
| આલ્પાઈન | કોલોરાડો | ૧૩,૫૫૦ |
| આર્જેન્ટાઈન | કોલોરાડો | ૧૩,૨૮૬ |
| બોલન | બલુચિસ્તાન | ૫,૮૮૦ |
| બ્રેનર | ઓસ્ટ્રિયન આલ્પ્સ | ૪,૫૮૮ |
| ખૈબર | અફઘાનિસ્તાન | ૩,૩૭૩ |
| સેંટબર્નાર્ડ | સ્વિસ આલ્પ્સ | ૮,૧૦૦ |
| સેંટગોથાર્ડ | સ્વિસ આલ્પ્સ | ૬,૯૩૬ |
| શિપ્કા | બલ્ગેરિયા | ૪,૩૦૦ |
| સિંપ્લન | સ્વિસ આલ્પ્સ | ૬,૫૯૫ |
| તેનેસી | કોલોરાડો | ૧૦,૪૧૮ |

## વસ્તી

### જગતની વસ્તી

કુશળ આંકડાશાસ્ત્રીઓએ જગતની અત્યારની વસ્તી ૧૯૩૮માં એકવીસ અબજ છવીશ કરોડની ગણી છે. આ ગણુતરીનો પોણો ભાગ તો વૈજ્ઞાનિક રીતે ગણુવામાં આવેલ છે. ગણુતરી કરવામાં આવેલ વસ્તીનું પ્રમાણુ સારી રીતે વધતું જાય છે અને જો આપણે કેટલાક કહે છે તેમ ચીનને બાદ કરીએ તો વધારાની અસર ન થઈ હોય તેવા ભાગો ભૂતાન, અફઘાનિસ્તાન, ઈરાક, અરબસ્તાન તથા આફ્રિકાનો અંદરનો પ્રદેશ છે. ૧૯૧૩માં જગતની વસ્તીનો અડસટ્ટો ૧૮ અબજ ૮ કરોડનો હતો. એટલે પચાસ વર્ષના ગાળામાં ૩ અબજ ૧૮ કરોડની વસ્તીનો અથવા ૧૭·૬ ટકાનો વધારો થયો છે. આહીં જણાવવું જરૂરી છે કે પૃથ્વી ૬૦ અબજ વસ્તીનું ભરણુપોષણુ કરી શકે તેમ છે. આ આંકડો લગભગ ઈ. સ. ૨૧૦૦માં પહોંચશે. જુદા જુદા ખંડોમાં વસ્તીની વહેંચણી નીચેના પ્રમાણુમાં થઇ છે.

| ખંડ | ટકા | દશ લાખ |
|---|---|---|
| એશિયા | ૫૪·૫ | ૧,૧૬૦ |
| યુરોપ | ૨૫·૧ | ૫૩૦ |
| આફ્રિકા | ૭·૨ | ૧૫૩ |
| ઉત્તર અમેરિકા | ૮·૫ | ૧૮૨ |
| દક્ષિણુ અમેરિકા | ૪·૨ | ૯૦ |
| ઓશિયાનિયા | ૦·૫ | ૧૧ |

## જગતના ધર્મો

| | | | |
|---|---|---|---|
| ખ્રિસ્તી | | પ્રોટેસ્ટન્ટસ | ૨૦૬,૯૦૦,૦૦૦ |
| રોમન કેથલિક | ૩૩૧,૫૦૦,૦૦૦ | કોપ્ટિક ખ્રિસ્તીઓ | ૧૦,૦૦૦,૦૦૦ |
| ચુસ્ત કેથલિક | ૧૪૪,૦૦૦,૦૦૦ | યાહૂદીઓ | ૧૬,૧૪૦,૦૦૦ |

| | | | |
|---|---|---|---|
| મુસલમાનો | ૨૦૯,૦૨૦,૦૦૦ | ભૂતપ્રેતને માનનારા | ૧૩૫,૬૫૦,૦૦૦ |
| બૌદ્ધધર્મ પાળનારા | ૧૫૦,૧૮૦,૦૦૦ | કોઇ પણ વર્ગમાં ન આવે તેવા | ૫૦,૮૭૦,૦૦૦ |
| હિંદુઓ | ૨૩૦,૧૫૦,૦૦૦ | | |
| કોન્ફ્યૂશિયન્સ | ૩૫૦,૬૦૦,૦૦૦ | | ૧,૮૬૦,૦૧૦,૦૦૦ |
| શિન્ટો પંથના | ૨૫,૦૦૦,૦૦૦ | | |

# ત્રણ સામ્રાજ્યોમાં સૂર્ય કદી આથમતો નથી

ત્રણ સામ્રાજ્યો–બ્રિટિશ, ફ્રેંચ અને ડચ–માં સૂર્ય કદી આથમતો નથી. બ્રિટિશ સામ્રાજ્ય બહુ વિશાળ છે અને બન્ને ગોળાર્ધમાં દૂર સુધી વિસ્તાર પામેલું છે, એટલે એક ગોળાર્ધમાં સૂર્ય આથમતો હોય ત્યારે બીજામાં તે ઉદય પામતો હોય છે.

ફ્રેંચ સંસ્થાનો–આટલાંટિક, હિંદી અને પાસિફિક મહાસાગરમાં આવેલાં અસંખ્ય ટાપુઓ તથા દક્ષિણ અમેરિકા, આફ્રિકા તથા એશિયામાં આવેલા પ્રદેશો પર ફ્રેંચ સત્તા છે. એટલે સૂર્ય કોઇ ને કોઈ સ્થળે પ્રકાશતો હોય છે.

હોલૅન્ડનાં પ્રદેશમાં સંસ્થાનો બહુ વિશાળ છે. તેમાં અસંખ્ય ટાપુઓ સુમાત્રા, જાવા, સેલિબિસ વગેરેનો સમાવેશ થાય છે. દક્ષિણ અમેરિકામાં ડચ ગિયાના વગેરે છે. સૂર્ય કોઈ ને કોઈ સ્થળે પ્રકાશતો હોય છે.

# ઇંગ્લંડે સંસ્થાનો ક્યારે મેળવ્યા ?

## એશિયા

| | | | | | |
|---|---|---|---|---|---|
| પિનાંગ | ૧૭૮૬ | આરાકાન અને તેનાસરીમ | ૧૮૨૬ | લાબુઆન | ૧૮૪૬ |
| સીલોન | ૧૭૯૫ | | | પેગુ | ૧૮૫૨ |
| સીંગાપોર | ૧૮૧૯ | એડન | ૧૮૩૮ | પેરિમ | ૧૮૬૦ |
| મલાકા | ૧૮૨૪ | હોંગકોંગ | ૧૮૪૨ | | |

## યુરોપ

| | | | | | |
|---|---|---|---|---|---|
| જીબ્રાલ્ટર | ૧૭૦૪ | માલ્ટા | ૧૮૦૦ | હેલિગોલેન્ડ | ૧૮૦૭ |

## આફ્રિકા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગેમ્બિયા | ૧૬૩૧ | સીએરાલીઓન | ૧૭૮૭ | એસેન્શન | ૧૮૧૫ |
| સુવર્ણઆરો | ૧૬૬૧ | ધી કેઇપ | ૧૮૦૬ | | |
| સેંટહેલિના | ૧૬૭૩ | મોરિશિયસ | ૧૮૧૦ | | |

## ઉત્તર અમેરિકા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ન્યુ ફાઉન્ડલેન્ડ | ૧૬૨૨ | ન્યુબ્રન્સ્વિક | ૧૭૧૫ | વાનકુવર ટાપુ | ૧૮૪૬ |
| હાંડુરાસ | ૧૬૭૦ | કેનેડા | ૧૭૬૦ | બ્રિટિશ કોલંબિયા | ૧૮૫૮ |
| નોવાસ્કોશિયા | ૧૭૧૫ | પ્રિન્સએડવર્ડ ટાપુ | ૧૭૬૩ | | |

## દક્ષિણ અમેરિકા

| | | | |
|---|---|---|---|
| બ્રિટિશ ગિયાના | ૧૬૫૫ | ફૉકલૅન્ડ ટાપુ | ૧૮૩૩ |

## વેસ્ટ ઇન્ડીઝ

| | | | |
|---|---|---|---|
| જમૈકા | ૧૭૮૭ | ત્રિનિદાદ | ૧૭૯૭ |

## ઑસ્ટ્રેલિયા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ન્યુસાઉથવેલ્સ | ૧૭૮૭ | દક્ષિણ ઑસ્ટ્રેલિયા | ૧૮૩૬ | ક્વીન્સલૅન્ડ | ૧૮૫૯ |
| તાસ્માનિયા | ૧૮૦૪ | વિક્ટોરિયા | ૧૮૩૬ | | |
| પશ્ચિમ ઑસ્ટ્રેલિયા | ૧૮૨૯ | ન્યુઝીલૅંડ | ૧૮૩૯ | | |

## સામ્રાજ્યોનો વિસ્તાર

ફ્રાંસનું સાંસ્થાનિક સામ્રાજ્ય ફ્રાન્સ કરતાં ક્ષેત્રફળમાં બાવીસગણું મોટું છે. હોલૅન્ડનાં સંસ્થાનો નેધર્લૅન્ડ્ઝ કરતાં ૬૦ ગણાં મોટાં છે, બેલ્જિયન કૉંગો બેલ્જિયમ કરતાં ૮૦ ગણું મોટું છે, અને આખા જગતનાં બ્રિટિશ સંસ્થાનો ગ્રેટબ્રિટન કરતાં ૧૪૦ ગણાં મોટાં છે.

## મુખ્ય રાજ્યો

| | | વિસ્તાર (માઇલ) |
|---|---|---|
| જાપાન | અને સંસ્થાનો | ૨૬૫, ૧૨૯ |
| હોલૅન્ડ | ,, ,, | ૮૦૦, ૯૩૮ |
| ઇટલી | ,, ,, | ૯૩૫, ૪૪૦ |
| બેલ્જિયમ | ,, ,, | ૯૫૧, ૭૫૫ |
| પોર્ટુગલ | ,, ,, | ૯૮૧, ૦૦૫ |
| યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) | ,, ,, | ૩, ૭૫૦, ૦૦૦ |
| ચીનનું પ્રજાસત્તાક રાજ્ય | | ૩, ૦૦૦, ૦૦૦ |
| ફ્રાન્સ અને સંસ્થાનો | | ૪, ૩૨૬, ૦૦૦ |
| સોવિયેટ રશિયા | | ૮, ૧૭૬, ૦૦૦ |
| બ્રિટિશ સામ્રાજ્ય | | ૧૪, ૦૦૦, ૦૦૦ |

## જમીન

કુલ જમીન, ૫૫, ૫૦૦, ૦૦૦ ચોરસ માઇલ

| | |
|---|---|
| એશિયા | ૧૭, ૫૦૦, ૦૦૦ ચો. મા. |
| અમેરિકા | ૧૪, ૧૫૦, ૦૦૦ ,, ,, |
| યુરોપ | ૩, ૮૦૦, ૦૦૦ ,, ,, |
| આફ્રિકા | ૧૧, ૭૫૦, ૦૦૦ ,, ,, |
| ઑસ્ટ્રેલેશિયા અને ઓશિયાનિયા | ૭૫૦, ૦૦૦ ,, ,, |

## જગતમાં યાહુદીની વસ્તી (૧૯૩૯)

| | | | |
|---|---|---|---|
| યુરોપ | ૮,૯૪૦,૦૦૦ | ઑસ્ટ્રેલિયા | ૨૮,૦૦૦ |
| અમેરિકા | ૫,૩૪૩,૦૦૦ | | |
| એશિયા | ૮૪૦,૦૦૦ | કુલ | ૧૫,૭૪૯,૦૦૦ |
| આફ્રિકા | ૫૯૮,૦૦૦ | | |

## ખંડોનાં ઊંચામાં ઊંચા તથા નીચામાં નીચાં બિંદુઓ

### દરિયાની સપાટી કરતાં ઊંચે

| | | ફીટ |
|---|---|---|
| ઉત્તર અમેરિકા | મેકકિન્લિ | ૨૦,૪૬૪ |
| દક્ષિણ અમેરિકા | આકોનકાકુઆ | ૨૩,૦૮૦ |
| યુરોપ | એલ્બ્રુસ | ૧૮,૪૬૫ |
| એશિયા | એવરેસ્ટ | ૨૯,૧૪૧ |
| આફ્રિકા | કિલિમાંજારો | ૧૯,૭૧૦ |
| ઑસ્ટ્રેલિયા | કોસસિઉસ્કો | ૭,૩૨૮ |
| એન્ટાર્ટિકા | થોર્વાલ્ડ નેલ્સન | ૧૫,૪૦૦ |

### દરિયાની સપાટી કરતાં નીચે

| | ફીટ | | |
|---|---|---|---|
| | | મૃતસરોવર, પેલેસ્ટાઇન | ૧,૨૯૦ |
| ડેથવૅલિ (મૃત્યુખીણ) કાલિફૉર્નિયા | ૨૮ | લિબ્યનનું રણ | ૪૪૦ |
| દરિયાની સપાટી | ... | અઇર સરોવર, દક્ષિણ ઑસ્ટ્રેલિયા | ૩૯ |
| કાસ્પિયન સમુદ્ર, રશિયા | ૮૬ | સહરાનું રણ | ૧૫૦ |

## જગતનાં સરોવરો

| | ક્ષેત્રફળ (ચો. મા.) | | ક્ષેત્રફળ (ચો. મા.) |
|---|---|---|---|
| કાસ્પિયન સી | ૧૭૦,૦૦૦ | એરી | ૯,૯૬૦ |
| સુપીરિયર | ૩૧,૨૦૦ | વિનિપેગ | ૯,૪૫૯ |
| વિક્ટોરિયા ન્યાન્ઝા | ૨૬,૨૦૦ | ઑન્ટારિયો | ૭,૨૪૦ |
| આરલ સી | ૨૪,૪૦૦ | બાલ્કશ | ૭,૦૫૦ |
| હુરોન | ૨૩,૮૦૦ | લાડોગા | ૭,૦૦૦ |
| મિશીગન | ૨૨,૪૫૦ | નેટિલિંગ | ૫,૦૦૦ |
| ચાંડ | ૨૦,૦૦૦ | અમદજુઆક | ૪,૦૦૦ |
| ન્યાસા | ૧૪,૨૦૦ | ઓનેગા | ૩,૮૦૦ |
| ટાંગાનૈકા | ૧૨,૭૦૦ | આયર | ૩,૭૦૦ |
| બૈકલ | ૧૧,૫૮૦ | રૂડોલ્ફ | ૩,૫૦૦ |
| ગ્રેટસ્લેવ લેઇક | ૧૦,૭૧૯ | ટિટિકાકા | ૩,૨૦૦ |
| ગ્રેટબેર લેઇક | ૧૦,૨૫૯ | નિકારાગુઆ | ૩,૦૦૦ |

| | ક્ષેત્રફળ (ચો. મા.) | | ક્ષેત્રફળ (ચો. મા.) |
|---|---|---|---|
| ગેર્ડનર | ૩,૦૦૦ | વિનિપેગોસિસ | ૨,૦૮૫ |
| આથાબારકા | ૨,૮૪૨ | બાંગવિયોલો | ૨,૦૦૦ |
| મૃત-સરોવર | ૩૬૦ | માનિટોબા | ૧,૮૧૭ |
| વાન | ૨,૫૦૦ | આલ્બર્ટન્યાન્ઝા | ૧,૮૦૦ |
| રેન્ડિયર | ૨,૪૩૬ | ઊર્મિયા | ૧,૭૫૦ |
| ટોરેન્સ | ૨,૪૦૦ | નિપિગોન | ૧,૭૩૦ |
| કોકોનોર | ૨,૩૦૦ | ગ્રેટ સોલ્ટ લેઇક | ૧,૭૨૦ |
| ઇસિકકુલ | ૨,૨૫૦ | લીઓપોલ્ડ સેકંડ | ૧,૭૦૦ |
| વાનર્ન | ૨,૧૫૦ | | |

## મહાસાગરો તથા સમુદ્રનું ક્ષેત્રફળ તથા ઊંડાઈ

| નામ | સંગ્રહણ-પ્રદેશનું ક્ષેત્રફળ (ચોરસ માઈલમાં) | | વધારેમાં વધારે ઊંડાઇ (ફીટમાં) |
|---|---|---|---|
| પેસિફિક | ૬૩,૯૮૬,૦૦૦ | મિનાન્ડોથી દૂર | ૩૫,૪૦૦ |
| આટલાંટિક | ૩૧,૫૩૦,૦૦૦ | પોર્ટોરિકોની નહેર | ૩૦,૨૪૬ |
| હિંદી મહાસાગર | ૨૮,૩૫૦,૦૦૦ | સુંડા નહેર | ૨૨,૯૬૮ |
| આર્કટિક | ૫,૫૪૧,૬૦૦ | ઉત્તરધ્રુવ પાસે | ૧૭,૮૫૦ |
| મલાઇ | ૩,૧૩૭,૦૦૦ | કીની નહેર | ૨૧,૩૪૨ |
| સેન્ટ્રલ અમેરિકન | ૧,૭૭૦,૧૭૦ | કારીબિયન | ૨૦,૫૬૮ |
| ભૂમધ્ય | ૧,૧૪૫,૦૦૦ | પોલા ડીપ | ૧૪,૪૫૦ |
| બહેરીંગ | ૮૭૮,૦૦૦ | બુલ્ડિર પરનાળ | ૧૩,૪૨૨ |
| ઓખોટસ્ક | ૫૮૨,૦૦૦ | કુરાઇલ પરનાળ | ૧૦,૫૫૪ |
| ઇસ્ટ ચાઇના | ૪૮૦,૦૦૦ | લગભગ | ૧૦,૫૫૦ |
| હડસન બે | ૪૭૨,૦૦૦ | લગભગ | ૧,૫૦૦ |
| જાપાન | ૪૦૫,૦૦૦ | ,, | ૧૦,૨૦૦ |
| આંદામાન | ૩૦૫,૦૦૦ | ,, | ૧૧,૦૦૦ |
| ઉત્તર સમુદ્ર | ૨૨૧,૦૦૦ | સ્કેગરેક | ૧,૯૯૮ |
| રાતો સમુદ્ર | ૧૭૮,૦૦૦ | લગભગ | ૭,૨૫૪ |
| બાલ્ટિક | ૧૫૮,૦૦૦ | લગભગ | ૧,૨૦૦ |

## સામુદ્રધુની

૧. **બહેરિંગ**–એશિયાને ઉત્તર અમેરિકાથી જુદો પાડે છે.
૨. **મલાક્કા**–સુમાત્રાને મલાયા દ્વીપકલ્પથી જુદો પાડે છે.
૩. **પાક**–હિંદુસ્તાનને સિલોનથી જુદો પાડે છે.
૪. **સુંડા**–સુમાત્રાને જાવાથી જુદો પાડે છે.

૫. **ડોવર**–ઉત્તર સમુદ્રને અંગ્રેજી ખાડીની સાથે જોડી દે છે.
૬. **જિબ્રાલ્ટર**–સ્પેનને આફ્રિકાથી જુદો પાડે છે.
૭. **મસિના**–ઈટલીને સિસીલિથી જુદો પાડે છે.
૮. **બોસ્ફરસ**–મામેરાના સમુદ્રને કાળા સમુદ્ર સાથે જોડે છે.
૯. **ડાર્ડનલ્સ**–ઈજિયન સમુદ્રને મામેરાના સમુદ્ર સાથે જોડી દે છે.
૧૦. **ફ્લોરીડા**–કયુબાને ફ્લૉરીડા (દક્ષિણ અમેરિકા)થી જુદો પાડે છે.
૧૧. **બોનિફેશિયો**–કાર્સિકાને સાર્ડિનિયાથી જુદો પાડે છે.

## જગતની અગત્યની નહેરો

**બકિંગહામ નહેર**–ઈંગ્લાંડના પૂર્વકિનારા પર આવેલી વહાણો માટે અતિ અગત્યની નહેર.

**એલ્બ**–જર્મનીમાં, ૪૧ માઈલ લાંબી છે.

**ગ્રાન્ડ કૅનલ**–(જગતમાં સૌથી મોટો કૃત્રિમ જળરસ્તો) ૭૦૦ માઈલ લાંબી છે. પેકિંગ અને હેંગચાન વચ્ચે આવેલી છે અને યાંગસેકયાંગ, હોઆંગહો તથા પીહોને જોડે છે.

**કીલ નહેર**–ઉત્તર સમુદ્રને બાલ્ટિક સમુદ્ર સાથે જોડે છે અને તે આંતરરાષ્ટ્રીય નહેર છે. તે ૬૧$\frac{1}{2}$ માઈલ લાંબી અને ૪૦ ફીટ ઉંડી છે. લંડન અને બાલ્ટિક બંદરો વચ્ચેનો સમુદ્રમાર્ગ તેને અંગે ૨૪૦ માઈલ ટૂંકો થઈ જાય છે.

**માન્ચેસ્ટર**–ઈંગ્લંડમાં ૩૫ માઈલ લાંબી.

**સારડા નહેર**–તેમાં ૬૫૦ માઈલ મુખ્ય નહેર અને શાખાઓ છે, તથા ૩,૬૦૦ માઈલની ઉપશાખાઓ છે. તે તેર લાખ એકરના વિસ્તારમાં પાણી પૂરું પાડે છે. તે ૩૫૦ ફીટ પહોળી છે અને તેના પર લગભગ ૪,૦૦૦ પુલો બંધાયેલા છે.

**પનામા નહેર**–તે વહાણો માટે ૧૯૧૫માં ખુલી મૂકવામાં આવી. તે ૫૦ માઈલ લાંબી છે તથા ૫૦૦ ફીટ પહોળી છે. તેની ઊંડાઈ ૪૦–૪૧ ફીટ છે. તે આટલાંટિક તથા પાસિફિક મહાસાગરોને જોડે છે અને યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)ની સરકારે તે ખોદાવી છે. તેની આટલાંટિક બાજુએ કોલન તથા પાસિફિક બાજુએ પનામા આવેલ છે.

તેને અંગે ન્યુયોર્ક અને સાનફ્રાન્સિસ્કો વચ્ચેની દરિયાઈ મુસાફરી ૯,૦૦૦ માઈલ ટૂંકી થઈ છે. લંડન અને સાનફ્રાન્સિસ્કો વચ્ચે ૬,૦૦૦ માઈલ, ન્યુયોર્ક અને ચીનનાં બંદરો, જાપાન અને ઑસ્ટ્રેલિયા વચ્ચે ૪,૦૦૦ માઈલની મુસાફરી ઓછી થઇ છે. સુએઝની નહેરની માફક તે દરિયાઇ સપાટીની નહેર નથી, પરંતુ વહાણોને ૮૫ ફીટ ઊંચાં કરવામાં આવે છે.

**સુએઝની નહેર**–ફ્રેંચ એન્જિનિયર ફરડીનાન્ડ દ લેસેપ્સે ૧૮૬૯માં ખુલ્લી મૂકી. તે રાતા સમુદ્રને ભૂમધ્ય સમુદ્ર સાથે જોડે છે. તેની ભૂમધ્ય બાજુ પોર્ટસૈદ તથા રાતા સમુદ્ર બાજુ સુએઝ શહેર આવેલ છે. નહેર ૧૦૧ માઈલ લાંબી છે, તેની ઓછામાં ઓછી પહોળાઈ ૧૪૭ ફીટ ૨ ઈંચની છે. નહેરમાંથી પસાર થવાનો સરેરાશ સમય ૧૩ ક. ૧૫ મિ. છે. નહેરથી લંડન અને મુંબઈ વચ્ચેનું અંતર ૫,૦૦૦ માઈલ ઓછું થઈ જાય છે. તેને પૂરી થતાં દસ વર્ષ લાગ્યાં હતાં અને ખર્ચ ૨૦,૦૦૦,૦૦૦ પૌંડનો થયો હતો.

# મોટા ટાપુઓ

| નામ | ક્યા સમુદ્રમાં ? | ચોરસ માઈલ* |
|---|---|---|
| ગ્રીનલેન્ડ | આર્કટિક | ૮૨૭,૩૦૦ |
| ન્યુગિની | પાસિફિક | ૩૩૦,૦૦૦ |
| બોર્નિયો | પાસિફિક | ૩૦૭,૦૦૦ |
| બેફિન્લેન્ડ | આર્કટિક | ૨૩૧,૦૦૦ |
| માડાગાસ્કર | હિંદી | ૨૨૮,૦૦૦ |
| સુમાત્રા | હિંદી | ૧૬૩,૫૩૪ |
| ગ્રેટબ્રિટન | આટલાંટિક | ૮૮,૭૪૫ |
| હોન્શિયુ | પાસિફિક | ૮૭,૫૦૦ |
| સેલિબિસ | હિંદી | ૭૨,૬૭૯ |
| વિક્ટોરિયા | આર્કટિક | ૬૦,૦૦૦ |
| સાઉથ આઇલેન્ડ ( ન્યુઝીલેન્ડ ) | પાસિફિક | ૫૮,૫૦૦ |
| જાવા | હિંદી | ૪૮,૪૦૦ |
| નોર્થ આઇલેન્ડ ( ન્યુઝીલેન્ડ ) | પાસિફિક | ૪૪,૫૦૦ |
| ક્યુબા | આટલાંટિક | ૪૪,૦૦૦ |
| ન્યુફાઉન્ડલેન્ડ | આટલાંટિક | ૪૨,૭૫૦ |
| લુઝોન ( યુનાઇટેડ સ્ટેટ્સ) | પાસિફિક | ૪૧,૦૦૦ |
| આઇસલેન્ડ | આટલાંટિક | ૪૦,૪૩૭ |
| એલસમિયર | આર્કટિક | ૪૦,૦૦૦ |
| મિન્ડેનાઉ | પાસિફિક | ૩૭,૦૦૦ |
| હોકેઇડો | પાસિફિક | ૩૬,૫૦૦ |
| આયર્લેન્ડ | આટલાંટિક | ૩૨,૬૦૦ |
| નોવાયા ઝેમ્લ્યા | આર્કટિક | ૩૦,૦૦૦ |
| સખાલિન | પાસિફિક | ૨૯,૧૦૦ |
| હાઇટી | આટલાંટિક | ૨૮,૨૦૦ |
| તાસ્માનિયા | પાસિફિક | ૨૬,૨૧૩ |
| સિલોન | હિંદી | ૨૫,૪૦૦ |
| બેંક્સ | આર્કટિક | ૨૫,૦૦૦ |
| નોર્થડેવન | આર્કટિક | ૨૪,૦૦૦ |
| વાન્કુવર | પાસિફિક | ૧૨,૪૦૦ |
| મેલ્વિલ ટાપુ | આર્કટિક | ૨૦,૦૦૦ |
| ટિયેરાડેલ ફ્યુએગો | આટલાંટિક | ૧૮,૫૦૦ |
| સાઉથામ્પ્ટન | આટલાંટિક | ૧૭,૮૦૦ |
| વેસ્ટ સ્પિટ્ઝબર્ગન | આર્કટિક | ૧૫,૨૬૦ |

* આ આંકડા વ્હિટેકર એલ્મેનક પરથી લીધા છે.

| નામ | કયા સમુદ્રમાં ? | ચોરસ માઇલ |
|---|---|---|
| પ્રિન્સ ઓફ વેલ્સ | આર્કટિક | ૧૫,૦૦૦ |
| ફોર્મોસા | પાસિફિક | ૧૩,૫૦૦ |
| નોર્થ સમરસેટ | આર્કટિક | ૧૨,૦૦૦ |
| સોસાયટી | ભૂમધ્ય | ૧૦,૦૦૦ |

## મોટાં રણ

| | ચો. મા. | | ચો. મા. |
|---|---|---|---|
| ગોબી ( એશિયા ) | ૩૦૦,૦૦૦ | સહરા | ૨,૦૦૦,૦૦૦ |
| ગ્રેટ અમેરિકન | ૧,૦૫૦,૦૦૦ | તિબેટ ( એશિયા ) | ૨૩૦,૦૦ |
| તેરિમ ( એશિયા ) | ૧૫૦,૦૦૦ | | |

## જગતનાં મોટાં શહેરો

| નામ | સાલ | અનુક્રમ | વસ્તી |
|---|---|---|---|
| લંડન | ૧૯૩૭ | ૧ | ૮,૨૦૩,૯૪૨ |
| ન્યુયોર્ક | ૧૯૩૦ | ૨ | ૬,૯૩૦,૪૪૬ |
| ટોકિયો | ૧૯૩૮ | ૩ | ૬,૮૩૦,૫૨૩ |
| બર્લિન | ૧૯૩૫ | ૪ | ૪,૨૫૦,૦૦૦ |
| મોસ્કો | ૧૯૩૯ | ૫ | ૪,૦૦૦,૦૦૦ |
| બ્યુએનોસએર્સ | ૧૯૩૯ | ૬ | ૩,૬૭૦,૦૦૦ |
| શાંઘાઈ | ૧૯૩૬ | ૭ | ૩,૪૧૮,૦૦૦ |
| ચિકાગો | ૧૯૩૦ | ૮ | ૩,૩૭૬,૪૩૮ |
| લેનિનગ્રેડ | ૧૯૩૯ | ૯ | ૩,૧૯૧,૩૦૪ |
| ઓસાકા | ૧૯૩૫ | ૧૦ | ૩,૦૦૦,૦૦૦ |

## મોટાં બંદરો

| નામ | દેશ | નામ | દેશ |
|---|---|---|---|
| અલેક્ઝાન્ડ્રિયા | ઇજિપ્ત | હલ | ઇંગ્લંડ |
| એમસ્ટર્ડામ | નેધરલેન્ડઝ | કોબે | જાપાન |
| એન્ટવર્પ | ,, ,, | લીથ | સ્કોટલેન્ડ |
| બ્યુએનોસએર્સ | આર્જેન્ટિના | લિવરપુલ | ઇંગ્લંડ |
| કલકત્તા | હિંદુસ્તાન | લંડન | ,, |
| કાર્ડિફ | ઇંગ્લંડ | માન્ચેસ્ટર | ,, |
| કોલંબો | સિલોન | માર્સેલ્સ | ફ્રાન્સ |
| જીનોઆ | ઇટલી | મોન્ટિવીડિયો | ઉરગ્વે |
| ગ્લાસ્ગો | સ્કોટલેન્ડ | મુંબઇ | હિંદુસ્તાન |
| હામ્બર્ગ | જર્મની | બ્રિસ્ટલ | ઇંગ્લંડ |
| હોંગકોંગ | ચીન | મોન્ટ્રિયલ | કેનેડા |

| નામ | દેશ |
|---|---|
| ન્યુ કેસલ | ઇંગ્લાંડ |
| ન્યુ ઑર્લિન્સ | યુનાઇટેડ સ્ટેટ્સ |
| ન્યુયૉર્ક | ,, ,, |
| ફિલાડેલ્ફિયા | ,, ,, |
| રંગૂન | બર્મા |
| રિઓ ડ જાનેરો | બ્રાઝિલ |
| રોટર્ડામ | નેધરલેન્ડઝ |
| સાન્ફ્રાન્સિસ્કો | યુનાઇટેડ સ્ટેટ્સ |
| શાંઘાઈ | ચીન |
| સિંગાપોર | ફેડરેટેડ મલાયા સ્ટેટ્સ |
| સાઉધમ્પ્ટન | ઇંગ્લાંડ |
| સિડની | ઑસ્ટ્રેલિયા |
| વેલિંગ્ટન | ન્યુઝીલંડ |
| યોકોહામા | જાપાન |

## પ્રખ્યાત પુસ્તા

| નામ | ખર્ચ (લાખમાં) | (દશલાખ ઘનરીટ) | બાંધકામ (દશ લાખ ઘનરીટ) | પાણી સંગ્રહણશક્તિ (દશલાખ) | બાંધતાં કેટલાં વર્ષ લાગ્યાં ? |
|---|---|---|---|---|---|
| ૧ લોઇડ ડેમ (સિંધ) | ૧૭૨ | ૧·૩ | ૨૧·૫ | ૨૪,૧૯૮ | ૬ |
| ૨ મેત્તુર ડેમ (દક્ષિણ હિંદ) | ૪૭૮ | ૩·૬ | ૫૪·૬ | ૯૩,૫૦૦ | ૬ |
| ૩ આસુઆન (ઇજિપ્ત) | ૩૬૭ | ૨·૭ | ૧૮·૮ | ૩૭,૬૦૦ | ૪ |
| ૪ ન્યુ ક્રોટન (અમેરિકા) | ૨૧૨ | ૧·૬ | ૨૩·૧ | ૫,૧૨૦ | ૧૪ |
| ૫ સેનાર (આફ્રિકા) | ૮૪૭ | ૬·૪ | ૧૪·૮ | ૨૨,૫૬૦ | ૭ |
| ૬ કૃષ્ણરાજસાગર (મૈસુર) | ૨૫૦ | ૧·૯ | ૨૯·૯ | ૪૩,૯૩૪ | ૧૬ |
| ૭ નિઝામસાગર (હૈદ્રાબાદ) | ૩૬૬ | ૨·૭ | ૩૦·૧ | ૨૫,૫૫૬ | ... |

## પ્રચલિત ભૌગોલિક નામો

| | |
|---|---|
| આફ્રિકા | અંધારો ખંડ |
| આફ્રિકાનો ગિની કિનારો | શ્વેત મનુષ્યની કબર |
| આબર્ડીન | સ્ફટિકનું શહેર |
| આયર્લૅન્ડ | નીલમનો ટાપુ |
| ઇજિપ્ત | નાઇલની ભેટ |
| કોરીઆ | વાનપ્રસ્થ રાજ્ય; ઉષઃકાળની ભૂમિ |
| કોરીડર | જર્મની તથા પૂર્વ-પ્રશિઆને જુદા પાડતી પોલંડમાં આવેલી જમીનની પટ્ટી |
| ક્યુબા | એન્ટીલિસનું મોતી |
| ગલ્ફ સ્ટ્રીમ | સમુદ્રમાં નદી |
| જિબ્રાલ્ટર | ભૂમધ્યની કુંચી |
| જાપાન | ઊગતા સૂર્યની ભૂમિ; પાસિફિકનું ગ્રેટબ્રિટન |
| જિબ્રાલ્ટરની સામુદ્રધુની | હર્ક્યુલિસના સ્તંભો |
| ઝાંઝીબાર | લવીંગનો ટાપુ |
| ટોકિયો | વાંસ અને કાગળનું અરણ્ય |
| ટ્રિસ્ટાન દ કુન્હા | જગતનો એકલો અટુલો ટાપુ (આટલાંટિકની મધ્યમાં) |
| તાંજોર | દક્ષિણ હિંદનું ઉદ્યાન |
| તિબેટ | પ્રતિષિદ્ધ ભૂમિ |
| તુર્કસ્તાન | યુરોપનો માંદો મનુષ્ય |
| નીલગિરી ટેકરીઓ | આસમાની પર્વત |
| ન્યુઝીલંડ | દક્ષિણનું બ્રિટન |
| ન્યુયૉર્ક | સામ્રાજ્યનું શહેર |
| પંજાબ | પાંચ નદીઓનો પ્રદેશ |
| પામિર પ્લેટો | જગતનું છાપરું |

# પ્રખ્યાત વાયુયાનો (Dirigibles)

| નામ | લંબાઇ | વાયુ સંગ્રહણ શક્તિ (ઘનફૂટ) | એન્જિન | હોર્સ પાવર | વધારેમાં વધારે ઝડપ (કલાકે માઈલ) |
|---|---|---|---|---|---|
| લોસ એન્જિલિસ | ૬૫૮.૩ | ૨,૪૭૦,૦૦૦ | ૫ | ૨,૦૦૦ | ૭૩.૧ |
| ગ્રાફઝેપલિન | ૭૭૬ | ૩,૭૦૦,૦૦૦ | ૫ | ૨,૭૫૦ | ૮૦ |
| આર ૧૦૧ | ૮૦૦ | ૫,૫૦૦,૦૦૦ | ૫ | ૨,૯૨૫ | ૭૭ |
| એક્રોન | ૭૮૫ | ૬,૫૦૦,૦૦૦ | ૮ | ૪,૪૮૦ | ૮૩.૮ |
| હિન્ડનબર્ગ | ૯૭૨ | ૭,૦૦૦,૦૦૦ | ૪ | ૪,૦૦૦ | ૮૩ |

# જગતના બાર શ્રેષ્ઠ વિમાનો

| | |
|---|---|
| એક બેઠકવાળું 'ફાઇટર' | બ્રિટિશ સ્પીટફાયર અથવા જર્મન ફોક–વલ્ફ–૧૯૦ |
| લોંગ રેન્જ નાઇટ ફાઇટર | બ્રિટિશ બો ફાઇટર |
| મિડિયમ બોંબ ફાઇટર | જર્મનીનું ડોર્નિયર ડુ—૧૭ |
| હેવી બોંબર | બ્રિટિશ લેંકેસ્ટર |
| લેંડ–બેઇઝડ ટોર્પિડો બોંબર | ઇટલિનું સેવોયા માર્ચેટિ—૮૪ |
| આર્મી કો–ઓપરેશન સ્કાઉટ | યુનાઇટેડ સ્ટેટ્સ નોર્થ અમેરિકન મુસ્ટાંગ |
| લોંગરેન્જ પેટ્રોલ બોટ | યુનાઇટેડ સ્ટેટ્સ કોન્સોલીડેટેડ કોરોનાડો |
| ટ્રાન્સપોર્ટ લેન્ડપ્લેન | યુનાઇટેડ સ્ટેટ્સ ડગલાસ ડીસી—૪ |
| ટ્રાન્સપોર્ટ સીપ્લેન | યુનાઇટેડ સ્ટેટ્સ બોઇંગ ક્લિપર |
| નેવલ ફાઇટર | યુનાઇટેડ સ્ટેટ્સ વૉટ–સિકોરિર્ક કોર્સેર |
| નેવલ ટોર્પેડો બોંબર | યુનાઇટેડ સ્ટેટ્સ ગ્રુમેન એવેન્જર |
| નેવલ ડાઇવ બોંબર | યુનાઇટેડ સ્ટેટ્સ કર્ટિસ હેલડાઇવર |

# મોટા ઘંટ

| | આશરે વજન ટનમાં | | આશરે વજન ટનમાં |
|---|---|---|---|
| મોસ્કોનો મોટો ઘંટ | | વિયેના | ૧૮ |
| (ઝાર કોલોકોલ) (દુનિયામાં મોટો) | ૨૦૦ | સેંટપોલનો ઘંટ (લંડન) | ૧૭ |
| મિંગૂન (બર્મા)નો મોટો ઘંટ | ૧૨૫ | સ્યુસ (ફ્રાન્સ) | ૧૩ |
| મોસ્કોનો બીજો ઘંટ | ૧૨૫ | એરફર્ટ દેવળ (સેકસની) | ૧૩ |
| પેકિંગનો મોટો ઘંટ | ૫૩ | મોન્ટ રિયલ | ૧૩ |
| નોવગોરોડ રશિયા | ૩૧ | યોર્ક | ૧૨ |
| કોલોનના દેવળનો ઘંટ (કૈઝર ગ્લોક) | ૨૬ | બિગબેન (વેસ્ટમિન્સ્ટર) | ૧૧ |
| લેનિનગ્રાડના સેંટ ઇસાકના દેવળનો ઘંટ | ૨૨ | ગોર્લિટ્ઝ (સિલેશિયા) | ૧૦ |
| ઉલ્મઝ, ઓસ્ટ્રિયા | ૧૮ | બ્રગ્સ | ૧૦ |
| નોતરદામ પારિસ | ૨૮ | 'ગ્રેઇટ ટૉમ' ઑક્સફર્ડ | ૯ |

## તૂટી પડેલાં હવાઈ જહાજો

| સાલ | નામ | મરણ પામેલાની સંખ્યા |
|---|---|---|
| ૧૯૧૯ | એન. એસ. ૧૧ (બ્રિ.) | ૭ |
| ૧૯૨૧ | આર ૩૮ (બ્રિ.) | ૪૩ |
| ૧૯૨૨ | રોમા (યુ. સ્ટે. અ.) | ૩૪ |
| ૧૯૨૩ | ડિક્સમ્યુડ (ફ્રે.) | ૫૪ |
| ૧૯૨૫ | શેનન્ડૉઆ (યુ. સ્ટે. અ.) | ૧૪ |
| ૧૯૨૮ | ઇટાલિયા (ઈ) | ૭ |
| ૧૯૩૦ | આર. ૧૦૧ (બ્રિ.) | ૪૮ |
| ૧૯૩૩ | એક્રોન (યુ. સ્ટે. અ) | ૭૪ |
| ૧૯૩૫ | મેકોન (યુ. સ્ટે. અ.) | ૨ |
| ૧૯૩૭ | હિન્ડનબર્ગ (જ.) | ૩૩ |

## પ્રખ્યાત જહાજોની જળસમાધિ

**સ્ટીમર 'એરી'** એરી સરોવર પર સળગી ગઇ. ૧૯ એપ્રિલ ૧૮૪૧. ૧૭૫ મનુષ્યોનાં જાન ગયા.

**સ્ટીમર 'રોયલ એડલેઇડ'** ગાબડું પડવાથી ડૂબી ગઇ. માર્ચ ૩૦, ૧૮૫૦. ૪૦૦ મનુષ્યોનાં જાન ગયા.

**સ્ટીમર 'સાન ફ્રાન્સિસ્કો'** સમુદ્ર તળે બેસી ગઇ. ડીસે. ૨૪, ૧૮૫૩. ૪૦ મનુષ્યોની જીવ હાનિ થઇ.

**સ્ટીમર 'સુલતાના'** બોઇલરના ધડાકાથી ગાબડું પડયું. એપ્રીલ ૨૭, ૧૮૬૫. ૧૪૫૦ મનુષ્યોની જીવહાનિ.

**સ્ટીમર 'આટલાંટિક'** ઉત્તર સ્કોશિયા પાસે ગાબડું પડવાથી ડૂબી ગઇ. એપ્રિલ ૧, ૧૮૭૩. ૫૪૭ મનુષ્યોની જીવહાનિ.

**સ્ટીમર 'પ્રિન્સેસ એલિસ'** ભટકાવાથી ડૂબી ગઈ. સપ્ટે ૩, ૧૮૭૮. ૭૦૦ મનુષ્યોની જીવહાનિ.

**સ્ટીમશિપ 'જનરલ સ્લોકમ'** અગ્નિથી નાશ પામી. જુન ૧૫, ૧૯૦૪. ૧૦૨૧ મનુષ્યોની જીવહાનિ.

**સ્ટીમશિપ 'ટિટેનિક'** બરફના પહાડ સાથે ભટકાવાથી ડૂબી ગઇ. એપ્રીલ ૧૪, ૧૯૧૨. ૧૫૧૭ મનુષ્યોની જીવહાનિ.

**સ્ટીમશિપ 'કિકરમારુ'** જાપાનના કાંઠે ડૂબી ગઈ. સપ્ટેમ્બર ૨૮, ૧૯૧૨. ૧,૦૦૦ મનુષ્યોની જીવહાનિ.

**સ્ટીમશિપ 'એમ્પ્રેસ ઓફ આયર્લૅન્ડ'** ભટકાવાથી ડૂબી ગઇ. મે ૨૯, ૧૯૧૪. ૧૦૨૪ મનુષ્યોની જીવહાનિ.

**સ્ટીમશિપ 'લુસિટાનિયા'** જર્મન સબમરીનથી ડૂબી ગઈ. મે ૭, ૧૯૧૫. ૧૧૯૮ મનુષ્યોની જીવહાનિ.

**સ્ટીમર 'ઇસ્ટલેન્ડ'** ચિકાગોમાં ઊંધી વળી ગઇ. જુલાઈ ૨૦, ૧૯૧૫. ૮૯૨ મનુષ્યોની જીવહાનિ.

**ક્રુઝર 'પ્રોવેન્સ'** ભૂમધ્ય સમુદ્રમાં ડૂબી ગઈ. ફેબ્રુઆરી ૨૯, ૧૯૧૬. ૩,૦૦૦ મનુષ્યોની જીવહાનિ.

**સ્ટીમશીપ 'સિનચુ'** ચીનના કાંઠા પર ડૂબી ગઈ. ઓગસ્ટ ૨૯, ૧૯૧૬. ૧,૦૦૦ મનુષ્યોની જીવહાનિ.

**સ્ટીમશીપ 'વેસ્ટ્રિસ'**—વર્જીનિયા ભૂશિર પાસે ડૂબી ગઈ. નવેમ્બર ૧૨, ૧૯૨૮. ૧૧૦ મનુષ્યોની જીવહાનિ.

**સ્ટીમશીપ 'મોરોકેસલ'**—અગ્નિથી નાશ પામી, સપ્ટેમ્બર ૮, ૧૯૩૪–૧૧૫ મનુષ્યોની જીવહાનિ.

| | | | |
|---|---|---|---|
| **રૉયલઓક** | (બ્રિટિશ) | સ્કાપા નજીક ડૂબી. ઓકટોબર ૧૪, | ૧૯૩૮ |
| **રાવલપિંડી** | (બ્રિટિશ) | ઓકટોબર ૨૩, | ૧૯૩૯ |
| **એમ્ડન** | (જર્મન) | નવેંબર ૧૫, | ૧૯૩૯ |
| **ગ્રાફ્સ્પી** | (જર્મન) | ડીસેંબર ૧૩, | ૧૯૩૯ |
| **ગ્લોરિયસ** | (બ્રિટિશ) | જુન ૧૦, | ૧૯૩૯ |
| **હુડ** | (બ્રિટિશ) | મે ૨૪, | ૧૯૪૧ |
| **બિસ્માર્ક** | (જર્મન) | મે ૨૭, | ૧૯૪૧ |
| **આર્કરૉયલ** | (બ્રિટિશ) | નવેંબર ૧૪, | ૧૯૪૧ |
| **પ્રિન્સ ઑફ વેલ્સ** | (બ્રિટિશ) | ડીસેંબર ૯, | ૧૯૪૧ |
| **રીપલ્સ** | (બ્રિટિશ) | ડીસેંબર ૯, | ૧૯૪૧ |

## પ્રાચીન વિશ્વવિદ્યાલયો

| | | | સ્થાપનાનું વર્ષ |
|---|---|---|---|
| અલઅઝાર (કેરો)નું મુસ્લીમ વિશ્વવિદ્યાલય | | | ૯૭૦ |
| પાડુઆનું | વિશ્વવિદ્યાલય | (ઇટલી) | ૧૨૨૮ |
| પેવિયા | ,, ,, | (ઇટલી) | ૮૨૫ |
| નેપલ્સ | ,, ,, | (ઇટલી) | ૧૨૨૪ |
| પેરિસ | ,, ,, | (ફ્રાન્સ) | ૧૧૪૦–૧૧૭૦ |
| પ્રેગ | ,, ,, | (બોહીમિયા) | ૧૩૪૮ |
| હિડલબર્ગ | ,, ,, | (જર્મની) | ૧૩૮૦ |
| અપ્સલા | ,, ,, | (સ્વિડન) | ૧૪૭૭ |
| મોસ્કો | ,, ,, | (રશિયા) | ૧૭૫૫ |
| કોપનહેગન | ,, ,, | (ડેન્માર્ક) | ૧૪૭૮ |
| લીડન | ,, ,, | (નેધરલેન્ડઝ) | ૧૫૭૫ |
| સેંટ એન્ડ્રુઝ | ,, ,, | (સ્કૉટલેન્ડ) | ૧૪૧૧ |
| ઓકસફર્ડ | ,, ,, | (ઇગ્લંડ) | ૧૨૬૬ |
| કેમ્બ્રિજ | ,, ,, | (ઇંગ્લંડ) | ૧૨૫૭ |
| લંડનની રૉયલ કૉલેજ ઑફ ફીઝીશિયન્સ | | | ૧૫૧૮ |
| ક્રેકો | વિશ્વવિદ્યાલય | (પોલંડ) | ૧૩૬૪ |
| સાલામંકા | ,, ,, | (સ્પેન) | ૧૨૩૯ |

## ઊંચાં મકાનો અને ટાવર

| | | ફીટ |
|---|---|---|
| સોવિયેટ પેલેસ | ( મોસ્કો ) | ૧,૩૦૦ |
| એમ્પાયર સ્ટેટ બિલ્ડિંગ | ( યુનાઇટેડ સ્ટેટસ અમેરિકા ) | ૧,૨૫૦ |
| ક્રાઇસ્લર બિલ્ડિંગ | ( યુનાઇટેડ સ્ટેટસ અમેરિકા ) | ૧,૦૪૮ |
| ઇફિલ ટાવર | ( ફ્રાન્સ ) | ૯૮૪ |
| બેંક ઓફ મેન્હટન | ( યુનાઇટેડ સ્ટેટસ અમેરિકા ) | ૯૨૭ |
| ક્રેઇન ટાવર | ( યુનાઇટેડ સ્ટેટસ અમેરિકા ) | ૮૮૦ |
| વુલ્વર્થ બિલ્ડિંગ | ( ,, ,, ,, ) | ૭૯૨ |
| ટર્મિનલ ટાવર | ( ,, ,, ,, ) | ૭૦૮ |
| મેટ્રોપોલિટન બિલ્ડિંગ | ( ,, ,, ,, ) | ૭૦૦ |
| ચેનિન ટાવર | ( ,, ,, ,, ) | ૬૮૦ |
| લિંકન બિલ્ડિંગ | ( ,, ,, ,, ) | ૬૩૮ |
| ઉલ્મ કેથિડ્રલ ( દેવળ ) | ( જર્મની ) | ૫૨૯ |
| કોલોન કેથિડ્રલ | ( જર્મની ) | ૫૧૨ |
| રુએન કેથિડ્રલ | ( ફ્રાન્સ ) | ૪૮૫ |
| ચેપોસની પિરામિડ | ( ઇજિપ્ત ) | ૪૮૧ |
| સ્ટ્રેસ્બર્ગ કેથિડલ | ( જર્મની ) | ૪૬૮ |
| સેંટ પીટર્સ | ( રોમ ) | ૪૪૮ |
| સેંટ સ્ટીવન્સ કેથિડ્રલ | ( વિયેના ) | ૪૪૧ |
| એમીન્સ કેથિડ્રલ | | ૪૨૦ |
| નોતરદામ | ( એન્ટવર્પ ) | ૪૦૫ |
| સેલિસ્બરી કેથિડ્રલ | | ૪૦૪ |
| ફ્રીબર્ગ મિનિસ્ટર, બેડન | | ૩૮૦ |
| ફ્લોરેન્સ કેથિડ્રલ | | ૩૭૦ |
| શાટ્રેંસ કેથિડ્રલ | ( ફ્રાન્સ ) | ૩૭૦ |
| સેંટ પૉલ્સ કેથિડ્રલ | | ૩૬૫ |
| સેંટ આઇઝેકસ કેથિડ્રલ | ( સેંટપીટર્સબર્ગ ) | ૩૩૦ |
| સેંટ પેટ્રિકસ કેથિડ્રલ | ( ન્યુયોર્ક ) | ૩૨૫ |
| નોર્વિચ કેથિડ્રલ | | ૩૧૪ |
| નોતર દેમ | ( પેરિસ ) | ૩૧૦ |
| કેન્ટરબરી કેથિડ્રલ | | ૨૩૫ |

## મોટાં પુસ્તકાલયો

| પુસ્તકાલયનું નામ | ગ્રંથો |
|---|---|
| નેશનલ લાઇબ્રેરી ( ફીલ. યુ. એસ. એસ. આર ) | ૭,૦૯૭,૦૦૦ |
| પબ્લિક લેનિન લાઇબ્રેરી ( મોસ્કો ) | ૬,૬૦૦.૦૦૦ |

| | |
|---|---|
| નેશનલ પબ્લિક લાઇબ્રેરી ( લેનિનગ્રેડ ) | ૬,૪૯૯,૦૦૦ |
| કોંગ્રેસ લાઇબ્રેરી ( વૉશિંગ્ટન ) | ૪,૯૯૨,૦૦૦ |
| બિબ્લોઑથિક નેશનલ ( પેરિસ ) | ૪,૫૫૦,૦૦૦ |
| બ્રિટિશ મ્યુઝિયમ ( લંડન ) | ૪,૪૫૦,૦૦૦ |
| પબ્લિક લાઇબ્રેરી ( ન્યુયૉર્ક ) | ૩,૮૧૭,૦૦૦ |
| હાર્વર્ડ યુનિવર્સિટી ( યુ. એમ. એ. ) | ૩,૮૦૩,૦૦૦ |
| પ્રશિયન સ્ટેટ લાઇબ્રેરી ( બર્લિન ) | ૨,૬૯૮,૦૦૦ |
| રૉયલ નેશનલ સેન્ટ્રલ લાઇબ્રેરી ( ફ્લોરેન્સ ) | ૨,૩૧૩,૦૦૦ |

## જગતના શ્રીમંત મનુષ્યો

| | | |
|---|---|---|
| ૧ | એડસલ ફોર્ડ | ( અમેરિકન ) |
| ૨ | હેન્રી ફોર્ડ | ( અમેરિકન ) |
| ૩ | ઈદુઆર્ડ દ રોથ્સચાઇલ્ડ | ( ફ્રેંચ ) |
| ૪ | ડયુક ઑફ વેસ્ટમિન્ટર | ( બ્રિટિશ ) |
| ૫ | વિલિયમ ઑફ હોહેન્ઝોલર્ન | ( જર્મન ) |
| ૬ | વડોદરાના ગાયકવાડ | ( હિંદી ) |
| ૭ | સાઇમન પેટિનો | ( બોલીવિયન ) |
| ૮ | લૉર્ડ આઇવિધ | ( બ્રિટિશ ) |
| ૯ | આગાખાન | ( મુસલમાન ) |
| ૧૦ | હૈદ્રાબાદના નિઝામ | ( મુસલમાન ) |
| ૧૧ | જી. દ. વેન્ડેલ | ( ફ્રેંચ ) |
| ૧૨ | જ્હોન ઓ. રૉકફેલર ( નાનો ) | ( અમેરિકન ) |
| ૧૩ | લુઈ લુઈ–ડ્રિફસ | ( ફ્રેંચ ) |
| ૧૪ | ફ્રિટ્ઝ થિસન | ( જર્મન ) |
| ૧૫ | એન યાંગ સાંગ | ( ચીન ) |
| ૧૬ | ફ્રેંન્ક સ્ટીન લાર્ટ | ( ક્યુબા ) |
| ૧૭ | ફ્રેડરિક ફ્લિક | ( જર્મન ) |

## જગતનું ઉત્પાદન

### ઘઉં

| | (૧,૦૦૦ ક્વિન્ટલ*) | | |
|---|---|---|---|
| | | ૧૯૩૭–૩૮ | ૧૫,૦૭,૦૦૦ |
| ૧૯૩૦–૩૪ | ૧૨,૮૩,૦૦૦ | ૧૯૩૮–૩૯ | ૧૬,૩૭,૦૦૦ |
| ૧૯૩૬–૩૭ | ૧૨,૬૬,૦૦૦ | ૧૯૩૯–૪૦× | ૧૧,૫૦,૦૦૦ |

### જવ

| | (૧,૦૦૦ ક્વિન્ટલ) | | |
|---|---|---|---|
| | | ૧૯૩૭–૩૮ | ૪,૩૩,૦૦૦ |
| ૧૯૩૦–૩૪ | ૩,૯૩,૦૦૦ | ૧૯૩૮–૩૯ | ૪,૨૬,૦૦૦ |
| ૧૯૩૬–૩૭ | ૪,૦૪,૦૦૦ | ૧૯૩૯–૪૦× | ૩,૭૮,૪૦૦ |

* ક્વીન્ટલ=૨૧૦ રતલ  × સોવિયેટ રશિયાના આંકડા બાદ કરતાં

### મકાઈ

| | (૧,૦૦૦ ક્વિન્ટલ) | ૧૯૩૭–૩૮ | ૧૧,૮૭,૦૦૦ |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૪ | ૧૦,૯૪,૦૦૦ | ૧૯૩૮–૩૯ | ૧૧,૫૫,૦૦૦ |
| ૧૯૩૬–૩૭ | ૯,૪૬,૦૦૦ | ૧૯૩૯–૪૦ | ૧૨,૨૫,૦૦૦ |

### ચોખા (જાડા)

| | (૧,૦૦૦ ક્વિન્ટલ) | ૧૯૩૭–૩૮ | ૯,૪૩,૦૦૦ |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૧, ૧૯૩૪–૩૫ | ૮,૯૧,૧૦૦ | ૧૯૩૮–૩૯ | ૯,૧૪,૦૦૦ |
| ૧૯૩૬–૩૭ | ૯,૩૮,૦૦૦ | ૧૯૩૯–૪૦ | ૯,૧૬,૦૦૦ |

### પટાટા

| | (૧,૦૦૦ ક્વિન્ટલ) | ૧૯૩૭–૩૮ | ૨૫,૧૭,૦૦૦ |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૪ | ૨૦,૬૨,૦૦૦ | ૧૯૩૮–૩૯× | ૧૭,૨૯,૦૦૦ |
| ૧૯૩૬–૩૭ | ૨૧,૫૪,૦૦૦ | ૧૯૩૯–૪૦× | ૧૬,૪૪,૦૦૦ |

### તમાકુ

| | (૧,૦૦૦ ક્વિન્ટલ) | ૧૯૩૭–૩૮ | ૨૪,૦૦૦ |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૪ | ૨૧,૯૧૦ | ૧૯૩૮–૩૯ | ૨૩,૧૦૦ |
| ૧૯૩૬–૩૭ | ૨૩,૩૬૦ | ૧૯૩૯–૪૦ | ૨૫,૪૦૦ |

### ઉત્પન્ન અથવા નિકાસ

(૧,૦૦૦ ક્વિન્ટલમાં)

### કૉફી

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૨૩,૯૭૦ | ૧૯૩૫–૩૬ | ૨૦,૬૦૦ |
| ૧૯૩૧–૩૨ | ૨૦,૫૧૦ | ૧૯૩૬–૩૭ | ૨૫,૦૦૦ |
| ૧૯૩૨–૩૩ | ૨૪,૦૦૦ | ૧૯૩૭–૩૮ | ૨૨,૯૦૦ |
| ૧૯૩૩–૩૪ | ૨૫,૮૦૦ | ૧૯૩૮–૩૯ | ૨૨,૪૦૦ |
| ૧૯૩૪–૩૫ | ૨૪,૮૦૦ | ૧૯૩૯–૪૦ | ૨૨,૦૦૦ |

### ઉત્પન્ન અથવા નિકાસ

(૧,૦૦૦ ક્વિન્ટલમાં)

### કોકો (કાચો)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૫,૫૪૦ | ૧૯૩૫–૩૬ | ૭,૨૩૦ |
| ૧૯૩૧–૩૨ | ૫,૮૦૦ | ૧૯૩૬–૩૭ | ૭,૪૬૦ |
| ૧૯૩૨–૩૩ | ૬,૨૪૦ | ૧૯૩૭–૩૮ | ૭,૧૭૦ |
| ૧૯૩૩–૩૪ | ૬,૦૪૦ | ૧૯૩૮–૩૯ | ૭,૨૨૦ |
| ૧૯૩૪–૩૫ | ૭,૧૪૦ | ૧૯૩૯–૪૦ | ...... |

× સોવિયેટ રશિયાના આંકડા બાદ કરતાં

## ઉત્પન્ન અથવા નિકાસ

(૧,૦૦૦ કિવન્ટલમાં)

(ચીનને બાદ કરતાં)

ચા

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૪,૧૫૦ | ૧૯૩૫ | ૪,૨૩૦ |
| ૧૯૩૧ | ૪,૨૫૦ | ૧૯૩૬ | ૪,૩૭૦ |
| ૧૯૩૨ | ૪,૫૩૦ | ૧૯૩૭ | ૪,૬૩૦ |
| ૧૯૩૩ | ૪,૧૨૦ | ૧૯૩૮ | ૪,૯૨૦ |
| ૧૯૩૪ | ૪,૨૧૦ | ૧૯૩૯ | ...... |

## શેરડીનું ઉત્પન્ન

(૧,૦૦૦ કિવન્ટલમાં)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૧,૫૬,૪૦૦ | ૧૯૩૫–૩૬ | ૧,૫૯,૪૦૦ |
| ૧૯૩૧–૩૨ | ૧,૬૦,૨૦૦ | ૧૯૩૬–૩૭ | ૧,૭૮,૯૦૦ |
| ૧૯૩૨–૩૩ | ૧,૪૬,૨૦૦ | ૧૯૩૭–૩૮ | ૧,૭૨,૬૦૦ |
| ૧૯૩૩–૩૪ | ૧,૪૮,૩૦૦ | ૧૯૩૮–૩૯ | ૧,૭૩,૦૦૦ |
| ૧૯૩૪–૩૫ | ૧,૪૫,૭૦૦ | ૧૯૩૯–૪૦ | ૧,૭૪૨૦૦, |

## રબર (સાફ કર્યા વિનાનું)

## વહાણ મારફત નિકાસ

(૧,૦૦૦ ટન)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૮૩૯ | ૧૯૩૫ | ૮૮૮ |
| ૧૯૩૧ | ૮૧૩ | ૧૯૩૬ | ૮૭૨ |
| ૧૯૩૨ | ૭૨૦ | ૧૯૩૭ | ૧,૧૫૮ |
| ૧૯૩૩ | ૮૬૭ | ૧૯૩૮ | ૯૧૦ |
| ૧૯૩૪ | ૧,૦૩૩ | ૧૯૩૯ | ૧,૦૨૦ |

## ઊન*

## ઉત્પન્ન (૧,૦૦૦ મેટ્રીક ટન)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૧૭૨૯ | ૧૯૩૫ | ૧૬૭૯ |
| ૧૯૩૧ | ૧૭૩૧ | ૧૯૩૬ | ૧૭૩૧ |
| ૧૯૩૨ | ૧૭૩૯ | ૧૯૩૭ | ૧૭૭૨ |
| ૧૯૩૩ | ૧૬૮૫ | ૧૯૩૮ | ૧૮૧૧ |
| ૧૯૩૪ | ૧૬૫૪ | | |

* આ આંકડા ફક્ત ઘેટાની ઊનના છે.

## રૂ

### ઉત્પન્ન (૧,૦૦૦ કિવન્ટલ)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૪ | ૫૫,૪૦૦ | ૧૯૩૮–૩૯ | ૬૨,૧૦૦ |
| ૧૯૬૬–૩૭ | ૬૮,૯૦૦ | ૧૯૩૯–૪૦ | ૬૧,૯૦૦ |
| ૧૯૩૭–૩૮ | ૮૨,૭૦૦ | | |

### શણનું ઉત્પન્ન (૧,૦૦૦ કિવન્ટલ)

| | | હિંદ | | | |
|---|---|---|---|---|---|
| | | | ૧૯૩૮ | ૧૨,૫૦૦ | ૧૨,૪૭૨ |
| ૧૯૩૦–૩૪ | ૧૪,૭૦૦ | ૧૪,૬૨૬ | ૧૯૩૯ | ૧૭,૬૦૦ | ૧૭,૪૮૧ |
| ૧૯૩૬ | ૧૭,૫૪૦ | ૧૭,૪૩૮ | | | |
| ૧૯૩૭ | ૧૫,૮૦૦ | ૧૫,૭૦૫ | | | |

(આ આંકડામાં નેપાળનો સમાવેશ થતો નથી)

## કાચું રેશમ

### ઉત્પન્ન અથવા નિકાસ (મેટ્રીક ટન)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૫૮,૮૦૩ | ૧૯૩૫ | ૫૪,૭૯૨ |
| ૧૯૩૧ | ૫૭,૨૧૯ | ૧૯૩૬ | ૫૩,૮૯૫ |
| ૧૯૩૨ | ૫૨,૬૫૧ | ૧૯૩૭ | ૫૪,૩૬૫ |
| ૧૯૩૩ | ૫૫,૨૦૩ | ૧૯૩૮ | ૫૦,૦૦૦ |
| ૧૯૩૪ | ૫૬,૭૦૭ | ૧૯૩૭ | ૫૨,૦૦૦ |

## દારૂ

### ઉત્પન્ન (૧,૦૦૦ એક્ટોલીટર)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૧૫૮,૧૦૦ | ૧૯૩૫–૩૬ | ૨૨૦,૫૦૦ |
| ૧૯૩૧–૩૨ | ૧૭૪,૬૦૦ | ૧૯૩૬–૩૭ | ૧૫૪,૩૦૦ |
| ૧૯૩૨–૩૩ | ૧૮૪,૮૦૦ | ૧૯૩૭–૩૮ | ૧૮૬,૫૦૦ |
| ૧૯૩૩–૩૪ | ૧૭૨,૬૦૦ | ૧૯૩૮–૩૯ | ૨૦૧,૭૦૦ |
| ૧૯૩૪–૩૫ | ૨૦૭,૩૦૦ | | |

## પેટ્રોલિયમ

### (૧,૦૦૦ મેટ્રીક ટન)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૧૯૬,૧૪૭ | ૧૯૩૫ | ૨૨૬,૫૬૮ |
| ૧૯૩૧ | ૧૮૯,૨૯૯ | ૧૯૩૬ | ૨૪૬,૭૬૭ |
| ૧૯૩૨ | ૧૮૦,૫૪૬ | ૧૯૩૭ | ૨૭૯,૮૭૪ |
| ૧૯૩૩ | ૧૯૭,૧૧૯ | ૧૯૩૮ | ૨૭૨,૫૫૮ |
| ૧૯૩૪ | ૨૦૮,૨૪૪ | ૧૯૩૯ | ૨૮૪,૮૦૦ |

## કોલસો

### (૧,૦૦૦ મેટ્રીક ટન)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૧,૨૨૪,૬૦૦ | ૧૯૩૫ | ૧,૧૩૬,૨૦૦ |
| ૧૯૩૧ | ૧,૦૮૦,૦૦૦ | ૧૯૩૬ | ૧,૨૪૭,૦૦૦ |
| ૧૯૩૨ | ૯૬૦,૮૦૦ | ૧૯૩૭ | ૧,૩૦૯,૨૦૦ |
| ૧૯૩૩ | ૧,૦૦૭,૭૦૦ | ૧૯૩૮ | ૧,૨૨૦,૦૦૦ |
| ૧૯૩૪ | ૧,૧૦૪,૦૦૦ | | |

## લોઢું (કાચી ધાતુ)

[ ૧,૦૦૦ મેટ્રીક ટન ]

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૭૯,૮૦૦ | ૧૯૩૫ | ૬૨,૫૦૦ |
| ૧૯૩૧ | ૫૧,૫૦૦ | ૧૯૩૬ | ૭૮,૬૦૦ |
| ૧૯૩૨ | ૩૧,૬૦૦ | ૧૯૩૭ | ૯૯,૦૦૦ |
| ૧૯૩૩ | ૩૮,૮૦૦ | ૧૯૩૮ | ૭૫,૦૦૦ |
| ૧૯૩૪ | ૫૨,૫૦૦ | | |

## મેંગેનીઝ (કાચી ધાતુ)

(૧,૦૦૦ મેટ્રીક ટન)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૧,૭૭૦ | ૧૯૩૪ | ૧,૪૭૩ |
| ૧૯૩૧ | ૧,૧૨૨ | ૧૯૩૫ | ૧,૯૯૭ |
| ૧૯૩૨ | ૫૯૫ | ૧૯૩૬ | ૨,૫૮૪ |
| ૧૯૩૩ | ૮૮૩ | ૧૯૩૭ | ૩,૦૨૦ |

## પોલાદ

(૧,૦૦૦ મેટ્રીક ટન)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૯૪,૯૮૦ | ૧૯૩૫ | ૯૯,૪૧૦ |
| ૧૯૩૧ | ૬૯,૫૮૦ | ૧૯૩૬ | ૧૨૩,૭૨૦ |
| ૧૯૩૨ | ૫૦,૬૮૦ | ૧૯૩૭ | ૧૩૫,૦૦૦ |
| ૧૯૩૩ | ૬૮,૦૬૦ | ૧૯૩૮ | ૧૦૯,૦૦૦ |
| ૧૯૩૪ | ૮૨,૧૫૦ | ૧૯૩૯ | ૧૩૬,૦૦૦ |

## સોનું

(કિલોગ્રામ)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૬૪૯,૦૦૦ | ૧૯૩૫ | ૯૦૨,૦૦૦ |
| ૧૯૩૧ | ૬૯૪,૦૦૦ | ૧૯૩૬ | ૧,૦૧૬,૦૦૦ |
| ૧૯૩૨ | ૭૫૫,૦૦૦ | ૧૯૩૭ | ૧,૦૭૫,૦૦૦ |
| ૧૯૩૩ | ૭૮૨,૦૦૦ | ૧૯૩૮ | ૧,૧૪૫,૦૦૦ |
| ૧૯૩૪ | ૮૩૧,૦૦૦ | ૧૯૩૯ | ૧,૨૧૫,૦૦૦ |

## ચાંદી (મેટ્રીક ટન)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૭,૭૪૪ | ૧૯૩૫ | ૬,૭૬૭ |
| ૧૯૩૧ | ૬,૦૮૩ | ૧૯૩૬ | ૭,૫૯૩ |
| ૧૯૩૨ | ૫,૨૧૪ | ૧૯૩૭ | ૮,૩૦૦ |
| ૧૯૩૩ | ૫,૨૭૯ | ૧૯૩૮ | ૭,૯૫૦ |
| ૧૯૩૪ | ૫,૯૪૧ | ૧૯૩૯ | ૭,૮૦૦ |

### તાંબું

(૧,૦૦૦ મેટ્રીક ટન)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૧,૫૮૬ | ૧૯૩૫ | ૧,૫૨૭ |
| ૧૯૩૧ | ૧,૩૮૫ | ૧૯૩૬ | ૧,૭૨૦ |
| ૧૯૩૨ | ૯૩૩ | ૧૯૩૭ | ૨,૩૪૦ |
| ૧૯૩૩ | ૧,૦૩૯ | ૧૯૩૮ | ૨,૦૩૦ |
| ૧૯૩૪ | ૧,૩૧૨ | ૧૯૩૯ | ૨,૨૦૦ |

### સીસું

(૧,૦૦૦ મેટ્રીક ટન)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૧,૭૦૧ | ૧૯૩૫ | ૧,૩૯૧ |
| ૧૯૩૧ | ૧,૪૧૮ | ૧૯૩૬ | ૧,૪૭૮ |
| ૧૯૩૨ | ૧,૧૭૫ | ૧૯૩૭ | ૧,૬૭૦ |
| ૧૯૩૩ | ૧,૧૬૫ | ૧૯૩૮ | ૧,૬૬૪ |
| ૧૯૩૪ | ૧,૩૨૪ | | |

### કલાઇ

(૧,૦૦૦ મેટ્રીક ટન)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૧૭૬·૬ | ૧૯૩૫ | ૧૪૧·૯ |
| ૧૯૩૧ | ૧૫૪·૬ | ૧૯૩૬ | ૧૮૦·૮ |
| ૧૯૩૨ | ૧૦૫·૧ | ૧૯૩૭ | ૧૯૯·૪ |
| ૧૯૩૩ | ૯૬·૭ | ૧૯૩૮ | ૧૬૫·૭ |
| ૧૯૩૪ | ૧૧૮·૯ | | |

## જગતમાં આંધળાની વસ્તી

| દેશ | | સંખ્યા | એક લાખ વસ્તીએ કેટલા? |
|---|---|---|---|
| ઑસ્ટ્રેલિયા | (૧૯૨૧) | ૩,૧૫૪ | ૫૮ |
| કેનેડા | (૧૯૨૫) | ૪,૭૧૨ | ૪૯ |
| ડેન્માર્ક | (૧૯૨૫) | ૧,૮૦૦ | ૫૨ |
| ઇંગ્લંડ | (૧૯૨૭) | ૪૬,૮૨૨ | ૧૧૯ |
| ફ્રાન્સ | (૧૯૧૧) | ૨૮,૯૪૫ | ૭૩ |
| જર્મની | (૧૯૨૫) | ૩૪,૭૮૩ | ૫૮ |
| હિંદુસ્તાન | (૧૯૨૧) | ૪૭૯,૬૩૭ | ૧૫૦ |
| આઇરિશ ફ્રી સ્ટેટ | (૧૯૧૧) | ૩,૨૫૦ | ૧૦૩ |
| આયર્લેન્ડ (ઉત્તર) | ( ,, ) | ૧,૦૬૨ | ૮૫ |
| ઇટલિ | (૧૯૧૧) | ૨૮,૨૧૧ | ૮૧ |
| જાપાન | (૧૯૨૮) | ૫૧,૮૭૪ | ૧૦૫ |
| ન્યુઝીલંડ | (૧૯૨૮) | ૬૫૦ | ૪૮ |
| યુ. સ્ટેટ્સ અમેરિકા | (૧૯૨૦) | ૫૨,૫૬૭ | ૪૯ |

## જગતની મુખ્ય બેંકો

લંડન—બેંક ઓફ ઇંગ્લંડ, મિડલેન્ડ બેંક લીમીટેડ, લોઇડઝ બેંક.

સીલોન—નેશનલ બેંક ઓફ ઇન્ડિયા લી. ઇમ્પિરિયલ બેંક ઓફ ઇન્ડિયા લી. પી. એન્ડ ઓ. બેન્કીંગ કારપોરેશન.

સુવર્ણઆરો (આફ્રિકા)—બેંક ઓફ બ્રિટિશ વેસ્ટ આફ્રિકા લી.

દક્ષિણ આફ્રિકા—સ્ટાન્ડર્ડ બેંક ઓફ સાઉથ આફ્રિકા લી.

બ્રિટિશ ગિયાના—બાર્કલેઝ બેંક.

કેનેડા—રૉયલ બેંક ઓફ કેનેડા.

ઑસ્ટ્રેલિયા—બેંક ઓફ ઑસ્ટ્રેલેશિયા; બેંક ઓફ ન્યુ સાઉથ વેલ્સ.

બેલ્જીયમ—બેંક દ લા સોસાયટે જનરેલ દ બેલ્જીક.

ઝેકોસ્લોવેકિયા—બોહિમિયન યુનિયન બેંક, બેંક ઓફ ઝેકોસ્લોવેક લિજીયન.

ફ્રાન્સ—બેંક સેન્ટ્રલ ફ્રેન્કે, બેંક દ ફ્રાન્સ.

જર્મની—ડ્રેસ્નર બેંક.

રોમ—કમર્શિયલ બેંક ઓફ ગ્રીસ, બેંક પોપ્યુલેર, એસ. એ.

ઇટલિ—બેંકા દ ઇટાલિયા, બેંકા દ રોમા.

નોર્વે—બર્જેન્સ પ્રાઇવેટ બેંક, બેંકલેનેંસ બેંક.

ટોકિયો—હોંગકોંગ એન્ડ શાંગહાઇ બેંકીંગ કારપોરેશન.

ઇજીપ્ત—નેશનલ બેંક ઓફ ઇજીપ્ત, ડ્રેસ્નર બેંક.

યુનાઇટેડ સ્ટેટસ (અ)—ફાર્મર્સ એન્ડ મર્ચન્ટસ બેંક, સીટીઝન્સ નેશનલ બેંક, ફર્સ્ટ નેશનલ બેંક

## જગતની પાર્લમેંટનાં નામ

| | | | |
|---|---|---|---|
| જાપાન | ડાયેટ | ઑસ્ટ્રિઆ | રિશરેથ |
| યુનાઇટેડ સ્ટેટસ | કોંગ્રેસ | દક્ષિણ આફ્રિકા | પાર્લમેંટ |
| ઈંગ્લંડ | પાર્લમેંટ | વેલ્સ | પાર્લમેંટ |
| તુર્કસ્તાન | ગ્રાંડ નેશનલ એસેમ્બ્લી | નોર્વે | સ્ટોર્ટિંગ |
| જર્મની | રાઇષ્ટાગ | સ્વિટઝર્લેન્ડ | ફેડરલ એસેમ્બ્લી |
| પોલેંડ | સેઇમ (Sejm) | ઇટલી | સેનેટ |
| ઈરાન | મજલિસ | સ્પેન | કોર્ટીઝ |
| ફ્રાન્સ | ચેમ્બર ઑફ ડેપ્યુટીઝ | હિંદુસ્તાન | લેજીસ્લેટિવ એસેમ્બ્લી |
| આઇસિલેંડ | આલ્થિંગ | ડેન્માર્ક | રિગ્સડાગ |
| નેધર્લેન્ડઝ | સ્ટેટસ-જનરલ | ઇજિપ્ત | બાર્લામન |
| આઇરિશ ફ્રી સ્ટેટ | ડેઇલિ ઇરેન | કેનેડા | પાર્લમેંટ |
| યુગોસ્લેવિયા | સ્કૂપ્ટશિના | સ્કૉટલેંડ | પાર્લમેંટ |
| બલ્ગેરિયા | સોબ્રાન્જે | ઑસ્ટ્રેલિયા | પાર્લમેંટ |
| રશિયા | ડુમા | | |

## પાર્લમેંટના સભ્યોને અપાતા પગાર

| | | | |
|---|---|---|---|
| ગ્રેટબ્રિટન (આમ સભાના સભ્યોને) | ૪૦૦ પૌંડ વાર્ષિક | નોર્વે | ૬,૦૦૦ ક્રોન વાર્ષિક |
| યુનાઇટેડસ્ટેટસ (ફેડરલ) | ૧૦,૦૦૦ ડૉલર ,, | દક્ષિણ આફ્રિકા | ૪૦૦ પૌંડ વાર્ષિક |
| ફ્રાન્સ | ૬૦,૦૦૦ ફ્રાન્ક ,, | ઇજિપ્ત | ૪૮૦ ઇજીપ્તના પૌંડ ,, |
| જર્મની | ૬૧૯ માર્ક માસિક | ગ્રીસ | ૭,૦૦૦ ડ્રેકમી માસિક |
| ઇટલિ | ૧૫,૦૦૦ લીરા વાર્ષિક | સ્વીડન | ૨૪ ક્રોન દૈનિક |
| જાપાન | ૩,૦૦૦ યેન વાર્ષિક | યુગોસ્લેવિયા | ૩૦૦ દીનાર ,, |
| | | ગ્રેટબ્રિટન–વિરુદ્ધ પક્ષના નેતા | ૨,૦૦૦ પૌંડ વાર્ષિક |

## જગતનાં ચલચિત્રગૃહો

| | | | |
|---|---|---|---|
| અફગાનિસ્તાન | ૧ | પૂર્વ આફ્રિકા (બ્રિ. અને પોર્ટુગીઝ) | ૨૪ |
| આલ્બેનિયા | ૧૮ | ઇક્વાડોર | ૩૭ |
| અલ્જિરિયા | ૧૮૦ | ઇજીપ્ત | ૧૨૫ |
| આર્જેન્ટિના | ૧,૨૦૮ | એલ સાલ્વાડોર | ૪૧ |
| ઑસ્ટ્રેલિયા | ૧,૪૦૦ | ઈંગ્લંડ | ૫,૩૦૦ |
| બહામા | ૩ | ઇસ્ટોનિયા | ૬૪ |
| બાર્બેડોઝ | ૩ | ફીજી અને સોસાયટી ટાપુઓ | ૧૧ |
| બેલ્જિયમ | ૧,૧૦૦ | ફિન્લેન્ડ | ૪૧૦ |
| બર્મ્યુડા | ૧૧ | ફ્રાન્સ | ૪,૬૫૦ |
| બોલિવિયા | ૩૯ | ફ્રેન્ચ ઇન્ડો ચાયના | ૯૦ |
| બ્રાઝિલ | ૧,૩૦૦ | ફ્રેન્ચ મોરોક્કો | ૬૨ |
| બ્રિટિશ ગિયાના | ૨૩ | ફ્રેન્ચ ઓશિઆનિયા | ૫ |
| બ્રિટિશ હાન્ડુરાસ | ૩ | ફ્રેન્ચ વેસ્ટ ઇન્ડીઝ | ૧૯ |
| બ્રિટિશ મલાયા | ૧૨૩ | જર્મની | ૭,૭૯૭ |
| બલ્ગેરિયા | ૧૪૪ | જીબ્રાલ્ટર | ૩ |
| બર્મા | ૧૩૬ | ગ્રીસ | ૧૭૫ |
| કેનેડા | ૧,૨૫૧ | ગ્વાટેમાલા | ૩૮ |
| કેનેરી ટાપુઓ | ૫૨ | હાઇટી | ૭ |
| સીલોન | ૧૮ | હાન્ડુરાસ | ૨૩ |
| ચિલિ | ૨૬૩ | હોંગકોંગ | ૨૮ |
| ચીન | ૨૨૫ | હંગરિ | ૫૨૪ |
| ચોઝન | ૬૦ | આઇસલેન્ડ | ૧૦ |
| કોલંબિયા | ૨૭૪ | હિંદુસ્તાન | ૧,૫૩૫ |
| કોસ્ટારિકા | ૪૨ | ઇરાન | ૩૫ |
| ક્યુબા | ૩૭૫ | ઇરાક | ૨૫ |
| ડેન્માર્ક | ૩૪૬ | આઇરિશ ફ્રીસ્ટેટ | ૨૦૦ |
| ડોમ રિપબ્લિક | ૨૮ | ઇટલિ | ૪,૦૧૩ |

| | | | |
|---|---|---|---|
| જમૈકા | ૧૭ | પોર્ટોરિકો | ૧૨૧ |
| જાપાન | ૧,૮૭૫ | રારાપુટો | ૧૭ |
| લેટવિયા | ૯૫ | રુમાનિયા | ૩૭૨ |
| લિથુઆનિયા | ૭૬ | રશિયા | ૩,૦૦૦ |
| લક્ઝમ્બર્ગ | ૩૦ | સાન્મારિનો | ૧ |
| માડાગાસ્કર | ૪ | દક્ષિણ આફ્રિકા | ૩૪૦ |
| મડીરા | ૧ | સ્પેન | ૨,૮૫૨ |
| માલ્ટા | ૨૫ | સ્પેનિશ મોરોક્કો | ૨૧ |
| મંચુરિયા | ૧૨૦ | સુરિનામ | ૪ |
| મેક્સિકો | ૮૨૯ | સ્વીડન | ૨,૧૩૪ |
| નેધર્લેન્ડ્ઝ | ૩૩૫ | સ્વિટ્ઝર્લેન્ડ | ૩૬૦ |
| નેધર્લેન્ડ્ઝ ઇન્ડીઝ | ૩૩૦ | સિરિયા | ૪૦ |
| નેધર્લેન્ડ્ઝ વેસ્ટઇન્ડીઝ | ૯ | તાઇવાન (ફોર્મોસા) | ૪૧ |
| ન્યુઝીલંડ | ૬૧૮ | થાઇલેન્ડ (સિયામ) | ૯૦ |
| નિકારાગુવા | ૨૭ | ટ્રિનિદાદ | ૩૧ |
| નાઇજિરિયા | ૧૧ | ટ્યુનિશિયા | ૪૩ |
| નોર્વે | ૨૧૭૦ | તુર્કી | ૧૪૦ |
| પેલેસ્ટાઇન અને ટ્રાન્સજોર્ડન | ૪૫ | યુનાઇટેડ સ્ટેટસ | ૧૭,૦૦૩ |
| પનામા | ૫૪ | ઉરુગ્વે | ૧૮૧ |
| પેરુગ્વે | ૮ | વેનેઝુયલા | ૧૭૪ |
| પેરુ | ૨૧૫ | પશ્ચિમ આફ્રિકા | ૯ |
| ફિલિપાઇન ટાપુઓ | ૩૫૦ | યુગોસ્લેવિયા | ૩૯૫ |
| પોલંડ | ૮૩૪ | | |
| પોર્ટુગાલ | ૨૧૦ | કુલ | ૬૭,૬૩૪ |

## સીનેમા સ્ટારના ઊંચા પગારો

ડોલર

| | | | |
|---|---|---|---|
| ક્લૉડેટ કોલ્બર્ટ | ૪૨૬,૯૪૪ | શર્લી ટેમ્પલ | ૩૦૭,૦૧૪ |
| બિંગ ક્રોસ્બી | ૪૧૦,૦૦૦ | જોન ક્રાફર્ડ | ૩૦૫,૩૮૪ |
| અર્ન ડુને | ૪૦૫,૨૨૨ | નોર્મા શીરર | ૩૦૦,૦૦૦ |
| ચાર્લ્સ બોઇરિ | ૩૭૫,૨૨૭ | કલાર્ક ગેબલ | ૨૭૨,૦૦૦ |
| વોલેસ બેરી | ૩૫૫,૦૦૦ | ગ્રેટા ગાર્બો | ૨૭૦,૦૦૦ |

## ચલચ્ચિત્રોના કળા તથા વિજ્ઞાનના નિર્ણયો

ચલચ્ચિત્રોના કળા તથા વિજ્ઞાનની સંસ્થા ૧ ઑગસ્ટથી ૩૧ મી જુલાઇ સુધીના વર્ષમાં જે એકટર, એકટ્રેસ, ફીલ્મ ડીરેકટર અને સીનેરીઓ લેખક નામાંકિત થયો હોય તેનો વાર્ષિક નિર્ણય આપે છે. અત્યાર સુધી નીચે પ્રમાણે નિર્ણયો અપાયાં છે.

**૧૯૨૭–૨૮**

એમિલ જેનિંગ્સ,–વે ઓફ ઓલ ફ્લેશ અને ધી લાસ્ટ કમાન્ડ.
જેનેટગેનર–સેવન્થ હેવન, સ્ટ્રીટ એન્જલ, સનરાઇઝ.
ફીલ્મ—વિંગ્ઝ.
ડિરેક્ટર–'સેવન્થ હેવન'માં ફ્રેન્ક બોર્ઝેગ, અને 'ટુ અરેબિયનનાઇટ્સ'માં લુઇ માઇલ્સ્ટોન.
લેખક–બેન હેકટ (મૂળ લેખક) અન્ડર વર્લ્ડ અને બેન્જામીન ગ્લેઝર (રૂપાંતરકાર) સેવન્થ હેવન
ખાસ નિર્ણય–જાઝ સીંગર માટે વોર્નર બ્રધર્સને તથા 'ધી સર્કસ' માટે ચાર્લી ચેપ્લિનને.

**૧૯૨૮–૨૯**

વોર્નર બેક્સ્ટર–'ઓલ્ડ એરિઝોના'માં મેરી પિકફર્ડ–કોકેટ.
ફીલ્મ–બ્રોડવે મેલડી.
ડીરેક્ટર–'ધી ડીવાઇન લેડી'માં ફ્રેન્ક લૉઇડ.
લેખક–હેન્સક્રેલિ 'ધી પેટ્રિયટ"

**૧૯૨૯–૩૦**

જ્યોર્જ આર્લિસ–ડીઝરાયલી અને ગ્રીન ગૉડેસ
નોર્મા શેરર–' ડાઇવોર્સી ' અને, 'ધેર ઓઉન ડીઝાયર્સ'
ફીલ્મ–ઓલકવાયેટ ઓન ધી વેસ્ટર્ન ફ્રન્ટ
ડીરેક્ટર–'ઓલકવાયેટ ઓન ધી વેસ્ટર્ન ફ્રન્ટ'માં લુઇ માઇલસ્ટોન
લેખક–ફ્રાન્સે મેરિયન–ધી બીગ હાઉસ. કેથરાઇન બ્રુશ–મોર્નિંગ ગ્લોરી.
ફીલ્મ–કેવલ્કેડ.

**૧૯૩૦–૩૧**

લાયોનલ બેરીમોર–એ ફ્રીસોલ
મેરી ડ્રેસ્લર– મિન એન્ડ બિલ
ફીલ્મ–સીમેરન
ડીરેક્ટર–' સ્કિપી 'માં નોર્મન ટારોગ.
લેખક. જહોન મંકસોન્ડર્સ (મૂળ લેખક) ડૉન પેટ્રોલ અને હાવર્ડ ઇસ્ટેબ્રુક (રૂપાંતરકાર) સીમેરન

**૧૯૩૧–૩૨**

ફ્રેડરિક માર્ચ– ડૉ. જેકિલ એન્ડ મી. હાઇડ
હેલન હેઝ– ધી સિન ઓફ માદેલન કલોડેટ
ફીલ્મ– ગ્રાન્ડહોટેલ
ડીરેક્ટર–' બેડગર્લ'માં ફ્રેન્ક બોર્ઝેજ
લેખક– ફ્રાન્સે મેરિયન (મૂળ લેખક) ધી ચેમ્પ એન્ડ એડવિન બર્ક (રૂપાંતર) બેડગર્લ.
ખાસ નિર્ણય–મીકીમાઉસના સર્જન માટે વૉલ્ટ ડિસ્નીને

**૧૯૩૨–૩૩**

ચાર્લ્સ લાફ્ટન–ધી પ્રાઇવેટ લાઇફ ઓફ હેન્રી ધી એઇટથ
ડીરેક્ટર–'કેવલ્કેડ'માં ફ્રેન્ક લૉઇડ

લેખક. રૉબર્ટ લૉર્ડ (મૂળ લેખક) વન વે પેસેજ. સસ વાઇ. મેસન અને
વિકટર હીર્મન (રૂપાંતર) લીટલ વીમેન

૧૯૩૩–૩૪

કલાર્ક ગેબલ.–ઇટ હેપન્ડ વન નાઇટ
કલૉડેટ કોલ્બર્ટ–ઇટ હેપન્ડ વન નાઇટ
ફીલ્મ–'ઇટ હેપન્ડ વન નાઇટ
ડીરેકટર–'ઇટ હેપન્ડ વન નાઇટ'માં ફ્રેન્ક કેપ્રા.
લેખક–રોબર્ટ રિસ્કિન. ઈટ હેપન્ડ વન નાઇટ.

૧૯૩૪–૩૫

વિકટર મેકલેગ્લન–ધી ઇન્ફોર્મર
બેટિ ડેવિસ–ડેન્જરસ.
ફીલ્મ–મ્યુટિની ઑન ધી બાઉન્ટી
ડીરેકટર–'મ્યુટિની ઑન ધી બાઉન્ટી'માં જહોન ફોર્ડ
લેખક–બેન હેકટ અને ચાર્લ્સ મેકઆર્થર. ધી સ્કાઉન્ડ્રલ

૧૯૩૫–૩૬

પૉલમુનિ–ધી લાઇફ ઑફ લુઈ પાસ્તર
લુઇરેઇનર–ધી ગ્રેટ ઝીગફીલ્ડ
ફીલ્મ–ધી ગ્રેટ ઝીગફીલ્ડ
ડીરેકટર–'મી. ડીડ્ઝ ગોઝ ટુ ટાઉન'માં ફ્રેન્ક કેપ્રા
લેખક–શેરિડન ગિબ્રિ અને પીઅરી કોલિંગ્સ–'ધી લાઇફ ઑફ લુઈ પાસ્તર'માં

૧૯૩૬–૩૭

સ્પેન્સર ટ્રેસી–કેપ્ટન્સ કરેજીયસ
લુઈ રેઇનર–ધી ગૂડ અર્થ
ફીલ્મ–ધી લાઇફ ઑફ એમિલ ઝોલા
ડીરેકટર 'ધી ઑફૂલ ટ્રુથ'માં લીઓ મેકકેરિ
લેખક–વિલિયમ એ. વેલમેન અને રૉબર્ટ કાર્સન 'એ સ્ટાર ઇઝ બોર્ન'માં

૧૯૩૭–૩૮

સ્પેન્સર ટ્રેસી–બોઇઝ ટાઉન
બેટિ ડેવિસ–જેઝેબલ
ફીલ્મ–'યુ કાન્ટ ટેઇક ઈટ વિથ યુ'
ડીરેકટર–'યુ કાન્ટ ટેઇક ઈટ વિથ યુ'માં ફ્રેન્ક કેપ્રા
લેખક–ડોર સ્કેરિ અને ઇલેનગ્રિફિન 'બોઇઝ ટાઉન'
ખાસ નિર્ણય–'સ્નો વ્હાઈટ, અને 'ધી સેવન ડવાર્ફ્સ'ના સર્જન માટે વૉલ્ટ ડિસ્નીને

૧૯૩૮-૧૯૩૯

રોબર્ટ ડોનેટ—'ગૂડબાય મી. ચિપ્સ'
વિવિયન લી—'ગોન વિથ ધી વીન્ડ'
ફીલ્મ—'ગોન વિથ ધી વીન્ડ'
ડીરેકટર—'ગોન વિથ ધી વીન્ડ'માં વી. ફ્લેમિંગ
લેખક—સીડની હાવર્ડ (મૃત્યુ પછી) ગોન વિથ ધી વીન્ડ
ખાસ નિર્ણય —'ગોન વિથ ધી વીન્ડ'ના સર્જન માટે ડેવીડ. ઓ. સેલ્ઝનિકને; તેજ ફીલ્મના રંગીન કામ માટે કેમેરોન મેન્ઝીસને.

૧૯૩૯-૧૯૪૦

જેમ્સસ્ટુઅર્ટ—ફિલાડેલ્ફીયા સ્ટોરી
જીંજર રોજર્સ—કિટ્ટિ ફોઇલ
ફીલ્મ—રેબેકા
ડીરેકટર—'ગ્રેપ્સ ઑફ રૉથ'માં જહોન ફોર્ડ

૧૯૪૦-૧૯૪૧

ગેરી કૂપર—સાર્જન્ટયૉર્ક
જોન ફોંતે—સસ્પિશન
ફીલ્મ—હાવ ગ્રીન વૉઝ માઇ વેલિ
ડીરેકટર—જહોન ફોર્ડ

# ચલચ્ચિત્રોના સમ્રાટો તથા સમ્રાજ્ઞીઓ

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસ તથા કેનેડાના બધા અગ્રગણ્ય વર્તમાનપત્રોના મત મુજબ નીચેના ચલચ્ચિત્રોના સમ્રાટો તથા સમ્રાજ્ઞીઓ છે.

| વર્ષ | સમ્રાટ | મત | સમ્રાજ્ઞી | મત |
|---|---|---|---|---|
| ૧૯૩૮ | ક્લાર્ક ગેબલ | ... | મર્નાલોઈ | ... |
| ૧૯૩૯ | ટી. પાવર | ૮૯,૬૪૭ | જે. મેકડોનેલ્ડ | ૫૯,૬૦૮ |
| ૧૯૪૦ | મિકિરુની | ૩૮,૨૦૯ | બેટ્ટિ ડેવિસ | ૬૮,૭૨૩ |

# મોટા પગારો

**વાર્ષિક**

| | |
|---|---|
| યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ | ૭૫,૦૦૦* ડોલર |
| જાપાનના મુખ્ય પ્રધાન | ૮,૦૦૦ યેન એટલે ૭,૪૮૮ રૂપિયા |
| ઇંગ્લાંડના વડા પ્રધાન | ૧૦,૦૦૦ પૌંડ |
| ઇંગ્લાંડના લોર્ડ ચેન્સેલર | ૧૦,૦૦૦ પૌંડ |
| હિંદના વાઇસરૉય | ૨,૫૦,૮૦૦ રૂપિયા |
| ફ્યુરર અને ચેન્સેલર જર્મની | ૩૭,૮૦૦ રિશમાર્ક તે ઉપરાંત વાર્ષિક ૧૨૦,૦૦૦ રિશમાર્ક એલાવન્સના આપવામાં આવે છે. |

* આ ઉપરાંત ૨૫,૦૦૦ ડોલરથી વધારે નહિ તેટલું મુસાફરી ખર્ચ આપવામાં આવે છે.

## રાષ્ટ્રીય આવક અને દોલત

| | વસ્તી (દસ લાખમાં) | આવક (માથાદીઠ) | દોલત (માથાદીઠ) |
|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) | ૧૨૨,૭૭ | ૨,૦૫૩ | ૯,૩૫૬ |
| કેનેડા | ૧૦,૩૮ | ૧,૨૬૮ | ૮,૦૨૩ |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૪૬,૧૮ | ૧,૦૯૨ | ૬,૩૭૧ |
| જાપાન | ૬૫,૩૬ | ૨૭૧ | ૨,૩૦૮ |
| બ્રિટિશ હિંદ | ૨૭૧,૭૩ | ૮૨ | ૪૪૧ |

## જુદા જુદા દેશનું ચલણી નાણું

| દેશ | સિક્કો | દેશ | સિક્કો | દેશ | સિક્કો |
|---|---|---|---|---|---|
| એબિસીનિયા | તાલારી | ઇન્ડો-ચીન | પિયાસ્ટર | પેરુગ્વે | પેસો |
| આલ્બેનિયા | ફ્રાન્ક | જર્મની | રીશમાર્ક | ઇરાન | રિયાલ |
| આર્જેન્ટિના | પેસો (કાગળનાણું) | ગ્રીસ | ડ્રાકમા | પેરુ | સોલ |
| ઑસ્ટ્રિયા | શિલિંગ | ગ્વાટેમાલા | ક્વેટઝલ | પોલંડ | ઝલોટી |
| બેલ્જિયમ | બેલ્ગા | હાઇટી | ગુર્ડ (કાગળનો) | પોર્ટુગાલ | એસ્ક્યુડો |
| બોલેવિયા | બોલોવિયેનો | હાન્ડુરાસ | લેમ્પિરા | રૂમાનિયા | લી |
| બ્રાઝિલ | મિલરિસ | હંગરી | પેંગો | સાલ્વાડોર | કોલોન |
| બલ્ગેરિયા | લેવા | હિંદ | રૂપિયો | સિયામ | બેટ |
| કેનેડા | ડોલર | ઇરાક | દિનાર | સ્પેન | પેસેટા |
| ચીલી | પેસો | ઇટલી | લીરા (કાગળનો) | સ્વીડન | ક્રોના |
| ચીન | ડોલર | જાપાન | યેન | સ્વીટ્ઝર્લેન્ડ | ફ્રાન્ક |
| કોલંબિયા | પેસો | જાવા | ગીલ્ડર | તુર્કસ્તાન | લીરા |
| ઝેકોસ્લોવેકિયા | ક્રાઉન | લાટવિયા | લાટ | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) | ડોલર |
| ડેન્માર્ક | ક્રોન | લિથુઆનિયા | લિટાસ | ફીલીપાઇન્સ | ફીલીપાઇન પેસો |
| ઇક્વાડોર | સુકર | મેક્સિકો | પેસો | ઉરૂગ્વે | પેસો |
| ઇજિપ્ત | પૌંડ | નેધરલેન્ડ્ઝ | ફ્લોરીન | યુનાઇટેડ સ્ટેટસ સોવિયેટ રશિયા | રૂબલ |
| ઇસ્ટોનિયા | ક્રૂન | નિકારાગુઆ | કોર્ડોબા | વેનેઝુએલા | બોલિવર |
| ફિન્લેન્ડ | માર્ક | નોર્વે | ક્રોન | યુગોસ્લેવિયા | દીનાર |
| ફ્રાંસ | ફ્રાંક | પનામા | બાલ્બોઆ | | |

## છેલ્લું વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮)

| | |
|---|---|
| યુદ્ધ શરૂ થયું | ઓગસ્ટ ૧, ૧૯૧૪ |
| સુલેહપત્ર પર સહી | નવેંબર ૧૧, ૧૯૧૮ |
| લડાઇ ચાલી | ૪ વર્ષ ૩ મહિના ૧૧, દિવસ |
| યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) જોડાયું | એપ્રિલ ૬, ૧૯૧૭ |
| પારિસની સુલેહ-પરિષદ | જાન્યુ. ૧૮, ૧૯૧૯ |

| | | |
|---|---|---|
| જર્મની સાથે સુલેહ પર સહી થઇ | જૂન | ૨૮, ૧૯૧૯ |
| ઑસ્ટ્રિયા સાથે સુલેહ પર સહી થઇ | સપ્ટેંબર | ૧૦, ૧૯૧૯ |
| બલ્ગેરિયા સાથે સુલેહ પર સહી થઇ | નવેંબર | ૨૭, ૧૯૧૯ |
| હંગરી સાથે સુલેહ પર સહી થઇ | જૂન | ૪, ૧૯૨૦ |
| તુર્કસ્તાન સાથે સુલેહ પર સહી થઇ | ઑગસ્ટ | ૯, ૧૯૨૦ |
| કેટલી પ્રજાઓએ ભાગ લીધો ? | | ૨૭ |
| નવેંબર ૧૧, ૧૯૧૮ સુધી મરાયેલાની સંખ્યા | | ૭,૪૫૦,૨૦૦ |
| ૧૯૧૯ના એપ્રિલની ૩૦ સુધી રોકડ ખર્ચ | | ૧૮૬,૦૦૦,૦૦૦,૦૦૦ ડોલર |

## કઇ પ્રજા કોની સામે હતી ?

જર્મની, ઑસ્ટ્રિયા–હંગરી, તુર્કસ્તાન અને બલ્ગેરિયા.

**વિરુદ્ધ**

યુનાઇટેડ સ્ટેટસ, ગ્રેટબ્રિટન, કેનેડા, હિંદ, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલેંડ, દક્ષિણ આફ્રિકા, ફ્રાન્સ, રશિયા, બેલ્જિયમ, સર્વિયા, મોંટિનિગ્રો, જાપાન, ઇટલી, રૂમાનિયા, પોર્ટુગલ, ગ્રીસ.

## ગયા વિશ્વયુદ્ધમાં સંડોવાયેલ પ્રજાની જીવહાનિ

**( યુનાઇટેડ સ્ટેટસ ( અમેરિકા )ના યુદ્ધખાતાના આંકડા પરથી )**

| મિત્રરાજ્યો | કુલ ભેગું કરેલ લશ્કર | કુલ નુકસાની (ઘવાયેલા કે મૃત્યુ પામ્યા) | ટકા |
|---|---|---|---|
| રશિયા | ૧૨,૦૦૦,૦૦૦ | ૯,૧૫૦,૦૦૦ | ૭૬·૩ |
| ફ્રાન્સ | ૮,૪૧૦,૦૦૦ | ૬,૧૬૦,૮૦૦ | ૭૩·૩ |
| બ્રિટિશ સામ્રાજ્ય | ૮,૯૦૪,૪૬૭ | ૩,૧૯૦,૨૩૫ | ૩૫·૮ |
| ઇટલી | ૫,૬૧૫,૦૦૦ | ૨,૧૯૭,૦૦૦ | ૩૯·૧ |
| યુનાઇટેડસ્ટેટસ (અમેરિકા) | ૪,૩૫૫,૦૦૦ | ૩૫૦,૩૦૦ | ૮·૦ |
| જાપાન | ૮૦૦,૦૦૦ | ૧,૨૧૦ | .૨ |
| રૂમાનિયા | ૭૫૦,૦૦૦ | ૫૩૫,૭૦૬ | ૭૧·૪ |
| સર્વિયા | ૭૦૭,૩૪૩ | ૩૩૧,૧૦૬ | ૪૬·૮ |
| બેલ્જિયમ | ૨૬૭,૩૦૦ | ૯૩,૦૬૧ | ૩૪·૯ |
| ગ્રીસ | ૨૩૦,૦૦૦ | ૨૭,૦૦૦ | ૧૧·૭ |
| પોર્ટુગલ | ૧૦૦,૦૦૦ | ૩૩,૨૯૧ | ૩૩·૩ |
| મોંટિનિગ્રો | ૫૦,૦૦૦ | ૨૦,૦૦૦ | ૪૦·૦ |
| **કુલ સરવાળો** | **૪૨,૧૮૮,૮૧૦** | **૨૨,૦૮૯,૭૦૯** | **૫૨·૩** |

| મધ્યસ્થ સત્તાઓ | | | |
|---|---|---|---|
| જર્મની | ૧૧,૦૦૦,૦૦૦ | ૭,૧૪૨,૫૫૮ | ૬૪.૯ |
| ઑસ્ટ્રો–હંગરી | ૭,૮૦૦,૦૦૦ | ૭,૦૨૦,૦૦૦ | ૯૦.૯ |
| તુર્કી | ૨,૮૫૦,૦૦૦ | ૯૭૫,૦૦૦ | ૩૪.૨ |
| બલ્ગેરિયા | ૧,૨૦૦,૦૦૦ | ૨૬૬,૯૧૯ | ૨૨.૨ |
| સરવાળો | ૨૨,૮૫૦,૦૦૦ | ૧૫,૪૦૪,૪૭ | ૬૭.૪ |
| **કુલ સરવાળો** | **૬૫,૦૩૮,૮૧૦** | **૩૭,૪૯૪,૧૮૬** | **૫૭.૬** |

## ૧૯૧૪–૧૮ ના વિશ્વયુદ્ધની નોંધપાત્ર તારીખો

**૧૯૧૪**

જૂન ૨૮—સર્જેવો ખાતે આર્કડયુક ફ્રાન્સિસ ફર્ડીનાન્ડ તથા તેની પત્નીનાં ખૂન થયાં.
જુલાઈ ૨૮—ઑસ્ટ્રિયા હંગરીએ સર્વિયા સામે યુદ્ધ જાહેર કર્યું.
જુલાઇ ૩૦—બેલ્ગ્રેડનો ઘેરો.
ઑગસ્ટ ૧—રશિયાએ જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. જર્મન લશ્કરે લક્ષેમ્બર્ગ પર હલ્લો કર્યો.
ઑગસ્ટ ૩—જર્મનીએ ફ્રાન્સ સામે યુદ્ધ જાહેર કર્યું.
ઑગસ્ટ ૪—ગ્રેટબ્રિટને યુદ્ધની જાહેરાત કરી.
ઑગસ્ટ ૧૦—ફ્રાન્સે ઑસ્ટ્રિયા હંગરી સામે યુદ્ધ જાહેર કર્યું.
ઑગસ્ટ ૧૫—પાંચ દિવસ ટકી રહ્યા પછી લીજનું પતન.
ઑગસ્ટ ૨૦—જર્મનોએ બ્રસેલ્સનો કબજો લીધો.
સપ્ટેમ્બર ૬—મર્નનું પહેલું યુદ્ધ.
ઑક્ટોબર ૯—જર્મનીએ ઍન્ટવર્પનો કબજો લીધો.
ઑક્ટોબર ૨૦—યપ્રેનું પહેલું યુદ્ધ શરૂ થયું.
નવેંબર ૫—ગ્રેટબ્રિટને ઑસ્ટ્રિયા સામે યુદ્ધની જાહેરાત કરી.

**૧૯૧૫**

એપ્રિલ ૨૨—યપ્રેનું બીજું યુદ્ધ શરૂ થયું.
મે ૨૩—ઇટલીએ ઑસ્ટ્રિયા સામે યુદ્ધ જાહેર કર્યું.
મે ૨૫—મી. ઍસ્કિવથના પ્રમુખપણા હેઠળ સંયુક્ત પ્રધાનમંડળની સ્થાપના થઈ.
જુલાઈ ૯—જર્મન દક્ષિણ આફ્રિકાનો વિજય સંપૂર્ણ થયો.
ઑગસ્ટ ૪—જર્મનોએ વૉર્સો લીધું.
ઑગસ્ટ ૨૩—ઇટલીએ તુર્કી સામે યુદ્ધની જાહેરાત કરી.
ઑક્ટોબર ૪—બલ્ગેરિયાને રશિયાનું આખરીનામું.
ઑક્ટોબર ૬—ઑસ્ટ્રો–જર્મન લશ્કરોએ સર્વિયા પર હલ્લો કર્યો.
ઑક્ટોબર ૧૪—બલ્ગેરિયાએ સર્વિયા સામે યુદ્ધની જાહેરાત કરી.
ઑક્ટોબર ૧૪—૧૮ ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, ઇટલી તથા રશિયાએ બલ્ગેરિયા સામે યુદ્ધની જાહેરાત કરી.

**૧૯૧૬**

ફેબ્રુઆરી ૨૧—વર્ડુંનના યુદ્ધની શરૂઆત
માર્ચ ૯—જર્મનીએ પોર્ટુગલ સામે યુદ્ધની જાહેરાત કરી.
મે ૩૧—જટલેંડનું યુદ્ધ.
જૂન ૫—રશિયા જતાં શાહી સ્ટીમર 'હેમ્પશાયર'માં લૉર્ડ કીચનર ગૂમ થયા.
જુલાઇ ૧—સોમનું યુદ્ધ શરુ થયું.
ઑગસ્ટ ૨૭—રૂમાનિયાએ ઑસ્ટ્રિયા-હંગરી સામે યુદ્ધની જાહેરાત કરી.
ઑગસ્ટ ૨૮—ઇટલીએ જર્મની સામે યુદ્ધની જાહેરાત કરી.
સપ્ટેંબર ૩—ઝેપલીનનો નાશ થયો.
નવેંબર ૨૩—ગ્રીસે મધ્યસ્થ સત્તાઓ સામે યુદ્ધની જાહેરાત કરી.
ડીસેંબર ૫—મી. એસ્કવિથે રાજીનામુ આપ્યું.
ડીસેંબર ૬—જર્મનોએ બુખારેસ્ટ પર ઘેરો ઘાલ્યો.

**૧૯૧૭**

ફેબ્રુઆરી ૩—યુનાઇટેડ સ્ટેટસ અને જર્મની વચ્ચેના રાજકીય સંબંધો તોડી નાખવામાં આવ્યા.
માર્ચ ૧૫—ઝારનો ગાદી ત્યાગ.
એપ્રિલ ૬—યુનાઇટેડ સ્ટેટસે જર્મની સામે યુદ્ધની જાહેરાત કરી.
મે ૧૬—રશિયામાં પ્રિન્સ લ્વૉફ હેઠળ સંયુક્ત રાજ્યતંત્રની સ્થાપના થઇ.
જૂન ૧૨—રાજા કૉન્સ્ટન્ટાઇનનો ગાદી ત્યાગ.
જુલાઈ ૩૧—યપ્રેના ત્રીજા યુદ્ધની શરુઆત.
ઑગસ્ટ ૧૪—ચીન અને કયુબાએ જર્મની સામે યુદ્ધની જાહેરાત કરી.
ઑગસ્ટ ૨૦—વર્ડુંન આગે ફ્રેંચવિજય.
ઑગસ્ટ ૨૬—બ્રાઝિલે જર્મની સામે યુદ્ધની જાહેરાત કરી.
ડિસેંબર ૨૭—યુનાઇટેડસ્ટેટસે ઑસ્ટ્રિયા-હંગરી સામે યુદ્ધની જાહેરાત કરી.
ડિસેંબર ૨૨—રશિયા અને મધ્યસ્થ સત્તાઓ વચ્ચે સુલેહની વાટાઘાટો.

**૧૯૧૮**

જાન્યુઆરી ૮—વિશ્વશાંતિ માટે 'ચૌદ મુદ્દા'ઓનો પ્રમુખ વિલ્સનનો કોંગ્રેસને સંદેશ.
માર્ચ ૨૩—પેરીસ પર બોંબમારો.
મે ૭—રૂમાનિયા અને મધ્યસ્થ સત્તાઓ વચ્ચે સુલેહના કરારો પર સહી થઈ.
જુલાઇ—૧૫ માર્નનું બીજું યુદ્ધ.
જુલાઇ—૧૬ આગલા ઝારને ઠાર કરવામાં આવ્યાનો રિપોર્ટ.
સપ્ટેંબર—૧૫ ઑસ્ટ્રિયા તરફથી સુલેહની માગણી,
ઑક્ટોબર—૪ બલ્ગેરિયાના રાજા ફર્ડીનાન્ડનો ગાદી ત્યાગ.
ઑક્ટોબર—૨૦ તુર્કી યુદ્ધક્ષેત્રની બહાર થયું.
નવેંબર—૫ મી. વિલ્સનની જર્મનીને છેલ્લી નોંધ.
નવેંબર—૭ બાવેરિયા પ્રજાસત્તાક જાહેર થયું.
નવેંબર—૯ કૈઝરનો ગાદીત્યાગ. બર્લિનમાં બળવો.
નવેંબર—૧૦ હર એબર્ટને જર્મન ચેન્સેલર નીમવામાં આવ્યો.

નવેંબર—૧૧ જર્મનોએ યુદ્ધવિરામનો સ્વીકાર કર્યો.
નવેંબર—૨૧ જર્મન કાફલો શરણે આવ્યો.
ડીસેંબર—૧ બ્રિટિશ તથા મિત્રરાજ્યોના દળોએ જર્મન પ્રદેશમાં પ્રવેશ કર્યો.

૧૯૧૯

જૂન—૨૮ જર્મનીએ વર્સેલ્સ ખાતે સુલેહના કરારો પર સહી કરી.

## ગત મહાયુદ્ધ (૧૯૧૪–૧૯૧૮)ની વિશિષ્ટ વ્યક્તિઓ

**આર્મિન જનરલ સિકસ્ટ વોન**—જર્મન સરદાર.
**એલ૦બી એડમન્ડ**—પહેલાવાઈ કાઉન્ટ. વિશ્વયુદ્ધમાં પેલેસ્ટાઈનના વિજેતા.
**કેસલનો જનરલ દ**—૧૯૧૪માં નાન્સીનો બચાવ કર્યો.
**ગુરાંદ જનરલ હેન્રી**—આર્ગોન મોખરા પર ફ્રેન્ચ સેનાધિપતિ.
**જોફ્રે, જનરલ જોસેફ જેક સીઝર**—મર્નનો વિજેતા.
**ટાઉન શેન્ડ, મેજર જનરલ સર ચાર્લ્સ વેરીફ્રેરર્સ**—૧૯૧૫માં કૂટ ખાતે તુર્કોને શરણ ગયો.
**ફ્રેન્શેટ દ એસ્પરી, જનરલ**—૧૯૧૮માં જૂન ૧૦ મીએ બાલ્કનમાં પૂર્વના લશ્કરના ઉપરી.
**વીટ્ટી ડેવિડ અર્લ**—૧૯૧૯–૨૭ દરિયાઈ લશ્કરના પહેલા ઉપરી. ૧૯૧૭–૧૮માં આખા કાફલાના ઉપરી હતા.
**બ્રસિલોફ જનરલ એલેકિસસ એલેકિસવિચ**—રશિયન સેનાધિપતિ. ૧૯૧૪ના ઑગસ્ટના ગેલેશિયાના યુદ્ધના વિજય માટે પ્રખ્યાત.
**બ્યુલો જનરલ કાર્લવોન**—મોન્સ અને મર્ન ખાતે જર્મન આગેવાન.
**સરેલ, જનરલ**—વિશ્વયુદ્ધના શરૂઆતના મહિનાઓમાં વર્ડુનના બચાવ માટે પ્રસિદ્ધ.
**સેન્ડર્સ જનરલ લિમન વોન**—તુર્કસ્તાનના અનવરપાશાના સ્ટાફનો ઉપરી.
**સ્મિથ ડોરિયન જનરલ સર હોરેસ લોકવૂડ**—પૂર્વ આફ્રિકાના લશ્કરોના ઉપરી
**હિન્ડનબર્ગ, ફીલ્ડમાર્શલ વોન**—રણક્ષેત્રના બધાં જર્મન લશ્કરોના સેનાધિપતિ.
**હેગ, જનરલ સર ડગલાસ**—વિશ્વયુદ્ધમાં બ્રિટિશ લશ્કરોના સેનાપતિ.
**હેમિલ્ટન, જનરલ સર આયન સ્ટેન્ડિશ મોન્ટીથ**—ભૂમધ્યની સેનાના ઉપરી.
**હોસ્કિન્સ, લેફ્. જનરલ સર આર્થર રેજીનાલ્ડ**—પૂર્વ આફ્રિકાના લશ્કરમાં જનરલ સ્મટસના અનુગામી.

## સુલેહના કરારો

| | |
|---|---|
| રશિયા, જર્મની, ઑસ્ટ્રિયા–હંગરી, બલ્ગેરિયા અને તુર્કસ્તાન સાથે, બ્રેસ્ટ–લિટોવ્સ્કના કરાર. | માર્ચ ૩, ૧૯૧૮ |
| જર્મની અને ફિન્લેન્ડ વચ્ચે | માર્ચ ૭, ૧૯૧૮ |
| જર્મની અને મિત્રરાજ્યો વચ્ચે. વર્સેલ્સના કરારો | જૂન ૨૮, ૧૯૧૯ |
| ઑસ્ટ્રિયા અને મિત્રરાજ્યો વચ્ચે, સેંટ જર્મેનના કરારો | સપ્ટેંબર ૧૦, ૧૯૧૯ |
| બલ્ગેરિયા અને મિત્રરાજ્યો વચ્ચે ન્યુલિના કરારો | નવેંબર ૨૭, ૧૯૧૯ |
| તુર્કસ્તાન અને મિત્રરાજ્યો વચ્ચે સેવરના કરારો | ઑગસ્ટ ૧૦, ૧૯૨૦ |
| હંગરી અને મિત્ર રાજ્યો વચ્ચે ગ્રાંડ ટ્રિએનોનના કરારો. | જૂન ૪, ૧૯૨૦ |

# ગયા યુરોપીય મહાયુદ્ધ પછી થયેલા વિગ્રહો

પહેલું વિશ્વયુદ્ધ બંધ પડયા પછી–૧૯૧૮માં યુદ્ધવિરામ જાહેર થયા પછી–એમ માનવામાં આવતું હતું કે યુદ્ધ સદાને માટે જગતની વિદાય લઈને ચાલી ગયું છે. પરંતુ આ વાત ખોટી નીવડી છે. ૧૯૧૪થી હિટલરના સાહસો સુધીમાં કંઈ નહિ તો યે ૧૭ વિગ્રહો ખેલાઈ ગયા છે.

૧૯૧૪–૧૮માં અપાયેલ ભોગની મશ્કરી કરતી યાદી નીચે મુજબ છે :—

**ગેલિશિયાનો વિગ્રહ ૧૯૧૮–૧૯**–પૂર્વ ગેલિશિયાનો કબજો મેળવવા માટે પોલ લોકો તથા યુક્રેનિયન લોકો લડ્યા. વિગ્રહના પરિણામે તે પ્રદેશ પોલંડમાં જોડાયો.

**આયર્લૅન્ડનો વિગ્રહ ૧૯૧૯–૨૧**–'બ્રિટિશ બ્લેક અને ટેન' તથા આયર્લૅન્ડના પ્રજાસત્તાકવાદીઓ વચ્ચે લોહીતરસ્યું યુદ્ધ.

**રશિયાનો વિગ્રહ ૧૯૧૯**–રેડ રશિયનોએ વ્હાઈટ રશિયનોને દાબી દીધા. વ્હાઈટ રશિયનોની આગેવાની સાઈબીરિયામાં એડમિરલ કૉલ્ચેક, દક્ષિણમાં જનરલ ડેનિકિને તથા એસ્ટોનિયામાં જનરલ યુડેનિચે લીધી હતી. બધાને મિત્રરાજ્યોનો ટેકો હતો.

**મોરોક્કોનો વિગ્રહ ૧૯૧૯–૨૨**–મોરોક્કોના રિફ પ્રદેશમાં સ્પેનનો વિગ્રહ.

**આરબ વિગ્રહ ૧૯૧૯–૨૬**–ઇબ્ન સાઉદ તથા રાજા હુસેન વચ્ચે લડાઈ; રાજા હુસેનને ગાદી છોડવી પડી.

**પોલંડની લડાઇ ૧૯૨૦**–રશિયાએ પોલંડ પર હલ્લો કર્યો અને વોરસોમાં ભય પેદા કર્યો. પોલ લોકોએ રશિયનોને હરાવ્યા.

**આર્મિનિયાની લડાઇ ૧૯૨૦**–તુર્કસ્તાને આર્મિનિયાના પ્રજાસત્તાક રાજ્ય પર હુમલો કરી રશિયા સાથેનો સીધો માર્ગ ખુલ્લો કર્યો.

**ચીનનો આંતરવિગ્રહ ૧૯૨૦–૨૬**–ચીનના હરીફ સેનાપતિઓ અને લશ્કરો વચ્ચેનો વિગ્રહ.

**એશિયા માઇનરની લડાઇ ૧૯૨૧–૨૨**–ગ્રીક લોકોએ એશિયા માઇનર પર હલ્લો કર્યો. એક મહિનાના સખત યુદ્ધ પછી તુર્કોએ તેમને હરાવ્યા. આ સમય દરમિયાન સ્મર્નાનો નાશ કરવામાં આવ્યો. આને અંગે ૫ કરોડ પૌંડના નુકશાનનો અડસટ્ટો કરવામાં આવ્યો છે. હજારો લોકોને રહેંસી નાખવામાં આવ્યા હતા.

**સિરિયાની લડાઇ ૧૯૨૫**–ડ્રુસ બળવો; સિરિયાએ ફ્રાન્સની હકુમત સામે માથું ઉંચક્યું.

**દક્ષિણ અમેરિકાના વિગ્રહો ૧૯૨૫–૩૫**–ગ્રેનચેકોના મુલકના આધિપત્ય માટે બોલિવિયા તથા પેરૂગ્વે વચ્ચે લાંબો સમય વિગ્રહ ચાલ્યો.

**ચીનની લડાઈ ૧૯૨૬–૨૮**–ચીનમાં ક્રાંતિના વિગ્રહો. પ્રજાસત્તાકની સ્થાપના.

**મંચુરિયાનું આક્રમણ ૧૯૩૧–૩૨**–જાપાને મંચુરિયા પર આક્રમણ કરી ચીનના સરદાર માર્શલ પેંગ સિઆનો લિઆંગને હાંકી કાઢ્યો અને બધી સત્તા હાથમાં રાખી, પૂતળા જેવા શહેનશાહને ગાદીએ બેસાડ્યો.

**ચીન–જાપાન લડાઈ ૧૯૩૨**–શાંગહાઈના ચીના તથા જાપાની લશ્કરો વચ્ચે લડાઈ. શહેરને સાત કરોડ પૌંડનું નુકશાન થયું.

**એબિસીનિયાનો વિગ્રહ ૧૯૩૫-૩૬**-ઇટલિએ એબિસીનિયા પર હલ્લો કર્યો.

**સ્પેનનો આંતરવિગ્રહ ૧૯૩૬-૩૯**-સ્પેન પ્રજાસત્તાક સામે જર્મની તથા ઇટલીની મદદથી ફ્રાન્કોએ બળવો કરી આંતરવિગ્રહ સળગાવ્યો.

**ચીન-જાપાન યુદ્ધ ૧૯૩૭**-ચીન-જાપાન વચ્ચેના યુદ્ધની શરૂઆત. હિટલરના ઑસ્ટ્રિયા, ઝેકો-સ્લોવેકિયા, પોલંડ, નોર્વે, હોલંડ, લકસમ્બર્ગ, બેલ્જિયમ, ફ્રાન્સ, ઇંગ્લંડ, અમેરિકા, બાલ્કન વિગેરે સાથેના યુદ્ધનો આમાં સમાવેશ થતો નથી.

## તાજેતરની લડાઇઓનાં ખર્ચ

| | | મનુષ્યહાનિ | સીધું ખર્ચ (ડૉલરમાં) |
|---|---|---|---|
| નેપોલિયન સાથેની લડાઇ | (૧૭૯૦-૧૮૧૫) | ૨,૧૦૦,૦૦૦ | ૩,૦૭૦,૦૦૦,૦૦૦ |
| ક્રીમિયાની લડાઈ | (૧૮૫૪-૧૮૫૬) | ૭૮૫,૦૦૦ | ૧,૭૦૦,૦૦૦,૦૦૦ |
| અમેરિકાનું આંતર્યુદ્ધ | (૧૮૬૧-૬૫) | ૬૫૬,૦૦૦ | ૭,૦૦૦,૦૦૦,૦૦૦ |
| ફ્રાન્કો-પ્રશિયન યુદ્ધ | (૧૮૭૦-૭૧) | ૨૮૦,૦૦૦ | ૩,૨૧૦,૦૦૦,૦૦૦ |
| બોઅર યુદ્ધ | (૧૮૯૯-૧૯૦૨) | ૯,૮૦૦ | ૧,૨૫૦,૦૦૦,૦૦૦ |
| રૂસો જાપાની યુદ્ધ | (૧૯૦૪-૦૫) | ૧૬૦,૦૦૦ | ૨,૧૦૦,૦૦૦,૦૦૦ |
| વિશ્વયુદ્ધ | (૧૯૧૪-૧૮) | ૯,૮૧૮,૦૦૦ | ૧૮૬,૨૩૩,૬૩૭,૦૯૩ |

## યુદ્ધનું ૧૯૪૨નું વર્ષ

### યુરોપ

**યુરોપના યુદ્ધની પશ્ચાદ્‌ભૂમિ.** ૧૯૪૨ના સપ્ટેમ્બરની પહેલી તારીખે વિશ્વયુદ્ધ ચોથા વર્ષમાં પ્રવેશ કર્યો. જગતની ૪/૫ પ્રજા આ યુદ્ધમાં સંડોવાયેલી છે યુદ્ધની સીધી અસર તળે આવેલા દેશો નીચે મુજબ છે.

ધરીરાજ્યોનો વિસ્તાર ૪,૦૦૦,૦૦૦ ચોરસ માઇલનો છે. તેમાં જર્મની, ઇટલી, રૂમાનિયા, હંગરિ, ક્રોટિયા, સ્લોવેકિયા, અને ફિન્લેન્ડનો સક્રિય ભાગ લેનાર દેશો તરીકે સમાવેશ થાય છે. ધરી સત્તાએ નીચેના દેશો જીતી લીધા છે. બેલ્જિયમ, બલ્ગેરિયા, ડેન્માર્ક, ફ્રાંસ (અમુક ભાગ) ગ્રીસ, નેધર્લેન્ડઝ, નોર્વે, પોલંડ અને યુગોસ્લેવિયાનો સમાવેશ થાય છે. યુદ્ધ શરુ થયા પહેલાં જર્મનીએ ઝેકોસ્લેવિયા, મેમલ તથા ડાન્ઝિગનું સ્વતંત્ર શહેર જીતી લીધા હતા, અને ઇટલીએ આલ્બેનિયા તથા ઈથિઓપિયા પચાવી પાડયા હતા. સોવિયેટ રશિયાએ પોતાની સાથે ભેળવી દીધેલા લેટ્વિયા, ઇસ્ટોનિયા અને લિથુઆનિયા ને રશિયા સાથેના યુદ્ધમાં જર્મનીએ પાછા મેળવી લીધા હતા. ૧૯૪૨ના યુદ્ધનો અતિ અગત્યનો બનાવ તો નવેંબરના છેવટના ભાગમાં જુદા જુદા મોખરા પર રશિયન લશ્કરોએ સ્ટેલિનગ્રેડનો કરેલો વીરતાભર્યો બચાવ હતો.

૧૯૪૨ના જૂનમાં જર્મનોનું ઉનાળાનું આક્રમણ શરૂ થયું. શરૂઆતમાં જ જર્મનો કર્ચ લેવામાં સફળ થયા અને ત્યાંથી સેબાસ્ટપોલના ઘેરા માટે ઉપડયા. રશિયનોના બહાદુરીભર્યા સામના પછી ૧લી જૂને તેનું પતન થયું. ત્યારપછી ખાર્કોવ માટે ઉપડયા. ૧૯૪૨-૪૩નું સોવિયેટનું શિયાળાનું આક્રમણ વધારે ભયંકર પ્રકારનું લગે છે. સોવિયેટ દળોએ વિજળીક ત્વરાના હુમલાથી જર્મન દળોને આશ્ચર્યચકિત કરી નાખ્યાં હતાં.

**જાન્યુઆરી**–પહેલી તારીખે રશિયનોએ કાલુગા ફરીથી લીધું. બ્રિટિશ દળોએ નોર્વે પાસે આવેલા લોફોટન ટાપુઓ પર હુમલો કર્યો. ૧૪મી જાન્યુઆરીએ રશિયનોએ સ્મોલેન્સ્ક વિસ્તારના ઘણાં ગામો લીધા અને ધરીરાજ્યોએ માલ્ટા પર જબરો હવાઈ હુમલો કર્યો. જાન્યુઆરી ૨૪ સુધીમાં રશિયનોએ લગભગ ૨૦૦૦ ગામડાં અને શહેરો ફરીથી લઈ લીધા. જાન્યુઆરીની ૨૬ તારીખે અમેરિકન લશ્કર ઉત્તર આયર્લેંડમાં ઉતર્યું. બીજે દિવસે બ્રિટનની યુદ્ધનૌકા 'બહરાન' ભૂમધ્યમાં ૨૫ નવેંબરે ડૂબી ગયાની જાહેરાત કરવામાં આવી. ડોનેટ્ઝ પ્રદેશમાં રશિયાનું પ્રતિઆક્રમણ ચાલુ રહ્યું.

રશિયનો જર્મન લશ્કર પર ખૂબ દબાણ લાવતા હતા. તેઓ રોસ્ટોવની પશ્ચિમે જર્મનોની પાછળ પડયા. ક્લિન ફરીથી લીધું અને ડીસેંબરની ૧૬મીએ ક્રિમિયામાં આગળ વધ્યા. ૨૧ ડીસેંબરે રશિયનોએ વોલોકોલામસ્ક તથા ૩૧ ડીસેંબરે કર્ચ તથા થિઓડોશિયા પાછાં લીધાં.

રશિયાના મધ્યસ્થ મોખરા પરના જર્મન લશ્કરના સેનાપતિ જનરલ વોનબૉક તથા જર્મનીના સશસ્ત્ર સૈન્યોના વડા સેનાપતિ ફીલ્ડમાર્શલ વોન બ્રોચિટશને હિટલરે તેમના હોદ્દા પરથી મુક્ત કર્યા. જેથી કરીને તે પોતે યુદ્ધની હિલચાલનું સીધું સંચાલન કરી શકે.

**ફેબ્રુઆરી**—ત્રણ જર્મન યુદ્ધનૌકા 'શારહોસ્ટ' 'જેનિસેનો' તથા 'પ્રિન્સ યુજેન' જે બ્રેસ્ટમાં પડી હતી તે ૧૨મી તારીખે નાસી છુટી અને ખાડીમાં પહોંચી. તેમને અટકાવવા માટે હવાઈ હુમલો કરવામાં આવ્યો પણ નાસી છુટવામાં તે સફળ થઈ. આ નાસી છુટવાનું કારણ નક્કી કરવા માટે ન્યાયની તપાસ ચલાવવામાં આવી, પરંતુ જાહેર હિતના કારણે તે તપાસનું પરિણામ બહાર પાડવામાં આવ્યું નહિ. દરમિયાન રશિયાનું શિયાળાનું આક્રમણ ચાલુ હતું.

**માર્ચ**—મોસ્કોએ જાહેરાત કરી કે સ્ટરયા રશિયા પ્રદેશમાં માર્ચની ૭મી તારીખે બે લાખ જર્મનો ઘેરાઈ ગયા છે. માર્ચની ૯મીએ શાહીવિમાનીદળે ઈસેનના ક્રપના કારખાનાને સખત નુકશાન પહોંચાડ્યું. માર્ચની ૩૧મીએ બ્રિટિશ તથા અમેરિકન પુરવઠાનો મોટો સંરક્ષક કાફલો મુર્મેન્સ્ક પહોંચી ગયો. તેનો નાશ કરવાને જર્મનોએ ખૂબ પ્રયત્નો કર્યા હતા.

**એપ્રિલ**—એપ્રિલની ૭મીએ લાલ લશ્કરે લેનિનગ્રેડનો રેલવે રસ્તાનો વ્યવહાર ફરીથી ચાલુ કર્યો. બીજે દિવસે યુનાઈટેડ સ્ટેટસના ચીફ ઑફ સ્ટાફ જનરલ માર્શલ તથા પ્રમુખ રુઝવેલ્ટના સલાહકાર હેરિ હોપ્કિન્સ લંડન પહોંચ્યા. ૧૦મી એપ્રિલે બ્રિટિશોએ એરક્રેફ્ટ કેરિયર 'હર્મિસ'નો નાશ થયાનું જાહેર કર્યું. ૧૯મી એપ્રિલે જનરલ માર્શલ અમેરિકા પાછા ફર્યા. ૨૨મીએ બ્રિટને ખુલોં પર હલ્લો કર્યો. ૨૮મીએ જર્મનોએ કબુલ કર્યું કે રશિયનોએ ઓરેલ નજીક ફાયર મારી હતી.

**મે**—૫મીએ રશિયનોએ ખાર્કોવ, કુરાક અને ટેગનરોગ પર હુમલો કર્યો. ૭મીએ તેઓએ લેનિનગ્રેડ પ્રદેશમાંથી જર્મનોને હાંકી કાઢયા. ૧૦ મી તારીખે જર્મનોએ ખાર્કોવમાં સામો હુમલો કર્યો. ૧૨ મીએ જર્મનોએ કર્ચ દ્વિપકલ્પમાં આક્રમણની શરૂઆત કરી અને ૧૯મીએ કર્ચ લીધાનો દાવો કર્યો. મેની ૩૦ તારીખ સુધી ખાર્કોવ નજીક ભીષણ યુદ્ધ ચાલતું રહ્યું.

**જૂન**—૧લી જૂને એક હજાર શાહી હવાઈ વિમાનોએ ર્હાઈન્લેંડપર હુમલો કર્યો અને ઔદ્યોગિક કેન્દ્રોનો નાશ કર્યો. ૩જી તારીખે ઈસેનના ઔદ્યોગિક કેન્દ્ર પર બીજો શાહી વિમાની દળનો હુમલો કરવામાં આવ્યો. જૂનની ૬ઠ્ઠી તારીખથી સેબાસ્ટપોલ પર ભીષણ હવાઈ યુદ્ધ ચાલુ થયું. ૯મી તારીખે સેબાસ્ટપોલપરનું જર્મન આક્રમણ અતિ ભીષણ થયું. આખા માસ દરમિયાન સેબાસ્ટપોલનું યુદ્ધ સખત ચાલુ રહ્યું. ભયંકર સામનો કર્યા પછી રશિયનો શહેરને થોડું થોડું તાબે આપતા જતા હતા. ૨૬મી તારીખે

બ્રેમન ઉપર હજાર વિમાનોનો બીજો હુમલો કરવામાં આવ્યો. ૨૮ મી તારીખે ઈંગ્લંડમાં કેન્ટબરી પર બોંબમારો કરવામાં આવ્યો.

**જુલાઇ**—જુલાઈની ત્રીજી તારીખે હિટલરે રશિયામાં નવો મોરચો શરૂ કર્યો. કરર્ક પ્રદેશમાં ભયંકર યુદ્ધ ચાલી રહ્યું. લાલ લશ્કરને ત્રણ વિભાગમાં તોડી પાડવાની યોજનાથી તેનું ઉનાળાનું આક્રમણ શરૂ કરવામાં આવ્યું હતું. ખાર્કોવ મોરચા ઉપર–કરર્ક પાસે ભયંકર યુદ્ધ ચાલુ હતું. ૮ મીએ જર્મની લશ્કરો ડૉન નદી ઓળંગવામાં ફળીભૂત થયા. ૧૦ મીએ જર્મનોએ રોસોશમાં પ્રવેશ કર્યો. ૧૨ જુલાઇએ ડૉન ખીણમાં જર્મન ધસારો ભયંકર થયો. ૧૭ મીએ સ્ટેલિન્ગ્રેડ ભયમાં આવી પડયું. ૧૯મીએ સાથોસાથ કોકેસસ પર ધસારો કરવામાં આવ્યો અને ૨૨મીએ આ ધસારો પ્રબળ થયો. ૨૪મીએ જર્મનોએ રોસ્ટોવમાં પ્રવેશ કર્યાનો દાવો કર્યો. ૨૬મીએ આ દાવો કબુલ કરવામાં આવ્યો.

**ઑગસ્ટ**—રશિયાના યુદ્ધની ભીષણતા વધતી ચાલી. જર્મન લશ્કરો કોકેસસ પ્રતિ આગળ વધ્યા. ભૂમધ્યમાં, બ્રિટિશ 'એરક્રેફ્ટ કેરીઅર', 'ઇગલ' ૧૨મીએ ડૂબાડવામાં આવ્યું. ૨૯મીએ કોકેસસ તરફની જર્મન આગેકૂચને અટકાવવામાં આવી, ૨૯મીએ રશિયન હવાઇ લશ્કરે બર્લિન પર બોંબમારો કર્યો.

**સપ્ટેંબર**—રશિયાનું યુદ્ધ ચાલુ રહ્યું. ૧૨મીએ નોવોરોસિસ્કનું પતન થયું ૧૯મીએ જનરલ વોન ક્લીસ્ટ મોઝડક મોખરા પર મરાયો. ૨૧મી સુધીમાં સ્ટેલિન્ગ્રેડ પરનો હુમલો ભીષણ થયો પણ શહેર ટકી રહ્યું. સ્ટેલિન્ગ્રેડના યુદ્ધમાં જર્મનીએ બધી શક્તિનો ઉપયોગ કર્યો.

**ઑક્ટોબર**—૫મીએ સ્ટેલિન્ગ્રેડમાં મોટી આગો લાગી. ૧૧મીએ ભયંકર તોપબાજી ચાલી. પરાની શેરીઓ તથા ઘરોની માલિકી દિનપ્રતિદિન બદલતી જતી હતી. ૧૮મીએ સ્ટેલિન્ગ્રેડના યુદ્ધે નિર્ણયાત્મક તબક્કામાં પ્રવેશ કર્યો. શહેરના રક્ષકોની મદદે પહોંચવા માટે મારશલ ટિમોશેંકોના દળો ઉત્તર તરફથી સ્ટેલિન્ગ્રેડ પહોંચવા મરણિયા યત્નો કરી રહ્યા હતા. આ લશ્કર કેટલાક સ્થળોએ ડૉન નદી ઓળંગી ગયું.

**નવેંબર**—૭મી નવેંબરે મિત્રરાજ્યોના દળોએ ઉત્તર આફ્રિકામાં પ્રવેશ કર્યા પછી તરતજ સ્ટેલિન્ગ્રેડ-પરનો ભય દૂર થયો. ૧૧મીએ જર્મન લશ્કરોને ફ્રાંસના કબજે ન લીધેલા પ્રદેશોમાં કૂચ કરવાનો હુકમ કરવામાં આવ્યો. ૨૨મીએ વાયુદ્વારા મોકલાએલ ટેન્કો વડે જર્મન લશ્કરો ટયુનિશિયામાં ધસી ગયા. ૨૫મીએ શહેરમાં રક્ષકોના આગમનથી સ્ટેલિન્ગ્રેડ ચોક્કસ રીતે ભયમુક્ત થયું. રશિયનોએ તરતજ જર્મનો સામે આક્રમણ કર્યું અને ૨૬મીએ રશિયન 'પ્રિન્સરો' ડોન એલ્બોમાં ધરીલશ્કરોને ઘેરી વળ્યા.

**ડીસેંબર**—રશિયનોએ વળતા હુમલા કર્યા. ૨૦મી તારીખ સુધીમાં મધ્ય ડોન વિસ્તારમાં રહેલા લાલ લશ્કરે જર્મન રક્ષણહરોળને ભેદી નાખી.

## રાજ્યદ્વારી કુનેહવાળું યુદ્ધ

**જાન્યુઆરી**—પહેલી જાન્યુઆરીએ ૨૬ રાષ્ટ્રોએ વિજય મેળવવા માટે પોતાના બધાં સાધનો ખર્ચી નાખવાનું તથા જુદી સુલેહ ન કરવાનું વચન આપ્યું–૧૨મી જાન્યુઆરીએ જર્મની, ઇટલી તથા જાપાને લડાયક 'સ્થાયી સંધિ' ( Convention ) પર સહી કરી. સેંટ પિયરી તથા મિકેલોનમાંથી પાછા ફરવાનું દ ગૉલને કહેવામાં આવ્યું. ૨૧મી જાન્યુઆરીએ અમેરિકાના પ્રજા સત્તાક રાજ્યોની પરિષદ રિયોદ જાનેરો ખાતે ભરવામાં આવી. પેરુ અને ઉરૂગ્વેએ ધરી રાજ્યો સાથે ૨૪મી તારીખે રાજ્યદ્વારી સંબંધો તોડી નાખ્યા. બીજે દિવસે થાઇલેંડે ઇંગ્લંડ અને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસ સામે યુદ્ધ જાહેર કર્યું. ૩૦મી જાન્યુઆરીએ, ઉત્તર આયર્લેન્ડમાં અમેરિકન લશ્કરો ઉતારવા સામે આયરે વાંધો ઉઠાવ્યો. આટલાં-

ટિક ખતપત્રના સિદ્ધાંત પર ઇરાન સાથે એંગ્લો–સોવિયેટ કરારો કરવામાં આવ્યા. જાન્યુઆરીની ૧૭મી તારીખે ચર્ચિલ ઇંગ્લંડ પાછો આવ્યો. બીજે દિવસે બર્માના પ્રધાન યુ. શોને બ્રિટિશ સરકારે પકડી લીધા. જાન્યુઆરીની ૨૯મી તારીખે આમસભામાં ૪૬૧ વિરુદ્ધ ૧ મતે ચર્ચિલમાં વિશ્વાસની દરખાસ્ત પસાર કરવામાં આવી.

**માર્ચ**–ડૉ. ગ્રેડીની આગેવાની હેઠળ યુનાઇટેડસ્ટેટસ (અમેરિકા)ના યુદ્ધ ઉત્પાદન તજજ્ઞો, માર્ચની ૬ઠી તારીખે હિંદમાં આવ્યા. ૧૭મીએ જનરલ મેકઆર્થર ઑસ્ટ્રેલિયામાં આવી પહોંચ્યા અને દક્ષિણ પશ્ચિમ પેસિફિકમાં સંયુક્ત રાષ્ટ્રોના લશ્કરના વડા તરીકેનો હોદ્દો સંભાળ્યો. ૨૨મી માર્ચે સર સ્ટેફર્ડ ક્રિપ્સ હિંદમાં આવ્યા. ૨૯મી તારીખે વૉશિંગ્ટનમાં મળનારી પેસિફિક યુદ્ધ કાઉન્સિલની પ્રમુખ રુઝવેલ્ટે જાહેરાત કરી. દલાદિયર, ગેમેલિન અને બીજાઓની યુદ્ધના ગુન્હા માટે રિયોમાં તપાસ ચાલી; પરંતુ પેરિસ ખાતે વીચીના એલચીની માગણીથી તે પડતી મુકાઇ.

**એપ્રિલ**—૮મી તારીખે ઇજીપ્તનું યુદ્ધ ફાટી નીકળતાં, ઇજીપ્તના વડા પ્રધાન અલી મહેરપાશાની ધરપકડ કરવામાં આવી. ૧૧મીએ મહાસભાએ ક્રિપ્સ દરખાસ્તોનો અસ્વીકાર કર્યો. મુસ્લીમ લીગે પણ તેમ જ કર્યું. ૧૪મીએ લાવલ, પેંતા અને દાર્લાંએ નવા પાયા પર સરકાર સ્થાપવાનું નક્કી કર્યું. ૧૮મીએ લાવલે પ્રધાનમંડળની રચના પૂરી કરી. પોતે તેમાં વિદેશના બનાવો, આંતરિક તથા ખબર ખાતું રાખ્યું. બીજે દિવસે પેંતાએ પોતાના અનુગામી તરીકે દાર્લાંની જાહેરાત કરી. ૨૦મી એ સરકારી નવા મોવડી તરીકે લાવલે જાહેર કર્યું કે ફ્રાન્સને બચાવવાનો એકજ રસ્તો, જર્મની સાથે સમાધાની કરવાનો છે. ૨૧મીએ સોવિયેટ યુનિયનના પરાજય માટે સ્પેને લશ્કરી માણસો જામીનગીરી તરીકે આપ્યા. ૨૬મીએ રિસ્ટાગે હિટલરને નવી સત્તાઓ આપી. ૨૮મીએ મસોલિનીએ આંતરિક અંધાધુંધી દૂર કરવા પોતાના 'પ્રીફિક્ટો' (prefects)ને સંપૂર્ણ સત્તા આપી. ૨૯મીએ હિટલર અને મસોલિની સાલ્ઝબર્ગ ખાતે મળ્યા.

**મે**—૨૭ તારીખે રુઝવેલ્ટે જાહેરાત કરી કે ધીરાણપટ્ટાના લાભ ઇરાન તથા ઇરાકને પણ મળશે. બ્રિટિશોએ માડાગારકરનો કબજો લીધો તેને યુનાઇટેડ સ્ટેટ્સે સંમતિ આપી. ૧૬મીએ પોપ પાયસ બારમાએ સુલેહ માટે વિનતિ કરી. ૨૧મીએ ગોરીંગે પોતાના ભાષણમાં યુદ્ધ લાંબુ ચાલવાની આગાહી કરી. ૨૬મીએ યુનાઇટેડ સ્ટેટ્સે રશિયાને ધીરાણપટ્ટા માટે નવી દરખાસ્ત કરી. ૩૦મીએ ધરીસત્તાઓ સામે યુદ્ધ જાહેર કરવાની મેકસિકન સેનેટે સંમતિ આપી.

**જૂન**—૧૧મી તારીખે, યુરોપમાં બીજો મોરચો ઉઘાડવા સંબંધી એંગ્લો–અમેરિકન–સોવિયેટ સમજુતી થઇ. ૧૬મીએ સર સ્ટેફર્ડ ક્રિપ્સે જાહેરાત કરીકે 'અમે હિંદમાંથી ચાલ્યા જવાના નથી.' ૧૯મીએ ચર્ચિલે વૉશિંગ્ટનમાં રુઝવેલ્ટ સાથે મંત્રણા કરી. ૨૬મીએ ચર્ચિલ અને રુઝવેલ્ટની સંયુક્ત સહીવાળું નિવેદન બહાર પાડવામાં આવ્યું. ૨૫મીએ ઇજીપ્તના વડાપ્રધાને ઇજીપ્તની તટસ્થતાની નીતિની ફરીવાર જાહેરાત કરી. ૨૭મીએ ચર્ચિલ ઇંગ્લંડ પહોંચી ગયો.

**જુલાઇ**—૨૭ તારીખે લિબિયાના પરાજય માટે આમસભામાં ચર્ચા ચાલી. અવિશ્વાસની દરખાસ્ત ૪૭૫ વિરુદ્ધ ૨૫ મતે ઉડી ગઇ. ૨૫મીએ જર્મનીના પરાજય માટે કોર્ડેલ હલે વાયુપ્રવચન કર્યું.

**ઑગસ્ટ**—અખિલ હિંદ મહાસભા સમિતિએ, કારોબારીના 'હિંદમાંથી ટળો'ના ઠરાવને ૮મી તારીખે સંમતિ આપી. બીજે દિવસે ગાંધીજી સહિત મહાસભાના આગેવાનોની ધરપકડ કરવામાં આવી. ૧૧મીએ મહાસભાનો ઠરાવ, ચીન તથા અમેરિકાના એલચીઓને નવી દિલ્હી ખાતે આપવામાં આવ્યો. ૧૩મી તારીખે અમેરિકન સરકારે, હિંદની આંતરિક અશાંતિ દાબી દેવામાં અમેરિકન લશ્કરને ભાગ લેવા ના

પાડી. ૧૭મી એ મોસ્કોમાં ચર્ચિલ સ્ટેલિનને મળ્યો. ૨૨મી એ બ્રાઝિલે જર્મની તથા ઈટલી સામે યુદ્ધ જાહેર કર્યું.

**સપ્ટેંબર**—હિંદી રાજકીય મડાગાંઠના ઉકેલ માટે નવા યત્નો કરવાનો ૨૨મી સપ્ટેમ્બરે ન્યુયોર્ક ટાઇમ્સે આગ્રહ કર્યો. ૨૩મી એ સ્ટેલિન વેન્ડલ વિલ્કિને મળ્યો. ૨૯મીએ કેટલાક અમેરિકન સેનેટરોએ હિંદી મડાગાંઠના ઉકેલ માટે આગ્રહ કર્યો.

**ઑક્ટોબર**—૨૭ તારીખે વેન્ડલ વિલ્કિ ચુંગકિંગ પહોંચી ગયો. ૪ થી તારીખે સ્ટેલિને બીજો મોરચો ખડો કરવાની જાહેર માગણી કરી. ૯મીએ બ્રિટન અને અમેરિકાએ ચીનના વિશિષ્ટ હક્કો છોડી દેવાની દરખાસ્ત કરી. તે જ દિવસે ઇથિઓપિયા સંયુક્ત રાષ્ટ્રો સાથે જોડાયું. ૧૧ મીએ હિંદની રાજકીય મડાગાંઠનો અંત લાવવા મિત્રરાજ્યોનું કમીશન નીમવા બર્ટ્રાન્ડ રસેલે સૂચના કરી. ૧૪ મીએ મંત્રણા માટે જનરલ સ્મટસ લંડન પહોંચ્યો. ૨૭ મીએ વાયુ વાર્તાલાપ દ્વારા વિલ્કિએ બીજો મોરચો ઉઘાડવાનો તથા હિંદી પ્રશ્નના નિર્ણયનો આગ્રહ કર્યો. ૨૮ મીએ રુઝવેલ્ટે જાહેર કર્યું કે આટલાંટિક ખતપત્ર સકળ મનુષ્યજાતિને લાગુ પડે છે.

**નવેંબર**—૯ મીએ વિશિ સરકારે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસ સાથેના સંબંધો તોડી નાખ્યા. ૧૯મી તારીખે પેતાના ભાવિ અનુગામી તરીકે લાવલની નિમણૂક થઇ. ૨૨ મીએ સર સ્ટેફર્ડ ક્રિપ્સને યુદ્ધપ્રધાન મંડળમાંથી દૂર કરી હવાઇઉત્પાદન ખાતાના પ્રધાન નીમવામાં આવ્યા.

**ડીસેંબર**—પહેલી તારીખે યુદ્ધ પછીની સામાજીક પુનર્રચના માટેની સર વિલિયમ બેવરીજની યોજના પ્રસિદ્ધ કરવામાં આવી. ૫ મીએ વિલ્કિએ જાહેર કર્યું કે સંસ્થાનોની પ્રથા જવી જોઇએ. ૬ ઠ્ઠીએ પર્લહાર્બરમાં થયેલ યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)ની ખુવારીની પૂરી વિગતો પ્રસિદ્ધ કરવામાં આવી. ૮ મીએ એમ નક્કી કરવામાં આવ્યું કે ડાકરનો મિત્રરાજ્યોની કિલેબંધી તરીકે ઉપયોગ કરવામાં આવશે. ૯ મીએ વિલ્કિએ માગણી કરી કે યુદ્ધ પછીના હેતુઓ સ્પષ્ટપણે જણાવવા જોઇએ. ૧૧ મીએ મી. વિલિયમ ફિલિપ્સની પ્રમુખ રુઝવેલ્ટના હિંદ ખાતેના અંગત પ્રતિનિધિ તરીકે નિમણૂક થઈ. ૧૬ મીએ જાપાન અને હિંદીચીને આર્થિક કરારો કર્યા. ૧૨ મીએ ધરીરાજ્યો સામે લડવાને પોતાનો કાફલો આપવાનો દાર્લાએ ઇરાદો જાહેર કર્યો. ૨૪ મીએ યુનાઇટેડ સ્ટેટસનું લશ્કર ડાકરમાં આવી પહોંચ્યું તે જ દિવસે દાર્લાનું ખૂન થયું અને જનરલ જીરોએ ઉત્તર આફ્રિકામાં ચાર્જ સંભાળ્યો.

## દૂર પૂર્વ

**પૂર્વના યુદ્ધની પશ્ચાદ્ ભૂમિકા**—જાપાને બીજા વિશ્વયુદ્ધમાં ઝુકાવવાનું કારણ, છેલ્લા કેટલાયે વર્ષોથી જે શાહી હેતુને તે અનુસરી રહ્યું છે તેનું પરિણામ છે. આ યોજનાનું નામ તેણે 'એશિયાની નવી રચના' અથવા એશિયાવાસીઓ માટે 'સહ–અભ્યુદય વિસ્તાર' આપ્યું છે. તેને આગળ ધપાવવા માટે, પોતાના માર્ગમાં આવતાં જે નબળાં રાષ્ટ્રો અથવા એશિયામાં આવેલા યુરોપિયન સત્તાઓ તેનો સામનો ન કરી શકે તેને પચાવી પાડવી અથવા પોતાની સત્તા હેઠળ રાખવાનું તે કરી રહેલ છે. વર્ષો પહેલાં જગ પ્રસિદ્ધ 'ટાનાકા મેમોરિયલ'માં પ્રગટ થયેલ યોજનાના ફળરૂપે કોરિયા તથા મંચુકુઓની જીત કરવામાં આવી હતી. 'ટાનાકા મેમોરિઅલ'ની યોજના આગલા જાપાની વડા પ્રધાન ટાનાકાએ કરી હતી અને તેમાં જાપાન એશિયામાં સર્વોપરી થાય તેવી યોજના હતી. એટલે જ્યારે વિશ્વયુદ્ધ શરૂ થયું ત્યારે હિંદીચીન અને થાઇલેંડની તકરારમાં જાપાને માથું મારવાનું શરૂ કર્યું. યુદ્ધની ધમકી હેઠળ, ફ્રાન્સ અને થાઇલેંડે જાપાનના નિર્ણયનો સ્વીકાર કર્યો. પરિણામે કાંબોડિયાનો મોટો

ભાગ અને બીજા દેશો હિંદીચીનને થાઇલેંડ સાથે જોડી દીધા. એપ્રીલની ૧૩ મીએ જાપાને રશિયા સાથે તટસ્થતાના કરાર પણ કર્યા. ઑક્ટોબરની ૧૯ મીએ પ્રિન્સ કૉનોયેના અનુગામી તરીકે જનરલ હિડેકિટોજો આવ્યા ત્યારે જાપાનની આક્રમણ રાજનીતિ વધારે દૃઢ બની. તેણે જાહેર કર્યું કે 'ચીનના પ્રકરણનો સફળતાપૂર્વક અંત લાવવાની તથા બૃહદ્ પૂર્વ એશિયા વિસ્તાર સ્થાપવાની જાપાનની અફર નીતિ છે.' ટોજો હેઠળનું નવું લડાયક પ્રધાનમંડળ યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) સાથે સત્વર ઘર્ષણમાં આવ્યું. જાપાને યુદ્ધની મહાન તૈયારીઓ આદરી, તેથી જ્યારે જાપાન, ફ્રેંચ હિંદીચીનની પ્રાદેશિક સરહદો જાળવે તથા પેસિફિકમાં સુલેહ જાળવવા માટે, વોશિંગ્ટનમાં બન્ને દેશો વચ્ચે સુલેહની શરતોની ચર્ચા ચાલતી હતી ત્યારે જાપાને યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) સામે અચાનક આક્રમણ કર્યું, જેનો વિસ્તાર પેસિફિક પ્રદેશ સુધી પહોંચતો હતો.

૧૯૪૧ના ડીસેંબરની ૭ મીએ અમેરિકન નૌકામથક પર્લહાર્બર ઉપર જાપાને હુમલો કરતાં પેસિફિકના યુદ્ધની શરૂઆત થઈ. મલાયામાં જાપાની લશ્કર ઉતરતાં, ઇંગ્લંડ અને મિત્રરાજ્યો સાથે યુદ્ધ શરૂ થયું. ૧૦મી ડીસેંબરે ૩૫,૦૦૦ ટનના 'પ્રિન્સ ઑફ વેલ્સ' તથા ૩૨,૦૦૦ ટનના 'રીપલ્સ' ડુબાડ્યાની જાહેરાત થઈ. ૧૯૪૧ના ૧૩ ડીસેંબરે વિક્ટોરિયા પોઇંટ મારફત જાપાની દળ બર્માની સરહદમાં ઘુસી ગયું. નાતાલ દરમિયાન હોંગકોંગ શરણે આવ્યું. ફેબ્રુઆરીમાં સિંગાપુર પડ્યું. માર્ચમાં જાવા અને રંગૂન પડ્યાં. એપ્રિલમાં બાટન દ્વિપકલ્પના અમેરિકન લશ્કરનો મોટો ભાગ શરણે ગયો. દરમિયાન યુદ્ધ હિંદ તથા ઑસ્ટ્રેલિયામાં આવ્યું. ત્યાં ફેબ્રુઆરીમાં પહેલવહેલો બોંબમારો કરવામાં આવ્યો. ૧૯૪૨માં જાપાનીઓએ આંદામાનનો કબજો લીધો. કોલંબો, ત્રિંકોમાલી, વિઝાગાપટમ, કોકનાડા અને ચિત્તાગોંગ પર બોંબમારો કરવામાં આવ્યો. મેની અધવચમાં બ્રિટિશ દળોએ બર્મા ખાલી કરવા માંડ્યું.

પરંતુ જાપાની લશ્કરે મેળવેલ લાભ લાંબો વખત પહોંચ્યો નહિ. મિત્રરાજ્યોની પર્લહાર્બર તથા સિયામના અખાતમાં થયેલ દુર્દશાને જાપાનીઓનો કામચલાઉ વિજય આભારી હતો. ધીમે ધીમે પરિસ્થિતિ બદલતી જતી હતી અને જાપાનીઓની શ્રેષ્ઠતા ભયમાં મુકાતી હતી. ૧૯૪૨માં કોરલ સમુદ્રમાં થયેલા યુધ્ધે અને ઑગસ્ટથી સોલોમન ટાપુઓમાં ચાલતા યુધ્ધે સાબીત કરી આપ્યું કે સઘળું જાપાનીઓની મરજી મુજબ થતું નહોતું. સોલોમન ટાપુઓમાં અમેરિકન દળનું ઉતરવું અને સપ્ટેંબરની આખરે ન્યુગિનીમાં ઑસ્ટ્રેલિયન ધસારો એમ બતાવી આપતા હતા કે પવન બીજી દિશામાં વાય છે. પેસિફિકમાં અમેરિકનોએ મિડવે ટાપુ, કોરલ સમુદ્ર તથા સોલોમન ટાપુઓના નૌકાયુદ્ધમાં વિજય પ્રાપ્ત કર્યો.

**જાન્યુઆરી**–૧ લી જાન્યુઆરીએ બ્રિટિશોએ સારાવાક જાપાનીઓને તાબે કર્યું. બીજે દિવસે જાપાની દળોએ મનિલાનો કબજો લીધો. ૪ થી જાન્યુઆરીએ જાપાની દળો, બોર્નિયાના તેલના કેંદ્રમાં, તારાકાન ટાપુઓમાં તથા સેલિબિસમાં ઉતર્યા. મલાયામાં જાપાની લશ્કરો સિંગાપુરની નજીક આવ્યા. ૭ મી જાન્યુઆરીએ જાપાની લશ્કરોએ ચાંગ્સામાંથી પીછેહઠ કરી. જાન્યુઆરીની ૧૧ મીએ મલાયામાં કુઆલા લાંપુરના પતનની જાહેરાત કરવામાં આવી. ૧૩ મી જાન્યુઆરીએ તારાકાન જાપાનીઓના હાથમાં પડ્યું. બીજે દિવસે બધાં અમેરિકન વહાણો તથા નૌકાખાતાના માણસો મનિલાપ્રદેશ ખાલી કરી ગયા. લુઝોનમાં બટાન પ્રાંતમાં ભીષણ યુદ્ધ જારી રહ્યું. ૧૯ મી જાન્યુઆરીએ જાપાનીઓએ રંગૂનથી દક્ષિણ-પૂર્વમાં આવેલું ટંવોય બંદર લીધું. ૨૦ મીએ ન્યુબ્રિટનમાં આવેલા રાબોલ પર બોંબમારો કરવામાં આવ્યો તથા સિંગાપુર પર હવાઇ હુમલા કરવામાં આવ્યા. ૨૩ મીએ જાપાનીઓ સોલોમન ટાપુઓમાં ઉતર્યા. મકાસાર સામુદ્રધુનીનું દરિયાઇ યુદ્ધ થયું. જાપાનીઓ બોર્નિયો તથા સેલિબિસમાં ઉતર્યા. ૨૭ મીએ બર્મામાં મુલ્મીનથી ૨૪૦

માર્ક્સ દક્ષિણે આવેલ મગુંઇ ખાલી કરવામાં આવ્યું. ૩૧ મીએ બ્રિટિશ સૈન્યો મલાયા ખાલી કરી ગયા અને સિંગાપુરમાં આશ્રય લીધો. મુલ્મીન ખાલી કરવામાં આવ્યું.

વહેલાં, ૧૯૪૧ ની ૭મી ડીસેંબરે, જાપાનીઓએ હવાઇ, વેઈક ટાપુ, ફિલિપાઇન્સ, ગુઆમ, હોંગકોંગ અને મલાયા પર હુમલા કર્યા હતા અને શાંગહાઇના આંતરરાષ્ટ્રીય થાણાનો કબજો લીધો હતો. ૮મી ડીસેંબરે અઢાર કલાકના યુદ્ધ પછી જાપાને થાઇલેન્ડને શરણે આવવાની ફરજ પાડી હતી. બીજે દિવસે જાપાની દળોએ ઉત્તર મલાયામાં મોટા પાયા પર હુમલા કર્યા. ૧૦ મી ડીસેંબરે જાપાનીદળો ઉત્તર અને પશ્ચિમ લુઝોનમાં ઉતર્યા, અને મનિલા નજીક 'કેવાઇટ'ના દરિયાઈ મથક પર સખત બોંબમારો ચલાવ્યો. બ્રિટનની યુદ્ધનૌકા પ્રિન્સ ઓફ વેલ્સ તથા રીપલ્સને ડૂબાડી દેવામાં આવ્યા; મલાયાના કોટા-બહરૂ એરોડ્રોમનો કબજો લેવામાં આવ્યો; બીજે દિવસે અમેરિકન લશ્કરે જાપાની યુદ્ધનૌકા ડૂબાડી અને જાપાનીઓએ ગુઆમનો કબજો લીધો. લુઝોન-ટાપુનું યુદ્ધ ચાલુ હતું. ૧૭મી ડીસેંબરે જાપાનીઓ બ્રિટિશ બોર્નિયોમાં ઉતર્યા. બીજે દિવસે મિત્રરાજ્યોએ ટિમોર ટાપુના પોર્ટુગીઝ વિભાગનો કબજો લીધો. ૧૯મી ડીસેંબરે જાપાનીઓ હોંગકોંગ ટાપુ ઉપર ઉતર્યા. ૨૪મીએ જાપાનીઓએ વેઇક ટાપુ લીધો. ૨૫મીએ હોંગકોંગ શરણ થયું. જાપાનીઓએ મલાયાના પૂર્વ કિનારા તરફ સિંગાપુર તરફ આગેકૂચ ચાલુ રાખી. ૨૭મીએ મનિલાને 'ખુલ્લું શહેર' જાહેર કરવામાં આવ્યું. ૨૯મીએ જાપાની દળો ઇપો પાસેથી પસાર થયાં. પિનાંગનો મુખ્ય પ્રદેશ સાથેનો વ્યવહાર તો ૧૮મી ડીસેંબરથી જ કાપી નાખવામાં આવ્યો હતો.

**ફેબ્રુઆરી**–જાપાની લશ્કરોએ સિંગાપુર તરફ ઝડપી કૂચ શરુ કરી. થોડી ઝપાઝપી પછી ફેબ્રુઆરીની ૭મી તારીખે તે લેવાયું. જાવાને ટકાવી રાખવાનો યત્ન કરવામાં આવ્યો. આખા ડચ અને બ્રિટિશના નૌકાદળની ટુકડીની તેમાં ખુવારી થઈ. જાવાની અંદરના ડચ, બ્રિટિશ, ઑસ્ટ્રેલિયન તથા અમેરિકન લશ્કરો, દશ દિવસના યુદ્ધ પછી પરાજિત થયા. ટિમોર પર હલ્લો કરવામાં આવ્યો અને જાપાનીઓ ન્યુગિનીમાં સ્થિર થયા. જાપાને પછી બર્મા પર પોતાનું લક્ષ કેંદ્રિત કર્યું.

**માર્ચ**–માર્ચની ૨૭ તારીખે જાવાનું નૌકાયુદ્ધ થયું તેમાં બ્રિટિશ નૌકાદળને ભારે નુકશાન ખમવું પડયું. જાપાની લશ્કરોનો જાવામાં વિસ્તાર કરવામાં આવ્યો. ૭મી માર્ચ જાવાના પતનની જાહેરાત કરવામાં આવી. ૮મી માર્ચે જાપાની લશ્કરોએ ન્યુગિની પર આક્રમણ કર્યું. બીજે દિવસે રંગૂનની જીતનું સમર્થન કરવામાં આવ્યું. ૧૬મીએ ડાર્વિન પર બોંબમારો ચલાવવામાં આવ્યો. ૧૯મીએ જનરલ સ્ટીલવેલે બર્મામાં લડતા ચીની લશ્કરોની સરદારી લીધી. ૨૪મીએ ફિલિપાઇન્સમાં કોરીજેડોર કિલ્લા પર સખત બોંબમારો કરવામાં આવ્યો. ડાર્વિન તથા કોરીજેડોર પરનો બોંબમારો ચાલુ રહ્યો. ૨૮મીએ જાપાની લશ્કરોએ ટુંગુમાં પ્રવેશ કર્યો. ત્રણ દિવસ પહેલાં આંદામાન લેવામાં આવ્યું હતું.

**એપ્રિલ**—૧લી એપ્રિલે જાપાનીઓએ બટાન પર સખત હુમલો કર્યો. ત્રીજી તારીખે યુનાઇટેડ સ્ટેટસના નૌકાદળે 'એરક્રેફ્ટ કેરીઅર' લેંગ્લીના નાશની જાહેરાત કરી. અમેરિકન 'ઉડતા કિલ્લાઓ'એ આંદામાનમાં ત્રણ જાપાની વહાણો પર બોંબમારો કર્યો અને જાપાનીઓએ માંડલે પર સખત બોંબમારો ચલાવ્યો. ૯મીએ જાપાનીઓએ બટાન લીધું અને જાપાની વિમાનોએ હિંદીમહાસાગરમાં બે બ્રિટિશ ક્રુઝરોને ડુબાડી અને સીલોનના નૌકામથક પર હુમલો કર્યો. ૧૩મીએ ચર્ચિલે આમસભાને ખબર આપ્યા કે બંગાળાના અખાતમાં જાપાની કાફલો નુકશાન કરી રહ્યો હતો. ૧૫મીએ જાપાનીઓએ બર્મામાં સાલ્વિન નદીના ઉપલા ભાગમાં નવો ધસારો કર્યો. સિતાંગ તથા ઇરાવદી મોખરા પર તો દબાણ ચાલુ જ હતું. ૧૮મીએ અમેરિકન બોંબરોએ ટોકિયો, કોબે, નાગોયા અને યોકોહામા ઉપર હવાઇ હુમલા

કર્યા. ૨૫મીએ અમેરિકન દળો ન્યુકેલેડોનિયામાં ઉતર્યા. ૩૦મીએ જાપાનીઓએ લાશિયો લીધું અને બર્માના રસ્તાનો એક છેડો બંધ કર્યો.

**મે**—જાપાનીઓએ ચેનોબ્લે લીધું. ૬ઠ્ઠીએ લાંબા સખત યુદ્ધ પછી કોરીજેડર શરણે થયું. આથી ફિલિપાઇનના સામનાનો અંત આવ્યો. અમેરિકાની મદદથી બ્રિટિશ લશ્કરો માડાગાસ્કરમાં ઉતર્યા પછી ડિઆગોસ્વેરેઝ તથા એન્ટસિરાનાના બે મોટાં દરિયાઈ મથકો બ્રિટિશોને શરણે થયા.

જાપાનના ૧૯ વહાણો ડૂબી જતાં કે નુકશાન પામતાં, કોરલના દરિયાઈ યુદ્ધનો અંત આવ્યો. ખરી રીતે તો આ દરિયાઇયુદ્ધ કરતાં દરિયા પર થયેલ હવાઇયુદ્ધ હતું. જાપાની કાફલો પોતાના મથકોએ પાછો ફર્યો. બર્માના જાપાની દળોએ ચીનના યુનાન પ્રાંતમાં પ્રવેશ કર્યો અને ત્યાં યુદ્ધ ચાલુ રહ્યું.

**જૂન**—૪થી તારીખે જાપાની બોંબરોએ એલ્યુશિયન ટાપુમાંના ડચ બંદર પર હુમલો કર્યો. જાપાન પર મિત્રરાજ્યોનું દબાણ તો ચાલુ હતું. મિડવેમાં મોટું દરિયાઈ યુદ્ધ થયું. જાપાની લશ્કર હારીને પાછું હઠયું. જાપાનીઓને મોટું દરિયાઈ નુકશાન થયું. આ ૭ મી જૂને બન્યું. મહિનાના બાકીના દિવસોમાં પેસિફિક વિસ્તારમાં પ્રમાણમાં શાંતિ હતી. ૨૭મી જૂને દક્ષિણ પેસિફિકમાં યુનાઇટેડ સ્ટેટસનાં હુમલા શરૂ થયા.

**જુલાઇ**—૨૨મી તારીખે જાપાની દળો પાપુઆમાં ઉતર્યા.

**ઑગસ્ટ**—૧૪મી તારીખે મિત્રરાજ્યોનાં લશ્કરો સોલોમનમાં ઉતર્યા. ૩૦મી સુધીમાં સોલોમન સમૂહના ૬ ટાપુઓ યુનાઇટેડ સ્ટેસ્ટસના લશ્કરે લીધા. આ રીતે પેસિફિકના યુદ્ધની શરૂઆત ધીમે ધીમે યુનાઇટેડ સ્ટેટસના દળોને ભાગે ગઈ.

**સપ્ટેંબર**—૯મીએ જાપાની લશ્કરોએ ન્યુગિનિમાં થોડી આગેકૂચ કરી. ૩૦મીએ જાપાની લશ્કરો ન્યુગિનિમાં પાછા હઠતા હોવાનો જનરલ મેક આર્થરે દાવો કર્યો. મિત્રરાજ્યોનાં લશ્કરોએ તે વિભાગમાં થોડાં અગત્યના શહેરો લીધાં હતાં.

**ઑક્ટોબર**—માસની અધવચમાં સોલોમન નજીક મહાન નૌકાયુદ્ધ થયું. જાપાનના ૬ યુદ્ધ વહાણોને દરિયાઈ યુદ્ધમાં ડુબાડવાની જાહેરાત ૧૪ મીએ કરવામાં આવી. ૨૦ મીએ જાપાનીઓએ સોલોમનમાં ફરીથી હુમલા કર્યા. ૨૫ મીએ જાપાની હવાઇલશ્કરે બંગાળામાં ચિત્તાગોંગ પર હવાઈ હુમલા કર્યા. ૩૦ મીએ જાપાની કાફલો સોલોમનમાંથી પાછો ફર્યો.

**નવેમ્બર**—૭મી તારીખે યુનાઇટેડ સ્ટેટસના દળોએ ન્યુગિનિમાં આગેકૂચ કરી અને ૨૧ મીએ ન્યુગિનિમાં મોટી લડાઈ થઈ. મહિના દરમિયાન ન્યુગિનિ અને ગ્વાડાલ કેનાર પ્રદેશમાં નાનાં નાનાં યુદ્ધો ચાલુ રહ્યાં.

**ડીસેંબર**—૪થી તારીખે યુનાઇટેડ સ્ટેટસના હવાઈ દળોએ બર્મા પર હુમલા કર્યા. ૧૪મીએ મિત્રરાજ્યોએ બુના લીધું. ૧૯મીએ મિત્રરાજ્યોના દળોએ બર્મામાં આરાકાન પ્રાંતમાં કંઇક આગેકૂચ કરી. ૨૦મીએ કલકત્તા પર પહેલો બોંબમારો થયો. ૨૩મીએ યુનાઇટેડ સ્ટેટસના વિમાનોએ રંગૂન પર હુમલા કર્યા. માસની આખરે ન્યુગિનિ પ્રદેશમાં યુદ્ધ દારુણ બન્યું.

## આફ્રિકા

**જાન્યુઆરી**—૧૨મી જાન્યુઆરીએ બ્રિટિશ લશ્કરોએ હાલ્ફાયા ઘાટ પર હુમલો કરતાં ૧૭મી તારીખે તે શરણે થયો. ૧૩મી જાન્યુઆરીએ બ્રિટિશ દળોએ સોલમ લીધું. ૨૨મી જાન્યુઆરીએ જર્મનોએ સામો હુમલો કર્યો અને બ્રિટિશોને પાછા હાંકી કાઢયા. જર્મનોએ ૨૩મી જાન્યુઆરીએ એગેડેબિયા તથા ૨૯મીએ બેંગાઝી પાછું લીધું.

પહેલાં, ડીસેંબરમાં જર્મનો ૧૦ મી ડીસેંબરે લિબિયામાં પશ્ચિમ તરફ પાછા હઠ્યા હતા, અને તોબ્રુકના લશ્કરને એમને એમ રહેવા દીધું હતું. ૧૮મી ડીસેંબરે બ્રિટિશ દળોએ લિબિયામાં અલ ગઝાડાની પશ્ચિમે ધરી લાઇનમાં ભંગાણ પાડયું અને પશ્ચિમ બાજુ આગળ વધ્યા. ૨૫મી ડીસેંબરે તેઓએ બેંગાઝી લીધું.

**ફેબ્રુઆરી**–દરમિયાન બ્રિટિશ લશ્કર જેડેબિયા અને ઇજીપ્તમાં પીછેહઠની સંભવિતતા વચ્ચે લટકતું રહ્યું. સાઇરેનેકા આરપાર અર્ધ રસ્તે તે સ્થિર રહ્યું.

**માર્ચ અને એપ્રિલ**—આફ્રિકામાં શાંતિ હતી.

**મે**—જનરલ રિચિ તરફથી હુમલાની આગાહી કરીને જર્મન ટેંકદળો ૨૭મીએ લિબિયામાં પૂર્વ તરફ વધ્યા. ૨૯મીએ તોબ્રુક નજીક ટેંકયુદ્ધ થયું. ૩૦મીએ બ્રિટિશ સશસ્ત્ર દળોએ લિબિયામાં સામો હુમલો કર્યો.

**જૂન**—માસની અધવચ્ચે લિબિયાનું યુદ્ધ ભયાનક થયું. નાઇટ્સબ્રિજના નિર્ણયાત્મક યુદ્ધ પછી તોબ્રુકની સ્થિતિ જોખમવાળી થઈ. આ યુદ્ધમાં રોમેલના લશ્કરે મિત્રરાજ્યોના દળો સામે વિજય મેળવ્યો અને તોબ્રુક પર હલ્લો કર્યો. આવા ભીષણ હુમલા સામે તોબ્રુક ફક્ત ૩૬ કલાક ટકી રહ્યું. ૨૧મીએ તોબ્રુકનું લશ્કર શરણે આવ્યું. રોમેલના લશ્કરોએ પૂર્વ તરફની કૂચ ચાલુ રાખી અને ૨૫મી તારીખે તેઓ ઇજીપ્તના અંદરના ભાગમાં પહોંચી ગયા અને અલેકઝાંડ્રિયાની સલામતીને ભય લાગ્યો. ૨૯મીએ મિત્રરાજ્યોના દળોએ મર્સામાત્રુહ ખાલી કર્યું. ૩૦મીએ મિત્રરાજ્યોના લશ્કરોએ સામો હુમલો કર્યો. જનરલ ઓશિન્લેકે સરદારી લીધી અને જનરલ રોમેલનું સૈન્ય અલ અલ્મીન ખાતે અટકી પડયું.

**જુલાઇ**—૧લી જુલાઇએ અલ અલ્મીનની પૂર્વમાં ભીષણ યુદ્ધ ચાલુ થયું. ૪ જુલાઇએ જણાયું કે જર્મનોની આગેકૂચ અટકી પડી છે. ૧૮મીએ અલ અલ્મીનની હિંદી ફોજોએ દુશ્મનના હુમલાને પાછો વાળ્યો.

**ઓગસ્ટ**—આફ્રિકાના યુદ્ધમાં શાંતિ હતી. અલ અલ્મીનની નજીક બન્ને લશ્કરો સામસામા મળ્યા. ૧૮મીએ જનરલ ઓશિન્લેકને બદલે જનરલ અલેકઝાંડરને મધ્યપૂર્વના સેનાપતિ નીમવામાં આવ્યા.

**સપ્ટેંબર**—૧લી તારીખે જનરલ રોમેલે ઇજીપ્ત પર નવું આક્રમણ કર્યું પરંતુ ૫મી તારીખે તેને ચોક્કસપણે અટકાવવામાં આવ્યું. આખો મહિનો મિત્રરાજ્યોના લશ્કરો અલ અલ્મીન ખાતે રહ્યાં.

**ઓકટોબર**—આખા મહિના દરમિયાન નિષ્ક્રિયતા ચાલુ હતી.

**નવેંબર**—૧લી તારીખે આઠમા લશ્કરે ઇજીપ્ત પર નવેસરથી હુમલો કર્યો. ૪થી તારીખે મોટા ટેંક યુદ્ધ પછી જનરલ રોમેલના સૈન્યને હઠાડવામાં આવ્યું. ૭મીએ મિત્રરાજ્યોનું ૧૪૦,૦૦૦ માણસોનું લશ્કર ઉત્તર આફ્રિકામાં ઉતર્યું. આ બનાવથી યુરોપના યુદ્ધનું વલણ બદલી ગયું. જર્મનીએ ફ્રાંસ, ઇટલી, અને ટયુનિસમાં લશ્કરો મોકલ્યા. આઠમા લશ્કરની આગેકૂચ ચાલુ રહી અને જર્મન સૈન્યે શસ્ત્રો તથા દારૂગોળાનો મોટો જથ્થો છોડી દઇને પીછેહઠ કરી. તે જ દિવસે મિત્રરાજ્યોનું લશ્કર આફ્રિકામાં આવી પહોંચ્યું. મર્સા માત્રુહનો ફરીથી કબજો લેવામાં આવ્યો અને ઇજીપ્ત પરનો ભય દૂર થયો. ૧૩મીએ તોબ્રુકનો ફરીથી કબજો લેવામાં આવ્યો. ૧૭મીએ આઠમા લશ્કરે ડર્ના અને મેકિલિ ફરીથી લીધાં. ઉત્તર આફ્રિકાના લશ્કરે ટયુનિસ તરફ કૂચ ચાલુ રાખી અને ૧૯મીએ જર્મન લશ્કરો સાથે ઝપાઝપી થઈ. ૨૦મીએ જર્મનોએ બેંગાઝી ખાલી કર્યું. ૨૨મીએ લિબ્યાથી આવેલા જર્મન લશ્કરો ટયુનિસિયાની સરહદ ઓળંગી ગયા.

ડીસેંબર—૨૭ ડીસેંબરે અલ અઘીલા નજીક ભીષણ તોપયુદ્ધ મચ્યું હતું. છતાં મિત્રદળોના લશ્કરોએ પીછેહઠ કરતા જર્મન લશ્કરની પૂંઠ પકડવી ચાલુ રાખી. ટ્યુનિસ વિસ્તારમાં શાંતિ હતી.

## યુદ્ધની રોજનીશી

**૧૯૩૯**

માર્ચ ૧૫—જર્મનીએ બોહિમિયા અને મોરેવિયાને પોતાની સાથે ભેળવી દીધા.
માર્ચ ૧૬—જર્મનીએ સ્લોવેકિયા લીધું.
,, ૨૧ મેમલ જર્મનીમાં ઉમેરવામાં આવ્યું.
એપ્રિલ ૭—ઇટલીએ આલ્બેનિયાનો કબજો લીધો.
,, ૨૮—એંગ્લો-જર્મન દરિયાઇ કરારોની હિટલરે ઝાટકણી કાઢી.
મે ૨૨—ઇટલી અને જર્મનીએ કરારો પર સહી કરી.
ઑગસ્ટ ૨૪—જર્મનીએ 'પોલિશ કોરીડર'નો કબજો લીધો.
સપ્ટે. ૧—જર્મનોએ પોલંડ પર હુમલો કર્યો.
,, ૩—ગ્રેટ બ્રિટન અને ફ્રાન્સે જર્મની સામે યુદ્ધની જાહેરાત કરી.
,, ૧૮—'ધી કરેજ્યસ' ડૂબાડવામાં આવી.
,, ૨૯—પોલંડના ભાગલા.
ઑક્ટો. ૬—હિટલરે 'શાંતિની યોજના'ની જાહેરાત કરી.
,, ૧૦—'આર્ક રૉયલ' ડૂબી,
,, ૧૪—'રૉયલ ઓક' ડૂબી.
નવે. ૭—હોલંડની રાણી વિલ્હેલ્મીના તથા બેલ્જિયમના રાજા લિયોપોલ્ડે સુલેહ માટે અરજ કરી.
,, ૨૩—જર્મન યુદ્ધનૌકાએ 'રાવલપિંડી' ડૂબાડી.
,, ૩૦—રશિયાએ ફિન્લેન્ડ પર હલ્લો કર્યો.
ડીસે. ૭—પેટસામો ખાતે ભીષણ યુદ્ધ.
,, ૧૭—જર્મન પોકેટ બેટલશિપ 'ઍડમીરલ ગ્રાફસ્પી'એ જળસમાધિ લીધી.
,, ૩૧—કિઆન્ટા સરોવર પાસે ફિનિશ લશ્કરોએ રશિયનો ઉપર મહાન વિજય મેળવ્યો.

**૧૯૪૦**

ફેબ્રુ. ૮—મેનરહીમ લાઇન પર સોવિયેટ દળોનો ભયંકર હુમલો.
,, ૧૯—રશિયાએ વીબોર્ગ પર હુમલો કર્યો.
માર્ચ ૨૯—રશિયા અને ફિન્લેન્ડે સુલેહ પર સહી કરી.
એપ્રિ. ૯—જર્મનીએ નોર્વે અને ડેન્માર્ક પર આક્રમણ કર્યું.
મે ૨—નોર્વેમાંથી મિત્રરાજ્યોના લશ્કર પાછા ખેંચી લેવાયા.
,, ૧૦—હોલંડ, બેલ્જિયમ અને લક્ષેમ્બર્ગ પર હલ્લો.
,, ૧૭—બ્રસેલ્સમાં દુશ્મનનો પ્રવેશ. બેલ્જીયન સરકાર ઓસ્ટેન્ડ ગઇ.
,, ૨૩—શત્રુએ બુલોંમાં પ્રવેશ કર્યો.
,, ૨૮—બેલ્જિયમના રાજાએ પોતાના લશ્કરને શરણે કર્યું.
,, ૩૦—બેલ્જિયમે યુદ્ધવિરામ પર સહી કરી.
જૂન ૪—બ્રિટિશદળોએ ડન્કર્ક ખાલી કર્યું.

જૂન ૫—જર્મનોએ સોમ અને એઇન આક્રમણ શરૂ કર્યું.
,, ૯—ફ્રાન્સનું યુદ્ધ અતિ ભીષણ બન્યું.
,, ૧૪—પેરિસને 'ખુલ્લું શહેર' જાહેર કરવામાં આવ્યું. જર્મનોએ તેમાં પ્રવેશ કર્યો.
,, ૧૫—લિથુઆનિયા અને લેટિવયાને સોવિયેટે આખરીનામું મોકલ્યું.
,, ૨૨—ફ્રાંસના સત્તાધીશોએ જર્મની સાથે યુદ્ધવિરામ પર સહી કરી.
,, ૨૪—ફ્રાંસે ઇટલી સાથે યુદ્ધવિરામ પર સહી કરી.
,, ૨૯—માર્શલ બાલ્બોનું મૃત્યુ.
જુલાઇ ૧—રુમાનિયા ધરીરાજ્યો સાથે જોડાયું.
,, ૮—ફ્રેંચ યુદ્ધનૌકા 'રિશિલુ'ને બ્રિટિશોએ નકામી કરી નાખી.
,, ૧૯—ઇટલીની અતિ વેગવાળી ક્રુઝરને ડૂબાડી દેવામાં આવી.
ઑગસ્ટ ૬—ઇટાલિયનોએ બ્રિટિશ સોમાલીલૅંડ પર હુમલો કર્યો.
,, ૨૪-૨૯—બ્રિટન પર હવાઈ હુમલા.
સપ્ટે. ૨૪—બ્રિટિશ અને ફ્રેન્ચ દળોએ ડાકર પર હુમલો કર્યો. આખરે ત્યાંથી લશ્કર પાછાં ખેંચી લીધા.
ઑકટો. ૭—જર્મન લશ્કરોએ રૂમાનિયામાં પ્રવેશ કર્યો.
,, ૧૭—બર્મારોડ ચીન માટે ખુલ્લો મુકવામાં આવ્યો.
,, ૨૯—ઇટલીએ ગ્રીસ પર આક્રમણ કર્યું.
નવે. ૧૧-૧૨—ટોરેન્ટોનું દરિયાઇ યુદ્ધ.
,, ૨૦—હંગરી ધરીરાજ્યો સાથે જોડાયું.

૧૯૪૧

જાન્યુ. ૧—બાર્ડિયા લેવાયું.
,, ૨૨—બ્રિટિશ સૈન્યોએ તોબ્રુકમાં પ્રવેશ કર્યો.
,, ૩૦—ડર્નાના પતનની જાહેરાત.
ફેબ્રુ. ૬—બ્રિટિશદળોએ બેંગાઝી છોડી દીધું.
માર્ચ ૨૪—બ્રિટિશ સોમાલીલૅન્ડ ફરીથી બ્રિટિશોના હાથમાં પડ્યું.
,, ૨૫—યુગોસ્લેવિયાએ ધરીકરારો પર સહી કરી.
,, ૨૭—હરાર અને કેરેન બ્રિટિશોના હાથમાં પડયા.
,, ૨૮-૨૯—માટાપાનનું યુદ્ધ.
એપ્રિલ ૬—જર્મનીએ ગ્રીસ અને યુગોસ્લેવિયા સામે યુદ્ધની જાહેરાત કરી.
,, ૯—જર્મનોએ સાલોનિકાનો કબજો લીધો; બ્રિટિશોએ મસાવા પર ઘેરો ઘાલ્યો.
,, ૨૯—દુશ્મનનો આથેન્સમાં પ્રવેશ.
મે ૬—હેલ સિલાસીએ એડિસઅબાબામાં પુનઃ પ્રવેશ કર્યો.
,, ૨૦—૭,૦૦૦ ઇટાલિયનો સાથે ડયુક દ એ ઓસ્ટા શરણે થયો.
,, ૨૪—'હૂડ' ડૂબી.
,, ૨૫-૨૭—ક્રીટમાં ભીષણ યુદ્ધ.
,, ૨૮—બ્રિટિશ નૌકાદળે 'બિસ્માર્ક' ડૂબાડી.
,, ૩૧—ઇરાકમાં યુદ્ધવિરામ.
જૂન ૪—બ્રિટિશદળોએ મોસલનો કબજો લીધો.

જૂન ૮—બ્રિટિશ અને સ્વતંત્ર ફ્રાંસના દળોએ સિરિયામાં પ્રવેશ કર્યો.
,, ૨૨—હિટલરે રશિયા સામે યુદ્ધની જાહેરાત કરી.
,, ૩૦—મિન્સ્ક નજીક યુદ્ધ.
જુલાઇ ૧૩—રશિયા અને બ્રિટન વચ્ચે કરારો થયા.
,, ૧૯—સ્મોલેન્સ્ક આસપાસ ભીષણ યુદ્ધ.
,, ૨૨—દુશ્મને મોસ્કો પર હુમલા કર્યા.
,, ૨૩—જાપાને વીચી પાસેથી હિંદીચીન મથકો મેળવ્યાં.
ઑગ. ૧૪—સ્મોલેન્સ્ક ખાલી કરાયું.
,, ૨૫—બ્રિટિશ અને જર્મન લશ્કરોએ ઇરાનમાં પ્રવેશ કર્યો.
સપ્ટે. ૧૯—જર્મનોએ કીવ પર ઘેરો ઘાલ્યો.
,, ૨૫—લેનિનગ્રેડ પાસે ભીષણ યુદ્ધ.
ઑક્ટો. ૧૯—જાપાનમાં નવું પ્રધાનમંડળ. ટોજો વડો પ્રધાન થયો.
નવે. ૧૪—'આર્ક રૉયલ' ડૂબી.
,, ૧૯—યુનાઇટેડ સ્ટેટ્સે (અમેરિકા) વીચીને ચેતવણી આપી.
,, ૨૭—ગોંડાર શરણે આવ્યું.
ડીસે. ૭—જાપાન યુદ્ધમાં દાખલ થયું.. પર્લહાર્બર પર હલ્લો.
,, ૮—જાપાને થાઇ પ્રદેશમાં લશ્કર ઉતાર્યું.
,, ૯—'પ્રિન્સ ઑફ વેલ્સ' અને 'રિપલ્સ'ને ડૂબાડી દેવામાં આવી.
,, ૧૦—ફિલિપાઇન પર હુમલો.
,, ૧૬—જાપાનીદળો ઉત્તર બોર્નિયો અને સારાવાકમાં ઉતર્યા.
,, ૧૮—પીનાંગ ખાલી કરવામાં આવ્યું.
,, ૨૦—ડર્ના અને મેકિલી પર ઘેરો.
,, ૨૧—થાઈ-જાપાનીઝ કરારો.
,, ૨૨—હોંગકોંગ શરણે થયું.
,, ૨૬—મનીલાને "ખુલ્લું શહેર' જાહેર કરવામાં આવ્યું.
,, ૨૧—૨૯ ચીનમાં જાપાનનો મોરચો.

**૧૯૪૨**

જાન્યુ. ૨—મનીલાનું પતન.
,, ૬—જાપાનીઓએ કુઆન્ટાન લીધું.
,, ૧૪—રશિયનોએ ફરીથી કીરોવ કબજે કર્યું.
ફેબ્રુ. ૧૬—સિંગાપોર શરણે થયું.
,, ૨૩—જાપાની દળો બાલિમાં ઉતર્યા.
માર્ચ ૪—વેવલની હિંદના સેનાધિપતિ તરીકે ફરીથી નીમણુંક થઈ.
,, ૭—'ચીન દિવસ'નો ઉત્સવ. ઓરેલ સોવિયેટોથી ઘેરાઈ ગયું.
,, ૯—જાપાનીઓએ રંગૂનનો કબજો લીધો.
,, ૧૪—રબાઉલ નજીક જાપાનીઓએ વહાણોની ભારે નુકશાની સહન કરી.
,, ૧૬—બ્રિટિશ દળોએ સ્ટેગિન ફરીથી કબજે કર્યું.
,, ૨૦—સોવિયેટ દળોએ ખાર્કોવને ઘેરો ઘાલ્યો.
,, ૨૮—ટુંગુનનું યુદ્ધ પુરબહારમાં.

# જાપાન તથા યુનાઈટેડ સ્ટેટ્સ ( અમેરિકાના ) યુદ્ધકાફલા

## જાપાન

| | પૂરું થયાની તારીખ | ટનેજ | કલાકે દરિયાઇ માઇલ |
|---|---|---|---|
| નિશીન | ૧૯૪૧ | ૩૫,૦૦૦થી | |
| તકામત્સુ | ૧૯૪૧ | ૪૦,૦૦૦ | ૩૦ |
| મત્સુ | ૧૯૨૧ | ૩૭,૭૨૦ | ૨૪ |
| નાગાટો | ૧૯૨૦ | | |
| હરુના | ૧૯૧૫ | | |
| કૃિમિયા | ૧૯૧૫ | ૨૯,૩૩૦ | ૨[illegible] |
| કોંગો | ૧૯૧૩ | | |
| હિયી | ૧૯૧૪ | | |
| હ્યુગા | ૧૯૧૮ | ૨૯,૯૯૦ | ૨૩ |
| ઇસિ | ૧૯૧૭ | | |
| ફુસો | ૧૯૧૫ | ૨૯,૩૩૦ | ૨૨.૫ |
| યામાશિરો | ૧૯૧૭ | | |

## યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા)

| | પૂરું થયાની તારીખ | ટનેજ | કલાકે દરિયાઇ માઇલ |
|---|---|---|---|
| નોર્થ કેરોલીના | ૧૯૪૧ | ૩૫,૦૦૦ | લગભગ ૨૮ |
| વૉશિંગ્ટન | ૧૯૪૧ | | |
| ઇડાહો | ૧૯૧૯ | ૩૩,૪૦૦ | ૨૧.૫ |
| ન્યુમેક્સિકો | ૧૯૧૮ | | |
| પેન્સિલ્વેનિયા | ૧૯૧૬ | ૩૩,૧૦૦ | ૨૧ |
| મિસિસિપિ | ૧૯૧૭ | ૩૩,૦૦૦ | ૨૧ |
| એરીઝોના | ૧૯૧૬ | ૩૨,૬૦૦ | ૨૧ |
| કેલિફોર્નિયા | ૧૯૨૧ | | |
| કોલોરાડો | ૧૯૨૩ | ૩૨,૫૦૦ | ૨૧ |
| ટેનેસી | ૧૯૨૦ | ૩૨,૩૦૦ | ૨૧ |
| વેસ્ટ વર્જિનિયા | ૧૯૨૩ | ૩૧,૮૦૦ | ૨૧ |
| મેરીલેંડ | ૧૯૨૧ | ૩૧,૫૦૦ | ૨૧ |
| નેવડા | ૧૯૧૬ | ૨૯,૦૦૦ | ૨૦.૫ |
| ઓકલાહોમા | ૧૯૧૬ | | |
| ન્યુયૉર્ક | ૧૯૧૪ | ૨૭,૦૦૦ | ૨૧ |
| ટેકસાસ | ૧૯૧૪ | ૨૭,૦૦૦ | ૨૧ |
| આર્કાન્સસ | ૧૯૧૨ | ૨૬,૧૦૦ | ૨૦.૫ |

પેસિફિકમાં યુદ્ધ શરુ થયું ત્યારના આ આંકડા છે.

## રાષ્ટ્રોનું લડાયક બળ

### (૧૯૪૧ના નવેંબર સુધી)

| | લશ્કર | હવાઈ લશ્કર | કુલ |
|---|---|---|---|
| બ્રિટિશ સામ્રાજ્ય | ...... | ...... | ૪,૦૦૦,૦૦૦ |
| ચીન | ૨,૯૧૦,૦૦૦ | ૧૬,૯૦૧ | ૨,૯૨૬,૯૦૧ |
| જર્મની | ૮,૦૦૦,૦૦૦ | ૧,૦૦૦,૦૦૦ | ૯,૦૦૦,૦૦૦ |
| ઇટલી | ૪,૨૦૦,૦૦૦ | ૩૬૩,૦૩૩ | ૪,૫૬૩,૦૩૩ |
| જાપાન | ૩,૨૧૭,૫૦૦ | ૫૧,૫૦૦ | ૩,૨૬૯,૦૦૦ |
| સ્પેન | ૨,૦૩૭,૦૦૦ | ૧૬,૦૦૦ | ૨,૦૫૩,૦૦૦ |
| સ્વીડન | ૪૦૦,૦૦૦ | ૬,૦૦૦ | ૪૦૬,૦૦૦ |
| તુર્કસ્તાન | ૮૦૩,૩૪૦ | ૩,૩૪૦ | ૮૦૬,૬૮૦ |
| સોવિયેટ રશિયા | ૧૭,૦૦૦,૦૦૦ | ૧૫૦,૦૦૦ | ૧૭,૧૫૦,૦૦૦ |
| યુ. સ્ટે. (અમેરિકા) | ૧,૭૦૪,૨૮૨ | ૨૨૧,૯૦૦ | ૧,૯૨૬,૧૮૨ |

## યુદ્ધમાં પડેલા દેશોનું ક્ષેત્રફળ તથા વસ્તી.

### ધરી વિરુદ્ધ મુખ્ય રાજ્યો

| | વસ્તી | ક્ષેત્રફળ |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) | ૧૫૦,૬૨૧,૦૦૦ | ૩,૭૩૪,૦૦૦ |
| બ્રિટિશ સામ્રાજ્ય | ૫૦૦,૭૭૪,૦૦૦ | ૧૩,૩૪૫,૦૦૦ |
| સોવિયેટ રશિયા | ૧૭૦,૪૬૭,૦૦૦ | ૮,૧૬૭,૦૦૦ |
| ચીન | ૪૧૧,૭૦૦,૦૦૦ | ૩,૭૮૪,૦૦૦ |
| નેધર્લેન્ડઝ ઇન્ડીઝ | ૬૯,૪૩૫,૦૦૦ | ૭૩૫,૦૦૦ |
| કુલ | ૧,૩૦૨,૯૯૭,૦૦૦ | ૨૯,૭૮૩,૦૦૦ |

### મુખ્ય ધરીરાજ્યો

| | વસ્તી | ક્ષેત્રફળ |
|---|---|---|
| જર્મની (ઑસ્ટ્રિયા સુદ્ધાં) | ૭૬,૧૮૧,૦૦૦ | ૨૧૪,૦૦૦ |
| ફિન્લેંડ | ૩,૬૫૯,૦૦૦ | ૧૪૮,૦૦૦ |
| હંગરી | ૯,૦૭૮,૦૦૦ | ૩૬,૦૦૦ |
| ઇટલી | ૪૫,૩૦૩,૦૦૦ | ૧૨૦,૦૦૦ |
| રુમાનિયા | ૧૯,૪૭૦,૦૦૦ | ૧૧૧,૦૦૦ |
| જાપાની સામ્રાજ્ય | ૧૦૧,૫૭૩,૦૦૦ | ૨૪૭,૦૦૦ |
| મંચુકુઓ | ૪૩,૨૩૪,૦૦૦ | ૫૦૩,૦૦૦ |
| થાઇલેંડ | ૧૪,૯૦૦,૦૦૦ | ૨૦૦,૦૦૦ |
| બલ્ગેરિયા | ૬,૭૨૦,૦૦૦ | ૪૩,૦૦૦ |
| આલ્બેનિયા | ૧,૦૬૩ ૦૦૦ | ૧૧,૦૦૦ |
| | ૩૨૧,૧૮૧,૦૦૦ | ૧,૬૩૩,૦૦૦ |

## ધરીરાજ્યોએ કબજે લીધેલા મુખ્ય દેશો

| | વસ્તી | ક્ષેત્રફળ | | વસ્તી | ક્ષેત્રફળ |
|---|---|---|---|---|---|
| બેલ્જિયમ | ૮,૩૯૬,૦૦૦ | ૧૨,૦૦૦ | નેધર્લેન્ડઝ | ૮,૮૩૩,૦૦૦ | ૧૩,૦૦૦ |
| ઝેકોસ્લોવેકિયા | ૧૫,૧૭૯,૦૦૦ | ૫૪,૦૦૦ | નોર્વે | ૨,૯૩૭,૦૦૦ | ૧૨૫,૦૦૦ |
| ડેન્માર્ક | ૩,૮૨૫,૦૦૦ | ૧૭,૦૦૦ | પોલંડ | ૩૪,૮૪૮,૦૦૦ | ૧૫૦,૦૦૦ |
| ઇસ્ટોનિયા | ૧,૧૨૨,૦૦૦ | ૧૯,૦૦૦ | યુગોસ્લેવિયા | ૧૫,૭૦૩,૦૦૦ | ૯૬,૦૦૦ |
| ફ્રાન્સ | ૪૧,૯૮૦,૦૦૦ | ૨૧૩,૦૦૦ | ચીન | ૨૩,૫૦૦,૦૦૦ | ૨૮૬,૦૦૦ |
| ગ્રીસ | ૭,૧૦૮,૦૦૦ | ૫૦,૦૦૦ | | | |
| લેટિવયા | ૧,૯૫૧,૦૦૦ | ૨૫,૦૦૦ | કુલ | ૧૬૭,૯૭૮,૦૦૦ | ૧,૦૮૨,૦૦૦ |
| લિથુઆનિયા | ૨,૫૯૬,૦૦૦ | ૨૨,૦૦૦ | | | |

## ધરી વિરુદ્ધ રાજ્યોને સાધનો મળવાનો સંભવ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઉત્તર અમેરિકાનો બાકીનો ભાગ | ૩૬,૯૫૫,૦૦૦ | ૧,૭૮૦,૦૦૦ | ઈરાન | ૧૫,૦૦૦,૦૦૦ | ૬૩૪,૦૦૦ |
| દક્ષિણ અમેરિકા | ૯૪,૪૯૩,૦૦૦ | ૬,૯૨૧,૦૦૦ | ઈરાક | ૩,૭૦૦,૦૦૦ | ૧૧૭,૦૦૦ |
| ઈજીપ્ત | ૧૬,૫૨૨,૦૦૦ | ૩૮૬,૦૦૦ | કુલ | ૧૬૬,૬૫૦,૦૦૦ | ૯,૮૩૮,૦૦૦ |

## ધરીરાજ્યોને સાધનો મળવાનો સંભવ

| | | |
|---|---|---|
| સ્પેન | ૨૫,૯૭૦,૦૦૦ | ૧૯૪,૦૦૦ |

## સાધનોના ટકા (૧૦૦ટકા)

| | ઘઉં | પટાટાં | ખાંડ | પેટ્રોલ | કોલસો | લોઢું |
|---|---|---|---|---|---|---|
| ધરી વિરુદ્ધનાં રાજ્યો | ૬૪ | ૩૪ | ૫૧ | ૭૮ | ૬૭ | ૬૩ |
| ધરીરાજ્યો | ૧૪ | ૨૮ | ૧૩ | ૩ | ૧૯ | ૪ |
| ધરી રાજ્યોએ કબજે લીધેલા પ્રદેશો | ૭ | ૩૩ | ૧૦ | ... | ૧૦ | ૧૪ |
| ધરીરાજ્યોની વિરુદ્ધ રાજ્યોને મળવાનો સંભવ | ૫ | ... | ૧૯ | ૮ | ... | ૧ |
| ધરી રાજ્યોને મળવાનો સંભવ | ... | ... | ૧ | ... | ... | ... |

## યુદ્ધનો ભોગ

**ચીનના ૬૦ લાખ**

ચીનના ખબરખાતાના લંડનના ડીરેકટરના જણાવવા મુજબ પાંચ વર્ષથી ચીનમાં ચાલી રહેલા યુદ્ધમાં ૬,૦૦૦,૦૦૦ મનુષ્યો મરાયા અથવા ઘાયલ થયેલા છે. જાપાનનો આ આંકડો ૨,૫૦૦,૦૦૦નો છે.

૧૯૪૧ના જુલાઇથી ૧૯૪૨ના જૂન સુધી ચીનાઓ ૫,૫૮૦ યુદ્ધો લડયા અને તેમાં દુશ્મનના ૫,૦૯૪ માણસોને કેદી બનાવવા ઉપરાંત ૧૭૭,૦૦૦થી વધારેનો ભોગ લીધો છે.

## હવાઇ હુમલાને અંગે બ્રિટનમાં ખુવારી

૧૯૪૨ના ઓકટોબરની પહેલી તારીખે આમસભામાં લેખિત જવાબ આપતાં ગૃહમંત્રી મી. હર્બર્ટ મોરિસને જણાવ્યું કે, યુદ્ધના પહેલા ત્રણ વર્ષો દરમિયાન યુનાઇટેડ કિંગડમ પર થયેલ હવાઇ હુમલાઓને

અંગે ૪૭,૩૦૫ નાગરિકો મૃત્યુ પામ્યા હતા અને ૫૫,૬૫૮ને ઘાયલ થતાં દવાખાનામાં રોકવામાં આવ્યા હતા. આ પૈકી ૨૦,૧૧૦ અને ૨૬,૦૭૧ અનુક્રમે બૃહદ્ લંડનની વસ્તીના ભોગ થઇ પડયા હતા.

## યુદ્ધની ખુવારી

૧૯૪૨ના જૂનની ૧૦મી તારીખે આમસભામાં ડેપ્યુટી વડા પ્રધાન મી. એટલીએ ખુવારીના નીચેના આંકડા આપ્યા હતા. આ આંકડાઓ ૧૯૩૯ના સપ્ટેમ્બરની ત્રીજીથી ૧૯૪૧ના સપ્ટેમ્બરની બીજી સુધી બે વર્ષના છે.

| | મરાયા. | ઘાયલ થયા. | ગૂમ થયા. | કેદીઓ. | કુલ |
|---|---|---|---|---|---|
| યુનાઇટેડ કિંગ્ડમ | ૪૨,૨૬૭ | ૩૨,૯૦૩ | ૧૬,૨૦૮ | ૫૩,૬૩૪ | ૧૪૫,૦૧૨ |
| ડુમિનિયન્સ | ૪,૬૫૬ | ૭,૨૭૯ | ૮,૭૮૫ | ૩,૧૦૪ | ૨૩,૮૨૪ |
| હિંદ અને બર્મા | ૧,૪૩૯ | ૫,૩૭૪ | ૬૪ | ૧,૭૧૪ | ૮,૫૯૧ |
| સંસ્થાનો | ૬૧૧ | ૮૩૭ | ૪,૬૯૯ | ૬ | ૬,૧૫૩ |

## યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)ની યુદ્ધ ખુવારી.

૧૯૪૨ ના જાન્યુઆરીની ૬ તારીખે યુદ્ધખબરબોર્ડના એક અધિકારીએ જાહેર કર્યા મુજબ યુદ્ધ શરૂ થયું ત્યારથી નિવેદનની તારીખ સુધી યુનાઇટિડ સ્ટેટસના સશસ્ત્ર લશ્કરની કુલ ખુવારી ૬૧,૧૨૬ ની હતી.

૧૯૪૨ ના ડીસેંબરની ૨૦મી તારીખે યુનાઇટેડ સ્ટેટસની લશ્કરી ખુવારી ૩૬,૫૨૮ની હતી જે પૈકી ૨,૧૯૩ મરાયા હતા, ૩,૯૪૮ ઘાયલ થયા હતા અને બાકીના ગૂમ થયા હતા, દરિયાઇ લશ્કરી ખુવારીમાં ૪,૬૫૭ મરણ પામ્યા, ૧,૭૬૯ ઘાયલ થયા અને ૮,૯૭૦ ગૂમ થયા હતા. દરિયાઇ ટુકડીમાં ૧,૨૦૧ મૃત્યુ પામ્યા, ૧,૬૫૩ ઘાયલ થયા અને ૧,૯૪૩ ગૂમ થતા હતા. કિનારારક્ષક નોકરોમાંથી ૫૧ મૃત્યુ પામ્યા તથા ૧૩૪ ગૂમ થયા. વેપારી દરિયાઇ કાફલામાં ૪૨૯ મૃત્યુ પામ્યા. ૨,૪૨૮ ઘાયલ થયા અને એક પણ ગૂમ થયો નહોતો.

યુનાઇટેડ સ્ટેટસના પ્રોવેસ્ટ માર્શલના જણાવવા મુજબ દરિયાઇ લશ્કરના ૫૭૫ માણસો તથા દરિયાઇ ટુકડીના ૭૬૦ માણસોને કેદ કરવામાં આવ્યા છે.

## બ્રિટિશ કેદીઓ

ધરી રાજ્યોના આંકડા પ્રમાણે ૪,૨૨૬ નાગરિકોને કેદ પકડવામાં આવ્યા છે. જેમાંના ૨,૬૪૮ જાપાનીઓના કેદીઓ છે.

યુદ્ધમંત્રી સર જેમ્સ ગ્રીગે, ૧૯૪૨ ના સપ્ટેંબરની ૮મી તારીખે પાર્લમેન્ટમાં લેખિત જવાબ આપતાં જણાવ્યું કે ૨૫ ઓગસ્ટ સુધી બ્રિટિશ યુદ્ધકેદીઓની કુલ સંખ્યા લશ્કરમાં ૭૦,૫૨૬, શાહી નૌકાદળમાં ૩,૫૨૯ તથા શાહી વિમાનીદળમાં ૩,૧૩૫ની હતી.

| | લશ્કર | નૌકાદળ | વિમાનીદળ |
|---|---|---|---|
| જર્મનીમાં | ૫૧,૭૮૮ | ૨,૩૩૨ | ૨,૭૮૭ |
| ઇટલીમાં | ૧૪,૭૬૫ | ૬૧૪ | ૨૭૬ |
| દૂરપૂર્વમાં | ૩,૦૧૮ | ૫૮૨ | ૭૨ |

દૂરપૂર્વના આંકડાઓ ફક્ત હોંગકોંગના જ છે, કેમકે મલાયા તથા બીજા પ્રદેશોમાં પકડાલા કેદીઓના નામની નોંધ મળી નથી.

## હવાઈ નુકશાન ૧૯૩૯-૪૨

### ગ્રેટબ્રિટનના અને બ્રિટિશ સમુદ્રોમાં

| | ધરીરાજ્યો | બ્રિટિશ |
|---|---|---|
| પહેલું વર્ષ | ૧,૫૪૯ | ૩૮૩ |
| બીજું વર્ષ | ૨,૦૮૦ | ૫૦૧ |
| ત્રીજું વર્ષ | ૨૮૬ | ૭ |
| | ૩,૯૧૫ | ૮૯૧ |

જર્મની તથા જર્મનીના કબજાના પ્રદેશોમાં (સ્કેન્ડિનેવિયા તથા ફ્રાન્સના યુદ્ધના પહેલા વર્ષ તથા રશિયામાં શાહી વિમાનીદળની પાંખે કરેલ ત્રીજા વર્ષની નુકશાની સહિત).

| | ધરીરાજ્યો | બ્રિટિશ |
|---|---|---|
| પહેલું વર્ષ | ૧,૦૮૨ | ૬૭૧ |
| બીજું વર્ષ | ૬૬૨ | ૧,૭૭૩ |
| ત્રીજું વર્ષ | ૭૭૪ | ૧,૫૯૩ |
| | ૨,૪૮૮ | ૩,૮૨૭ |

દૂર પૂર્વ-દુશ્મનને જમીન પર થયેલ બધા નુકશાનને બાદ કરતાં.

| | ધરીરાજ્યો | બ્રિટિશ |
|---|---|---|
| પહેલું વર્ષ | ૧૨૫ | ૨૯ |
| બીજું વર્ષ | ૧,૦૪૨ | ૬૩૦ |
| ત્રીજું વર્ષ | ૧,૪૧૭ | ૧,૧૧૪ |
| | ૨,૫૮૨ | ૧,૫૦૩ |

બ્રિટનના ૬,૨૩૧ વિમાનોની નુકશાની ખાતર ધરીરાજ્યોના કુલ ૮,૮૯૫ વિમાનોનો નાશ કરવામાં આવ્યો હતો. શાહી નૌકાદળ હવાઈ દળે દુશ્મનોના ૭૨૫ વિમાનોને તોડી પાડયા હતા. જેનો ઉપરની સંખ્યામાં સમાવેશ થતો નથી.

## યુદ્ધમાં સંડોવાયેલ પ્રજાઓ

જર્મની, ઇટલી અને જાપાન સામે—યુનાઇટેડસ્ટેટસ, ગ્રેટબ્રિટન, ઑસ્ટ્રેલિયા, કેનેડા, ચીન, મુક્ત ફ્રાંસ, નેધરલેન્ડઝ, નેધરલેન્ઝ ઈસ્ટ ઈંડીઝ, ન્યુઝીલંડ, પોલંડ, દક્ષિણ આફ્રિકા, કોસ્ટારિકા, ક્યુબા, નિકારાગુઆ, ડોમિનિકન રિપબ્લિક, હોંડુરાસ, હાઈટી, અલ સાલ્વાડોર, ગ્વાટેમાલા, પનામા, બોલિવિયા.

જર્મની, ઇટલી અને તેના યુરોપનાં મિત્રરાજ્યો સામે—રશિયા, બેલ્જિયમ, ઝેકોસ્લોવેકિયા, ઇથિઓપિયા, ગ્રીસ, લક્ષેમ્બર્ગ, નોર્વે, યુગોસ્લેવિયા (ક્રોટિયા સહિત)

યુનાઇટેડ સ્ટેટસ, ગ્રેટબ્રિટન અને રશિયા સામે—જર્મની, ઇટલી, સ્લોવેકિયા, હંગરી, રુમાનિયા.

રશિયા અને ગ્રેટબ્રિટન સામે—ફિન્લેન્ડ

યુનાઇટેડસ્ટેટસ અને ગ્રેટબ્રિટન સામે—જાપાન, મંચુકુઓ, બલ્ગેરિયા.

જર્મની, ઇટલી અને જાપાન સામે—ઇરાક.

## માથાંદીઠ યુદ્ધખર્ચ

| | |
|---|---|
| યુનાઇટેડસ્ટેટ્સ ( અમેરિકા ) | ૧૬૦ પૌંડ. |
| બ્રિટન | લગભગ ૧૨૦ પૌંડ. |
| ઑસ્ટ્રેલિયા | ૬૬ પૌંડ. |

યુનાઇટેડસ્ટેટ્સ ( અમેરિકા ) નું ૧૯૪૨ માં દૈનિક યુદ્ધખર્ચ ૧૯૪૧ના દૈનિક યુદ્ધખર્ચ કરતાં ચારગણું હતું. યુનાઇટેડસ્ટેટસના યુદ્ધઉત્પાદનખાતાની બોર્ડે ૧૯૪૩ના જાન્યુઆરીમાં જણાવ્યું હતું કે યુનાઇટેડસ્ટેટસનું ૧૯૪૨નું યુદ્ધખર્ચ ૫૨,૪૦૬,૦૦૦,૦૦૦ ડોલર હતું અથવા તો હમેશનું ૧૬૯,૧૦૦,૦૦૦ ડોલર હતું.

## ૧૯૪૨માં અમેરિકાનું યુદ્ધઉત્પાદન

( ૧ ) ૪૮,૦૦૦ યુદ્ધ વિમાનો ( ૨ ) ૫૬,૦૦૦ ટેંકસ, 'કોમ્બેટ વિહિકલ્સ વિગેરે ( ૩ ) ૬૭૦,૦૦૦ મશીનગનો ( ૪ ) ૨૧,૦૦૦ ટેંકવિરોધી ગનો અને (૫) સાડાબાર શંકુ નાના હથિયારો અને દારુગોળો અને ૧૮૧,૦૦૦,૦૦૦ રાઉન્ડઝ, પાયદળનો દારૂગોળો.

## ધીરાણુપટ્ટાનો છઠ્ઠો રિપોર્ટ

યુનાઇટેડ સ્ટેટ્સ વાર્ષિક લગભગ ૮,૦૦૦,૦૦૦,૦૦૦ ડોલરના હિસાબે ધીરાણુપટ્ટાની મદદ આપે છે. ૧૯૪૨ ના સપ્ટેમ્બરની ૧૪ મી તારીખે પ્રમુખ રુઝવેલ્ટે કોંગ્રેસને આ પ્રમાણે જણાવ્યું હતું રિપોર્ટના ત્રણ માસ દરમિયાન આ મદદ ૧,૯૯૨,૦૦૦,૦૦૦ ડોલરની હતી. ઑગસ્ટની આખર સુધીની આ મદદ ૬,૪૮૯,૦૦૦,૦૦૦ ડોલરની થતી હતી. ત્રણ મહિના પહેલાં પાંચમા રિપોર્ટમાં આ મદદ ૪,૪૯૭,૦૦૦,૦૦૦ ડોલરની હતી.

૧૯૪૧ ના માર્ચથી ૧૯૪૨ ના ઑગસ્ટ સુધી આ પ્રમાણે મોકલાવેલ માલની કીંમત ૨,૧૨૯,૦૦૦,૦૦૦ ડૉલર હતી. ઉપરાંત આપવા માટે તૈયાર થતા માલની કીંમત ૧૯૪૨ ના ઑગસ્ટની ૩૧ તારીખે ૧,૩૬૦,૦૦૦,૦૦૦ ડોલર થતી હતી.

ધીરાણુપટ્ટાની મદદ હેઠળ પૂરા પાડવામાં આવેલા માલ ઉપરાંત આ ધારા હેઠળના દેશોએ ખરીદ કરેલ માલ, ૧૯૪૧ ના માર્ચથી ૧૯૪૨ ના ઑગસ્ટ સુધી લગભગ ૫,૮૦૦.૦૦૦,૦૦૦ ડોલરનો થતો હતો. તેમાં દારૂગોળો, કાચો માલ તથા બીજાનો સમાવેશ થતો હતો.

અત્યારે ધીરાણુપટ્ટા હેઠળ થતી નિકાસના લગભગ ૩૫ ટકા યુનાઇટેડ કિંગડમમાં, ૩૫ ટકા સોવિયેટ રશિયામાં તથા ૩૦ ટકા મધ્યપૂર્વ, ઑસ્ટ્રેલિયા અને બીજા પ્રદેશોમાં જાય છે. અવરજવરનાં સાધનોની મુશ્કેલીને અંગે ચીનને મદદ મોકલવામાં અડચણ પડે છે.

## નોકરીમાં હિંદી અધિકારીઓ

તા. ૨૩–૯–૪૨ ના રોજ મધ્યસ્થ સભામાં મી. પી. એન. સપ્રુને જવાબ વાળતાં જનરલ સર એલન હાર્ટલિએ જણાવ્યું કે હિંદી લશ્કરમાં ૪. ૭૫ બ્રિટિશ અધિકારીઓએ એક હિંદી અધિકારી છે, શાહી નૌકાદળમાં, શાહી હિંદી અનામતદળમાં તથા શાહી હિંદી સ્વયંસેવક અનામતદળમાં ૨. ૪ બ્રિટિશ અધિકારીઓ દીઠ એક હિંદી અધિકારી છે અને હિંદી હવાઇદળમાં ૬. ૨૫ બ્રિટિશ અધિકારી દીઠ એક હિંદી અધિકારી છે.

લાલા રામશરણદાસને જવાબ આપતાં, સર એલને જણાવ્યું કે હિંદી હવાઇદળમાં ચાર હિંદી ટુકડીઓ છે, તથા એક અર્ધ હિંદી તથા અર્ધ બ્રિટિશ ટુકડી છે. હિંદી હવાઇદળમાં પાંચ 'કોસ્ટલ ડિફેન્સ ફ્લાઇટસ' છે. હિંદી હવાઇદળમાં કિંગ્સ કમીશન્ડ ઑફીસર એક પણ નથી. હિંદી હવાઇદળના ટુકડી ઉપરી તરીકે ચાર હિંદી કમીશન્ડ ઑફીસરો તથા ચાર 'સ્કવૉડ્રન એડજ્યુટન્ટ' હતા. આ ઉપરાંત 'કોસ્ટ ડિફેન્સ ફ્લાઇટ'ના ચાર એડજ્યુટન્ટ હતા.

## હિંદી ખુવારી

રક્ષણખાતાના મંત્રી મી. સી. એમ ઓગલ્વિએ યુદ્ધ દરમિયાન થયેલ હિંદી ખુવારી સંબંધના પ્રશ્નનો જવાબ આપતાં તા. ૨૩-૯-૪૨ના રોજ જણાવ્યું કે યુદ્ધક્ષેત્રોમાં હિંદી લશ્કરની કુલ ખુવારીનો આંકડો નીચે મુજબ હતો. મરાયા ૨.૦૯૬, ઘાયલ થયા ૮,૫૨૧, યુદ્ધના કેદીઓ ૮૪,૮૩૩. બધી ખુવારીનો કુલ આંકડો ૯૮,૩૮૮, યુદ્ધના કેદીઓના આંકડામાં દુશ્મન તરફથી સત્તાવાર ખબર મળ્યા હોય તેનો જ સમાવેશ થાય છે. ગૂમ થયેલામાં જેના વિષે સત્તાવાર ખબર ન મળ્યા હોય તેનો સમાવેશ થાય છે.

ખુવારીની વિગત નીચે મુજબ છે.

ઇજીપ્ત–મરાયા ૬૦૫; ઘાયલ ૨,૨૭૫. ગૂમ થયા ૧૨,૧૫૮ કેદીઓ ૨,૪૭૫

સુદાન અને ઇરીટ્રિયા–મરાયા ૬૦૬, ઘાયલ થયા ૩,૯૪૩ ગૂમ થયા ૭, યુદ્ધના કેદી ૧

પેલસ્ટાઇન અને સીરિયા–મરાયા ૮૧, ઘાયલ ૨૮૨, ગૂમ થયા એકે નહિ, કેદી ૧

ઈરાક અને ઈરાન–મરાયા ૫૯, ઘાયલ થયા ૮૯, ગૂમ થયા ૪, કેદી એકે નહિ.

ફ્રાંસ અને યુનાઇટેડ કિંગ્ડમ—મરાયા ૯, ઘાયલ થયા ૯, ગૂમ થયા એકે નહિ, કેદીઓ ૩૨૭.

સોમાલીલેંડ—મરાયા ૮, ઘાયલ ૨૮, ગૂમ થયા એકે નહિ, કેદી એકે નહિ.

બર્મા—મરાયા ૪૧૭, ઘાયલ થયા ૧,૧૭૩, ગૂમ થયા ૩,૩૨૭, કેદી ૧.

દરિયાઈ યુદ્ધમાં—મરાયા ૪; ઘાયલ ૧, ગૂમ થયા એક નહિ, કેદીઓ ૧૧૮.

મલાયા—મરાયા ૨૦૮, ઘાયલ ૭૨૧, ગૂમ થયા આશરે ૭૦,૦૦૦, કેદ પકડાયા ૧૬.

હોંગકોંગ—મરાયા એકે નહિ, ઘાયલ ૧, ગૂમ થયા આશરે ૪,૧૮૭, કેદી એકે નહિ.

## લશ્કરમાં હિંદી અધિકારીઓનું પ્રમાણ

રાજસભામાં ડેપ્યુટી સેનાધિપતિએ ૧૯૪૨ ના સપ્ટેમ્બરની ૨૯ મીએ જણાવ્યું કે લશ્કરમાં હિંદી તથા બ્રિટિશ અધિકારીઓનું પ્રમાણ નીચે મુજબ હતું.

હિંદી તોપખાનું—૧ : ૬·૪ (હિંદી આર્ટીલરીયુનિટસના રોયલ આર્ટીલરી ઑફીસરોને બાદ કરતાં)

હિંદી એન્જીનિયરોની ટુકડી—૧ : ૩૩ (હિંદીકાર એન્જીનિયરોમાં રોકાયેલા શાહી એન્જીનિયરોને બાદ કરતાં)

| | |
|---|---|
| હિંદી સશસ્ત્ર ટુકડી | ૧ : ૨·૫ |
| હિંદી દારૂગોળાના કારખાનામાં | ૧ : ૩·૧ |
| હિંદી લશ્કરી દારૂગોળાના કારખાનાની ટુકડી | ૧ : ૧૬·૩ |

## જગતની ભાષાઓ

| | બોલનારાઓની સંખ્યા |
|---|---|
| આબિસીનિયન (ઇથિઓપિક, ગેલા, ગીઝ, એમેરિક તથા ટિગ્રે સહિત) | ૭,૬૦૦,૦૦૦ |
| અફઘાન | ૧૨,૦૦૦,૦૦૦ |
| આફ્રિકન ડાયલ | ૯૩,૯૨૩,૦૦૦ |
| આલ્બેનિયન | ૧,૦૦૪,૦૦૦ |
| અરેબિક | ૨૯,૦૦૦,૦૦૦ |
| પર્શિયન | ૧૫,૦૦૦,૦૦૦ |
| પોલિશ | ૩૨,૦૦૦,૦૦૦ |
| બોહીમિયન | ૧૦,૬૧૨,૦૦૦ |
| બલ્ગેરિયન | ૬,૦૭૮,૦૦૦ |
| ચાઇનીઝ | ૪૮૮,૫૭૩,૦૦૦ |
| ડેનિશ | ૩,૭૦૭,૦૦૦ |
| ડચ | ૧૬,૫૪૮,૦૦૦ |
| અંગ્રેજી | ૨૪૭,૮૩૩,૦૦૦ |
| લિથુએનિયન | ૨,૩૯૩,૦૦૦ |
| નોર્વેજિયન | ૨,૮૧૪,૨૦૦ |
| ઇટાલિયન | ૪૩,૭૦૦,૦૦૦ |
| જાપાનીઝ | ૯૭,૭૦૦,૦૦૦ |
| પોર્ટુગીઝ | ૪૮,૮૦૦,૦૦૦ |
| રૂમાનિયન | ૧૯,૪૦૦,૦૦૦ |
| રશિયન ડાયલ | ૧૬૬,૦૦૦,૦૦૦ |
| એસ્ટોનિયન | ૧,૧૨૭,૦૦૦ |
| ફિનિશ | ૩,૦૨૨,૦૦૦ |
| ફ્લેમિશ | ૩,૫૦૦,૦૦૦ |
| ફ્રેંચ | ૬૮,૮૯૫,૦૦૦ |
| જર્મન | ૭૮,૯૪૭,૦૦૦ |
| ગ્રીક | ૬,૯૩૬,૦૦૦ |
| હંગેરિયન | ૮,૦૦૧,૧૧૨ |
| જાવાનીઝ | ૪૨,૦૦૦,૦૦૦ |
| લેટિશ | ૧,૯૦૫,૦૦૦ |
| સર્બિયન | ૧૧,૦૦૦,૦૦૦ |
| સિયામીઝ | ૧૪,૫૦૦,૦૦૦ |
| સ્લોવેનિયન | ૫,૧૮૫,૦૦૦ |
| સ્પેનિશ | ૧૦૨,૭૦૦,૦૦૦ |
| સ્વિડીશ | ૬,૨૬૬,૦૦૧ |
| તિબેટો-બર્મીઝ | ૧૭,૦૦૦,૦૦૦ |
| ટર્કિશ | ૧૪,૧૦૬,૦૦૦ |

અત્યાર સુધી ગણવામાં આવેલી ભાષાઓની સંખ્યા ૨,૭૯૬ છે. અંગ્રેજી ભાષા બોલનારાઓની સંખ્યા ૨૪૭ ૮૩૩,૦૦૦ થી વધારેની છે.

## જગતની જાતિ અને પેટાજાતિ

**આફ્રિદી**—હિંદ અને અફઘાનિસ્તાનની સરહદ પર રહેતા એશિયાટિક તુર્ક લોકો--જાતિ પઠાણ. ધર્મ મુસલમાન, ભાષા પુસ્તુ. વારંવાર હુમલા કરવા માટે નામચીન છે.

**આકકા**—નીગ્રોઇડ જાતિના બાંઠિયા મનુષ્યો. તેઓ મધ્ય આફ્રિકામાં રહે છે. તેઓના માથાં મોટાં, વાળ ઉન જેવા અને હાથ લાંબા હોય છે. સરેરાશ ઊંચાઈ ૪ થી ૫ ફીટ.

**બગીર્મી**—નેગ્રોઇડ જાતિના લોકો. સુલતાનના તાબામાં છે. આફ્રિકામાં ચાડ સરોવરની દક્ષિણે દેશ આવેલો છે.

**બંટુ**—દક્ષિણ આફ્રિકાના નીગ્રો લોકો. બધાની મૂળ જાતિ તથા ભાષા એક જ છે.

**બસ્ક**—તેમની મૂળ જાતિ અચોક્કસ છે. ઉત્તર સ્પેનમાં બિસ્કે, અલાવા, ગૈઝીપઝીકોઆ અને નેવરે પ્રાંતોમાં મોટા પ્રમાણમાં છે.

**બેદુ**—જથ્થામાં વસતા રખડુ ટોળીના લોકો. શેખની સત્તા હેઠળ છે. તેઓ ઊંટ, ઘેટાં અને બકરાંના ટોળાં રાખે છે. શ્રેષ્ઠ ઘોડેસ્વારો છે. અરબસ્તાન, મેસોપોટેમિયા, એશિયાના બીજા ભાગો, ઇજીપ્ત અને ઉત્તર તથા મધ્ય આફ્રિકાના બીજા પ્રદેશોમાં મળી આવે છે.

**બર્બર**—ઉત્તર આફ્રિકામાં વસતી શ્વેત જાતિ. મોરોક્કો અને ત્રિપોલીના ઘણાખરા રહેવાશીઓ આ જાતિના છે. તેઓ ઇજીપ્તના લોકો સાથે સંબંધ ધરાવે છે.

**બોઅર**—દક્ષિણ આફ્રિકાના ડચ લોકો. ટ્રાન્સવાલ તથા ઓરેન્જ ફ્રીસ્ટેટમાં શ્વેત પ્રજામાં તેઓની બહુમતિ છે.

**દ્રાવિડિયન**—કાળી ચામડી, વાંકડિયા વાળ, લાંબા માથાં, મોટા નાક તથા જાડા હોઠવાળા, દક્ષિણ હિંદ તથા સીલોનમાં રહેતા બીન-આર્યન લોકો.

**ડયાક**—બોર્નિઓના મૂળ રહેવાસીઓ. મનુષ્યવધ કરનારા તરીકે જાણીતા. (અત્યારે આ પ્રથાને દાબી દેવામાં આવી છે)

**એસ્કિમો**—પૂર્વ ગ્રીન્લેન્ડથી શરુ કરી ૫૦૦૦ માઇલ પશ્ચિમ સુધી આર્ટિક કાંઠા પર વસતા લોકો, થોડાક અંશે ભટકતા લોકો; સમાજ બંધારણ નહિ જેવું. બુદ્ધિ તથા આતિથ્યસત્કાર માટે પ્રસિદ્ધ.

**ફિલિપિનો**—ફિલિપાઇન ટાપુઓના ખ્રિસ્તિ બનેલા દેશીઓ માટેનું નામ.

**ફ્લેમિંગ**—ફ્લેન્ડર્સના રહેવાશીઓ. અત્યારે બેલ્જીયમમાં તેમની વસ્તી છે. તેઓ ડચભાષા બોલે છે. તેમાંના કેટલાક ફ્રેન્ચભાષા બોલે છે.

**ગુરખા**—નેપાળમાં વસતી લડાયક જાતિ. તેમનું મુખ્ય શસ્ત્ર 'કુકરી' છે.

**હોટેન્ટોટ**—દક્ષિણ આફ્રિકાના મૂળ રહેવાશીઓ: બાંટુ તથા બુશમેન સાથે લોહીનો સંબંધ ધરાવે છે.

**હોવા**—માડાગાસ્કરના રહેવાશીઓ. તેઓ ઘણે ભાગે મલાયાથી આવ્યા છે.

**કાફીર**—આફ્રિકાના નેગ્રોઇડ લોકો.

**કુર્દ**—કુર્દીસ્તાન કહેવાતા પ્રદેશમાં રહેતા મિશ્રજાતિના લોકો. તુર્કસ્તાન, ઇરાન તથા ઇરાકે કુર્દીસ્તાનના ભાગલા પાડી નાખ્યા છે. આ લોકો સ્થાયી તથા રખડતા હોય છે. મુખ્યત્વે મુસલમાનો.

**લેપ**—સ્વીડન, નોર્વે અને ફિન્લેન્ડની છેક ઉત્તરમાં આવેલ પ્રાંત લેપ્લેન્ડમાં વસતા લોકો. તેઓનું કદ ટૂંકું તથા ગાલનાં હાડકાં ઉપસેલાં હોય છે.

**મગ્યર**—હંગેરિ પ્રજાસત્તાકના મુખ્ય લોકો; તુર્કજાતિના ઘોડેસ્વારોના ઉગ્રીઅન પત્નીને પેટે અવતરેલી પ્રજાથી ઉતરી આવેલ છે.

**મશુદ**—હિંદના સરહદ પ્રાંતના તાયફાવાળા.

**મેઓરી**—પોલિનેશિયન જાતિના ન્યુઝીલંડમાં વસતા લોકો. ઊંચા, માંસલ તથા કાળા વાળવાળા, કોકેશિયન લોકો જેવા હોય છે.

**મોહોક**—ઉત્તર અમેરિકામાં વસતા અમેરિકન ઇન્ડિયન જાતિના લોકો.

**મૂર**—ઉત્તર આફ્રિકામાં વસતા લોકો. બર્બર અથવા આરબના વંશજો. મોરોક્કોનું નામ તેમના પરથી પડ્યું છે. કેટલાકો સ્પેનમાં જઇ વસ્યા છે.

**મોપલા**—મુંબઇ ઇલાકાના મલબાર પ્રાંતના રહેવાસીઓ.

**નીગ્રો**—કાળી ચામડી તથા વાંકડિયા વાળવાળા લોકો. શુદ્ધ નીગ્રો જાતિ, સહરાનો દક્ષિણે, પશ્ચિમ આફ્રિકામાં વસે છે. પૂર્વ તરફના લોકો પૂર્વ સુદાનથી કેનિયાકાંઠા સુધી વસે છે. તેઓનાં માથાં નાનાં, નાક પહોળાં, દાંત મોટા અને હોઠ જાડા હોય છે.

**રેડ ઇન્ડિયન**—ઉત્તર અમેરિકાના રહેવાસીઓ. તેઓ તે ખંડના મૂળ રહેવાસીઓ છે. તેઓના વાળ કાળા તથા સીધા, ચામડીનો રંગ તામ્રવર્ણો તથા અણીઆળું નાક હોય છે.

**સંતાલ**—છોટાનાગપુર, ઓરિસા તથા બંગાળ તથા બિહારની સરહદ પર રહેતી જંગલી જાતિઓ

**સ્લોવેન**—યુગોસ્લેવિયામાં વસતા સ્લેવ જાતિના લોકો.

**સ્લોવાક**—ઝેકોસ્લોવેકિયામાં વસતા સ્લેવ જાતિના લોકો.

**વલુન**—બેલ્જિયમ તથા ઉત્તર ફ્રાન્સના કેટલાક ભાગોમાં મળી આવતી જાતિ.

**યાંકી**—અમેરિકન-ખાસ કરીને ન્યુ ઈંગ્લંડ સ્ટેટસનો-વધારે વિશાળ અર્થમાં ઉત્તરના રાજ્યોનો-વતની.

**ઝુલુ**—દક્ષિણ આફ્રિકાના ઝુલુલેન્ડનો રહેવાસી. ઓગણીસમી સદીમાં તે જાતિનું મોટું સામ્રાજ્ય હતું. અત્યારે દેશને નાતાલ સાથે જોડી દીધેલ છે.

## જુદા જુદા સાહિત્યના મહાન કવિઓ

| | | | | | |
|---|---|---|---|---|---|
| અંગ્રેજી | શેક્સપિયર | પર્શિયન | સાદી | ફ્રેંચ | પ્રુસલિ ધોમ |
| સંસ્કૃત | કાલિદાસ | હિંદી | તુલસીદાસ | બંગાળી | રવીન્દ્રનાથ ટાગોર |
| ઇટાલિયન | ડાન્ટે | ગ્રીક | હોમર | ગુજરાતી | પ્રેમાનંદ |
| જર્મન | ગેટે | ઉર્દૂ | ગાલિબ | | |

## મોટા વિશ્વમેળા

| | કેટલા દહાડા ખુલ્લા રહ્યા | પ્રેક્ષકોની સંખ્યા |
|---|---|---|
| લંડન (૧૮૫૧) | ૧૪૧ | ૬,૦૩૯,૧૯૫ |
| પેરિસ (૧૮૫૫) | ૨૦૦ | ૫,૧૬૨,૩૩૦ |
| લંડન (૧૮૬૨) | ૧૭૧ | ૬,૨૧૧,૧૦૩ |
| પેરિસ (૧૮૬૭) | ૨૧૦ | ૧૦,૦૦૦,૦૦૦ |
| વિયેના (૧૮૭૩) | ૧૮૬ | ૭,૨૫૪,૬૮૭ |
| પેરિસ (૧૮૭૮) | ૧૯૪ | ૧૬,૦૩૨,૭૨૫ |
| ચિકાગો (૧૮૯૩) | ૧૭૯ | ૨૭,૫૩૯,૪૦૦ |
| પેરિસ (૧૯૦૦) | ..... | ૩૯,૦૦૦,૦૦૦ |
| સાનફ્રાન્સિસ્કો (૧૯૧૫) | ૨૮૮ | ૧૮,૮૭૧,૯૫૭ |
| વેમ્બ્લી (૧૯૨૪) | ૧૬૫ | ૨૭,૯૦૦,૦૦૦ |
| ચિકાગો (૧૯૩૩-૩૪) | ૩૨૯ | ૩૮,૬૨૬,૫૬૪ |
| ન્યુયૉર્ક (૧૯૩૯-૪૦) | ૩૪૦ | ૪૪,૯૩૨,૫૩૪ |

## જગતના ટેલીફોનની સંખ્યા. (૧૯૩૯)

| | | | |
|---|---|---|---|
| ઉત્તર અમેરિકા | ૨૧,૬૧૭,૧૨૭ | એશિયા | ૧,૯૧૩,૦૯૩ |
| દક્ષિણ અમેરિકા | ૮૯૪,૯૪૯ | આફ્રિકા | ૪૦૫,૫૭૩ |
| યુરોપ | ૧૫,૩૦૫,૪૪૯ | ઓશિયાનિયા | ૯૫૪,૧૪૬ |
| | | | ૪૧,૦૯૦,૩૪૭ |

## જુદા જુદા રાષ્ટ્રની દૂધ–ઉત્પત્તિ

| દેશ | દૂધનું ઉત્પન્ન રતલ | | પ્રજાની સંખ્યા | જણદીઠ ઉત્પન્ન રતલ |
|---|---|---|---|---|
| ન્યુઝીલેન્ડ | ૮૭૦ | કરોડ | ૧,૫૫૯,૦૦૦ | ૧૫·૨૫ |
| ડેન્માર્ક | ૧૨,૦૦૦ | ,, | ૩,૫૫૧,૦૦૦ | ૮·૨૫ |
| ઑસ્ટ્રેલિયા | ૧,૦૪૯ | ,, | ૬,૬૩૦,૦૦૦ | ૪·૨૭ |
| કેનેડા | ૧,૫૮૦ | ,, | ૯૦,૩૯૯,૦૦૦ | ૪·૯૨ |
| સ્વિટ્ઝર્લેન્ડ | ૬૦૭ | ,, | ૪,૦૬૬,૦૦૦ | ૪·૦૬ |
| અમેરિકા | ૧૦,૨૮૦ | ,, | ૧૨૨,૭૭૫,૦૦૦ | ૨·૩૩ |
| ઝેકોસ્લોવાકિયા | ૧,૨૦૦ | ,, | ૧૪,૭૩૦,૦૦૦ | ૨·૨૫ |
| જર્મની | ૫,૦૯૬ | ,, | ૬૬,૦૩૦,૦૦૦ | ૨·૧૨ |
| ફ્રાન્સ | ૩,૧૫૦ | ,, | ૪૧,૮૩૫,૦૦૦ | ૨·૦૬ |
| ગ્રેટબ્રિટન | ૧,૪૪૭ | ,, | ૪૫,૨૬૬,૦૦૦ | ૦·૯૮ |
| હિંદુસ્તાન | ૬,૪૦૦ | ,, | ૩૫૨,૮૩૮,૦૦૦ | ૦·૫૦ |

## રાષ્ટ્રસંઘ

વર્સેલ્સની સુલેહનો અમલ થતાંવેંત ૧૯૨૦ના જાન્યુઆરીમાં રાષ્ટ્રસંઘ અસ્તિત્વમાં આવ્યો. આંતરરાષ્ટ્રીય સહકાર વધારી વિશ્વશાંતિ મેળવવાનો તેનો ઉદ્દેશ છે. જે રાષ્ટ્રો સંઘનાં સભ્ય છે તે કોઈ પણ તકરાર રાષ્ટ્રસંઘને સોંપ્યા પહેલાં તે તકરારના નિવેડા માટે લશ્કર રાખી શકતાં નથી. નિર્ણય માટે છ મહિના અને ત્યારપછી ત્રણ મહિના તેઓને રાહ જોવી પડે છે. દર વર્ષે સપ્ટેંબરના પહેલા સોમવારે **સભા** (એસેમ્બ્લી) મળે છે. દરેક સભ્ય–રાજ્યને તેમાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક છે. કાઉન્સિલ વર્ષમાં ઓછામાં ઓછી ચાર વખત મળે છે. કાઉન્સિલમાં પાંચ કાયમનાં સભ્યો હોય છે. ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, ઇટલી, જર્મની, જાપાન અને અત્યારે બીજાં નવ રાજ્યોને દર વર્ષે કામચલાઉ સભ્ય તરીકે ચૂંટી કાઢવામાં આવે છે. આંતરરાષ્ટ્રીય ન્યાયની અદાલતમાં ૧૧ જડજો તથા ૪ ડેપ્યુટી જડજો હોય છે, અને તેની બેઠક હેગમાં ભરાય છે. વાર્ષિક બેઠક ૧૫મી જૂને શરૂ થાય છે. આંતરરાષ્ટ્રીય મજૂર–ઑફિસ સંઘની અનુષંગી છે. વ્યવસ્થાપકમંડળમાં ૧૨ રાજ્યો છે. રાષ્ટ્રસંઘની ભાષા અંગ્રેજી તથા ફ્રેંચ છે.

**રાષ્ટ્રસંઘ શું કરે છે?** આંતરરાષ્ટ્રીય ફરજોનો સ્વીકાર કરી સુલેહ–શાંતિ સ્થાપવી અને આંતરરાષ્ટ્રીય સહકાર વધારવાના હેતુથી આ સંસ્થા સ્થાપવામાં આવી હતી. લડાઈ અટકાવવી અને સુલેહની શરતોનું કડક પાલન કરાવીને ન્યાય જાળવી રાખવાનો તેનો ઉદ્દેશ છે. અત્યાર સુધીમાં તેનાથી ઘણી લડાઈઓ અટકી છે. લડાઈના સ્થાને હેગમાં સ્થાયી કોર્ટની સ્થાપના કરી છે. ઑસ્ટ્રિયા, હંગરી અને

ઉત્તર ગ્રીસના પુનરુત્થાનમાં મોટો ફાળો આપ્યો છે અને આંતરરાષ્ટ્રીય ગુના તથા દુરાચાર અટકાવવા માટે ઘણું કર્યું છે. કમનસીબે હજુ માત્ર શરૂઆત જ હોવાથી રાષ્ટ્રો એકબીજા સામે શસ્ત્રો સજે છે.

**સભ્ય થવાની લાયકાત** : દરેક દેશ રાષ્ટ્રસંઘમાં જોડાઇ શકતો નથી. પહેલી કલમમાં સભ્ય થવા માટે ચોક્કસ શરતો મૂકવામાં આવી છે. આ કલમમાં એવી શરત છે કે, વર્સેલ્સની સંધિ પર સહી કરી હોય તે જ મિત્રરાજ્યો તથા જગતયુદ્ધમાં જે રાજ્યો તટસ્થ રહ્યાં તે, તેનાં મૂળ સભ્યો ગણાશે. બીજી કલમમાં જણાવવામાં આવ્યું છે કે, કોઇ પણ સ્વશાસિત રાજ્ય, ડુમિનિયન અથવા સંસ્થાનને જો બે તૃતીયાંશ સભ્યોની સંમતિ મળે તો તે પણ સભ્ય થઇ શકે છે. પોતે તટસ્થ છે તેમ ભારપૂર્વક જણાવી સ્વિટ્ઝર્લેંડ સભ્ય થયું તેને માટે વિશિષ્ટ ઠરાવ કરવો પડયો હતો.

સંઘના સભ્યોની સંખ્યા શરૂઆતમાં ૪૨ હતી તે વધીને ૧૯૩૫માં ૬૦ રાષ્ટ્રો તેના સભ્યો હતા. અત્યારે તે સંખ્યા ૪૬ની છે. જર્મની ૧૯૩૫ના ઑક્ટોબરની ૧૯ તારીખે સંઘમાંથી નીકળી ગયું. જાપાન પણ ૧૯૩૫ના માર્ચની ૨૭મીએ નીકળી ગયું. ઇટલી ૧૯૩૯માં નીકળી ગયું. ફિન્લેન્ડ સામે આક્રમણ કરવા માટે સોવિયેટ યુનિયનને સંઘમાંથી કાઢી નાખવામાં આવ્યું. સ્વિટ્ઝર્લેંડ સાથે વ્યવહારની મુશ્કેલી હોવાથી સંઘે પ્રિન્સટન (અમેરિકા)માં આર્થિક તથા નાણાકીય ખાતાની શાખા ખોલી છે.

**રાષ્ટ્રસંઘની અત્યારની સ્થિતિ** : રાષ્ટ્રસંઘની અત્યારની સ્થિતિ મૂંઝાયેલા પ્રેક્ષકના જેવી છે. જર્મનીએ ઝેકોસ્લોવેકિયા તથા મેમલનો તથા ઇટલીએ આલ્બેનિયાનો કબજો લીધો, પરંતુ રાષ્ટ્રસંઘે વિરોધનો સૂર પણ ઉઠાવ્યો નહોતો. ચીન સામે જાપાનના આક્રમણ સામે પણ રાષ્ટ્રસંઘ કશી મદદ કરી શક્યું નહોતું. જ્યારે બીજું વિશ્વયુદ્ધ ફાટયું ત્યારે સંઘની સત્તા શૂન્ય પર આવી ગઈ. સંઘના કોઈ સભ્યે–પોલાંડ સુદ્ધાંએ–સંઘની મદદ માગી નહિ. રાજકીય પ્રવૃત્તિ આ રીતે સ્થંભી જતાં, એવો નિર્ણય કરવામાં આવ્યો કે, સંઘે બિનતકરારી બાબતોની પ્રવૃત્તિ ચલાવવી અને યુદ્ધમાં જરૂર પડે અથવા યુદ્ધ દરમિયાન ચલાવી શકાય તેવી વિશિષ્ટ પ્રવૃત્તિઓનો નિકાલ કરવાને સંઘે પૂરેપૂરા તૈયાર રહેવું. સંઘના ડેપ્યુટી સેક્રેટરીના કહેવા પ્રમાણે ત્રણ કાર્યો કરવાનાં છે : (૧) અત્યારની પરિસ્થિતિની જરૂરિયાતને પહોંચી વળવા માટે કાર્યની બંધબેસતી ગોઠવણ. (૨) લડાઈને અંગે ભવિષ્યમાં થવાના સમાધાનને મદદરૂપ થાય તેવી સામગ્રીની તૈયારી (૩) પુનર્ઘટનાના ઉપસ્થિત થતા પ્રશ્ન સમગ્ર આર્થિક પરિસ્થિતિની તપાસ.

**રાષ્ટ્રસંઘના મુખ્ય અંગો** : રાષ્ટ્રસંઘનાં મુખ્ય અંગો નીચે મુજબ છે : (૧) લીગ એસેમ્બ્લી, (૨) લીગ કાઉન્સિલ, (૩) આંતરરાષ્ટ્રીય ન્યાયની કાયમી અદાલત, (૪) કાયમી મંત્રીની ઑફિસ, (૫) આંતરરાષ્ટ્રીય મજૂર–ઑફિસ.

## હુકમ નીચેના (મેન્ડેટ) પ્રદેશો

### ફ્રાન્સની નીચે

| | |
|---|---|
| ૧ લેબેનોન | ૩ ટાંગાનિકા |
| ૨ સીરિયા | ૪ ધી કેમેરુન્સ |

### યુનાઇટેડ કિંગ્ડમ નીચે

| | |
|---|---|
| ૧ પેલેસ્ટાઈન | ૪ ધી કેમેરુન્સ |
| ૨ ટ્રાન્સ જોર્ડન | ૫ ટાંગાનિકા |
| ૩ ટોગોલેન્ડ | ૬ નાવ્રુ |

## ઑસ્ટ્રેલિયા નીચે

૧ ન્યુ ગિયાના
૨ ન્યુ આયર્લેન્ડ
૩ ન્યુ બ્રિટન
૪ સોલોમન ટાપુઓ

## બેલ્જિયમ નીચે

૧ રવાન્ડા-ઉરુન્દિ

## દક્ષિણ આફ્રિકા નીચે

૧ સાઉથ-વેસ્ટ આફ્રિકા

## ન્યુઝીલેંડ નીચે

૧ સામોઆ

## જાપાન નીચે

૧ મેરિયાના અને કેરોલિનના ટાપુ
૨ યાટ ટાપુ તથા માર્શલ ટાપુઓ

## લશ્કરી ખર્ચની સરખામણી

| | | |
|---|---|---|
| ઇંગ્લંડ | મહેસૂલના | ૧૪ ટકા |
| ફ્રાન્સ | ,, | ૧૦ ,, |
| ઇટલી | ,, | ૧૦ ,, |
| જાપાન | ,, | ૧૦½ ,, |
| જર્મની | ,, | ૫ ,, |
| હિંદુસ્તાન | ,, | ૪૨ ,, |

(ફક્ત મધ્યસ્થ મહેસૂલના)

## લશ્કરી બોજો

[ ચોખ્ખી મહેસૂલ ઉપર રક્ષણખર્ચના ટકા ]

| | | | |
|---|---|---|---|
| હિંદુસ્તાન | ૩૩.૭ | ન્યુઝીલેંડ | ૫.૨ |
| ગ્રેટબ્રિટન | ૨૩.૭ | દક્ષિણ આફ્રિકા | ૩.૧ |
| ઑસ્ટ્રેલિયા | ૩.૭ | આઇરિશ ફ્રી સ્ટેટ | ૬.૮ |
| કેનેડા | ૩.૭ | | |

## જગવિખ્યાત હીરા

| નામ | કેરેટ | નામ | કેરેટ |
|---|---|---|---|
| ક્યુલિનન | ૩,૧૦૬½ | રિજન્ટ અથવા પિટ્ | ૧૩૬¾ |
| જ્યુબિલી | ૨૪૫ | ગ્રેટ મોગલ | ૨૮૭½ |
| ઓર્લોફ | ૧૯૪¾ | ટિફાની | ૯૬૯ |
| વિક્ટોરિયા (હવે નિઝામ) | ૪૫૭½ | સ્ટાર ઑફ ધી સાઉથ આફ્રિકા | ૫૩૦⅕ |
| ફ્લોરન્ટાઇન | ૧૩૩$\frac{1}{16}$ | કોહિનૂર | ૧૦૬$\frac{1}{16}$ |

# જગતનો સ્થળવર્ણન-કોશ

## ( દુનિયાના દેશોની ટૂંક હકીકત )

**અફઘાનિસ્તાન** : હિંદના વાયવ્ય ખૂણે એશિયામાં આવેલું છે. ક્ષેત્રફળ ૨૪૫,૦૦૦ ચો. મા. વસ્તી લગભગ એક કરોડ: રાજાશાહી તંત્ર છે. કાયદાની સત્તા પાર્લમેન્ટના હાથમાં છે. પાર્લમેન્ટમાં રાજા, ૪૦ સભ્યોની સેનેટ તથા ૧૨૦ ચૂંટાયેલા સભ્યોની એસેમ્બ્લીનો સમાવેશ થાય છે. હિંદ આવવાના રસ્તા પર્વતના ઘાટો છે. મુખ્ય ઘાટ કાબુલથી ખૈબરઘાટ તથા કંદહારથી બોલનઘાટ છે. રાજધાની કાબૂલ.

**અરબસ્તાન** : એશિયાના નૈઋત્ય ખૂણામાં આવેલ દ્વીપકલ્પ. ક્ષેત્રફળ ૧,૨૦૦,૦૦૦ ચો. મા., વસ્તી ( લગભગ ) ૧૦,૦૦૦,૦૦૦, મક્કા તથા મદીનાનાં પવિત્ર શહેરો તેમાં આવેલાં છે.

**આઇસલેન્ડ** : ઉત્તર આટલાંટિક સમુદ્રમાં ડેન્માર્કનો ટાપુ. ક્ષે. ફ. ૩૯,૭૦૦, વસ્તી ૧૦૩,૨૧૭, રાજધાની રૈકજેવિક.

**આબિસીનિયા** : આફ્રિકાના ઇશાન ખૂણામાં આવેલું દેશી રાજ્ય. ક્ષે. ફ. ૩૫૦,૦૦૦ ચો. મા., વસ્તી (લગભગ) ૧૧,૦૦૦,૦૦૦, ઇટલીએ ૧૯૩૬માં જીતી લીધું. બ્રિટિશોની મદદથી શહેનશાહે ફરીથી જીતી લીધું છે. રાજધાની એડિસઅબાબા.

**આર્જેન્ટિના** : દક્ષિણ અમેરિકાનું બીજું મોટું પ્રજાસત્તાક રાજ્ય. ક્ષેત્રફળ ૧,૦૭૮,૨૭૮ ચો. મા., વસ્તી ૧૨,૫૬૧,૩૬૧, રાજધાની બુએનોસ-એર્સ.

**આયર અથવા આયર્લૅન્ડ** : સ્વતંત્ર રાજ્ય. કેટલીક બાબતો માટે બ્રિટિશ રાષ્ટ્રસંઘ સાથે જોડાયેલું છે. આયરનું રાજ્યતંત્ર દ્વિરાજકસભા પદ્ધતિનું છે. તેમાં લોકો પ્રમુખને સાત વર્ષ માટે ચૂંટે છે. તે ઉપરાંત પ્રતિનિધિસભા જેને ડેઇલ ઇરેન કહેવામાં આવે છે તે તથા સેનેટ છે. વસ્તી ૨,૯૬૮,૪૨૦, રાજધાની ડબ્લિન.

**આલ્બેનિયા** : બાલ્કન રાજ્ય. અત્યારે ઇટલી નીચેનું રાજ્ય. ૧૯૩૯માં તેના કબજે લેવામાં આવ્યો. ક્ષેત્રફળ ૧૦,૬૦૦ ચો. મા., વસ્તી ૧૦૦,૩૬૮, રાજધાની ટિરાના.

**ઇકવાડોર** : દક્ષિણ અમેરિકાનું પ્રજાસત્તાક. ક્ષે. ફ. ૨૭૫,૯૩૬ ચો. મા., વસ્તી ૩,૨૦૦,૦૦૦ રાજધાની કિવટો.

**ઇજીપ્ત** : આફ્રિકાના ઇશાન ખૂણામાં આવેલું રાજ્ય. ક્ષેત્રફળ ૩૮૫,૦૦૦ ચો. મા., વસ્તી ૧૫,૯૦૪,૫૨૫. રાજધાની કેરો. ૧૯૧૪માં ઇજિપ્ત બ્રિટિશ પ્રોટેક્ટોરેટ થયું અને ૧૯૨૨ સુધી બ્રિટિશ વાવટા હેઠળ રહ્યું. તે સાલમાં રાજાની સત્તા હેઠળ રાજ્યની સ્થાપના કરવામાં આવી. ૧૯૩૬માં એંગ્લો–ઇજિપ્શિયન સુલેહ કરવામાં આવી છે. તે સંધિથી સુએઝ કેનાલ પાસે બ્રિટિશ લશ્કરની મર્યાદા ૧૦,૦૦૦ની તથા એરોપ્લેનની સંખ્યા ૪૦૦ની નક્કી કરવામાં આવી તથા એલેકઝાન્ડ્રિયા તથા પોર્ટસૈદને દરિયાઇ થાણા તરીકે વાપરવાનો બ્રિટિશોને હક્ક મળ્યો. રાજધાની કેરો.

**ઇટલી** : યુરોપનું રાજ્ય. ક્ષે. ફ. ૧૧૯,૦૦૦ ચો. મા., વસ્તી ૪૨,૫૨૭,૫૬૧, રાજધાની રોમ. ફેસિઝમની શરૂઆત પછી રાજા, સેનેટ તથા ડેપ્યુટીઓની ચેમ્બરથી રાજતંત્ર ચાલે છે. તેમની બધી પ્રવૃત્તિઓ ફેસિસ્ટ ગ્રાન્ડ કાઉન્સિલની સંમતિ પર નિર્ભર છે.

**ઇરાક** : પહેલાં મેસોપોટેમિયા તરીકે જાણીતું હતું. અત્યારે અરબસ્તાન અને ઇરાન વચ્ચે આવેલું રાજ્ય. ૧૯૧૮ના યુદ્ધને અંગે અસ્તિત્વમાં આવ્યું: ક્ષે. ફ. ૧૪૬,૬૦૦ ચો. મા., વસ્તી ૩,૦૦૦,૦૦૦, રાજધાની બગદાદ. ગ્રેટબ્રિટન હેઠળ મેન્ડેટેડ પ્રદેશ.

**ઇરાન** : એશિયાનું રાજ્ય. અગાઉ 'પર્શિયા' પણ કહેવાતું. ક્ષે. ફ. ૬૨૮,૦૦૦ ચો. મા., વસ્તી ૧૦,૦૦૦,૦૦૦, રાજધાની તહેરાન.

**ઇસ્ટોનિયા** : બાલ્ટિકનું સ્વતંત્ર રાજ્ય. ૧૯૪૦માં રશિયાનું શરણુ સ્વીકારવાની ફરજ પાડવામાં આવી. ક્ષે. ફ. ૧૮,૫૦૦ ચો. મા., વસ્તી ૧,૧૧૬,૫૦૦ રાજધાની રેવલ.

**ઈંગ્લંડ** : ગ્રેટબ્રિટનનો દક્ષિણ ભાગ, ક્ષે. ફ. ૫૦,૮૭૪ ચો. મા., વસ્તી ૩૯,૯૪૭,૯૩૧ રાજધાની લંડન.

**ઉત્તર આયર્લેન્ડ** : અલ્સ્ટરના નવ દેશોનો સમૂહ. તેને જુદી પાર્લમેન્ટ છે, ક્ષે. ફ. ૫,૨૩૭ ચો. મા., રાજધાની બેલ્ફાસ્ટ.

**ઉરુગ્વે** : દક્ષિણ અમેરિકાનું નાનામાં નાનું પ્રજાસત્તાક, ક્ષે. ફ. ૭૨,૧૮૦ ચો. મા., વસ્તી ૨,૦૪૨,૩૮૭, રાજધાની મોન્ટીવીડિયો.

**એન્ડોરા** : પૂર્વ પિરિનીઝમાં આવેલું યુરોપનું પ્રજાસત્તાક રાજ્ય. ક્ષે. ફ. ૧૯૧ ચો. મા. વસ્તી ૬,૦૦૦, રાજધાની એન્ડોરા.

**ઍંગ્લો-ઇજીપ્શિયન સુદાન** : લિબિયા અને ઇજીપ્તની સીમાપર આવેલું છે. ક્ષેત્રફળ ૯૬૯,૦૦૦ ચો. મા. વસ્તી ૬,૩૪૨,૨૭૭, રાજધાની ખાર્તુમ.

**ઑસ્ટ્રિયા** : પહેલાં યુરોપનું સ્વતંત્ર રાજ્ય, અત્યારે બૃહદ્ જર્મનીનો ભાગ ક્ષે. ફ. ૩૨,૦૦૦ ચો. મા, વસ્તી ૬,૫૩૦,૦૦૦, રાજધાની વિયેના.

**ઑસ્ટ્રેલિયા** : બ્રિટિશ સામ્રાજ્ય નીચે સમવાયતંત્રવાળું પ્રજારાજ્ય. ક્ષે. ફ. ૩,૦૦૦,૦૦૦ચો. મા., વસ્તી ૬,૬૨૩,૩૦૨, રાજધાની કૅન્બેરા.

**ક્યુબા** : 'ઍન્ટિલિસનું મોતી' વેસ્ટ ઇન્ડિઝનો મોટામાં મોટો ટાપુ છે. ક્ષે. ફ. ૪૪,૧૬૪ ચો. મા., વસ્તી ૪,૨૨૮,૦૦૦, રાજધાની હવાના.

**કેનેડા** : બ્રિટિશ મુલક. ક્ષે. ફ. ૩,૬૪૮,૫૦૦ ચો. મા. વસ્તી ૧૧,૦૧૨,૭૩૪ રાજધાની ઓટાવા.

**કોલંબિયા** : દક્ષિણ અમેરિકાનું પ્રજાસત્તાક રાજ્ય. ક્ષે. ફ. ૪૮૨,૦૦૦ ચો. મા., વસ્તી ૮૦,૦૦૦,૦૦૦, રાજધાની બોગોટા.

**કોસ્ટારિકા** : મધ્ય અમેરિકાનું પ્રજાસત્તાક. ક્ષે. ફ. ૨૩,૦૦૦ ચો. મા. વસ્તી ૫૦૦,૦૦૦, રાજધાની સાનજોસ.

**ગ્રીસ** : દક્ષિણ યુરોપનું રાજ્ય. ક્ષે. ફ. ૫૦,૦૦૦ ચો. મા., વસ્તી ૭,૧૯૬,૯૬૦, રાજધાની આથેન્સ.

**ગ્વાટેમાલા** : મધ્ય અમેરિકાનું પ્રજાસત્તાક. ક્ષે. ફ. ૪૮,૨૯૦ ચો. મા., વસ્તી ૨,૫૦૦,૦૦૦, રાજધાની ગ્વાટેમાલા.

**ચીલી** : દક્ષિણ અમેરિકાનું પ્રજાસત્તાક રાજ્ય. ક્ષે. ફ. ૨૮૬,૩૨૨ ચો. મા., વસ્તી ૪,૨૭૬,૦૦૦, રાજધાની સાન્ટિયાગો.

**ચીન** : એશિયાનું ૧૯૧૧થી પ્રજાસત્તાક રાજ્ય. ક્ષે. ફ. ૨,૯૦૬,૪૭૫ ચો. મા., વસ્તી (લગભગ) ૪૫૭,૮૩૫,૪૭૫, રાજધાની (કામચલાઉ) ચુન્કિંગ.

**જર્મની** : ૧૯૧૮થી મધ્ય યુરોપનું સર્વાધિકારી સત્તાવાળું (totalitarian) રાજ્ય. ક્ષેત્રફળ ૨૨૫,૦૦૦ ચો. મા., વસ્તી ૭૮,૭૦૦,૦૦૦, ઝેકોસ્લોવેકિયાના સુડેટન વિભાગના ઉમેરાથી તથા ઑસ્ટ્રિયાને સાથે ભેળવી દેવાથી તાજેતરમાં સામ્રાજ્યમાં વધારો થયો છે. રાજધાની બર્લિન.

**જાપાન** : એશિયાનું દ્વીપરાજ્ય. ઉત્તર પાસિફિકમાં ચીન અને સાઈબિરિયાના કિનારાથી દૂર આવેલું છે. ક્ષેત્રફળ ૨૬૦,૦૦૦ ચો. મા. વસ્તી ૭૨,૨૨૨,૭૦૦ રાજ્યતંત્ર શહેનશાહ અને પ્રતિનિધિમંડળ તથા ઉમરાવોની બનેલી શાહી પ્રતિનિધિસભાના હાથમાં છે. શહેનશાહની સત્તા વિશાળ તથા સંપૂર્ણ છે. પ્રધાનમંડળ તેને સલાહ આપે છે તથા તેને જોખમદાર છે. શાહી પ્રતિનિધિસભાની સંમતિથી તે કાયદા ઘડવાની સત્તા પણ ધરાવે છે. રાજધાની ટોકિયો.

**ઝેકોસ્લોવેકિયા** : મહાયુદ્ધ પછી સ્થાપવામાં આવેલ મધ્યયુરોપનું પ્રજાસત્તાક. અગાઉ ઑસ્ટ્રિયા હંગરીના તાબામાં જે પ્રદેશો હતા તેમાંથી સ્થાપવામાં આવ્યું છે. ક્ષે. ફ. ૫૪,૦૦૦ ચો. મા., વસ્તી ૧૪,૬૦૦,૦૦૦, રાજધાની પ્રેગ. ૧૯૩૮ની આંતરરાષ્ટ્રીય કટોકટીએ એ રાજ્યને વેરવિખેર કરી નાખ્યું, અત્યારે જર્મનીનો ભાગ.

**ડાન્ઝીગ** : રાષ્ટ્રસંઘ નીચેનું 'સ્વતંત્ર શહેર'. ક્ષે. ફ. ૭૫૪ ચો. મા., વસ્તી ૪૧૫,૦૦૦, પોલાંડ સામેની લડાઈમાં જર્મનીએ કબજે લીધો. (૧૯૩૯)

**ડેન્માર્ક** : ઉત્તર યુરોપનું રાજ્ય. ક્ષે. ફ. ૧૬,૫૭૦ ચો. મા., વસ્તી ૩,૫૦૦,૦૦૦, રાજધાની કોપનહેગન.

**ડોમિનિકન રિપબ્લિક** : સાન ડોમિંગોનો ભાગ, ક્ષે. ફ. ૧૯,૩૦૦ ચો. મા., વસ્તી ૧,૦૨૨,૦૦૦, રાજધાની ક્લુડાડ ટ્રુજિલો.

**તિબેટ** : હિમાલય અને કવેનલુન પર્વતોની વચ્ચે આવેલું છે. હિંદ સાથેનો વેપાર મુખ્યત્વે કરીને ઊંચા ઘાટો દ્વારા થાય છે. ૧૯૧૧માં ચીનમાં બળવો ફાટી નીકળ્યો ત્યારે તિબેટ પરનો ચીનનો કાબુ દેખીતી રીતે ઢીલો પડી ગયો. રાજ્યતંત્રના મુખી દલાઈ લામા છે. ક્ષેત્રફળ ૪૬૩,૨૦૦ ચો. મા. રાજધાની લાસા.

**તુર્કસ્તાન** : યુરોપ અને એશિયામાં આવેલ પ્રજાસત્તાક, ક્ષે. ફ. ૨૯૪,૪૯૨ ચો. મા., વસ્તી ૧૬,૧૫૮,૦૧૦, રાજધાની અંકારા.

• **થાઇલેન્ડ** : એશિયાના અગ્નિ ખૂણામાં આવેલ રાજ્ય. ક્ષેત્રફળ ૨૦૦,૧૫૦ ચો. મા. વસ્તી ૧૦,૦૦૦,૦૦૦ મતાધિકારના સંપૂર્ણ હક્ક તથા ચૂંટાયેલ પાર્લમેન્ટ સાથે ૧૯૩૨માં મર્યાદિત રાજતંત્ર સ્થાપવામાં આવ્યું. રાજધાની બાંગકોક.

**દક્ષિણ આફ્રિકા** : બ્રિટિશ સંસ્થાન. ક્ષે. ફ. ૪૭૨, ૩૫૦ ચો. મા. વસ્તી ૭,૦૦૦,૦૦૦, રાજધાની પ્રીટોરિયા.

**નિકારાગુઆ** : મધ્ય અમેરિકાનું પ્રજાસત્તાક. ક્ષે. ફ. ૪૯,૨૦૦ ચો. મા., વસતી ૭૦૦,૦૦૦, રાજધાની માનાગુઆ.

**નેધર્લેન્ડઝ** : હોલાંડના રાજ્યનું બીજું નામ. ક્ષે. ફ ૧૨,૫૯૦ ચો. મા., વસ્તી ૮,૧૮૩,૩૨૭, રાજધાની આમ્સ્ટર્ડામ.

**નેપાળ** : હિમાલયના દક્ષિણ ઢોળાવમાં આવેલ સ્વતંત્ર રાજ્ય. તે એક જ હિંદુ સ્વતંત્ર રાજ્ય છે. ક્ષે. ફ. ૫૪,૦૦૦ ચો. મા. વસ્તી ૫,૬૩૯,૦૯૨, રાજધાની ખટમંડૂ. ત્યાં રાજા છે પણ બધી સત્તા સેનાપતિના હાથમાં છે.

**નોર્વે** : ઉત્તર યુરોપનું રાજ્ય. ક્ષે. ફ. ૧૨૪,૯૬૪ ચો. મા., વસ્તી ૨,૮૦૦,૦૦૦, રાજધાની ઓસ્લો.

**ન્યુઝીલૅંડ** : દક્ષિણ પાસિફિકમાં આવેલ બ્રિટિશ સામ્રાજ્ય નામેનો સમૂહ. ક્ષે. ફ. ૧૦૪,૦૦૦ ચો. મા , વસ્તી ૧,૬૪૦,૪૦૧, રાજધાની વેલિંગ્ટન.

**ન્યુફાઉન્ડલૅન્ડ** : આટલાંટિક મહાસાગરમાં બ્રિટિશ અમેરિકાના પૂર્વ છેડા પર આવેલ જુનામાં જુનું બ્રિટિશ સંસ્થાન. ક્ષે. ફ. ૪૨,૭૩૪ ચો. મા., વસ્તી ૨૬૫,૦૦૦ રાજધાની સેંટજોન્સ.

**પનામા** : સ્વતંત્ર રાજ્ય. ક્ષે. ફ. ૩૩,૬૬૭ ચો. મા., રાજધાની પનામા. ઉત્તર અને દક્ષિણ અમેરિકાનું જોડાણ કરનાર પનામા સંયોગીભૂમિનો બધો પ્રદેશ તેમાં આવેલ છે.

**પારાગ્વે** : દક્ષિણ અમેરિકાનું પ્રજાસત્તાક રાજ્ય. ક્ષેત્રફળ ૧૭૪,૮૫૪ ચો. મા. રાજધાની એસેન્શન.

**પેરૂ** : દક્ષિણ અમેરિકાનું પ્રજાસત્તાક. ક્ષે. ફ. ૪૮૨,૮૧૬ ચો. મા., વસ્તી ૬,૧૪૭,૦૦૦ રાજધાની લિમા.

**પેલેસ્ટાઈન** : અગાઉ તુર્કસ્તાનના તાબામાં હતું. અત્યારે રાષ્ટ્રસંઘના મેન્ડેટ હેઠળ ગ્રેટબ્રિટન વહીવટ કરે છે. ક્ષે. ફ. ૧૦,૦૦૦ ચો. મા., વસ્તી ૧,૪૬૬,૫૩૬ રાજપાની જેરૂસલેમ.

**પોર્ટુગલ** : યુરોપના વાયવ્ય ખૂણામાં આવેલું પ્રજાસત્તાક. ક્ષે. ફ. ૩૫,૪૯૦ ચો. મા., વસ્તી ૬,૮૨૫,૮૮૩, રાજધાની લિસ્બન.

**પોલૅન્ડ** : પૂર્વ યુરોપનો સ્વતંત્ર દેશ. ક્ષે. ફ. ૧૫૦,૦૦૦ ચો. મા., વસ્તી ૩૪,૭૭૫,૬૯૮, રાજધાની વાર્સો. ૧૫૦ વર્ષ પહેલાં રશિયા, ઑસ્ટ્રિયા તથા પ્રશિયાએ મળી છિન્નભિન્ન કરી નાખેલા રાજ્યના ભાગોને એકત્ર કરી વિશ્વયુદ્ધ પછી પ્રજાસત્તાકની સ્થાપના કરવામાં આવી. અત્યારે જર્મનીના કબજામાં છે.

**ફીન્લૅન્ડ** : ઉત્તર યુરોપમાં આવેલ પ્રજાસત્તાક. ૧૯૧૭ના જુલાઈની ૨૯મીએ સ્વતંત્ર રાજ્ય તરીકે જાહેર કરવામાં આવ્યું અને તેજ વર્ષના ઑકટોબરની ૭મીએ પ્રજાસત્તાક થયું. ક્ષે. ફ. ૧૪૪,૩૦૦ ચો. મા., વસ્તી ૩,૫૮૦,૦૦૦, રાજધાની હેલિન્સિક.

**ફ્રાન્સ** : એક વખતનું પ્રજાસત્તાક પણ અત્યારે પશ્ચિમ યુરોપનું સર્વાધિકારી સત્તાવાળું (Totalitarian) રાજ્ય ક્ષે. ફ. ૨૧૨,૬૬૦ ચો. મા., વસ્તી ૪૧,૮૩૪,૯૨૩. રાજધાની વીચી.

**બર્મા** : ૧૯૩૭ના એપ્રિલની ૧લી તારીખે હિંદી સરકારના કાયદાથી બર્માને હિંદથી જુદો પાડવામાં આવ્યો. અત્યારે તે 'ક્રાઉન કૉલોની' છે. તેને પોતાનું જુદું બંધારણ છે. નવા કાયદા પ્રમાણે ૩૬ સભ્યોની સૅનેટ તથા ૧૩૨ પ્રતિનિધિની સભા છે. ક્ષેત્રફળ ૨૬૧,૬૧૦ ચો. મા., રાજધાની રંગૂન. અત્યારે જાપાનના કબજામાં છે.

**બલ્ગેરિયા** : બાલ્કન રાજ્ય. ક્ષે. ફ. ૩૯,૮૮૦ ચો. મા., વસ્તી ૫,૫૦૦,૦૦૦, રાજધાની સોફિયા.

**બેલ્જિયમ** : યુરોપનું રાજ્ય. ક્ષે. ફ. ૧૧,૭૫૨ ચો. મા., વસ્તી ૮,૨૧૩,૪૪૪ રાજધાની બ્રસેલ્સ. યુરોપમાં સૌથી વધારે ગીચ વસ્તીવાળો દેશ. દર ચોરસ માઇલે ૬૯૯ રહેવાસીઓ છે.

**બોલિવિયા** : દક્ષિણ અમેરિકાનું પ્રજાસત્તાક રાજ્ય. ક્ષે. ફ. ૫૩૭,૭૯૨ ચો. મા., વસ્તી ૩,૪૨૬,૨૯૬, રાજધાની લાપાઝ.

**બ્રાઝિલ** : દક્ષિણ અમેરિકાનું મોટામાં મોટું પ્રજાસત્તાક રાજ્ય. ક્ષે. ફ. ૩,૨૮૫,૦૦૦ ચો. મા., વસ્તી ૪૧,૫૬૦,૧૪૭, રાજધાની રિઓડીજાનેરો.

**ભૂતાન** : ક્ષેત્રફળ લગભગ ૧૭,૭૫૦ ચો. મા., ભૂતાન અર્ધ-સ્વતંત્ર દેશી રાજ્ય છે. તેને આંતરિક વ્યવસ્થાની સત્તા છે. રહેવાશીઓ મોંગોલિયનો છે અને બૌધ ધર્મ પાળે છે. મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે. રાજધાની પનાખા.

**મંચુકુઓ** ; ક્ષેત્રફળ ૫૦૩;૦૧૩ ચો. મા., વસ્તી ૩૬,૯૪૭,૯૭૨. જાપાને ૧૯૩૧માં ચીન પાસેથી મંચુરિયા લઈ લીધું અને તેને ૧૯૩૨ની ફેબ્રુઆરીની ૧૮મીએ જાપાનનું ·પુતળારાજ્ય જાહેર કર્યું. રાજધાની સિંકિંગ.

**મેકિસકો** : ઉત્તર અમેરિકાનું પ્રજાસત્તાક. ક્ષે. ફ. ૭૬૦,૩૯૦ ચો. મા., વસ્તી ૧૯,૪૭૮,૭૯૧ રાજધાની મેકિસકો શહેર.

**મોનેકો** : દક્ષિણ ફ્રાન્સમાં આવેલી એક નાની સ્વતંત્ર સત્તા. ભૂમધ્ય સમુદ્ર પર આવેલ છે. તેની જમીનની સરહદ દરેક સ્થળે ફ્રાન્સને અડીને છે. ક્ષે. ફ. ૭૯૯ ચો. મા. વસ્તી ૨૨,૫૧૩, રાજધાની મોનેકો.

**મોરોક્કો** : ઉત્તર આફ્રિકાનું ફ્રેંચની સત્તા નીચેનું રાજ્ય. ક્ષે. ફ. ૨૩૧,૫૦૦ ચો. મા. વસ્તી ૫,૦૦૦,૦૦૦, રાજધાની ફેઝ.

**યુગોસ્લાવિયા** : સર્બ, ક્રોટ, સ્લોવન્સ લોકોનું રાજ્ય, તથા મહાયુદ્ધ પછી ઑસ્ટ્રિયા અને બલ્ગેરિયા પાસેથી મેળવેલો પ્રદેશ. ક્ષે. ફ. ૯૬,૧૫૦ ચો. મા. વસ્તી ૧૬,૦૦૦,૦૦૦, રાજધાની બેલ્ગ્રેડ.

**યુનાઇટેડ સ્ટેટસ ( અમેરિકા )** : ઉત્તર અમેરિકાનું સમવાયતંત્રવાળું પ્રજાસત્તાક. ક્ષે. ફ. ૩,૭૫૦,૦૦૦ ચો. મા. વસ્તી ૧૨૨,૭૭૫,૦૦૦, રાજધાની ન્યુયૉર્ક.

**રશિયા** : યુનિયન ઑફ સોવિયેટ સોસ્યાલિસ્ટ રિપબ્લિક. રશિયન, યુક્રેનિયન, શ્વેત રશિયન, ટ્રાન્સ કોકેશિયન, તુર્કોમાન, તથા ટાડઝા કન્ડઝએક પ્રજાસત્તાક રાજ્યોનું બનેલું છે. ક્ષેત્રફળ ૮,૧૫૦,૦૦૦ ચો. મા., વસ્તી ૧૯૨,૬૯૫,૭૧૦, રાજધાની મોસ્કો.

**રૂમાનિયા** : યુરોપના વાયવ્ય ખૂણામાં આવેલ સ્વતંત્ર રાજ્ય. ક્ષે. ફ. ૭૨,૪૨૫ ચો. મા., વસ્તી ૧૭,૪૦૦,૦૦૦, રાજધાની બુખારેસ્ટ.

**લકઝેમ્બર્ગ** : ક્ષે. ફ. ૯૯૯ ચો. મા., જર્મની, બેલ્જિયમ અને ફ્રાન્સ વચ્ચે આવેલ યુરોપની 'ગ્રાન્ડ ડચી' (ડયુકના તાબા હેઠળની જાગીર). ૧૮૧૫ની વિયેનાની કોંગ્રેસે તેને અત્યારનું સ્થાન આપ્યું છે. રાજધાની લકઝેમ્બર્ગ.

**લાઇબેરિયા** : પશ્ચિમ આફ્રિકાનું સ્વતંત્ર નીગ્રો પ્રજાસત્તાક રાજ્ય. ક્ષેત્રફળ ૪૩,૦૦૦ ચો. મા., રાજધાની મન્રોવિયા.

**લિથુઆનિયા** : બાલ્ટિક પ્રજાસત્તાક. ક્ષે. ફ. ૨૦,૫૦૦ ચો. મા., વસ્તી ૨,૨૯૦,૦૦૦, રાજધાની કોવનો.

**લિચટેન્સ્ટીન** : ક્ષે. ફ. ૬૫ ચો. મા., વસ્તી ૧૦,૨૧૩, ઑસ્ટ્રિયા અને સ્વીટ્ઝર્લેન્ડ વચ્ચે હાઇન નદીના ઉપલા ભાગમાં આવેલી નાની જાગીર. રાજધાની વડુઝ.

**લેટ્વિયા** : બાલ્ટિક પ્રજાસત્તાક, ક્ષે. ફ. ૪૦,૮૫૦ ચો. મા., વસ્તી ૧,૯૦૦,૦૦૦, રાજધાની રીગા.

**લેબેનોન** : ૧૯૨૦માં ફ્રાન્સના મેન્ડેટ હેઠળ સ્વતંત્ર રાજ્ય ગણાયું. રાજધાની બૈરત.

**વેટિકન સીટી** : પોપની સાર્વભૌમ સત્તા નીચે રોમમાં સ્થપાયેલ નવું રાજ્ય. ક્ષે. ફ. ૧૦૮ એકર, વસ્તી ૧,૦૨૫.

**વેનેઝુયલા** : દક્ષિણ અમેરિકાનું પ્રજાસત્તાક. ક્ષે. ફ. ૪૦૦,૦૦૦, ચો. મા., વસ્તી ૩,૦૨૫,૦૦૦, રાજધાની કારાકાસ.

**વેલ્સ** : ગ્રેટબ્રિટનનો ભાગ. ક્ષે. ફ. ૭,૪૫૦ ચો. મા., વસ્તી (ઇંગ્લંડ અને વેલ્સની) ૩૯,૯૪૭,૯૩૦,

**સાઉદી અરબસ્તાન** : હજાજ તથા નેજદનું બનેલું પ્રજાસત્તાક (૧૯૧૫), રાજધાની મક્કા તથા રિયાધ.

**સાન મેરિનો** : પ્રજાસત્તાક રાજ્ય. ક્ષે. ફ. ૩૮ ચો. મા., વસ્તી ,૧૩,૯૪૮. ઇટલીની મધ્યમાં એપીનાઇન્સમાં આવેલું છે. યુરોપનું અતિ પ્રાચીન રાજ્ય હોવાનો દાવો ધરાવે છે. ઈ. સ. ચોથા સૈકામાં સ્થપાયાનું માનવામાં આવે છે.

**સાલ્વાડોર** : મધ્ય અમેરિકાનું પ્રજાસત્તાક. ક્ષે. ફ. ૧૩,૧૮૩ ચો. મા., વસ્તી ૧,૭૦૦,૦૦૦, રાજધાની સાન સાલ્વાડોર.

**સિરિયા તથા લેબેનોન** ( ફ્રેંચ મેન્ડેટ ) : ક્ષે. ફ. ૫૭,૯૦૦ ચો. મા., સિરિયાની રાજધાની દમાસ્કસ. લેબેનોનની રાજધાની બૈરત. સિરિયા પહેલાં તુર્કસ્તાનનો પ્રાંત હતો. ૧૯૨૦માં તેને ફ્રેન્ચ મેન્ડેટ હેઠળ સ્વતંત્ર રાજ્ય બનાવવામાં આવ્યું.

**સિયામ** : એશિયાનું રાજ્ય. ક્ષે. ફ. ૨૦૦,૧૫૦ ચો. મા., વસ્તી ૧૦,૦૦૦,૦૦૦, રાજધાની બાંકોક.

**સ્કોટલંડ** : ગ્રેટબ્રિટનનો ઉત્તર ભાગ. ક્ષે. ફ. ૩૦,૪૬૦ ચો. મા., વસ્તી ૪,૮૪૨,૫૫૪, રાજધાની એડિન્બર્ગ.

**સ્પેન** : યુરોપના વાયવ્ય ખૂણામાં આવેલું પ્રજાસત્તાક. ક્ષે. ફ. ૧૯૪,૦૦૦ ચો. મા., વસ્તી ૨૬,૦૦૦,૦૦૦, રાજધાની માડ્રિડ. ૧૯૩૧ના એપ્રિલની ૧૪ મી તારીખે પ્રજાસત્તાક થયું.

**સ્વિટ્ઝર્લૅન્ડ** : યુરોપનું સમવાયતંત્રવાળું રાજ્ય. ક્ષે. ફ. ૧૫,૯૮૦ ચો. મા. વસ્તી ૪,૦૦૦,૦૦૦ રાજધાની બર્ન.

**સ્વિડન** : ઉત્તર યુરોપનું રાજ્ય. ક્ષે. ફ. ૧૭૩,૧૫૦ ચો. મા. વસ્તી ૬,૦૦૦, રાજધાની સ્ટૉકહોમ. બંધારણીય રાજાતંત્ર છે. ધારાસભામાં બે સભાગૃહો છે.

**હંગરી** : યુરોપનું રાજ્ય. પહેલાં ઑસ્ટ્રો-હંગરીનો ભાગ હતું. ક્ષે. ફ. ૫૯,૮૩૦ ચો. મા. વસ્તી ૧૩,૫૦૭,૯૯૩ રાજધાની બ્યુડાપેસ્ટ.

**હાઇટી** : પ્રજાસત્તાક રાજ્ય-વેસ્ટ ઇન્ડિઝમાં આવેલ સાન ડોમિંગોનો ભાગ. ક્ષે. ફ. ૧૦,૨૦૦ ચો. મા. વસ્તી ૨,૩૦૦,૦૦૦, રાજધાની પોર્ટોપ્રિન્સ.

**હોન્ડુરાસ** : મધ્ય અમેરિકાનું પ્રજાસત્તાક, ક્ષે. ફ. ૪૬,૦૦૦ ચો. મા. વસ્તી ૧,૦૦૦,૦૦૦ રાજધાની ટેગુસીગાલ્પા.

**હિંદીચીન** : ક્ષેત્રફળ ૨૮૧,૦૦૦ ચો. મા. વસ્તી ૨૪,૦૦૦,૦૦૦ પાંચ ભાગોનું બનેલ ફ્રેન્ચ સંસ્થાન. કોચીન ચીન, અનામ, કમ્બોડિયા, ટોન્કિંગ અને લાઓસનું તે બનેલું છે. આખા પ્રદેશ પર ગવર્નર જનરલનું શાસન છે.

**હિંદુસ્તાન : હિંદી સામ્રાજ્ય** : બ્રિટિશ સામ્રાજ્યનો ભાગ. ક્ષે. ફ. ૧,૭૦૦,૦૦૦ ચો. મા. થી વધારે, વસ્તી ૩૮૮,૮૦૦,૦૦૦ રાજધાની દિલ્લી.

## જગતનાં મુખ્ય આયાતનિકાસ સ્થળો

**નાળિયેર**—નિકાસ કરનારા દેશો-ડચ ઇસ્ટ ઇન્ડીઝ, ફિલિપાઇન ટાપુઓ તથા સિલોન. આયાત કરનારા દેશો-યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) જર્મની, હોલંડ.

**કૉફી**—નિકાસ કરનારા દેશો–ગ્વાટેમાલા, કૉસ્ટારિકા, મહિસુર, કુર્ગ અને કેનિયા. આયાત કરનારા દેશો–યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) સ્વીડન, ડેન્માર્ક, હોલંડ.

**કાથી**—નિકાસ કરનારા દેશો–સીલોન, હિંદ.

**કોપરૂં**—નિકાસ કરનારા દેશો–પેસિફિક ટાપુઓ. આયાત કરનારા દેશો હામ્બર્ગ, માર્સેલ્સ.

**રૂ**—નિકાસ કરનારા દેશો યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) (ટેક્સાસ, મિસિસિપિ, જ્યૉર્જીઆ), હિંદ, ચીન, ઇજીપ્ત, યુનાઇટેડ સ્ટેસ ઑફ સોવિયેટ રશિયા. ઉપયોગ કરનારા દેશો–ગ્રેટબ્રિટન, યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) જર્મની, ફ્રાંસ, હિંદ, જાપાન, ઇટલી.

**ખારેક**—નિકાસ કરનારા દેશો–અલ્જીરિયા, બસરા, ટ્યુનિસ, મોરોક્કો.

**ચાંદી**—ઉત્પન્ન કરનાર દેશો–રશિયા, બેલ્જિયમ, આયર્લેન્ડ, હિંદ, કેનેડા, યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)

**સોનું**—ઉત્પન્ન કરનાર દેશો–દક્ષિણ આફ્રિકા, કેનેડા, યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) રોડેશિયા, રશિયા, ઑસ્ટ્રેલિયા.

**મગફળી**—નિકાશ કરનારા દેશો–હિંદ, પશ્ચિમ આફ્રિકા, ચીન. આયાત કરનારા દેશો–જર્મની, ગ્રેટબ્રિટન, હોલંડ.

**શણ**—નિકાસ કરનારા દેશો–કલકત્તા. આયાત કરનારા દેશો–ડંડી.

**અફીણ**—નિકાસ કરનારા દેશો–હિંદ, ચીન, એશિયામાઇનોર, ઇરાન. આયાત કરનારા દેશો–બ્રિટન.

**મોતી**—ઉત્પન્ન કરનારા દેશો–મનારનો અખાત, ઇરાની અખાત, કેલિફોર્નિયાનો અખાત.

**મરી**—નિકાસ કરનારા દેશો–સ્ટ્રેટસેટલમેન્ટ, જાવા, સિયામ. આયાત કરનારા દેશો–યુનાઇટેડકિંગ્ડમ

**પેટ્રોલિયમ**—ઉત્પન્ન કરનારા દેશો–યુનાઇટેડસ્ટેટસ (અમેરિકા), રશિયા, મેકસિકો, ઇરાન, રૂમાનિયા, ઇરાક.

**ચોખા**—ઉત્પન્ન કરનારા દેશો–ચીન, હિંદ, જાપાન, હિંદીચીન, ડચ ઇસ્ટઇન્ડીઝ, સિયામ, ફિલિપાઇન્સ.

**રબર**—ઉત્પન્ન કરનારા દેશો–મલાયા. ડચ ઇસ્ટઇન્ડીઝ, સીલોન, હિંદ, સારાવાક, હિંદીચીન, આફ્રિકા. આયાત કરનારા દેશો–યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)

**મોટરકાર**—ઉત્પન્ન કરનારા દેશો–યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), યુનાઇટેડકિંગ્ડમ, જર્મની.

**મીઠું**—નિકાસ કરનારા દેશો–યુનાઇટેડકિંગ્ડમ, સ્પેન, જર્મની, પોર્ટુગલ. આયાત કરનાર દેશ–હિંદ

**રેશમ**—ઉત્પન્ન કરનારા દેશો–ચીન, જાપાન, હિંદ, હિંદીચીન, ઇટલી, ફ્રાન્સ. બનાવનાર દેશો–યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), ફ્રાંસ, ઇટલી, સ્વિટઝર્લેન્ડ, લ્યોં, ક્રેફેલ્ડ, ઝુરીચ, બેસલ.

**તમાકુ**–ઉત્પન્ન કરનારા દેશો–ક્યુબા, રોડેશિયા, ન્યાસાલેંડ, ઉત્તર બોર્નિયો, યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)

**ઘઉં**—ઉત્પન્ન કરનારા દેશો–યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), કેનેડા, હિંદ, યુનાઇટેડ સ્ટેટસ ઑફ સોવિયેટ રશિયા, ફ્રાંસ, ઇટલી. આયાત કરનાર દેશો–ઇટલી, જર્મની.

**ઊન**—ઉત્પન્ન કરનાર દેશો–ઓસ્ટ્રેલિયા, આર્જેન્ટિના, યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), દક્ષિણ આફ્રિકા ન્યુઝીલંડ, કાશ્મીર. આયાત કરનાર દેશો–ફ્રાંસ, યુનાઇટેડકિંગ્ડમ, યુનાઇટેડ સ્ટેટ (અમેરિકા) જર્મની.

# ઉત્પાદન તથા નિકાસ

| ખનીજ | ઉત્પન્ન કરનાર દેશો. | વાપરનાર દેશો. |
|---|---|---|
| કોલસો. | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)<br>યુનાઇટેડ કિંગ્ડમ<br>જર્મની<br>યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ<br>સોવિયેટ રશિયા. | ભૂમધ્યના દેશો, કેનેડા,<br>આર્જેન્ટિના,<br>સ્કેન્ડિનેવિયા, ફ્રાંસ. |
| વીજળી. | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)<br>જર્મની, યુનાઇટેડ સ્ટેટસ<br>ઑફ સોવિયેટ રશિયા,<br>યુનાઇટેડ કિંગ્ડમ. | પશ્ચિમ અને દક્ષિણ<br>યુરોપના દેશો. |
| સાગ. | યુનાઇટેડ સ્ટેટસ ઑફ<br>સોવિયેટ રશિયા,<br>કેનેડા, જાપાન,<br>યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) | ... |
| લાકડાનો માવો. | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)<br>કેનેડા, સ્વીડન, જર્મની | યુનાઇટેડ કિંગ્ડમ. |
| કોક | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)<br>જર્મની, યુનાઇટેડ સ્ટેટસ<br>ઑફ સોવિયેટ રશિયા,<br>યુનાઇટેડ કિંગ્ડમ, ફ્રાંસ. | જર્મની,<br>યુનાઇટેડ કિંગ્ડમ<br>નેધરલેન્ડઝ<br>બેલ્જિયમ. |
| ગંધક | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)<br>સ્પેન, ઇટલી, જાપાન | ... |
| લોઢું અને પોલાદ | ફ્રાંસ, યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)<br>યુનાઇટેડ સ્ટેટસ ઑફ સોવિયેટ રશિયા<br>યુનાઇટેડ કિંગ્ડમ. | જાપાન, જર્મની<br>બેલ્જિયમ |
| મેંગેનીઝ. | યુનાઇટેડ સ્ટેટસ ઑફ સોવિયેટ<br>રશિયા, હિંદ. | યુનાઇટેડ કિંગ્ડમ,<br>યુનાઇટેડ સ્ટેટસ<br>(અમેરિકા)<br>જર્મની, ફ્રાંસ. |
| નિકલ. | કેનેડા, ન્યુકેલેડોનિયા | યુનાઇટેડ સ્ટેટસ, ફ્રાંસ,<br>જર્મની, ગ્રેટબ્રિટન. |
| તાંબું. | યુનાઇટેડ સ્ટેટસ (અ) ચિલિ,<br>કેનેડા, ઉત્તર રોડેશિયા.— | યુનાઇટેડ કિંગ્ડમ,<br>ફ્રાંસ, ઇટલી,<br>ઝેકોસ્લોવેકિયા. |

| | | |
|---|---|---|
| સીસું. | યુનાઇટેડ સ્ટેટ્સ (અ) ઑસ્ટ્રેલિયા, મેક્સિકો | યુનાઇટેડ કિંગ્ડમ, જાપાન |
| કાંસું. | યુનાઇટેડ સ્ટેટ્સ (અ) ઑસ્ટ્રેલિયા, કેનેડા, મેક્સિકો. | યુનાઇટેડ કિંગ્ડમ. |
| કલઇ. | બ્રિટિશ મલાયા, બોલિવિયા, નેધર્લૅન્ડ, સિયામ. | યુનાઇટેડ સ્ટેટ્સ (અ) જર્મની, ફ્રાંસ, ઇટલી. |
| પારો. | સ્પેન, ઇટલી, યુનાઇટેડ સ્ટેટ્સ (અ.) | યુનાઇટેડ સ્ટેટ્સ (અ) |
| એન્ટીમની. | ચીન, મેક્સિકો. | |
| સોનું. | દક્ષિણ આફ્રિકા, સોવિયેટ રશિયા, કેનેડા, યુનાઇટેડ સ્ટેટ્સ (અ) | ... |
| રૂપું. | મેક્સિકો, યુનાઇટેડ સ્ટેટ્સ (અ) પેરૂ, કેનેડા. | ... |
| હીરા. | બેલ્જીયન કોંગો. | ... |

## જગતના ઇતિહાસનું વિહંગાવલોકન

ઈ. સ. પૂર્વે

૪,૦૦૦ બેબિલોનિયામાં સુમેરિયન લોકો.

૩,૦૦૦–૨,૫૦૦ કેરોની લગભગ સામે ઇજીપ્તની પિરામિડો બંધાઇ.

૨,૯૦૦ મોહેન જો ડેરોની સંસ્કૃતિ.

૨,૫૦૦ ઇન્ડો-યુરોપિયનોના મૂળ પુરુષો કાસ્પિયન સમુદ્રની ઉત્તરે આવી વસ્યા

૨,૦૦૦ શ્વેતવર્ણી ઇન્ડો-યુરોપિયનો પંજાબમાં આવી વસ્યા.

૧,૩૫૦ ઇજીપ્તમાં તારા તુતેનખામનનું મૃત્યુ.

૧,૨૦૦ ટ્રોજન યુદ્ધ.

૧,૦૦૦–૧,૨૦૦ ઋગ્વેદ.

૧,૦૦૦ હોમર કવિનો સમય.

૮૭૬ પહેલા એસિરિયન સામ્રાજ્યનો અંત.

૮૦૦ કાર્થેજ બંધાયું.

૭૯૦ ઇજિપ્ત ઇથિયોપિયનોએ લીધું.

૭૭૬ પ્રહેલી ઑલિમ્પેડ.

૭૫૩ રોમ્યુલસે રોમની સ્થાપના કરી.

૭૪૫ ટિગલથ પિલ્સર ત્રીજાએ બેબિલોનિયા જીત્યું તથા નવા એસીરિયન સામ્રાજ્યની સ્થાપના કરી.

૭૨૨ સાર્ગોન બીજાએ એસીરિયન લોકોને લોઢાનાં હથિયાર આપ્યાં.

૭૨૧ તેણે ઇસરાઇલ લોકોને દેશનિકાલ કર્યા.

૭૧૦ સુનાચરિબે જ્યુડા પર આક્રમણ કર્યું. ૧૯ મી માર્ચે પહેલા ચંદ્રગ્રહણની નોંધ થઇ.

૬૮૦ ઇસર હોડને ઇજિપ્તમાં થિબિસ લીધું.
૬૪૪ સેમિટિકસ પહેલાએ ઇજિપ્તમાં સ્વાતંત્ર્ય સ્થાપ્યું અને ૨૬મા વંશની સ્થાપના કરી.
૬૧૦ મેજીડોનું યુદ્ધ : જોશિયાનું મૃત્યુ.
૬૦૮ ઇજિપ્તના નેકોએ જ્યુડાના રાજા જોશિયાને મેગિડોની લડાઇમાં હરાવ્યો.
૬૦૬ ખાલ્ડિયન સામ્રાયજ્યની સ્થાપના.
૬૦૫ ઇરાનમાં ઝરથુસ્ત થયા.
૫૮૬ નેબુચેદનઝારે જેરુસાલેમ લીધું.
૫૬૯ નેબુચેદનઝારે ઇજીપ્ત લીધું.
૫૫૧ ચીનમાં કૉન્ફ્યૂશિયસનો જન્મ.
૫૫૦ બુદ્ધ ભગવાનનો જન્મ.
૫૩૯ સાઇરસે બેબિલોન લઇને પર્શિયન સામ્રાજ્યની સ્થાપના કરી.
૫૨૧ હિસ્ટેસ્પસના પુત્ર પહેલા ડેરિયસનું રાજ્ય હેલેસ્પોન્ટથી સિંધુ સુધી વિસ્તારવાળું હતું.
૫૦૮ રોમ અને કાર્થેજ વચ્ચે પહેલી સુલેહ થઈ.
૪૯૫ સોફોકિલસનો જન્મ.
૪૯૦ મારાથોન પાસે ગ્રીક લોકોના હાથે ઇરાનીઓનો પરાજય.
૪૮૦ થર્મોપિલિ તથા સેલેમિસનાં યુદ્ધ.
૪૭૯ પ્લેટી તથા માઇકેલનાં યુદ્ધોથી પર્શિયાનો સંપૂર્ણ પરાજ્ય થયો.
૪૭૭ બુદ્ધનું મૃત્યુ, રાજગૃહમાં પહેલી બૌદ્ધસભા મળી.
૪૪૭ કોરોનિયાનું યુદ્ધ.
૪૩૧ પેલોપોનેશિયન વિગ્રહ શરૂ થઇને ઈ. સ. પૂર્વે ૪૦૪ માં પૂરો થયો.
૪૨૯ પેરિકિલસનું મૃત્યુ.
૪૦૩ આથેન્સમાં પ્રજાસત્તાકની પુનઃ સ્થાપના.
૩૯૯ સૉક્રેટીસને દેહાંતદંડ.
૩૯૦ ગૉલ લોકોએ રોમનો વિનાશ કર્યો.
૩૭૨ આથેન્સ અને સ્પાર્ટા વચ્ચે સુલેહ થઈ.
૩૫૯ ફિલિપ મેસેડોનિયાનો રાજા થયો.
૩૫૬ મહાન સિકંદરનો જન્મ.
૩૫૨ ડેમોસ્થિનિસનું પહેલું નિંદાત્મક ભાષણ.
૩૪૦ પહેલું સેમનાઇટ યુદ્ધ.
૩૩૮ ચિરોનિયાનું યુદ્ધ.
૩૩૬ મેસેડોનિયાનું લશ્કર એશિયામાં આવ્યું. ફિલિપનું ખૂન. સિકંદર ગાદીએ આવ્યો.
૩૩૫ સિકંદરે થિબ્સિનો નાશ કર્યો અને ગ્રીક સૈન્યનો ઉપરી થયો.
૩૩૪ ગ્રેનિકસનું યુદ્ધ
૩૩૩ ઇસસનું યુદ્ધ
૩૩૧ આર્બેલાનું યુધ્ધ.
૩૩૦ ત્રીજો ડેરિયસ મરાયો.
૩૨૭ સિકંદરનો હિંદ પર હુમલો.

૩૨૫ સિકંદર હિંદમાંથી ચાલ્યો ગયો.
૩૨૩ મહાન સિકંદરનું મૃત્યુ.
૩૨૨ હિંદમાં ચંદ્રગુપ્તે મૌર્યવંશની સ્થાપના કરી.
૩૨૧ કૅન્ડાઇન ફોર્કસના યુદ્ધમાં સેમનાઇટ લોકોના હાથે રોમન લોકોનો સંપૂર્ણ પરાજય થયો.
૩૧૨ ગાઝાનું યુદ્ધ.
૨૮૧ પિહંસે ઇટલી પર આક્રમણ કર્યું.
૨૮૦ હર્કલીનું યુદ્ધ.
૨૭૯ ઍસ્કયુલમનું યુદ્ધ.
૨૭૮ ગૉલ લોકો એશિયા માઇનર પર ચડી આવ્યા અને ગેલેશિયામાં વસ્યા.
૨૭૫ પિર્હસ ઇટલી છોડી ગયો.
૨૭૨ અશોક પાટલિપુત્રનો રાજા થયો.
૨૬૪ પહેલું પ્યુનિક યુદ્ધ.
૨૬૦ મિલીનું યુદ્ધ, મગધનો રાજા અશોક ઉત્તર હિંદને પોતાની સત્તા હેઠળ લાવ્યો.
૨૫૯ પોતાના રાજ્યશાસનના ચોથા વર્ષમાં ૧૬ મી ડિસેંબરે અશોકનો પાટલિપુત્રમાં રાજ્યાભિષેક કરવામાં આવ્યો.
૨૫૬ એકનોમસનું યુદ્ધ.
૨૪૬ શિ–વાંગ–ટિ ટિસનના રાજા થયા.
૨૩૭ કાર્થેજિનિયન લોકોએ સ્પેન જીતી લીધું.
૨૨૩ અશોકનું મૃત્યુ.
૨૨૦ શિ–વાંગ–ટિ ચીનના શહેનશાહ થયા.
૨૧૮ હનિબાલની સ્પેનમાં થઇને ઇટલીમાં કૂચ.
૨૧૪ ચીનની મહાન દીવાલની શરૂઆત.
૨૧૧ પહેલો મેસિડોનિયાનો વિગ્રહ.
૨૧૦ શિ–વાંગ–ટિનું મૃત્યુ.
૨૦૨ ઝામાના યુદ્ધમાં હનિબાલ હાર્યો.
૨૦૦ મેસિડોનિયાનો બીજો વિગ્રહ
૧૭૨ મેસિડોનિયાનો ત્રીજો વિગ્રહ
૧૫૯ ટેરેન્સનું મૃત્યુ.
૧૫૬ ચીનમાં કાગળ બનાવાયો.
૧૪૯ ત્રીજું પ્યુનિક યુદ્ધ.
૧૪૬ કાર્થેજનો નાશ.
૧૩૩ ટિબેરિયસ ગ્રેકસના કાયદા રોમમાં પસાર થયા. ગ્રેકસનું ખૂન.
૧૦૬ પોમ્પી અને સિસેરોનો જન્મ.
૧૦૨ જુલિયસ સીઝરનો જન્મ.
૮૮ પહેલું મિથ્રિડેટિક યુદ્ધ.
૭૪ ત્રીજું મિથ્રિડેટિક યુધ્ધ.
૬૬ પોમ્પી રોમના લશ્કરોને કાસ્પિયન તથા યુફ્રેતિસમાં લઇ ગયો. તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો.

૬૦ પહેલી ત્રિપુટીની સ્થાપના–પોમ્પી, સીઝર, ક્રેસસ.
૫૫ સીઝરનું બ્રિટન પર આક્રમણ.
૪૯ પોમ્પીને ઇટલીમાંથી હાંકી કાઢવામાં આવ્યો. સીઝર સરમુખત્યાર થયો.
૪૮ પોમ્પીનું ઇજિપ્તમાં ખૂન થયું.
૪૭ ઇજિપ્તમાં લડાઇ.
૪૬ આફ્રિકામાં લડાઇ.
૪૫ સીઝર જીવનભરનો સરમુખત્યાર નિમાયો.
૪૪ સીઝરનું ખૂન. એન્ટનિ રોમને પચાવી પાડે છે.
૪૨ બ્રુટસ અને કેશિયસનાં મૃત્યુ.
૪૧ એન્ટનિ તથા કલિયોપેટ્રાનું તાર્સસ પાસે મિલન.
૨૭ રોમન સામ્રાજ્યની સ્થાપના.
૧૭–૭ હેરોડ જેરુસેલમનું દેવળ ફરીથી બાંધે છે.

**ઇસ્વીસન**

૪ નેઝેરથના જિસસના જન્મનું સાચું વર્ષ.
૪ ટિબેરિયસ જર્મની પર હુમલો કરે છે.
૧૪ ઑગસ્ટસનું મૃત્યુ; ટિબેરિયસ શહેનશાહ થાય છે.
૨૯ જિસસ ક્રાઇસ્ટને વધસ્તંભે ચઢાવ્યા.
૩૭ કેલિગુલા શહેનશાહ થાય છે.
૪૧ કેલિગુલાનું ખૂન થવાથી કલોડિયસ શહેનશાહ થાય છે.
૪૩ કલોડિયસ બ્રિટન પર આક્રમણ કરે છે.
૬૧ બોડીશિયા બ્રિટનોને રોમનો સામે લઇ ગયો,
૬૪ નીરો રોમ બાળે છે, તેના અમલ હેઠળ ખ્રિસ્તી લોકો પર જુલમની શરૂઆત.
૬૮ નીરોનો આત્મઘાત (ગેલ્બા, ઓથો, વિટેલસ–એક પછી એક શહેનશાહ થાય છે.)
૭૯ વિસુવિયસના ફાટવાથી પોમ્પી તથા હકર્યુલેનિયમનો નાશ.
૮૦ ડેશિયન યુદ્ધનો પ્રારંભ.
૯૮ ટ્રેજન શહેનશાહ થાય છે.
૧૧૬ રોમન સામ્રાજ્યનો મહાન વિસ્તાર.
૧૧૭ હેડ્રયન ટ્રેજન પછી શહેનશાહ બને છે. રોમન સામ્રાજ્યનો કીર્તિકળશ.
૧૨૦ હેડ્રિયન બ્રિટનમાં.
૧૨૧ હેડ્રિયનની દીવાલ બાંધવામાં આવી.
૧૩૩ એન્ટોનિયસ પાયસ શહેનશાહ થાય છે.
૧૬૧ માર્કસ ઓરેલિયસ તથા લ્યુશિયસ વેરસ સંયુક્ત શહેનશાહો બને છે.
૧૬૪ મહાન પ્લેગ શરૂ થઇને માર્કસ ઓરેલિયસના મૃત્યુ સુધી ૧૮૦ સુધી ચાલ્યો. આથી આખો એશિયાખંડ ઉજ્જડ બની ગયો. રોમન સામ્રાજ્યમાં લડાઈ તથા અંધાધૂંધીના સૈકાની શરૂઆત.
૨૦૮ સેવર્ન લોકોએ બ્રિટનપર આક્રમણ કર્યું.
૨૨૦ હેન વંશનો અંત.
૨૨૭ પહેલા અરદેશરે પર્શિયામાં આર્સેકિડવંશનો અંત આણ્યો.
૨૪૨ મેનિએ પોતાના ઉપદેશની શરૂઆત કરી.

૨૪૭ ગોથ લોકો મોટો હુમલો કરી ડાન્યુબ નદી ઓળંગી ગયા.
૨૫૧ ગોથ લોકોનો મહાન વિજય. શહેનશાહ ડેસિયસ મરાયો.
૨૬૦ સેસેનિદના બીજા શાહ સેપોર પહેલાએ એન્ટિયોક લીધું. શહેનશાહ વેલેરિયનને કેદ પકડ્યો પરંતુ એશિયા માઇનરથી પાછાં વળતાં પાલ્મિરાના ઓડિનેથસે તેને કાપી નાખ્યો.
૨૬૭ રોમન લોકોએ સિથિયન તથા ગોથ લોકોને હરાવ્યા.
૨૭૭ પર્શિયામાં મેનિને વધસ્તંભ પર લટકાવવામાં આવ્યો.
૨૮૪ ડાયોકલેશન શહેનશાહ થયો.
૨૯૬ બ્રિટનમાં કોન્સ્ટન્શિયસનો પ્રવેશ.
૩૦૫ સેંટ આલ્બનની શહીદી. કોન્સ્ટન્શિયસ અને ગેલેરિયસ શહેનશાહો બને છે.
૩૦૬ કોન્સ્ટન્શિયસનું યોર્કમાં મૃત્યુ. કોન્સ્ટન્ટાઇનની જાહેરાત.
૩૧૨ મહાન કોન્સ્ટન્ટાઇન શહેનશાહ બને છે.
૩૨૩ નિકેની કાઉન્સિલના પ્રમુખપદે કોન્સ્ટન્ટાઇન. કોન્સ્ટાન્ટિનોપલની સ્થાપના.
૩૬૧ જુલિયને ખ્રિસ્તી ધર્મને બદલે મિથેરિઝમ દાખલ કરવાનો યત્ન કર્યો.
૩૭૫ હુન લોકોનો હુમલો.
૩૯૨ મહાન થિયોડોશિયસ પૂર્વ તથા પશ્ચિમનો સમ્રાટ બને છે.
૩૯૪ થિયોડોશિયસની સત્તાનો સંપૂર્ણ વિકાસ.
૩૯૫ થિયોડિશિયસનું મૃત્યુ. સ્ટિલિકો તથા એલેરિકને પોતાના માલિક તથા રક્ષક ગણીને ઓનોરિયસ તથા આર્કેડિયસે રાજ્યની ફરીથી વહેંચણી કરી.
૪૦૦ એલેરિક ઇટલી પર હુમલો કરે છે; મહાન કવિ તથા નાટ્યકાર કાલિદાસ.
૪૧૦ એલેરિકની રોમની લૂંટ.
૪૨૫ દક્ષિણ સ્પેનમાં વેંડલ, પેનોનિયામાં હુન, દાલ્મેશિયામાં ગોથ, પોર્ટુગલ તથા ઉત્તર સ્પેનમાં વિસીગોથ તથા સ્વેવી લોકોની સ્થાપના. ઇંગ્લિશ લોકો બ્રિટન પર આક્રમણ કરે છે.
૪૩૯ વેંડલ લોકો કાર્થેજ લે છે.
૪૫૧ એટિલા ફ્રાન્સ પર હલ્લો કરે છે, પણ હારે છે.
૪૫૨ વેનિસની સ્થાપના.
૪૫૩ એટિલાનું મૃત્યુ.
૪૫૫ વેન્ડલ લોકોની રોમની લૂંટ.
૪૫૭ હેંગિસ્ટે કેન્ટના રાજ્યની સ્થાપના કરી.
૪૭૭ સેક્સન લોકોએ બ્રિટન પર પહેલો હલ્લો કર્યો.
૪૮૯ થિયોડોરિક ઇટલી જીતીને રાજા બને છે.
૪૯૫ સેડ્રિકની આગેવાની હેઠળ સેક્સન લોકો બ્રિટનમાં આવે છે.
૫૨૭ શહેનશાહ જસ્ટિનિયન.
૫૨૯ આથેન્સમાં લગભગ હજાર વર્ષથી ચાલતી શાળાઓ જસ્ટિનિયને બંધ કરી. બેલિસેરિયસે નેપલ્સ લીધું.
૫૩૧ પહેલા કોસરોઝના રાજ્યની શરૂઆત.
૫૩૬ બેલિસેરિયસ રોમને ઘેરો ઘાલે છે.
૫૪૩ કોન્સ્ટાન્ટીનોપલમાં મહાન પ્લેગ.

૫૫૩ જસ્ટિનિયને ઇટલીમાંથી ગોથ લોકોને હાંકી કાઢયા.
૫૬૦ એગોરમાં પહેલું ઇંગ્લિશ દેવળ બાંધવામાં આવ્યું.
૫૬૫ જસ્ટિનિયનનું મૃત્યુ. લોમ્બાર્ડ લોકોએ ઉત્તર ઇટલીનો ઘણોખરો ભાગ જીતી લીધો.
૫૬૯ મક્કામાં મહમદ પેગંબરનો જન્મ.
૫૯૦ રોમમાં પ્લેગ.
૫૯૭ ઈંગ્લંડમાં ઑગસ્ટાઇન.
૬૦૬ હર્ષવર્ધન રાજા થાય છે. હર્ષ–સંવત્સરની શરૂઆત.
૬૧૦ હેરેકિલસના રાજ્યનો પ્રારંભ.
૬૧૧ મહમદ, પયગંબર તરીકે જાહેર થાય છે અને ઇસ્લામ ધર્મની ઘોષણા કરે છે.
૬૧૯ ક્રોસરૉઝ બીજાની સત્તા હેઠળ ઇજીપ્ત, જેરુસાલેમ, દમારકસ હતાં અને હેલેસ્પોન્ટમાં લશ્કરો હતાં. ચીનમાં તાંગ વંશની શરૂઆત.
૬૨૨ મહમદ પેગંબર મદીના નાસી ગયા.
૬૨૭ નિનેવેથ પાસે પર્શિયાની મોટી હાર. ચીનમાં તૈતુસુંગ શહેનશાહ થાય છે.
૬૨૮ મહમદ પેગંબરે પૃથ્વી પરના બધા શાસકોને પત્રો લખ્યા.
૬૨૯ મહમદ પેગંબર મક્કા પાછા ફર્યા.
૬૩૨ મહમદ પેગંબરનું મૃત્યુ. અબુબકર ખલીફ થાય છે.
૬૩૪ યાર્મકનું યુદ્ધ, મુસલમાનોએ સીરિયા લીધું. બીજો ઉમર ખલીફા થયો.
૬૩૮ જેરુસાલેમ ખલીફા ઉમરને શરણે આવ્યું.
૬૪૨ હિરેકિલયસનું મૃત્યુ.
૬૪૩ ત્રીજો ઓથમન ખલીફા થાય છે.
૬૫૫ મુસ્લિમોને હાથે બિઝેન્ટાઇનના કાફલાની હાર.
૬૬૮ ખલીફા મોઆવિઆએ દરિયાઇ માર્ગે કૉન્સ્ટાન્ટીનોપલ પર હુમલો કર્યો.
૬૮૭ રાજ્યના મેયર હેસ્થલના પેપીને ઑસ્ટ્રેલિયા અને ન્યુસ્ટ્રિયાનું જોડાણ કર્યું.
૭૧૧ મુસલમાન લશ્કરે આફ્રિકાના માર્ગે સ્પેન પર હલ્લો કર્યો. મુસલમાનોનું હિંદમાં આગમન.
૭૧૫ ખલીફા પહેલા વલીદનો મુલક પીરીનીઝથી ચીન સુધીના વિસ્તારવાળો હતો.
૭૩૨ પહેલા ચાર્લ્સે પોઇતિયર્સ પાસે મુસલમાનોનો પરાભવ કર્યો.
૭૫૧ પેપીનનો ફ્રાન્સના રાજા તરીકે રાજ્યાભિષેક કરવામાં આવ્યો.
૭૬૮ પેપીનનું મૃત્યુ.
૭૭૧ શાર્લમેન રાજા થાય છે.
૭૭૪ શાર્લમેન લોમ્બાર્ડી જીતી લીધું.
૭૮૬ હરૂન અલ રશીદ બગદાદના ખલિફ થયા.
૭૯૫ ત્રીજો લીઓ પોપ થયો.
૮૦૦ લીઓએ શાર્લમેનને પશ્ચિમના શહેનશાહ બનાવ્યા.
૮૦૨ એગબર્ટ વેસેક્સનો રાજા થયો.
૮૧૪ શાર્લમેનનું મૃત્યુ.
૮૨૮ એગબર્ટ ઈંગ્લાંડનો પહેલો રાજા થયો.
૮૪૩ લૂઇનું મૃત્યુ. કાર્લોવીજિયન સામ્રાજ્ય ભાંગીને ભૂકા થઇ ગયું.

૮૪૯ મહાન આલ્ફ્રેડનો જન્મ.

૮૭૬ આલ્ફ્રેડે ડેઇન લોકોને હરાવ્યા.

૯૧૯ હેન્રિ ધી ફાઉલરને જર્મનીના રાજા તરીકે પસંદ કરવામાં આવ્યો.

૯૩૬ પોતાના પિતા હેન્રિ ધી ફાઉલર પછી પહેલો ઓટો જર્મનીનો રાજા થયો.

૯૬૨ જર્મનીના રાજા પહેલા ઓટોને શહેનશાહ બનાવવામાં આવ્યો.

૧૦૦૧ હિંદ પર પહેલું મુસલમાની આક્રમણ; મહમદ ગીઝનીએ પેશાવર પાસે લડાઇમાં જયપાળને હરાવ્યો.

૧૦૧૬ કેન્યુટ ઈંગ્લાંડ, ડેન્માર્ક તથા નોર્વેનો રાજા થયો.

૧૦૬૬ હેસ્ટિંગ્સની લડાઇ, નોર્મન્ડીના વિલિયમે બ્રિટન જીતી લીધું.

૧૦૬૮ 'ડુમ્સ ડે બુક' પૂરી થઈ.

૧૦૯૧ માલ્કમ ત્રીજાની સરદારી હેઠળ સ્કોટલંડ પર હુમલો.

૧૦૯૩ આલ્નવિકના ઘેરામાં માલ્કમ મરાયો.

૧૦૯૫ ક્રુઝેડની પહેલી લડાઈ.

૧૦૯૭ વેસ્ટમિન્સ્ટર હોલ બંધાયો.

૧૦૯૯ જેરુસાલેમ લેવાયું.

૧૧૦૦ ન્યુ ફૉરેસ્ટમાં બીજો વિલિયમ મરાયો.

૧૧૪૫ મટિલ્ડા હાર્યો.

૧૧૪૭ ક્રુઝેડની બીજી લડાઈ.

૧૧૭૩ સલાદીન ઇજીપ્તના સુલતાન થયા.

૧૧૮૭ સલાદીને જેરુસાલેમ લીધું; ક્રુઝેડની ત્રીજી લડાઇ.

૧૧૮૯ એકરનો ઘેરો.

૧૧૯૦ ક્રુઝેડ માટે રિચર્ડ બહાર પડયો.

૧૧૯૧ ક્રુઝડરોએ એકર લીધું.

૧૧૯૮ રિચર્ડે જીસર્સ ખાતે ફ્રેંચોને હરાવ્યા.

૧૨૦૨ ચોથી ક્રુઝેડને અંગે પૂર્વના રાજ્ય પર હુમલો કરવામાં આવ્યો. ફ્રાંસ અને ઇંગ્લંડ વચ્ચે યુદ્ધ.

૧૨૦૩ જ્હોને આર્થરનું ખૂન કર્યું.

૧૨૦૬ હિંદમાં ગુલામવંશની સ્થાપના.

૧૨૧૪ જંગીસખાને પેકિન લીધું.

૧૨૧૫ મેગ્નાકાર્ટા પર જ્હોને સહી કરી.

૧૨૧૬ બીજો હેન્રિ રાજા થાય છે; ઇંગ્લાંડમાં પહેલી પાર્લમેંટ.

૧૨૧૭ પાંચમી ક્રુઝેડ.

૧૨૨૮ છઠ્ઠી ક્રુઝેડ.

૧૨૪૮ સાતમી ક્રુઝેડ.

૧૨૫૩ ફ્રાંસમાંથી યાહુદીઓને હાંકી કાઢવામાં આવ્યા.

૧૨૫૯–૯૨ મોંગોલ શહેનશાહ કુબ્લાખાનનો ચીનમાં રાજ્યઅમલ.

૧૨૬૫ બ્રિટિશ આમસભા પહેલી વાર મળી. ઇવેશામનું યુદ્ધ.

૧૨૮૦ રોજર બેકને દારૂગોળો શોધી કાઢયો. કુબ્લાખાને ચીનમાં યુઆન વંશની સ્થાપના કરી.

૧૨૮૨ પહેલા એડવર્ડે વેલ્સ જીતી લીધું.
૧૨૯૫ પહેલી ધોરણસરની અંગ્રેજી પાર્લમેન્ટ.
૧૨૯૬ પહેલા એડવર્ડે ઈંગ્લંડ તાબે કર્યું.
૧૨૯૭ સ્ટર્લિંગનું યુદ્ધ; વોલેસ વિજયી થયો.
૧૨૯૮ ફોલ્કર્કનું યુદ્ધ; પહેલા એડવર્ડે વોલેસને હરાવ્યો.
૧૩૦૨ ફ્લેવો ગિયોજા નામના ઇટાલિયને હોકાયંત્ર શોધી કાઢયું.
૧૩૦૫ વોલેસને દેહાંતદંડ.
૧૩૧૪ બેનકબર્નનું યુદ્ધ.
૧૩૪૪ સોનાના સિક્કાનો નાણા તરીકે ઉપયોગ શરૂ થયો.
૧૩૪૬ ક્રેસીનું યુદ્ધ;
૧૩૪૭ અંગ્રેજોએ કેલે લીધું.
૧૩૪૮ મોટો પ્લેગ.
૧૩૫૬ પોઈક્ટીઅર્સનું યુદ્ધ. અંગ્રેજોએ ફ્રેંચોને હરાવ્યા.
૧૩૫૯ ઇરાનમાં તૈમુરલંગ.
૧૩૬૦ યુઆન વંશની પડતી. ચીનમાં મિંગ વંશની સ્થાપના.
૧૩૮૧ વહાણવટાનો કાયદો. અંગ્રેજી વેપારીને તેથી મદદ મળી. વૉટ ટિલરની આગેવાની હેઠળ ખેડુત બળવો.
૧૩૮૫ સ્કૉટ લોકોએ ઈંગ્લંડ પર હુમલો કર્યો. રિચર્ડ બીજાએ એડિન્બર્ગ બાળીને બદલો લીધો.
૧૩૮૭ અમીરોએ લંડનના ટાવરનો કબજો લીધો.
૧૩૮૮ સ્કૉટ લોકોનો ઈંગ્લંડપર બીજો હુમલો. ઓટરબર્નના યુદ્ધમાં સ્કૉટ લોકો વિજયી થયા.
૧૩૯૭ ગ્લુસેસ્ટરના ડયુકનું ખૂન કરવામાં આવ્યું.
૧૩૯૮ હિંદ પર તૈમુરનો હુમલો.
૧૪૦૦ ઓવેન ગ્લેનડાવરની સરદારી હેઠળ વેલ્સમાં બળવો.
૧૪૦૨ હોમીલ્ડન હિલખાતે સ્કૉટ લોકો હાર્યા.
૧૪૦૬ સ્કૉટલંડના રાજા પહેલા જેમ્સને પકડીને લંડનના ટાવરમાં કેદ કરવામાં આવ્યો.
૧૪૧૫ એજીનકોર્ટનું યુદ્ધ.
૧૪૨૮ ઓર્લીન્સનો ઘેરો.
૧૪૨૯ જોન ઑફ આર્ક ઓર્લીન્સમાં પ્રવેશ કર્યો.
૧૪૩૧ ફ્રાન્સમાં રુઍન પાસે જોન ઑફ આર્કને સળગાવી મૂકવામાં આવી.
૧૪૪૦ ગટનબર્ગે છાપખાનું શોધી કાઢયું.
૧૪૫૩ તુર્ક લોકોએ કોન્સ્ટાન્ટીનોપલ લીધું.
૧૪૫૫ સેંટ આલ્બન્સનું યુદ્ધ.
૧૪૬૦ નોર્થમ્પ્ટનનું યુદ્ધ; વેકફીલ્ડનું યુદ્ધ.
૧૪૬૧ સેંટ આલ્બન્સનું યુદ્ધ.
૧૪૬૪ હેકઝામનું યુદ્ધ; લેંકેસ્ટ્રિયનો હાર્યા.
૧૪૬૯ ગુરુ નાનકનો જન્મ.
૧૪૭૦ ચોથો એડવર્ડ ફ્લેન્ડર્સ નાસી ગયો.

૧૪૭૫ એડવર્ડે ફ્રાંસપર હુમલો કર્યો.
૧૪૭૬ કેક્સ્ટને ઈંગ્લંડમાં છાપખાનું શરૂ કર્યું.
૧૪૭૮ સ્પેનમાં ધર્મવિચારણાસભાની સ્થાપના.
૧૪૮૫ બોસ્વર્થ ફીલ્ડનું યુદ્ધ.
૧૪૮૬ બાથોલોમ્યુએ કેપ ઑફ ગુડહોપની પ્રદક્ષિણા કરી.
૧૪૯૨ કોલંબસે અમેરિકા શોધી કાઢ્યો. સાતમા હેન્રિએ ફ્રાંસપર હુમલો કર્યો.
૧૪૯૪ કોલંબસે જમૈકા શોધી કાઢ્યું.
૧૪૯૭ કેબટોએ ન્યુફાઉન્ડલેન્ડ શોધી કાઢ્યો; વાસ્કો ડી ગામાએ કેપ ઑફ ગૂડહોપની પ્રદક્ષિણા કરી.
૧૪૯૮ વાસ્કો ડી ગામા દરિયાઇ રસ્તે હિંદ પહોંચ્યો.
૧૪૯૯ સ્વિટઝર્લેન્ડ સ્વતંત્ર થયું.
૧૫૦૦ પોર્ટુગીઝ લોકોએ બ્રાઝિલ શોધી કાઢ્યું. પોર્ટુગીઝ લોકોએ હિંદમાં કાલિકટમાં પહેલી કોઠી નાખી.
૧૫૦૨ કોલંબસની ચોથી સફર.
૧૫૦૬ કોલંબસનું મૃત્યુ.
૧૫૦૯ ઈંગ્લાંડની ગાદી પર આઠમો હેન્રિ.
૧૫૧૦ સ્પેનિયાર્ડ લોકોએ ક્યુબા લીધું.
૧૫૧૩ બાલ્બોઆએ પેસિફિકની શોધ કરી. ફ્લોડનનું યુદ્ધ. સ્કૉટ લોકો હાર્યા.
૧૫૧૫ ફ્રેંચોએ ઇટલી પર હુમલો કર્યો.
૧૫૧૭ જર્મનીમાં રેફમેશનની શરૂઆત; માર્ટિન લ્યુથરનો બહિષ્કાર કરવામાં આવ્યો.
૧૫૧૯ કોર્ટિસે મેક્સિકો પર વિજય મેળવ્યો.
૧૫૨૫ બાબરની પાણીપતની લડાઇમાં જીત. તેણે દિલ્હી કબજે લઇને મોગલ સામ્રાજ્યની સ્થાપના કરી.
૧૫૨૮ પેરૂની જીત.
૧૫૨૯ વુલ્સીનું પતન.
૧૫૩૨ ઈંગ્લંડમાં રેફમેશનની શરૂઆત.
૧૫૩૯ સોસાયટી ઑફ જિસસની સ્થાપના. ઘેન્ટમાં બળવો.
૧૫૪૪ આઠમાં હેન્રિએ ફ્રાંસ પર હુમલો કર્યો.
૧૫૪૭ આઈવન ચોથા (ભયંકર)એ રશિયાના ઝારનો ખિતાબ ધારણ કર્યો.
૧૫૫૨ સમર્સેટનો શિરચ્છેદ.
૧૫૫૬ ચાર્લ્સ પાંચમાનો ગાદીત્યાગ. અકબરના સમયમાં હિંદનું સામ્રાજ્ય ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યું.
૧૫૫૮ ફ્રેન્ચોએ કેલે લીધું.
૧૫૬૪ શેકસપિયરનો જન્મ.
૧૫૬૫ અકબરે હિંદુઓ પરથી જજિયાવેરો કાઢી નાખ્યો.
૧૫૬૬ સોયની શરૂઆત થઇ.
૧૫૬૮ સ્પેનમાં મૂર લોકોનો બળવો; મેરી, ક્વીન ઑફ સ્કોટસ ઇંગ્લંડ ભાગી ગઇ
૧૫૭૭ ડ્રેકે પૃથ્વીનું પહેલું પર્યટન કર્યું. ખીસા-ઘડિયાળ પહેલવહેલાં દાખલ થયાં.
૧૫૮૦ સ્પેને પોર્ટુગલને સાથે જોડી દીધું.
૧૫૮૪ વર્જીનિયા શોધાયું અને ત્યાં વસાહત કરવામાં આવી.
૧૫૮૬ ઝટફેનનું યુદ્ધ; મેરી ક્વીન ઑફ સ્કૉટસની તપાસ.

૧૫૮૭ ફેબ્રુઆરીની ૮મીએ મેરી ક્વીન ઑફ સ્કૉટસને દેહાંતદંડ.

૧૫૮૮ સ્પેનના નૌકાસૈન્યની હાર તથા અંગ્રેજોના દરિયાઇ બળનો પ્રારંભ.

૧૫૯૦ કાગળની મિલ બાંધવાની શરૂઆત. ચોથા હેન્રિએ પેરિસ પર ઘેરો ઘાલ્યો.

૧૫૯૫ ટાઇરોનનો બળવો.

૧૫૯૬ સ્પેનિયર્ડોએ કેલે લીધું; ડચ અને અંગ્રેજોએ કેલેને ઘેરો ઘાલ્યો.

૧૫૯૯ ડચ વેપારીઓ હિંદમાં આવ્યા.

૧૬૦૦ બ્રિટિશ ઇસ્ટ ઇન્ડિયા કંપનીની સ્થાપના.

૧૬૦૨ ડચ ઇસ્ટ ઇન્ડિયા કંપનીની સ્થાપના.

૧૬૦૩ ઇંગ્લંડ અને સ્કૉટલંડનું જોડાણ. ઇંગ્લંડ તથા સ્કૉટલંડના રાજા તરીકે પહેલો જેમ્સ.

૧૬૦૪ રેશમ બનાવવાની શરૂઆત; ફ્રેંચ વેપારીઓનું હિંદમાં આગમન.

૧૬૦૫ ગાઇ ફૉકસનું ગનપાવડર કાવતરું ખુલ્લું પડી ગયું. નવેં—૪

૧૬૦૭ ગેલીલીઓએ પહેલું દૂરબીન શોધી કાઢ્યું. ડચ લોકોએ જીબ્રાલ્ટર ખાતે સ્પેનના કાફલાનો નાશ કર્યો.

૧૬૦૯ ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો પ્રથમ એલચી હિંદમાં આવ્યો.

૧૬૧૫ ટોમસ-રોની હિંદની મુલાકાત.

૧૬૧૬ શેક્સપિયરનું મૃત્યુ.

૧૬૧૮ રેલેનો શિરચ્છેદ; ત્રીસ વર્ષના યુધ્ધની શરૂઆત.

૧૬૧૯ અમેરિકન સંસ્થાનોમાં ગુલામગીરી દાખલ થઈ.

૧૬૨૦ જેમ્સ ટાઉનમાં પહેલા સીદી ગુલામો ઊતર્યા; ડિસેંબરની ૨૧ મીએ 'મે-ફ્લાવર' વહાણમાં પ્યુરિટન લોકોએ અમેરિકામાં જઇ ન્યુ ઇંગ્લંડ નામનું સંસ્થાન સ્થાપ્યું.

૧૬૨૨ અંગ્રેજોને સુરતમાં વેપાર કરવાનો હુકમ મળ્યો; ઇંગ્લંડમાં પહેલું અઠવાડિક પત્ર પ્રગટ થયું.

૧૬૨૫ પહેલા ચાર્લ્સે પાર્લમેન્ટ બરખાસ્ત કરી. અંગ્રેજોએ કેડીઝ પર હલ્લો કર્યો.

૧૬૨૬ બકિંગહામ પર કામ ચલાવવામાં આવ્યું.

૧૬૨૭ રોશેલનો ઘેરો.

૧૬૨૮ પીટીશન ઑફ રાઇટ્સ.

૧૬૨૯ ચાર્લ્સે ત્રીજી પાર્લમેન્ટ બરખાસ્ત કરી.

૧૬૩૦ રિશ્લુએ ઇટલી પર હલ્લો કર્યો. ગુસ્ટેવસ એડોલ્ફસે જર્મની પર હલ્લો કર્યો.

૧૬૩૧ ગુસ્ટેવસે ટિલિને હરાવ્યો. લિપ્સિકનું યુદ્ધ.

૧૬૩૨ ટિલિનું મૃત્યુ. ગુસ્ટેવસે મ્યુનિચ અને નુરેમ્બર્ગ લીધાં. લટઝેનનું યુદ્ધ.

૧૬૩૨-૫૩ તાજમહાલનું બાંધકામ.

૧૬૩૪ ફ્રાન્સે લોરેનને પોતાની સાથે ભેળવી લીધું.

૧૬૩૯ સ્કૉટલંડમાં બળવો.

૧૬૪૦ ટોરિસેલિએ પહેલું હવામાપકયંત્ર શોધી કાઢ્યું.

૧૬૪૧ આયર્લેન્ડમાં બળવો.

૧૬૪૨ ન્યુઝીલાંડ તથા ટાસમાનિયાની શોધ થઈ. વુર્સેસ્ટર તથા એજહિલનાં યુદ્ધો.

૧૬૪૪ મંકસે મિંગવંશનો અંત આણ્યો. મંચુઓએ ચીનમાં પોતાનો વંશ ચલાવ્યો તે ૧૯૧૨ સુધી ચાલ્યો.

૧૬૪૮ વેસ્ટ ફૅલિયાની સુલેહ; તેને અંગે હૉલાંડ તથા સ્વિટ્ઝર્લંડને સ્વતંત્ર પ્રજાસત્તાક ગણવામાં આવ્યાં અને પ્રશિયા અગત્યનું થઈ પડયું.

૧૬૪૯ ૩૦મી જાન્યુઆરીએ લંડનમાં રાજા પહેલા ચાર્લ્સનો શિરચ્છેદ કરવામાં આવ્યો.
૧૬૫૧ બીજા ચાર્લ્સે ઇંગ્લંડ પર હુમલો કર્યો. વુર્સેસ્ટરનું યુદ્ધ; ચાર્લ્સ હારીને ફ્રાંસ નાસી ગયો.
૧૬૫૪ સ્કૉટલંડને ઇંગ્લંડ સાથે જોડી દેવામાં આવ્યું.
૧૬૫૫ ક્રોમવેલે પાર્લમેન્ટ બરખાસ્ત કરી. બ્રિટિશોએ જમૈકા પર ઘેરો ઘાલ્યો.
૧૬૫૬ વાર્સો પોલ લોકોને તાબે થયું.
૧૬૫૭ ક્રોમવેલે તાજનો અસ્વીકાર કર્યો.
૧૬૫૮ મહાન સમ્રાટ ઔરંગઝેબ; ક્રોમવેલનું મૃત્યુ; એક્ટ ઑફ યુનિફોર્મિટી પસાર થયો.
૧૬૬૦ જોબ ચાર્નોકે કલકત્તાની સ્થાપના કરી.
૧૬૬૨ પોર્ટુગલે બીજા ચાર્લ્સની રાણી કેથેરાઇનના દાયજામાં મુંબઇનો ટાપુ આપ્યો.
૧૬૬૪ ફ્રેંચ ઇસ્ટ ઇન્ડિયા કંપનીની સ્થાપના. બ્રિટિશોએ ન્યુયોર્ક પર ઘેરો ઘાલ્યો.
૧૬૬૫ લંડનમાં મોટો પ્લેગ.
૧૬૬૬ લંડનની મોટી આગ.
૧૬૬૮ ફ્રાન્સની સામે ત્રિપક્ષી (ઇંગ્લંડ, હોલંડ અને સ્વીડન) મૈત્રી.
૧૬૭૪ ન્યુ આમ્સ્ટર્ડામ સંધિને અંગે બ્રિટિશના કબજામાં આવ્યું અને તે ન્યુયોર્ક કહેવાયું.
૧૬૭૮ અંગ્રેજ ડચ મૈત્રી.
૧૬૮૮ બીજો જેમ્સ ગાદીત્યાગ કરીને ફ્રાન્સ નાસી ગયો.
૧૬૮૯ સર આઇઝેક ન્યુટને ગુરુત્વાકર્ષણની શોધ કરી.
૧૬૯૨ ગ્લેન્કોની કતલ
૧૬૯૪ બેંક ઑફ ઇંગ્લંડની સ્થાપના.
૧૬૯૫ ત્રીજા વિલિયમે નામુર લીધું.
૧૬૯૬ ત્રીજા વિલિયમને મારી નાખવાનું કાવતરું.
૧૬૯૭ રિસ્વિકની સુલેહ.
૧૭૦૧ ‘સ્પેનિશ સકસેશન’ના યુધ્ધની શરૂઆત.
૧૭૦૨ માર્લબરોએ લીજ લીધું. ઇંગ્લંડે ફ્રાન્સ તથા સ્પેન સામે યુધ્ધની જાહેરાત કરી.
૧૭૦૩ સ્વીડને પોલ લોકોને હરાવ્યા. પુલ્ટુસ્કનું યુદ્ધ.
૧૭૦૪ બ્લેનહીમનું યુદ્ધ; એડમિરલ રૂકે જીબ્રાલ્ટર લીધું.
૧૭૦૫ બારમા ચાર્લ્સે સિલેશિયા પર હુમલો કર્યો.
૧૭૦૬ રેમીલીઝનું યુદ્ધ.
૧૭૦૭ ઔરંગઝેબનું મૃત્યુ; મહાન મોગલ સામ્રાજ્યનો ક્રમશઃ વિનિપાત. બારમા ચાર્લ્સે રશિયા પર આક્રમણ કર્યું. ગ્રેટબ્રિટનની પહેલી પાર્લમેન્ટ.
૧૭૦૮ ઉડનાર્ડનું યુદ્ધ, માર્લબરોનો વિજય.
૧૭૦૯ માલ્પ્લા કવેટનું યુદ્ધ, માર્લબરોનો વિજય.
૧૭૧૦ ઑસ્ટ્રિયનોએ ફ્રાંસને હરાવ્યું.
૧૭૧૩ યુટ્રેકટની સંધિ.
૧૭૧૫ પ્રશિયા અને સ્વીડન વચ્ચે નવી લડાઈ. જેકોબાઇટ બળવો. પ્રેસ્ટનનું યુદ્ધ.
૧૭૧૭ યુજેને તુર્કોને હરાવ્યા.
૧૭૧૮ સ્પેનિયર્ડ લોકોએ સિસિલિ પર હલ્લો કર્યો. ઇંગ્લંડે સ્પેન સામે યુદ્ધની જાહેરાત કરી.

૧૭૧૯ ફ્રાંસે સ્પેન સામે યુદ્ધની જાહેરાત કરી.
૧૭૨૧ ફેરનહીટે પારાવાળું થરમોમિટર બનાવ્યું.
૧૭૨૭ સ્પેનિયર્ડોએ જીબ્રાલ્ટર પર ઘેરો ઘાલ્યો.
૧૭૨૯ બ્રિટન, ફ્રાંસ તથા સ્પેન વચ્ચે સુલેહ.
૧૭૩૩ હોલે યથાર્થ દૂરદર્શકયંત્ર બનાવ્યું; આર્સેનિકની શોધ.
૧૭૩૮ લોરેનને ફ્રાંસ સાથે જોડી દેવામાં આવ્યું.
૧૭૩૯ નાદીરશાહનો હિંદ પર હુમલો; દિલ્લી કબજે કર્યું; તુર્કોએ બેલ્ગ્રેડ પર ઘેરો ઘાલ્યો. તુર્કી અને શહેનશાહ વચ્ચે સુલેહ.
૧૭૪૧ મોલવિટઝનું યુદ્ધ. ફ્રેડરિકે ઓસ્ટ્રિયનોને હરાવ્યા.
૧૭૪૨ ફ્રાન્સે મેરિયા થેરેસા, હોલંડ તથા ગ્રેટબ્રિટન સામે યુદ્ધની જાહેરાત કરી.
૧૭૪૩ ડેટ્ટિંજનનું યુદ્ધ.
૧૭૪૫ ફોંટેનોયનું યુદ્ધ.
૧૭૪૬ ફોલ્કર્કનું યુદ્ધ.
૧૭૪૮ આઇલ્લા શપેલ ખાતે સુલેહ થઇ.
૧૭૫૫–૬૩ હિંદ અને અમેરિકા માટે બ્રિટન તથા ફ્રાન્સ વચ્ચે ઝગડો. પ્રશિયા અને બ્રિટન સામે, ફ્રાન્સ, ઑસ્ટ્રિયા તથા રશિયા મૈત્રી કરે છે; સપ્તવર્ષી યુદ્ધ.
૧૭૫૭ પ્લાસીનું યુદ્ધ; હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યના પાયા નખાયા.
૧૭૫૯ કિવબેકનું યુદ્ધ. મોંટકામ ઉપર સંપૂર્ણ વિજય મેળવ્યા પછી વુલ્ફનું મૃત્યુ.
૧૭૬૩ પારીસની સુલેહ; કેનેડાને બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું.
૧૭૭૪ વૉરન હેસ્ટિંગ્સ હિંદનો ગવર્નર–જનરલ થાય છે.
૧૭૭૫ અમેરિકાના સ્વાતંત્ર્યયુદ્ધની શરૂઆત.
૧૭૭૬ અમેરિકાના યુનાઇટેડસ્ટેટ્સે સ્વતંત્રતા જાહેર કરી, જુલાઈ ૪
૧૭૮૩ બ્રિટન તથા અમેરિકાનાં નવાં સંયુક્તરાજ્યો વચ્ચે સુલેહ.
૧૭૮૮ ઉમરાવો સમક્ષ વૉરન હેસ્ટિંગ્સ પર કામ ચાલ્યું. ન્યુ–યૉર્કમાં યુનાઇટેડસ્ટેટ્સની પહેલી ફેડરલ કોંગ્રેસ.
૧૭૮૯ ફ્રેંચ રાજ્યક્રાંતિની શરૂઆત; ૧૪મી જુલાઇએ બેસ્ટાઇલ લેવાયો. અમેરિકાના યુનાઇટેડસ્ટેટ્સના પ્રથમ પ્રમુખ તરીકે વૉશિંગ્ટનની પસંદગી.
૧૭૯૨ સપ્ટેંબરની ૨૧ મીએ ફ્રાન્સ પ્રજાસતાક થયું.
૧૭૯૫ બોનાપાર્ટ બળવો દાબી દઇને ઇટલીમાં લશ્કરના વડા તરીકે ગયો.
૧૭૯૮ બોનાપાર્ટ ઇજિપ્તમાં, નાઇલની લડાઈ.
૧૮૦૦ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને સુરતનો કબજો મળ્યો.
૧૮૦૨ ઇંગ્લંડમાં કારખાનાનો પહેલો કાયદો પસાર થયો.
૧૮૦૪ બોનાપાર્ટ શહેનશાહ થયો. બીજા ફ્રાન્સિસે ૧૮૦૫માં ઑસ્ટ્રિયાના શહેનશાહનો ખિતાબ ધારણ કર્યો અને અને ૧૮૦૬ માં પવિત્ર રોમન શહેનશાહનો ખિતાબ કાઢી નાખ્યો, આથી " પવિત્ર રોમન સામ્રાજ્ય "નો અંત આવ્યો.
૧૮૦૫ ટ્રફાલ્ગરનું યુદ્ધ, નેલ્સનનું મૃત્યુ, ૨૧ ઑક્ટોબર.
૧૮૦૮ નેપોલિયને પોતાના ભાઇ જોસેફને સ્પેનનો રાજા બનાવ્યો.
૧૮૧૦ સ્પેનિશ અમેરિકા પ્રજાસત્તાક થયું.

૧૮૧૨ મોસ્કોમાંથી નેપોલિયનની પીછેહઠ; મોસ્કો બાળ્યું; અમેરિકાએ ઈંગ્લંડ સામે લડાઈ જાહેર કરી.
૧૮૧૫ વોટર્લુની લડાઇ અને નેપોલિયનનો પરાજય, જૂન ૧૮.
૧૮૧૮ બ્રિટિશોએ મરાઠા–સત્તાનો પરાભવ કર્યો.
૧૮૨૧ ૫મી મેએ સેંટ હેલિનામાં નેપોલિયન બોનાપાર્ટનું મૃત્યુ.
૧૮૨૫ સ્ટોકટનથી ડાર્લિંગ્ટન સુધીની પહેલી રેલવે.
૧૮૩૧ હિંદમાં સતીની પ્રથા બંધ કરવામાં આવી.
૧૮૩૨ પહેલું રિફોર્મ બિલ પાસ થયું.
૧૮૩૩ પહેલી રિફોર્મ પાર્લમેંટ ખુલ્લી મુકાઇ. બ્રિટિશ સંસ્થાનોમાંથી ગુલામગીરી નાબૂદ કરવાનો કાયદો પસાર થયો.
૧૮૩૫ 'સોશિયાલિઝમ' (સમાજવાદ) શબ્દ પહેલવહેલાં વપરાયો.
૧૮૩૭ રાણી વિક્ટોરિયા ગાદીએ આવ્યાં.
૧૮૪૦ સેક્સકોબર્ગ ગોથાના પ્રિન્સ આલ્બર્ટ સાથે રાણી વિક્ટોરિયાનાં લગ્ન; ઈંગ્લાંડમાં પેની–પોસ્ટેજ દાખલ થયું, જાન્યુ ૧૦; કેનેડાને જવાબદાર રાજ્યતંત્ર અપાયું.
૧૮૪૫ સર જહોન ફ્રાંકલિને આર્કટિક પ્રદેશમાં પહેલી મુસાફરી શરૂ કરી.
૧૮૫૧ ઑસ્ટ્રેલિયામાં સોનું શોધાયું
૧૮૫૨ ફ્રાન્સના શહેનશાહ તરીકે ત્રીજો નેપોલિયન.
૧૮૫૩ હિંદમાં પહેલી રેલવે ખુલ્લી મુકાઇ.
૧૮૫૪–૫૬ ક્રીમિયાની લડાઈ.
૧૮૫૬ પર્શિયાએ હિંદ સામે લડાઇ જાહેર કરી.
૧૮૫૭ હિંદમાં સિપાઇઓનો બળવો; કલકત્તા, મુંબઇ તથા મદ્રાસમાં વિશ્વવિદ્યાલયોની સ્થાપના.
૧૮૫૮ ઑગસ્ટની ૨૭ તારીખે ઇસ્ટ ઇન્ડિયા કંપનીને વિખેરી નાંખવામાં આવી. હિંદનું રાજ્યતંત્ર મહારાણી વિક્ટોરિયાએ હાથમાં લીધું.
૧૮૫૯ ક્વીન્સલૅન્ડ તથા ન્યુઝીલૅંડને જવાબદાર રાજ્યતંત્ર આપવામાં આવ્યું. ઈંગ્લાંડ અને હિંદ વચ્ચે તાર–વ્યવહાર શરૂ થયો.
૧૮૬૦ હિંદી ફોજદારી કાયદો પસાર કરવામાં આવ્યો.
૧૮૬૧ ઈંડિયન કાઉન્સિલ ઍક્ટ પસાર. ન્યુઝીલૅંડમાં સોનું મળી આવ્યું.
૧૮૬૫ લિંકનના દાસ્યવિમોચનના જાહેરનામાથી અમેરિકાના કેટલાક ભાગોમાં ગુલામોને મુક્તિ મળી.
૧૮૬૯ સુએઝની નહેર ખુલ્લી મૂકવામાં આવી નવે. ૧૭
૧૮૭૦ ફ્રાન્સ અને રશિયા વચ્ચે લડાઈની શરૂઆત. પેરિસમાં પ્રજાસત્તાકની જાહેરાત, સપ્ટે. ૪
૧૮૭૧ પેરિસ તાબે થયું. પ્રશિયાનો રાજા જર્મનીનો શહેનશાહ થયો.
૧૮૭૫ સર સૈયદ અહમદખાને અલીગઢ વિશ્વવિદ્યાલયની સ્થાપના કરી.
૧૮૭૭ એડિસને ફોટોગ્રાફની શોધ કરી.
૧૮૮૧ જર્મન સામ્રાજ્યની પુનઃ સ્થાપના.
૧૮૮૫ હિંદની રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના. રાજા થીબો તાબે થયો.
૧૮૮૬ અપર બર્માને ભેળવી દેવામાં આવ્યો.
૧૮૯૬ માર્કોનિએ બિન–તારી સંદેશ મોકલવાની રીત શોધી કાઢી.
૧૮૯૭ રાણી વિક્ટોરિયાનો હીરક મહોત્સવ.

૧૮૯૯–૧૯૦૨ બોઅર યુદ્ધ શરૂ થઈને ૧૯૦૨ની ૩૧મી મેએ પૂરું થયું.

૧૯૦૧ ૨૨મી જાન્યુઆરીએ રાણી વિક્ટોરિયાનું મૃત્યુ.

૧૯૦૨ ડીસેંબરમાં પહેલો રેડિયો સંદેશ મોકલાયો. સાતમા એડવર્ડનો રાજ્યાભિષેક.

૧૯૦૩ અમેરિકામાં ડિસેં. ૧૭મીએ રાઈટ ભાઈઓ યંત્રથી ચાલતા ઍરોપ્લેનમાં પહેલવહેલા ઊડ્યા.

૧૯૦૪ રશિયા–જાપાનની લડાઈ, ૬ ફેબ્રુઆરીએ શરૂ થઈ.

૧૯૦૫ હિંદમાં ઠેર ઠેર પ્લેગ, એક અઠવાડિયામાં ૩૪,૦૦૦ મરણ. બંગાળાના ભાગલા: ઉત્તર હિંદમાં ભયંકર ધરતીકંપ.

૧૯૦૬ દક્ષિણ આફ્રિકાને જવાબદાર રાજ્યતંત્ર અપાયું.

૧૯૦૭ ન્યુઝીલેંડ સામ્રાજ્યનો ભાગ બન્યું. અફગાનિસ્તાનના અમીરની હિંદની મુલાકાત.

૧૯૦૯ કમાન્ડર પીઅરીએ ઉત્તર ધ્રુવની શોધ કરી.

૧૯૧૦ ૬ઠ્ઠી મેના દિવસે રાજા એડવર્ડનું મૃત્યુ. રાજા પાંચમા જ્યૉર્જ ગાદી પર આવ્યા.

૧૯૧૧ રાજા પાંચમા જ્યૉર્જ તથા રાણી મેરીનો રાજ્યાભિષેક. દિલ્લીને હિંદના પાયતખ્ત તરીકે જાહેર કરવામાં આવ્યું.

૧૯૧૨ ચીન પ્રજાસત્તાક થયું. લિવરપુલથી ન્યુયૉર્ક જતાં બરફના ડુંગર સાથે અથડાવાથી સ્ટીમર 'ટિટેનિક' પહેલી જ મુસાફરીમાં ડૂબી ગઈ. માર્ચની ૮મીએ કેપ્ટન એમંડસન દક્ષિણ ધ્રુવમાં પહોંચ્યો. લૉર્ડ હાર્ડિંજ પર દિલ્લીમાં બૉંબ ફેંકાયો.

૧૯૧૪ યુરોપમાં વિશ્વયુદ્ધ શરૂ થયું. ઑસ્ટ્રિયાના આર્કડ્યુક ફ્રાન્સિસનું બોસ્નિયામાં ૨૮મી જૂને ખૂન થયું. ઑસ્ટ્રિયાએ સર્વિયા સામે યુદ્ધ જાહેર કર્યું, જુલાઈ ૨૮.

૧૯૧૫ ઇટલિમાં ધરતીકંપ.

૧૯૧૬ ચીનના પ્રમુખ તરીકે યુઆન શી–કૈ.

૧૯૧૭ રશિયામાં રાજ્યક્રાંતિ અને બોલ્શેવિક અમલની શરૂઆત. યુનાઇટેડ સ્ટેટસે જર્મની સાથેનો રાજકીય સંબંધ સબમરીનોના અનિયંત્રિત વ્યવહારને અંગે તોડી નાંખ્યો.

૧૯૧૮ પ્રમુખ વિલ્સને સુલેહના ૧૪ મુદ્દાઓ પર ભાષણ આપ્યું. કૈઝર ગાદીત્યાગ કરીને હોલેંડ નાસી ગયો. જર્મન લોકોએ સંધિપત્રક પર સહી કરી. ૧૧મી નવેંબરે વિશ્વયુદ્ધના તહકૂબીખત પર સહી થઈ.

૧૯૧૯ વર્સેલ્સમાં સુલેહ–પરિષદ (જાન્યુ. ૧૮). જૂનની ૨૮મીએ સુલેહ પર સહી થઈ. ગવર્મેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટ પસાર થયો.

૧૯૨૦ વર્સેલ્સના કરારને અંગે રાષ્ટ્રસંઘની પહેલી બેઠક; તેમાંથી જર્મની, ઑસ્ટ્રિયા, રશિયા તથા તુર્કીને બાતલ રાખવામાં આવ્યાં. યુનાઇટેડ સ્ટેટસનું તેમાં પ્રતિનિધિત્વ નહોતું. જાન્યુઆરીની ૧૬મીએ અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં દારૂનિષેધ જાહેર કરવામાં આવ્યો. પૂર્વ આફ્રિકાને કેનિયા તરીકે જાહેર કરી સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો.

૧૯૨૧ રાષ્ટ્રસંઘની સંપૂર્ણ અવગણના કરીને ગ્રીક લોકોએ તુર્ક લોકો પર આક્રમણ કર્યું. નામદાર પાટવીકુમાર હિંદની મુલાકાતે આવ્યા. હિંદી સુધારાની યોજના અમલમાં આવી. હિંદમાં મહાત્મા ગાંધીજીએ અસહકારની ચળવળ શરૂ કરી. ઇટલીમાં ફેસિસ્ટ ચળવળની શરૂઆત. ઇજીપ્તમાં બળવા. ગ્રેટબ્રિટનમાં વસ્તી ગણતરી. ઇરાકના રાજા તરીકે અમીર ફૈઝલનો રાજ્યાભિષેક; પોર્ટુગલમાં ક્રાંતિકારી ચળવળ. વડા પ્રધાનનું ખૂન.

૧૯૨૨ એશિયા માઇનરમાં તુર્કોને હાથે ગ્રીક લોકોનો મોટો પરાજય. વૉશિંગ્ટનમાં પાંચ રાજ્યો વચ્ચે દરિયાઈ સુલેહ પર સહી થઈ. ગ્રીસના રાજા કોન્સ્ટન્ટાઇને ગાદીત્યાગ કર્યો. રાષ્ટ્રસંઘની બેઠક

જીનિવામાં મળી. રુમર્ની સળગ્યું. લુસેન પરિષદ ૨૦મી નવેંબરે ખુલ્લી મુકાઈ. આઇરિશ ફ્રી સ્ટેટસની સ્થાપના થઈ. ફૅસિસ્ટ લોકોએ ઇટલીમાં સરકારનો કબજો મેળવ્યો. તુર્કસ્તાનની રાષ્ટ્રીય સભાની અંગોરાની બેઠકે સુલતાનને પદભ્રષ્ટ કર્યો.

૧૯૨૩ તુર્કસ્તાન પ્રજાસત્તાક થયું. કમાલપાશા પહેલા પ્રમુખ થયા. એટના ફાટયો. જાપાનમાં ધરતીકંપ.

૧૯૨૪ ૨૨મી જાન્યુઆરીએ લેનિનનું મૃત્યુ. ગ્રીસની ગાદી પરથી રાજા બીજા જ્યોર્જને ઉઠાડી મૂકવામાં આવ્યો અને માર્ચની ૨૫મી તારીખે પ્રજાસત્તાક જાહેર કરવામાં આવ્યું; ઈંગ્લંડમાં પહેલી મજૂર–સરકાર. વેમ્બ્લી પ્રદર્શન; સુદાનમાં લશ્કરી બળવો. લંડન પરિષદે ડૉસ યોજનાનો સ્વીકાર કર્યો.

૧૯૨૫ ઇરાનની રાષ્ટ્રીય સભાએ ૧૭૭૯થી રાજ્ય કરતા શાહને પદભ્રષ્ટ કર્યા અને રેઝાખાન પેહ્લવી શાહ થયા. હિંડનબર્ગને જર્મનીના પ્રમુખ ચૂંટવામાં આવ્યા. લોકેર્નો પરિષદ. સિયામના રાજાનું મૃત્યુ. લંડનમાં લોકેર્નોની સંધિ પર સહી થઈ.

૧૯૨૬ યદાહમાં હજાજના રાજા તરીકે ઇબ્નિ સુદની જાહેરાત કરવામાં આવી.

૧૯૨૭ ન્યુ દિલ્લીમાં કાઉન્સિલ–હાઉસ ખુલ્લું મુકાયું; હિંદી સરકારે ૧૮ પેન્સનું હૂંડિયામણ દાખલ કર્યું. જાપાનમાં ધરતીકંપ; ઑસ્ટ્રેલિયાની રાજધાની તરીકે ડ્યુક ઑફ યોર્કે કેન્બેરાની જાહેરાત કરી.

૧૯૨૮ રશિયામાં પંચવર્ષીય યોજનાની શરૂઆત કેલોગ–કરાર પર સહી થઈ. ગ્રીસમાં ધરતીકંપ; કોરીંથનો નાશ. રાજા અમાનુલ્લા સામે અફગાન બળવો.

૧૯૨૯ પોતાના ભાઈ ઇનાયતુલ્લાને ગાદી સોંપી રાજા અમાનુલ્લાએ ગાદીત્યાગ કર્યો. ઇનાયતુલ્લા પછી બચા–ઇ–સાકુ ને ત્યારપછી ઑકટોબરમાં નાદીરખાન ગાદી પર આવ્યા. ઍપ્રિલમાં સાઇમન કમિશન હિંદનો કિનારો છોડી ગયું. હિંદી રાષ્ટ્રીય મહાસભાએ સંપૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય જાહેર કર્યું. હેગ પરિષદે ર્‍હાઇન્લેન્ડ ખાલી કરાવવાની ગોઠવણ કરી વિસુવિયસ ફાટયો.

૧૯૩૦ હિટલર નામના ઑસ્ટ્રિયનની આગેવાની હેઠળ જર્મન રિશ્ટેગમાં નાઝી–પક્ષનો ઉદ્‌ભવ. ૫મી ઑકટોબરે ફ્રાન્સથી હિંદ આવતા વિમાન આર. ૧૦૧નો નાશ. ૧૨મી નવેંબરે હિંદી ગોળમેજી પરિષદ લંડનમાં ભરાણી લંડનમાં શાહી પરિષદ ખુલ્લી મુકાઈ. સાઇમન કમિશનનો રિપોર્ટ પ્રગટ થયો. લંડનમાં મોટાં રાજ્યોએ દરિયાઈ સુલેહ પર સહી કરી. ૧૮૨૭ના ૨૫મા રેગ્યુલેશન હેઠળ મહાત્મા ગાંધીજીની ધરપકડ કરવામાં આવી. આશરે ૪૦,૦૦૦ માણસો જેલમાં ગયાં. સ્પેનના રાજા આલ્ફોન્ઝો ૧૩માએ ૧૪મી ઍપ્રિલે ગાદીત્યાગ કર્યો

૧૯૩૧ સ્પેન પ્રજાસત્તાક થયું. ફ્રેંચ પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે મો. પૉલ ડુમરની પસંદગી થઈ. ગાંધી–ઇરવિન–કરાર પર સહી થઇ. લંડનમાં ગાંધીજીએ બીજી ગોળમેજી પરિષદમાં ભાગ લીધો. નવું દિલ્લી ખુલ્લું મુકાયું. ૨૯મી જૂને મિ. એફ. સ્મિથ તેના સાથીઓ સહિત કેમટ પર્વતના શિખરે પહોંચ્યો. લૉર્ડ ઇરવિન પછી લૉર્ડ વિલિંગ્ડન વાઇસરૉય તરીકે આવ્યા. હિંદમાં વસ્તીગણતરી થઈ. અમેરિકાના પ્રમુખ હુવરે લડાઇના દેવા માટે એક વર્ષની મોકૂફીની જાહેરાત કરી. બ્રિટને સોનાનું ધોરણ છોડી દીધું. બર્માની ગોળમેજી પરિષદ લંડનમાં ભરાણી. ચીનમાં રેલ આવી.

૧૯૩૨ હિટલર જર્મનીનો સરમુખત્યાર થયો. લંડનમાં જગતની આર્થિક પરિષદ ભરવામાં આવી. હિંદમાં સવિનય કાયદાભંગની ચળવળ ચાલી. સરહદના પ્રાંતને ગવર્નર નીચે મૂકવામાં આવ્યો અને સરહદ–પ્રાંતની પહેલી ધારાસભા મળી. વડા પ્રધાને કોમી ચુકાદો જાહેર કર્યો. સવર્ણ

હિંદુઓ અને હરિજનો વચ્ચે થયેલ કરારનો સરકારે સ્વીકાર કર્યો. તે કરાર પર સહી થતાં સુધી ગાંધીજીએ ૨૦ સપ્ટેંબરથી ૨૬ સપ્ટેંબર સુધી અપવાસ કર્યા. કયુબામાં ધરતીકંપ; પોર્ટુગલના રાજાનું મૃત્યુ. ફ્રાન્સના પ્રમુખ મોં. ડુમરનું ૬ઠ્ઠી મેના દિવસે ખૂન થયું. તુર્કીને રાષ્ટ્રસંઘમાં દાખલ કરવામાં આવ્યું. રામ્સે મેકડોનલ્ડે લુસેન પરિષદ ખુલ્લી મૂકી. ૧૫મી નવેંબરે ત્રીજી હિંદી ગોળમેજી પરિષદ ભરવામાં આવી.

૧૯૩૩ શ્વેતપત્ર પ્રગટ થયો. આઈરિશ ફ્રીસ્ટેટ પાર્લમેન્ટ બરખાસ્ત કરવામાં આવી. હિંદી સુધારા માટે જોઈન્ટ સિલેક્ટ કમિટી લંડનમાં મળી. મુંબઈના ગવર્નરે હિંદ અને ઇંગ્લાંડ વચ્ચે રેડિયો–ટેલિફોન વ્યવહારની ઉદ્દ્ઘાટનક્રિયા કરી. મહાસભાએ સવિનય ભંગની ચળવળ મોકૂફ રાખી. જાપાનના ધરતીકંપમાં ત્રણ હજાર મનુષ્યો મરી ગયા. જુલાઈ ૨૪મીએ જાપાન રાષ્ટ્રસંઘમાંથી જુદું પડયું. એવરેસ્ટ શિખર પર હવા દ્વારા વિજય મેળવાયો. જગતની આર્થિક પરિષદ લંડનમાં મળી. જૂન ૧૨. રાજા નાદીરશાહનું ખૂન થયું. નવે. ૮. મંચૂરિયાના પ્રશ્ન પર ચીન–જાપાન વચ્ચે કરાર થયા. જર્મની, ફ્રાન્સ, ગ્રેટબ્રિટન અને ઇટલી વચ્ચે રોમમાં કરાર થયા. ઇરાકના રાજા ફૈઝલનું મૃત્યુ.

૧૯૩૪ હિંદ–જાપાનના કરાર, ૫ જાન્યુઆરી. બિહાર અને નેપાળમાં ધરતીકંપ (જાન્યુ. ૧૫), ૬,૫ ૨ માણસોના જાન ગયા. શાહી હિંદી દરિયાઈ લશ્કરની સ્થાપના, ઑક્ટોબર ૨. લંડન–મેલ્બોર્ન હવાઈ શરત, ઑક્ટોબર. સુધારા પર જોઇન્ટ સિલેક્ટ કમિટીનો રિપોર્ટ પ્રગટ થયો. (નવે. ૨૨) આર્ડેનિસમાં ખડક પર ચડવા જતાં બેલ્જિયમના રાજા પહેલા આલ્બર્ટનું મૃત્યુ. ફીલ્ડમાર્શલ વોન હિંડનબર્ગનું મૃત્યુ. પ્રમુખ તરીકે હેર હિટલર આવ્યો. સ્પેનમાં બળવો. યુનાઇટેડ સ્ટેટ્સે ફિલિપાઇન ટાપુઓને સ્વતંત્રતા આપી, માર્ચ ૨૨

૧૯૩૫ ૬ઠ્ઠી મેના દિવસે શહેનશાહ પંચમ જ્યૉર્જનો રજતમહોત્સવ. ૩૧મી મેએ ક્વેટામાં સખત ધરતીકંપ. ૨૬૦૦૦ માણસો મૃત્યુ પામ્યા. મોં. લાવલે અને મસોલિનીએ રોમકરાર પર સહી કરી. ગ્રીસમાં બળવો. ફોર્મોસામાં ધરતીકંપ. બોલિવિયા અને પેરગ્વે વચ્ચે યુદ્ધવિરામ. ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટ પસાર થયો. ઇટલી–એબિસીનિયાની લડાઈ ૩જી ઑક્ટોબરે શરૂ થઈ. ઇટાલિયનોએ મેકેલ લીધું. ગ્રીસમાં રાજાશાહીનો પુનરુદ્ધાર. સર સેમ્યુઅલ હોરે બ્રિટિશ પરદેશમંત્રી તરીકે રાજીનામું આપ્યું, ડિસેંબર ૧૮. ચીનમાં રાજા ટેહે 'ઇનર મોંગોલિયા'ના પશ્ચિમ પ્રદેશનું સ્વાતંત્ર્ય જાહેર કર્યું.

૧૯૩૬ નાગપુરમાં હાઈકોર્ટની સ્થાપના, (જાન્યુ. ૯). રડયાર્ડ કિપ્લિંગનું મૃત્યુ. ૧૯૧૦થી રાજ્ય કરતા શહેનશાહ જ્યૉર્જ ૫મા લંડન નજીક સેન્ડ્રિન્ગહામમાં જાન્યુઆરીની ૨૦મીએ ગુજરી ગયા. તેના પછી પાટવી કુમાર ૪૯ વર્ષની ઉમરે ગાદીએ આવ્યા ને આઠમા એડવર્ડનું નામ ધારણ કર્યું. બ્રિટન, ફ્રાન્સ અને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ વચ્ચે ત્રિરાજ્યોના દરિયાઈ કરાર. પારાગ્વેમાં બળવો. માર્ચ ૭મીએ જર્મન લશ્કરે ર્હાઇનલેન્ડનો કબજો લીધો. ફ્રાન્સ તથા લોકર્નોના કરારમાં સહી કરનાર બીજાં રાજ્યોએ રાષ્ટ્રસંઘ સમક્ષ ફરિયાદ નોંધાવી. એપ્રિલની ૧લી તારીખે સિંધ તથા ઓરિસ્સાને જુદા પ્રાંતો બનાવવામાં આવ્યા. એપ્રિલની ૧૮મીએ લૉર્ડ લિન્લિથગો હિંદના વાઇસરોય થયા. મે ૫. એબિસીનિયા ઇટલીએ જીતી લીધું. બર્લિનમાં ૧૧મી ઓલિમ્પિક ખુલ્લી મૂકવામાં આવી. એંગ્લો–ઇજિપ્શિયન કરાર. ઇજિપ્તના બ્રિટિશ કબજાનો અંત. બ્રિટિશ–અમેરિકન ટુકડીએ નંદાદેવી સર કર્યું (૨૫,૬૬૦ ફીટ). સ્પેનમાં આંતરવિગ્રહ. પેલેસ્ટાઇનમાં બળવો. ઇંગ્લંડ–જોહન્સબર્ગ હવાઈ શરત. સર સેમ્યુઅલ હોર ફર્સ્ટ લૉર્ડ ઑફ એડમિરલ્ટી તરીકે બ્રિટિશ કેબિનેટમાં ફરીથી દાખલ થયા. ઇટાલિયનોએ એડિસઅબાબાનો

કબજો લીધો. ઇટલીના રાજાને એબિસિનિયાના શહેનશાહ તરીકે જાહેર કરવામાં આવ્યા. જીનિવામાં રાષ્ટ્રસંઘની સભા ખુલ્લી મૂકવામાં આવી. પોતે હજુ ઇથિયોપિયાનો શહેનશાહ છે તેમ કહીને હેલ સિલાસીએ પોતાને ત્યજી દેવા માટે રાષ્ટ્રસંઘની ઝાટકણી કાઢી અને મદદ માટે અરજ કરી. ગૅલેરીમાં બેઠેલા ઇટાલિયન પત્રકારોએ તેના પ્રતિ બૂમો પાડતાં તેમને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ તરીકે રૂઝવેલ્ટની ફરીથી ચૂંટણી થઇ. લગ્નના બંધારણીય પ્રશ્ન પર રાજા એડવર્ડ આઠમાએ ડિસેંબરની ૧૦ મી તારીખે ગાદીત્યાગ કર્યો. તેના નાનાભાઈ ડ્યુક ઑફ યોર્ક છઠ્ઠા જ્યોર્જ તરીકે ગાદીએ આવ્યા. ડિસં ૧૪.

૧૯૩૭ હિંદમાં સરહદપ્રાંત પર તોફાન એપ્રિલની ૧લી તારીખે પ્રાંતિક સ્વરાજ્યની શરૂઆત. સર નેવિલ ચેમ્બરલેનનું મૃત્યુ. ૧૨મી મેના દિવસે રાજા જ્યોર્જ તથા રાણી ઇલિઝાબેથનો રાજ્યાભિષેક થયો. વર્ધામાં મળેલ કોંગ્રેસની કારોબારી કમિટીએ બહુમતીવાળા ૬ પ્રાંતોમાં પ્રધાનમંડળ સ્થાપવાનો નિર્ણય કર્યો. ભૂમધ્ય સમુદ્રમાં ચાંચિયાગીરી અટકાવવા માટે ન્યોં પરિષદ. પદભ્રષ્ટ રાજા એડવર્ડ આઠમાનાં મિસિસ વૉલિસ સિમ્પ્સન સાથે ફ્રાન્સમાં લગ્ન થયાં. (જૂન ૩). નંગાપર્વતના આરોહણ માટે ગયેલ જર્મન ટુકડીનો થયેલો ક્રેજ. ઇસ્ટ ઇન્ડિયન રેલવે પર બિહ્ટા ખાતે ભયંકર અકસ્માત થયો (જુલાઈ ૧૭). ન્યુ દિલ્લીમાં ફેડરલ કોર્ટની સ્થાપના, (ડિસે. ૬)– સ્પેનનો આંતરવિગ્રહ ચાલુ રહ્યો. ચીન—જાપાન વચ્ચે લડાઈની શરૂઆત. નાન્કિંગનું પતન.

૧૯૩૮ હિંદ અને મલાયામાં 'ઑલ અપ' હવાઈ ટપાલ ચાલુ થઇ. (ફેબ્રુ ૨૦) નાઝીઓએ લડાયક હુમલાનો ભય બતાવી ઑસ્ટ્રિયામાં સત્તા સ્થાપી (માર્ચ ૧૩) એંગ્લો–ઇટાલિયન કરાર પર સહી થઈ (એપ્રિલ ૧૭) ચીન અને જાપાન વચ્ચેનું યુદ્ધ ચાલુ રહ્યું. મ્યુનિચ કરારો પર પર ૩૦મી સપ્ટેંબરે સહી થઈ, તેને અંગે સુડેટન પ્રદેશ જર્મની સાથે જોડી દેવામાં આવ્યો. ઇંગ્લંડથી ઑસ્ટ્રેલિયા ૫ દિ–૫ ક. ૨૩ મિનિટમાં એકલા ઊડીને બ્રોડ બેન્ટે નવો રેકર્ડ સ્થાપ્યો (મે. ૮) કોચીનમાં પ્રજાકીય બંધારણની જાહેરાત (જૂન ૧૭) અમેરિકન વાયુયાત્રી હાવર્ડ હ્યુસે ૯૧ કલાકમાં ૧૪,૮૮૬ માઇલ ઊડીને પૃથ્વીની પરિક્રમ્મા કરી. મુસ્તફા કમાલપાશાનું મૃત્યુ, નવેમ્બર ૧૦. ફ્રાન્સમાં ડીસેંબરમાં મોટી હડતાલ પડી, પણ તે નિષ્ફળ ગઇ; આસામમાં ડીસેમ્બરમાં મી. બોરડોલોઇએ મહાસભાનું પ્રધાનમંડળ સ્થાપ્યું. લીમા ખાતે પાન–અમેરિકન રાજ્યોની પરિષદ ભેગી થઇ.

૧૯૩૯ જનરલ ફ્રાન્કોએ બાર્સીલોના લીધું (જાન્યુ.) ૭ મી, ફેબ્રુઆરીએ સેંટ જેમ્સ પેલેસ ખાતે પેલસ્ટાઇન પરિષદ ખુલી મૂકવામાં આવી; માર્ચમાં ઝેકોસ્લોવેકિયા ખાતે જર્મન પ્રોટેક્ટોરેટ સ્થપાયું. તેમાં તુર્કી અને ઇંગ્લંડે બીનઆક્રમણના કરારો કર્યા; તે જ માસમાં એંગ્લો–પોલિશ કરારો પણ થયા; ઇટલી અને જર્મની વચ્ચે કરારો થયા; જૂનમાં મુંબઇ ખાતે સુભાષચંદ્ર બોઝે ફોરવર્ડ બ્લૉકની સ્થાપના કરી; શહેનશાહ તથા શહેનશાહ બાનુએ કેનેડા તથા યુનાઇટેડ સ્ટેટસમાં પ્રવાસ કર્યો (મે–જૂન); માર્ચમાં મહાત્મા ગાંધીજીના રાજકોટ ખાતે ઉપવાસ; હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ સુભાષચંદ્ર બોઝે એપ્રિલમાં પ્રમુખ તરીકેનું રાજીનામું આપ્યું; અખિલ હિંદ મહાસભા સમિતિએ બાબુ રાજેન્દ્રપ્રસાદની પ્રમુખ તરીકે વરણી કરી; એપ્રિલમાં ઇટલીએ આલ્બેનિયામાં ' પ્રોટેક્ટોરેટ ' સ્થાપ્યું; મેની ૧૯મી તારીખે જનરલ ફ્રાંકોએ માડ્રિડમાં વિજયથી પ્રવેશ કર્યો; સ્પેનના આંતરયુદ્ધનો ઔપચારિક અંત આવ્યો; હૈદ્રાબાદમાં સુધારા દાખલ કરવાનું ના. નિઝામ સરકારનું ફરમાન (૧૯ જુલાઇ). બીનઆક્રમણના સોવિયેટ–જર્મન ઠરાવો (૨૩ ઓગસ્ટ). જર્મનીએ પોલંડ પર આક્રમણ કર્યું (૧ સપ્ટેમ્બર). ફ્રાન્સ તથા ઇંગ્લંડે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું (૩ સપ્ટે.).

વૉર્સોના પતન પછી રશિયા અને જર્મનીએ પોલંડના ભાગલા પાડયા; એનેતોલિયામાં ધરતીકંપ (ડીસે. ૨૭) સ્ટીમર રાવલપીંડી ડૂબી (નવે.૨૫); રશિયાએ બાલ્ટિક રાજ્યો સાથે કરાર કર્યા; રશિયાએ ફીન્લેન્ડ પર હલ્લો કર્યો (૩૦ નવે.). ચીન-જાપાનનું યુદ્ધ અગાઉની માફક ચાલ્યું; જર્મન જહાજ 'ગ્રાફસ્પી'ની જળસમાધિ (ડીસે. ૧૭); હિંદી મહાસભાએ 'કોન્સ્ટીટયુઅન્ટ એસેમ્બ્લી'ની, હિંદના સ્વાતંત્ર્યની તથા હિંદ પરત્વે યુદ્ધહેતુઓની જાહેરાતની માગણી ફરીથી કરી; હિંદી પ્રશ્નના નિકાલ માટે ના. વાઇસરોયે મહાત્મા ગાંધીજી તથા બીજા આગેવાનોને મળવા બોલાવ્યા; મહાસભા પ્રધાનમંડળોનાં રાજીનામા.

૧૯૪૦ જર્મનીએ ડેન્માર્ક તથા નોર્વે પર આક્રમણ કર્યું; (એપ્રિલ ૯). ફિન્લેન્ડની સુલેહ માટે માગણી ૧૩ મી માર્ચે સુલેહની શરતો પર સહી થઇ; ૧૫ મી માર્ચે રામગઢ ખાતે હિંદી રાષ્ટ્રીય મહાસભા મૌલાના અબુલકલામ આઝાદના પ્રમુખપણા હેઠળ મળી; ફક્ત એક જ ઠરાવ પસાર કરવામાં આવ્યો. મુસ્લીમ લીગે ૨૮ એપ્રિલે લાહોરમાં વાર્ષિક બેઠક ભરી. તેમાં પાકીસ્તાન યોજના વિષે તથા એ પ્રજાના સિદ્ધાંતનો પ્રતિપાદન કરતો ઠરાવ પસાર કરવામાં આવ્યો; એસ્ટોનિયા, લિથુનિઆયા તથા લેટવિયાને સોવિયેટ પ્રદેશો બનાવવામાં આવ્યાં. બેસરબિયા તથા ઉત્તર બૂકોવિના ને રશિયા સાથે જોડી દેવામાં આવ્યાં; રુમાનિયા ધરીરાજ્યો સાથે જોડાયું અને બ્રિટિશ સાથેના કરારો રદ કર્યા: હંગરિ તથા બલ્ગેરિયાએ પોતાની માગણી આગળ ધરી; જાપાને પરદેશી સત્તાઓને ચેતવણી આપી. હિંદી ચીન તથા ચીનનો પૂર્વ કિનારો બંધ કરવામાં આવ્યા; પ્રમુખ રુઝવેલ્ટ ત્રીજી વખત પ્રમુખ ચૂંટાયા; પ્રિન્સ કોનોયના પ્રમુખપણા હેઠળ નવા જાપાની પ્રધાનમંડળની સ્થાપના; ૧૦ મીએ બેલ્જિયમ તથા હોલંડ પર આક્રમણ થયું, મી. વિન્સ્ટન ચર્ચિલ વડા પ્રધાન થયા. રાણી વિલ્હેલ્મિના ઇંગ્લંડ ગયા પછી બીજે દિવસે ૧૪મી મેએ હોલંડનો કબજો લેવાયો; મિત્રરાજ્યોના લશ્કરના વડા તરીકે જનરલ વેગા નીમાયા. (મે ૧૯) બેલ્જિયમના રાજા પણ ૨૮મી મે એ શરણે થયા; ડન્કર્કમાંથી બ્રિટિશ દળો પાછા ખેંચી લેવામાં આવ્યા; ફ્લેન્ડર્સના યુદ્ધ પછી ઇટલીએ મિત્રરાજ્યો સાથે યુદ્ધ જાહેર કર્યું (જુન ૧૨) પેરિસનું પતન (જૂન ૧૪) રેનોડની સરકારનું રાજીનામુ (૧૬ જુન). માર્શલ પેતાં સરકારના વડા તથા ફ્રાંસના સરમુખત્યાર થયા; ફ્રાંકોની મારફત તેણે સુલેહની માગણી કરી; ૨૨ મી જૂને યુદ્ધ વિરામ પર સહી થઇ અને ૨૫મી જૂને વિરોધ બંધ પડયો. બ્રિટિશ નૌકાદળ ઓરનના ફ્રેંચ-કાફલાને ૪થી જુલાઇએ ઘેરી વળ્યું--બ્રિટિશ બંદરોમાં પડેલા ફ્રેન્ચ જહાજો ૫ મી જુલાઇએ શરણે થયા; ફ્રેન્ચ યુદ્ધ જહાજ રિશલુ ૮મી જુલાઇએ નકામું થઇ પડયું. સપ્ટેમ્બરમાં રોજર્સ મિશન હિંદમાં આવ્યું; ઓગસ્ટ ૮મીએ વાઇસરોયે જાહેરાત કરી કે હિંદ માટે નવું બંધારણ ઘડવા માટે, હિંદીપ્રતિનિધિઓની નીમણુંક, યુદ્ધ પૂરૂં થયા પછી સત્વર કરવામાં આવશે. તે દરમિયાન યુદ્ધ સલાહકાર સમિતિ નીમવામાં આવશે. મહાસભાએ પૂનાનો ઠરાવ રદ કરી ફરીથી મહાત્મા ગાંધીજીની આગેવાનીમાં સંપૂર્ણ વિશ્વાસ દર્શાવ્યો: મહાસભાએ વ્યક્તિગત સત્યાગ્રહ શરુ કરવાનો ઓકટોબરની ૧૧મીએ નિર્ણય કર્યો; પૌર્વાત્ય જૂથ પરિષદ હિંદમાં ઓગસ્ટમાં મળી; બેવિન બોઇઝની પહેલી ટુકડી, કવાયત શીખવા માટે ઇંગ્લંડ ગઇ (નવેંબર); નવેમ્બરની ૨૦મીની જાહેરાતમાં વાઇસરોયે પોતાની કારોબારી વિસ્તૃત કરવાની જાહેરાત પડતી મૂકી; હિંદુમહાસભાની મદુરાની બેઠકે ઠરાવ પસાર કર્યો કે જો સરકાર આપણી માગણી કબુલ ન રાખે તો ચળવળ શરૂ કરવાની સરકારને ચેતવણી આપવી. ૧ ડીસેંમ્બરથી ટપાલના દરમાં વધારો થયો; તબીયતના કારણે સુભાષબોઝનો છુટકારો થયો; ડીસેમ્બરની ૧૬મીએ વાઇસરોયે નૃપેન્દ્રમંડળની પરિષદ ખુલ્લી મુકી.

૧૯૪૧ જનરલ ઑશીન્લેક હિંદના વડા સેનાપતિ નીમાયા. ઇજીપ્તમાં હિંદી ટુકડીઓની મુલાકાત લેવા સર સીકંદર ગયા; હિંદની મડાગાંઠનો અંત લાવવા, સર સપ્રુના પ્રમુખપણા હેઠળ બીનપક્ષી પરિષદ મળી; ચીન–જાપાન યુદ્ધ ચાલુ રહ્યું; ૮ મી માર્ચ સેનેટે ધીરાણપટ્ટા બિલ પસાર કર્યું. નભાના મહારાજાને રાજ સત્તા સોંપવામાં આવી (માર્ચ ૫) હિંદ–બર્મા વેપારી કરારો થયા; રશિયા અને જાપાન વચ્ચે પાંચ વર્ષના તટસ્થતાના કરાર મોસ્કો ખાતે થયા; (એપ્રિલ ૧૫); ખાસકારોને ગેરકાયદેસર મંડળ જાહેર કરવામાં આવ્યું; શ્રી. કનૈયાલાલ મુન્શીએ મહાસભામાંથી રાજીનામું આપ્યું; આ યુદ્ધમાં બે હિંદીઓને 'વિક્ટોરિયા ક્રૉસ' મળ્યા; ઑગસ્ટની ૭મીએ રવીન્દ્રનાથ ટાગોરનું મૃત્યુ; દૂર પૂર્વની કટોકટી ભરી સ્થિતિ; આઇસલેન્ડ પ્રજાસત્તાક જાહેર થયું; જર્મનીના માજી કૈઝરનું મૃત્યુ (જુલાઇ ૪) અમેરિકાએ જર્મની તથા ઇટલીના એલચીખાતાં બંધ કર્યાં અને તે દેશોની મૂડી સ્થગિત કરી; જર્મની તથા ઇટલીએ સામેથી તેમ જ કર્યું; વાઇસરૉયની કાઉન્સિલ વિસ્તૃત બનાવાઇ; રાષ્ટ્રીય રક્ષણ કાઉન્સીલની હિંદમાં સ્થાપના (જુલાઇ ૨૨) વિચિપ્રધાન મંડળમાં ફેરબદલી; જાપાની લશ્કરે હિંદી ચીનનો કબજો લીધો; રુઝવેલ્ટ અને ચર્ચિલ ૧૪ ઑગસ્ટે મળ્યા અને આઠ મુદ્દાનું જાહેરનામું બહાર પાડ્યું., જે 'આટલાંટિક ખતપત્ર'ના નામથી ઓળખાયું. પોતાના હિતોની જાળવણી માટે બ્રિટન અને રશિયાના લશ્કરોએ ઇરાનનો કબજો લીધો; શાહે તેના પુત્રની તરફેણમાં ગાદીત્યાગ કર્યો અને નવા પ્રધાનમંડળની સ્થાપના થઇ; પ્રમુખ રુઝવેલ્ટે, નાઝી આક્રમણકારો સામે રક્ષણ કરવા માટે 'દેખતાં જ ગોળીબાર કરવાની' સૂચના બહાર પાડી.

૧૯૪૨ હિંદી પ્રશ્નના નિકાલ માટે સર સ્ટેફર્ડ ક્રિપ્સને હિંદ મોકલવામા આવ્યા. જાપાનીઓએ સિંગાપોર તથા આંદામાનનો કબજો લીધો. રશિયા જાપાન વચ્ચેના કરારોની મુદ્દત વધારવામાં આવી. જનરલ તથા માદામ ચ્યાંગ–કાઇ–શેકે હિંદની મુલાકાત લીધી. નહાસપાશા ઇજીપ્તના વડા પ્રધાન થયા. જાપાનીઓએ બર્મા પર હલ્લો કર્યો. હિંદના બધા પક્ષોએ ક્રિપ્સ દરખાસ્તોનો અસ્વીકાર કર્યો.

## ૧૯૪૧ના બનાવો

જાન્યુ. ૧ ફ્રેંકો—જર્મન વાટાઘાટ તૂટી પડયાના લિસ્બનથી ખબર મળ્યા.

,, ૨ મોં. પેંતા ઉત્તર આફ્રિકામાં ફ્રેન્ચ નૌકાસૈન્યને મોકલે છે. સીનોર સુનેર તાંજીરનો કબજો લીધાનો ખુલાસો કરે છે.

,, ૩ ઇટલીમાં જર્મન હવાઇ લશ્કર. મહાસભાના પ્રમુખ મૌલાના અબુલકલામ આઝાદની અલ્લાહાબાદ ખાતે થયેલ ધરપકડ.

,, ૪ બાર્ડિયામાં ઑસ્ટ્રેલિયન સૈનિકો બચાવ લશ્કરના ભૂકા ઉડાડી દે છે. મોં. પેતાં પોતાના પ્રધાન-મંડળની પુનર્રચના કરે છે.

,, ૫ બાર્ડિયા સંપૂર્ણતઃ બ્રિટિશોના કબજામાં પડે છે; ઇટલીનું લશ્કર તાબે થાય છે.

,, ૬ પ્રસિદ્ધ સ્ત્રીવિમાની એમી. જહૉન્સનને ટેમ્સ નદીમાં પ્રાણઘાતક અકસ્માત નડે છે. કોંગ્રેસ સમક્ષ ભાષણ કરતાં પ્રમુખ રુઝવેલ્ટ પ્રજાતંત્રને વધારે મદદ કરવાનું વચન આપે છે.

,, ૭ રુમાનિયામાં આર્યનગાર્ડના પક્ષો વચ્ચે યુદ્ધ. ઇટલી ધરીસત્તા પ્રત્યે વફાદારી ફરીથી જાહેર કરે છે.

,, ૮ પ્રમુખ રુઝવેલ્ટ શસ્ત્રો માટે ૨૫ અબજના ખર્ચની જાહેરાત કરે છે. મહાસભાના પ્રમુખ મૌલાના આઝાદને અઢાર મહિનાની સાદી કેદની સજા થઇ.

જાન્યુ. ૯ લૉર્ડ બેડનપોવેલનું મૃત્યુ. મી. ચર્ચિલ પ્રમુખ રુઝવેલ્ટ તથા અમેરિકાના સંયુક્ત રાજ્યોના નવા એલચી લૉર્ડ હાલિફાક્સને અંજલિ આપે છે.

,, ૧૦ મોસ્કોમાં સોવિયેટ-જર્મન આર્થિકકરારો પર સહી થઇ. હિંદી-ચીન પર ઉડેલા સિયામના વિમાનો.

,, ૧૧ સ્વાતંત્ર્યદિન ઉજવવા સંબંધી મહાત્માજી નિવેદન પ્રગટ કરે છે.

,, ૧૨ ટ્યુનિ તથા ફ્રેન્ચકિનારા પર શાહી વિમાનોનો હલ્લો.

,, ૧૩ કમ્બોડિયા પર થાઇ લશ્કર આગળ ધપે છે. બલ્ગેરિયાના પ્રધાન ભવિષ્યની કટોકટીની ચેતવણી આપે છે.

,, ૧૪ હેલ સિલાસી આબિસિનિયામાં બળવાનો ઝુંડો ફરકાવે છે.

,, ૧૫ લીઝ અને લેન્ડ બિલ કમીટી સમક્ષ કોર્ડેલ હલ અમેરિકાને સત્વર શસ્ત્રસજ્જ કરવા અરજ કરે છે. ૪૦૦ વહાણો બાંધવા માટે કોંગ્રેસની પરવાનગી માગવામાં આવે છે.

,, ૧૬ હિંદીચીન થાઇલેન્ડને યુદ્ધવિરામ માટે કહે છે.

,, ૧૭ પ્રમુખ રુઝવેલ્ટ, બ્રિટનને મદદ કરવા માટે પૂર્ણસત્તા આપવા પત્રકારોની કોન્ફરન્સને કહે છે. કર્નલ નોકસ 'લીઝ અને લેન્ડ બિલ'ને પસાર કરવાનું કહે છે.

,, ૧૮ શ્યામપ્રસાદ મુખરજીના પ્રમુખપણા હેઠળ હિંદુ મહાસભાની વર્કીંગ કમીટીની દીલ્લીમાં મળેલી બેઠક. બ્રિટિશ લશ્કર ફરીથી કસાલાનો કબજો લે છે.

,, ૧૯ બળવાના આરોપસર નવા ચોથા (કોમ્યુનિસ્ટ) લશ્કરના હથિયાર લઇ લેવામાં આવે છે. પેતાં-લાવલ મુલાકાત.

,, ૨૦ પ્રમુખ રુઝવેલ્ટ પ્રમુખ તરીકે સોગંદ લે છે. હિટલર-મુસોલિની મુલાકાત.

,, ૨૧ જાપાનના પરદેશખાતાના પ્રધાન અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસને યુદ્ધમાં દાખલ થવા સામે ચેતવણી આપે છે.

,, ૨૨ જનરલ વેવલનો ફત્તેહમંદ હલ્લો; તોબ્રુકનું પતન.

,, ૨૩ સર આલ્ફ્રેડ વૉટસન સાથેની મુલાકાતમાં મી. એમરી જણાવે છે કે વાઇસરૉયની માગણી હજુ ખુલ્લી છે. જર્મન રિશની રુમાનિયાને ગેરંટી.

,, ૨૪ થાઇલેન્ડ તથા હિંદીચીન વચ્ચેનું યુદ્ધ બંધ પડે છે. જાપાન વચ્ચે પડે છે. નેગુનો એબિસિનિયામાં પ્રવેશ.

,, ૨૫ પ્રમુખ રુઝવેલ્ટ લૉર્ડ હેલિફાક્સનું અમેરિકામાં સ્વાગત કરે છે. મી. વેન્ડેલ વિલ્કી ઈંગ્લંડ પહોંચે છે.

,, ૨૬ પશ્ચિમ પેસિફિકમાં દખલ ન કરવા યુનાઇટેડ સ્ટેટસને મત્સુઓકા ચેતવણી આપે છે. સ્વાતંત્ર્યદિનની ઉજવણી.

,, ૨૭ ચીનમાં મળેલ નિષ્ફળતા માટે જાપાનના પ્રધાન જોખમદારી કબુલ કરે છે. માર્શલ ગ્રેઝીઆનીને રુખસદ આપવામાં આવે છે.

,, ૨૮ સુભાષચંદ્ર બોઝ અચાનક ગૂમ થઇ જવાના ખબર મળે છે.

,, ૨૯ ગ્રીક વડાપ્રધાન જનરલ મેટેક્સસનું મૃત્યુ, એમ. કોરીઝીસ વડાપ્રધાન થાય છે. બ્રિટિશસૈન્ય ઇટાલિયન સોમાલીલેન્ડમાં દાખલ થાય છે.

,, ૩૦ આમસભામાં મી. એમરી સરકારી નીતિનો બચાવ કરે છે.

,, ૩૧ ફ્રાન્સ તથા થાઇલેન્ડ વચ્ચે યુદ્ધવિરામ પર સહી થાય છે. બ્રિટિશસૈન્ય ડર્નાનો કબજો લે છે.

ફેબ્રુ. ૧ તંત્રીપરિષદની સ્ટેન્ડીંગ કમીટી દીલ્હીમાં મળે છે. એગર્ડાટ તથા બરેન્ટુ માટે સખત યુદ્ધ.
,, ૨ પટ્ટા તથા ધીરાણુ બિલ કમીટી પાસે જુબાની આપવા મી. વિલ્કિને પાછા બોલાવવામાં આવે છે.
,, ૩ બ્રિટિશ સૈન્ય એગર્ડાટનો કબજો લે છે. તંત્રીપરિષદ સલાહની રીતિનું સૂચન કરે છે તથા હરિજનપત્રોનું પુનઃ પ્રકાશન ચાલુ કરવા વિનંતિ કરે છે.
,, ૪ સર. પી. સી. રાયને સર વિલિયમ જોન્સ સ્મારકચંદ્રક આપવામાં આવે છે. આમસભામાં ભાષણ કરતાં મી. ઇડન, ઇથિઓપિયા પર શહેનશાહના હક્કનું પ્રતિપાદન કરે છે.
,, ૫ સંસ્થાનમંત્રી લૉર્ડ લોઇડનું મૃત્યું. હિંદ-બર્મા વેપારી વાતચિત દીલ્હી ખાતે શરૂ થાય છે.
,, ૬ આમસભામાં પ્રશ્નોના ઉત્તર આપતાં મી. એમરી ૮ મી ઑગસ્ટની જાહેરાતનો ફરીથી ઉલ્લેખ કરે છે. સર કિંગ્સ્લી વૂડ યુદ્ધ સમય માટે એક અબજ સાઠ કરોડ પૌંડની માગણી કરે છે.
,, ૭ બ્રિટિશ સૈન્ય બેંગાઝીનો કબજો લે છે.
,, ૮ દેવું વાળવા બ્રિટિશ તીજોરીખાતું પાંચ હિંદી સ્ટર્લિંગ લોનની ખરીદી કરે છે. પ્રતિનિધિમંડળમાં ૨૬૦ વિરૂદ્ધ ૧૬૫ મતથી ધીરાણુ તથા પટ્ટાબિલ પાસ થાય છે.
,, ૯ બ્રિટન બુખારેસ્ટમાંથી પોતાના મંત્રીને પાછો બોલાવી લે છે.
,, ૧૦ પરદેશ સંબંધ કમીટી પાસે જુબાની આપતાં મી. વિલ્કિ બ્રિટનને વધારે અસરકારક મદદ આપવા અરજ કરે છે.
,, ૧૧ જાપાનમાં રહેતા અમેરિકનોને જાપાન છોડવા માટે તૈયાર રહેવાનું કહેવામાં આવે છે. જનરલ ફ્રાન્કો મુસોલિનીને મળે છે.
,, ૧૨ ધોરણુસર ડીક્રી બહાર પાડીને એડમિરલ દાર્લાને માર્શલ પેતાંના અનુગામી ઠરાવવામાં આવે છે.
,, ૧૩ જનરલ ફ્રાન્કો માર્શલ પેતાંને મળે છે. યુનાઇટેડ સ્ટેટસના કોન્સલ અધિકારીઓ અમેરિકનોને દૂરપૂર્વના દેશો છોડી જવાની સલાહ આપે છે.
,, ૧૪ મી. મત્સુકોઓ જાહેર કરે છે કે જાપાન-સોવિયેટ મંત્રણા ચાલુ છે.
,, ૧૫ નાઝીઓ યુગોસ્લોવિયાને ધરીકરારો પર સહી કરવાનું કહે છે. બલ્ગેરિયામાં જર્મન લશ્કરને દાખલ થવા દેવા સામે બ્રિટન બલ્ગેરિયાને ચેતવણી આપે છે.
,, ૧૬ અખિલ હિંદ હિંદુલીગ મડાગાંઠનો અંત લાવવા સરકારને અરજ કરે છે. સિંગાપોરના પૂર્વ તરફના પ્રવેશદ્વારોમાં સુરંગો નખાય છે.
,, ૧૭ બલ્ગેરિયા અને તુર્કી વચ્ચે એકબીજાની વચ્ચે ન આવવાના કરાર થાય છે.
,, ૧૮ રુઝવેલ્ટ પેસિફિકમાં રક્ષણાત્મક પટ્ટી જાહેર કરે છે.
,, ૧૯ જાપાન, લડાઇમાં સુલેહ કરવા માટે વચ્ચે પડવાની માગણી કરે છે.
,, ૨૦ હિંદુ મહાસભાને જવાબ આપતાં, જ્યાંસુધી મહાસભાની માગણીઓનો સ્વીકાર ન થાય ત્યાંસુધી મધ્યસ્થ ધારાસભાની પુનર્રચનામાં મહાસભા ભાગ ન લઈ શકે તેમ ગાંધીજી કહે છે.
,, ૨૧ મત્સુઓકા જાપાનની માગણીનો અસ્વીકાર કરે છે.
,, ૨૨ ટ્યુનિસમાંથી ઇટાલિયન લશ્કરને પસાર થવા દેવાની પેતાં ના પાડે છે.
,, ૨૩ યુનાઇટેડ સ્ટેટસના ૨૦૦ વિમાનો પેસીફીકમાં થઇને સિંગાપોર જાય છે.
,, ૨૪ બ્રિટિશ બ્રોડકાસ્ટિંગ કંપની મારફત બ્રોડકાસ્ટ કરતાં મડાગાંઠ માટે મી. એમરી મહાસભાને દોષ દે છે. માર્ચ અને એપ્રિલમાં મોટું દરિયાઇ યુદ્ધ થવાની હિટલર ધમકી આપે છે.
,, ૨૫ એડિસઅબાબાપર બોંબમારો. મી. એન્થની ઇડન તુર્કીની મુલાકાતે જાય છે.
,, ૨૬ પરદેશીઓની વસાહત સંબંધીના પ્રશ્નો પરના ડ્રાફ્ટ બિલને લંકાનું પ્રધાનમંડળ સંમતિ આપે છે.

ફેબ્રુ. ૨૭ આફ્રિકામાં જર્મન લશ્કર. જાપાનનું ફ્રાન્સ તથા થાઇલેન્ડને આખરીનામું.
,, ૨૮ ગાંધીજી અલ્લાહાબાદ ખાતે કમળા નહેરુ સ્મારક ઇસ્પિતાલ ખુલ્લી મૂકે છે. સ્પેનના આગલા રાજા આલ્ફોન્સોનું મૃત્યુ.
માર્ચ ૧ બલ્ગેરિયા ધરીસત્તા સાથે જોડાય છે.
,, ૨ જર્મન લશ્કરનો બલ્ગેરિયામાં પ્રવેશ.
,, ૩ બંગાળાની ધારાસભામાંથી મહાસભા પક્ષ નીકળી ગયો.
,, ૪ તુર્કીના પ્રમુખ હિટલરના ખાસ એલચીનું સ્વાગત કરે છે.
,, ૫ બ્રિટન બલ્ગેરિયા સાથેનો સબંધ તોડી નાખે છે.
,, ૬ સિંધના પ્રધાનમંડળનું રાજીનામું નવું પ્રધાનમંડળ સ્થાપવા મી. અલ્લાહબક્ષને બોલાવવામાં આવ્યા.
,, ૭ રાજા કેરોલ પોર્ટુગલ ભાગી જાય છે.
,, ૮ સેનેટ ધીરાણ અને પટ્ટાબિલ ૬૦ વિરુદ્ધ ૩૧ મતથી પસાર કરે છે.
,, ૯ સરકારના દમનનીતિના પગલાં સામે ધારાસભામાં વિરોધ.
,, ૧૦ કાઉન્સીલ ઑફ સ્ટેટમાં નામદાર સેનાપતિ, આફ્રિકામાં હિંદી લશ્કરે કરેલા કામને અંજલિ આપે છે. મહારાષ્ટ્ર ટીમ મદ્રાસને ૬ વિકેટે હરાવે છે.
,, ૧૧ સર સિકંદર નવી રાજકીય યોજનાનું સૂચન કરે છે. યુનાઇટેડસ્ટેટ્સ ( અમેરિકા )ના પ્રમુખ બ્રિટનને મદદ કરવાના બિલ પર સહી કરે છે.
,, ૧૨ સર શાહ મહમદ સુલેમાનનું અવસાન.
,, ૧૩ સર તેજબહાદુર સપ્રુના પ્રમુખપણા હેઠળ મુંબઇમાં બીનપક્ષી આગેવાનોની પરિષદ્ મળી.
,, ૧૪ વાઇસરોયની કાઉન્સીલમાં હિંદીસભ્યોને દાખલ કરવાની મુંબઇ પરિષદ્‌ની માગણી.
,, ૧૫ અમેરિકન ઐક્ય તથા નિશ્ચયની પ્રમુખ રુઝવેલ્ટ ફરીથી જાહેરાત કરે છે.
,, ૧૬ બર્લિનમાં ભાષણ કરતાં હિટલર, દેશ પાસે હજુ આકરા ભોગોની માગણી કરે છે. મી. કનૈયાલાલ મુન્શીને માંદગીને અંગે છોડી મુકવામાં આવ્યા.
,, ૧૭ દીલ્હીમાં નરેન્દ્ર મંડળની બેઠક વાઇસરોયે ખુલ્લી મૂકી. બ્રિટિશ સૈન્યે, બ્રિટિશ સોમાલીલેન્ડની રાજધાની બર્બેરા ફરીથી લીધું.
,, ૧૮ આટલાંટિક મહાસાગરમાં નાઝીવહાણો તથા યુ. બોટનો વિનાશ ચર્ચિલ જાહેર કરે છે.
,, ૧૯ ઢાકામાં ભયંકર કોમી હુલ્લડ પૂર્વ આબિસિનિયામાં બ્રિટિશસૈન્ય જીગજીગા પર ઘેરો ઘાલે છે.
,, ૨૦ યુગોસ્લાવિયાના પ્રધાન મંડળમાં ફાટફૂટ. પ્લીમથ પર ભયંકર હવાઇ હુમલો.
,, ૨૧ બ્રિટિશ સોમાલીલેન્ડમાં બ્રિટિશ લશ્કરે હર્ગીસાનો કબજો લીધો.
,, ૨૨ વડી ધારાસભા મહેસુલ બિલ પસાર કરે છે. મુસ્લીમ લીગે અને રાષ્ટ્રીય પક્ષે વિરુદ્ધ મત આપ્યો. સોવિયેટની તુર્કસ્તાનને અપાયેલ ખાત્રી.
,, ૨૩ મોસ્કોમાં મત્સુઓકા ધરીસુલેહને વળગી રહેવાની જાપાન તરફથી ખાત્રી આપે છે.
,, ૨૪ ધરીસુલેહમાં સહી ન કરવાની બ્રિટનની યુગોસ્લેવિયાને છેલ્લી વખતની ચેતવણી.
,, ૨૫ સર ફીરોઝખાન નૂન ન્યુયોર્ક પહોંચે છે. યુગોસ્લેવિયા ત્રિપક્ષી કરારમાં સહી કરે છે.
,, ૨૬ ધરીરાજ્યો સાથેની સુલેહમાં જોડાવા વિરુદ્ધ યુગોસ્લેવિયામાં દેખાવો.
,, ૨૭ આટલાન્ટિકનાં મથકો યુનાઇટેડસ્ટેટ્સ (અમેરિકા)ને પટે આપવાની લંડનમાં સહી થઇ. યુગોસ્લેવિયામાં રક્તહીન લડાયક પલટો.

માર્ચ ૨૮ લીગના પ્રતિનિધિઓ લશ્કરી સંસ્થાઓની મુલાકાતે જાય તેવી રક્ષણમંત્રીની માગણીનો મી. ઝીણાએ કરેલ અસ્વીકાર.

,, ૨૯ બેલ્ગ્રેડમાં થયેલ પલટા સંબંધી જર્મની ખુલાસો માગે છે. ફ્રેંચ તોપો બ્રિટિશ નૌકાદળ પર ગોળીબાર કરે છે.

,, ૩૦ આગેવાન પરિષદની સ્ટેન્ડીંગ કમીટીની દીલ્લીમાં બેઠક. મી. ઝીણા કાનપુરના ભાષણમાં ફરીથી પાકીસ્તાનની માગણી કરે છે.

,, ૩૧ સિંધના ગવર્નર પાકીસ્તાનની ઝાટકણી કાઢે છે.

એપ્રિલ ૧ યુગોસ્લેવિયાને નાઝી અલ્ટીમેટમ. ઇરિટ્રિયાની રાજધાની અસમારાનો બ્રિટિશ તથા હિંદી લશ્કરોનો ઘેરો.

,, ૨ ધરીરાજ્યોના પકડાયેલ વહાણોને મુક્ત કરવાની જર્મન તથા ઇટલિની માગણીનો કાડલ હલે કરેલ અસ્વીકાર. મિસિસ વિજ્યાલક્ષ્મી પંડિતનો છુટકારો.

,, ૩ હંગરિના પ્રધાન કાઉન્ટ ટેલેકિનો આપઘાત.

,, ૪ ઇરાકમાં આકસ્મિક રાજ્યક્રાંતિ (Coup D'etat) બ્રિટિશ લશ્કર બેન્ગાઝી ખાલી કરે છે.

,, ૫ વાઇસરૉયને મોકલવામાં આવેલ સપ્રુ મેમોરેન્ડમ પ્રગટ થયું. યુગોસ્લેવિયા તથા ગ્રીસ પર જર્મનીનો હુમલો.

,, ૬ એડિસ અબાબાનું પતન. સોવિયેટ–યુગોસ્લેવિયા કરાર પર સહી થઈ.

,, ૭ મુંબઈ પરિષદના ઠરાવની ચર્ચા માટે વાઇસરોય સર તેજબહાદુર સપ્રુને મળ્યા. સર કિંગ્સ્લી વૂડે નવા કરવેરાની દરખાસ્તો પેશ કરી.

,, ૮ યુગોસ્લેવિયાના રાજા પીટરને બધી શક્ય મદદની પ્રમુખ રૂઝવેલ્ટની ખાત્રી.

,, ૯ આફ્રિકામાં હિંદી લશ્કરનાં પરાક્રમોની મી. ચર્ચિલની પ્રશંસા. બ્રિટિશ સૈન્ય મસાવાનો કબજો લે છે.

,, ૧૦ યુનાઇટેડ સ્ટેટસ ગ્રીન્લેન્ડમાં હવાઇમથકોની સ્થાપના કરે છે. જર્મનો ક્રોટના નવા રાજ્યની જાહેરાત કરે છે.

,, ૧૧ અમેરિકન વહાણો માટે પ્રમુખ રુઝવેલ્ટ રાતા સમુદ્રને ફરીથી ખુલ્લો જાહેર કરે છે. ગ્રીસમાં નાઝીઓ સાથે બ્રિટિશ સૈન્ય સંપર્ક સાધે છે.

,, ૧૨ હંગરિનું યુગોસ્લેવિયા પર આક્રમણ. મી. ઝીણાના અધ્યક્ષપણા હેઠળ મુસ્લીમ લીગની મદ્રાસની બેઠક.

,, ૧૩ કોચીનના મહારાજાનું મૃત્યુ. સોવિયેટ–જાપાન બીનઆક્રમણના ઠરાવો પર સહી થઈ.

,, ૧૪ મદ્રાસમાં મળેલ મુસ્લીમ લીગની બેઠકના પ્રમુખપદેથી મી. ઝીણા મહાસભાને વખોડી કાઢે છે તથા પાકીસ્તાનની યોજનાનું પુનરુચ્ચારણ કરે છે. ડૉ. ટાગોરના જન્મદિનની ઉજવણી.

,, ૧૫ ચીનને મદદ આપવાની રાજનીતિથી, જાપાન સાથેના કરારોને અસર થતી નથી તેમ રશિયા માર્શલ ચીઆંગને ખબર આપે છે.

,, ૧૬ મેક્સિકોમાં ધરતીકંપ; લુફ્ટવાફથી લંડન પર થયેલ સખત બોંબમારો.

,, ૧૭ ગ્રીક લોકો આલ્બેનિયા ખાલી કરે છે; ગ્રીસમાં સખત યુદ્ધ

,, ૧૮ આથેન્સ અને કેરો પર બોંબમારો ચલાવવા માટે બ્રિટિશ ચેતવણી; શાહી વિમાનોનો બર્લિન પર મારો.

,, ૧૯ ફ્રાન્સ સંઘમાંથી નીકળી જાય છે; ગ્રીકના વડાપ્રધાનનો આપઘાત.

એપ્રિલ ૨૦ ઝીણાની પાકીસ્તાનની માગણીનો ડૉ. રાજેન્દ્રપ્રસાદનો જવાબ; અમદાવાદમાં હુલ્લડ.
,, ૨૧ ગાંધીજી અહિંસામાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરે છે અને સવિનયભંગ પાછો ખેંચી લેવા ના પાડે છે.
,, ૨૨ ગવર્નરોનો વહીવટ એક વર્ષ વધારે લંબાવવા માટે મી. એમરી આમ સભામાં ઠરાવ લાવે છે
,, ૨૩ ગ્રીક સૈન્ય શરણે થયું; મિત્રરાજ્યો નાઝી આક્રમણનો સામનો કરે છે.
,, ૨૪ ધરીરાજ્યો તથા ગ્રીસ વચ્ચે યુદ્ધવિરામ પર સહી થઈ; બ્રિટનને વળાવિયા વહાણો મોકલવાની કર્નલ નોક્સની જાહેરાત.
,, ૨૫ મુંબઈમાં કોમી હુલ્લડ; પોલીસે કરેલ ગોળીબાર.
,, ૨૬ ધરીરાજ્યોનાં લશ્કર ઇજીપ્તની સરહદ ઓળંગે છે.
,, ૨૭ જર્મનોનો આથેન્સમાં પ્રવેશ; ઇટાલિયનોની ડેસી ખાતે થએલ હાર.
,, ૨૮ સોલમ દુશ્મનોના કબજામાં; હવાઈખાતામાંથી કર્નલ લિન્ડબર્ગનું રાજીનામું.
,, ૨૯ ઉત્તર હિંદના ત્રણ શહેરોમાં થયેલ હુલ્લડો: સપ્રુ કમીટીનો મી. એમરીને જવાબ.
,, ૩૦ વિચિને તટસ્થ રહેવાની યુનાઇટેડ સ્ટેટસની ચેતવણી; જર્મની અને સ્પેન વચ્ચે વાટાઘાટ; જીબ્રાલ્ટરને ધમકી.
મે ૧ ઇરાકમાં નવા બ્રિટિશ લશ્કરના પ્રવેશ સામે ઇરાક સરકારનો વાંધો.
,, ૨ ચર્ચિલ પ્રધાનમંડળની પુનર્રચના કરે છે.
,, ૩ જનરલ સ્મટસ દક્ષિણ આફ્રિકાના લશ્કરને લિબિયા મોકલે છે.
,, ૪ ગાંધીજી સાથેનો પત્રવ્યવહાર સર તેજબહાદુર સપ્રુએ પ્રગટ કર્યો.
,, ૫ વૂડ્રો વિલ્સનના જન્મસ્થાનને પ્રમુખ રૂઝવેલ્ટ રાષ્ટ્રીય તીર્થધામ જાહેર કરે છે. તુર્કસ્તાનની વચ્ચે પડવાની માગણીનો બ્રિટન અસ્વીકાર કરે છે.
,, ૬ આમસભામાં યુદ્ધની પરિસ્થિતિ પર મી. ઇડન ચર્ચા શરૂ કરે છે.
,, ૭ આમસભા ૪૪૭ વિરુદ્ધ ત્રણ મતે સરકારમાં વિશ્વાસ દર્શાવે છે. વિચિ સરકાર બર્લિન સાથે નવા કરારો કરે છે.
,, ૮ બ્રિટનને સક્રિય મદદ આપવાની મી. વેન્ડલ વિલ્કિ અરજ કરે છે.
,, ૯ યુગોસ્લાવ તથા બેલ્જીયન સરકારનો સ્વીકાર કરવાની રશિયા ના પાડે છે.
,, ૧૦ હિટલરનો ડેપ્યુટી હેર હેસ જર્મનીથી નાસીને સ્કોટલેન્ડ પહોંચે છે.
,, ૧૨ શાહી વિમાનદળનો દુશ્મનના નાકા પર હલ્લો.
,, ૧૩ આમસભા નવા મકાનમાં મળી.
,, ૧૪ વિચિ નાઝીશરતોનો સ્વીકાર કરે છે: શાહીવિમાનીદળનો હેલી ગોલેન્ડ પર હલ્લો.
,, ૧૫ ઇરાકમાં જર્મન હવાઈ દળ; દાર્લાંની શરતોને પેતાં સંમતિ આપે છે.
,, ૧૬ હિટલર સાથેની વિચિની સમાધાનીનો પ્રમુખ રૂઝવેલ્ટે કરેલો તિરસ્કાર.
,, ૧૭ માઈસોરના દિવાન તરીકે સર મિરઝા ઇસ્માઇલની નિવૃત્તિ તથા તેમની જગ્યાએ મી. એન. માધવરાવની નીમણુક. જર્મનો ઈરાકમાં યુદ્ધસામગ્રી મોકલે છે.
,, ૧૮ વિચિ સરકારનો પ્રમુખ રૂઝવેલ્ટને જવાબ.
,, ૧૯ શ્રી એસ. શ્રીનિવાસ આયંગરનું મૃત્યુ; એબિસિનિયામાં ઈટાલિયન લશ્કર શરણે થયું.
,, ૨૦ ૧૦,૦૦૦ ફ્રેન્ચ કેદીઓની મુક્તિની વિચિની જાહેરાત.
,, ૨૨ મી. ઇડનની વિચિને ચેતવણી.
,, ૨૩ શ્રી. કેરલવર્માનો કોચીનના રાજા તરીકે અભિષેક: જનરલ સ્મટસને તેની ૭૧ મી વર્ષગાંઠે ફીલ્ડ માર્શલ બનાવવામાં આવ્યા.

મે ૨૪ બ્રિટનની લડાયક ક્રુઝર એચ. એમ. એસ. હૂડને ગ્રીન્લેન્ડના કાંઠાથી દૂર ડુબાડી દેવામાં આવી.

,, ૨૫ ગ્રીસના રાજા જ્યોર્જ તથા ગ્રીક સરકારે ઇજીપ્ત જવા માટે ક્રીટનો ત્યાગ કર્યો.

,, ૨૬ કોચીનના દીવાન સર આર. કે. ષણ્મુખમ ચેટીઆરે નિવૃત્ત થવાની રજા માગી.

,, ૨૭ ક્રીટમાં સખત યુદ્ધ: બ્રિટિશ નૌકાદળે 'બિસ્માર્ક'ને ડુબાડી.

,, ૨૮ પ્રમુખ રુઝવેલ્ટે રાષ્ટ્રીય કટોકટીની સ્થિતિ જાહેર કરી. નૌકાસૈન્ય કે સંસ્થાનો સોંપી દેવામાં નહિ આવે તેવી વિચિ અમેરિકાને ખાત્રી આપે છે.

,, ૨૯ ડી વેલેરાની ચેતવણીને અંગે બ્રિટિશ સરકાર ઉત્તર આયર્લેન્ડમાંથી ફરજીયાત લશ્કરી ભરતી પાછી ખેંચી લે છે.

,, ૩૦ તંત્રીપરિષદની સ્ટેન્ડીંગ કમીટીની સીમલામાં બેઠક.

,, ૩૧ ઇરાકી બળવાખોરો બ્રિટન સાથે તહનામું કરે છે.

જૂન ૧ ક્રીટમાંથી શાહી સૈન્ય પાછું ખેંચી લેવામાં આવે છે.

,, ૨ પેતાં સરકાર દાર્લાંની યોજનાની ચર્ચા કરે છે; હિટલર બ્રેન્નર ખાતે મુસોલિનીને મળે છે.

,, ૩ જર્મનો સિરિયામાં પ્રવેશ કરે છે.

,, ૪ જર્મનીના કૈઝરનું મૃત્યુ; એલેકઝાંડ્રિયા પર બોંબમારો.

,, ૫ બ્રિટિશ મજુરપક્ષની વાર્ષિક પરિષદ સુલેહની શરતો સંબંધી કારોબારીના મેમોરન્ડમને સંમતિ આપે છે; ખાકસાર સંસ્થા ગેરકાયદેસર જાહેર થઇ.

,, ૬ રક્ષણ માટેની સલાહકાર કમીટીની સ્થાપના; સુલેહની માગણીની અફવાનો રુઝવેલ્ટનો ઇન્કાર.

,, ૭ મંત્રણા કરવા સર સ્ટેફર્ડ ક્રિપ્સ લંડન પાછા ફર્યા; જર્મનોએ સાઇપ્રસના કાંઠા પર સુરંગો નાખી.

,, ૮ સ્વતંત્ર ફ્રેન્ચ દળોએ તથા બ્રિટિશ લશ્કરે સિરિયામાં પ્રવેશ કર્યો; એલેકઝાંડ્રા ખાલી કરવામાં આવ્યું.

,, ૯ તુર્કી સિરિયાથી જુદું પડી ગયું.

,, ૧૦ આમનીસભાની ટીકાનો ચર્ચિલે જવાબ આપ્યો. ઇટલી આખા ગ્રીસનો કબજો લેશે તેવી મુસોલિનીની જાહેરાત.

,, ૧૧ ધીરાણ તથા પટ્ટાબીલના કામકાજનો રિપોર્ટ પ્રમુખ રુઝવેલ્ટે રજુ કર્યો.

,, ૧૨ લંડનમાં મળેલ મિત્રરાજ્યોની પરિષદે હિટલર સાથે છેવટ સુધી લડી લેવાનો નિર્ણય કર્યો.

,, ૧૩ જી. એસ. બાજપાઇના પ્રમુખપણા હેઠળ હિંદી પ્રતિનિધિમંડળ બર્મા જવા ઉપડયું; મિત્ર-રાજ્યોના લશ્કરનો દમાસ્કસ પર ઘેરો.

,, ૧૪ ધરીરાજ્યોની મિલ્કત સ્થગિત કરવાનો રુઝવેલ્ટનો હુકમ.

,, ૧૫ જાપાની નૌકાસૈન્યની દક્ષિણ તરફ હિલચાલ; જર્મનીની તુર્કીને ખાત્રી.

,, ૧૬ અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં જર્મન એલચીખાતું બંધ થયું.

,, ૧૭ જર્મની–તુર્કી કોલકરારો થયા; સિરિયામાં મિત્રરાજ્યોના હુમલા સામે વિચિનો સામનો.

,, ૧૮ રંગૂનમાં હિંદ–બર્મા કોન્ફરન્સ.

,, ૧૯ જર્મનીમાં યુનાઇટેડ સ્ટેટસનું એલચીખાતું બંધ થયું; પ્રમુખ રુઝવેલ્ટને ઓક્સફર્ડ ડોકટરેટ આપવામાં આવી.

,, ૨૦ જર્મનીની રીતભાત પ્રત્યે મી. રુઝવેલ્ટ ક્રોધ પ્રદર્શિત કરે છે.

,, ૨૧ વિઝાગાપટમમાં સિંધિયા કંપનીના વહાણ બાંધવાના યાર્ડનો ડૉ. રાજેન્દ્રપ્રસાદે પાયો નાખ્યો.

,, ૨૨ જર્મનીનું રશિયા પર આક્રમણ; બ્રોડકાસ્ટદ્વારા ચર્ચિલ રશિયાને મદદની ખાત્રી આપે છે.

જૂન ૨૩ લિથુઆનિયા સોવિયેટમાંથી જુદું પડે છે. યુનાઇટેડ સ્ટેટસની સરકાર સોવિયેટ પરના જર્મનીના આક્રમણને ધિક્કારે છે.

,, ૨૪ બાલ્ટિકમાં દરિયાઈ યુદ્ધ; આમસભામાં ચર્ચા; મી. ઇડન સોવિયેટ પ્રત્યેના બ્રિટિશ વલણની રૂપરેખા સમજાવે છે.

,, ૨૫ સ્વીડન જર્મન લશ્કરને પસાર થવા દેવા કબુલ થાય છે, લેનિનગ્રાડ સળગી ઉઠયું; જર્મનોનો વિલ્નામાં પ્રવેશ.

,, ૨૬ જર્મનીનું આઠ બાજુથી આક્રમણ.

,, ૨૭ હિંદના જુદા જુદા ભાગોમાં ધરતીકંપના આંચકા; ગાંધી–મુન્શી પત્રવ્યવહાર પ્રગટ થયો.

,, ૨૮ મિન્સ્કથી આગળ જર્મનોને વધતા રશિયા અટકાવે છે.

,, ૨૯ વિચિ સોવિયેટ સાથેનો સંબંધ તોડી નાખે છે; નેશનલ લિબરલ ફેડરેશનની કાઉન્સીલ પુનામાં મળી.

,, ૩૦ લિબો કબજે લીધાનો જર્મનીનો દાવો; પોલંડના પિઆનિસ્ટ તથા રાજદ્વારી આગેવાન પેડરેવ્સ્કિનું મૃત્યુ.

જુલાઈ ૧ સર. સી. વાય. ચિંતામણિનું મૃત્યુ. સ્ટેલિનના પ્રમુખપણા હેઠળ મોસ્કોમાં રક્ષણકમીટીની સ્થાપના.

,, ૨ સર ઝફરૂલ્લાહખાનની ફેડરલ કોર્ટના ન્યાયાધીશ તરીકે નિમણૂક.

,, ૩ સર આર્ચીબાલ્ડ વેવલની હિંદના સેનાધિપતિ તરીકે નિમણૂક થઈ. દુશ્મનોએ લિથુઆનિયા, લેટવિયાના કેટલાક ભાગો, શ્વેત રશિયા તથા પશ્ચિમ યુક્રેનનો કબજો લીધાની સ્ટેલિને કરેલી કબુલાત.

,, ૪ સ્વાતંત્ર્યદિને પ્રમુખ રુઝવેલ્ટે બ્રોડકાસ્ટ કર્યું.

,, ૫ મી. ઇડન બ્રિટનના લડાયક હેતુની વ્યાખ્યા આપે છે.

,, ૬ લેનિનગ્રેડ ઉપરનો જર્મન ધસારો અટકાવાયો.

,, ૭ યુનાઇટેડ સ્ટેટસનું દરિયાઈ લશ્કર આઇસલેન્ડનો કબજો લે છે. સિરિયામાં યુદ્ધ તહકુબી સંબંધી વિચિ તથા બ્રિટિશ સરકાર વિચારોની આપ લે કરે છે. સર એચ. પી. મોદી અને સર સુલતાન અહમદ મધ્યસ્થ સરકારમાં જોડાયા.

,, ૮ પેરુ અને એકવાડોર વચ્ચે સંઘર્ષણ; સ્ટેલિન લાઇન પર સખત યુદ્ધ.

,, ૯ જર્મન અને રુમાનિયન લશ્કરો આખા બેસરેબિયાનો કબજો લે છે; અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસ આઇસલેન્ડમાં દરિયાઈ મથક સ્થાપે છે.

,, ૧૦ સોવિયેટ સેવામિશન લંડન પહોંચે છે; મી. ઇડન તેનું સ્વાગત કરે છે; હિંદના સેનાધિપતિ ઇરાકનું રક્ષણ સંભાળી લે છે; લેપલમાં રશિયનોએ મોટી જીત મેળવ્યાના ખબર આવ્યા.

,, ૧૧ આયરના તટસ્થ રહેવાના નિશ્ચયની મી. દ વેલેરાએ ફરીથી કરેલી જાહેરાત; બલ્ગેરિયામાં લશ્કર ભેગું કરવાના ખબર.

,, ૧૨ હિંદના નવા સેનાપતિ સર એ. વેવલ સીમલા આવી પહોંચ્યા.

,, ૧૩ એંગ્લો–સોવિયેટ કરારો કરવામાં આવ્યા.

,, ૧૪ સત્યાગ્રહ કરવા માટે શ્રી. વિનોબા ભાવેની ત્રીજી વખત ધરપકડ કરવામાં આવી.

,, ૧૫ રશિયા બ્રિટનનું મિત્ર હોવાની મી. ચર્ચિલ આમસભામાં ખાત્રી આપે છે.

,, ૧૬ જાપાનના પ્રધાન મંડળનું રાજીનામું; પ્રિન્સ કોનોય નવું પ્રધાન મંડળ રચે છે.

જુલાઈ ૧૭ હિંદી સંરક્ષણ કમીટીના સલાહકાર સભ્યોની નવા સેનાપતિ સર આર્ચીબાલ્ડ વેવલે કરેલી જાહેરાત.
,, ૧૮ હિંદી ખ્રિસ્તીઓના આગેવાન વર્ધા ખાતે મહાત્મા ગાંધીજીને મળી લઘુમતિના પ્રશ્નની ચર્ચા કરે છે.
,, ૧૯ સર આર. કે. ષણ્મુખચેટ્ટી અમેરિકા જવા માટે કલકત્તાથી વિમાન દ્વારા રવાના થાય છે.
,, ૨૦ યુનાઈટેડ સ્ટેટસ અમેરિકામાં સર ગિરજાશંકર બાજપાઈની એજન્ટ જનરલ તરીકે નિમણૂક.
,, ૨૧ યુનાઈટેડ સ્ટેટસના હિંદ ખાતેના કમીશનર તરીકે પ્રમુખ રૂઝવેલ્ટે મી. ટી. એમ. વિલ્સનની નિમણૂક કરી; જનરલ સર મેઈટલેન્ડ વિલ્સને સિરિયામાં લશ્કરી કાયદાની જાહેરાત કરી. વાઈસરૉયની કારોબારી સભાના વિસ્તારની જાહેરાત કરવામાં આવી. રાષ્ટ્રીય સરંક્ષણ કમીટીના સભ્યોના નામ પણ જાહેર થયા.
,, ૨૨ હિંદ-બર્મા કરાર પ્રગટ થયા; હિંદ પર શ્વેતપત્ર પ્રગટ થયો.
,, ૨૩ જાપાને હિંદીચીનને આખરીનામું આપ્યું.
,, ૨૪ યુનાઈટેડ સ્ટેટસ અમેરિકાની પ્રતિનિધિસભાએ ૨૪૪૦ લાખ ડૉલરનું બિલ મંજુર કર્યું.
,, ૨૫ યુનાઈટેડ સ્ટેટસ અમેરિકા જાપાન સામે વળતાં પગલાં લે છે;
,, ૨૬ યુનાઈટેડ સ્ટેટસના પેસિફિકના કાફલાની અજ્ઞાત સ્થળે રવાનગી; પૂના ખાતે આગેવાનોની મળેલી પરિષદ; રાઈટ ઑન. ડૉ. સપ્રુ પ્રમુખપદ લે છે.
,, ૨૭ નામદાર નિઝામની કાઉન્સીલના પ્રમુખ તરીકે છત્રીના નવાબની થયેલ નિમણૂક.
,, ૨૮ જાપાનનું લશ્કર હિંદીચીનમાં ઉતર્યું.
,, ૨૯ પ્રખ્યાત પ્રોફેસર હેન્શોફરે આપઘાત કર્યો.
,, ૩૦ ડચ ઈસ્ટ ઇન્ડિઝ જાપાનને તેલ પુરૂં પાડવાની ના પાડે છે.
,, ૩૧ સાઈબીરીઆની સરહદ પર જાપાની લશ્કરની હિલચાલ.
ઑગસ્ટ ૧ હિંદ વિષે આમસભામાં ચર્ચાઃ ઇજીપ્તમાં રાષ્ટ્રીય સરકારની સ્થાપના.
,, ૨ અમેરિકાની વિચિને ચેતવણી. જાપાનમાં હિંદી મિલકત સ્થગિત થઈ.
,, ૩ રાઈટ ઑન. ડૉ. જયકર મહાસભાને મડાગાંઠનો અંત લાવવા અપીલ કરે છે.
,, ૪ નરેન્દ્ર મંડળની સ્ટેન્ડીંગકમીટી જામસાહેબના પ્રમુખપણા હેઠળ મુંબઈમાં મળી.
,, ૫ સુએઝ વિસ્તાર પર હલ્લો. રશિયા અને અમેરિકા વચ્ચે નવા વેપારી કરારો પર સહી થઈ.
,, ૬ મૌલાના અબુલકલામ આઝાદે મહાસભાની નીતિમાં ફેરફાર કરવાની વિનતિ કરી.
,, ૭ ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનું મૃત્યુ. થાઈલેન્ડમાં ટોકિયોની હિલચાલ.
,, ૮ જર્મનોને ઇરાનમાંથી હાંકી કાઢવા સંબંધી જર્મનીની ઈરાનને ચેતવણી; બ્રુનો મુસોલિનીનું અકસ્માતમાં મૃત્યુ; ન્યુ ઈંગ્લંડના કાંઠાથી દૂર કોઈ સ્થળે પ્રમુખ રુઝવેલ્ટ અને ચર્ચિલનો રુઝવેલ્ટની યાટ પર મેળાપ
,, ૯ હવાઈલાઇન સ્થાપવા માટે નૉર્વેના ખેડુતોની જમીન નાઝીઓએ જપ્ત કરી.
,, ૧૦ જર્મન લશ્કરો સામે યુગોસ્લેવિયન બળવો.
,, ૧૧ લંડનના રાષ્ટ્રીય વેપારીસંઘો મળીને હિંદી રાષ્ટ્રીય ચળવળ માટે સહાનુભૂતિ દર્શાવે છે તથા તેને ટેકો આપે છે.
,, ૧૨ હિંદના માજી વાઈસરૉય લૉર્ડ વિલિંગ્ડનનું મૃત્યુ; તુર્કીને એંગ્લો સોવિયેટ ખાત્રી.
,, ૧૩ બ્રિટનનાં રખેવાળ વહાણો દૂર પૂર્વમાં પહોંચે છે.
,, ૧૪ કોઈ અજાણી વ્યક્તિના હાથે જાપાનના પ્રધાન બેરન હિરાનુમાનું ખૂન થયું.
,, ૧૫ મોરક્કામાં સોવિયેટ પોલિશ લડાયક કરારો થયા.

ઑગસ્ટ ૧૬ એંગ્લો–સોવિયેટ વેપારીકરારો પર સહી થઈ.

,, ૧૭ મોટી સંખ્યામાં જાપાનીસ લોકો થાઈલેંડમાં આવ્યા.

,, ૧૮ મી. રુઝવેલ્ટને મળીને મી. ચર્ચિલ લંડન પાછા આવ્યા.

,, ૧૯ કેનેડાના વડાપ્રધાન મી. મેકેન્ઝીકિંગ હવાઈવિમાન દ્વારા લંડન પહોંચ્યા. અમેરિકા ૧૯૪૩માં યુદ્ધ માટે યોજના કરી રહ્યું છે તેવી પ્રમુખ રુઝવેલ્ટની અમેરિકનોને ચેતવણી.

,, ૨૦ તબિયતના કારણે સરદાર પટેલનો છુટકારો.

,, ૨૧ ફેડરલ લોન એડમીનીસ્ટ્રેટર મી. જેસી જોન્સ રશિયાને અમેરિકાની લોન સંબંધી ખાત્રી આપે છે.

,, ૨૨ અહરારો સવિનયભંગ પડતો મૂકે છે; લૉર્ડ હાલિફાક્સ લંડન પાછા આવે છે.

,, ૨૩ જાપાન સાથેના વિચિના કરારો વિરૂદ્ધ સૈગોનના ફ્રેન્ચોનો વિરોધ. મી. એસ. સત્યમૂર્તિનો છૂટકારો.

,, ૨૪ બોર્ડ ઑફ ટ્રેડે જાપાન માલ મોકલવાનો પ્રતિબંધ કર્યો; મહાત્મા ગાંધીજી વર્તમાનપત્ર જોગ કરેલ નિવેદનમાં બર્મા કરારોની ઝાટકણી કાઢે છે. સીલોનના પ્રતિનિધિમંડળના નામોની જાહેરાત.

,, ૨૫ બ્રિટિશ અને સોવિયેટ લશ્કરોનો ઈરાનમાં પ્રવેશ.

,, ૨૬ સંરક્ષણ સમિતિમાંથી મુસ્લીમ વડાપ્રધાનોએ રાજીનામા આપવાનો મુસ્લીમ લીગે ઠરાવ કર્યો.

,, ૨૭ લેડિ વોસ્ટૉક મારફત યુનાઈટેડ સ્ટેટસના પુરવઠાને આવતો અટકાવવો તે મૈત્રીના કરારોનો ભંગ થશે તેવી રશિયાએ જાપાનને ચેતવણી આપી. માજી પ્રધાન લાવલ પર થયેલ ગોળીબાર. હુમલો કરનારની ધરપકડ થઈ.

,, ૨૮ ઈરાન સામે થવાનું બંધ કરવા નિર્ણય કરે છે; જાપાનના એલચી પ્રમુખ રુઝવેલ્ટ તથા કોર્ડલ હલ સાથે મસલત કરે છે.

,, ૨૯ ઑસ્ટ્રેલિયાના વડાપ્રધાન મેન્ઝીસનું રાજીનામું; મી. ઝીણા વાઈસરૉય સાથેનો પત્રવ્યવહાર પ્રગટ કરે છે.

,, ૩૦ હિટલર મુસોલિનીની પૂર્વના મોરચા પર મુલાકાત; રશિયનોએ નીપરનો બંધ તોડી નાખ્યો.

,, ૩૧ સર તેજબહાદુર સપ્રુએ કલકત્તામાં સર સુરેન્દ્રનાથ બેનરજીનું બાવલું ખુલ્લું મૂકયું.

સપ્ટે. ૧ અમેરિકન મજુરો તથા વેપારીઓને રુઝવેલ્ટની જુસ્સાદાર અપીલ; મોસ્કો, જર્મનીના હુમલા સામે અંકારાને ચેતવણી આપે છે.

,, ૨ લેનિનગ્રેડ માટેનું યુદ્ધ; હિંદ–બર્મા કરારમાં પહેલી તકે સુધારા કરવાની બંગાળ ધારાસભાની માગણી; હિંદી પ્રતિનિધિમંડળ કોલંબો જવા ઉપડયું.

,, ૩ યુધ્ધની બીજી સંવત્સરી. ના. વાઈસરૉય, વડા સેનાધિપતિ તથા પ્રાંતિક ગવર્નરોનાં ભાષણો. સુલેહની ચોક્કસ શરતો માટે મોં. પેતાંની હિટલરને વિનતિ.

,, ૪ ચીનનું લશ્કર ફુઆવનો કબજો લે છે; લેનિનગ્રેડ આસપાસ મોટું યુધ્ધ.

,, ૫ સર સુલતાન આહમદે વાઈસરૉયની કાઉન્સીલના સભ્ય તરીકે હોદ્દો લીધો.

,, ૬ હિંદીપ્રતિનિધિમંડળનું કોલંબોમાં સ્વાગત થયું. ઓસ્લો બંદર પર શાહી વિમાનોનો હલો.

,, ૭ લેનિનગ્રેડ પ્રદેશમાં સખત યુધ્ધ; બર્માથી આવેલ પ્રતિનિધિ મંડળનું મદ્રાસમાં સ્વાગત થયું.

,, ૮ ત્રાવણકોર બેંક કેસના કેદીઓનો છુટકારો.

,, ૯ આમસભામાં મી. ચર્ચિલે આટલાંટિક જાહેરાતનો અર્થ સમજાવ્યો; મી. ફઝલુલ હકે સંરક્ષણ સમિતિ તથા લીગની કાઉન્સીલમાંથી રાજીનામું આપ્યું.

,, ૧૦ કોચીનના દીવાન તરીકે મી. ડિકસનની નિમણૂક; બર્મા સરકારે યુધ્ધપુરવઠા માટે તથા આર્થિક–યુધ્ધ માટે જુદું ખાતું સ્થાપ્યું.

સપ્ટે. ૧૧ હિંદ તથા બર્મામાં ચુંટણી મુલતવી રાખવાનું બિલ આમસભામાં પસાર થયું; મોલોટોવની બલ્ગેરિયાને ચેતવણી.
,, ૧૨ રૂઝવેલ્ટે બ્રોડકાસ્ટ દ્વારા ચેતવણી આપી કે આટલાંટિકમાં નાઝી હુમલો કરનારાઓને દેખતાં વેંત વીંધી નાખવામાં આવશે.
,, ૧૩ ધરી પ્રજાજનોને તહેરાન છોડી જવાનો હુકમ.
,, ૧૪ સર શાફત આહમદખાનની દક્ષિણ આફ્રિકા ખાતે હિંદના હાઈ કમિશનર તરીકે નીમણુક થઇ.
,, ૧૫ મદ્રાસમાં સર સી. પી. રામસ્વામી આયરે શ્રી. રાજગોપાલાચારીનું તૈલચિત્ર ખુલ્લું મૂકયું.
,, ૧૬ ઇરાનના શાહનો ગાદીત્યાગ; તબિયતના કારણે શ્રી. ભુલાભાઇ દેસાઇને છોડી મૂકવામાં આવ્યા.
,, ૧૭ મિત્રરાજ્યોના લશ્કરોનો તહેરાનમાં પ્રવેશ; નવા શાહે બંધારણપૂર્વક રાજ્ય ચલાવવાનું વચન આપ્યું.
,, ૧૮ ગાંધીજયંતી સપ્તાહની અમદાવાદમાં શરૂઆત.
,, ૧૯ જર્મન લશ્કરોનો કીવમાં પ્રવેશ; હિંદના યુદ્ધપ્રયાસને મી. એમરીની અંજલિ.
,, ૨૦ ઈથિઓપિયામાંથી ગુલામગીરી નાબૂદ થઇ; બર્મા સાથેના બજપાઇ કરારોનો અસ્વીકાર કરવા ગાંધીજીની સલાહ.
,, ૨૨ સિલોન પ્રતિનિધિમંડળ હિંદ પાછું ફર્યું. ના. વાઇસરૉયની મુદતમાં એપ્રિલ ૧૯૪૩ સુધીનો વધારો થયો.
,. ૨૩ જનરલ દ ગોલે સ્વતંત્ર ફ્રેન્ચ રાષ્ટ્રીય કમીટીની સ્થાપના કરી.
,, ૨૪ લંડનમાં મળેલ આંતરમિત્રપરિષદે આટલાંટિકની જાહેરાતને પસંદગી આપી.
,, ૨૫ સીંક પોર્ટસના લૉર્ડ વોર્ડન તરીકે મી. ચર્ચિલની નિમણૂક થઇ.
,, ૨૬ લંડનમાં વૈજ્ઞાનિકોની પરિષદ; ક્રીમિયામાં જર્મન ભય.
,, ૨૭ ઇરાનના માજી શાહે દક્ષિણ અમેરિકા જવા માટે ઇરાન છોડયું; શ્રી. એમ. એસ. અણે વર્ધામાં મહાત્મા ગાંધીજીને મળ્યા.
,, ૨૮ રાજા સર અન્નમલૈચેટીની ષષ્ટિઅબ્દપૂર્તિને ગે સાડાત્રણ લાખ રૂપીઆની નવાજેશની જાહેરાત કરવામાં આવી.
,, ૨૯ રશિયાપર આક્રમણ કરવા માટે બલ્ગેરિયા તથા ઇટલી પર જર્મનીનું દબાણ.
,, ૩૦ ઝેકોસ્લોવેકિયામાં કટોકટીની પરિસ્થિતિ જાહેર કરવામાં આવી.
ઓકટો. ૧ પંજાબના વડા પ્રધાન સર સીકંદરે, 'ડુમિનિયન સ્ટેટસ' માટે સમય મર્યાદાની માગણી કરી; મોસ્કોમાં ત્રિપક્ષી પરિષદની પૂર્ણાહૂતિ.
,, ૨ ગાંધીજીની ૭૩મી વર્ષગાંઠની ઉજવણી; ચૂંટણી મુલતવી રાખવા માટે શહેનશાહે સંમતિ આપી.
,, ૩ બર્લિનમાં ભાષણ કરતાં, હિટલરે રશિયા સાથેના યુદ્ધને ન્યાયી ગણાવ્યું; ઑસ્ટ્રેલિયામાં ફેડન સરકારે રાજીનામું આપ્યું.
,, ૪ આંતરરાષ્ટ્રીય મજુરપરિષદ માટે હિંદના પ્રતિનિધિ મંડળની જાહેરાત; દક્ષિણ આફ્રિકામાં હિંદ માટેના હાઈકમીસ્નર તરીકે સર શફત અહમદખાનની નિમણૂક.
,, ૫ દક્ષિણ આટલાંટિકમાં ભયંકર દરિયાઈ યુદ્ધની જાહેરાત; ઑસ્ટ્રેલિયામાં મી. કર્ટિને નવું પ્રધાન-મંડળ રચ્યું.
,, ૬ રાષ્ટ્રીય સંરક્ષણ કમીટીની પહેલી બેઠક સમક્ષ ના. વાઇસરૉયનું ભાષણ.
,, ૭ સ્મોલેન્સક પ્રતિ જર્મનોની આગેકૂચ.

ઑક્ટો. ૮ મી. ડફ કૂપરનું કલકત્તામાં આગમન.

,, ૯ જર્મની-તુર્કીના વેપારીકરારો પર સહી થઈ; મી. ચર્ચિલની આટલાંટિક જાહેરાતને મી. એમરીનો ટેકો.

,, ૧૦ રશિયા સાથે ધીરાણ તથા પટ્ટાના સિદ્ધાંતનો બ્રિટને કરેલ સ્વીકાર.

,, ૧૧ મોસ્કો માટેનું યુદ્ધ: જર્મનોએ આગલી હરોળ ભેદી નાખી; બલ્ગેરિયામાં લશ્કર એકઠું થાય છે.

,, ૧૨ બર્મા-હિંદ કમિશનનો રિપોર્ટ પ્રગટ થયો.

,, ૧૩ ગાંધીજીની સત્યાગ્રહ સંબંધી સ્પષ્ટતા; રશિયનોએ મેરીઉપ ખાલી કર્યું.

,, ૧૪ સર ગિરજાશંકર બાજપાઇ અમેરિકાના યુનાઇટેડસ્ટેટસ જવા માટે ઉપડયા.

,, ૧૫ 'ટાઈમ્સ'માં સર ફ્રાન્સિસ યંગહસબંડ હિંદ સંબંધી બ્રિટિશ નીતિની ઝાટકણી કરે છે.

,, ૧૬ હિંદ-લંકા વાટાઘાટનો સંયુક્ત રિપોર્ટ પ્રગટ થયો.

,, ૧૭ ધી રાઇટ ઑન. એમ. આર. જયકરના બદલે સર એમ. માધવન નાયરની પ્રિવિ કાઉન્સિલર તરીકે નિમણૂક થઈ.

,, ૧૮ જાપાનમાં જનરલ ટોજોએ નવું પ્રધાનમંડળ રચ્યું.

,, ૧૯ મધ્યસ્થ ધારાસભામાંથી ડૉ. સત્યપાલનું રાજીનામું.

,, ૨૦ રાજકીય પરિસ્થિતિની વિચારણા માટે મહાસભાના નેતાઓ વર્ધામાં મળ્યા.

,, ૨૧ અમેરિકાએ રશિયાને દારૂગોળો ઉધાર આપવાનું નક્કી કર્યું.

,, ૨૨ બર્માના વડા પ્રધાન ઑન. યુ. સૉ ચર્ચિલને મળ્યા: યુદ્ધની પરિસ્થિતિની ચર્ચા માટે જાપાનનું નવું પ્રધાનમંડળ મળ્યું.

,, ૨૩ બર્મા-હિંદ ડેપ્યુટેશનના સભ્યોએ ધારાસભાના સભ્યોની મુલાકાત લીધી: ક્રિમિયાપર નાઝી હલ્લો. યુનાઇટેડ સ્ટેટસની સેનેટે ૫૯ વિરુદ્ધ ૧૬ મતે ધીરાણપટ્ટાનું બિલ પાસ કર્યું.

,, ૨૪ ફ્રાન્સમાં નાઝીઓ વેર લે છે.

,, ૨૫ શાહી વિમાનીદળનો હાર્ઈલેન્ડ પર હલ્લો; ખાર્કોવ લીધાનો જર્મનોનો દાવો.

,, ૨૬ ઇટલીના પ્રદેશખાતાના પ્રધાન સિઆનોને હિટલરે આપેલ મુલાકાત: સોવિયેટ લશ્કરોએ સ્ટૅલિનો ખાલી કર્યું; ઢાકા અને મુંબઈમાં કોમી હુલ્લડો.

,, ૨૭ દીલ્લીમાં ધારાસભાની બેઠક; મધ્યસ્થ ધારાસભામાંથી મુસ્લીમલીગ પક્ષ ચાલ્યો ગયો.

,, ૨૮ મી. બી. જી. ખેરને મુક્ત કરવામાં આવ્યા; હિંદુસ્તાનલીગની કારોબારી. મી. જમનાદાસ મહેતાના પ્રમુખપણા હેઠળ ન્યુ દીલ્લીમાં મળી: અમેરિકા સામનો કરવા તૈયાર હોવાની પ્રમુખ રૂઝવેલ્ટે નાઝીઓને આપેલ ચેતવણી.

,, ૨૯ 'આટલાન્ટિક ચાર્ટર'માંથી હિંદને બાતલ કરવાનાં કારણોની મી. એમ. એસ. અણેએ ધારાસભામાં સમજુતી આપી; ઑસ્ટ્રેલિયાના ખાસ પ્રતિનિધિ, સર અર્લપેઇજ લંડન પહોંચ્યા.

,, ૩૦ ક્રિમિયામાં પ્રવેશ કર્યાનો જર્મનોનો દાવો.

,, ૩૧ મહાસભાના કાર્યક્રમમાં ફેરફાર થવાનો નથી, તેવું ગાંધીજીનું નિવેદન.

નવે. ૧ વડીધારાસભાના મહાસભા પક્ષની સભા શ્રી. ભુલાભાઈ દેસાઈના પ્રમુખપણા હેઠળ દીલ્લીમાં મળી. મદ્રાસ ધારાસભાના સ્પીકર મી. બી. સાંબમૂર્તિનો છૂટકારો.

,, ૨ ચાલુ પરિસ્થિતિ વિષે રાઇટ ઑન. સપ્રુનું નિવેદન: જર્મનોનો ઓડેસાના ઘેરાનો દાવો.

,, ૩ રશિયા સામેનાં પગલાં બંધ પાડવા યુનાઇટેડ સ્ટેટસની ફિન્લેન્ડને ચેતવણી: ઓરિસામાં મિશ્ર પ્રધાનમંડળની રચના માટે પાર્લાકિમિડિના મહારાજાએ ગવર્નરની મુલાકાત લીધી.

નવે. ૪ ડેટ્રોઇટમાં લૉર્ડ હેલિફાક્સ સામે થયેલા દેખાવો; હિંદીચીનમાં જાપાનીસ લશ્કરની હિલચાલ.

„ ૫ જાપાનના એલચી વિમાનદ્વારા વૉશિંગ્ટન ગયા; સરદાર પટેલે ઓરીસા ધારાસભામાંથી શ્રી. મિશ્રના પ્રધાનમંડળને રાજીનામું આપવા કહ્યું.

„ ૬ અમેરિકાના યુનાઇટેડસ્ટેટસમાં એમ. લિટવિનોફની સોવિયેટ એલચી તરીકે નિમણૂક થઈ; પ્રમુખ રુઝવેલ્ટનું પરિષદમાં ભાષણ.

„ ૭ તટસ્થતાના કાયદાને અમેરિકાની સેનેટે ૪૯ વિરુદ્ધ ૩૮ મતે પસાર કર્યો.

„ ૮ મ્યુનિચમાં ભાષણ આપતાં રશિયામાં મેળવેલ વિજય સંબંધી હિટલર બણગાં ફૂંકે છે તથા બ્રિટનને આહ્વાન આપે છે.

„ ૯ દિલ્લીમાં મળેલ લિબરલ ફેડરેશનની વર્કીંગકમીટી હિંદ માટે સમાન દરજ્જાની માગણી કરે છે; દેવલીના નવા કેદીઓની મુલાકાત પછી મી. એન. એમ. જોશી ગૃહસચિવને મળ્યા.

„ ૧૦ ગૃહમંત્રી મી. ઈ. ક્રાવ્ન સ્મિથે જાહેર કર્યું કે સુભાષ બોઝ દુશ્મનને મળી ગયેલ છે; ડૉ. ગંગાનાથ ઝાનું મૃત્યુ.

„ ૧૧ હિંદ–સીલોનકરાર વિષે મહાત્મા ગાંધીજીનું નિવેદન.

„ ૧૨ કેદીઓની સાથે ન્યાયી તથા યોગ્ય વર્તન ચલાવવાની ગાંધીજીની માગણી; સત્યાગ્રહમાંથી છૂટેલા કેદીઓ ફરીથી સત્યાગ્રહ કરશે તેવી તેમણે કરેલી જાહેરાત.

„ ૧૩ પ્રતિનિધિ મંડળે ૨૧૨ વિરુદ્ધ ૧૯૪ મતે તટસ્થતાનું રીવીઝન બિલ પસાર કર્યું; દેવલીના નજરકેદીઓને ભૂખમરાની હડતાલ છોડી દેવાની અરજ.

„ ૧૪ બ્રિટનની નૌકા આર્કરૉયલ ડુબાડવામાં આવી; જયપ્રકાશ નારાયણે ભૂખમરાની હડતાળ છોડી.

„ ૧૫ હિંદની રેલવે કૉન્ફરન્સ એસોસીશનની બેઠક નવા દિલ્લીમાં મળી; પેસિફિકમાં યુદ્ધ અગર શાંતિનો નિર્ણય કરવા જાપાનની ડાયેટની તાકીદની સભા.

„ ૧૬ કેનેડાનું લશ્કર હોંગકોંગમાં આવી પહોંચ્યું.

„ ૧૭ મધ્યસ્થ ધારાસભામાં હિંદ–સીલોન રીપોર્ટની ચર્ચા. સર રોજર લમ્લી પછી મુંબઈના ગવર્નર તરીકે સર જૉન ડીલની નિમણૂકની જાહેરાત.

„ ૧૮ ધારાસભામાં, રાજકીય કેદીઓને છોડી મૂકવાના મી. જોશીના ઠરાવ વિષે ગૃહસચિવનું નિવેદન.

„ ૧૯ ઉત્તર આફ્રિકામાં વિચિના સેનાપતિ જનરલ વેંગાને ફરજંદ મળી; ચાલુ સ્થિતિ વિષે મી. એમરીનું નિવેદન.

„ ૨૦ લિબિયામાં બ્રિટિશ આક્રમણ શરૂ કર્યાની મી. ચર્ચિલની જાહેરાત; દિલ્લીમાં મળેલ મહાસભા પક્ષની સભા વિરોધ કરવાનો નિર્ણય કરે છે.

„ ૨૧ લિબિયામાં મહાન યુદ્ધની જાહેરાત; જર્મન લશ્કરને હાંકી કાઢવામાં આવ્યું.

„ ૨૨ બ્રિટિશ લશ્કરે બર્ડિયાનો કબજો લીધો; યુનાઇટેડ સ્ટેટસમાં કોલસાની હડતાલનો અંત; ખાણના કામદારોએ પ્રમુખ રુઝવેલ્ટની દરખાસ્તનો કરેલો સ્વીકાર.

„ ૨૩ દેવલીના નજરકેદીઓની ભૂખ હડતાલનો અંત; ઓરિસામાં નવા પ્રધાનમંડળની સ્થાપના.

„ ૨૪ ગોમ્બેટ બ્રિટિશોના કબજામાં આવ્યું; મી. કોર્ડલહલે બ્રિટન, ચીન, નેધરલેન્ડ અને ઓસ્ટ્રેલિયાના પ્રતિનિધિઓની પરિષદ બોલાવી.

„ ૨૫ અમેરિકન લશ્કરની ડચ ગિયાનામાં હિલચાલ; હિંદી લશ્કરે એગ્વિલાનો કબજો લીધો.

„ ૨૬ બર્લિનમાં ભાષણ આપતાં રિબનટ્રોપ સુલેહની હિલચાલની ના પાડે છે તથા જર્મન લશ્કરના બળની બડાઈ હાંકે છે.

નવે. ૨૭ કેદીઓને છોડવાનું ન્યુ દીલ્લીના હાથમાં હોવાની મી. એમરીએ આમસભામાં જાહેરાત કરી
,, ૨૮ હિંદની બ્રિટિશ નીતિનો મી. ઇડને કરેલ બચાવ; જાપાન અમેરિકન વાટાઘાટ નિષ્ફળ નીવડી
,, ૨૯ પૂર્વ એશિયામાં એંગ્લો-અમેરિકન લૂંટની જાપાનના પ્રધાને ઝાટકણી કાઢી.
,, ૩૦ થાઇલેન્ડ પર જાપાને આક્રમણ કર્યાના ખબર.
ડીસે. ૧ બંગાળાના પ્રધાનમંડળનું રાજીનામું; આંધ્રને જુદો પ્રાંત બનાવવા સંબંધી રાજાજી-ગવર્નર સમજાવે છે તેવા શ્રી. પ્રકાશના આરોપનો રાજાજીનો ઇન્કાર.
,, ૨ સિંગાપુર ખાતે મજબુત નૌકાદળનું આગમન.
,, ૩ લંડનમાં રહેતા યુનાઇટેડ સ્ટેટસના કોંગ્રેસવાદીઓએ હિંદને સ્વતંત્રતા આપવા બ્રિટિશ સરકારને અરજ ગુજારી.
,, ૪ પંડિત નહેરૂ, મૌલાના આઝાદ તથા બીજા રાજકીય કેદીઓનો છુટકારો.
,, ૫ મોસ્કોમાં સોવિયેટ-પોલિશ કરારો પર સહી થઇ; મી. ઝીણાએ ફઝલુલહક્ક પર મુકેલ આરોપ અને મી. હક્કનો જવાબ.
,, ૬ બ્રિટને ફિન્લેન્ડ તથા રુમાનિયા સામે યુદ્ધની જાહેરાત કરી; લિબિયામાં સખત યુદ્ધ.
,, ૭ જાપાને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસ સામે તથા બ્રિટન સામે યુદ્ધની જાહેરાત કરી. .
,, ૮ થાઇલેન્ડે જાપાનને જવાનો માર્ગ આપ્યો; હોનોલુલુ અને સિંગાપુર પર જાપાની હવાઇ હલ્લે
,, ૯ ઉત્તર મલાયામાં યુદ્ધ.
,, ૧૦ બ્રિટનની નવી યુદ્ધનૌકા 'પ્રિન્સ ઓફ વેલ્સ'ને ડુબાડવામાં આવી; જાપાનીઝ લોકો ફિલિપાઇનપર હલ્લો કર્યો.
,, ૧૧ જર્મની, ઇટલી તથા જાપાને યુદ્ધમૈત્રીના કરારો પર સહી કરી; હિટલરે અમેરિકાના યુનાઇ સ્ટેટસ સામે યુદ્ધ જાહેર કર્યું; મી. ફઝલુલ હક્કે બંગાળામાં નવું પ્રધાનમંડળ રચ્યું; હિં સંરક્ષણના કાયદા હેઠળ શ્રી. શરતબોઝની ધરપકડ કરવામાં આવી.
,, ૧૨ મોસ્કો નજીક જર્મન લશ્કરનો પરાજય થયો; યુનાઇટેડ સ્ટેટસના નૌકાકાફલાએ જાપાન યુદ્ધ જહાજોનો સામનો કર્યો; બંગાળાની ધારાસભાએ શરતબોઝને છોડી મુકવા અરજ કર
,, ૧૩ જાપાનનું લશ્કર લુઝોનમાં ઉતર્યું; લખનૌ વિશ્વવિદ્યાલયના પદવીદાન સમારંભમાં શ્રી. રાજ ગોપાલાચારીએ ભાષણ આપ્યું.
,, ૧૪ જાપાનના લશ્કરો બર્મામાં ઘુસી ગયા; હોંગકોંગ પ્રદેશમાં સખત યુદ્ધ.
,, ૧૫ કલકત્તાની એસોસીએટેડ ચેમ્બર્સ સમક્ષ વાઇસરોયનું ભાષણ; હોંગકોંગપર ઘેરો.
,, ૧૬ મી. એમરી હિંદી લશ્કર પર પ્રશંસાના પુષ્પો વેરે છે. મલાયામાં સખત યુદ્ધ.
,, ૧૭ હોંગકોંગના ગવર્નર જાપાનની દરખાસ્તોનો અસ્વીકાર કરે છે; જાપાનીઝ લોકો સારાવિક પહોંચી ગયા.
,, ૧૮ મિત્રરાજ્યોના લશ્કરોએ પોર્ટુગીઝ ટીમોરનો કબજો લીધો; પાસીફીકના નૌકાકાફલાની ત હવાઇના રક્ષણની યુનાઇટેડ સ્ટેટસે પુનર્રચના કરી.
,, ૧૯ જાપાનીઓએ હોંગકોંગમાં પ્રવેશ કર્યો. પિનાંગ ખાલી કરવામાં આવ્યું. મુંબઇના ભાષણ મૌલાના આઝાદે મહાસભા સમક્ષના પ્રશ્નની ચોખવટ કરી.
,, ૨૦ હિટલરે સત્તાના સૂત્રો સંભાળ્યાં; દૂર પૂર્વના પ્રધાન તરીકે મી. ડફ કૂપરની નિમણૂક થઇ.
,, ૨૧ મજુર પક્ષમાંથી ચારને નવા ઉમરાવો બનાવવામાં આવ્યા; જાપાન અને થાઇલેન્ડ વ બાંગકોક ખાતે દશ વર્ષના કરારો થયા.

ડીસે. ૨૨ મી. ચર્ચિલે વૉશિંગ્ટનમાં પ્રમુખ રુઝવેલ્ટ સાથે વાતચિત કરી.
,, ૨૩ મહાસભાની કારોબારી બારડોલીમાં મળી; રંગૂન ઉપર દુશ્મનોએ હલ્લો કર્યો.
,, ૨૪ ભાગલપુરમાં હિંદુ મહાસભાની બેઠક ભરાવાના વખતે શ્રી. વી. ડી. સાવરકર તથા બીજાઓની ધરપકડ કરવામાં આવી; બંગાળાને કટોકટીના પ્રાંત તરીકે જાહેર કરવામાં આવ્યો.
,, ૨૫ મનિલાને 'ખુલ્લું શહેર' જાહેર કરવામાં આવ્યું; હોંગકોંગ શરણે થયું.
,, ૨૬ ભાગલપુરના બનાવ સંબંધમાં વાઇસરૉયે વચ્ચે પડવા ના પાડી; રંગૂન પર બૉમ્બમારો; મદ્રાસમાં વિનીત અધિવેશન; આસામમાં કટોકટીની પરિસ્થિતિ જાહેર કરવામાં આવી.
,, ૨૭ દૂરપૂર્વમાં વડા સેનાધિપતિ તરીકે સર રૉબર્ટ બ્રુકસ પોફામને બદલે લેફ. જનરલ સર હેનરિ રોલ્ડ પાઉનલ નીમાયા.
,, ૨૮ મી. ઇડન મોસ્કોની મુલાકાતે ગયા; ફિલિપાઇન માટે યુદ્ધ.
,, ૨૯ ઇપો ખાલી કરવામાં આવ્યું; મી. ચર્ચિલ કેનેડામાં.
,, ૩૦ મહાસભાની કારોબારીની બેઠક પૂરી થઇ; ગાંધીજીને મહાસભાની આગેવાનીમાંથી મુક્ત કરવામાં આવ્યા; હવાઇટુકડીમાં જોડાવાની કર્નલ લિન્ડબર્ગની માગણી.
,, ૩૧ સિંગાપોરમાં લશ્કરીકાયદાની જાહેરાત થઇ.

## ૧૯૪૨ના બનાવો

જાન્યુ. ૧ બર્માના રક્ષણમાં ચીનનું લશ્કર ભાગ લે છે. મનિલાનું પતન.
,, ૨ ધરીરાજ્યો વિરુદ્ધની સત્તાઓ વૉશિંગ્ટનના સંયુક્ત નિવેદન પર સહી કરે છે.
,, ૩ જનરલ વેવલ દૂરપૂર્વના મોરચાનો એકત્ર હોદ્દો સંભાળે છે; સાચી રાષ્ટ્રીય સરકારની સ્થાપના માટે વિનીત આગેવાનો બ્રિટિશ વડાપ્રધાનને તાર કરે છે.
,, ૪ જાપાનીલોકો મલાયામાં આગળ પડતો મોરચો લે છે; ઑસ્ટ્રેલિઆના એરોડ્રોમ પર જાપાનીઓનો હલ્લો.
,, ૫ શ્રી. સાવરકર તથા હિંદુ મહાસભાના બીજા કેદીઓનો છૂટકારો.
,, ૬ યુનાઇટેડ સ્ટેટ્સ કોંગ્રેસમાં પ્રમુખ રુઝવેલ્ટ લડાઇમાં મિત્રરાજ્યોના હેતુનું પુનરુચ્ચારણ કરે છે; પંજાબના વડાપ્રધાન સર સિકંદર હયાતખાન મધ્યપૂર્વના મોરચા પર જવા ઉપડ્યા.
,, ૭ 'હરિજન' તથા બીજાં સાપ્તાહિકો ફરીથી શરુ કરવાની ગાંધીજીના નિર્ણયની જાહેરાત.
,, ૮ સર અકબર હૈદરીનું મૃત્યુ.
,, ૯ મદ્રાસના ગોખલે હૉલમાં 'હિંદુ'ના તંત્રી મી. કે. શ્રીનિવાસના ચિત્રની રાઇટઑન. શાસ્ત્રીએ અનાવરણ વિધિ કરી.
,, ૧૦ રશિયનોએ બાલાકલાવેનો કબજો લીધો; મી. ડફ કૂપર ઇંગ્લંડ પાછા ફર્યા.
,, ૧૧ જાપાનીઓએ નેધરલેંડના ઇસ્ટ ઇંડીઝ પર આક્રમણ કર્યું.
,, ૧૨ કુઆલા લામ્પુર ખાલી કરવામાં આવ્યું. નેધરલેન્ડઝ ઇસ્ટ ઇન્ડીઝનો જનરલ વેવલે ચાર્જ સંભાળ્યો.
,, ૧૩ ડચ ઇસ્ટઇન્ડિઝમાં તારાકાનનું સૈન્ય શરણે થયું.
,, ૧૪ ચાલુ વર્ષમાં મહાસભાની બેઠક ન ભરવાનો મહાસભાની કારોબારીએ કરેલો નિર્ણય.
,, ૧૫ અખિલ હિંદ મહાસભા સમિતિની વર્ધાની બેઠકમાં બારડોલીનો ઠરાવ મંજુર કરવામાં આવ્યો.
,, ૧૬ જનરલ સર એલન હાર્ટલિને હિંદના સેનાધિપતિ બનાવવામાં આવ્યા; ના. ડયુક ઑફ કોનોટનું મૃત્યુ.

જાન્યુ. ૧૭ મી. ચર્ચિલ ઇંગ્લંડ પાછા આવ્યા. અમેરિકા અને ઇંગ્લંડ વચ્ચે સંપૂર્ણ ઐક્યની જાહેરાત.
,, ૧૮ હિંદભરમાં રાનડેના જન્મની શતવર્ષીની ઉજવણી.
,, ૧૯ જાપાન સાથે સંબંધ રાખવા માટે બર્માના વડાપ્રધાન યુ સૉને અટકાયતમાં રાખવામાં આવ્યા.
,, ૨૦ સર પી ટુને નવું પ્રધાનમંડળ રચ્યું; મિત્રરાજ્યોની યુદ્ધનૌકા સિંગાપુરમાં આવી પહોંચી.
,, ૨૧ બનારસ હિંદુ યુનિવર્સિટીના રજતમહોત્સવમાં પદવીદાન વખતે મહાત્માજીએ ભાષણ આપ્યું; કેન્ટરબરીના આર્કબિશપ ડૉ. લેંગે રાજીનામું આપ્યું.
,, ૨૨ જાપાનીલોકોએ ન્યુગિની પર આક્રમણ કર્યું; જનરલ ટોજોએ ચાર મુદ્દાની કરેલી જાહેરાત; બંગાળાના અખાતમાં દુશ્મનોએ નુકશાન કર્યું.
,, ૨૩ જાપાનીઓનો ન્યુગિની તથા સોલોમન ટાપુઓના પ્રદેશમાં પ્રવેશ.
,, ૨૪ સ્મોલેન્સ્ક–લેનિનગ્રેડ મોરચા રશિયનોને ભેદી નાખ્યો.
,, ૨૫ ઑસ્ટ્રેલિયાની વિશિષ્ટ જરૂરીઆતો પર ધ્યાન આપવાનું મી. ચર્ચિલે વચન આપ્યું : થાઇલેન્ડે બ્રિટન તથા યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) સામે યુદ્ધની કરેલ જાહેરાત.
,, ૨૬ ઉત્તર ટાપુમાં અમેરિકન લશ્કર આવી પહોંચ્યું. હિંદભરમાં સ્વાતંત્ર્ય દિનની ઉજવણી.
,, ૨૭ આમસભામાં યુદ્ધનું અવલોકન કરતાં મી. ચર્ચિલે પ્રધાનમંડળમાં ફેરફાર કરવાની ના પાડી તથા વિશ્વાસની દરખાસ્ત માટે મતો માગ્યા.
,, ૨૮ બહાર મોકલેલ હિંદી સૈનિકોને હિંદના રક્ષણ માટે પાછા લાવવાનો બંગાળાની હિંદુ મહાસભાએ ઠરાવ કર્યો.
,, ૨૯ આમસભાએ ૪૬૪ વિરૂદ્ધ ૧ મતે વિશ્વાસની દરખાસ્ત પસાર કરી; બોર્નીઓની પશ્ચિમે જાપાનનું લશ્કર ઉતર્યું.
,, ૩૦ રંગુનમાં આકાશી યુદ્ધ.
,, ૩૧ બ્રિટિશ સૈન્ય મલાયાના દ્વિપકલ્પમાંથી સિંગાપુરના ટાપુમાં ખસ્યું.
ફેબ્રુ. ૧ સિંગાપુરનું યુદ્ધ. શહેરીઓને રાજાનો સંદેશ.
,, ૨ સર અતુલ ચેતરજી હિંદી પ્રધાનના સલાહકાર નીમાયા.
,, ૩ હિંદ વિષે અમીરસભામાં ચર્ચા; ઇજીપ્તના પ્રધાનમંડળનું રાજીનામું.
,, ૪ બ્રિટિશ પ્રધાનમંડળમાં ફેરફારો; યુદ્ધઉત્પાદન ખાતાના મંત્રી તરીકે લૉર્ડ બીવરબ્રુકની નિમણૂક
,, ૫ જાપાનીઓનો બર્મા પર હલ્લો: માર્તાબાનમાંથી સંરક્ષક સૈન્ય પાછું હઠયું.
,, ૬ વફ્દ પક્ષના આગેવાન નહાસ પાશાએ નવું પ્રધાનમંડળ રચ્યું: દીલ્લીમાં મળેલ ભાવનિયમન પરિષદે પ્રાદેશિક કમીટીઓ નીમવાની ભલામણ કરી.
,, ૭ યુદ્ધ પછી હિંદને સત્વર સ્વાતંત્ર્ય આપવાની સર સ્ટેફર્ડ ક્રિપ્સની માગણી.
,, ૮ સિંગાપુર ટાપુના ઉત્તર પશ્ચિમમાં જાપાની દળ ઉતર્યું. જનરલ વેવલે બર્માની લીધેલ મુલાકાત.
,, ૯ માર્શલ ચ્યાંગ, કાઇ–શેક મંત્રણા માટે દીલ્લી આવી પહોંચ્યા; સિંગાપુરનું યુદ્ધ.
,, ૧૦ સિંગાપુર પર હલ્લો; વધારે જાપાની દળ ઉતર્યું; પંડિત નહેરુ માર્શલ ચ્યાંગને મળ્યા.
,, ૧૧ શેઠ જમનાલાલ બજાજનું મૃત્યુ; દુશ્મનના હાથમાં ન પડવા દેવા માટે સિંગાપુરમાં ખાધાખોરાકી વિગેરેનો નાશ કરવામાં આવ્યો.
,, ૧૨ અખિલ હિંદ સ્ત્રીપરિષદે દીલ્લીમાં માદમ ચ્યાંગને માનપત્ર આપ્યું; યુદ્ધમંડળમાં હિંદને પ્રતિનિધિત્વ મળવાની જાહેરાત.
,, ૧૩ ડોવરની સામુદ્રધુનીમાં દરિયાઈ તથા હવાઈયુદ્ધ.

]. ૧૪ જાપાનનો સુમાત્રાપર મોટા પ્રમાણમાં હલ્લો.

, ૧૫ સિંગાપુરે શરણુ સ્વીકાર્યું; ભારે પરાજય અને બીજા આગામી ભય વિષે મી. ચર્ચિલનું બ્રોડકાસ્ટ.

, ૧૬ જાપાનીઓએ સિંગાપુરના દરિયાઈ મથકોનો કબજો લીધો; ડચ વેસ્ટઇન્ડીઝ પર ધરીરાજ્યોનો હુમલો.

, ૧૭ રંગૂનપર જાપાની ભય.

, ૧૮ મધ્યસ્થ ધારાસભામાં સર એન્ડ્રયુ ક્લોએ રેલ્વે બજેટ રજુ કર્યું; કલકત્તામાં માર્શલ ચ્યાંગને ગાંધીજી તથા મી. ઝીણા મળ્યા.

,, ૧૯ પોર્ટ ડાર્વિનપર જાપાનીઓનો બોંબમારો; બંદર તરીકે રંગૂનનો ત્યાગ તથા તેના આવવાના રસ્તા પર સુરંગો નખાઇ.

,, ૨૦ મી. ચર્ચિલે પ્રધાનમંડળની પુનર્રચના કરી; સર સ્ટેફર્ડક્રિપ્સનો પ્રધાનમંડળમાં સમાવેશ કરવામાં આવ્યો. બીવરબ્રુક પડતા મૂકાયા.

,, ૨૧ ડૉ. સપ્રુના પ્રમુખપદ હેઠળ દીલ્લીમાં મળેલ બીનપક્ષી પરિષદ બ્રિટિશ સરકારની ઝાટકણી કાઢે છે; જાપાનીઓએ મ્યસીન તથા માંડલે પર ચલાવેલ બોંબમારો.

,, ૨૨ પેગુ કબજે કર્યાનો જાપાનીઓનો દાવો; માર્શલ ચ્યાંગનો હિંદને વિદાય સંદેશ.

,, ૨૩ જાપાનીઓએ જાવાના હવાઈ ધરનો કબજો લીધો; ફ્રેંચ કાફલાની હીલચાલ.

,, ૨૪ દુશ્મનોની સબમરીનોએ કેલિફોર્નિયાના કાંઠા પર બોંબ ફેંક્યા; યુદ્ધ વિષેની આમસભાની ચર્ચાનો સર સ્ટેફર્ડક્રિપ્સે જવાબ વાળ્યો.

,, ૨૫ મી. ઝીણાના પ્રચારકાર્યની ડૉ. આંબેડકરે ઝાટકણી કાઢી.

,, ૨૬ વિમાની અકસ્માતમાં જનરલ વેવલને ઈજા થઇ; રંગૂન ઉપર વિમાની યુદ્ધ.

,, ૨૭ આંદામાનના પોર્ટ બ્લેર પર જાપાનીઓનો બોંબમારો; ૯૬,૦૦૦ જર્મનોને સપડાવ્યાનો રશિયનોનો દાવો.

,, ૨૮ બર્માનું બ્રિટિશ લશ્કર શરણે થયું; 'ઓબ્ઝર્વર' પત્રના તંત્રીપદેથી મી. જે. એલ. ગાર્વિનનું રાજીનામું.

ાર્ચ ૧ જાપાનીઓ જાવામાં ત્રણ સ્થળોએ ઉતર્યા; હિંદુ મહાસભાએ ઓછામાં ઓછી માગણીઓ મૂકી.

,, ૨ જાપાનીઓએ સિતાંગ નદી ઓળંગી; બર્મા રસ્તો બંધ થયો.

,, ૩ જનરલ વેવલે ફરીથી સેનાપતિપદ લીધું; ડયુક ઑફ એઓસ્ટાનું મૃત્યુ.

,, ૪ હિંદને સત્તા આપવા બાબત મજુરપક્ષના સભ્યે આમસભામાં દરખાસ્ત કરી.

,, ૫ બટેવિયાને ખુલ્લું શહેર જાહેર કરવામાં આવ્યું; ડચ લશ્કરનો સામનો નિષ્ફળ ગયો.

,, ૬ જાપાનીઓએ બટેવિયાનો કબજો લીધો. જનરલ વેવલને વાઇસરૉયની કાઉન્સિલના સભ્ય નીમવામાં આવ્યા.

,, ૭ હિંદમાં 'ચીન દિન'ની ઉજવણી; પોતાની સંમતિ વિના સમાધાન થવાનો ભય ઉપસ્થિત થયાનો મુસ્લીમલીગનો મી. ચર્ચિલને તાર.

,, ૮ ફિલિપાઇનના જાપાની લશ્કરી વડાએ 'હરિકરિ' (આપઘાત) કરી; ડચ લશ્કર તાબે થયાની જાપાનની જાહેરાત.

,, ૯ રંગૂનમાંથી બ્રિટિશ લશ્કરને પાછું ખેંચી લીધું; ઉત્તર ઈસ્ટ ઇન્ડીઝના ગવર્નર ઑસ્ટ્રેલિયા ગયા.

,, ૧૦ જાપાનીઓ ન્યુગિનિમાં ઉતર્યા; વાઇસરૉયની હિંદના લોકોને હાકલ; રંગૂનના યુદ્ધનો અંત.

,, ૧૧ હિંદ વિષે મી. ચર્ચિલનું નિવેદન; કૅબિનેટ યોજના માટે આગેવાનોની સંમતિ મેળવવા સર સ્ટેફર્ડ ક્રિપ્સની હિંદની મુલાકાત.

માર્ચ ૧૨ રંગૂન ભડકે બળ્યું;

,, ૧૩ જનરલ વેવલે લશ્કરી પરિસ્થિતિની રૂપરેખા જાહેર કરી; જાપાનીઓ સોલોમન ટાપુઓમાં ઉતર્યા.

,, ૧૪ જાવાના સમુદ્રમાં ભીષણ યુદ્ધ; અમેરિકન લશ્કર ઑસ્ટ્રેલિયામાં જઇ પહોંચ્યું.

,, ૧૫ આવતા ઉનાળામાં વિજયની હિટલરની આગાહી; દૂરપૂર્વની મોટી ફોજ માટે સ્ટેલિને હુકમ બહાર પાડયો.

,, ૧૬ વાઇસરૉયનું રાજાઓ સમક્ષ ભાષણ; મી. લિટવિનોફની આક્રમણ માટે હાકલ; જનરલ મેક આર્થરે ઑસ્ટ્રેલિયામાં સત્તા સંભાળી.

,, ૧૭ વર્ધામાં મહાસભાની કારોબારીની બેઠક; ચુંગકિંગમાં 'હિંદ દિન'ની ઉજવણી.

,, ૧૮ બી. બી. સી. ના જર્મન વિભાગ વિષે અમીરસભામાં ગરમાગરમ ચર્ચા; શહેરો ખાલી કરાવતી વખતે રંગભેદ વિષે પંડિત નહેરુની ઝાટકણી.

,, ૧૯ સર સ્ટેફર્ડ ક્રિપ્સને ન્યુદીલ્લીમાં મળવા માટે હિંદી આગેવાનોને આમંત્રણ.

,, ૨૦ યુક્રેનિયાની રાજધાનીના શહેર ખારકોનો રશિયનોનો ઘેરો.

,, ૨૧ અખિલ હિંદ કારખાનાવાળાઓની પરિષદ્ પૂનામાં સર. એમ. વિશ્વેશ્વરૈયાના પ્રમુખપદ હેઠળ મળી; પનામાં હિંદીઓ પાસે ખાલી કરાવ્યું.

,, ૨૨ સર સ્ટેફર્ડ ક્રિપ્સનું દીલ્લીમાં આગમન; ભૂલથી તુર્કસ્તાનના શહેર પર બોંબમારો ચલાવ્યા બાદ તુર્કસ્તાનના બ્રિટિશ એલચીએ દીલગીરી દર્શાવી.

,, ૨૩ પત્રકારોની પરિષદ સમક્ષ ક્રીપ્સની અપીલ; લાહોરમાં આઝાદ–સિકંદર મંત્રણા.

,, ૨૪ બંગાળાની ધારાસભામાં મી. હકે આક્ષેપોનો જવાબ આપ્યો; કાશ્મીરના મહારાજાની રાજાઓને અપીલ; મદ્રાસના ગવર્નરે ગોપાલન નાંબિયરની દેહાંતદંડની સજા ઘટાડીને જન્મદેશનિકાલની સજા કરી.

,, ૨૫ જાપાનીઓએ આંદામાન ટાપુઓનો કબજો લીધો; આઝાદ અને ઝીણા સર સ્ટેફર્ડ ક્રિપ્સને મળ્યા.

,, ૨૬ ચીને થાઇલૅંડ પર હુમલો કર્યો; રશિયામાં તુમુલ યુદ્ધ.

,, ૨૭ ગાંધીજી ક્રિપ્સને મળ્યા; જનરલ સ્મટસનું બ્રોડકાસ્ટ ભાષણ.

,, ૨૮ વાયુ અકસ્માતમાં સુભાષચંદ્ર બોઝ મૃત્યુ પામવાની અફવા; દક્ષિણ આફ્રિકાની યુનિવર્સિટીએ ડચ મહારાણીનું સ્વાગત કર્યું.

,, ૨૯ ક્રિપ્સે સરકારી દરખાસ્તો વર્તમાનપત્રોને આપી.

,, ૩૦ ક્રિપ્સે બ્રોડકાસ્ટ દ્વારા આ દરખાસ્તો સમજાવી; બોઝના મૃત્યુના ખબરનો ઇન્કાર.

,, ૩૧ બર્મા ખાલી કરી આવેલા ૩,૮૦૦ મનુષ્યો કલકત્તા આવ્યા; મહાસભાની કારોબારીએ ક્રિપ્સ યોજના પર ચર્ચા કરી.

એપ્રિલ ૧ હિંદુમહાસભાએ તથા શીખોએ ક્રિપ્સ દરખાસ્તોનો અસ્વીકાર કર્યો. તુર્કસ્તાનને નાઝીની છેલ્લી ચેતવણી.

,, ૨ ક્રિપ્સે પોતાના ઉપડવાનો કાર્યક્રમ મુલતવી રાખ્યો.

,, ૩ મહાસભા, દરખાસ્તોનો અસ્વીકાર કરવાને દેશને સલાહ આપે છે. ક્રિપ્સ–વેવલ મંત્રણા.

,, ૪ મુસ્લીમલીગની અલ્લાહાબાદ ખાતે મી. ઝીણાના પ્રમુખપણા હેઠળ સભા. આઝાદ અને નહેરુની સેનાપતિ સાથે મુલાકાત; રુઝવેલ્ટના દૂતનું દીલ્લીમાં આગમન.

,, ૫ કોલંબો પર જાપાની વિમાનોનો હુમલો; અમેરિકન બોંબરોનો રંગૂનની ગોદી પર અને પોર્ટબ્લેર પર હુમલો.

એપ્રિલ ૬ વિઝાગાપટ્ટમના બંદર પર તથા કોકોનાડા પર બોંબમારો; રુઝવેલ્ટના પ્રતિનિધિ જવાહરલાલને મળ્યા.
,, ૭ સર ઝફરૂલ્લાખાનની ચીનના એજન્ટ જનરલ તરીકેની નિમણૂક; મદ્રાસ શહેરમાં ચેતવણી; ન્યુયોર્ક ખાતે હિંદ પર લૉર્ડ હાલિફાકસનું ભાષણ.
,, ૮ મહાસભાની કારોબારીએ નવી રક્ષણયોજના તપાસી જોઇ.
,, ૯ જાપાનીઓનો ત્રિંકોમાલી પર હુમલો; મહાસભા–ક્રિપ્સ સમાધાનની અફવા.
,, ૧૦ મહાસભા–ક્રિપ્સ સમાધાનની યોજના પડી ભાંગી; સીલોનથી દૂર ૧૦ માઇલ ઉપર બ્રિટિશ એર–ક્રેફ્ટ કેરીઅર ડુબી ગયું.
,, ૧૧ ક્રિપ્સનો હિંદીઓને વિદાય સંદેશ.
,, ૧૨ ક્રિપ્સદરખાસ્તો સંબંધી મહાસભાના વલણ સંબંધી જવાહરલાલ પત્રકાર પરિષદ પાસે ખુલાસો કરે છે.
,, ૧૩ ચ્યાંગની બર્માની મુલાકાત; અખાતમાં દુશ્મન કાફલો દેખાયો.
,, ૧૪ મો. લાવલ સરકારી વડા થાય છે; રિઓમની તપાસ મુલતવી રહી.
,, ૧૫ સર ષણ્મુખમ ચેટી હિંદ પાછા આવ્યા; અમેરિકાની યાદી અપમાન ભરેલા શબ્દોમાં હોવાની વિચિની ફરિયાદ.
,, ૧૬ યુનાઇટેડ સ્ટેટસની સરકારે અમેરિકનોને ફ્રાન્સ છોડવા સલાહ આપી.
,, ૧૭ ફ્રેન્ચ સૈન્યના અધિપતિ તરીકે એડમીરલ ડાર્લાંની નિમણૂક; ફીલીપાઇન્સમાં પનૈ ખાતે જાપાનીઓએ લશ્કર ઉતાર્યું.
,, ૧૮ દીલ્હીમાં અમેરિકન ટેકનીકલ મિશનનું આગમન; જાપાનના શહેરો પર અમેરિકન વિમાનો દેખાયા.
,, ૧૯ લેનિનગ્રેડ મોરચામાં ભીષણ યુદ્ધ.
,, ૨૦ પેતાંનો વાયુ વાર્તાલાપ; લાવલે નવું પ્રધાનમંડળ રચ્યું.
,, ૨૧ ટોકિયો અને યોકોહામા પર બોંબમારો; રક્ષણના પગલાં વિષે જનરલ વેવલનો વાયુ વાર્તાલાપ.
,, ૨૨ દીલ્હી પત્રકાર પરિષદ સમક્ષ કર્નલ જ્હોન્સનનું ભાષણ.
,, ૨૩ દક્ષિણ આફ્રિકાના વિચિ સાથેના સંબંધમાં ભંગાણ.
,, ૨૪ લૉર્ડ બીવરબ્રુકની બીજા મોરચાની હિમાયત.
,, ૨૫ મહાસભાના પ્રમુખની મદ્રાસના ઠરાવ તરફ નાપસંદગી.
,, ૨૬ હિંદ રક્ષણકાયદામાં સુધારો.
,, ૨૭ હિટલરનું રિશ્ટેગ સમક્ષ ભાષણ; મહાસભાની વર્કીંગકમીટીની અલ્લાહાબાદમાં બેઠક.
,, ૨૮ રંગૂનના બનાવો સંબંધી મહાસભાની વર્કીંગકમીટીના ઠરાવો પ્રસિદ્ધ કરવા સામે સરકારી પ્રતિબંધ.
,, ૨૯ આમસભામાં ક્રિપ્સ હિંદના પોતાના કાર્ય સંબંધી સમજુત આપે છે.
,, ૩૦ અખિલ હિંદ-મહાસભા સમિતિ શ્રી. રાજગોપાલાચારીના ઠરાવોની ચર્ચા કરે છે.
મે. ૧ બર્મામાં લાશિયોનું પતન.
,, ૨ સાલ્ઝબર્ગ ખાતે હિટલર–મુસોલિની મુલાકાત.
,, ૩ ૧૨૦ વિરુદ્ધ ૧૫ મતે અખિલ હિંદ મહાસભા સમિતિએ મદ્રાસના ઠરાવનો અસ્વીકાર કર્યો; માંડલે કબજે કર્યાનો જાપાનીઓનો દાવો; અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના બોંબરોનો રંગૂનની ગોદીપર હલ્લો.
,, ૪ દીલ્હીમાં પત્રકાર પરિષદ સમક્ષ શ્રી. રાજગોપાલાચારી પોતાનું વલણ સમજાવે છે; આસામના ગવર્નરનો હોદ્દો સર એન્ડ્રયુ ક્લોએ સંભાળ્યો.

મે ૫ મિત્રરાજ્યોના દળ માડાગાસ્કરમાં ઉતર્યાં; વિચિએ સામનો કરવા હુકમ કર્યો.
,, ૬ જાપાનીઓનો સંયુક્ત સામનો કરવા માટે મિશ્ર સરકારની શ્રી. રાજગોપાલાચારીની દલીલ; જાપાનીઓ બર્મારોડમાં ઇશાન તરફ આગળ વધ્યા.
,, ૭ કોરેજીડોર શરણે થયું; માડાગાસ્કરમાં ફ્રેન્ચોનો સામનો બંધ પડયો.
,, ૮ જાપાની લશ્કરોનો અકયાબમાં પ્રવેશ; સોલોમન ટાપુ પાસે દરિયાઈ યુદ્ધ; માલ્ટાના ગવર્નર તરીકે વાઇકાઉન્ટ ગોર્ટની નિમણૂક.
,, ૯ જાપાની વિમાનોનો ચિત્તાગોંગ પર ધસારો; ઓસ્ટ્રેલિયાના વાયવ્યખૂણામાં જાપાની કાફલાનો નાશ.
,, ૧૦ બર્માની સરકાર તથા પ્રધાનોએ હિંદમાં પોતાનું મથક રાખ્યું; ઝેરી ગેસના ઉપયોગ સામે ચર્ચિલની જર્મનીને ચેતવણી.
,, ૧૧ પૂર્વ આસામના શહેરમાં દુશ્મનોનો હવાઇ હુમલો; ઉત્તર ઓસ્ટ્રેલિયામાં દરિયાઈ યુદ્ધ.
,, ૧૨ રશિયામાં ડોનેટઝ મોખરા પર વીસ લાખ માણસો સહિત નાઝી આક્રમણની શરૂઆત.
,, ૧૩ નામદાર પોપનું રાષ્ટ્રો જોગ વાયુપ્રવચન.
,, ૧૪ ખાર્કોવ ભણી સોવિયેટ આગેકૂચ; યુનાનમાં જાપાનીઓનો ધસારો.
,, ૧૫ હિંદના ડેપ્યુટી કમાન્ડર-ઇન-ચીફ તરીકે જનરલ હાર્ટલીની નિમણૂક; ઇકવાડોરમાં ધરતીકંપ.
,, ૧૬ ખાર્કોવની સરહદ પર જર્મન હરોળને લાલ લશ્કરોએ ભેદી નાખી; ગાંધીજી મુંબઇમાં પત્રકારોને મળ્યા.
,, ૧૭ યુનાનમાં ચીનના લશ્કરનો સામનો; સો માઇલના મોખરા પર સોવિયેટ યુદ્ધ.
,, ૧૮ અલ્સ્ટરમાં અમેરિકન લશ્કરોનું આગમન; આમસભામાં યુદ્ધ ચર્ચા.
,, ૧૯ હવાઈ બોંબમારાથી હવાઈના જ્વાળામુખીને શાંત કરવામાં આવ્યો; પૂર્વ આસામના શહેર પર જાપાની બોંબમારો.
,, ૨૦ સિંધમાં હુરોનો ભય; મીરપુર- ખિપ્રો રસ્તા પર તેર માણસોનાં ખૂન.
,, ૨૨ મેજર સી. કે. નાઇડુને હોલકરના લશ્કરમાં લેફ. કર્નલ બનાવવામાં આવ્યા.
,, ૨૩ મેક્સિકોએ ધરીરાજ્યો સામે યુદ્ધની જાહેરાત કરી; રશિયનોએ કર્ચ ખાલી કર્યું; ખાર્કોવમાં ભયંકર યુદ્ધ.
,, ૨૪ ચેકીઆંગની રાજધાની કીન્હવાખાતે એક લાખ જાપાનીઓનો ધસારો.
,, ૨૫ હિટલરની વિરૂદ્ધ થનાર લોકોની, જર્મનીમાં એકસામટી કતલ.
,, ૨૬ નોર્વેના કાંઠા પર બ્રિટિશ હુમલા સામે નાઝીઓ સાવચેતીનાં પગલાં લે છે.
,, ૨૭ બૃહદ્ પૂર્વ એશિયા કાર્યક્રમમાં જોડાવા માટે જાપાનની ઓસ્ટ્રેલિયાને ચેતવણી.
,, ૨૮ હિંદી પ્રશ્નમાં વચ્ચે પડીને સમાધાન કરવાની ઇન્દોર નરેશની પ્રમુખ રૂઝવેલ્ટને વિનતિ.
,, ૨૯ હાઇકોર્ટના નિવૃત્ત જજ મી. બી. જે. વાડિયાની મુંબઇ યુનિવર્સિટીના વાઇસ-ચેન્સેલર તરીકે થયેલ નિમણૂક.
,, ૩૦ બ્રિટનનો મજુર પક્ષ ચર્ચિલ પ્રત્યે વફાદારીનું વચન આપે છે.
,, ૩૧ એડવોકેટ જનરલ તરીકે સર. બિ. એલ. મિતરની મુદતમાં વધારો.
જૂન ૧ શાહી વિમાનીદળના ૧,૦૦૦ ઉપરાંત વિમાનોનો ર્‌હાઇનલેન્ડ પર હલ્લો. સર ઇબ્રાહિમ રહિમતુલ્લાનું મૃત્યુ.
,, ૨ સિંધમાં હુરોના ભયપ્રદેશના વિસ્તારમાં લશ્કરી કાયદાની જાહેરાત. મેક્સિકોએ જર્મની સામે કરેલ યુદ્ધની જાહેરાત.
,, ૩ શાહી વિમાનીદળોનો ઇસેન પર હુમલો. લિબિયાની લડત વિષે ચર્ચિલનું નિવેદન.

જૂન ૪ જાપાની બોમ્બરોએ અલાસ્કામાં ડચ બંદર પર હુમલો કર્યો. સર મિરઝા ઇસ્માઇલની જયપુર રાજ્યના વડાપ્રધાન તરીકે થયેલ નિમણૂક. બોહિમિયાના રક્ષક હેડ્રીકના મૃત્યુના ખબર; ઝેરી ગેસના ઉપયોગ સામે રુઝવેલ્ટની જાપાનને ચેતવણી.

,, ૬ સેબાસ્ટપોલ ઉપર વિમાનોના ભયંકર હુમલા; ધરીલશ્કરોને લિબિયામાંથી દૂર હડસેલવામાં આવ્યા.

,, ૭ ચેકીઆંગ ઉપરના જાપાની હુમલાનો સામનો; બ્રિટિશ બોમ્બરોએ જર્મની પરનું આક્રમણ ફરીથી શરુ કર્યું.

,, ૮ બસરામાં યુનાઇટેડ સ્ટેટસનું ૨૦,૦૦૦નું લશ્કર આવી પહોંચ્યું; ઇંગ્લંડના વાયવ્ય ખૂણાના પ્રદેશ પર બોંબ પડયા.

,, ૯ મધ્યસ્થ ધારાસભાની મુદત વધારવામાં આવી; સેબાસ્ટપોલ પર જર્મનીનો ભયંકર હુમલો.

,, ૧૦ વાઇસરૉયની કાઉન્સીલમાં યુદ્ધસાધન કમીટીની થયેલ જાહેરાત; સેવાગ્રામ ખાતે આઝાદ–ગાંધી–નેહરુ મંત્રણા.

,, ૧૧ ગ્લુસેસ્ટરના ડ્યુકનું હિંદમાં આગમન; યુરોપમાં બીજા મોખરા સંબંધી એંગ્લો–સોવિયેટ અમેરિકન ચોખવટ.

,, ૧૨ કોકેસસમાં નાઝી આક્રમણ; ચીનાઓએ યુહસીન ખાલી કર્યું.

,, ૧૩ લિબિયામાં ભયંકર યુદ્ધ; હિંદી સિપાઇઓને વૈદકીય મદદ આપવા માટે વાઇસરૉયે નવા ફંડની સ્થાપના કરી.

,, ૧૪ ચાર સ્વાતંત્ર્ય ઉપર સ્થપાયેલ શાંતિ માટે પ્રમુખ રુઝવેલ્ટે સંયુક્ત રાષ્ટ્રોને કરેલ અપીલ.

,, ૧૫ વાઇસરૉયની કાઉન્સીલના સભ્ય ઑન. ડો. ઈ. આર. રાવનું મૃત્યુ.

,, ૧૬ એક મુલાકાતમાં સર સ્ટેફર્ડ ક્રિપ્સે કહ્યું કે : “અમે હિંદમાંથી ચાલ્યા જવા માગતા નથી.”

,, ૧૭ ક્રિપ્સને જવાબ વાળતાં પંડિત નહેરુએ ગાંધીજીની દરખાસ્તને ટેકો આપ્યો.

,, ૧૮ પ્રાંતોના પ્રતિનિધિઓએ દીલ્લી ખાતે, ખાલી કરી જનારાઓના પ્રશ્નોની ચર્ચા કરી.

,, ૧૯ વૉશિંગ્ટનમાં ચર્ચિલ–રુઝવેલ્ટ પરિષદ.

,, ૨૦ ઝીણાની આગેવાનીને હક્કનું આહ્‌વાન.

,, ૨૧ તોબ્રુકનું પતન.

,, ૨૨ અખિલ હિંદ આગેકદમ જૂથ ગેરકાયદેસર ઠર્યું; ‘ટાઇમ્સ’ની ટીકાનો ગાંધીજીનો જવાબ.

,, ૨૩ ચર્ચિલ–રુઝવેલ્ટ સંયુક્ત નિવેદન બહાર પડયું.

,, ૨૪ શ્રી. રાજગોપાલાચારી મુંબઇ ખાતે મી. ઝીણાને મળ્યા. ફ્રેન્ડઝ ઑફ ઇન્ડિયા સોસાયટીના સભ્ય મી. અલેક્ઝાંડર, વર્ધા ખાતે ગાંધીજીને મળ્યા.

,, ૨૫ ઇજીપ્તના વડા પ્રધાનની તટસ્થતાની પુનર્ઘોષણા; દુશ્મનના લશ્કરોનો ઇજીપ્તના અંદરના ભાગમાં પ્રવેશ.

,, ૨૬ શાહી વિમાનીદળના ૧,૦૦૦ ઉપરાંત એરોપ્લેનનો બ્રીમેન પર હલ્લો.

,, ૨૭ મી. ચર્ચિલ ઇંગ્લંડમાં પાછા આવ્યા; વૉશિંગ્ટન મંત્રણા પર ચર્ચા; દક્ષિણ પેસિફિકમાં યુનાઇટેડ સ્ટેટસનું આક્રમણ.

,, ૨૮ કેન્ટરબરી પર બોંબમારો; નાઇલ ખીણના રક્ષણમાં મિત્રરાજ્યો તથા ધરીરાજ્યોના લશ્કર વચ્ચે યુદ્ધ.

,, ૨૯ મિત્રરાજ્યોના લશ્કરે મેર્સામાત્રુહ ખાલી કર્યું; હિટલરે રશિયામાં ઉનાળાનું આક્રમણ કર્યું; લાલ લશ્કરને ત્રણ વિભાગોમાં વહેંચી નાખવાની તેની યોજના.

જૂન ૩૦ ઓરિસ્સાના માજીપ્રધાન શ્રી વિશ્વનાથદાસની ધરપકડ; ઇજીપ્ત મોરચામાં ભયંકર યુદ્ધ; જનરલ ઓશિન્લેક સરદારી લીધી.

જુલાઈ ૧ લિબિયાના પરાજય પર આમસભામાં ચર્ચા; અલ અલ્મીનની પૂર્વમાં સખત યુદ્ધ.

,, ૨ આમસભાની ચર્ચાના ટીકાકારોને મી. ચર્ચિલનો જવાબ; અવિશ્વાસની દરખાસ્ત ૪૭૫ વિરુદ્ધ ૨૫ મતે પસાર થઈ.

,, ૩ રશિયામાં હિટલરનું નવું આક્રમણ; કુરર્ક પ્રદેશમાં ભયંકર યુદ્ધ.

,, ૪ ઇજીપ્તમાં મિત્રરાજ્યોનો સફળ સામો હુમલો.

,, ૫ કુરર્ક–ખારકોવ મોરચા પર ભયંકર યુદ્ધ; સવિનયભંગ સામે વિનીનોની ચેતવણી; વાઇસરોયની કાઉન્સિલને સંપૂર્ણ હિંદીમય કરવાની તેમની અરજ.

,, ૬ મહાસભાની કારોબારીની વર્ધામાં બેઠક; લોર્ડ હાલિફાક્સ ઈંગ્લંડ આવ્યા.

,, ૭ વર્ધામાં મહાસભાની કારોબારીને ગાંધીજીએ પોતાની દરખાસ્તો સમજાવી.

,, ૮ જર્મનો ડોન નદી ઓળંગી ગયા; બ્રિટિશ સૈન્યોએ માગોટાનો કબજો લીધો.

,, ૯ શ્રી. રાજગોપાલાચારીનું મહાસભામાંથી રાજીનામું; ગાંધીજીએ ઠરાવનો ખરડો રજુ કર્યો.

,, ૧૦ જર્મનોનો શેસોશમાં પ્રવેશ.

,, ૧૧ ચીનાઓએ નાનચાંગ ફરીથી લીધું.

,, ૧૨ ડોન ખીણ ઉપર જર્મનોનું આક્રમણ; બ્રિટિશ નૌકાદળનો મેર્સા માત્રુહ પર બોંબમારો.

,, ૧૩ ઇટલીના વર્તમાનપત્રોની નહાશપાશા પર ટીકા; યુદ્ધપશ્ચાદ્ પ્રશ્નોનો અભ્યાસ કરવા માટે સર ટી. ઈ. ગ્રેગરીને ઈંગ્લંડ મોકલવામાં આવ્યા.

,, ૧૪ હિંદમાંથી બ્રિટિશસત્તા પાછી ખેંચી લેવાનો ૧,૭૦૦ શબ્દોનો ઠરાવ મહાસભાની કારોબારીએ પસાર કર્યો.

,, ૧૫ મદ્રાસની ધારાસભાના મહાસભાપક્ષે પાકીસ્તાન ઠરાવને રદ કર્યો.

,, ૧૬ ગ્લુસેસ્ટરના ડયુકનો હિંદ વિષે છેલ્લો વાયુ વાર્તાલાપ.

,, ૧૭ સ્ટેલિનગ્રેડને નાઝી ધમકી.

,, ૧૮ અલ અલ્મીનના મધ્ય વિભાગમાં હિંદીઓએ દુશ્મનના હુમલાનો સામનો કર્યો.

,, ૧૯ જાપાની લશ્કરોની સાઇબિરીયા ભણી કૂચ; જર્મનોનો કોકેસસ તરફ ધસારો; રશિયનો બીજા મોખરાની હિમાયત કરે છે.

,, ૨૦ મૌલાના આઝાદ મહાસભાનો નિર્ણય સમજાવે છે; કેન્ટન પર બોંબમારો.

,, ૨૧ સરકારે કોમ્યુનિસ્ટપક્ષ પરથી પ્રતિબંધ ઉઠાવી લીધો:

,, ૨૨ જાપાનીઓ પાપુઆમાં ઉતર્યા; કોકેસસના યુદ્ધની શરૂઆત.

,, ૨૩ જર્મનીને હરાવવાની કાર્ડેલ હલની વાયુ વાર્તાલાપ દ્વારા હિમાયત.

,, ૨૪ રોસ્ટોવમાં પ્રવેશ કર્યાનો જર્મનોનો દાવો.

,, ૨૫ ગાંધીજીની જાપાનને ચેતવણી; સર સ્ટેફર્ડ ક્રિપ્સનો અમેરિકનો પ્રતિ વાયુ વાર્તાલાપ.

,, ૨૬ રોસ્ટોવના પતનની જાહેરાત.

,, ૨૭ રોસ્ટોવની દક્ષિણે બાતાઇસ્કના પતનનો નાઝીઓનો દાવો.

,, ૨૮ ઇજીપ્તમાંથી મિત્રલશ્કર પાછાં ખેંચી લેવાની ખબર.

,, ૨૯ પેસિફિક યુદ્ધ સમિતિની સભા.

,, ૩૦ અમીરસભામાં હિંદ વિષે ચર્ચા.

જુલાઈ ૩૧ હિંદુ મહાસભાના પ્રમુખપદેથી શ્રી. વી. ડી. સાવરકરનું રાજીનામું.
ઑગ. ૧ રાજકીય મડાગાંઠનો અંત લાવવાની મુખ્ય ધર્માધ્યક્ષની બ્રિટનને અપીલ.
,, ૨ બીજો મોરચો ખોલવાની મોસ્કોની મિત્રરાજ્યોને અપીલ.
,, ૩ જાપાનીઓ ચેકીઆગમાં અટકી પડયા; ગાંધીજીનું મુંબઈમાં આગમન.
,, ૪ મુંબઈમાં કારોબારી સમિતિમાં ગાંધીજીની હાજરી.
,, ૫ અખિલ મહાસભા સમિતિ માટે કારોબારીએ ઠરાવનો મુસદ્દો ઘડી કાઢયો.
,, ૬ એક નિવેદનમાં સર સ્ટેફર્ડ ક્રિપ્સ 'યુદ્ધ બંધ થતાં સ્વરાજ્ય આપવાનું વચન પાળવામાં આવશે' તેવી ખાત્રી આપે છે.
,, ૭ અખિલહિંદ મહાસભા સમિતિની મુંબઈની બેઠક.
,, ૮ કારોબારીના ઠરાવપર અખિલહિંદ મહાસભા સમિતિ સંમતિની મહોર મારે છે.
,, ૯ મહાત્મા ગાંધીજી, પંડિત જવાહરલાલ નહેરુ, મૌલાના આઝાદ તથા કારોબારીના બીજા સભ્યોની મુંબઈખાતે ધરપકડ કરવામાં આવી.
,, ૧૦ મુંબઈ, પૂના, દિલ્હી, કાનપુર અને લખનૌખાતે તોફાન. પોલીસોએ અનેક સ્થળોએ કરેલો ગોળીબાર.
,, ૧૧ દીલ્હીખાતે ચીન તથા યુનાઇટેડસ્ટેટસના એલચીઓને મહાસભાનો ઠરાવ આપવામાં આવ્યો.
,, ૧૨ કૉકેસસમાં નાઝીઓની આગેકૂચ, બ્રિટિશ એરક્રેફટકેરીઅર 'ઇગલ'ને ભૂમધ્યમાં ડુબાડી દેવામાં આવ્યું.
,, ૧૩ યુનાઇટેડ સ્ટેટસની સરકારની, અમેરિકન સૈનિકોને હિંદના આંતરિક તોફાનોમાં ભાગ ન લેવાની સૂચના.
,, ૧૪ સોલોમન ટાપુઓમાં મિત્રરાજ્યોનાં લશ્કર ઉતર્યાં.
,, ૧૫ ગાંધીજીના રહસ્યમંત્રી મહાદેવ દેસાઇનું હૃદય બંધ પડવાથી થયેલ મૃત્યુ.
,, ૧૬ મુસ્લીમ લીગની કારોબારી મુંબઇમાં મળી.
,, ૧૭ મોસ્કો ખાતે ચર્ચિલ–સ્ટેલિન મંત્રણા.
,, ૧૮ મધ્યપૂર્વના સેનાપતિ તરીકે જનરલ ઑશીનલેકને બદલે જનરલ અલેકઝાંડરની નિમણૂક.
,, ૧૯ હિંદના ઘણાં વર્તમાનપત્રોએ પ્રકાશન મુલતવી રાખ્યું.
,, ૨૦ મુસ્લીમ લીગની કારોબારી સરકારને પાકીસ્તાનની ખાત્રી આપવા કહે છે.
,, ૨૧ સર સી. પી. રામસ્વામી આયરે વાઇસરૉયની કાઉન્સીલમાંથી રાજીનામુ આપ્યું.
,, ૨૨ બ્રાઝિલે જર્મની તથા ઇટલી સામે યુદ્ધની જાહેરાત કરી.
,, ૨૩ પંડિત મદનમોહન માલવિયા ગુંડાગીરીની ઝાટકણી કાઢે છે.
,, ૨૪ તંત્રીપરિષદની સ્ટેન્ડીંગ કમીટીની બેઠક દીલ્લીમાં મળી.
,, ૨૫ વિમાની અકસ્માનમાં ડયુક ઑફ કેન્ટનું મૃત્યુ.
,, ૨૬ કેન્ટરબરીના ડીનની મહાસભા સાથે સમાધાન કરવાની અરજ.
,, ૨૭ ચર્ચિલની ઇજીપ્તને ખાત્રી.
,, ૨૯ કૉકેસસમાં નાઝી પીછેહઠ; રશિયનોનો બર્લિન પર બોંબ મારો.
,, ૩૦ સોલોમનમાં યુનાઇટેડ સ્ટેટસના વિજયો; ૭ ટાપુઓ કબજે કર્યા.
,, ૩૧ તંત્રીપરિષદની સ્ટેન્ડીંગ કમીટીની અપીલને અંગે કેટલાક વર્તમાનપત્રોએ પુનઃ પ્રકાશન ચાલુ કર્યું.
સપ્ટે. ૧ રોમેલે ઇજીપ્તમાં નવું આક્રમણ શરુ કર્યું. જાપાનના પરદેશખાતાના પ્રધાન મી. શિગ્નોરી ટોજોએ રાજીનામું આપ્યું.
૨ મી. રુઝવેલ્ટ ચીનના એલચીને મળ્યા. મદ્રાસના વિદ્યાર્થીઓને સરકારની ચેતવણી.

સપ્ટે. ૩ હિંદ–બ્રિટન સમાધાની માટે હિંદુ મહાસભાએ બીજા પક્ષોના આગેવાનોને આમંત્રણ આપ્યું.
„ ૪ સુધારાના કમિશનર એચ. વી. હોડસનનું રાજીનામું. સમાજ વિરૂદ્ધ કાર્યો માટે સરકારી ચેતવણી.
„ ૫ શાહી વિમાનીદળનો બ્રીમેન પર હલ્લો; રોમેલનો ધસારો અટકી પડયો.
„ ૬ જનરલ વેવલ હિંદમાં આવેલ ચીની લશ્કરોનું સ્વાગત કરે છે. દુશ્મન તરફથી ઝઝુમતા ભય સામે વડા સેનાધિપતિની સીલોનને ચેતવણી.
„ ૭ જર્મન લશ્કરોના ૨૩ ડીવીઝનો ફ્રાન્સમાં હોવાની જાહેરાત.
„ ૮ હિંદુ મહાસભાના કામચલાઉ પ્રમુખ. ડૉ. શ્યામપ્રસાદ મુખરજીએ વાઇસરૉયની મુલાકાત લીધી.
„ ૯ સર. કે. વી. રેડીનું મૃત્યુ; ન્યુગિનીમાં જાપાનીઓ આગળ વધ્યા.
„ ૧૦ હિંદ વિષે આમસભામાં મી. ચર્ચિલનું નિવેદન; હિંદી આગેવાનોની વડાપ્રધાનને અપીલ.
„ ૧૧ હિંદી આગેવાનો તથા પત્રોએ ચર્ચિલના નિવેદન પ્રત્યે અણગમો દર્શાવ્યો; આમસભામાં ચર્ચા દરમિયાન મી. એમેરીના ગાંધીજી પર આક્ષેપો.
„ ૧૨ મહાસભાની લંડન કમીટીએ હિંદી પ્રશ્નમાં વચ્ચે પડવા પ્રમુખ રુઝવેલ્ટને કરેલ અપીલ; નોવોરોસિસ્કનું પતન.
„ ૧૩ માડાગાસ્કરના પશ્ચિમ કિનારે આવેલ અંબંજા લેવાયું.
„ ૧૪ મધ્યસ્થ ધારાસભાની બેઠકની શરૂઆત.
„ ૧૫ દેશની અંધાધુંધી સંબંધી ગૃહમંત્રી સર રેજીનાલ્ડ મેક્સવેલનું ધારાસભામાં નિવેદન; અધિકારીઓએ લીધેલાં પગલાંનો બચાવ.
„ ૧૬ યુદ્ધમંડળના હિંદી સભ્યોને ના. શહેનશાહે મુલાકાત આપી; ગાંધીજીને મળવાની હિંદુ મહાસભાની માગણીનો વાઇસરૉયે અસ્વીકાર કર્યો.
„ ૧૭ માડાગાસ્કરના ગવર્નર જનરલે 'ગોળીબાર' બંધ કરવાની માગણી કરી; વાઇસરૉયને કવેકર પંથીઓની અરજ.
„ ૧૮ માડાગાસ્કરે બ્રિટિશ શરતોનો અસ્વીકાર કર્યો; ફરીથી વિરોધ શરુ થયો.
„ ૧૯ જનરલ વૉન ક્લીસ્ટ (Kleist) મોઝડોક મોખરાપર મરાયા.
„ ૨૦ વ્હાઇટ હૉલ પાસેથી પ્રજાપક્ષની યુદ્ધ સરકારને સત્તા સોંપવાની મી. આર્થર મૂરની અરજ.
„ ૨૧ સ્ટેલિનગ્રેડ મજબુત સામનો કરે છે.
„ ૨૨ હિંદી મડાગાંઠના નિવારણ માટે ફરી યત્ન કરવાની ન્યુયૉર્ક ટાઇમ્સની અપીલ.
„ ૨૩ મો. સ્ટેલિને વેન્ડલવિલ્કીનું સ્વાગત કર્યું.
„ ૨૪ માડાગાસ્કરમાં બ્રિટિશ લશ્કરી રાજ્ય સ્થપાયું.
„ ૨૫ મુંબઇમાં ૧૦૦ની ધરપકડ; પોપ, પ્રમુખ રુઝવેલ્ટના એલચીને મળ્યા.
„ ૨૬ સિંધના વડા પ્રધાન મી. અલ્લાહબક્ષે ખિતાબો છોડી દીધા; હિંદના લિબરલ આગેવાનોએ ફરીથી વાટાઘાટ કરવા અરજ કરી.
„ ૨૮ યુદ્ધની પરિસ્થિતિ વિષે જનરલ વેવલનો વાર્તાલાપ; રાજ્યસભામાં વર્તમાનપત્રના ખબરો પરથી સેન્સરશિપ દૂર કરવાની પંડિત કુંઝરુની માગણી.
„ ૨૯ હિંદીપ્રશ્નના તાત્કાલિક નિકાલ માટે અમેરિકન સેનેટરોની માગણી.
„ ૩૦ જનરલ મેકઆર્થરની યાદીના જણાવ્યા પ્રમાણે ન્યુગીનીમાં જાપાનીઓની પીછેહઠ.
ઑક્ટો. ૧ આમસભામાં જવાબ આપતાં મી. એમેરી, ટોળાં ઉપર મશીનગનનો મારો ચલાવવાના હિંદી સરકારના કાર્યને ટેકો આપે છે.

ઓકટો. ૨ મી. વેન્ડલ વિલ્કી ચુંગકિંગ પહોંચી ગયા; આમસભાને ખોટા રસ્તે દોરવવાના મી. એમરીના પ્રયત્નનો વિરોધ દર્શાવતો હિંદુમહાસભાના આગેવાનોનો પાર્લમેન્ટના સભ્ય મી. સોરેન્સન ઉપર તાર.

,, ૩ મડાગાંઠનો અંત લાવવા માટે શ્રી. રાજગોપાલાચારીના યત્નોને બ્રિટિશ પ્રજાતંત્રવાદીઓનો ટેકો; જનરલ વેવલે દીલ્હીમાં 'વેવલ કેન્ટીન' ખોલ્યું.

,, ૪ બીજા મોરચાની સ્ટેલિનની માગણી; સત્તાની ફેરબદલીની મી. આર્થરમૂર ફરીથી માગણી કરે છે.

,, ૫ અખિલ હિંદ તંત્રીપરિષદની મુંબઇમાં બેઠક; સ્ટેલિનગ્રેડ ભડકે બળતું હતું.

,, ૬ દુશ્મનના વિમાનો ફરતા હોઇ જનતાને આશ્રય લેવાની બંગાળ સરકારની ચેતવણી; યુદ્ધ સંચાલન કમીટીના હિંદી સભ્યોએ પાર્લમેન્ટના સભ્યો સમક્ષ આપેલ ભાષણ.

,, ૭ મી. વેન્ડલ વિલ્કિએ ચુંગકિંગ ખાતે ચ્યાંગની લીધેલ મુલાકાત; રંગીન પ્રજાની સ્વતંત્રતા સંબંધી મી. વિલ્કીનું સ્પષ્ટ વકતાપણું; મી. એમેરીનું જુના આરોપનું પુનરૂચ્ચારણ.

,, ૮ આમસભામાં હિંદી પ્રશ્નની ચર્ચા; રેલ્વેના લશ્કરી કબજા સંબંધી વટહુકમ પ્રગટ થયો.

,, ૯ બ્રિટન અને અમેરિકાએ ચીનમાં વિશિષ્ટ હક્કો છોડી દીધાની કરેલી જાહેરાત; ઇથિઓપીઆ સંયુક્ત રાજ્યો સાથે ભળ્યું; સોવિયેટ લશ્કરો કેટલાક સ્થળોએ 'ડૉન' નદી ફરીથી ઓળંગી ગયા.

,, ૧૦ સિંધના વડા પ્રધાન અલ્લાહબક્ષને રૂખસદ મળી; સર ગુલામહુસેન હિદાયતુલ્લાહને પ્રધાનમંડળ રચવાનું આમત્રણ મળ્યું.

,, ૧૧ હિંદી મડાગાંઠના ઉકેલ માટે પ્રો. બર્ટ્રાન્ડ રસલની મિત્રરાજ્યોનું કમીશન નીમવાની સૂચના.

,, ૧૨ મી. ચર્ચિલ, એડિન્બરો શહેરનું સ્વાતંત્ર્ય મેળવતી વખતે જવાબમાં મિત્રરાજ્યોના બળમાં વિશ્વાસ દર્શાવે છે; વાઇસરૉયની કાઉન્સીલને સંપૂર્ણ હિંદીમય બનાવવાની જામસાહેબની સૂચના.

,, ૧૩ મી. રૂઝવેલ્ટ બીજા મોરચા સંબંધી મિત્રરાજ્યોની નીતિ, વાતચિતમાં જાહેર કરે છે.

,, ૧૪ સોલોમનમાં ૭ જાપાની યુદ્ધનૌકાઓ ડુબી ગયાની જાહેરાત; મંત્રણા માટે જનરલ સ્મટસ લંડન પહોંચ્યા.

,, ૧૫ કલકત્તામાં મેટ્રોપોલિટનના પ્રમુખપણા હેઠળ શ્રી. રાજગોપાલાચારી હિંદને સ્વતંત્રતા આપવાની દલીલો કરે છે.

,, ૧૬ બર્માની સરહદ પર જનરલ વેવલ; યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) અને ચીનને દરમિયાનગીરી કરવાની 'વૉશિંગ્ટન પોસ્ટ'ની અરજ. બંગાળના મિદનાપુર, તામલુક અને બીજા જિલ્લાઓમાં ભયંકર ઝંઝાવાત, ૪૦,૦૦૦ મનુષ્યોનું મૃત્યુ.

,, ૧૭ હિંદમાં લંકાના ખાસ પ્રતિનિધિ તરીકે બેરન જયતિલકની થયેલ નિમણૂક.

,, ૧૮ સ્ટેલિનગ્રેડ મોરચા પર કટોકટીની પળ; સિંધના પ્રધાનમંડળે સોગંદ લીધા.

,, ૧૯ તારના અંકુશ વિષે સામ્રાજ્ય પ્રેસયુનિયનની સૂચનાઓ.

,, ૨૦ હિંદ સંબંધી અમીર સભામાં ચર્ચા; સોલોમનમાં જાપાનનું આક્રમણ.

,, ૨૧ ચીની લેખક મી. લિન યુટાંગની મિત્રરાજ્યોને ચેતવણી; ડેવન્શાયરના ડયુકને જવાબ આપતાં શ્રી. રાજગોપાલાચારી પોતાની યોજના સમજાવે છે.

,, ૨૨ શ્રી. રાજગોપાલાચારીની સૂચનાઓને મજુરપક્ષના સભ્યોનો ટેકો;

,, ૨૩ પેડિંગ્ટન સ્ટેશન પર શહેનશાહ તથા શહેનશાહબાનુએ મીસીસ રુઝવેલ્ટનું સ્વાગત કર્યું.

,, ૨૪ બનારસ યુનિવર્સિટીના મકાનમાંથી પોલીસ પાછી ખેંચાઇ જતાં વર્ગો શરુ થયા.

,, ૨૫ ચિત્તાગોંગ પર જાપાની હુમલો; બ્રિટનનો ઇટલી પર હલ્લો.

,, ૨૬ ખાન અબ્દુલગફારખાન પકડાયા;

ઑક્ટો. ૨૭ ન્યુયૉર્કથી બ્રોડકાસ્ટ કરતાં મી. વિલ્કિએ બીજા યુદ્ધમોરચાની તથા હિંદીપ્રશ્નના નિરાકરણની અગત્ય દર્શાવી.

,, ૨૮ આટલાંટિક ખતપત્ર બધી માનવજાતિને લાગુ પડવાની પ્રમુખ રુઝવેલ્ટની જાહેરાત.

,, ૨૯ હિંદના મામલામાં વચ્ચે પડવાની યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખને અરજ કરવામાં આવી; બિહારના ગામ પર લશ્કરી હલ્લો.

,, ૩૦ 'નેશન' પત્રમાં લેખ લખી લુઇફિશરે યુદ્ધના હેતુઓ–ખાસ કરીને હિંદ સંબંધી–સ્પષ્ટ કરવા માગણી કરી; જાપાની કાફલો સોલોમનમાંથી પાછો ફર્યો.

,, ૩૧ કેન્ટરબરી પર નાઝી હવાઇદળનો હલ્લો; સ્ટેલિન્ગ્રેડમાં સોવિયેટનો સફળ સામનો.

નવેંબર ૧ ઇજીપ્તમાં આઠમા લશ્કરે ફરીથી હલ્લો કર્યો; સોવિયેટ દળે નાલ્ચિક ખાલી કર્યું.

,, ૨ ઑસ્ટ્રેલિયાની 'કોમનવેલ્થ ટેલિગ્રાફ' પરિષદમાં સર ગુરુનાથ બેવૂર પ્રતિનિધિ નીમાયા.

,, ૩ મિત્રરાજ્યોનો કોકોડા પર ઘેરો; ઇજીપ્તમાં મોટું ટેન્ક યુદ્ધ.

,, ૪ રોમેલને પાછો હાંકી કાઢવામાં આવ્યો; મિત્રરાજ્યોના લશ્કરોએ અગત્યનાં મથકોનો કબજો લીધો.

,, ૫ સર સ્ટેફર્ડ ક્રિપ્સે નવા આક્રમણની જાહેરાત કરી; 'ધી ટાઇમ્સ'ના પરદેશ ખાતાના તંત્રી માટે છાપખાનાના ખતપત્ર (ચાર્ટર)ની માગણી કરી.

,, ૬ માડાગાસ્કરમાં યુદ્ધવિરામ; ફ્રેન્ચ સામનાનો અંત આવ્યો.

,, ૭ મિત્રરાજ્યોનું ૧,૪૦,૦૦૦ માણસોનું લશ્કર ઉત્તર આફ્રિકામાં ઉતર્યું; યુનાઇટેડ સ્ટેટસનું લશ્કર ગ્વાડાલકેનાલમાં આગળ વધ્યું; બ્રિટિશોએ મર્સામાત્રુહનો ફરીથી કબજો લીધો.

,, ૮ મ્યુનિચ બીર સેલરમાં હિટલરનું ભાષણ.

,, ૯ ન્યુ દીલ્લીમાં મુસ્લીમલીગ કાઉન્સિલની બેઠક; વીચીએ યુનાઇટેડ સ્ટેટસ સાથે સંબંધ તોડી નાખ્યો.

,, ૧૦ લૉર્ડ મેયરના ખાણા વખતે ચર્ચિલે યુદ્ધ હેતુઓની રૂપરેખા દોરી.

,, ૧૧ કબજે ન લીધેલા ફ્રાન્સના ભાગોમાં જર્મન લશ્કરોને કૂચ કરવાનો આદેશ મળ્યો.

,, ૧૨ ગાંધીજીને મળવાની ચક્રવર્તી રાજગોપાલાચારીને વાઇસરૉયે ના પાડી; જયપ્રકાશ નારાયણ તથા બીજા પાંચ રાજકીય કેદીઓ નાસી ગયાની જાહેરાત થઈ.

,, ૧૩ મિત્રરાજ્યોએ તોબ્રુકનો ફરીથી કબજો લીધો; વર્તમાનપત્રની પરિષદ સમક્ષ જનરલ સ્મટસે ગાંધીજીને અંજલિ આપી.

,, ૧૪ ઉત્તર આફ્રિકામાં જનરલ જીરોની વડા સેનાપતિ તરીકે નિમણૂક થઇ.

,, ૧૫ મડાગાંઠનો અંત લાવવાની ડૉ. સપ્રુની બ્રિટનને અરજ.

,, ૧૬ તંત્રીપરિષદની દરખાસ્તોનો મદ્રાસ સરકારે સ્વીકાર કર્યો; ધરીરાજ્યોની સાઇરેનૈકામાં પીછેહઠ.

,, ૧૭ ગાંધીજીને મળવાની ના પાડવામાં વાઇસરૉયે પોતાની કાઉન્સીલના સભ્યોની સલાહ લીધી નથી તેમ રાજગોપાલાચારીએ જણાવ્યું; મિત્રરાજ્યોએ ડર્ના તથા મેકિલિનો કબજો લીધો.

,, ૧૮ બંગાળાના નાણામંત્રી ડૉ. એસ. પી. મુકરજીએ રાજીનામું આપ્યું.

,, ૧૯ મી. પેતાંના સંભવિત અનુગામી તરીકે મોં. લેવાલની નિમણૂક; ટ્યુનિશિયામાં મિત્રરાજ્યો તથા જર્મનો વચ્ચે જંગ.

,, ૨૦ નાઝીઓ બેંગાઝી ખાલી કરી ગયા; મદ્રાસના વર્તમાનપત્રો 'ઇન્ડિયન એક્સ્પ્રેસ' તથા 'ફ્રીપ્રેસ' ચાલુ થયા.

,, ૨૧ હિંદી પ્રધાનની ઓફિસ કાઢી નાખવાની તથા હિંદ માટે રાષ્ટ્રીય સરકાર સ્થાપવાની ડૉ. સપ્રુની અરજ; ન્યુગિનીમાં મોટું યુદ્ધ.

નવે. ૨૨ જર્મન લશ્કરો ટ્યુનિશિયા પાસે પહોંચી ગયા; સર સ્ટેફર્ડ ક્રિપ્સની હવાઇઉત્પાદન ખાતાના પ્રધાન તરીકે નિમણૂક; દક્ષિણ આફ્રિકાવાળા જનરલ હર્ટઝોગનું મૃત્યુ.

,, ૨૩ સર મહમદ યાકુબનું મૃત્યુ; વર્તમાનપત્રના નિવેદન દ્વારા ડૉ. એસ. પી. મુખરજીએ સરકારની ઝાટકણી કાઢી.

,, ૨૪ લંડનમાં અકબરની ચતુર્શતાબ્દિની ઉજવણી; મી. એમેરીની અંજલિ. હિંદના વાઇસરૉય તરીકે લૉર્ડ ક્રેન્બોર્નનું બોલાતું નામ.

,, ૨૫ લાલ લશ્કરના એકમોએ સ્ટેલિન્ગ્રેડને રાહત આપી.

,, ૨૬ હિંદી મડાગાંઠ સંબંધી સંયુક્તરાષ્ટ્રોને વચ્ચે પડવાની ન્યુયૉર્ક ટાઇમ્સની અરજ.

,, ૨૭ ઍડમિરલ દાર્લાંને રાષ્ટ્રીયત્વમાંથી મુક્ત કરવામાં આવ્યા.

,, ૨૮ રશિયનોએ કલેટસ્કિયા ફરીથી લીધું; બ્રિટિશોએ રિયુનિયન ટાપુઓનો કબજો લીધો.

,, ૨૯ હિંદના વડાન્યાધીશ તરીકે સર વિલિયમ પેટ્રિક સ્પેન્સની થયેલ નિમણૂક.

,, ૩૦ મી. ચર્ચિલે બ્રોડકાસ્ટ ભાષણ દ્વારા યુદ્ધ પરિસ્થિતિનું અવલોકન કર્યું. ઇટલીમાં ગંભીર અશાંતિ થવાનો કાર્ડિનલહલને ભય લાગ્યો.

ડીસે. ૧ યુદ્ધ પછીની બ્રિટિશ યોજનાની આમસભામાં ચર્ચા; સામાજીક સંરક્ષણની સર વિલિમમ બેવરિજની યોજના પ્રગટ થઈ.

,, ૨ રશિયનોની ડૉન તરફ આગેકૂચ; અલ અધીલા પાસે યુદ્ધ.

,, ૩ આમસભામાં જવાબ આપતાં મી. એમરી, રાજાઓ સાથેના કરારો સહીસલામત હોવાની ખાત્રી આપે છે; દક્ષિણ આફ્રિકામાં હિંદી ટુકડી તૈયાર કરવામાં આવી.

,, ૪ રાઇટ ઑન. જે. ડી. કોલ્વિલની મુંબઇના ગવર્નર તરીકે નિમણૂક થઇ; અમેરિકનોના બર્મા પર હુમલા.

,, ૫ ફેડરલ યુનિયન મેનિફેસ્ટોએ શાહીવાદ સામે વિરોધ દાખવ્યો; સંસ્થાનોની પ્રથા દૂર કરવાની મી. વેન્ડલ વિલ્કીની જાહેરાત.

,, ૬ પર્લહાર્બરમાં યુનાઇટેડ સ્ટેટસને થયેલ નુકશાનની પૂરી વિગતો પ્રગટ કરવામાં આવી. સર એમ. એન. મુકરજીનું મૃત્યુ.

,, ૭ નામદાર વાઇસરૉય લૉર્ડ લિન્લિથગોની મુદ્દત ૭ મહિના વધારીને ઑકટોબર ૧૯૪૩ સુધીની કરવામાં આવી.

,, ૮ ડાકર મિત્રરાજ્યોના મથક તરીકે વપરાવાનું નક્કી થયું; મડાગાંઠનો અંત લાવવાને હિંદી સભ્યોના યત્નો વિષે ઑન. સરકારનું ભાષણ.

,, ૯ અન્નમલૈ વિશ્વવિદ્યાલયના પદવીદાન સમારંભ વખતે ત્રાવણકોરના મહારાજાનું ભાષણ; યુદ્ધ પછીની નેમો સ્પષ્ટ જાહેર કરવાની મી. વિલ્કિની અરજ.

,, ૧૦ જનરલ વોન હલ્ડરને બદલે જનરલ વિટઝલર જર્મન જનરલ સ્ટાફના વડા તરીકે નીમાયાની જર્મન ન્યુઝ એજન્સીની જાહેરાત,

,, ૧૧ મી. વિલિયમ ફિલિપ્સ રુઝવેલ્ટના હિંદખાતેના અંગત પ્રતિનિધિ નીમાયા.

,, ૧૨ બીનપક્ષી આગેવાનોની પરિષદ અલ્લાહાબાદમાં મળી; સર. એસ. રાધાકૃષ્ણે 'ગાંધીજીની નીતિ અને અહિંસા' ઉપર કલકત્તામાં કમળા ભાષણો આપ્યા.

,, ૧૩ મિસિસ કઝીન્સના પ્રમુખપણા હેઠળ (તામિલનાડની) અખિલ હિંદ સ્ત્રીપરિષદ વેલોરમાં મળી.

,, ૧૪ મિત્રરાજ્યોએ બ્યુનાનો કબજો લીધો.

ડીસે. ૧૫ બીનપક્ષી આગેવાનોની પરિષદની સ્ટેન્ડીંગ કમીટીએ બ્રિટનને હિંદમાંથી સત્તા છોડવાની માગણી કરી.

„ ૧૬ જાપાન અને હિંદીચીન વચ્ચે આર્થિક કરારો થયા; ચિત્તાગોંગપર ફરીથી બોંબમારો.

„ ૧૭ ધરીરાજ્યો સામે લડવાને પોતાનું નૌકાદળ મિત્રરાજ્યોને આપવાની એડમિરલ દાર્લાંએ ઇચ્છા દર્શાવી.

„ ૧૮ અખિલ હિંદ વર્તમાનપત્ર પરિષદની સ્ટેન્ડીંગ કમીટીની બેઠક મુંબઇમાં થઈ.

„ ૧૯ મિત્રરાજ્યોની બર્મામાં આગેકૂચ; નૈઋત્ય પાસિફિકમાં એન્ડેડેર ભૂશિરનો મિત્રરાજ્યોએ કબજો લીધો.

„ ૨૦ મધ્યડૉનમાં રશિયનોએ દુશ્મનોની હરોળ ભેદી આક્રમણ કર્યું; હિટલર લાવલ મુલાકાત.

„ ૨૧ દુશ્મનોના હવાઇ હુમલાનો કલકત્તાએ પહેલો સ્વાદ ચાખ્યો; મિત્રરાજ્યોએ આલ્બેનિયાના સ્વાતંત્ર્યનો સ્વીકાર કર્યો; પાછળ હઠતા દુશ્મનોનો આઠમા લશ્કરે પીછો પકડ્યો.

„ ૨૨ હિંદને સ્વરાજ આપવાની બર્ટ્રાન્ડ રસલની વિનતિ.

„ ૨૩ યુનાઇટેડસ્ટેટસના વિમાનોનો રંગૂન પર બોંબમારો; ટ્રિપોલિટાનિયામાં મિત્રરાજ્યોની આગેકૂચ

„ ૨૪ ડાકરમાં અમેરિકન સૈન્યો આવી પહોંચ્યા; બર્મામાં જાપાનીઓની પીછેહઠ; અલ્જીયર્સમાં એડમિરલ દાર્લાંનુ થયેલ ખૂન.

„ ૨૫ ઉત્તર આફ્રિકામાં જનરલ જીરોએ ચાર્જ સંભાળ્યો; સામ્રાજ્ય અને પ્રજા પ્રત્યે ના. સમ્રાટનો વાયુ વાર્તાલાપ.

„ ૨૬ પંજાબના વડાપ્રધાન સર સીકંદર હયાતખાનનું મૃત્યુ.

„ ૨૭ અખિલ હિંદ કેળવણી પરિષદ ઇંદોરમાં રાઇટ ઑન. જયકરના પ્રમુખપણા હેઠળ મળી; ન્યુગિનીમાં યુદ્ધ.

„ ૨૮ ત્રિવેન્દ્રમમાં હિંદી ઐતિહાસિક રેકર્ડ્ઝ કમીશનની વાર્ષિક બેઠક સર જોગેન્દ્રસિંગના પ્રમુખપણા હેઠળ મળી.

„ ૨૯ શ્રી. વી. ડી. સાવરકરના પ્રમુખપણા હેઠળ હિંદુ મહાસભાનું કાનપુરમાં અધિવેશન; ફ્રેન્ચ સોમાલીલેન્ડ મિત્રરાજ્યો સાથે જોડાયું.

„ ૩૦ ઑન. મેજર માલિક ખીજર હયાતખાન તિર્વાનાએ પંજાબમાં પ્રધાન મંડળની રચના કરી; વર્તમાનપત્રોની તંત્રી પરિષદે તા. ૬ જાન્યુઆરીએ વર્તમાનપત્રોની હડતાળ પાડવા વિનંતિ કરી.

„ ૩૧ જનરલ વેવલને ફીલ્ડમાર્શલ બનાવવામાં આવ્યા.



# વિશ્વદર્શન

## વિભાગ બીજો

### હિંદ પર દૃષ્ટિપાત

હિંદી સામ્રાજ્યનો વિસ્તાર ઉત્તરથી દક્ષિણ ૨,૦૦૦ માઈલનો તથા પૂર્વથી પશ્ચિમ ૨,૫૦૦ માઈલનો છે. તેનું કુલ ક્ષેત્રફળ બ્રિટિશ ટાપુઓના ક્ષેત્રફળ કરતાં લગભગ ૨૨ ગણું છે. મુંબઈથી પેશાવર લગભગ ૧,૫૦૦ માઈલ છે. પેશાવરથી કલકત્તા તેટલું જ છે. દિલ્હી મુંબઈથી ૯૫૦ માઇલ, કલકત્તાથી મુંબઈ લગભગ ૧,૨૦૦ માઇલ છે. કાશ્મીરની ઉત્તરથી હિંદની દક્ષિણ સુધી ૨,૦૦૦ માઈલથી વધારે છે. અને બલુચિસ્તાનથી બર્માનાં શાન રાજ્યો સુધી ૨,૫૦૦ માઈલથી વધારે છે. હિંદ ગ્રેટબ્રિટન કરતાં પંદરગણું મોટું તથા રશિયાને બાદ કરતાં યુરોપ જેવડું મોટું છે. તેનો વિસ્તાર ૪૦° રેખાંશ અને ૩૦° અક્ષાંશ સુધીનો છે. હિંદમાં ૬,૦૦૦ માઇલની જમીનની સરહદ તથા ૫,૦૦૦ માઈલની સમુદ્રની સરહદ છે. તેના કિનારાની રેખા લગભગ ૫,૦૦૦ માઇલ છે.

હિંદના ઘણા ભાગ પાડી શકાય, પરંતુ વિશાળ દૃષ્ટિએ ત્રણ ભાગ પાડવા સુગમ પડશે.

૧. ઉત્તરમાં હિમાલયપ્રદેશ. ૨. સિંધુ–ગંગાનો પ્રદેશ. ૩. દક્ષિણ વિભાગ.

હિમાલયપ્રદેશ પશ્ચિમમાં અફઘાનિસ્તાનથી શરૂ કરી પૂર્વમાં બર્મા સુધી ઉત્તર પ્રદેશમાં આવી રહેલો ગણી શકાય. આ પ્રદેશ ૧,૫૦૦ માઇલનો છે. તેની પહોળાઈ લગભગ ૨૦૦ માઈલની છે. તે ઉત્તરના પ્રદેશની આડો કુદરતી રીતે આવી રહેલો છે.

આ હિમાલય પર્વતની હાર હિંદ અને તિબેટ વચ્ચે એવડા કિલ્લાનું કાર્ય બજાવે છે. આ કિલ્લાના દક્ષિણ તરફના ઢાળમાં સુંદર જંગલો, સીધી નેળો તથા ગરમ પ્રદેશવાળી ખીણો આવી રહેલાં છે. વચ્ચે ઊંચા પર્વતનાં શિખરોવાળો મોટો પ્રદેશ આવેલ છે. આ શિખરો સદાને માટે હિમાચ્છાદિત હોય છે. ઉત્તરમાં ઊંચી ખીણો આવેલ છે, તેના પર નહિ જેવી લીલોતરી થાય છે. હિમાલય પર્વત પૂર્વમાં બ્રહ્મપુત્રા તથા પશ્ચિમમાં સિંધુ નામની બે મહાન નદીઓની વચ્ચે આવેલ છે. પશ્ચિમમાં ઉચ્ચ શિખર નંગપર્વત છે, તેની ઊંચાઈ ૨૬,૬૨૦ ફીટ છે, તે કાશ્મીરના વાયવ્ય ખૂણામાં આવેલું છે. જગતનું સૌથી ઉચ્ચ શિખર માઉન્ટ એવરેસ્ટ નેપાળ—હિમાલયમાં આવેલ છે. તેનાથી ઊંચાઇમાં ઊતરતું શિખર ગોડવિન ઓસ્ટેન છે. નંદાદેવી કુમાઉનમાં તે આવેલ છે અને બ્રિટિશ હિંદમાં આવેલ હિમાલયનું ઊંચામાં ઊંચું શિખર છે (૨૬,૮૨૬ ફીટ). પૂર્વના છેડાનું કાંચનજંઘા પણ નેપાળમાં આવેલું છે.

સિંધુ–ગંગાનો પ્રદેશ ઉત્તરમાં હિમાલય અને દક્ષિણમાં દક્ષિણ પ્રદેશની વચ્ચે આવેલો છે. મોટે ભાગે તે નીચાણનો પ્રદેશ છે અને વાયવ્ય ખૂણા તરફ ઉચ્ચ થતો જાય છે. તે દરિયાની સપાટીથી ૧,૦૦૦ ફીટ કરતાં

વધારે ઊંચો નથી. ઉત્તર હિંદનો મોટો ભાગ તે રોકે છે અને એક છેડાથી બીજા છેડા સુધી તે ૨,૦૦૦ માઇલ કરતાં વધારે છે અને સામાન્ય રીતે ૧૫૦ થી ૨૦૦ માઇલ પહોળો છે. નામ બતાવી આપે છે તેમ તેમાં બે નદીઓના પ્રવાહ આવી રહેલા છે. પંજાબમાં સિંધુ નદી તથા તેને મળનારી નાની નદીઓ અને પ્રદેશના મધ્ય અને પૂર્વના ભાગમાં વહેતી ગંગા નદી અને તેને મળનારી બીજી નાની નદીઓ. બ્રહ્મપુત્રા નામની એક ત્રીજી મોટી નદી હિમાલયના પૂર્વપ્રદેશને અડીને વહે છે અને ગંગા નદીને જઈ મળે છે. આ ત્રણે નદીઓનો પ્રદેશ આખા હિંદમાં ખૂબ ફળદ્રુપ છે. તે પ્રદેશમાં આખા હિંદની ૨/૫ ભાગની વસ્તીનું પોષણ થાય છે. તે પ્રદેશમાં મોટાં શહેરો તથા નગરોની સંખ્યા વધારે પ્રમાણમાં છે. જમીન ઊંડાણવાળી છે અને આ પ્રદેશ બહુ સપાટ છે. ગંગા નદીના પ્રદેશથી માંડીને સિંધુ નદીના પ્રદેશના આ મોટા મેદાનના મધ્યભાગમાં એક પણ ટેકરી અથવા દરિયાની સપાટીથી ૭૦૦ માઇલ ઊંચો પ્રદેશ જોયા વિના મુસાફરી કરવાનું શકય છે. સિંધુ–ગંગાનો પ્રદેશ તેના પ્રમાણમાં ભરચક વસ્તીવાળો છે. તેમાં ગામડાંઓ તથા મોટાં શહેરો આવેલાં છે, તેમાંનાં કેટલાંક ખૂબ પ્રાચીન તથા પ્રખ્યાત છે. તેમાં પંજાબ, દિલ્હી, સંયુક્તપ્રાંત, બિહાર તથા બંગાળાનો સમાવેશ થાય છે. મેદાનના પૂર્વ તરફના વિસ્તારમાં બ્રહ્મપુત્રાની ખીણ આવેલ છે; તે આસામ પ્રાંત છે.

દક્ષિણમાં દક્ષિણપ્રદેશ પશ્ચિમ બાજુથી પૂર્વ તરફ ઢળતો આવે છે. પશ્ચિમઘાટમાં ૫,૦૦૦ ફીટથી શરૂ કરીને પૂર્વઘાટમાં ૧,૦૦૦ ફીટ તે પહોંચે છે. નર્મદા તથા તાપીના અપવાદ સિવાય બીજી નદીઓ પૂર્વમાં બંગાળાના ઉપસાગરમાં વહે છે. સામાન્યતઃ નદીઓનો જળમાર્ગ તરીકે બહુ ઉપયોગ થતો નથી. મેદાનની નદીઓ પરનાં શહેરો ખાસ અગત્યનાં નથી. આ પ્રદેશ ગંગા–સિંધુના પ્રદેશને જરા પણ મળતો આવતો નથી. તે સીધો પ્રદેશ નથી પણ સમુદ્રની સપાટીથી ૧,૦૦૦ ફીટથી માંડીને ૩,૦૦૦ ફીટ ઊંચો છે.

દક્ષિણ–પ્રદેશનાં રાજ્યો તથા પ્રાંતો નીચે મુજબ છે. મધ્યપ્રાંત તથા વરાડ, મુંબઇ તથા મદ્રાસ ઇલાકાનો થોડો ભાગ, તથા હૈદ્રાબાદ તથા મહીસુરનાં દેશી રાજ્યો.

દેશનો મોટો ભાગ ઉષ્ણકટિબંધમાં આવેલો હોઈ હવાપાણી ઉષ્ણ છે. નિયમ તરીકે નીચાણના પ્રદેશોમાં ખૂબ ગરમી પડે છે અને ઉચ્ચ પ્રદેશોનું હવામાન નીચું હોય છે. ઉત્તરના ભાગોમાં શિયાળામાં હવામાન ઇંગ્લાંડના ઉનાળાના જેટલું હોય છે. હિંદી હવાપાણીની ખાસ વિશિષ્ટતા 'નિયમિતતા' છે. વર્ષાઋતુનો આધાર નીચેના પવનપ્રવાહો ઉપર છે:

**અરબી સમુદ્રનો પ્રવાહ**: એપ્રિલથી સપ્ટેંબર સુધી સિંધ અને રજપૂતાનાના રેતાળ પ્રદેશમાં સૂર્યનાં કિરણો સીધાં પડે છે, તેથી ત્યાંની હવા ગરમ થઇને ઊંચે ચડે છે અને તેની ખાલી પડેલી જગ્યા પૂરવાને નૈઋત્ય તરફથી સમુદ્ર તરફની હવા આવે છે. વિશાળ મહાસાગરની સપાટી પરથી આવતી આ હવા પુષ્કળ ભેજવાળી હોય છે. આ પવન છ માસ પર્યંત આખા હિંદ પર વાય છે તેથી દેશના ઘણાખરા ભાગમાં જૂનથી સપ્ટેંબર સુધીમાં સારો વરસાદ પડે છે.

અરબી સમુદ્ર પરથી પવન ઉત્પન્ન થઇને આગળ વધતાં તેના માર્ગમાં પ્રથમ સહ્યાદ્રિ ગિરિમાળા આવે છે. તેને ઓળંગવા માટે ઊંચે ચડતાં તે ઠંડો પડે છે. તેને લીધે પશ્ચિમ કિનારાના મેદાનમાં ૧૦૦થી ૧૫૦ ઇંચ જેટલો અને સહ્યાદ્રિ ઉપર ૨૦૦ થી ૩૦૦ ઇંચિ જેટલો વરસાદ પડે છે. સહ્યાદ્રિ ઓળંગ્યા પછી દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં કોઈ બીજી ગિરિમાળા ન હોવાથી તે વધારે ઠંડો થઇ શકતો નથી; તેથી દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં ૨૦ થી ૩૦ ઇંચિ જેટલો સાધારણ વરસાદ પડે છે. ગુજરાત–કાઠિયાવાડમાં પણ તેટલો જ પડે છે, પણ સિંધમાં ઘણો જ થોડો પડે છે, કારણ કે તે પ્રદેશમાં રેતાળ રણ હોવાથી ત્યાં પવન ઠંડો થવાને બદલે ઊલટો ગરમ બની જાય છે.

મુંબઈ ઈલાકો છોડી એ પવનપ્રવાહ પોતાની મુસાફરી આગળ શરૂ કરે છે ત્યારે તેના માર્ગમાં સાતપુડા અને વિંધ્યા ગિરિમાળાઓ આવે છે. એ ગિરિમાળાઓ બહુ ઊંચી નથી, તોપણ તેને ઓળંગવાને ઊંચે ચઢતાં પવન ઠંડો પડવાથી મધ્યહિંદના પ્રદેશને ૪૦ થી ૫૦ ઈંચ જેટલો વરસાદ મળે છે. ત્યારપછી આગળ જતાં પવનપ્રવાહના માર્ગમાં હિમાલય આવે છે. તેને ઓળંગવા માટે તેને ૨૦ હજાર ફીટ કરતાં પણ વધારે ઊંચે ચડવું પડે છે, અને તેમ થતાં પોતાની અંદર બાકી રહેલો તમામ ભેજ વરસાદ, કરા કે બરફરૂપે હિમાલયને આપી દેવો પડે છે. હિમાલય ઓળંગ્યા પછી તેમાં જરાયે ભેજ બાકી રહેતો નથી.

**બંગાળી ઉપસાગરનો પ્રવાહ** : જે કારણથી અરબી સમુદ્ર પરથી પ્રવાહ ઉત્પન્ન થાય છે, તે જ કારણથી બંગાળાના ઉપસાગર ઉપરથી પણ પવનપ્રવાહ ઉત્પન્ન થાય છે. તેના માર્ગમાં બંગાળા, આસામ અને બ્રહ્મદેશ એ ત્રણ પ્રાંતો આવે છે. એ પ્રવાહના માર્ગમાં ખાસ્યાના અને આરાકાનના ડુંગરો આવે છે, તેથી તે ડુંગરો પર સહ્યાદ્રિની પેઠે પુષ્કળ વરસાદ પડે છે. આખી પૃથ્વી ઉપર આટલો વરસાદ બીજે કોઇ પણ સ્થળે પડતો નથી.

**ઇશાનનો પવનપ્રવાહ** : આપણા દેશ ઉપર ઑક્ટોબરથી માર્ચ સુધી ઇશાન તરફથી પવન વાય છે. તે પવન જમીન તરફથી આવતો હોવાથી તેમાં ભેજ હોતો નથી. માત્ર હિંદના પૂર્વકિનારા પર જ તે સમુદ્ર પરથી વાય છે, તેથી તેટલા ભાગને તે વરસાદનો લાભ આપે છે. દેશના બાકીના તમામ ભાગોમાં તે સ્થળ પરથી આવતો હોવાથી સૂકો હોય છે એટલે બીજે કોઇ પણ ઠેકાણે શિયાળામાં વરસાદ પડતો નથી.

નૈઋત્યના અને ઇશાનના પ્રવાહો સર્વત્ર નૈઋત્ય અને ઇશાનમાંથી જ વાય છે એમ સમજવાનું નથી, તેને વાવાની દિશાનો આધાર પર્વતોની હારો અને ખીણો ઉપર રહે છે.

બલુચિસ્તાન અને ઉત્તર કાશ્મીર નૈઋત્ય–પવનપ્રવાહના માર્ગની બહાર છે, તેથી ત્યાં ચોમાસામાં વરસાદ ભાગ્યે જ પડે છે. ત્યાં ઘણે ભાગે શિયાળામાં થોડો વરસાદ કે બરફ પડે છે. હિંદની વર્ષાઋતુ વિષે ટૂંકામાં કહીએ તો પશ્ચિમકિનારાના મેદાનમાં, આસામમાં, હિમાલયની તળેટીમાં અને બ્રહ્મદેશમાં પુષ્કળ વરસાદ પડે છે. ઉત્તરના મેદાનમાં બંગાળાથી સિંધ તરફ જતાં વરસાદનું પ્રમાણ ઓછું ઓછું થતું જાય છે. દ્વીપકલ્પના ઉચ્ચપ્રદેશમાં ૨૦ થી ૩૦ ઈંચ જેટલો સાધારણ વરસાદ પડે છે અને મદ્રાસ ઇલાકાના કિનારા પાસેના ભાગમાં જૂનથી જાન્યુઆરી સુધી આઠ માસ સુધી વરસાદ પડે છે.

## હિંદુસ્તાનનો કિનારો

હિંદના કિનારામાં ખાંચા નથી, અને જો કે તે ૫,૦૦૦ માઇલ લાંબો છે છતાં જમીનમાં અગત્યના ફક્ત ચાર જ ખાંચા છે;—કચ્છનું રણ, પશ્ચિમે ખંભાતનો અખાત, હિંદ અને સીલોન વચ્ચે મનારનો અખાત અને લોઅર બર્મામાં માર્ટાબાનનો અખાત. હિંદનો કિનારો બેટોથી તદ્દન મુક્ત છે અને કિનારા આસપાસનો દરિયો તદ્દન છીછરો છે અને કિનારો રેતાળ છે. કિનારાની આસપાસ બધે સિંધુ નદીના મુખથી શરૂ કરીને ગંગા નદીના મુખ સુધી લાંબી પટી છે, તે કોઈ સ્થળે ખૂબ સાંકડી તો કોઇ સ્થળે ખૂબ વિશાળ છે. કોઇ પણ સ્થળે તે દરિયાની સપાટીથી ૬૦૦ ફીટ ઊંચી નથી. ઘણે સ્થળે તો તે દરિયાની સપાટી બરાબર છે.

## હિંદનું ક્ષેત્રફળ

હિંદનું ક્ષેત્રફળ ૧,૮૦૮,૬૭૯ ચોરસ માઇલનું છે. બ્રિટન કરતાં તે વીસગણાથી વધારે છે, અથવા યુરોપમાંથી રશિયાને બાદ કરતાં જે ક્ષેત્રફળ રહે તેના જેટલું છે. બ્રિટિશ હિંદનું ક્ષેત્રફળ ૧,૦૯૬,૧૭૧ ચોરસ માઇલ છે. દેશી રાજ્યો તથા એજન્સીઓનું ૭૧૨,૫૦૮ ચોરસ માઇલ છે. બ્રિટિશ પ્રાંતોનું

ક્ષેત્રફળ કુલ ક્ષેત્રફળના ૬૧ ટકા છે અને કુલ વસ્તીના ૭૭ ટકા વસ્તી તેમાં છે. હિંદની વસ્તી ૧૮૭૨માં ૨૦½ કરોડ, ૧૯૦૧માં ૨૯½ કરોડ, ૧૯૨૧માં ૩૧¾ કરોડ, ૧૯૩૧માં ૩૫ કરોડ અને ૧૯૪૧માં ૩૮૮,૮૦૦,૦૦૦ હતી. એટલે કે ૭૦ વર્ષોના ગાળામાં લગભગ ૧૦૦ ટકા વસ્તી વધી છે. બ્રિટિશ હિંદમાં દર ચોરસ માઇલે ૧૯૬ અને દેશી રાજ્યોમાં ૧૧૩ની વસ્તી છે. વસ્તીના ૯૦ ટકા ગામડાંઓમાં રહે છે, શહેરોમાં માત્ર ૧૦ ટકા રહે છે.

## હિંદના પર્વતના ઘાટો

૧ દાર્જિલિંગથી એક રસ્તો સિક્કિમમાં થઈ ચંબી ખીણમાં જાય છે અને ત્યાંથી વિકટ પ્રદેશમાં પસાર થઈને તિબેટના રાજધાનીના શહેર લ્હાસા સુધી જાય છે.

૨ જરા વધારે દૂર પશ્ચિમમાં હિંદુસ્તાનનો રસ્તો સીમલા પાસે વળાંક લે છે અને ત્યાંથી તિબેટની પશ્ચિમમાં ગાર્તોક સુધી જાય છે.

૩ રાવળપિંડીથી રસ્તો જેલમની ખીણમાં થઈને શ્રીનગર જાય છે.

૪ શ્રીનગરથી એક દુર્ગમ રસ્તો લેહ સુધી જાય છે, ત્યાંથી શાયોક ખીણમાં જાય છે, ત્યાંથી કારાકોરમ ઘાટ પર જાય છે અને ત્યાંથી તરીમ ખીણ પ્રદેશ સુધી જાય છે.

૫ ખૈબરઘાટ (૩,૪૦૦ ફીટ) પેશાવરથી કાબુલ સુધી જાય છે.

૬ ખૈબરઘાટની દક્ષિણે ગોમલ ઘાટ છે. તે વઝીરીસ્તાનમાં થઈને પંજાબથી ગીઝની જાય છે.

૭ સુલેમાન અને કિરતાર પર્વતો વચ્ચે બોલનઘાટ.

૮ હિંદ અને બર્મા વચ્ચેના પર્વતોમાં ચાર મુખ્ય રસ્તા છે.

(૧) તુઝુ ગેપ (૨) મણિપુર રસ્તો (૩) ધી એન (૪) તુંગપ ઘાટ.

## નદીઓ

**૧ ઉત્તર હિંદની નદીઓ**—આ બધી નદીઓ પર્વતોમાંથી ઉદ્દભવ પામે છે. પર્વત પરના બરફના ઓગળવાથી તેમને પાણી મળે છે. માત્ર ચોમાસાના વરસાદ પર તેઓ પાણી માટે આધાર રાખતી નથી પણ પર્વતના બરફ પર આધાર રાખે છે.

ઉત્તર હિંદની નદીઓના ત્રણ મોટા સમૂહો છે. (૧) સિંધુ નદી તથા તેને મળનારી પાંચ નદીઓ, જેલમ, ચિનાબ, રાવી, બિયાસ અને સતલજ; સિંધુ નદી હિમાલયની પૂર્વમાંથી નીકળે છે અને ૧,૭૦૦ માઇલ પશ્ચિમ તરફ વહીને અરબી સમુદ્રમાં મળે છે. (૨) ગંગા નદી ૧,૫૦૦ માઇલ લાંબી છે. હિમાલયના દક્ષિણ તરફના ઢોળાવ તરફ તે વહે છે અને તેની શાખાઓ, જમના, ઘોઘરા, ગંડક, ચંબલ તથા સોનસહિત બંગાળાના અખાતને મળે છે. (૩) બ્રહ્મપુત્રા, હિમાલયની પશ્ચિમમાંથી નીકળે છે અને પૂર્વ દિશામાં સાનપો તરીકે, તિબેટ, આસામ અને પૂર્વ બંગાળામાં વહે છે. ત્યાં તે બ્રહ્મપુત્રા કહેવાય છે. ૧,૬૮૦ માઈલની લંબાઈ પછી બંગાળાના અખાતમાં તે મળી જાય છે.

**૨ હિંદી દ્વીપકલ્પની નદીઓ**—આ નદીઓ ઉત્તર હિંદની નદીઓ કરતાં તદ્દન જુદી જાતની છે. તે ઉચ્ચ પ્રદેશની ટેકરીઓમાંથી નીકળે છે અને ચોમાસાના વરસાદ પર મુખ્યત્વે આધાર રાખે છે. આ નદીઓ પશ્ચિમઘાટની નજીકમાંથી નીકળી બંગાળાના ઉપસાગરમાં મળી જાય છે. મુખ્ય નદીઓ મહાનદી, ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી છે. ઉત્તર તરફની બે નદીઓ નર્મદા અને તાપી પશ્ચિમ તરફ વહે છે.

## હિંદમાં વસતી જાતિઓ

૧ **પ્રોટો-ઓસ્ટ્રેલિયન** : પોતાની વિશિષ્ટતાના વિકાસ પહેલાં તેઓ હિંદમાં આવી પહોંચ્યા હતા.

૨ **દ્રાવિડયન** : ભૂમધ્યની જાતિના છે અને તેઓ પશ્ચિમમાંથી હિંદમાં આવ્યા.

૩ **ઇન્ડો-આર્યન** : નોર્ડિક અથવા આલ્પાઇન જાતિના છે. તેઓ ઇ. સ. પૂર્વે ૨,૦૦૦થી ૧,૫૦૦ સુધીમાં વાયવ્ય ખૂણામાંથી આવ્યા.

૪ **મોંગોલિયન** : ઈશાન ખૂણામાંથી હિંદમાં આવ્યા અને હજુ નેપાળ, ભૂતાન અને આસામમાં મળી આવે છે.

૫ **પર્શિયન** : મેસિડોનિયન, સિથિયન, પાર્થિયન, તથા શ્વેત હૂણ લોકોએ ઇ. સ. પૂર્વે ૬ઠ્ઠા સૈકાથી ઇ. સ. ૬ઠ્ઠા સૈકા સુધી ઉત્તર હિંદ પર આક્રમણ કર્યું.

૬ **આરબ અફઘાન** : આર્મિનિયન, યાહુદી, પોર્ટુગીઝ તથા બીજા યુરોપિયનો જુદા જુદા સમયે આવ્યા.

હિંદની મુખ્ય જાતિઓ અને તેની વહેંચણીનું નીચે પ્રમાણે વર્ણન કરી શકાય.

૧ **ઇન્ડો-આર્યન** : પંજાબ, કાશ્મીર, રજપુતાના અને ઉત્તર હિંદના ઉચ્ચ પ્રદેશોમાં.

૨ **દ્રાવિડિયન** : હિંદના બીન-આર્ય રહેવાશીઓમાં પહેલા આવનાર. મદ્રાસ, હૈદ્રાબાદ, મધ્યપ્રાંતો, મધ્યહિંદ અને છોટા નાગપુરના મોટા ભાગમાં રહે છે. તેઓની ચામડી કાળી, આકાર ચપટો, માથું લાંબુ અને નાક હબસી લોકોના નાકને મળતું આવતું હોય છે.

૩ **મોંગોલિયન** : તિબેટ, આસામ અને બર્માની હિંદી સરહદ ઉપર આ મુખ્ય જાતિને અંગે નીચેની પેટા જાતિઓનો ઉદ્ભવ થયો છે.

(૧) **આર્યો-દ્રાવિડિયન** : સંયુક્તપ્રાંતો, બિહાર અને રજપુતાનાના ભાગોમાં.

(૨) **મોંગોલો-દ્રાવિડિયન** : બંગાળાના નીચેના ભાગમાં, ઓરીસા અને આસામમાં.

(૩) **સિથો-દ્રાવિડિયન** : મરાઠી પ્રાંતોમાં, હિંદના વાયવ્ય ખૂણામાં અને રજપુતાનામાં. મોટે ભાગે દ્રાવિડિયન અને સિથિયનોનું મિશ્રણ.

(૪) **તુર્કો-ઈરાનિયન** : બલુચિસ્તાન અને સરહદ પ્રાંતમાં. તુર્ક તથા ઈરાની તત્ત્વોનું મિશ્રણ છે.

### સ્થાન

રેખાંશ ૬૧° થી ૧૦૧° પૂર્વ
અક્ષાંશ ૮° થી ૩૭° ઉત્તર

### વસ્તી

**બ્રિટિશ હિંદ** : ક્ષેત્રફળ ૧,૦૯૬,૧૭૧, ચોરસ માઇલ. વસ્તી ૨૯૬,૦૦૦,૦૦૦.

બંગાળામાં વસ્તીની ગીચતા દર ચોરસ માઇલે ૬૪૬ છે જે હિંદમાં વધારેમાં વધારે છે. બ્રિટિશ હિંદમાં દર ૧૦૦ વ્યક્તિઓમાં ૬૮ હિંદુઓ, ૨૨ મુસલમાનો, ૩ બૌદ્ધધર્મ પાળનારા, ૩ ભૂતપ્રેતને માનનારાઓ, ૧ શીખ તથા ૧ ખ્રિસ્તિ હોય છે. બાકીના બેમાંથી એક કાં તો બૌદ્ધધર્મ પાળનાર અથવા ખ્રિસ્તી અને બાકીનો ઘણે ભાગે જૈન હોય છે. શહેરોની વસ્તી કુલ વસ્તીના ૧૧ ટકા છે. દર હજાર પુરુષોએ સ્ત્રીઓનું પ્રમાણ ૯૪૦ નું છે. પુરુષ કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે હોય તેવા બ્રિટિશ હિંદમાં બે ત્રણ પ્રાંતો-મદ્રાસ, બિહાર અને ઓરિસ્સા છે. વાર્ષિક જન્મ મરણનું પ્રમાણ અનુક્રમે ૩૪.૪ અને ૨૪.૯ હોઇ તે ઊંચામાં ઊંચું છે.

**દેશી રાજ્યો** : હિંદી રાજાઓ નીચે બ્રિટિશ સત્તાની હેઠળ છે. તેમનું ક્ષેત્રફળ ૭૧૨,૫૦૮ ચોરસ માઇલ છે. તેમની સંખ્યા ૫૮૪ની છે.

ક્ષેત્રફળ હિંદના ક્ષેત્રફળનો ત્રીજો ભાગ : વસ્તી ૯૨,૦૦૦,૦૦૦.

હિંદનું અગ્રગણ્ય દેશી રાજ્ય હૈદ્રાબાદનું છે, જો કે ક્ષેત્રફળની દૃષ્ટિએ કાશ્મીર મોટું છે. ઔદ્યોગિક દૃષ્ટિએ દક્ષિણ હિંદમાં મહીસુર અને ત્રાવણકોર, પશ્ચિમ હિંદમાં વડોદરા તથા મધ્ય હિંદમાં ઈંદોરનાં રાજ્યો અગત્યનાં છે.

હિંદમાં ૫૮૪ દેશી રાજ્યોમાં ૧ કરોડ ને ૪૦ લાખની વસ્તીવાળું તથા વાર્ષિક સાડા આઠ કરોડની આવકવાળું હૈદ્રાબાદનું રાજ્ય છે. તેમ જ બિલ્બારીનું નાનું રાજ્ય પણ છે. તેની વસ્તી ૨૭ માણસોની તથા વાર્ષિક આવક ૮૦ રૂપિયાની છે.

હૈદ્રાબાદની વાર્ષિક આવક સૌથી વધારે, ૮,૪૨,૧૩,૦૦૦ રૂપિયાની તથા વસ્તી ૧૪,૪૩૬,૧૪૮ની છે, પણ તેનું ક્ષેત્રફળ ૮૨.૬૯૮ ચો. મા. નું હોઇ તે બીજે નંબરે આવે છે. ક્ષેત્રફળમાં મોટું રાજ્ય તો જમ્મુ અને કાશ્મીરનું છે. તેનું ક્ષેત્રફળ ૮૫,૮૮૫ ચો. મા. નું છે. વસ્તી તથા આવકમાં મહીસુર બીજું છે. વસ્તી ૬,૫૫૭,૩૦૨ તથા આવક ૩૫,૪૪૧,૦૦૦ રૂપિયા છે.

દેશી રાજ્યોના બ્રિટિશ તાજ સાથેના સંબંધનું સંધિપત્રકમાં સ્પષ્ટીકરણ છે. રાજાઓ પોતાનાં રાજ્યોનાં કામકાજમાં વ્યવસ્થા કરે છે, કર ઉઘરાવે છે, પોતાના કાયદા ઘડે છે અને સશસ્ત્ર લશ્કર રાખે છે. આ બધું બ્રિટિશ રેસિડન્ટની સલાહ મુજબ કરવામાં આવે છે.

આ રાજ્યો સ્વતંત્ર ન ગણી શકાય, કેમકે બહારના હુમલા સામે સર્વોપરી સત્તા તેમનું રક્ષણ કરવાની ખાતરી આપે છે. બહારની સત્તા તથા બીજા રાજ્યો વચ્ચેના સંબંધમાં પણ તે સત્તા કામ કરે છે, અને જ્યારે રાજ્યની આંતરિક સુલેહ ભયમાં હોય ત્યારે તે વચ્ચે પડે છે. અંદરના અને બહારના રક્ષણના બદલામાં તેઓએ બ્રિટિશ તાજને પોતાની સર્વ સત્તા સોંપી દીધી છે. બહારનાં રાજ્યો સાથે તેઓ લડાઈ કે સુલેહ કરી શકતાં નથી. અંધેર, અવ્યવસ્થા, નાલાયકી અને બેવફાઇના કારણસર તાજના વતી હિંદી સરકાર વહીવટમાં રાજ્ય વચ્ચે પડે છે.

તેમના પરદેશ સાથેના સંબંધો બ્રિટિશ તાજના હાથમાં છે. તેમનાં સાર્વજનિક હિત સાચવવા નરેન્દ્ર-મંડળની સ્થાપના કરવામાં આવી છે. તે ૬ સભ્યોની સ્ટેન્ડીંગ કમિટીની તથા ચાન્સેલરની ચૂંટણી કરે છે.

## મુખ્ય દેશી રાજ્યો

| નામ | ક્ષેત્રફળ ચોરસ માઇલ | નામ | ક્ષેત્રફળ ચોરસ માઇલ | નામ | ક્ષેત્રફળ ચોરસ માઇલ |
|---|---|---|---|---|---|
| કાસ્મીર અને જમ્મુ | ૮૫,૮૮૫ | ગ્વાલિયર | ૨૬,૩૬૭ | ભાવલપુર | ૧૬,૪૩૮ |
| હૈદ્રાબાદ | ૮૨,૬૯૮ | ઉદેપુર | ૧૨,૬૯૪ | રેવા | ૧૩,૦૦૦ |
| જોધપુર | ૩૬,૦૨૧ | ઈંદોર | ૯,૯૦૨ | કોલ્હાપુર | ૩,૨૧૭ |
| મહીસુર | ૨૯,૪૭૫ | મણિપુર | ૮,૬૩૮ | અલ્વર | ૩,૧૫૮ |
| બિકાનેર | ૨૩,૩૧૭ | વડોદરા | ૮,૧૬૪ | કોચીન | ૧,૪૧૭ |
| પશ્ચિમહિંદનાં દેશી રાજ્યો | ૩૫,૪૪૨ | ત્રાવણકોર | ૭,૬૨૫ | કૂચબિહાર | ૧,૩૧૮ |
| | | કચ્છ | ૭,૬૧૬ | | |
| ભૂતાન | ૧૮,૦૦૦ | ભોપાળ | ૬,૯૨૪ | પુદુકોટા | ૧,૧૭૯ |
| ઓરિસ્સાના તાબાનાં રાજ્યો | ૨૮,૬૪૮ | પતિયાળા | ૫,૯૪૨ | રામપુર | ૮૯૩ |
| | | જયપુર | ૧૫,૫૯૦ | કપુરથલા | ૫૯૯ |

આગળ કહી ગયા પ્રમાણે આ રાજ્યોમાં ઇંગ્લંડ અને સ્કૉટલંડ કરતાં પણ મોટું હૈદ્રાબાદ જેવું રાજ્ય છે અને વાર્ષિક ૮૦ રૂપિયાની આવકવાળું ૨૭ માણસોની વસ્તીવાળું બિલ્બારિનું રાજ્ય પણ છે.

રાજ્યોને સરકાર સાથે નીચે પ્રમાણે સંબંધ છેઃ (૧) રાજ્યો હિંદી સરકાર સાથે સીધા રાજકીય સંબંધમાં હોય છે, (૨) રાજ્યો સ્થાનિક સરકારની મારફત હિંદી સરકાર સાથે સીધા સંબંધમાં હોય છે.

## નવું બંધારણ

આખું હિંદ મધ્ય સરકારમાં જોડાઇ જશે. હિંદી રાજાઓને સમવાયતંત્રમાં જોડાવા માટે પૂછવામાં આવ્યું છે. જો રાજ્યની અર્ધી પ્રજા હા પાડશે તો સમવાયતંત્ર જાહેર કરવામાં આવશે.

ફેડરલ પાર્લમેન્ટના બે ભાગ થશે. નીચેની સભાની ચૂંટણી દર પાંચ વર્ષે થશે. આ ફેડરલ એસેમ્બ્લીમાં પ્રાંતિક પાર્લમેંટે ચૂંટી કાઢેલા બ્રિટિશ હિંદના ૨૫૦ પ્રતિનિધિ અને ૬૫૦ દેશી રાજ્યોના ૧૨૫ પ્રતિનિધિ રહેશે.

બીજી સભાનું નામ 'કાઉન્સિલ ઑફ સ્ટેટ' (રાજસભા) રહેશે. ૧૦૦,૦૦૦ મતદારોએ ખાસ ચૂંટી કાઢેલા બ્રિટિશ હિંદના ૧૫૬ પ્રતિનિધિઓ તથા ૬૫૦ દેશી રાજ્યોના ૧૦૪ પ્રતિનિધિઓ તેમાં રહેશે. આ સભા કાયમી રહેશે. તેના ૧/૩ સભ્યો દર ત્રણ વર્ષે નિવૃત્ત થશે.

બે નવા પ્રાંતો કરવામાં આવ્યા છે. (૧) સિંધને મુંબઇથી અલગ પાડવામાં આવ્યો છે, અને (૨) ઓરિસ્સાને, બિહાર અને ઓરિસ્સાથી જુદો પાડવામાં આવ્યો છે.

આ પ્રાંતો પર ગવર્નરની સત્તા રહેશે. ગવર્નરને મદદ કરવા તથા સલાહ આપવા માટે પ્રધાનમંડળ રહેશે, નીચેના ગવર્નરોના પ્રાંતોમાં બે સભાવાળી પ્રાંતિક ધારાસભાઓ રહેશે–મદ્રાસ, મુંબઈ, બંગાળ, યુક્તપ્રાંત, બિહાર અને આસામ; બાકીના પ્રાંતોમાં એક જ સભા રહેશે.

રેલવેના નિયમન તથા ચલાવવા માટે ફેડરલ રેલવે ઑથૉરિટીની સ્થાપના કરવામાં આવી છે. રેલવે ટ્રિબ્યુનલની પણ સ્થાપના કરવામાં આવી છે.

આખા હિંદ માટે ફેડરલ કોર્ટની સ્થાપના કરવામાં આવી છે. તેમાં એક ચીફ જજ તથા બીજા જરૂર પડે તેટલા જજ નિમાશે. ગવર્નરોના પ્રાંતોમાં વસ્તીના પ્રમાણમાં મતાધિકાર ૩ ટકાથી વધીને ૧૪ ટકા થયેલ છે, તથા પુખ્ત વયની ઉંમરના ૨૭ ટકાને મતાધિકાર મળે છે. લગભગ ત્રણ કરોડ સાઠ લાખને મતાધિકાર છે.

## હિંદના વહીવટી વિભાગો

| વિભાગ | મુખ્ય અધિકારીનું રહેઠાણ | પર્વત પર હવા ખાવાનું સ્થાન | ક્ષેત્રફળ ચો. મા. |
|---|---|---|---|
| મદ્રાસ | મદ્રાસ | ઉટાકામંડ | ૧૪૨,૨૭૭ |
| મુંબઇ | મુંબઇ | મહાબળેશ્વર<br>પૂના | ૧૨૩,૬૭૯ |
| બંગાળા | કલકત્તા | દાર્જીલિંગ | ૭૭,૫૨૧ |
| સંયુક્તપ્રાંતો | અલ્લાહાબાદ<br>લખનૌ | નૈનિતાલ | ૧૦૬,૨૪૮ |

| વિભાગ | મુખ્ય અધિકારીનું રહેઠાણ | પર્વત પર હવા ખાવાનું સ્થાન | ક્ષેત્રફળ ચો. મા. |
|---|---|---|---|
| પંજાબ | લાહોર | સિમલા | ૯૯,૨૦૦ |
| બિહાર | પટણા | રાંચી | ૮૩,૦૫૪ |
| ઓરિસ્સા | કટક | પુરી | ૩૨,૦૦૦ |
| મધ્યપ્રાંત | નાગપુર | પંચમઢી | ૯૯,૯૨૦ |
| આસામ | શિલોંગ | શિલોંગ | ૫૫,૦૧૪ |
| સરહદપ્રાંત | પેશાવર | નાથિયાગલી | ૧૩,૫૧૮ |
| સિંધ | કરાચી | | ૪૬,૩૭૮ |
| બલુચિસ્તાન | કવેટા | કવેટા | ૫૪,૨૨૮ |
| અજમેર મેરવાડા | અજમેર | માઉન્ટઆબુ | ૨,૭૧૧ |
| કૂર્ગ | મર્કારા | મર્કારા | ૧,૫૯૩ |
| આંદામાન અને નિકોબાર | પોર્ટબ્લેર | પોર્ટબ્લેર | ૩,૧૪૩ |
| દિલ્લી | દિલ્લી | દિલ્લી | ૫૭૩ |

## ખેતીવાડી

### અનાજના પાક

**ચોખા**—હિંદની પેદાશમાં ચોખાનો પાક સૌથી વધારે થાય છે અને જનતાનો મોટો ભાગ ચોખાનો ઉપયોગ કરે છે. બર્મામાં ચોખાનો મોટો પાક થાય છે. એકંદરે બંગાળા, મદ્રાસ ઇલાકો, સંયુક્તપ્રાંતો, સિંધુનદીની વચ્ચેનો પ્રદેશ, પશ્ચિમકિનારાનું મેદાન અને દક્ષિણમાં નદીઓના પૂર્વકિનારાના ત્રિકોણ-પ્રદેશમાં ચોખાનો સારો પાક થાય છે. લગભગ ત્રીજો ભાગ તો બંગાળામાં થાય છે.

**ઘઉં**—ભેજવાળી જમીન હોય, ઠંડી અને સૂકી હવા હોય ત્યાં ઘઉંનો પાક સારો થાય છે. ઘઉં એ શિયાળુ પાક છે. પંજાબ, સંયુક્તપ્રાંત, સિંધ અને મધ્યપ્રાંતની સારી જમીનમાં તેનો મોટો પાક થાય છે. પંજાબ, ગંગાનદીના પ્રદેશમાં તથા ઠેઠ પટણા સુધી તથા ગંગાથી માંડીને હિમાલયના નીચા પ્રદેશમાં તે થાય છે. પંજાબ તથા સંયુક્તપ્રાંતના રહેવાસીઓને ઘઉં વિના ચાલતું નથી. પંજાબના પાકનો મોટો ભાગ નહેરના પાણી દ્વારા થાય છે.

**બાજરી**—(તેમાં જુવાર, બાજરી, રગી તથા ચોલમનો સમાવેશ થાય છે.) મદ્રાસ, મુંબઇ, દક્ષિણ તથા પાસેના હૈદ્રાબાદના પ્રાંતોના લોકોનો મુખ્ય ખોરાક છે.

**જવ**—મુખ્યત્વે સંયુક્તપ્રાંત તથા બંગાળા અને બિહારની ઉચ્ચ જમીનમાં થાય છે.

**મકાઈ**—ઉત્તર હિંદુસ્તાનમાં ખાસ કરીને બિહાર તથા સંયુક્તપ્રાંતમાં ઉગાડવામાં આવે છે.

**કઠોળ**—સુકી જમીનનો પાક છે. હિંદમાં તે બહુ કીમતી છે. સંયુક્તપ્રાંત, પંજાબ, મુંબઇ, મધ્યપ્રાંત અને બંગાળામાં તે ઉગાડવામાં આવે છે. મુખ્ય કઠોળ અડદ, મસૂર, વટાણા, મગ, ચણા વગેરે છે. કઠોળને ભરડીને દાળ કરવામાં આવે છે.

**શાક**—દૂધી, કાકડી, ભીંડા, ગુવાર, શકરિયાં, ચીભડાં, રીંગણાં વગેરે બધે સ્થળે થાય છે.

**ફળ**—કેરી, કેળાં, સીતાફળ, જામફળ, દાડમ, અંજીર, તરબૂચ, નારંગી, પપૈયાં, નાળિયેર વગેરે થાય છે. કાશ્મીર તથા સરહદપ્રાંતમાં યુરોપનાં ફળો મળી શકે છે.

**ખાંડ**—શેરડીમાંથી બનાવવામાં આવે છે. સંયુક્તપ્રાંત, બંગાળા, બિહાર અને પંજાબમાં તે વાવવામાં આવે છે.

**મસાલા**—હળદર તથા મરચાં બધે સ્થળે ઊગે છે. એલચી, મરી અને સૂંઠનું વાવેતર મલબાર અને ત્રાવણકોરના કાંઠા પર કરવામાં આવે છે.

**કાફી**—મહીસુરના પશ્ચિમઘાટમાં, કુર્ગ, ત્રાવણકોર, કોચીન તથા નીલગિરિમાં વાવવામાં આવે છે.

**ચા**—બંગાળા અને આસામની ટેકરીઓ પર, દહેરાદુન, કાંગરાની ખીણ તથા નીલગિરિમાં વાવવામાં આવે છે. ચીનને બાદ કરતાં હિંદમાં જગતમાં સૌથી વધારે ચા થાય છે.

## બીજા પાકો

**રૂ**—કપાસના વાવેતરમાં તથા રૂની પેદાશમાં હિંદ અમેરિકાથી બીજે નંબરે આવે છે. કપાસનું વાવેતર મુખ્યત્વે કાઠિયાવાડ, ગુજરાત, મુંબઈ ઇલાકાનો ઉત્તર ભાગ, મધ્યહિંદ, સંયુક્તપ્રાંત, પંજાબ, સિંધ તથા મદ્રાસ ઇલાકાના ઉત્તર ભાગમાં થાય છે. જમીનની દૃષ્ટિએ કાળી જમીન અને કાંપની ફળદ્રુપ જમીન કપાસના ઉત્પન્ન માટે સારી ગણાય. દખ્ખણની અને વરાડની કાળી માટીની જમીન અનુકૂળ પડે છે. રૂના ઉત્પન્નના ૬૦ ટકા હિંદ બહાર મોકલવામાં આવે છે. આ ઉત્પન્નમાં હિંદનો નંબર ત્રીજો છે.

**શણ**—શણની પેદાશમાં હિંદ જગતના બધા દેશોમાં ઇજારો ભોગવે છે તેમ કહીએ તો ખોટું નથી. શણને પાણી સારા પ્રમાણમાં જોઈએ છે. આ કારણે બંગાળા અને આસામ હિંદનું બધું શણ પકવે છે. તેના ગૂણપાટ બને છે. ઘણાખરા શણની આયાત કરવામાં આવે છે.

**તેલીબિયાં**—અળસી, સરસવ, કપાસિયા, તલ, એરંડા અને મગફળી—બધાં તેલીબિયાં છે. તેમાંથી કાઢવામાં આવતું તેલ ખોરાક, તૈલસ્નાન તથા દીવામાં વપરાય છે. અળસી મોટા પ્રમાણમાં મધ્યપ્રાંતની કાળી જમીનમાં અને વરાડ, ઓરિસ્સા અને સંયુક્તપ્રાંતમાં થાય છે. સરસવ, બંગાળા, આસામ અને પંજાબમાં થાય છે. તલ મોટા પ્રમાણમાં બર્મામાં અને બંગાળા, મદ્રાસ, મધ્યપ્રાંત અને વરાડમાં પણ થાય છે. મગફળી ગુજરાત અને મદ્રાસ ઇલાકામાં પાકે છે.

**ગળી**—મદ્રાસ, સંયુક્તપ્રાંત, બિહાર અને ઓરિસ્સા, બંગાળા અને મુંબઈ ઇલાકામાં ગળીની પેદાશ થાય છે.

**અફીણ**—ખસખસનાં ડોડવામાંથી થાય છે અને તે મોટા પ્રમાણમાં સંયુક્તપ્રાંતમાં ગાઝીપુર ખાતે, મધ્ય-હિંદમાં રજપૂતાના અને બંગાળમાં વાવવામાં આવે છે. અફીણના વાવેતર પર સરકાર અંકુશ રાખે છે અને સરકારનો તે વેચવાનો ઇજારો છે.

**તમાકુ**—બંગાળા, સંયુક્તપ્રાંતો, મદ્રાસ, ત્રાવણકોર, બર્મા, બિહાર, ઓરિસ્સા, પંજાબ અને માળવાના ઉચ્ચપ્રદેશ તથા ખંભાતના અખાતના પ્રદેશ વચ્ચે તેનું વાવેતર થાય છે. મદ્રાસ ઇલાકામાં આવેલ ડીંડીગલની તમાકુમાંથી હિંદમાં સારામાં સારી સિગાર બનાવવામાં આવે છે.

**સિંકોના**—નીલગિરિ, મહીસુર, ત્રાવણકોર તથા દાર્જીલિંગમાં તેનાં ઝાડ થાય છે.

**રેશમ**—કોશેટામાંથી મેળવવામાં આવે છે. કોશેટાને બંગાળા, કાશ્મીર, તથા આસામનાં જંગલોમાં ભેગા કરવામાં આવે છે.

**લાખ**—ઓરિસ્સા, છોટાનાગપુર, મધ્યપ્રાંત, બંગાળા, આસામ અને બર્મામાં લાખ મળે છે. હિંદનો લાખનો ઇજારો છે.

**રબ્બર**—ખાસ કરીને દક્ષિણ હિંદ (મદ્રાસ, કૂર્ગ, મહીસુર, ત્રાવણકોર, અને કોચીન) અને બર્મામાં ઉગાડવામાં આવે છે.

## જંગલો

હિંદની કુદરતી સમૃદ્ધિમાં, જંગલોને અતિ કીંમતી ગણી શકાય. જંગલો મુખ્યત્વે વરસાદ તથા ઉચ્ચ પ્રદેશ પર આધાર રાખે છે. જ્યાં વરસાદ પુષ્કળ પડતો હોય ત્યાં લીલાછમ જંગલો હોય છે. વરસાદ ઓછો હોય ત્યાં લીલોતરી બહુ છુટી છવાઇ હોય છે. હિંદનાં જંગલોનો મોટો ભાગ ટેકરીઓમાં આવેલો છે. વિવિધ ઉદ્યોગો માટે આવશ્યક કાચો માલ પૂરો પાડવામાં હિંદનાં જંગલો અગત્યનો ભાગ ભજવે છે અને આ રીતે સંખ્યાબંધ લોકોને ગુજરાનનું સાધન પૂરૂં પાડે છે.

જંગલના ઉત્પન્નના બે મોટા વિભાગ કરી શકાય. (૧) મુખ્ય પેદાશ. જેવી કે સાગ અને બળતણનાં લાકડાં; (૨) ગૌણ પેદાશ, જેવી કે લાખ, ચામડું કમાવવાનાં પદાર્થો, જરુરી તેલો, ટર્પેન્ટાઇન અને રાળ. બ્રિટિશ હિંદના આખા વનપ્રદેશમાંથી ૧/૫થી વધારે ભાગ જંગલખાતાની સત્તા હેઠળ છે અને આસામ જંગલના પ્રદેશોમાં અગ્રણી પ્રાંત છે. ઇ. સ. ૧૮૬૪માં મુખ્ય પ્રાંતોમાં જંગલખાતાની પહેલવહેલી સ્થાપના કરવામાં આવી હતી. હિંદી જંગલોના નીચેના વિભાગો છે (અ) અનામત (બ) રક્ષિત તથા (ક) વાપરનાર, વ્યક્તિ તથા જાહેરના હક પ્રત્યે સરકારની સત્તાની ચડઉતર પ્રમાણે 'બિનવર્ગી, રાજ્યોના જંગલો. જંગલના સંશોધન માટે ૧૯૦૬માં દહેરાદુનખાતે જંગલ સંશોધન ઇન્સ્ટિટયુટની સ્થાપના કરવામાં આવી છે. સંશોધનની પાંચ મુખ્ય શાખાઓ છે. જંગલના મુખ્ય પ્રદેશો નીચે મુજબ છે. (૧) પશ્ચિમ ઘાટના વરસાદવાળા પ્રદેશો (૨) હિમાલય (૩) આસામ (૪) ગંગા નદીના ખીણ પ્રદેશમાં સુંદરવન (૫) તરાઇના જંગલો.

## જંગલની મુખ્ય પેદાશ

**સાગ**—હિંદના જંગલી વૃક્ષોનો રાજા. પશ્ચિમઘાટ, આસામ અને બર્મામાં મળી આવે છે. હિંદમાં લગભગ ૧૦૦,૦૦૦ એકરમાં સાગનું ઉત્પન્ન થાય છે. દર વર્ષે ૫,૦૦૦ એકર વધે છે.

**સાલ**—મુખ્યત્વે પૂર્વ હિમાલય, મધ્ય હિંદની ટેકરીઓ તથા પૂર્વ ઘાટમાં ઉગે છે. રેલવે સ્લીપરોમાં મોટા પ્રમાણમાં વપરાય છે.

**દેવદાર**—હિમાલયમાં ૬,૦૦૦ થી ૯,૦૦૦ ફીટની ઊંચાઇએ તથા બલુચિસ્તાનમાં પણ ઊગે છે. કોઇ વખત તેની ઊંચાઇ ૨૦૦ ફીટની હોય છે. તેના લાકડાનો રંગ આછો લાલ હોય છે. લાકડું બહુ ટકાઉ તથા નકશીકામ માટે ખૂબ કીંમતી છે.

**ચીર, આસ્માની પાઇન, તથા રૂપેરી 'ફર'** (Fir)—હિમાલયની જુદી જુદી ઊંચાઇએ પુષ્કળ પ્રમાણમાં ઊગે છે.

**સેતુરનાં ઝાડ**—બંગાળા તથા કાશ્મીરમાં દેખાય છે. તેને અંગે રેશમનો કીડો ત્યાં થાય છે.

**સુખડ**—મુખ્યત્વે મહીસુરમાં ઊગે છે.

**અબનુસ**—પશ્ચિમ ઘાટમાં મળી આવે છે. તેનું લાકડું અસાધારણ કઠણ હોય છે અને તેના વિવિધ રંગો હોય છે, પણ કાળા રંગનું લાકડું ખૂબ ઉપયોગી છે. તેના પર 'પોલિશ' બહુ ફક્કડ લાગે છે.

**વાંસ**—આખા હિંદમાં ઊગે છે.

**નાળિયેરી, ખજૂરી વગેરે**—દરિયા પાસેની રેતાળ જમીનમાં નાળિયેરી ઊગે છે અને તેથી હિંદના કાંઠાની પટ્ટીમાં તથા બર્મામાં નાળિયેર મળે છે. ખજૂરી આખા હિંદમાં ઊગે છે. ખારેક સિંધમાં થાય છે. સોપારીનાં ઝાડ બંગાળાના નદીના પ્રદેશમાં થાય છે. જંગલની બીજી નાની પેદાશોમાં લાખ, ચામડાં કમાવવાના પદાર્થો, જરૂરી તેલો, ટર્પેન્ટાઇન, ગુંદર, તેજાના, બીડીનાં પાન, તથા તેલીબિયાંને ગણાવી શકાય,

## હિંદના ઉદ્યોગો

હિંદના ઉદ્યોગોના બે વિભાગ પાડી શકાય. (૧) ઘરગથ્થુ ઉદ્યોગો તથા (૨) કારખાનામાં ચાલતા નવા પ્રકારના વ્યવસ્થિત ઉદ્યોગો.

(૧) **હાથવણાટના ઉદ્યોગથી** લોકોની મોટી સંખ્યાને કામ મળી રહે છે. હાથવણાટમાં ઢાકાનું મલમલ બારીકાઈ માટે ખૂબ પ્રખ્યાત છે. આખા હિંદમાં ઉત્પન્ન થતા કાપડના લગભગ ૩૮ ટકા હાથવણાટનું કાપડ હોય છે.

(૨) **કાપડની મિલોનો ઉદ્યોગ** દેશમાં મોટામાં મોટો છે. ગયા સૈકાની અધવચમાં તેની મુંબઈમાં શરૂઆત કરવામાં આવી. આજે મુંબઈ તથા અમદાવાદ આ ધંધાના મુખ્ય મથકો છે સોલાપુર, ભરૂચ, નાગપુર, અહમદનગર, જબલપુર, મદ્રાસ અને લાહોરમાં થોડીક મિલો ચાલે છે. મિલોમાંથી ઉત્પન્ન થતું કાપડ ઘણુંખરું હિંદમાં જ વપરાઈ જાય છે, પણ એમાંથી થોડોક ભાગ પૂર્વ આફ્રિકા, સિલોન તથા ઇસ્ટ ઇન્ડિઝના ટાપુઓમાં મોકલવામાં આવે છે.

(૩) **શણનો ઉદ્યોગ** ઇ. સ. ૧૮૫૫માં પહેલી મિલ શરૂ થતાં આ ઉદ્યોગનાં મંડાણ તે વર્ષમાં થયાં કહી શકાય. આખા જગતમાં શણના ઉદ્યોગનો ઇજારો હિંદને છે. આ ઉદ્યોગ એક જ સ્થળમાં કેન્દ્રિત થયેલ છે. બંગાળ, બિહાર અને આસામમાં શણ ઉત્પન્ન થાય છે. કલકત્તા ઉપરાંત ઢાકા અને ચિતાગોંગમાં પણ શણની મિલો સ્થપાતી જાય છે. એકંદરે લગભગ શણની સો મિલોની ગણતરી કરી શકાય છે.

(૪) **લોખંડ અને પોલાદનો ઉદ્યોગ**—આ ઉદ્યોગમાં હિંદમાં ખૂબ પ્રગતિ થઇ છે. તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીની સ્થાપના ૧૯૦૭માં થઇ અને ૧૯૧૧માં તેનું કામ શરૂ થયું. આ કંપની દર વર્ષે ૧૫ લાખ ટનથી વધારે લોખંડ ઉત્પન્ન કરે છે. ગર્ડર, સળીઆ, પતરાં, રેલના પાટા, વિગેરે એમાંથી બને છે. આસનસોલ નજીક આવેલ ઇન્ડિયન આયર્ન એન્ડ સ્ટીલ કંપની તથા હિરાપુરમાં આવેલ સ્ટીલ કોરપોરેશન ઑફ બેંગાલ બીજી કંપનીઓ છે.

(૫) **ચામડાં કમાવાનો ઉદ્યોગ**—આ ઉદ્યોગમાં ઠીક વિકાસ થયો છે. કાનપુર, આગ્રા તથા મદ્રાસમાં ચામડાનાં કારખાનાં મોટી સંખ્યામાં છે.

(૬) **કાગળની મિલો**—ઇ. સ. ૧૮૭૦માં હિંદમાં આ ઉદ્યોગની શરૂઆત થઇ. તાજેતરમાં આ ઉદ્યોગે ઠીક મહત્ત્વ પ્રાપ્ત કર્યું છે.

(૭) **સિમેંટ**—આ ઉદ્યોગ તાજેતરમાં જ આગળ પડતો થયો છે. હિંદના જુદા જુદા ભાગોમાં જુદી જુદી કંપનીઓનાં કારખાનાં છે.

(૮) **ખાંડ**—હિંદનો આ પ્રાચીન ઉદ્યોગ છે. ૧૯૩૫માં દરેક પ્રકારની ખાંડ ઉપર એક હંદરવેટે રૂ. ૭–૪ની રક્ષણાત્મક જકાત નાખતાં આ ઉદ્યોગને કંઇક પ્રોત્સાહન મળ્યું છે. છેલ્લાં થોડા આ વર્ષોમાં ખાંડનાં ઘણાં કારખાનાં નીકળ્યાં છે.

(૯) **ઊનની મિલો**—અમૃતસર, કાશ્મીર, કાનપુર, આગ્રા, લાહોર, મિરજાપુર, જયપુર તથા બિકાનેરમાં આવેલી છે. આ ઉદ્યોગ હજુ વિકાસ પામ્યો નથી.

(૧૦) **રેશમનો ઉદ્યોગ**—પણ મહત્વનો છે. ખાસ કરીને બંગાળ, કાશ્મીર, મહિસુર, બિહાર અને આસામમાં તે વિકાસ પામ્યો છે.

**પ્રકીર્ણ ઉદ્યોગ**—રાણીગંજ, કટની, રંગૂન, લાહોર અલ્લાહાબાદ, જબલપુર અને કલકત્તામાં કાચની ચીજો બને છે, કાશી, મુંબઇ અને પૂનામાં તાંબા–પિત્તળનાં વાસણો બને છે. આ ઉપરાંત ચોખા અને લાકડાની મિલો; લાખનાં, તમાકુનાં અને તેલનાં કારખાનાં દેશભરમાં સ્થપાતાં જાય છે.

## પશુઓ

હિંદમાં, હિમાલયની ખીણોમાં કાશ્મીરથી માંડીને બ્રહ્મપુત્રાની ખીણ સુધી પૂર્વ અને પશ્ચિમઘાટમાં તથા મધ્યપ્રાંત અને મધ્યહિંદનાં જંગલોમાં પશુઓ મળી આવે છે.

### (૧) જંગલી પશુઓ

સિંહ હવે લગભગ અદૃશ્ય થતો જાય છે. માત્ર કાઠિયાવાડમાં ગીરમાં મળી આવે છે. વાઘ આખા હિંદમાં મળી આવે છે. ચિત્તો–વાઘ, કૂતરીયો–વાઘ, તથા ચિત્તો ખીણના પ્રદેશોમાં મળી આવે છે. તરસ, લોંકડી, શિયાળ, વરુ, અને જંગલી બિલાડા સર્વત્ર મળી આવે છે.

હાથી હિમાલયની ખીણોમાં બ્રહ્મપુત્રાની ખીણોમાં, અપર બર્મામાં, ત્રાવણકોર તથા મહીસુરમાં મળી આવે છે.

રીંછ બધે ટેકરીઓમાં મળી આવે છે. હરણ કાળિયાર મેદાનમાં મળી આવે છે.

યાક માત્ર હિમાલયના ઉચ્ચપ્રદેશોમાં જ હોય છે. ગેંડા આસામના ભેજવાળા પ્રદેશોમાં, બર્મામાં ઉત્તર બંગાળા તથા નેપાળમાં હોય છે. વાંદરા, શાહુડી, સસલાં તથા જંગલી ડુક્કરો ઠેકઠેકાણે હોય છે.

### (૨) પાળેલાં પશુઓ

બકરાં, ઘેટાં, ઘોડાં, ટટ્ટુ, ગધેડાં, ખચ્ચર, બળદ તથા ભેંસ સર્વત્ર મળી આવે છે. ઊંટ, રજપૂતાનાના રણમાં, સિંધમાં તથા પંજાબમાં મળી આવે છે.

**પક્ષીઓ**:—ગીધ, સમળી, શક્કરો, જંગલી બતક, જંગલી હંસ, બાજ, કબૂતર, પોપટ, બગલાં, મોર, સારસ વગેરે બધે ઠેકાણે જોવામાં આવે છે.

**પેટ ચાલનારાં પ્રાણીઓ**:—મગર બધે જોવામાં આવે છે. ઝેરી સાપ ઘણી જાતના મળી આવે છે.

## હિંદના મુખ્ય ખનીજો

હિંદના ખનીજોનું ઉત્પન્ન ઘણાખરા મુખ્ય ઉદ્યોગોને પૂરતું થઇ પડે તેમ છે.

ખૂબ કીંમતી ખનીજ કોલસો છે. ત્યારપછી અગત્ય ધરાવતું ખનીજ મેંગેનીઝ છે. જગતના ઉત્પાદનનો ત્રીજો ભાગ અહીં જ થાય છે અબરખ હિંદના ખનીજોમાં ચોથો નંબર ધરાવે છે સોનાનો નંબર ત્રીજો આવે છે. કલઇ, સીસું, કાંસું, તથા તાંબામાં હિંદ ઉચ્ચ સ્થાન ધરાવતું નથી. ઉચ્ચ પ્રકારના લોઢા (કાચી ધાતુ)માં હિંદ જગતમાં કદાચ પહેલું સ્થાન ધરાવે છે. હિંદના ભૂસ્તરખાતાની ગણત્રી પ્રમાણે ત્રણ અબજ ટન કાચી ધાતુ હિંદમાં નીકળે છે.

હિંદનું ખાણખાતું ૧૯૦૨માં અસ્તિત્વમાં આવ્યું. આ ખાતું હિંદની ખાણોના વહીવટ–જેમાં સહીસલામતી તથા વ્યવસ્થાનો સમાવેશ થાય છે–માટે જવાબદાર છે. ખાણો સંબંધી કેળવણી સાથે આ ખાતું નિકટનો સંબંધ ધરાવે છે.

**સોનું**—મુખ્યત્વે કોલર અને મહીસુરની સોનાની ખાણોમાંથી મળી આવે છે. જગતના સોનાના ઉત્પાદનમાં હિંદનો ફાળો ત્રણ ટકા છે. હિંદના સોનાના ઉત્પાદનના ૯૫ ટકા કોલર પૂરું પાડે છે.

**કોલસો**—બંગાળા, બિહાર, આસામ, પંજાબ તથા મધ્યપ્રાંતોમાં મળી આવે છે. યુનાઇટેડ કિંગ્ડમને બાદ કરતાં બ્રિટિશસામ્રાજ્યના કોઇ પણ ભાગ કરતાં હિંદ વધારે કોલસો ઉત્પન્ન કરે છે. મોટામાં મોટી તથા ખૂબ અગત્યની કોલસાની ખાણો ઝરિયામાં છે. હિંદની કુલ પેદાશના ૪૩.૯ ટકા તે ખાણો પૂરા પાડે છે. તેનો વિસ્તાર ૧૭૫ ચોરસમાઇલનો છે.

**લોઢું**—બંગાળા, બિહાર અને મદ્રાસમાંથી મળે છે. લોઢાની ખાણોના મુખ્ય મથકો સિંગભૂમ, કીઓઝર, બોનાઇ તથા મયૂરભંજ રાજ્યમાં છે.

**મીઠું**—હિંદમાં મીઠાની વપરાશનો પોણો ભાગ તો હિંદમાં જ ઉત્પન્ન થાય છે. પંજાબની મીઠાની ખાણોમાંથી, સાંભર તળાવનું પાણી સુકવવાથી તથા કાંઠા પર દરિયાના પાણીની વરાળ થઈ જવાથી તે મળી શકે છે.

**પેટ્રોલિયમ**—આસામમાંથી મળી આવે છે. કુલ ઉત્પન્નના ૯ ટકા ત્યાંથી મળે છે. પંજાબમાંથી પણ મળી આવે છે. આસામમાં ડિગબોઇમાંથી તથા પંજાબમાં ખોર તથા અટકના ધુળિયન ક્ષેત્રોમાંથી તે મળી આવે છે.

**અબરખ**—મુખ્યત્વે બંગાળા, બિહાર અને મદ્રાસમાંથી મળી આવે છે. આખી દુનિયામાં સૌથી વધારે અબરખ ઉત્પન્ન કરનાર દેશ હિંદુસ્તાન છે. જગતના ઉત્પન્નના ૮૭ ટકા અહીં ઉત્પન્ન થાય છે. વીજળીના ઉદ્યોગમાં તેનો મુખ્ય ઉપયોગ કરવામાં આવે છે. અબરખના ૮૦ ટકા બિહારમાંથી આવે છે.

**મેંગેનીઝ**—મુખ્યત્વે મધ્યપ્રાંતો, મદ્રાસ, મુંબઇ, બિહાર અને મહીસુરમાં મળી આવે છે. પોલાદની બનાવટમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. મધ્યપ્રાંતમાંથી તે વધારેમાં વધારે મળી આવે છે.

**સુરોખાર**—બિહાર, મધ્યપ્રાંતો અને પંજાબમાં થાય છે. કાચ વિગેરેની બનાવટમાં મોટેભાગે વપરાય છે.

## હિંદ સંબંધી જાણવાજોગ હકીકત

હિંદની કુલ વસ્તી જગતની વસ્તીનો $\frac{1}{5}$ ભાગ છે.

ક્ષેત્રફળના હિસાબે બર્મા સૌથી મોટો પ્રાંત છે, ૨૩૩,૪૨૯ ચોરસ માઇલ.

વસ્તીના પ્રમાણમાં બંગાળા સૌથી મોટો પ્રાંત છે.

મધ્યપ્રાંતનું મરણપ્રમાણ સૌથી ઊંચું છે. ૩૩·૫

આસામમાં ઓછામાં ઓછું મરણપ્રમાણ છે. ૨૩·૮

મદ્રાસમાં સ્ત્રીઓનું પ્રમાણ સૌથી વધારે છે; ૧,૦૦૦ પુરુષોએ ૧,૦૨૫ સ્ત્રીઓ.

પંજાબમાં સ્ત્રીઓનું પ્રમાણ ઓછામાં ઓછું છે; ૧,૦૦૦ પુરુષોએ ૮૩૧ સ્ત્રીઓ.

બર્મા વૃદ્ધ મનુષ્યોની સંખ્યામાં મોખરે આવે છે. ૫૦ વર્ષ તથા તેથી વધારે વર્ષોની ઉંમરવાળાઓનું પ્રમાણ ૧૧·૩ ટકાથી વધારે છે. હિંદમાં તે વધારેમાં વધારે છે.

બર્મામાં બાળમરણપ્રમાણ ઓછામાં ઓછું છે. ૨૩ ટકા.

યાહૂદીઓને સૌથી વધારે બાળકો હોય છે. કુટુંબદીઠ બાળકોની સરેરાશ સંખ્યા ૫·૯ છે.

હિંદુસ્તાનમાં હિંદુધર્મ આગળપડતો છે. ૧૦,૦૦૦ની વસ્તીમાંથી ૬,૮૨૪ મનુષ્યો આ ધર્મ પાળે છે.

ખ્રસ્તીઓને હિંદમાં સૌથી મોટું કુટુંબ હોય છે, સરેરાશ કુટુંબદીઠ પાંચ માણસો હોય છે.

બંગાળામાં વિધવાઓની સંખ્યા સૌથી વધારે છે. ૧,૦૦૦ સ્ત્રીઓમાં ૨૨૬ વિધવાઓ હોય છે.

બર્મામાં ગાંડા મનુષ્યોની સંખ્યા સૌથી વધારે છે. ૧૦૦,૦૦૦ની વસ્તીમાં ૮૮ ગાંડા હોય છે.

બર્મામાં શિક્ષિત મનુષ્યોની સંખ્યા સૌથી વધારે છે. દર હજારે ૩૬૮.

હિંદમાં વિસ્તારમાં મોટુ દેશી રાજ્ય જમ્મુ અને કાશ્મીરનું છે, ત્યારે વસ્તીમાં મોટું દેશીરાજ્ય હૈદ્રાબાદનું છે.

અત્યારની હિંદની વસ્તી જગતના દેશોની છેલ્લી વસ્તીગણતરી કરતાં વધારે છે એટલે વસ્તીની સરખામણીમાં હિંદ આખા જગતમાં પહેલું આવે છે.

ઈ. સ. ૧૯૩૧ના વસ્તીપત્રકમાં નોંધાયેલ કેટલાક ધંધા નવાઈ પમાડે તેવા છે. સાક્ષીઓને ઓળખાવે તેવા ધંધાદારીઓ, સ્મશાનભૂમિ પર દાન લેનારાઓ, દેવ ઉપર પાણી રેડનારાઓ, મંત્રથી દર્દ મટાડનારાઓ, જન્મોત્રી કરનારાઓ, જાદુગરો, ડાકણો, કાનમાંથી મેલ કાઢનાર, દાંતમાં સોનું મઢનાર, મરી ગયેલ બળદોનાં શિંગડાં કાઢી લેનાર. ખરાબ લોહી ચૂસનાર, શંખ વીણનાર, પારણાંને હીંચકો નાખનાર, તીડ વેચનાર વગેરે.

બલુચિસ્તાનમાં વસ્તી ઓછામાં ઓછી ગીચ છે.

અમદાવાદની મ્યુનિસિપાલિટી જૂનામાં જૂની છે. તેની સ્થાપના ૧૮૩૪માં થઇ છે.

હિંદની વસ્તી ૧૯૨૧માં ૩૧½ કરોડ હતી તે વધીને ૧૯૩૧માં ૩૫ કરોડ થઇ છે.

દર ચોરસ માઇલે બ્રિટિશ હિંદમાં વસ્તીનું પ્રમાણ ૧૯૬ છે, દેશી રાજ્યોમાં તે પ્રમાણ ૧૧૩ છે.

વસ્તીના લગભગ ૯૦ ટકા ગામડાંમાં રહે છે.

હિંદમાં સરેરાશ જન્મપ્રમાણ દર હજારે ૩૮નું તથા મરણપ્રમાણ ૩૩·૩નું છે.

ગામડાંની વસ્તીના લગભગ ૯૦ ટકા સીધી યા આડકતરી રીતે ખેતી પર નિર્વાહ કરે છે.

હિંદી ખેડુતોનું દેવું સેન્ટ્રલ બેંકીંગ કમિટીની તપાસ મુજબ ૯૦૦ કરોડ રૂપિયાનું છે; તે જમીન-મહેસૂલ કરતાં પંદરગણું છે.

દર દસમાંથી નવ મનુષ્યો ખેતી પર ગુજરાન ચલાવે છે.

હિંદની દરેક વ્યક્તિ દીઠ લગભગ એક એકર ખેડેલી જમીન છે.

દુનિયાના અશિક્ષિતોનો ત્રીજો ભાગ હિંદમાં છે.

હિંદની ૩૫ કરોડની વસ્તીમાંથી માત્ર અઢી કરોડને વાંચતાં-લખતાં આવડે છે.

૧૯૨૧ થી ૧૯૩૧ સુધીનાં દસ વર્ષોમાં હિંદના શિક્ષિતોની સંખ્યામાં ૧ ટકાનો વધારો થયો છે.

અજમેર–મેરવાડમાં આંધળાઓની મોટામાં મોટી સંખ્યા છે. ૧૦૦,૦૦૦ મનુષ્યોમાં ૩૮૩.

જગતના સોનાની પેદાશમાં હિંદનો ફાળો માત્ર ૩ ટકા છે.

હિંદની વસ્તીના ભાગ્યે જ ૧૧ ટકા શહેરમાં રહેતા હશે.

હિંદમાં દર હજાર પુરુષે ૯૪૦ સ્ત્રીઓ છે.

હિંદનું જન્મમરણપ્રમાણ જગતમાં ઊંચું છે.

મુંબઈ રૂ માટે, પંજાબ ઘઉં માટે તથા બંગાળ શણ માટે પ્રખ્યાત છે.

# હિંદ સંબંધી આંકડા તથા હકીકતો

¶ વેપારની દૃષ્ટિએ જગતની શણની ખેતીનો હિંદનો ઇજારો છે. શણનું વાવેતર બંગાળા (મુખ્યત્વે કરીને) બિહાર, ઓરીસા તથા આસામમાં કરવામાં આવે છે. શણની મિલો કલકત્તાની આસપાસ કેન્દ્રિત થયેલી છે. ઇ. સ. ૧૯૩૯ માં ૩,૧૧૮,૦૦૦ એકર જમીનમાં શણનું વાવેતર કરવામાં આવ્યું હતું. અને ઉત્પન્ન ૯,૬૪૬,૦૦૦ ગાંસડીનું થયું હતું. ( ૧ ગાંસડી=૪,૦૦૦ રતલ )

¶ હિંદનો મોટામાં મોટો ઉદ્યોગ કાપડનો છે. મોટા ભાગની મિલો મુંબઈ, અમદાવાદ, શોલાપુર તથા નાગપુરમાં છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસથી બીજે નંબરે હિંદમાં રૂનું ઉત્પન્ન થાય છે. આખા જગતના રૂના ઉત્પન્નના ૬૦ થી ૭૫ ટકા અમેરિકા તથા હિંદ સંયુકતપણે પૂરા પાડે છે.

¶ જળવિદ્યુત્ શક્તિમાં હિંદની જગતના આગેવાન ગણાતા દેશોમાં ગણતરી થાય તેવો સંભવ છે. આ દિશામાં ખૂબ પ્રગતિ થઇ છે. તાતા એન્ડ સન્સની હિંદી પેઢીએ ત્રણ જંગી યોજનાઓ ઘડી તેનો વિકાસ કર્યો છે. ત્રણ યોજનાની સંયુક્ત શક્તિ ૨૪૬,૦૦૦ હોર્સ પાવરની છે અને આ શક્તિ મુંબઇ ( બ્રિટિશ સામ્રાજ્યનું ત્રીજું મોટું શહેર અને હિંદનું સૌથી મોટું કારખાનાવાળું શહેર ) થાણા, કલ્યાણ અને બૃહદ્ પૂનાને વીજળીક બળ પુરું પાડે છે.

¶ હિંદની ખેતીની ચાર પેદાશ મુખ્ય છે. ચોખા, ઘઉં, શણ અને રૂ. ૧૯૩૮–૩૯ માં આખા જગતની ચોખાની પેદાશનો ત્રીજો ભાગ બ્રિટિશ હિંદમાં ઉત્પન્ન થયો હતો. જો કે હિંદ મુખ્યત્વે ખેતીપ્રધાન દેશ છે, છતાં જીનિવાની આંતરરાષ્ટ્રીય મજુર ઓફીસમાં, જગતના ઔદ્યોગિક મોટા આઠ દેશોમાં તેનું સ્થાન છે.

¶ હિંદમાં અઢાર વિશ્વવિદ્યાલયો છે. તેમાંના ત્રણ દેશી રાજ્યોમાં છે. પહેલું કલકત્તાનું વિશ્વવિદ્યાલય ૧૮૫૭માં સ્થપાયું હતું. છેલ્લા ત્રાવણકોરના વિશ્વવિદ્યાલયની સ્થાપના સને ૧૯૩૭માં થઈ હતી. હિંદના વિશ્વવિદ્યાલયની કેળવણીની વિશિષ્ટતા એ છે કે વિદ્યાર્થીઓના સંખ્યાબળમાં ઝડપી વધારો થતો ગયો છે. ઇ. સ. ૧૯૧૭માં વિશ્વવિદ્યાલયોના વિદ્યાર્થીઓની સંખ્યા ફક્ત ૬૧, ૨૨૫ હતી ત્યારે ૧૯૩૭માં તે સંખ્યા વધીને ૧૨૮, ૬૨૩ની થઇ હતી.

¶ હિંદના પ્રાચીન લોઢાકામનો પ્રસિદ્ધ નમુનો દીલ્લીનો સ્તંભ છે. તેની સાલ ઇ. સ. ૩૧૦ છે. અત્યારની જગ્યાએ તેને ઇ. સ. ૧૦૫૨માં લાવવામાં આવ્યો હતો. તેની વિશિષ્ટતા એ છે કે તેને જરા પણ કાટ ચડયો નથી.

¶ જગતના લાખના ઉદ્યોગમાં હિંદનો ઇજારો છે. કાચી લાખનું વાર્ષિક ઉત્પન્ન ૪૦,૦૦૦થી ૫૦,૦૦૦ ટનનું છે. ૧૯૩૮–૩૯માં નિકાસ વેપાર ૧૨૭ લાખ રૂા. નો હતો.

¶ હિંદમાં પહેલ વહેલી રેલવે મુંબઇ અને થાણા વચ્ચે—૩૪ માઇલની–ઈ. સ. ૧૮૪૯ માં ખુલ્લી મૂકવામાં આવી હતી. અત્યારે હિંદમાં લગભગ ૫૭,૦૦૦ માઇલની રેલવે છે.

¶ હિંદના પેટે ચાલતા પ્રાણીઓમાં, સર્પથી મનુષ્યજીવનને ખૂબ નુકશાન થાય છે. દર વર્ષે સર્પદંશથી લગભગ ૨૦,૦૦૦ મનુષ્યો મૃત્યુ પામે છે.

¶ જંગલની કીંમતી પેદાશમાં મહીસુરનું સુખડનું તેલ ખૂબ કીંમતી છે. જગતની પેદાશનો પોણો ભાગ ત્યાં ઉત્પન્ન થાય છે. આ ઉદ્યોગ રાજ્ય હસ્થુ છે.

¶ યુનાઇટેડ સ્ટેટસને હિંદ મોટા પ્રમાણમાં ચા પુરો પાડે છે.

¶ હિંદના કારખાનાના દૈનિક મજુરોની સંખ્યા સરેરાશ સાડાસત્તર લાખની છે.

¶ હિંદ બૌદ્ધધર્મનું ઉદ્‌ભવસ્થાન હોવા છતાં ભાગ્યેજ દશલાખ બૌદ્ધધર્મ પાળનારા છે.

¶ બહારના વેપારની દૃષ્ટિએ ફક્ત પાંચ દેશો જ હિંદ માથે સરસાઈ ભોગવે છે. યુનાઇટેડ સ્ટેટસ, યુનાઇટેડ કિંગ્ડમ, જર્મની, ફ્રાન્સ અને કેનેડા.

¶ એક લાખ અને તેથી વધારે વસ્તીવાળા શહેરોની સંખ્યા આખા હિંદમાં ફક્ત ૩૪ની છે. વસ્તીનો પોણો ભાગ ખેતી પર ગુજરાન કરે છે અને અને ૭૫૦,૦૦૦ ગામડાંઓમાં રહે છે.

¶ જગતની ઢોરની સંખ્યા હિંદમાં મોટામાં મોટી છે. જગતની સંખ્યાનો ત્રીજો ભાગ.

¶ હિંદ આખા જગતમાં અબરખની પેદાશમાં આગલું સ્થાન ભોગવે છે. અબરખની ખાણો બિહારના હઝારીબાગ તથા ગયા પ્રાંતોમાં, મદ્રાસમાં નેલોરમાં, ટોંક રાજ્યમાં, અને રજપુતાનાના અજમેરમેરવાડામાં છે. લગભગ ૮૦ ટકા બિહારમાંથી તથા બાકીનું નેલોરમાંથી આવે છે.

¶ રૂના ઉત્પાદનમાં જગતમાં હિંદ બીજે નંબરે આવે છે.

¶ હિંદના કોલસાના ઉત્પન્નના ૯૦ ટકા બંગાળા, બિહાર અને ઓરીસામાંથી આવે છે. હિંદના કુલ ઉત્પાદનના લગભગ ૫૦ ટકા ઝરિયાની કોલસાની ખાણોમાંથી આવે છે.

¶ લોઢાં (કાચી ધાતુ) નું ઉત્પાદન બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદ બીજે નંબરે કરે છે. જગતમાં તેનો નંબર નવમો છે. હિંદના લોઢાના કુલ ઉત્પાદનમાં મયૂરભંજ લગભગ ત્રીજે ભાગે ફાળો આપે છે.

¶ મધ્યપ્રાંતો વધારેમાં વધારે મેંગેનીઝ ઉત્પન્ન કરે છે અને હિંદના ઉત્પાદનના ૬૦ ટકાથી વધારે માલ પૂરો પાડેલ છે.

¶ યુદ્ધ પહેલાં હિંદમાં, જગતના રબરના ઉત્પાદનનો માત્ર એક જ ટકો ઉત્પન્ન થતું હતું; આજે સંયુક્ત રાષ્ટ્રોને મળતા રબરના ૯ ટકા હિંદ પૂરું પાડે છે.

¶ રિઝર્વ બેંકના કરન્સી નોટ પ્રેસમાં તથા સરકારી કરન્સી નોટો ૧૯૪૦–૪૧માં ૫૯૫,૦૦૦,૦૦૦ છાપવામાં આવી હતી. આગલે વર્ષે તે આંકડો ૨૯૧,૦૦૦,૦૦૦નો હતો. અત્યારે પ્રેસમાં દરરોજ ૨૫ લાખ રૂપિયાની એક રૂપિયાવાળી નોટો પાડવામાં આવે છે.

¶ હિંદના પુરવઠા ખાતાના નિયામક એકલાજ દર મહિને ૨૦ કરોડ રૂપિયાના ૪૫,૦૦૦ બિલો ચૂકવે છે. હિંદમાં મીઠાની વાર્ષિક વપરાશ ૫૩૦ લાખ મણની ગણવામાં આવી છે.

¶ સરકારી ટેલીફોન બોર્ડે, બંગાળ ટેલીફોન કું.ના બધા શેરો, મુંબઇ ટેલીફોન કું.ના ૯૮૭ શેરો તથા મદ્રાસ કંપનીના ૭૦ ટકાથી વધારે શેરો ખરીદી લીધા છે. એમ ધારવામાં આવે છે કે ૧૯૪૩માં આ ખાતાંઓ હિંદના તાર ટપાલ ખાતામાં ભળી જશે.

¶ ૧૯૪૧–૪૨ની આખરે રેલવેમાં રોકવામાં આવેલા માણસોની સંખ્યા ૭,૩૦,૦૦૦ની હતી.

¶ યુદ્ધના પહેલા વર્ષ દરમિયાન હિંદને કુલ ૮૩ કરોડના યુદ્ધ ઑર્ડરો મળ્યા હતા. બીજા વર્ષની આખરે તે ઓર્ડરો ૧૬૫ કરોડના થયા અને ૧૯૪૨ના જુલાઈની ૩૧મીએ ૩૬૫ કરોડ રૂપિયાના થયા. અત્યારે દર મહિને લગભગ ૨૦ કરોડ રૂ.ના ઑર્ડરો આપવામાં આવે છે.

¶ ૧૯૪૨ના જુલાઇની આખર સુધીમાં યુરોપમાં હિંદી યુદ્ધ કેદીઓની સંખ્યા ૩,૫૧૦ હતી.

¶ હિંદમાં જાહેર આરોગ્યનો મુંઝવતો પ્રશ્ન મેલેરિયા છે. આ દરદથી વાર્ષિક લગભગ દશ લાખ મરણ થાય છે. અને કેસોની સંખ્યા લગભગ એક અબજની છે.

¶ હિંદમાં સરકારી ખાતામાં વધારેમાં વધારે માણસોની સંખ્યા ટપાલ તથા તાર ખાતામાં તથા રાજ્યની માલિકીની રેલવેમાં છે. ટપાલ તારખાતામાં આશરે ૧૨૦,૦૦૦ માણસો તથા રેલવેમાં ૭૩૦,૦૦૦ માણસો છે.

¶ મગફળીના વાવેતર તથા ઉત્પાદનમાં હિંદ પહેલું આવે છે. હવે મગફળીના તેલના ઉત્પન્નમાં તે સૌથી મોટું છે.

¶ હિંદમાં સરેરાશ વાર્ષિક ૧૦૦ લાખ ટન ઘઉં ઉત્પન્ન થાય છે. તેમાંથી ૯૯ લાખ ટનનો ઉપયોગ થતાં બાકી બીજા પ્રાંતોની જરૂરિયાત માટે એક લાખ ટન બાકી રહે છે. આ ઉપરાંત હિંદમાં ૨૬૪ લાખ ટન ચોખા ઉત્પન્ન થાય છે, ત્યારે હિંદની જરૂરિયાત ૨૭૮ લાખ ટનની છે. આ ખોટ બર્માથી થતી આયાતને અંગે પૂરી પડતી હતી.

¶ હિંદના પ્રાંતનું સરેરાશ ક્ષેત્રફળ ૪,૦૦૦ ચોરસ માઇલ છે.

¶ હિંદમાં વિવિધ પ્રકારનાં હવા પાણી છે. ઉનાળામાં જેકોબાબાદમાં ૧૨૫ ડિગ્રી તાપ રહે છે; આસામમાં ચેરાપુંજીમાં વાર્ષિક ૪૬૦ ઇંચ વરસાદ પડે છે, અને સિંધમાં વાર્ષિક ૩ ઇંચ વરસાદ પડે છે.

¶ હિંદમાં લગભગ ૭૨ ટકા ખેતીવાડી પર ગુજરાન ચલાવે છે.

¶ હિંદના ઢોરોની સંખ્યા ૧૮ કરોડની છે.

¶ હિંદમાં લગભગ ૨,૩૦૦,૦૦૦,૦૦૦ એકમ (યુનિટ) વીજળીના છે.

¶ તાતાનું પોલાદનું કારખાનું બ્રિટિશ હિંદમાં સૌથી મોટું પોલાદનું કારખાનું છે. જગતમાં તેનો નંબર બારમો આવે છે.

¶ હિંદમાં સરેરાશ આયુષ્ય ૨૭ વર્ષનું છે.

¶ હિંદની અતિ પ્રાચીન લિપિ બ્રાહ્મી લિપિ હોવાનું જણાય છે. જુનામાં જુનો બ્રાહ્મી શિલાલેખ, ઈ. સ. પૂર્વે ૪૮૩માં લખાયેલ પ્રિપ્રવ સ્તૂપમાં 'કારકેટ' ઉપર મળી આવે છે.

¶ આગ્રાની મોતી મસજીદને સારેસેનિક સ્થાપત્યનો અતિ વિશુદ્ધ અને સુંદર નમુનો માનવામાં આવે છે.

¶ જગતમાં ઊંચામાં ઊંચો મિનારો દિલ્લીનો કુતુબમિનાર છે. તે ૨૩૮ ફીટ ઊંચો છે.

## ગ્રીન્વિચથી અક્ષાંશ–રેખાંશ

| | અક્ષાંશ | રેખાંશ | | અક્ષાંશ | રેખાંશ |
|---|---|---|---|---|---|
| આગ્રા | ૨૭·૧૦ ઉત્તર | ૭૮·૫ પૂર્વ | બનારસ | ૨૫·૨૦ ઉત્તર | ૮૩·૦ પૂર્વ |
| અમદાવાદ | ૨૩·૨ ,, | ૭૨·૩૮ ,, | ભોપાલ | ૨૩·૧૬ ,, | ૭૭·૩૬ ,, |
| અજમેર | ૨૬·૨૭ ,, | ૭૪·૫૨ ,, | મુંબઈ | ૧૮·૫૫ ,, | ૭૨·૫૪ ,, |
| અલીગઢ | ૨૭·૫૪ ,, | ૭૮·૬ પશ્ચિમ | કલકત્તા | ૨૨·૩૪ ,, | ૮૦·૨૪ ,, |
| અલ્લાહાબાદ | ૨૫·૨૮ ,, | ૮૧·૫૪ પૂર્વ | કાનપુર | ૨૪·૨૮ ,, | ૮૦·૨૪ ,, |
| અમૃતસર | ૩૧·૩૭ ,, | ૭૪·૪૮ ,, | ચેરાપુંજી | ૨૫·૧૭ ,, | ૯૧·૪૭ ,, |
| બેંગલોર | ૧૨·૫૮ ,, | ૭૭·૩૮ ,, | ચિત્તાગોંગ | ૨૨·૨૧ ,, | ૯૨·૫૩ ,, |
| બાંકીપોર | ૨૫·૪૦ ,, | ૮૫·૧૨ ,, | કોચીન | ૯·૫૮ ,, | ૭૬·૧૭ ,, |
| બારીસાલ | ૨૨·૪૩ ,, | ૯૦·૨૪ ,, | કટક | ૨૦·૨૮ ,, | ૮૫·૫૪ ,, |
| વડોદરા | ૨૨·૦ ,, | ૭૩·૩૦ ,, | ઢાકા | ૨૩·૪૩ ,, | ૯૦·૨૬ ,, |

| | અક્ષાંશ | રેખાંશ | | અક્ષાંશ | રેખાંશ |
|---|---|---|---|---|---|
| દાર્જીલિંગ | ૨૭·૩ ઉત્તર | ૮૮·૧૮ પૂર્વ | મીરત | ૨૯·૧ ઉત્તર | ૭૭·૪૫ પૂર્વ |
| દિલ્લી | ૨૮·૩૮ ,, | ૭૭·૧૨ ,, | નાગપુર | ૨૧·૯ ,, | ૭૯·૯ ,, |
| ગૌહટી | ૨૬·૧૧ ,, | ૯૧·૪૭ ,, | પતિયાળા | ૩૦·૨૦ ,, | ૭૬·૨૫ ,, |
| ગયા | ૨૪·૪૯ ,, | ૮૫·૧ ,, | પટણા | ૨૫·૩૬ ,, | ૮૫·૧૩ ,, |
| હૈદ્રાબાદ | ૧૭·૨૦ ,, | ૭૮·૩૦ ,, | પૂના | ૧૯·૦ ,, | ૭૨·૫૫ ,, |
| જયપુર | ૨૬·૫૫ ,, | ૭૫·૫૨ ,, | પુરી | ૧૯·૪૮ ,, | ૮૫·૫૨ ,, |
| જમ્મુ | ૩૨·૪૪ ,, | ૭૪·૫૪ ,, | ક્વેટા | ૩૦·૧૨ ,, | ૬૭·૦ ,, |
| જબલપુર | ૨૩·૧૦ ,, | ૭૯·૫૯ ,, | રાંચી | ૨૩·૨૩ ,, | ૮૫·૨૩ ,, |
| કરાંચી | ૨૪·૫૧ ,, | ૬૭·૪ ,, | રાવલપીંડી | ૩૩·૩૭ ,, | ૭૩·૬ ,, |
| ખૈબરઘાટ | ૮૪·૬ ,, | ૭૧·૫ પૂર્વ | શિલોંગ | ૨૫·૩૪ ,, | ૯૧·૫૬ ,, |
| કોહાટ | ૩૩·૩૬ ,, | ૭૧·૨૯ ,, | સિમલા | ૩૧·૬ ,, | ૭૭·૧૩ ,, |
| લાહોર | ૩૧·૨૭ ,, | ૭૪·૨૬ ,, | શ્રીનગર | ૩૪·૬ ,, | ૭૪·૫૧ ,, |
| લખનૌ | ૨૬·૫૫ ,, | ૮૦·૫૯ ,, | સુરત | ૨૧·૧૨ ,, | ૭૨·૫૨ ,, |
| મદ્રાસ | ૧૩·૪ ,, | ૧૮·૧૭ ,, | ત્રાવણકોર | ૯·૦ ,, | ૭૭·૦ ,, |
| મદુરા | ૯·૫૮ ,, | ૭૮·૧૦ ,, | ઉદેપુર | ૨૭·૪૨ ,, | ૭૫·૩૩ ,, |

## હિંદના મોટા પ્રાંતો

[ ક્ષેત્રફળની દૃષ્ટિએ ]

| | ચો. મા. | | ચો. મા. | | ચો. મા. |
|---|---|---|---|---|---|
| વિઝાગાપટ્ટમ | ૧૭,૧૬૮ | ગઢવાલ | ૫,૪૧૨ | લુશાઈ હિલ્સ | ૮,૦૯૨ |
| રાંચી | ૭,૧૦૨ | કાંગરા | ૯,૬૨૦ | રાયપુર | ૯,૭૭૭ |
| માઇમેન્સિંગ | ૬,૨૩૭ | થર–પાર્કર (મુંબઈ) | ૧૩,૬૩૬ | | |

## હિંદના પ્રાંતના મહાલોની સંખ્યા

| | | | | | |
|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૨૬ | પંજાબ | ૨૯ | સરહદપ્રાંત | ૫ |
| મુંબાઈ | ૨૧ | બિહાર | ૧૬ | બલુચિસ્તાન | ૬ |
| સિંધ | ૭ | મધ્યપ્રાંત અને વરાડ | ૨૨ | અજમેર–મેરવાડા | ૧ |
| બંગાળ | ૨૮ | ઓરિસા | ૫ | કુર્ગ | ૧ |
| સંયુક્તપ્રાંત | ૪૮ | આસામ | ૧૨ | દિલ્લી | ૧ |
| | | | | આન્દામાન અને નિકોબાર | ૨ |

## શહેરોની વસ્તી ૧૯૪૧

| | | | | | |
|---|---|---|---|---|---|
| અજમેર શહેર | ૧૪૭,૦૦૦ | કરાચી | ૩૫૯,૪૯૭ | જયપુર | ૧૭૫,૬૬૬ |
| અમદાવાદ | ૫૯૨,૦૦૦ | કલકત્તા | ૨,૧૨૦,૦૦૦ | નાગપુર | ૩૦૩,૪૮૩ |
| અલ્લાહાબાદ | ૨૫૮,૦૦૦ | કાનપુર | ૪૩૭,૦૦૦ | પટણા | ૧૭૯,૦૦૦ |
| આગ્રા | ૨૮૪,૦૦૦ | ગયા | ૧૦૫,૨૨૩ | પૂના | ૨૩૮,૦૦૦ |
| ઇંદોર | ૨૦૦,૦૦૦ | જબલપુર | ૧૮૪,૦૦૦ | પેશાવર | ૧૭૪,૦૦૦ |
| કટક | ૭૪,૨૯૧ | જમાલપુર | ૧૪૮,૭૧૧ | બનારસ | ૨૫૯,૦૦૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ભાગલપુર | ૯૩,૨૫૪ | લખનૌ | ૩૮૨,૦૦૦ | શોલાપુર | ૨૦૪,૦૦૦ |
| મદ્રાસ | ૭૭૭,૦૦૦ | લાહોર | ૬૩૧,૦૦૦ | હાવરા | ૩૭૯,૦૦૦ |
| મુંબઈ | ૧,૪૯૦,૦૦૦ | વડોદરા. | ૧૫૩,૦૦૦ | હૈદ્રાબાદ (દક્ષિણ) | ૭૨૪,૮૧૯ |

## ૧૯૪૧માં હિંદુ મુસલમાનોનું પ્રમાણ

| પંજાબ | | ૧૯૪૧ | ૧૯૩૧ | વધારાનું પ્રમાણ |
|---|---|---|---|---|
| મુસલમાનો | ૧૫,૭૮૮,૦૦૦ | ૫૬·૮૪ | ૫૫·૬ | ૧૮·૪ |
| હિંદુઓ | ૭,૩૮૮,૦૦૦ | ૨૬·૬ | ૨૬·૩ | ૧૬·૬ |
| શીખો | ૩,૭૨૮,૦૦૦ | ૧૩·૪૨ | ૧૨·૯ | ૨૮·૪ |
| ૧૯૩૧ હિંદુઓ | ૬,૩૨૯,૦૦૦ | શીખો | ૩,૦૬૪,૦૦૦ | |

| સિંધ | ૧૯૪૧ | વસ્તીના કેટલા ટકા. |
|---|---|---|
| મુસલમાનો | ૩,૧૯૪,૮૩૯ | ૭૦ |
| હિંદુઓ | ૧,૦૬૪,૯૬૭ | ૨૪ |

**આસામ**

| | |
|---|---|
| મુસલમાનો | ૩.૪૭૪,૧૪૧ |
| હિંદુઓ | ૪,૫૪૦,૪૯૭ |

**સરહદપ્રાંત** (સ્થિર વસ્તીવાળા પ્રાંતો)

| | |
|---|---|
| મુસલમાનો | ૨૭,૮૮,૭૯૭ |
| હિંદુઓ | ૧૮૦,૩૨૧ |
| શીખો | ૫૭,૯૩૯ |

| બંગાળા | | વધારાનું પ્રમાણ | વસ્તીના કેટલા ટકા |
|---|---|---|---|
| મુસલમાનો (બ્રિટિશ પ્રદેશમાં) | ૩૩,૦૦૦,૦૦૦ | ૨૦ | ૫૪·૭૩ |
| હિંદુઓ (બ્રિટિશ પ્રદેશમાં) | ૨૬,૪૫૦,૦૦૦ | ૨૦ | ૪૭·૮ |

## પુરૂષો તથા સ્ત્રીઓનું પ્રમાણ ૧૯૪૧

| | પુરૂષો | સ્ત્રીઓ |
|---|---|---|
| મદ્રાસ | ૨૪,૫૬૩,૦૦૦ | ૨૪,૭૭૮,૦૦૦ |
| બંગાળા (દેશી રાજ્યો બાદ) | ૩૧,૭૯૦,૦૦૦ | ૨૮,૫૭૮,૦૦૦ |
| કલકત્તા | ૧,૪૫૬,૦૦૦ | ૬૫૪,૦૦૦ |
| ઓરિસ્સા | ૬,૫૦૯,૨૦૭ | ૬,૮૬૦,૬૧૦ |
| સરહદપ્રાંત | ૧,૬૫૧,૨૧૪ | ૧,૩૮૬,૮૫૩ |
| કૂર્ગ | ૯૨,૩૬૦ | ૭૬,૩૬૫ |
| બલુચિસ્તાન | ૪૮૮,૪૧૪ | ૪૮૬,૫૪૨ |
| આસામ | ૫,૭૪૦,૦૪૬ | ૫,૧૮૯,૬૪૨ |

## હિંદની વસ્તીમાં વધારો

હિંદી સરકાર તરફથી વર્તમાનપત્ર જોગ બહાર પડેલી એક યાદી જણાવે છે કેઃ—

૧ લી માર્ચ ૧૯૪૧ના રોજ થયેલ અખિલ હિંદ વસ્તીગણત્રીનો આંકડો ૩૮૮,૮૦૦,૦૦૦નો હતો. ૧૯૩૧નો આંકડો ૩૩૮,૧૧૯,૦૦૦નો હતો. જેથી વસ્તીમાં ૧૫ ટકાનો વધારો થયો જણાય છે. બ્રિટિશ હિંદમાં વધારાનું પ્રમાણ ૧૫·૨ ટકા તથા દેશીરાજ્યો તથા એજન્સીમાં વધારાનું પ્રમાણ ૧૪·૩ ટકા છે. દેશીરાજ્યો કરતાં બ્રિટિશ હિંદમાં વસ્તી વધી છે. માત્ર બલુચિસ્તાનના કોઈ વિભાગમાં તથા કેટલાંક નાના રાજ્યોમાં ઘટાડો થયો જણાય છે વધારાનું પ્રમાણ ખાસ કરીને મોટાં-એક લાખથી ઓછી વસ્તી ન હોય તેવાં-શહેરોમાં જણાય છે. ૧૯૩૧ કરતાં આ વખતે તેવાં શહેરોની સંખ્યા વધી છે. શહેરોની વસ્તી ૧૧ ટકાથી માંડીને કાનપુરમાં ૧૦૦ ટકા વધી છે. એક દશકામાં ત્યાંની વસ્તી બમણી થઇ ગઈ છે.

નીચેના આંકડાઓ, પ્રાંતોની, દેશી રાજ્યો તથા એજન્સીની ૧૯૩૧ તથા ૧૯૪૧ની વસ્તી તથા ૧૯૪૧નું શિક્ષિતતાનું પ્રમાણ બતાવે છે.

[ બધા આંકડા હજારમાં છે ]

| | | માણસો ૧૯૪૧ | માણસો ૧૯૩૧ | કેટલા ટકાની વધઘટ | ૧૯૪૧માં શિક્ષિતોની સંખ્યા |
|---|---|---|---|---|---|
| | હિંદુસ્તાન | ૩૮૮,૮૦૦ | ૩૩૮,૧૧૯ | +૧૫.૦ | ૪૭,૩૨૨.૭ |
| | પ્રાંતો | ૨૯૫,૮૨૭ | ૨૫૬,૭૫૫ | +૧૫.૨ | ૩૭,૦૧૬ ૨ |
| ૧ | મદ્રાસ | ૪૯,૩૪૨ | ૪૪,૨૦૫ | +૧૧.૬ | ૬,૪૨૦.૯ |
| ૨ | મુંબઇ | ૨૦,૮૫૮ | ૧૭,૯૯૨ | +૧૫.૯ | ૪,૦૬૭.૮ |
| ૩ | બંગાળા | ૬૦,૩૧૪ | ૫૦,૧૧૬ | +૨૦.૩ | ૯,૭૨૦.૪ |
| ૪ | સંયુક્ત પ્રાંતો | ૫૫,૦૨૧ | ૪૮,૪૦૯ | +૧૩.૬ | ૪,૬૫૩.૩ |
| | આગ્રા | ૪૦,૯૦૬ | ૩૫,૬૧૪ | +૧૫.૧ | ૩,૭૩૧.૮ |
| | અયોધ્યા | ૧૪,૧૧૪ | ૧૨,૭૯૫ | +૧૦.૪ | ૯૨૧.૫ |
| ૫ | પંજાબ | ૨૮,૪૧૯ | ૨૩,૫૮૧ | +૨૦.૪ | ૩,૬૬૫.૭ |
| ૬ | બિહાર | ૩૬,૩૪૦ | ૩૨,૩૭૧ | +૧૨.૩ | ૩,૩૩૯.૭ |
| | બિહાર | ૨૮,૮૨૪ | ૨૫,૭૨૯ | +૧૨.૦ | ૨,૬૮૫.૮ |
| | છોટાનાગપુર | ૭,૫૧૬ | ૬,૬૪૨ | +૧૩.૧ | ૬૫૩.૯ |
| ૭ | મધ્યપ્રાંતો અને વરાડ | ૧૬,૮૨૨ | ૧૫,૩૨૩ | +૯.૮ | ૧,૯૦૯.૭ |
| | મધ્ય પ્રાંતો | ૧૩,૨૨૦ | ૧૧,૮૮૧ | +૧૧.૩ | ૧,૩૫૨.૮ |
| | વરાડ | ૩,૬૦૨ | ૩,૪૪૨ | +૪.૬ | ૫૫૬.૯ |
| ૮ | આસામ | ૧૦,૨૦૫ | ૮,૬૨૩ | +૧૮.૨ | ૧,૧૭૪.૩ |
| ૯ | સરહદપ્રાંત | ૭,૦૩૮ | ૨,૪૨૫ | +૨૫.૨ | ૨૩૩.૯ |
| ૧૦ | ઓરીસા | ૮,૭૨૯ | ૮,૦૨૬ | +૮.૨ | ૯૪૮.૨ |
| ૧૧ | સિંધ | ૪,૫૩૭ | ૩,૮૮૭ | +૧૬.૭ | ૩૭૩.૮ |
| ૧૨ | અજમેર–મેરવાડા | ૫૮૪ | ૫૦૭ | +૧૫.૧ | ૭૯.૦ |
| ૧૩ | આંદામાન અને નિકોબાર | ૩૪ | ૨૯ | +૧૫.૫ | ૬.૯ |
| | આંદામાન ટાપુઓ | ૨૧ | ૧૯ | +૧૧.૮ | — |
| | નિકોબાર ટાપુઓ | ૧૩ | ૧૦ | +૨૨.૫ | — |
| ૧૪ | બલુચિસ્તાન | ૫૦૨ | ૪૬૪ | +૮.૨ | ૫૨.૩ |
| ૧૫ | કુર્ગ | ૧૬૯ | ૧૬૩ | +૩.૩ | ૩૪.૬ |
| ૧૬ | દીલ્હી | ૯૧૭ | ૬૩૬ | +૪૪.૧ | ૨૩૫.૭ |
| | દેશી રાજ્યો અને એજન્સીઓ | ૯૨,૯૭૩ | ૮૧,૩૬૭ | +૧૪.૩ | ૧૦૩૦૬.૫ |
| ૧૭ | આસામના દેશી રાજ્યો | ૭૨૫ | ૮૨૬ | +૧૫.૯ | ૫૭.૪ |
| ૧૮ | બલુચિસ્તાનના ,, ,, | ૩૫૬ | ૪૦૫ | −૧૨.૧ | ૮.૧ |
| ૧૯ | વડોદરા રાજ્ય | ૨,૮૫૫ | ૨,૪૪૮ | +૧૬.૬ | ૬૫૬.૮ |
| ૨૦ | બંગાળાના દેશી રાજ્યો | ૨,૧૪૨ | ૧,૮૬૩ | +૧૪.૯ | ૧૨૭.૫ |
| ૨૧ | મધ્યહિંદ એજન્સી | ૭,૫૦૨ | ૬,૬૪૮ | +૧૨.૮ | ૫૨૫.૪ |

| | | માણસો ૧૯૪૧ | માણસો ૧૯૩૧ | કેટલા ટકાની વધઘટ | ૧૯૪૧માં શિક્ષિતોની સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૨૨ | છત્તીસગઢનાં દેશી રાજ્યો | ૪,૦૫૪ | ૩,૫૪૮ | +૧૪.૨ | ૧૫૭.૮ |
| ૨૩ | કોચીન રાજ્ય | ૧,૪૨૩ | ૧,૨૦૫ | +૧૮.૧ | ૫૦૪.૧ |
| ૨૪ | દક્ષિણ અને કોલ્હાપુરના રાજ્યો | ૨,૭૮૬ | ૨,૪૫૮ | +૧૩.૪ | ૩૬૪.૫ |
| ૨૫ | ગુજરાતનાં દેશી રાજ્યો | ૧,૪૫૭ | ૧,૨૬૫ | +૧૫.૨ | ૧૧૯.૨ |
| ૨૬ | ગ્વાલિયર રાજ્ય | ૩,૯૯૨ | ૩,૫૨૩ | +૧૩.૩ | ૨૯૬.૮ |
| ૨૭ | હૈદ્રાબાદ રાજ્ય | ૧૬,૧૮૪ | ૧૪,૪૩૬ | +૧૨.૧ | ૧,૧૧૨.૨ |
| ૨૮ | કાશ્મીર રાજ્ય (ખંડિયા રાજ્યો સહિત) | ૪,૦૨૧ | ૩,૬૪૬ | +૧૦.૩ | ૨૬૪.૨ |
| | કાશ્મીર | ૩,૯૪૫ | ૩,૫૮૨ | +૧૦.૧ | ૨૬૩.૦ |
| | ગિલ્ગિટના સરહદના ઇલાકા | ૭૬ | ૬૪ | +૧૮.૨ | ૧.૨ |
| ૨૯ | મદ્રાસના દેશીરાજ્યો (પુદુકોટા સાંદુર) | ૪૯૯ | ૪૫૩ | +૧૦.૦ | ૬૬.૧ |
| ૩૦ | મહિસુર રાજ્ય | ૭,૩૨૯ | ૬,૫૫૭ | +૧૧.૮ | ૮૯૬.૪ |
| ૩૧ | સરહદ પ્રાંત (એજન્સીઓ સહિત) | ૨,૩૭૮ | ૨,૨૫૯ | +૫.૩ | ૧૯.૨ |
| ૩૨ | ઓરીસાના દેશીરાજ્યો | ૩,૦૨૫ | ૨,૬૮૩ | +૧૨.૭ | ૨૬૮.૯ |
| ૩૩ | પંજાબના દેશીરાજ્યો | ૫,૪૫૯ | ૪,૪૯૭ | +૨૧.૪ | ૩૩૪.૮ |
| ૩૪ | પંજાબની ખીણના દેશીરાજ્યો | ૧,૦૯૪ | ૯૯૦ | +૧૦.૫ | ૮૦.૮ |
| ૩૫ | રજપુતાના એજન્સી | ૧૩,૬૭૦ | ૧૧,૫૭૧ | +૧૮.૧ | ૭૭૨.૫ |
| ૩૬ | સિક્કિમ રાજ્ય | ૧૨૨ | ૧૧૦ | +૧૦.૯ | ૫.૯ |
| ૩૭ | ત્રાવણકોર રાજ્ય | ૬,૦૭૦ | ૫,૦૯૬ | +૧૯.૧ | ૨,૮૯૪.૪ |
| ૩૮ | સંયુક્ત પ્રાંતોના દેશીરાજ્યો (રામપુર તથા બનારસ) | ૯૨૮ | ૮૫૬ | +૮.૩ | ૫૭.૬ |
| ૩૯ | પશ્ચિમહિંદ એજન્સીના રાજ્યો | ૪,૯૦૧ | ૪,૨૨૨ | +૧૬.૧ | ૭૧૭.૨ |

## ફીલ્મ ઉદ્યોગ

અત્યારે, ૧૦ વર્ષ પહેલા 'ટૉકી'ની શરૂઆતને અંગે, એક ગણતરી પ્રમાણે હિંદનાં છબીઘરોની ત્રણ કરોડની કુલ આવકમાંથી ૨૪૦ લાખ રુપીઆ પરદેશી ફીલ્મોને ફાળે તથા બાકીના ફક્ત ૬૦ લાખ જ રુપીઆ પરદેશી ફીલ્મોને ફાળે જાય છે. કાચી ફીલ્મો મોટા પ્રમાણમાં જર્મની તથા યુરોપના બીજા દેશોમાંથી આવતી તે વર્તમાન યુદ્ધને અંગે અમેરિકા તથા બ્રિટનમાંથી આવતી થઈ છે. હિંદી ફીલ્મોની બે મોટામાં મોટી ખામીઓ (૧) ઉત્પાદકો વચ્ચે સંયુક્તતાનો અભાવ તથા (૨) ભાષાની મુશ્કેલી

છે. કારણ કે કદાચ હિંદુસ્તાની ભાષાને બાદ કરતાં દર ચારસો માઇલે હિંદમાં ભાષા બદલે છે. એક ફીલ્મ તૈયાર કરતાં સરેરાશ ખર્ચ ૮૦,૦૦૦ રૂા. થાય છે. હિંદના ઉદ્યોગોમાં ફીલ્મ ઉદ્યોગોનું સ્થાન આઠમું આવે છે. હિંદમાં મુંબઇ, કલકત્તા, મદ્રાસ અને પંજાબમાં ફીલ્મ સેન્સરશિપ બોર્ડ છે.

## ફીલ્મની આયાત

| | રૉ ફીલ્મ (ફુટ) | કીંમત (રૂ.) | આયાત જકાત (રૂ.) |
|---|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૬૦,૬૬૯,૫૩૨ | ૨,૧૦૨,૨૬૨ | ૧,૩૯૯,૨૦૬ |
| ૧૯૩૬–૩૭ | ૬૭,૮૩૨,૧૧૧ | ૨,૩૭૩,૮૯૯ | ૧,૪૪૫,૫૪૪ |
| ૧૯૩૭–૩૮ | ૭૪,૨૩૫,૧૦૩ | ૨,૫૪૪,૪૪૪ | ૧,૪૮૯,૩૮૨ |
| ૧૯૩૮–૩૯ | ૭૩,૮૫૫,૮૫૩ | ૨,૪૯૯,૧૮૮ | ૧,૩૦૯,૩૫૬ |
| ૧૯૩૯–૪૦ | ૮૩,૦૦૦,૦૦૦ | ૩,૧૦૦,૦૦૦ | ૧,૪૭૯,૦૦૦ |

| | એક્સ્પોઝડ ફીલ્મ | કીંમત રૂા. |
|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૮,૮૨૦,૫૦૮ | ૨,૫૮૦,૪૨૩ |
| ૧૯૩૬–૩૭ | ૯,૪૦૭,૫૮૮ | ૨,૪૮૯,૮૮૭ |
| ૧૯૩૭–૩૮ | ૨૨,૨૭૮,૩૩૮ | ૩,૪૧૮,૭૨૮ |
| ૧૯૩૮–૩૯ | ૨૬,૦૩૪,૪૭૯ | ૩,૭૬૯,૩૦૫ |
| ૧૯૩૯–૪૦ | ૨૪,૦૦૦,૦૦૦ | ૫,૪૦૦,૦૦૦ |

## હિંદી સીનેમા પર દૃષ્ટિપાત

| | | |
|---|---|---|
| હિંદમાં કાયમી સીનેમાની સંખ્યા | | ૧,૧૩૬ |
| ફરતા તથા પ્રાસંગિક સીનેમાની સંખ્યા | | ૪૦૦ |
| હિંદી અગર પરદેશની ફીલ્મ જોનારાઓની વાર્ષિક સંખ્યા | | ૧૪૩,૯૭૪,૦૦૦ |
| દર 'શો' વખતે સીનેમામાં બેસવાની સગવડ | | ૬૩૨,૫૦૦ |
| પરદેશી ફીલ્મના આશ્રયદાતાઓ | | ૨૧,૫૯૬,૧૦૦ |
| આ સીનેમાની વાર્ષિક કુલ આવક | રૂપિયા | ૩૬,૨૮૮,૦૦૦ |
| હિંદી ફીલ્મોમાંથી | ,, | ૨૯,૨૦૦,૦૦૦ |
| પરદેશી ફીલ્મોમાંથી | ,, | ૭,૦૦૦,૦૦૦ |
| પરદેશી ફીલ્મ 'ડીસ્ટ્રીબ્યુટરોનો હિસ્સો | ,, | ૨,૮૦૦,૦૦૦ |
| પરદેશી ફીલ્મ બતાવનારાઓનો હિસ્સો | ,, | ૪,૨૦૦,૦૦૦ |
| ફીલ્મ ઉદ્યોગ પર વાર્ષિક કર (વધારાના નફાનો કર બાદ કરતાં) | ,, | ૧૨,૯૦૦,૦૦૦ થી વધારે |

## હિંદી ફીલ્મની નિયત થયેલ લંબાઇ

હિંદી ફીલ્મોની અસાધારણ લંબાઇને અંગે હિંદી ફીલ્મ ઉત્પાદકોની એસોસીએશને ૧૯૪૨માં બધી ફીલ્મોની લંબાઇની મર્યાદા ૧૧,૦૦૦ ફુટની નક્કી કરી. હિંદી સરકારે આ ભલામણ સ્વીકારી અને એવો હુકમ કર્યો કે સર્ટીફીકેટ માટે સેન્સર બોર્ડ પાસે મોકલતાં પહેલાં બધી ફીલ્મોની લંબાઇ ૧૧,૦૦૦ ફુટથી વધારે અથવા ટ્રેઇલરની લંબાઇ ૪૦૦ ફુટથી વધારે હોવી ન જોઇએ. મધ્યસ્થ સરકાર વિશિષ્ટ સંજોગોમાં કોઇ કિસ્સામાં આ પ્રતિબંધ દૂર કરી શકે છે.

## હિંદમાં ફીલ્મો

| | હિંદી | પરદેશી | | હિંદી | પરદેશી |
|---|---|---|---|---|---|
| ૧૯૩૫ | ૩૩૮ | ૧૮૧૩ | ૧૯૩૮ | ૭૮ | ૧૧૦૩ |
| ૧૯૩૬ | ૩૩૬ | ૧૮૨૪ | ૧૯૩૯ | ૧૪૬ | ૮૯૬ |
| ૧૯૩૭ | ૨૪૪ | ૧૫૭૬ | ૧૯૪૦ | ૧૬૨ | ૮૦૫ |

## ફીચર ફીલ્મો કયાં તૈયાર થાય છે?

નીચેની યાદીમાં હિંદમાં ૧૯૩૫ થી ૧૯૪૦ સુધીમાં બતાવેલી ફીચર ફીલ્મ ઉત્પાદક દેશોની યાદી આપવામાં આવી છે.

| વર્ષ | હિંદ | અમેરિકા | બ્રિટન | બીજા દેશો. |
|---|---|---|---|---|
| ૧૯૩૫ | ૨૪૭ | ૩૦૮ | ૮૫ | ૪ |
| ૧૯૩૬ | ૨૨૯ | ૩૧૪ | ૮૩ | ૨ |
| ૧૯૩૭ | ૧૮૦ | ૩૧૨ | ૮૦ | ૩ |
| ૧૯૩૮ | ૭૮ | ૨૨૦ | ૫૫ | ૨ |
| ૧૯૩૯ | ૧૪૬ | ૧૦૮ | ૩૯ | ૯ |
| ૧૯૪૦ | ૧૬૨ | ૧૭૮ | ૨૨ | ૧ |

## હિંદી ફીચર ફીલ્મોની ભાષા

| ભાષા. | ૧૯૩૬ | ૧૯૩૭ | ૧૯૩૮ | ૧૯૩૯ | ૧૯૪૦ |
|---|---|---|---|---|---|
| હિંદુસ્તાની | ૧૪૨ | ૧૦૨ | ૯૬ | ૭૬ | ૭૭ |
| મરાઠી | ૬ | ૧૧ | ૧૨ | ૭૦ | ૧૦ |
| તામિલ | ૩૮ | ૩૫ | ૪૨ | ૨૮ | ૩૫ |
| તેલુગુ | ૧૨ | ૯ | ૧૧ | ૧૫ | ૧૨ |
| બંગાળી | ૧૯ | ૧૮ | ૧૯ | ૧૩ | ૧૮ |
| પંજાબી | ૧ | ... | ૧ | ૭ | ૮ |
| મલાયમ | ... | ... | ૧ | ... | ... |

## હિંદનાં સીનેમાગૃહો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૨૧ | ૧૨૧ | ૧૯૨૯ | ૩૩૯ | ૧૯૩૭ | ૯૧૦ |
| ૧૯૨૩ | ૧૪૮ | ૧૯૩૧ | ૪૧૯ | ૧૯૩૯ | ૧૨૬૫ |
| ૧૯૨૫ | ૨૨૯ | ૧૯૩૩ | ૫૮૧ | ૧૯૪૧ | ૧૫૩૫ |
| ૧૯૨૭ | ૨૨૬ | ૧૯૩૫ | ૬૬૦ | | |

## હિંદનાં સીનેમાનાં સીમાચિન્હો

૧૯૦૭ પરદેશી ફીલ્મો બતાવવા માટે સ્વ. જે. એફ. માદને કલકત્તામાં પહેલું સીનેમાગૃહ ઉઘાડયું.

૧૯૧૩ ફીલ્મઉદ્યોગનો પાયો નાખનાર મુંબઇના ડી. ફાલ્કેએ ૩,૭૦૦ ફુટ લાંબી હરિશ્ચન્દ્રની ફીલ્મ તૈયાર કરી અને તે ૧૯૧૩ ના એપ્રિલમાં મુંબઇના કોરોનેશન સીનેમામાં બતાવાઇ.

૧૯૧૭ સ્વ. જે. એફ. માદને સ્થાપના કરેલ માદન થીએટર્સે બંગાળામાં પહેલી હિંદી ફીલ્મ 'નળ દમયંતી' તૈયાર કરી.

૧૯૩૧ મુંબઈની ઇમ્પિરિયલ સ્ટુડિયોએ હિંદનું પહેલું બોલતું ચિત્ર 'આલમ–આરા' તૈયાર કર્યું. ૧૯૩૧ની ૧૪મી માર્ચે તે બતાવાયું. કલકત્તાના માદન થીએટર્સ લીમીટેડે બીજું બોલતું ચિત્ર 'શીરીન ફરહાદ' તૈયાર કર્યું.

૧૯૩૧ પહેલું હિંદી રંગીન ચિત્ર પ્રભાત સ્ટુડિયોનું 'સૈરંધ્રી' હતું. જો કે જર્મનીમાં તેમાં રંગ પૂરવામાં આવ્યા હતા. હિંદમાં પહેલું 'સાઇને–કલર' ચિત્ર ઇમ્પિરિયલનું 'કીસાન કન્યા' હતું.
બોમ્બે ટોકીઝના સ્થાપક સ્વ. હિમાંશુ રૉયે અંગ્રેજી ફીલ્મ (ટોકી) 'કર્મ' તૈયાર કરી. પરંતુ મોટેભાગે તે ઈંગ્લંડમાં યુરોપીઅન દેખરેખ હેઠળ તૈયાર કરવામાં આવી હતી.

૧૯૩૯ હિંદના ફીલ્મ ઉદ્યોગનો રજતમહોત્સવ મુંબઇમાં કોંગ્રેસ તથા પ્રદર્શન ભરીને ઉજવવામાં આવ્યો.

૧૯૪૦ આ દેશમાં હિંદીઓની દેખરેખ હેઠળ પૂરી લંબાઇની ધ્વનિયુક્ત ઈંગ્લિશ ફીલ્મ 'રાજનર્તકી' તૈયાર કરવામાં આવી.
હિંદમાં તૈયાર કરવામાં આવતી કુલ ફીલ્મોનો ⅔ ભાગ મુંબઇના સ્ટુડિયોમાં તૈયાર થાય છે.

## શ્રેષ્ઠ ચિત્રો સંબંધી અખિલહિંદ ફીલ્મ પત્રકારોના નિર્ણયો

૧૯૩૭ વિદ્યાપતિ (ન્યુ થીએટર્સ કલકત્તા)
૧૯૩૮ અધિકાર (ન્યુ થીએટર્સ, કલકત્તા)
૧૯૩૯ જીવન નૈયા (પ્રભાત સ્ટુડિયો)
૧૯૪૦ ઓરત (નેશનલ સ્ટુડિયોઝ, મુંબઈ)
૧૯૪૧ પ્રતિશ્રુતિ (ન્યુ થીએટર્સ કલકત્તા)

## અગ્રગણ્ય હિંદી સ્ટુડિયો

**મુંબઇ**
બોમ્બે ટોકીઝ
સાર્કો પ્રોડક્શન્સ
મિનર્વા મુવીટોન્સ
નેશનલ સ્ટુડિયોઝ
પ્રકાશ પીકચર્સ
રણજીત મુવીટોન કું.
અત્રે પિકચર્સ.

**લાહોર**
પંચોલી આર્ટ પિકચર

**પુના**
પ્રભાત ફિલ્મ કું.
સરસ્વતી સીનેટોન

**કલકત્તા**
ભારતલક્ષ્મી પિકચર્સ
ઇંદ્ર મુવીટોન
ન્યુ થીએટર્સ
ઇસ્ટ ઇંડિયા ફિલ્મ

**મદ્રાસ**
ભારત મુવીટોન
જય ફિલ્મ્સ.

## અગ્રગણ્ય વિદેશી ઉત્પાદકો

યુનિવર્સલ (યુ. સ્ટે. અ.)
મેટ્રો–ગોલ્ડવિન–મેયર (યુ. સ્ટે. અ.)
પેરે માઉન્ટ (યુ. સ્ટે. અ.)
વોર્નર બ્રધર્સ (યુ. સ્ટે. અ.)
ટવેન્ટીએથ સેન્ચુરી ફૉક્સ (યુ. સ્ટે. અ.)
કોલંબિયા (યુ. સ્ટે. અ.)
યુનાઇટેડ આર્ટિસ્ટસ (યુ. સ્ટે. અ.)

## ચલચ્ચિત્રોના આંકડા

૧૯૪૦માં દુનિયાભરમાં દર અઠવાડિયે ૨૩૦,૦૦૦,૦૦૦ લોકો ચલચ્ચિત્રગૃહમાં હાજરી આપતા હતા. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં સરેરાશ પ્રવેશફી ૨૪ સેન્ટ છે. આખા જગતમાં ૧૯૩૯ માં ૬૯,૧૫૩ સીનેમાથીએટરો હતા. તે પૈકી અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં ૧૯૬૪૫, યુરોપમાં ૩૫,૬૯૪, દૂરપૂર્વમાં ૬,૫૬૮, લેટિન અમેરિકામાં ૫,૪૦૩, કેનેડામાં ૧,૨૪૬ તથા નજીકના પૂર્વમાં ૯૬૮ હતા. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં દર ૧૨ રહેવાશીએ ચલચ્ચિત્રગૃહની એક બેઠક છે અને દર ૮,૦૦૦ રહેવાશીએ એક થીએટર છે.

## પ્રખ્યાત પુરુષ તથા સ્ત્રીપાત્રો

**પુરુષપાત્રો**--અશોક કુમાર, કે. સી. ડે, પૃથ્વીરાજ, સાઇગલ, પહાડી સન્યાલ, જગદીશ, પી. બરુઆ, અડવાણી, કાંતિલાલ, મોતીલાલ, પંકજ મલિક, ધીરજ ભટ્ટાચારી, દુર્ગાદાસ, અહીન્દ્ર ચોધરી, સુરેન્દ્ર ચંદ્રમોહન, ઇશ્વરલાલ, દીક્ષિત, ઘોરી.

**સ્ત્રીપાત્રો**—કાનનબાલા, દુર્ગાબાઈ ખોટે, ચંદ્રાવતી, લીલા દેસાઇ, ઉમાશશિ, માધુરી, શાંતા આપ્ટે, લીલા ચીટનિસ, બિબો, ગોહર, ખુરશેદ, સરદાર અખતર, સુલોચના, રેણુકા, કજ્જન, જમના, વાસંતી, દેવિકારાણી, સાધના બોઝ, શાંતા હુબલીકર, એનાક્ષી રામરાવ, કમલેશ કુમારી, સવિતાદેવી, માયા બેનરજી, નસીમ.

## ૧૯૩૯નાં શ્રેષ્ઠ નટ—નટીઓ

કલકત્તાના 'ઓરિયેન્ટ' પત્રે લીધેલી મતગણતરી મુજબ હિંદનાં ૧૯૩૯ના વર્ષનાં ઉત્તમ અભિનેતા-નેત્રીઓ નીચેનાં ઠર્યાં છે. મતગણતરીમાં ૬૦,૬૭૦ વ્યક્તિઓએ ભાગ લીધો હતો. મતો નીચે મુજબ મળ્યા છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| લીલા દેસાઈ | ૬૮૫૯ | નસીમ | ૩૪૩૫ | પંકજ મલિક | ૧૦૪૬ |
| દેવીકારાણી | ૬૫૮૯ | સાધના બોઝ | ૩૩૧૪ | અશોકકુમાર | ૭૮૫ |
| કાનનબાલા | ૬૩૩૨ | સાયગલ | ૩૦૦૨ | સુરેન્દ્ર | ૭૦૫ |
| સવિતાદેવી | ૪૪૭૭ | પહાડી સન્યાલ | ૨૧૦૫ | સોરાબ મોદી | ૬૫૮ |
| શાન્તા આપ્ટે | ૪૩૦૧ | મોતીલાલ | ૧૩૧૮ | | |

લીલા દેસાઈ નૃત્યમાં સર્વશ્રેષ્ઠ, દેવિકારાણી અભિનયમાં, કાનનબાલા સંગીતમાં, નસીમ સૌંદર્ય માટે શ્રેષ્ઠ ઠર્યાં છે. સાયગલ સંગીત માટે પુરુષ—અભિનેતાઓમાં શ્રેષ્ઠ ઠર્યા છે. સવિતાદેવી, શાન્તા આપ્ટે, પંકજ મલિક વગેરે બીજા નંબરે આવે છે.

આ મતગણતરી માટે લગભગ ૮૩ નામ રજૂ થયાં હતાં.

## હિંદી ફિલ્મ-સ્ટારના પગારો

| | |
|---|---|
| પૃથ્વીરાજ : રણજીત કંપની : | રૂ. ૧૧૫૦ |
| શોભના સમર્થ : હિંદુસ્થાન સિનેટોન : | રૂ. ૧૨૦૦ |
| લીલા ચીટનીસ : બોમ્બે ટોકીઝ : | રૂ. ૧૨૦૦ |
| મીનાક્ષિ : હંસ પિકચર્સ : | રૂ. ૭૫૦ |
| લીલા દેસાઈ : ન્યુ-થીએટર્સ : | રૂ. ૮૦૦ |

| | |
|---|---|
| પી. જયરાજ : પ્રકાશ પિકચર્સ : | રૂ. ૫૦૦ |
| પ્રેમ અદીબ : નેશનલ સ્ટુડિયોઝ : | રૂ. ૪૦૦ |
| આશાલતા : સિરેકો પ્રોડકશન : | રૂા ૪૦૦ |
| સુરેન્દ્ર : નેશનલર સ્ટુડિયોઝ : | રૂ. ૧૧૭૦ |
| ઈ. બીલીમોરિયા : સુદામા પ્રોડકશન : | રૂ. ૮૦૦ |
| ચાર્લી (નુરમહમદ) : રણજીત કંપની : | રૂ. ૭૦૦ |
| બરુઆ : ન્યુ થીએટર્સ : | રૂ. ૧૦૦૦ |
| અશોકકુમાર : બોમ્બે ટૉકીઝ : | રૂ. ૮૫૦ |
| નસીમ : મિનરવા : | રૂ. ૨૦૦૦ |
| બિબ્બો : સિર્કો પ્રોડકશન : | રૂ. ૧૬૦૦ |
| હરીશ : નેશનલ સ્ટુડિયોઝ : | રૂ. ૩૫૦ |

## પરદેશના ફિલ્મસ્ટારના પગાર

### દર અઠવાડિયે

| | પૌંડ | | પૌંડ |
|---|---|---|---|
| ગ્રેટા ગાર્બો | ૧,૮૦૦ | વોલેસ બેરિ | ૧,૦૦૦ |
| વિલ રોજર્સ | ૧,૫૦૦ | વિલિયમ પોવેલ | ૯૦૦ |
| મૉરિસ શેવેલિયર | ૧,૫૦૦ | જોન ક્રાફર્ડ | ૮૦૦ |
| કૉન્સ્ટન્સ બેનેટ | ૧,૪૦૦ | જેનેટ ગેનર | ૭૫૦ |
| જોન બેરિમોર | ૧,૩૦૦ | એડવર્ડ જી. રોબિન્સન | ૬૦૦ |
| રિચર્ડ બાર્થેલ્મેસ | ૧,૨૦૦ | જેમ્સ કેગ્નિ | ૫૬૦ |
| નોર્મા શિરર | ૧,૨૦૦ | ગેરિ કૂપર | ૨૬૦ |
| એન. હાર્ડિંગ | ૧,૨૦૦ | વોરન વિલિયમ | ૨૫૦ |

## હિંદીની વાર્ષિક સરેરાશ આવક

| | | રૂ. આ. પા. | | | રૂ. આ. પા. |
|---|---|---|---|---|---|
| દાદાભાઇ નવરોજી | (૧૮૭૦) | ૨૦–૦–૦ | એટકિન્સન | (૧૮૯૫) | ૩૪–૦–૦ |
| સર. ડી. બાર્બૂર અને | | | વાડિયા અને જોશી | (૧૯૧૩–૧૪) | ૪૪–૫–૦ |
| મેજર ઇ. બેરિંગ | (૧૮૮૨) | ૨૭–૦–૦ | શાહ અને ખંભાતા– | (૧૯૨૧–૨૨) | ૬૭–૦–૦ |
| ડિગ્બી | (૧૮૯૮) | ૧૮–૯–૦ | વી. કે. આર. વી. રાવ | (૧૯૨૫–૨૯) | ૭૭–૧૪–૦ |
| લૉર્ડ કર્ઝન | (૧૯૦૦) | ૩૦–૦–૦ | ફિન્લે શિરાસ | (૧૯૨૧) | ૧૦૭–૦–૦ |
| ડિગ્બી | (૧૯૦૦) | ૧૭–૪–૦ | ફિન્લે શિરાસ | (૧૯૨૨) | ૧૧૬–૦–૦ |
| એટકિન્સન | (૧૮૭૫) | ૨૫–૦–૦ | | | |

## વિકટોરિયા ક્રોસ મેળવનારા હિંદીઓ

| | | |
|---|---|---|
| ઇશરસિંગ (નાયક, પંજાબીની ૨૮મી ટુકડી) | વઝીરિસ્તાન | ૧૯૨૧ |
| મિર દોસ્ત (સૂબેદાર, કોકસ રાઇફલ) | વિશ્વયુદ્ધ | ૧૯૧૫ |
| શાહમદખાન (નાયક, પંજાબી ટુકડી) | વિશ્વયુદ્ધ | ૧૯૧૬ |

| | |
|---|---|
| ચત્તાસિંગ (સિપાઇ, ભોપાળ પાયદળ) | વિશ્વયુદ્ધ ૧૯૧૬ |
| દરવાનસિંગ નેગિ (નાયક, ગઢવાલ રાઇફલ) | વિશ્વયુદ્ધ ૧૯૧૫ |
| કર્ણબહાદુર રાણા (નાયક, ગુર્ખા રાઇફલ) | વિશ્વયુદ્ધ ૧૯૧૮ |
| ખુદાદાદખાન (નાયક, ૧૨૯મી બલુચી ટુકડી) | વિશ્વયુદ્ધ ૧૯૧૫ |
| લાલા (જમાદાર, ૪૧મી દોગ્રા ટુકડી) | વિશ્વયુદ્ધ ૧૯૧૬ |
| ગોવિંદસિંગ (લાન્સ-દફેદાર, ૨૮મી પાયદળ ટુકડી) | વિશ્વયુદ્ધ |
| બદ્લુસિંગ (રિસાલદાર, ૧૪મી લાન્સર્સ) | વિશ્વયુદ્ધ ૧૯૧૮ |
| ગોબરસિંગ નેગિ (રાઇફલમેન, ૩૯મી ગઢવાલ ટુકડી) | વિશ્વયુદ્ધ ૧૯૧૫ |
| કુલવીર થપા (રાઇફલમેન, ૨૩ ગુર્ખા રાઇફલ) | વિશ્વયુદ્ધ ૧૯૧૫ |

## ૧૯૩૯નું વિશ્વયુદ્ધ

બીજો લેફ્ટેનન્ટ, પ્રેમીન્દ્રસિંહ ભગત (ઇંડિયન એન્જીનિયર્સ) મધ્યપૂર્વ ૧૯૪૧

સુબેદાર રિચપાલરામ ૬ઠ્ઠી રજપુતાના રાઇફલ (મૃત્યુ પછી આપવામાં આવ્યો) મધ્યપૂર્વ ૧૯૪૧

હવાલદાર પ્રકાશસિંધ (૮મી પંજાબ રેજીમેન્ટ) જાન્યુ. ૧૯૪૩

સુબેદાર લાલબહાદુર થાપા (બીજી ગુરખા રાઇફલ ફોજ) ૧૯૪૩

## ઇંડિયન ઑર્ડર ઑફ મેરિટ

સુબેદાર નૈઝઅલીખાન (૬ઠ્ઠી રજપુતાના રાઇફલ્સ) આ માન મેળવનાર પહેલો હિંદી. (વિક્ટોરિયા ક્રૉસ પછીનું માન)

## જ્યૉર્જ ક્રૉસ

૧૯૪૦માં શરુ કરવામાં આવ્યો. વિક્ટોરિયા ક્રૉસની પછી તરત જ, બીજા બધા ચાંદાની પહેલાં પહેરવાનો છે. પીરખાન (આઇ. એ.) (ઈ. જી. એમ ૧૯૪૦) ૧૯૪૧

## રૉયલ સોસાયટીના હિંદી સભ્યો

| | | |
|---|---|---|
| સ્વ. એસ. રામાનુજમ | ડૉ. મેઘનાદ સાહા | શ્રીનિવાસ કૃષ્ણન |
| સ્વ. સર જે. સી. બોઝ | સર સી. વી. રમણ | ડૉ. એચ. જે. ભાભા |
| ડૉ. બિરબલ સહાની | ડૉ. કરિયા મણિકમ | |

## બ્રિટિશ પાર્લમેન્ટના હિંદી સભ્યો

| | | | |
|---|---|---|---|
| સર મંચેરજી ભાવનગરી | (કૉન્ઝર્વેટીવ) | લૉર્ડ સિંહા | (અમીરસભામાં) |
| દાદાભાઇ નવરોજી | (લિબરલ) | લૉર્ડ સિંહા (રાયપુરના બીજા અમીર) | |
| શાપુરજી સકલાતવાળા | (કૉમ્યુનિસ્ટ) | | (અમીરસભામાં) |

## હિંદી પ્રીવિ-કાઉન્સિલરો

રાઇટ ઑન. અમીરઅલી (પહેલા હિંદી પ્રીવિ-કાઉન્સિલર)
સર બી. સી. મિત્તર
૧૯૨૧ રાઇટ ઑન. વિ. એસ. શ્રીનિવાસ શાસ્ત્રી
૧૯૨૬ લૉર્ડ સિંહા
૧૯૩૦ રાઇટ ઑન. સર ડી. એફ. મુલ્લા (નાઇટ)
૧૯૩૪ સર શાદીલાલ (નાઇટ)
૧૯૩૪ એચ. એચ. આગાખાન
૧૯૩૪ સર તેજબહાદુર સપ્રુ કે. સી. એસ. આઈ
૧૯૩૬ સર અકબર હૈદરી
૧૯૩૯ એમ. આર. જયકર
૧૯૪૧ સર. સી. માધવન નાયર

## યુનાઇટેડ કિંગ્ડમના હિંદી બેરોનેટ

| | | |
|---|---|---|
| સર જમશેદજી જીજીભાઈ | ૧૮૫૭ | સર વિકટર સાસૂન |
| સર જહાંગીર કાવસજી જહાંગીર | ૧૯૦૮ | સર કેનેથ ગિબ્સન |
| સર ચીનુભાઈ માધવલાલ રણછોડલાલ | ૧૯૧૩ | સર રિચર્ડ ટેમ્પલ |
| સર ફરામજી દીનશા પીટીટ | | |

## બ્રિટિશ એકેડેમીના ફેલો

સર એસ. રાધાકૃષ્ણન ૧૯૩૯

## બ્રિટિશ રાજ્યના હિંદી ઉમરાવ

અરુણકુમાર સિંહા જન્મ ૧૮૮૭ વારસ—ઑન. સુધીન્દ્ર જન્મ ૧૯૨૧

## ઇંડિયન કિંગ્સ કાઉન્સેલ

ભગવાનદીન દુબે ૧૯૩૧

## ફ્રેન્કલિન ચંદ્રક મેળવનાર

(પદાર્થવિજ્ઞાનમાં નોંધપાત્ર કારકીર્દી પ્રાપ્ત કરનારને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસ તરફથી અપાતો ઊંચામાં ઊંચો વિજ્ઞાનચંદ્રક.)

૧૯૪૦ સર સી. વી. રમણ.

## પહેલો હીંદી

| | | | |
|---|---|---|---|
| બેરિસ્ટર | જી. એમ ટાગોર | કેમ્બ્રિજ યુનિવર્સિટીના રેંગલર | એ. એમ. બોઝ |
| આઈ. સી. એસ. | એસ. એન. ટાગોર | આઈ. સી. એસ.માં પહેલે | |
| કારોબારીના સભ્ય | સર એસ. પી. સિંહા | નંબરે આવનાર | સર અતુલ ચેતરજી |
| હાઇકોર્ટના વડા ન્યાયાધીશ | રસ રમેશચંદ્ર મિત્ર | ઇંગ્લંડથી હિંદ ઊડી આવનાર | એસ્પી એન્જિનિયર |
| વિકટોરિયા ક્રોસ મેળવનાર | ખોદાદાદ ખાન | | |

## ગૂજરાત સાહિત્યસભા—અમદાવાદ—તરફથી અપાતા રણજીતરામ સુવર્ણ ચંદ્રક મેળવનારાઓની યાદી.

| | | |
|---|---|---|
| ૧૯૨૮ શ્રી ઝવેરચંદ મેઘાણી | ૧૯૩૩ શ્રી રત્નમણિરાવ જોટ | ૧૯૩૭ શ્રી ચુનીલાલ શાહ |
| ૧૯૨૯ ,, ગિજુભાઈ બધેકા | ૧૯૩૪ ,, 'સુન્દરમ્' | ૧૯૩૮ ,, કનુ દેસાઈ |
| ૧૯૩૦ ,, રવિશંકર રાવળ | ત્રિ. પુ. લુહાર | ૧૯૩૯ ,, ઉમાશંકર જોષી |
| | | ૧૯૪૦ ,, ધનસુખલાલ મહેતા |
| ૧૯૩૧ ,, વિજયરાય વૈદ્ય | ૧૯૩૫ ,, વિશ્વનાથ ભટ્ટ | ૧૯૪૧ ,, જ્યોતીન્દ્ર દવે. |
| ૧૯૩૨ ,, રમણલાલ દેસાઈ | ૧૯૩૬ ,, ચન્દ્રવદન મહેતા. | ૧૯૪૨ ,, રસિકલાલ પરીખ |

## હિંદનાં સંગ્રહસ્થાનો

બંગાળાની રૉયલ એશિયાટિક સોસાયટીએ ઈ. સ. ૧૭૯૬ માં હિંદમાં પહેલા સંગ્રહસ્થાનની સ્થાપના કરી. આ સોસાયટીએ છેવટે પોતાનો પશુઓનો ભૂસ્તરવિજ્ઞાનનો તથા પુરાતત્ત્વનો સંગ્રહ સરકારને સોંપી દીધો અને ઈ. સ. ૧૮૬૬ માં કલકત્તાના 'ઇન્ડિયન મ્યુઝિયમ'ની સ્થાપના થઇ. દરમિયાન

હિંદના બીજા ભાગોમાં સંગ્રહસ્થાનોની સ્થાપના થઈ હતી. ૧૮૫૧ માં મદ્રાસમાં 'સેન્ટ્રલ મ્યુઝિયમ'ની સ્થાપના થઈ હતી. ૧૮૫૬ માં તેની ૭ શાખાઓ ખોલવામાં આવી હતી. ઇ. સ. ૧૮૫૧ માં કરાચીમાં 'વિક્ટોરિયા મ્યુઝિયમ' ખોલવામાં આવ્યું. ૧૮૫૭ માં હિંદમાં ૧૨ સંગ્રહસ્થાનો હતાં. ૧૮૬૩ માં લખનૌ અને નાગપુર ખાતે તથા ૧૮૬૪ માં લાહોર ખાતે પ્રાંતિક સંગ્રહસ્થાનોની સ્થાપના થઇ. ત્યાર પછીના દશકામાં ૬ સંગ્રહસ્થાનો–બેંગલોર, ફૈઝાબાદ, દિલ્લી, કલકત્તા (આર્થિક સંગ્રહસ્થાન) મથુરા અને રાયપુરમાં–સ્થાપવામાં આવ્યા. ત્રિચુર, ઉદેપુર, ભોપાલ, જયપુર અને મદ્રાસ, (વિક્ટોરિયા ટેકનિકલ) માં ૧૮૮૭ માં, રાજકોટ (વૉટસન મ્યુઝિયમ) ૧૮૮૮ માં, પૂના (લોર્ડ રે ઈન્ડસ્ટ્રિયલ મ્યુઝિયમ) ૧૮૯૦માં વડોદરા અને બેઝવાડા ખાતે ૧૮૯૪ માં તથા ભાવનગર તથા ત્રિચિનોપલી ખાતે ૧૮૯૫ માં સંગ્રહસ્થાનોની સ્થાપના થઇ; અગિયાર જ્યુબિલી મ્યુઝિયમો ખુલતાં ૧૯૦૦ માં હિંદના સંગ્રહસ્થાનોની સંખ્યા ૨૬ ની થઇ.

નવા સૈકાની શરુઆત થતાં જ હિંદમાં પુરાતત્ત્વના સંગ્રહસ્થાનો સ્થાપવાનો પવન વાયો. બારીપદામાં (૧૯૦૩) ચંબામાં (૧૯૦૮) જોધપુરમાં (૧૯૦૯) ખજાહોં અને ગ્વાલિયરમાં (૧૯૧૦) વિજાપુરમાં (૧૯૧૨) અને ઢાકામાં (૧૯૧૩) સંગ્રહસ્થાનો ખુલ્લા મુકવામાં આવ્યાં. પુરાતત્ત્વ ખાતાની તપાસને પરિણામે સારનાથ (૧૯૦૪) આગ્રા (૧૯૦૬) પેશાવર (૧૯૦૭) દિલ્લી ફોર્ટ (૧૯૦૦) માંડલે (૧૯૦૫) દિલ્હી (સેન્ટ્રલ એશિયન એન્ટીકિવિટીઝ મ્યુઝિયમ ૧૯૨૯) લાહોર ફોર્ટ (૧૯૨૮)માં સંગ્રહસ્થાનો સ્થાપવામાં આવ્યાં. તે ઉપરાંત સારનાથ, પગન, તક્ષિલા, નાલંદા, મોહન જો ડેરો તથા હરપ્પા ખાતે થયેલ ખોદકામમાંથી મળેલા અવશેષોનાં પણ સંગ્રહસ્થાનો સ્થાપવામાં આવ્યાં. સારનાથના સંગ્રહસ્થાનમાં મૌર્યસમયથી શરુ કરી મુસલમાન આક્રમણ સુધીની ૧૨,૦૦૦ પ્રાચીન વસ્તુઓનો સંગ્રહ છે. તક્ષિલાના સંગ્રહસ્થાનમાં ઈ. સ. પૂર્વે ૬ઠ્ઠા સૈકાથી ઈસ્વી સનના પાંચમા સૈકા સુધીના એક હજાર વર્ષોની પ્રાચીન વસ્તુઓનો સંગ્રહ છે.

ઈ. સ. ૧૯૦૯ લગભગ મુંબઇનું 'પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ' અસ્તિત્વમાં આવ્યું. ૧૯૩૬માં નવી ગેલેરીઓ ખુલ્લી મુકીને તેનો વિસ્તાર વધારવામાં આવ્યો. આજે તે એશિયાના મહાન સંગ્રહસ્થાનોમાંનું એક ગણાય છે. ગ્રેટબ્રિટનમાં સંગ્રહસ્થાનોની સંખ્યા ૭૩૦, જર્મનીમાં ૧૭,૦૦૦ તથા ફ્રાન્સમાં ૬૫૦ સંગ્રહસ્થાનો છે.

## મુખ્ય સંગ્રહસ્થાનોની યાદી

૧ ઇન્ડિયન મ્યુઝિયમ કલકત્તા
૨ પટણા ,, પટણા
૩ આર્કિયોલોજીકલ ,, સારનાથ
૪ પ્રોવિન્શિયલ ,, લખનૌ
૫ ગવર્નમેન્ટ ,, મથુરા
૬ ફોર્ટ ,, દિલ્લી
૭ સેન્ટ્રલ ,, લાહોર
૮ આર્કિયોલોજીકલ ,, તક્ષીલા
૯ ગવર્નમેન્ટ ,, પેશાવર
૧૦ જયપુર ,, જયપુર
૧૧ ઉદેપુર મ્યુઝિયમ ઉદેપુર
૧૨ વડોદરા ,, વડોદરા
૧૩ અજમેર ,, અજમેર
૧૪ હૈદ્રાબાદ ,, હૈદ્રાબાદ
૧૫ પ્રિન્સ ઑફ વેલ્સ ,, મુંબઇ
૧૬ સેન્ટ્રલ ,, નાગપુર
૧૭ ગવર્નમેન્ટ ,, મદ્રાસ
૧૮ બેંગલોર ,, બેંગલોર
૧૯ ત્રિવેન્દ્રમ ,, ત્રિવેન્દ્રમ
૨૦ બંગીય સાહિત્ય પરિષદ કલકતા
૨૧ બરેન્દ્ર રિચર્સ મ્યુ. રાજશાહી
૨૨ ઢાકા ,, ઢાકા
૨૩ આસુતોષ ,, (કલકત્તા વિશ્વવિદ્યાલય)
૨૪ દાર્જિલિંગ ,, દાર્જિલિંગ
૨૫ વિક્ટોરિયા ,, કરાચી
૨૬ ખીચિંગ ,, મયૂરભંજ
૨૭ ગૌહટી ,, આસામ
૨૮ હરપ્પા ,, હરપ્પા
૨૯ મોહનજો ડેરો ,, મોહન જો ડેરો

# હિંદનું તાર તથા ટપાલખાતું

૧૯૨૭–૨૮થી ૧૯૩૩–૩૪ સુધી આ ખાતાના હિસાબમાં જુદી જુદી રકમોની ખોટ દેખાતી હતી. ૧૯૩૪–૩૫માં રૂા. ૩૭·૯૪ લાખનો વધારો થયો. પણ આ ખરો વધારો નહોતો કેમકે તે વર્ષમાં નોકરોના પગારમાં તાત્કાલિક જરૂરીઆતને અંગે પાંચ ટકાનો કાપ મૂકવામાં આવ્યો હતો તથા ખોટના ફંડમાં પૂરી રકમની ભરપાઇ કરવામાં આવી નહોતી. ૧૯૩૫–૩૬ના હિસાબમાં રૂા. ૪૭,૦૦૦ની નાની સરખી બચત દેખાણી પણ આ વર્ષે પણ ૧૯૩૫ના એપ્રિલમાં ચૂકવવામાં આવેલ, ૧૯૩૫ના માર્ચના પગારમાં પણ આ કાપ મૂકવામાં આવ્યો હતો. જો આ રકમ બાદ ન કરવામાં આવી હોત તો તે વર્ષના હિસાબમાં રૂપિયા ૨ લાખની ખોટ દેખાણી હોત. ૧૯૩૬–૩૭, ૧૯૩૭–૩૮, તથા ૧૯૩૮–૩૯ના વર્ષના હિસાબમાં અનુક્રમે ૧૪·૫૫, ૫૭·૨૬ તથા ૧૮·૯૮ લાખનો નફો થયો હતો. ૧૯૩૯–૪૦ના વર્ષમાં ૮૯·૫૯ લાખનો વધારો દેખાયો. ૧૯૨૫–૨૬માં આ ખાતાના હિસાબને વેપારી સિદ્ધાંત પર મુકવામાં આવ્યા ત્યારપછી આ મોટામાં મોટો નફો છે. અને યુદ્ધને અંગે તાર, ટપાલ તથા ટેલિફોન વ્યવહારમાં થયેલ અભૂતપૂર્વ ધસારાને અંગે આભારી છે. ૧૯૩૯–૪૦ની મહેસુલમાં થયેલ ૮૦·૯૨નો વધારા પૈકી ૧૯ લાખ રૂપિયા પોસ્ટઑફીસને અંગે, લગભગ ૪૦ લાખ રુપિયા તારને અંગે, લગભગ ૨૧ લાખ રૂપિયા ટેલીફોનને અંગે અને લગભગ ૧ લાખ રૂપિયા 'રેડિયો'ને અંગે છે. સ્ટાફના પગારના વાર્ષિક વધારાના ૯ લાખ રુપિયા તથા પેન્શન બિલમાં લગભગ ૫ લાખ રુપિયાનો વધારો કરવા છતાં ખર્ચ તો ફક્ત ૧૦·૩૧ લાખ જ વધ્યું હતું.

૧૯૩૯–૪૦ની આખરે ખાતામાં લગભગ ૧૦૧,૦૦૦ માઇલની પોસ્ટ ઑફિસની લાઇન હતી. તેમાં ૫૨૦,૧૦૦ માઇલ, તાંબા, કાંસા તથા લોઢાના તારનો ઉપયોગ થતો હતો. આ આંકડા આગલા વર્ષ કરતાં ૭૦૦ માઇલ લાઇનનો તથા ૬,૨૦૦ માઇલ તારનો વધારો બતાવે છે.

હિંદનો પરદેશ સાથેનો વ્યવહાર, જમીન પરની લાઇનો, ભૂગર્ભના તારના દોરડાં તથા સીધા બીનતારી સંદેશા વડે ચાલે છે. બર્મા, થાઇલેંડ તથા સીલોન સાથે બીનતારી સંદેશા આ ખાતા મારફત મોકલવામાં આવે છે ત્યારે યુનાઇટેડ કિંગ્ડમ તથા જાપાન સાથેનો વ્યવહાર પરવાનો મેળવેલ કંપની ચલાવે છે. સીલોન સિવાયના તારનો વ્યવહાર પરવાનો મેળવેલ કંપની ચલાવે છે, ત્યારે જમીન પરનો બધો વ્યવહાર આ ખાતું ચલાવે છે.

૧૯૩૯–૪૦ વર્ષની આખરે ખાતાના ટેલિફોન એકસ્ચેન્જની સંખ્યા ૨૮૨ની હતી. સીધી લાઇનનાં જોડાણ ૨૬,૭૨૯ તથા લંબાવેલ ટેલીફોનની સંખ્યા ૪,૦૮૯ની હતી. જ્યારે ગયે વર્ષે આ આંકડા અનુક્રમે ૨૭૪, ૨૪,૧૧૩ તથા ૩,૫૭૧ હતા. આ ઉપરાંત સરકારીખાતાં, મ્યુનિસિપાલિટીઓ તથા વેપારી પેઢીઓના ખાસ ઉપયોગ માટે ૩૨૦ એકસ્ચેન્જ આ ખાતાની માલીકીના તથા વ્યવસ્થા હેઠળ હતાં, ને ટેલિફોનની સંખ્યા ૩,૬૮૩ની હતી. આગલા વર્ષે આ સંખ્યા ૩૦૪ એકસ્ચેન્જની તથા ૩,૪૦૭ ટેલિફોનોની હતી. આ ઉપરાંત ૩૫૫ સ્વતંત્ર એકસ્ચેન્જ ન થઇ શકે તેવી પદ્ધતિના એકસચેન્જો તથા ૬૭૧ ટેલિફોન જાહેરને ભાડે આપવામાં આવ્યા હતા. ૧૯૩૯–૪૦ના વર્ષ દરમિયાન ભાડામાંથી મળેલી આવક, રૂા. ૫,૬૧૬,૦૦૦ તથા ટેલિફોનના કોલની ફી રૂા, ૫,૭૯૨,૦૦૦ રૂા. મળી હતી. ૧૯૩૮–૩૯માં આ આવક અનુક્રમે ૫,૦૩૩,૦૦૦ રૂા. તથા ૪,૩૧૫,૦૦૦ રૂા. હતી.

હિંદમાં બીનતારી સ્ટેશનોની સંખ્યા ૨૬ની છે.

## ટપાલખાતાના આંકડા (બ્રિટિશ હિંદના)

| | ટપાલઑફિસો ની સંખ્યા. | ટપાલ પેટી | કુલ માણસો | કાગળો. પોસ્ટ કાર્ડ તથા વર્તમાનપત્રો | મનીઑરડર |
|---|---|---|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૨૩,૬૨૨ | ૫૮,૮૮૧ | ૧૦૪,૨૦૨ | ૧,૧૪૩,૭૭૬,૯૬૯ | ૩૮,૮૮૧,૧૧૯ |
| ૧૯૩૬–૩૭ | ૨૪,૦૬૦ | ૫૨,૯૧૭ | ૧૦૪,૮૪૭ | ૧,૨૨૦,૧૩૮,૪૩૫ | ૪૩,૪૯૫,૭૯૩ |
| ૧૯૩૭–૩૮ | ૨૪,૧૬૭ | ૫૨,૨૫૩ | ૧૦૧,૬૭૪ | ૧,૧૯૦,૧૧૧,૮૪૫ | ૩૯,૯૫૧,૧૯૯ |
| ૧૯૩૮–૩૯ | ૨૪,૩૦૩ | ૫૨,૮૫૧ | ૧૦૧,૫૧૫ | ૧,૨૪૧,૪૬૩,૫૨૬ | ૪૦,૪૪૬,૦૮૩ |
| ૧૯૩૯–૪૦ | ૨૪,૭૪૧ | ૫૪,૫૭૫ | ૧૦૪,૪૫૧ | ૧,૨૫૫,૪૭૪,૫૪૨ | ૪૧,૭૦૧,૪૩૯ |

## સેવિંગ્સ બેંક

| | બેંકોની સંખ્યા | અનામત મુકનારાઓની સંખ્યા | બાકી અનામત (રૂ. માં) |
|---|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૧૨,૬૭૯ | ૩,૧૦૦,૩૬૮ | ૫૮૩,૦૧૭,૮૫૧ |
| ૧૯૩૫–૩૬ | ૧૨,૯૨૬ | ૩,૫૪૧,૫૫૩ | ૬૭૨,૫૧૭,૨૫૨ |
| ૧૯૩૬–૩૭ | ૧૨,૬૩૧ | ૩,૯૨૨,૧૪૫ | ૭૪૬,૭૬૭,૦૮૩ |
| ૧૯૩૭–૩૮ | ૧૨,૬૩૧ | ૩,૭૮૬,૪૯૫ | ૭૭૪,૯૧૪,૧૭૭ |
| ૧૯૩૮–૩૯ | ૧૨,૧૦૯ | ૪,૨૪૦,૭૯૧ | ૮૧૮,૬૦૨,૭૫૨ |
| ૧૯૩૯–૪૦ | ૧૧,૮૭૦ | ૪,૫૮૨,૭૫૨ | ૭૮૩,૧૫૬,૬૮૫ |

## ટપાલ ઑફિસની આવક તથા ખર્ચ

| | આવક (રૂા.) | ખર્ચ (રૂા.) |
|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૭૬,૦૨૫,૫૨૬ | ૭૩,૫૯૧,૫૫૮ |
| ૧૯૩૫–૩૬ | ૭૯,૦૬૨,૩૪૮ | ૭૬,૮૬૩,૫૦૫ |
| ૧૯૩૬–૩૭ | ૮૦,૪૨૩,૦૨૭ | ૭૭,૬૮૮,૬૨૨ |
| ૧૯૩૭–૩૮ | ૭૯,૩૮૮,૪૫૮ | ૭૪,૬૦૯,૯૧૮ |
| ૧૯૩૮–૩૯ | ૮૧,૨૭૨,૬૧૮ | ૭૭,૭૪૫,૩૨૬ |
| ૧૯૩૯–૪૦ | ૮૩,૧૮૧,૫૦૯ | ૭૭,૮૧૩,૮૯૮ |

## આયપત વેરો ભરનારાઓની સંખ્યા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૬૭૧,૨૪૮ | ૧૯૩૬–૩૭ | ૩૪૫,૬૦૧ | ૧૯૩૮–૩૯ | ૨૮૫,૯૪૦ |
| ૧૯૩૫–૩૬ | ૬૫૩,૫૬૬ | ૧૯૩૭–૩૮ | ૨૮૩,૭૫૩ | | |

## હિંદી રાષ્ટ્રીય મહાસભા

### સ્થાપના : ૧૮૮૫

| સ્થળ | | પ્રમુખ |
|---|---|---|
| ૧ મુંબઈ | (૧૮૮૫) | ડબલ્યુ. સી. બોનરજી |
| ૨ કલકત્તા | (૧૮૮૬) | દાદાભાઇ નવરોજી |
| ૩ મદ્રાસ | (૧૮૮૭) | બદ્રુદ્દીન તૈયબજી |
| ૪ અલ્લાહાબાદ | (૧૮૮૮) | જી. યુલ |
| ૫ મુંબઈ | (૧૮૮૯) | સર વિલિયમ વેડર્બર્ન |
| ૬ કલકત્તા | (૧૮૯૦) | સર ફિરોજશા મહેતા |
| ૭ નાગપુર | (૧૮૯૧) | પી. આનંદ ચાર્લુ |
| ૮ અલ્લાહાબાદ | (૧૮૯૨) | ડબલ્યુ. સી. બોનરજી |
| ૯ લાહોર | (૧૮૯૩) | દાદાભાઈ નવરોજી |

| | સ્થળ | | પ્રમુખ |
|---|---|---|---|
| ૧૦ | મદ્રાસ | (૧૮૯૪) | એ. વેબ |
| ૧૧ | પુના | (૧૮૯૫) | એસ. એન. બેનરજી |
| ૧૨ | કલકત્તા | (૧૮૯૬) | આર. એમ. સિયાની |
| ૧૩ | અમરાવતી | (૧૮૯૭) | સી. શંકરન નાયર |
| ૧૪ | મદ્રાસ | (૧૮૯૮) | એ. એમ. બોઝ |
| ૧૫ | લખનૌ | (૧૮૯૯) | રોમેશચંદ્ર દત્ત |
| ૧૬ | લાહોર | (૧૯૦૦) | એન. જી. ચંદાવરકર |
| ૧૭ | કલકત્તા | (૧૯૦૧) | દિનશા વાચ્છા |
| ૧૮ | અમદાવાદ | (૧૯૦૨) | સુરેન્દ્રનાથ બેનરજી |
| ૧૯ | મદ્રાસ | (૧૯૦૩) | લાલમોહન ઘોષ |
| ૨૦ | મુંબઈ | (૧૯૦૪) | સર હેન્રિ કોટન |
| ૨૧ | બનારસ | (૧૯૦૫) | ગોપાળ કૃષ્ણ ગોખલે |
| ૨૨ | કલકત્તા | (૧૯૦૬) | દાદાભાઈ નવરોજી |
| ૨૩ | સુરત (૧૯૦૭) મદ્રાસ | (૧૯૦૮) | રાશબિહારી ઘોષ |
| ૨૪ | લાહોર | (૧૯૦૯) | મદનમોહન માલવીય |
| ૨૫ | અલ્લાહાબાદ | (૧૯૧૦) | સર વિલિયમ વેડર્બર્ન |
| ૨૬ | કલકત્તા | (૧૯૧૧) | બિશનનારાયણ ધાર |
| ૨૭ | પટણા | (૧૯૧૨) | આર. એન. મુધોલકર |
| ૨૮ | કરાચી | (૧૯૧૩) | નવાબ સૈયદ મહમદ |
| ૨૯ | મદ્રાસ | (૧૯૧૪) | ભૂપેન્દ્રનાથ બોઝ |
| ૩૦ | મુંબઈ | (૧૯૧૫) | સત્યેન્દ્રપ્રસન્ન સિંહા |
| ૩૧ | લખનૌ | (૧૯૧૬) | અંબિકાચરણ મઝમુદાર |
| ૩૨ | કલકત્તા | (૧૯૧૭) | ડૉ. એનિબેસંટ |
| ૩૩ | દિલ્લી | (૧૯૧૮) | મદનમોહન માલવીય |
| | મુંબઈ [ખાસ બેઠક] | | હસનઇમામ |
| ૩૪ | અમૃતસર | (૧૯૧૯) | મોતીલાલ નેહરુ |
| ૩૫ | નાગપુર | (૧૯૨૦) | સી. વિજયરાઘવાચારિયર |
| | કલકત્તા [ખાસ બેઠક] | (૧૯૨૦) | લાલા લજપતરાય |
| ૩૬ | અમદાવાદ | (૧૯૨૧) | હકીમ અજમલખાન |
| ૩૭ | ગયા | (૧૯૨૨) | ચિત્તરંજન દાસ |
| | દિલ્લી [ખાસ બેઠક] | (૧૯૨૩) | અબુલકલામ આઝાદ |
| ૩૮ | કોકનાડા | (૧૯૨૩) | મૌલાના મહમદઅલી |
| ૩૯ | બેલગામ | (૧૯૨૪) | મહાત્મા ગાંધી |
| ૪૦ | કાનપુર | (૧૯૨૫) | સરોજિની નાયડુ |
| ૪૧ | ગૌહટ્ટી | (૧૯૨૬) | શ્રીનિવાસ આયંગર |
| ૪૨ | મદ્રાસ | (૧૯૨૭) | એમ. એ. અન્સારી |
| ૪૩ | કલકત્તા | (૧૯૨૮) | મોતીલાલ નેહરુ |
| ૪૪ | લાહોર | (૧૯૨૯) | જવાહરલાલ નેહરુ |
| ૪૫ | કરાચી | (૧૯૩૧) | વલ્લભભાઇ પટેલ |
| ૪૬ | દિલ્લી | (૧૯૩૨) | શેઠ રણછોડલાલ અમ્રતલાલ |
| ૪૭ | કલકત્તા | (૧૯૩૩) | પંડિત મદનમોહન માલવીય (તે ગિરફ્તાર થતાં) મિસિસ નેલિ સેનગુપ્તા |
| ૪૮ | મુંબઈ | (૧૯૩૪) | બાબુ રાજેન્દ્રપ્રસાદ |
| ૪૯ | લખનૌ | (૧૯૩૬) | પં. જવાહરલાલ નેહરુ |
| ૫૦ | ફૈઝપુર | (૧૯૩૬) | પં જવાહરલાલ નેહરુ |
| ૫૧ | હરિપુરા | (૧૯૩૮) | સુભાષચંદ્ર બોઝ |
| ૫૨ | ત્રિપુરી | (૧૯૩૯) | સુભાષચંદ્ર બોઝ (રાજીનામું આપતાં પાછળથી) બાબુ રાજેન્દ્રપ્રસાદ |
| ૫૩ | રામગઢ | (૧૯૪૦) | મૌલાના અબુલકલામ આઝાદ |

## મહાસભાના પ્રાંતો

| પ્રાંત | ભાષા | મુખ્ય શહેર |
|---|---|---|
| આંધ્ર | તેલુગુ | મદ્રાસ |
| આસામ | આસામીઝ | ગોહતી |
| બિહાર | હિંદુસ્તાની | પટણા |
| બંગાળ | બંગાળી | કલકત્તા |
| મુંબઇ (શહેર) | મરાઠી તથા ગુજરાતી | મુંબઇ |
| દિલ્લી | હિંદુસ્તાની | દિલ્લી |
| ગુજરાત | ગુજરાતી | અમદાવાદ |
| કર્ણાટક | કાનડી | ધારવાડ |
| કેરાલા | મલયાલમ | કાલિકટ |
| મહાકોશલ | હિંદુસ્તાની | જબલપુર |
| મહારાષ્ટ્ર | મરાઠી | પુના |
| નાગપુર | મરાઠી | નાગપુર |

| પ્રાંત | ભાષા | મુખ્ય શહેર | પ્રાંત | ભાષા | મુખ્ય શહેર |
|---|---|---|---|---|---|
| સરહદપ્રાંત | પુશ્તુ | પેશાવર | સંયુક્તપ્રાંતો | હિંદુસ્તાની | લખનૌ |
| પંજાબ | પંજાબી | લાહોર | ઉત્કલ | ઉડિયા | કટક |
| સિંધ | સિંધી | કરાચી | વિદર્ભ (વરાડ) | મરાઠી | આકોલા |
| તામિલનાડુ | તામિલ | મદ્રાસ | | | |

## પ્રતિનિધિઓની ચૂંટણી

દરેક પ્રાંતિક સમિતિ મત આપવાને હક્કદાર સભ્યોની યાદી તૈયાર કરીને વર્કિંગ કમિટી નક્કી કરે તે તારીખે અગર તે પહેલાં અખિલ હિંદ મહાસભા સમિતિને મોકલી આપશે. તે યાદીમાં સમાવેશ કરવામાં આવેલ હશે તેવા જ સભ્યોને તે પ્રાંતમાં પ્રતિનિધિઓને ચૂંટવાનો હક્ક રહેશે.

## અખિલ હિંદ મહાસભા સમિતિની ચૂંટણી

દરેક પ્રાંતના પ્રતિનિધિઓ એકઠા મળીને પોતાની સંખ્યાના આઠમા ભાગના સભ્યોને અખિલ હિંદ મહાસભા સમિતિમાં પોતાના પ્રતિનિધિઓ તરીકે મોકલશે.

## વાર્ષિક બેઠક

આગલી મહાસભામાં નક્કી કરેલ સમયે તથા સ્થળે મહાસભાની વાર્ષિક બેઠક મળશે. વાર્ષિક બેઠકમાં (૧) મહાસભાના પ્રમુખ (૨) મહાસભાના આગલા પ્રમુખો તથા (૩) ચૂંટાયેલ પ્રતિનિધિઓનો સમાવેશ થશે.

## પ્રમુખની ચૂંટણી

ગમે તે દસ પ્રતિનિધિઓ એકઠા મળીને કોઇ પ્રતિનિધિનું અથવા મહાસભાના આગલા પ્રમુખનું નામ પ્રમુખની ચૂંટણી તરીકે રજૂ કરી શકશે. આવી રીતે જે નામો સૂચવવામાં આવ્યાં હશે તેની યાદી સામાન્ય મંત્રી પ્રગટ કરશે. કોઈ નામ અથવા નામો પાછાં ખેંચાઇ જતાં, મહાસભાના સામાન્ય મંત્રી બાકીના ઉમેદવારોનાં નામો પ્રાંતિક સમિતિને મોકલી આપશે. પ્રાંતિક પ્રતિનિધિઓ એક ઉમેદવારની તરફેણમાં પોતાના મતો આપી શકશે. બધા પ્રાંતોમાંથી જેને વધારે મતો મળ્યા હશે તે પ્રમુખ તરીકે ચૂંટાયેલ ગણાશે, પરંતુ તેણે કુલ મતના ૫૦ ટકા મેળવવા જોઇએ. મતની આવશ્યક સંખ્યા ન મળે તો બીજી વાર ચૂંટણી કરવામાં આવશે. તે વખતે પ્રતિનિધિઓ બેમાંથી એકની પ્રમુખ તરીકે ચૂંટણી કરશે. બીજી ચૂંટણીમાં વધારેમાં વધારે મત મેળવનારને પ્રમુખ તરીકે ચૂંટાયેલ ગણવામાં આવશે.

## અખિલ હિંદ મહાસભા સમિતિ

વાર્ષિક બેઠકના પ્રમુખ, અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્યો, મહાસભાના ચૂંટાયેલ આગલા પ્રમુખો તથા મહાસભાના ખજાનચી મળીને અખિલ હિંદ મહાસભા સમિતિ બનશે.

દર વાર્ષિક બેઠકમાં મહાસભા જે કાર્યક્રમ નક્કી કરે તેને અખિલ હિંદ મહાસભા સમિતિ અમલમાં મૂકશે. મહાસભાને લગતી બધી બાબતોને નિયમનમાં રાખવા નિયમો ઘડવાનો તેને હક્ક રહેશે. અખિલ હિંદ મહાસભા સમિતિનો દરેક સભ્ય વાર્ષિક દસ રૂપિયા લવાજમ આપશે.

## કારોબારી સમિતિ

કારોબારી સમિતિ મહાસભાના પ્રમુખ તથા અખિલ હિંદ મહાસભા સમિતિમાંથી પ્રમુખે પસંદ કરેલ તેર સભ્યોની બનશે. આ તેર સભ્યોમાં ત્રણથી વધારે નહિ તેટલા સામાન્ય મંત્રીઓનો સમાવેશ થશે, ઉપરાંત પ્રમુખે નીમેલ ખજાનચીનો પણ સમાવેશ થશે.

## સામાન્ય મંત્રીઓ

અખિલ હિંદ મહાસભા સમિતિ તથા કારોબારી સમિતિની ઓફિસનો ચાર્જ સામાન્ય મંત્રીઓના હાથમાં રહેશે.

## ભાષા

મહાસભા, અખિલ હિંદ મહાસભા સમિતિ તથા કારોબારી સમિતિનું કામકાજ સામાન્યતઃ હિંદુસ્તાની ભાષામાં ચાલશે. કોઈ પણ વક્તા હિંદુસ્તાની ન બોલી શકે તો પ્રમુખની રજાથી અંગ્રેજી અથવા બીજી પ્રાંતિક ભાષામાં ભાષણ કરી શકશે.

## મહાસભાની કારોબારી ૧૯૩૯–૪૦

મૌલાના અબુલકલામ આઝાદ (પ્રમુખ)
મિસિસ સરોજિની નાયડુ
સરદાર વલ્લભભાઇ પટેલ
ખાન અબ્દુલગફારખાન
શેઠ જમનાલાલ બજાજ (ખજાનચી)
જેરામદાસ દોલતરામ
ડૉ. રાજેન્દ્રપ્રસાદ
પંડિત ગોવિંદવલ્લભ પંત
જે. બી. કૃપલાણી (સામાન્ય મંત્રી)
ભુલાભાઇ જે. દેસાઇ
ડૉ. પ્રફુલ્લચંદ્ર ઘોષ
પંડીત જવાહરલાલ નેહરુ
મિ. અસફઅલી
ડૉ. સૈયદ મહમદ

## મહાસભાની અગત્યની તારીખો

**૧૮૮૫** એ. ઓ. હ્યુમે ૧૮૮૫માં મહાસભાની સ્થાપના કરી અને મહાસભાની પહેલી બેઠક મુંબઇમાં ૧૮૮૫ના ડીસેંબરમાં ભરવામાં આવી.

**૧૯૦૭** સુરતમાં મહાસભાની બેઠકમાં ભંગાણ પડયું.

**૧૯૨૦** મહાત્મા ગાંધીજી મહાસભામાં જોડાયા અને મહાસભા તેમના અંકુશ હેઠળ આવી; સવિનય-ભંગની પહેલી ચળવળ શરુ થઇ.

**૧૯૨૭** મહાસભાએ સ્વતંત્રતાનો ઠરાવ પસાર કર્યો.

**૧૯૨૮** ૧૯૨૯ની આખર પહેલાં જો ડુમિનિયન સ્ટેટસ આપવામાં આવે તો તેનો સ્વીકાર કરવાનું મહાસભાએ નક્કી કર્યું.

**૧૯૨૯** આગલા ઠરાવના પૂરક તરીકે મહાસભાએ પૂર્ણસ્વરાજ્યનો ઠરાવ પસાર કર્યો.

**૧૯૩૦** મહાસભાની માગણી સરકારે મંજુર ન કરવાથી મહાસભાએ સવિનયભંગની ચળવળ શરુ કરી

**૧૯૩૧** ગાંધી-ઇર્વિન સમજુતીને અંગે સવિનય ભંગની ચળવળ મુલતવી રાખવામાં આવી. બીજી ગોળ-મેજી પરિષદમાં મહાસભાના પ્રતિનિધિ તરીકે ગાંધીજીને મોકલવાનું મહાસભાએ કબુલ કર્યું.

**૧૯૩૨** સરકારે મહાસભાની પ્રવૃત્તિઓને દાબી દીધી અને મહાસભાને ગેરકાયદેસર સંસ્થા ઠરાવી.

**૧૯૩૪** મહાસભાએ સવિનયભંગની ચળવળ પાછી ખેંચી લીધી.

**૧૯૩૫** મહાસભાએ ડીસેંબરમાં સુવર્ણમહોત્સવની ઉજવણી કરી.

**૧૯૩૭** ૧૯૩૫ના હિંદી સરકારના કાયદા હેઠળ મહાસભાએ પાર્લમેન્ટરી પ્રવૃત્તિઓ શરૂ કરી અને આખા હિંદમાં ચૂંટણીમાં વિજય પ્રાપ્ત કર્યો અને સાત મોટા પ્રાંતોમાં મહાસભાના પ્રધાનમંડળો સ્થાપવામાં આવ્યા. ફૈઝપુરમાં પહેલી ગ્રામ્ય મહાસભા મળી.

**૧૯૩૯** મહાસભાવાદી પ્રધાનમંડળોએ રાજીનામાં આપ્યાં.

૧૯૪૦ વાઇસરૉયની વિસ્તૃત કારોબારીની વાઇસરૉયની ઑગસ્ટની દરખાસ્તનો મહાસભાએ અસ્વીકાર કર્યો; મહાસભાએ યુદ્ધવિરોધી વ્યક્તિગત સવિનયભંગની શરુઆત કરી.

૧૯૪૨ મહાસભાએ સર સ્ટેફર્ડ ક્રિપ્સની 'ડુમિનિયન સ્ટેટસ'ની દરખાસ્તનો અસ્વીકાર કર્યો; અખિલહિંદ મહાસભા સમિતિએ મુંબઈ ખાતે 'હિંદ છોડી જાવ'નો ઠરાવ પસાર કર્યો. સરકારે દમનની નીતિ શરૂ કરી અને મહાસભાના આગેવાનોને પકડી લીધા.

## હિંદના રાજકીય પક્ષો

### મહાસભાના પક્ષો

હિંદી રાષ્ટ્રીય મહાસભા—લગભગ બધા પક્ષોને સમાવી દેતો મોટામાં મોટો રાજકીય પક્ષ. દેશભરમાં તેની શાખાઓ છે. નિઃશંકપણે ખૂબ વ્યવસ્થિત તથા શિસ્તવાળો પક્ષ છે. તેના અનુયાયીઓની સંખ્યા સૌથી વધારે છે.

કોંગ્રેસ સોશિયાલિસ્ટ (સમાજવાદી)—ઉદ્દામવાદી તથા મવાળ પક્ષ વચ્ચેનો વર્ગ. તેના ઘણા સભ્યો ગાંધીવાદના અમુક અંશને પસંદ કરતા નથી. સમાજવાદ પર વધારે ભાર દેવાનું તેમને ગમે છે.

સામ્યવાદી—તેઓ રશિયન સામ્યવાદને ટેકો આપનારા છે, અને ધરીરાજ્યોના સિદ્ધાંતોની વિરૂદ્ધ છે.

ફૉરવર્ડ બ્લૉક (આગેકદમ પક્ષ)—તેઓ સમાજવાદી નથી. તેઓ સરકારને આખરીનામું આપવાના મતના છે.

### બીજા પક્ષો

**અખિલ હિંદ મુસ્લીમ લીગ**—શ્રીમંત મુસ્લીમોએ ૧૯૦૬માં તેની સ્થાપના કરી છે. શરૂઆતથી જ આ પક્ષે વિશિષ્ટ મુસ્લીમ હક્કો માટે માંગણી કરી છે.

**અખિલહિંદ આઝાદ મુસ્લિમ પરિષદ**—મહાસભાના કાર્યક્રમને ટેકો આપનાર સ્વતંત્ર મુસ્લીમ પક્ષ તેના નેતા સિંધના મી. અલ્લાહબક્ષ હતા.

**રેડિકલ ડેમોક્રેટિક પક્ષ**—ફૅસિસ્ટ સત્તાઓ સામે લડવાને મહાસભાથી વિરુદ્ધ, મી. એમ. એન રોયે ઉભો કરેલો નવો પક્ષ.

**અહરાર પક્ષ**—સારી સ્થિતિના ખેડુતો તથા મધ્યમ વર્ગના મનુષ્યોનો બનેલો છે. સભ્યપદ માત્ર મુસલમાનો માટે જ ખુલ્લું છે. લડાયક રાજકીય નીતિ સ્થાપવાને આર્થિક મુશ્કેલીઓ તથા ધાર્મિક વૃત્તિઓને એકત્ર કરી છે. તે મહાસભાના રાજકીય હેતુનો સ્વીકાર કરે છે.

**અખિલહિંદ હિંદુ મહાસભા**—હિંદુ સંસ્કૃતિ તથા રાજનીતિની પ્રગતિ માટે હિંદુઓની મોટામાં મોટી રાજકીય સંસ્થા. કોમી ચુકાદા સામે પ્રબળ વિરોધને અંગે તેણે ખૂબ બળ પ્રાપ્ત કર્યું છે.

**બંગાળાનો પ્રોજા પક્ષ**—સ્થાનિક ખેડુતોની જરૂરિયાતપર નીતિ ઘડી છે. ખાસ કરીને કોમીવાદી મુસ્લીમોનો પક્ષ છે. ખેડૂતના બળવાનો તેનો હેતુ છે.

**જમિયત-ઉલ-ઉલ્મા-હિંદ**—મુસ્લીમ ધર્મગુરુ તથા ધર્મ શિક્ષકોનું મંડળ. મહાસભાના રાજકીય કાર્યક્રમને હમેશાં ટેકો આપતું રહ્યું છે. ધાર્મિક સિદ્ધાંતો પર સ્વતંત્રતાનું હિમાયતી છે.

**ખુદાઇ ખિદમતગાર**—ખાન અબ્દુલ ગફારખાને ૧૯૨૯માં સ્થાપના કરી. અહિંસાનો સ્વીકાર કર્યો છે. લોકોની સામાજીક ઉન્નતિ પણ મુખ્ય કાર્યક્રમમાં છે. મહાસભાના રાજકીય કાર્યક્રમને સંપૂર્ણ ટેકો આપે છે.

**શિયા રાજકીય પરિષદ**—શિયા મુસલમાનોનું પ્રતિનિધિત્વ ધરાવે છે તથા મહાસભાને ટેકો આપનાર અતિ અગત્યની લઘુમતિ છે.

**મોમીન અંસાર પરિષદ**—આ પક્ષ પોતાની જ્ઞાતિ માટે મુસ્લીમ લીગ પાસેથી હક્કના રક્ષણની માગણી કરે છે. તેનું વલણ મહાસભા પ્રત્યે છે.

**ખાકસાર પક્ષ**—અલ્લામા મશરકીએ સ્થાપેલ અર્ધ-લડાયક પક્ષ. તેના સભ્યો કોદાળી રાખે છે. તેનો હેતુ ઇસ્લામના સંસ્કૃતિને જાળવી રાખવાનો છે.

**પંજાબનો યુનિયનિસ્ટ પક્ષ**—૧૯૧૯ માં સ્થાપના થઇ. મુખ્યત્વે મુસ્લીમ પક્ષ પણ જમીન સંબંધી હિતને અંગે થોડા હિંદુઓ પણ આ પક્ષમાં ભળ્યા છે.

**મદ્રાસનો જસ્ટિસ પક્ષ**—આ પક્ષમાં મુખ્યત્વે બીનબ્રાહ્મણો છે. મહાસભાના બધા કાર્યક્રમના સખત વિરોધી. બ્રિટિશ સરકારને ચુસ્તપણે ટેકો આપનાર.

**અખિલ હિંદ કિસાન સંઘ**—જમીન સંબંધી, સામાજીક તથા રાજકીય સ્થિતિના ઉદ્ધાર માટે સ્થાપવામાં આવેલ અખિલ હિંદની ખેડૂતસંસ્થા.

**હિંદુસ્તાનની નેશનલ લીગ**—મહાસભામાંથી જુદા પડયા પછી મુંબઇના શ્રીયુત કનૈયાલાલ મુન્શીએ સ્થાપેલ નવો પક્ષ. તેનો કાર્યક્રમ પાકીસ્તાન સામે લડવાનો તથા અખંડભારતની સ્થાપના કરવાનો છે.

## હિંદુ મહાસભાના પ્રમુખો

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૮ | ડીસેમ્બર | દિલ્લી | ઓન. રાજા સર રામપાલસિંગ |
| ૧૯૨૩ | ઑગસ્ટ | બનારસ | પંડિત મદનમોહન માલવિયા |
| ૧૯૨૪ | ફેબ્રુઆરી | અલ્લાહાબાદ | શ્રી. જગદ્‌ગુરુ શંકરાચાર્ય |
| ૧૯૨૫ | એપ્રિલ | કલકત્તા | લાલા લજપતરાય |
| ૧૯૨૬ | એપ્રિલ | દિલ્લી | રાજા નરેન્દ્રનાથ |
| ૧૯૨૭ | એપ્રિલ | પટણા | ડૉ. બી. એસ. મુંજે. |
| ૧૯૨૮ | એપ્રિલ | જબલપુર | એન. સી. કેલકર |
| ૧૯૨૯ | એપ્રિલ | સુરત | રામાનંદ ચેતરજી |
| ૧૯૩૧ | ઑગસ્ટ | આકોલા | સી. વિજ્યરાઘવાચારીઅર |
| ૧૯૩૨ | સપ્ટેમ્બર | દિલ્લી | એન. સી. કેલકર |
| ૧૯૩૩ | ઓકટોબર | અજમેર | ભાઇ પરમાનંદ |
| ૧૯૩૫ | એપ્રિલ | કાનપુર | ભિક્ષુ ઉત્તામા |
| ૧૯૩૫ | ડીસેમ્બર | પૂના | પંડિ મદનમોહન માલવિયા |
| ૧૯૩૬ | ઑકટોબર | લાહોર | શ્રી. શંકરાચાર્ય |
| ૧૯૩૭ | ડીસેમ્બર | અમદાવાદ | વીર વી. ડી. સાવરકર |
| ૧૯૩૮ | ડીસેમ્બર | નાગપુર | ,, ,, |
| ૧૯૩૯ | ડીસેમ્બર | કલકત્તા | ,, ,, |
| ૧૯૪૦ | ડીસેમ્બર | મદુરા | ,, ,, |
| ૧૯૪૧ | ડીસેમ્બર | ભાગલપુર | ,, ,, |

# અવરજવરનાં સાધનો

## ૧ રેલવે.

### રેલવે બોર્ડ

આખા હિંદભરમાં રેલવે-બોર્ડની મારફત સરકાર રેલવે પર સીધી કે આડકતરી સત્તા ચલાવે છે. ૧૯૦૫ પહેલાં રેલવે પબ્લિક વર્ક્સ ડિપાર્ટમેન્ટનો એક ભાગ હતી, પરંતુ તે સાલમાં એક પ્રમુખ અને બે સભ્યોવાળી રેલવે-બોર્ડની સ્થાપના કરવામાં આવી, પરંતુ તે વેપાર તથા ઉદ્યોગખાતાના તાબામાં હતી. આ ગોઠવણ અસંતોષકારક નીવડતાં ૧૯૦૮માં રેલવેખાતું જુદું પાડવામાં આવ્યું અને બોર્ડના ઉપરીને પ્રમુખનું નામ આપવામાં આવ્યું અને તેને વાઇસરૉય સાથે સીધો સંબંધ રાખવાની સત્તા આપવામાં આવી. બોર્ડને વિશિષ્ટ પ્રશ્નો પર સલાહ આપવાને માટે એકાઉન્ટન્ટજનરલ, ચીફ એન્જિનિયર તથા મિકેનિકલ એન્જિનિયરને નીમવામાં આવ્યા. હજુ સુધી બોર્ડ વાઇસરૉયની કાઉન્સિલના વેપાર-ઉદ્યોગખાતાના હોમ મેમ્બરના હાથ નીચે હતી. ૧૯૨૩-૨૪માં એકવર્થ કમિટીની ભલામણ મુજબ પ્રેસિડન્ટને રેલવેના ચીફ કમિશ્નરનો હોદ્દો આપવામાં આવ્યો અને ફિનેન્શિયલ કમિશ્નરશિપ કરીને ત્રણ સભ્યો નીમવામાં આવ્યા. અત્યારનું બોર્ડનું આ બંધારણ છે. ચીફ કમિશ્નર રેલવે માટે સરકારી મંત્રી છે અને રેલવેની નીતિના નિર્ણય સંબંધી તે જવાબદાર છે.

૧૯૨૪ માં રેલવે મહેસુલને સરકારી મહેસુલથી જુદી પાડવામાં આવી.

અવરજવરનાં સાધનોનું ખાતું ૧૯૩૭ માં સ્થપાતાં, રેલવે બોર્ડ રેલવે અને વ્યવહારના ઑન. સભ્યના અંકુશ હેઠળ આવી અને અવરજવર ખાતાના સરકારી મંત્રી રેલવે બોર્ડના સભ્યો ઉપરાંત, એક્સ-ઑફીશિયો સભ્ય થયા.

રેલવે બોર્ડ મધ્યસ્થ સરકારના ખાતા તરીકે કામ કરે છે. તે રેલવે ખાતાથી જુદી છે. ૧૯૦૫ના રેલવેબોર્ડ એક્ટથી આખા હિંદ માટે તેને કેટલીક સત્તા મળેલ છે. ઉપરાંત રાજ્યથી ચલાવાતી રેલવે પર તેનો સીધો અંકુશ છે.

ટેકનિકલ પ્રશ્નોના નિર્ણયો માટે તથા રેલવેની નીતિ સંબંધી સરકારને સલાહ આપવા માટે રેલવેના ચીફ કમિશ્નર હિંદી સરકારને જોખમદાર છે. રેલવે બોર્ડમાં જેમ બહુમતિ પ્રમુખની ઉપરવટ જઇ શકે તેમ અહીં થતું નથી. મધ્યસ્થ સરકારના રેલવે ખાતાના તે એક્સ-ઑફીશિયો મંત્રી છે અને ગવર્નર જનરલની સાથે સીધો વ્યવહાર કરવાનો હક્ક ધરાવે છે.

**સભ્યોનો કાર્યપ્રદેશ**—રેલવેના આર્થિક કમિશ્નર, રેલવે બોર્ડમાં મહેસુલ ખાતાના સીધા પ્રતિનિધિ છે. મહેસુલખાતાના સભ્યના અંકુશ હેઠળ રેલવેનું ખર્ચ મંજુર કરવાની હિંદી સરકારે તેને સંપૂર્ણ સત્તા આપેલી છે. અવરજવરખાતાના સભ્ય તથા સ્ટાફ તેને હમેશના કાર્યમાં મદદ કરે છે. વ્યવહારના સાધનો ખાતાના મંત્રી બોર્ડની સભા વખતે, બીજા સભ્યોની સાથે કામ કરે છે.

**ટેકનિકલ સ્ટાફ**—રેલવે બોર્ડને ડીરેક્ટરો તથા ડેપ્યુટી ડીરેક્ટરોના ટેકનિકલ સ્ટાફની મદદ મળે છે. ડીરેક્ટરો તથા ડેપ્યુટી ડીરેક્ટરો ખાતાની જુદી જુદી શાખાનું કાર્ય સંભાળે છે, અને ખાસ અગત્યના કામ સિવાય બીજા બધા પ્રકારના કામ માટે જોખમદાર ગણાય છે. આ હોદ્દાઓ નીચે પ્રમાણે છે : ડીરેક્ટર ઑફ સિવિલ એન્જીનિયરીંગ, ડીરેક્ટર ઑફ મિકેનીકલ એન્જીનિયરીંગ, ડીરેક્ટર ઑફ એસ્ટાબ્લિશમેન્ટ, ડીરેક્ટર ઑફ ટ્રાફીક.

આર્થિક બાબતો માટે જવાબદાર 'ડીરેક્ટર ઑફ ફાઇનેન્સ' પણ છે.

**રેલવેની વ્યવસ્થા**—રાજ્યના વહીવટની દરેક રેલવે જનરલ મેનેજરના અંકુશ હેઠળ છે. તે રેલવે બોર્ડને રિપોર્ટ કરે છે. રાજ્યની માલિકીની જે રેલવેનો વહીવટ કંપની કરે છે તેના મુખી તરીકે એજન્ટ અને જનરલ મેનેજર હોય છે. તે જરુરીઆત પ્રમાણે ડીરેક્ટરોની બોર્ડને કે રેલવે બોર્ડને રિપોર્ટ કરે છે.

**હિંદી રેલવેનો વિકાસ**—વિકાસનું પ્રથમ પગથિયું ૧૮૪૪માં શરૂ થયું. ત્યારે ઇસ્ટ ઇંડિયા કંપનીના સમયમાં હિંદમાં રેલવે બાંધવાની અમુક માણુસોએ દરખાસ્ત કરી. આ દરખાસ્તનું પરિણામ પાંચ વર્ષે આવ્યું. કલકત્તાથી મિરઝાપુર સુધી ૧૦૦ માઇલની ઈ. આઈ. રેલવેની અજમાયશ દાખલની લાઇન બાંધવાનો કોન્ટ્રેક્ટ આપવામાં આવ્યો. તે જ વર્ષમાં મુંબઇથી કલ્યાણ સુધીની લાઇનનો તે જ પ્રકારનો કોન્ટ્રેક્ટ આપવામાં આવ્યો.

પરંતુ રેલવે બાંધવાની ચોક્કસ નીતિની શરૂઆત તો આ પ્રશ્ન પર લૉર્ડ ડેલ્હાઉસીની ઐતિહાસિક મિનિટની ભલામણથી ૧૮૫૯ પછી જ થઈ. હિંદની રેલવેના બાંધકામમાં આ તારીખ પહેલું અગત્યનું સીમાચિન્હ છે. સરકાર પોતાના અધિકારીઓ મારફત રેલવે બંધાવે તે કરતાં સરકારના નિયંત્રણ તથા દેખ-રેખ હેઠળ કંપનીની એજન્સી હોય તે લૉર્ડ ડેલ્હાઉસીને પસંદ હતું. તેનો એવો પણ મત હતો કે "વેપારી સાહસો ચલાવવાના કાર્યનો સરકારની ફરજોમાં સમાવેશ થતો નથી."

રેલવે બાંધવાનો બીજો તબક્કો ૧૮૮૦માં શરૂ થયેલો ગણી શકાય. ત્યારે દુષ્કાળમાંથી દેશને બચાવ માટે રેલવેની અગત્ય સ્પષ્ટપણે સમજાઈ. ૧૮૭૮ના ભયંકર દુષ્કાળ પછી દુષ્કાળ કમિશ્નરોએ હિંદમાં રેલવેના ઝડપી વિકાસ માટે આંટની ભલામણ કરી હતી. કોઇપણ વાંધા ભરેલી જોખમદારીમાં અથવા આર્થિક જોખમદારીમાં સરકારને નાખવા સિવાય રેલવેના વિકાસના ખાનગી સાહસને અથવા 'ગેરન્ટી'વાળી પ્રથાના સુધારેલા સ્વરૂપને પૂરેપૂરી તક આપવાની તેઓએ ભલામણ કરી.

રેલવેના વિકાસનો ત્યારપછીનો તબક્કો ચાલુ સદીમાં શરૂ થયો અને ૧૯૧૪નું મહાન યુદ્ધ ફાટી નીકળ્યું ત્યાંસુધી ચાલ્યો. આને હિંદ માટે આર્થિક અભ્યુદયનો સમય કહી શકાય. દેશના વેપાર હુન્નરને ખીલવવા માટે રેલવેએ મદદ કરી. હિંદનો નિકાસ થઇ શકે તેવો માલ બંદર પર લાવીને ત્યાંથી સ્ટીમર દ્વારા પશ્ચિમના દેશોમાં મોકલવામાં આવ્યો. પશ્ચિમના દેશોનો માલ, બંદરે આવ્યા પછી રેલવે મારફત જુદા જુદા વેપારી કેન્દ્રોમાં લઇ જવામાં આવતો.

પહેલા વિશ્વયુદ્ધની ૧૯૧૪માં શરુઆત થતાં હિંદી રેલવેના વિકાસમાં પણ કેટલાક અનિવાર્ય પ્રત્યાઘાતો થયા. આયાત ક્રમશઃ ઘટવા માંડી, જ્યારે નિકાસ અતિ મોટા પ્રમાણુમાં વધી ગઇ. આ રીતે યુદ્ધ પછીનો વેપાર વધ્યો, અને બંદરોનો આયાત વેપાર ઘટવા લાગ્યો. હિંદમાં ઉગેલી અથવા ઉત્પન્ન થતી વસ્તુઓનો ફેલાવો દેશભરમાં વધી જતાં કંઇક અંશે તેનો બદલો મળી ગયો.

મહાન યુદ્ધ પછીના સમયમાં દેશના આર્થિક બંધારણમાં દેખાઇ આવે તેવું વલણ જોવાયું, પરિ-ણામે રેલવેનો વિકાસ વધ્યો. મહાનયુદ્ધ દરમિયાન તો યુરોપના ઉદ્યોગોને હિંદમાં રસ્તો મળી શકયો નહિ, તેથી આ દેશમાં ઉદ્યોગના વિકાસનાં બીજ નખાયા. યુરોપથી મોટા પ્રમાણમાં આયાત થતી વસ્તુઓ બનાવવામાં હિંદે ધ્યાન આપવા માંડ્યું. તેથી દેશના ઔદ્યોગિક વિકાસને અંગે દેશના અંદરઅંદરના વહેવારે હિંદની રેલવેનો વિકાસ કર્યો.

હિંદની રેલવેના ઇતિહાસમાં ૧૯૨૪નું વર્ષ ઘણું અગત્યનું ગણી શકાય. તે વર્ષમાં રેલવે મહેસુલ જુદા પાડવા સંબંધી ધારો દાખલ કરવામાં આવ્યો. અત્યારના સ્વરૂપની રેલવે બોર્ડ ત્યારે અસ્તિત્વમાં આવી. એકવર્થ કમીટીની ભલામણો ધ્યાનમાં લઇને 'રેલવેનું ઘસારા ફંડ' શરૂ કરવામાં આવ્યું.

આર્થિક દૃષ્ટિએ પણ ૧૯૨૪નું વર્ષ અગત્યનું છે. હિંદમાં યુદ્ધ પછીની મુશ્કેલીઓનો અંત આવ્યો હતો, પરદેશનો વેપાર આગલી કક્ષાએ પહોંચી ગયો હતો, અને ફિસ્કલ કમીશનની ભલામણો મુજબ હિંદના ઔદ્યોગિક વિકાસને ટેકો આપવા માટે તેના રક્ષણની નીતિ ગ્રહણ કરવામાં આવી હતી.

૧૯૨૯ પછી તરત જ જગતમાં તેમજ હિંદમાં આર્થિક જાહોજલાલીનો અંત આવ્યો અને આ મોટી મંદીની અસર રેલવે પર પણ થવા માંડી. ચાલુ યુદ્ધની શરૂઆત સુધી આ પરિસ્થિતિ થોડે ઘણે અંશે ચાલુ રહી.

પરંતુ યુદ્ધ શરુ થતાની સાથે જ સારું ભાવિ દેખાયું. આ રીતે ચાલુ યુદ્ધ દરમિયાન રેલવેએ અગાઉ કરતાં વધારે ઉતારૂઓ તથા માલની હેરફેર કરી છે અને તેથી વધારે કમાણી કરી છે.

**હિંદની રેલવેનો અગત્યનો કાર્યપ્રદેશ**—ઘણીખરી રેલવે અગત્યના ખેતી પ્રદેશોમાંથી પસાર થાય છે. દાખલા તરીકે, બંગાળ અને આસામ રેલવે પૂર્વ બંગાળા તથા આસામમાં થઇને પસાર થતી હોઇ શણ તથા ચાના અગત્યના પ્રદેશોને વહેવારનાં સાધનો પૂરા પાડે છે.

બંગાળ અને નોર્થ-વેસ્ટર્ન રેલવે હિંદના અતિ અગત્યના શેરડીના તથા અનાજના પ્રદેશોમાંથી પસાર થાય છે. ગ્રેટ ઇન્ડિયન પેનિન્સુલા રેલવે દક્ષિણ તથા મધ્યહિંદને મુંબઈ સાથે જોડવા ઉપરાંત રૂ તથા તેલીબિયાંવાળા પ્રદેશોમાંથી પસાર થાય છે.

ઇસ્ટ ઇન્ડિયન રેલવે બંગાળા તથા બિહારની સમૃદ્ધ કોલસાની ખાણો પાસેથી પસાર થવા ઉપરાંત, સંયુક્તપ્રાંતો તથા બિહારના અતિ ફળદ્રુપ પ્રદેશોને કલકત્તા બંદર સાથે જોડે છે.

બોમ્બે, બરોડા અને સેન્ટ્રલ ઇન્ડિયા રેલવેને દેશની અતિ ઉપયોગી ખનિજ લાઇન કહી શકાય કેમકે કોલસા, મેંગેનીઝ અને લોઢા (કાચીધાતુ)ની ખાણોવાળા પ્રદેશોમાં થઇને તે પસાર થાય છે. તે આ પ્રદેશોને વિઝાગાપટ્ટમ સાથે જોડે છે.

સાઉથ ઇન્ડિયન રેલવે યાત્રાળુઓની અવરજવરને માટે અગત્યની લાઇન છે.

## હિંદમાં રેલવેની પ્રથમ શરૂઆત

૧૮૫૩ના એપ્રિલની ૧૮મી તારીખે મુંબઇથી થાણા સુધીની ૨૧½ માઇલની રેલવે ગ્રેટ ઇન્ડિયન પેનિન્સુલા રેલવેઝની વ્યવસ્થા હેઠળ ખોલવામાં આવતાં હિંદમાં રેલવેની શરૂઆત થઇ. ૨૧½ માઇલની આ નાની લાઇન આજે ૪૩,૦૦૦ માઇલની બની છે. મોટા પાયા પર રેલવે બાંધવાનાં મૂળ તો લોર્ડ ડેલ્હાઉસીએ ૧૮૫૩માં લખેલ મિનિટનો ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ડીરેક્ટરોએ સ્વીકાર કર્યો તેમાં નખાયાં છે. ૧૯૨૪-૨૫થી હિંદની રેલવેએ સામાન્ય આવકમાં ૪૨ કરોડ રૂપિયાનો ફાળો આપ્યો છે. હિંદી રેલવેએ મુખ્ય લાઇન માટે ૫ ફીટ ૬ ઇંચનું માપ ગ્રહણ કરેલ છે.

## હિંદની રેલવેની પ્રગતિ

જો કે રેલવે બાંધવાની શરૂઆત તો ૧૮૫૩માં થઇ હતી, પરંતુ ૧૮૮૦ સુધીમાં ૮,૯૯૬ માઇલની રેલવે આખા દેશમાં શરૂ થઈ હતી. અતિ ઝડપી કાર્યક્રમને અંગે ૧૮૮૮માં આ સંખ્યા ૧૪,૩૭૯ માઇલની થઈ. ૧૮૯૦માં ૧૬,૪૦૪ માઇલ, ૧૯૦૦માં ૨૪,૭૦૭ માઇલ, ૧૯૧૦ માં ૩૨,૦૯૯ માઇલ, ૧૯૨૦માં ૩૬,૭૩૫ માઇલ, ૧૯૩૦માં ૪૧,૭૨૪ માઇલ, અને ૧૯૪૦-૪૧માં ૪૧,૦૫૨ માઇલ. ઉતારુઓમાં થયેલ વધારો પણ તેટલો જ નોંધપાત્ર છે. ૧૮૮૮માં ઉતારુઓની સંખ્યા ૧૦૩,૦૦૦,૦૦૦ની હતી. ૧૯૦૦માં ૧૭૫,૦૦૦,૦૦૦. ૧૯૧૦માં ૩૭૨,૦૦૦,૦૦૦, ૧૯૨૦માં ૫૩૩,૦૦૦.૦૦૦, ૧૯૩૦માં ૬૩૪,૦૦૦,૦૦૦,

૧૯૩૭માં ૫૧૦,૦૦૦,૦૦૦. ૧૮૮૮માં કુલ આવક ૨૦ કરોડ હતી. ૧૯૦૦માં ૩૨ કરોડ, ૧૯૧૦માં ૫૧ કરોડ, ૧૯૨૦માં ૮૯ કરોડ, ૧૯૩૦માં ૧૧૬ કરોડ ૧૯૩૭માં ૧૦૮ કરોડ.

૧૯૦૫થી શરૂ કરીને ત્રણ પંચવાર્ષિકમાં રાજ્યને અનુક્રમે સરેરાશ ૨.૩૯ કરોડ, ૫.૨૭ કરોડ તથા ૧૧.૪૮ કરોડનો ફાયદો થયો હતો. નફાનો વધારો એટલો નિયમિત થઈ ગયો હતો કે મેસ્ટન કમિટીએ રેલવેમાંથી રાજ્યને ૧૦½ કરોડ રૂપિયાનો વાર્ષિક ફાળો ધારી લીધો. પરંતુ ૧૯૨૧–૨૨માં ૯.૧૦ કરોડની ખોટ આવી અને ત્યારપછીનાં બે વર્ષોમાં નહિ જેવો વધારો થયો. ૧૯૨૪ના માર્ચની ૩૧મીએ પૂરાં થતા ચાર વર્ષમાં રાજ્યને સરેરાશ ૧.૦૪ કરોડનો નફો મળ્યો. આ આગલા પંચવાર્ષિક નફાનો ૧/૧૧ ભાગ હતો.

## રેલવેની જાત

(૧) સ્ટેટની માલિકી અને સ્ટેટની વ્યવસ્થા, જેવી કે ઇસ્ટ ઇન્ડિયન રેલવે.
(૨) સ્ટેટની માલિકી અને કંપનીની વ્યવસ્થા, દા. ત. બંગાળ નાગપુર રેલવે.
(૩) કંપનીની માલિકી અને કંપનીની વ્યવસ્થા, દા. ત. બી. એન. ડબ્લ્યુ. રેલવે.
(૪) દેશી રાજ્યની રેલવે, દા. ત. નિઝામની રેલવે.
(૫) ડિસ્ટ્રિક્ટ બોર્ડની માલિકીની પણ રાજ્ય અથવા કંપનીઓની વ્યવસ્થાવાળી રેલવે.

## રેલવેનું વર્ગીકરણ

(૧) **વેપારી રેલવે**: દેશના હુન્નર–ઉદ્યોગના વિકાસ અને દેશની અંદર તથા બહારના વેપારની સગવડ માટે બંધાયેલ રેલવે.

(૨) **રક્ષણાત્મક રેલવે**: જે પ્રદેશોમાં દુષ્કાળનો ભય હોય ત્યાં દુષ્કાળના સમયે તેમને રક્ષણ આપવા તથા હિંદનાં અનાજનાં કેન્દ્રોમાંથી ખોરાક જલદીથી તથા સસ્તો પહોંચાડવા માટે બંધાયેલ રેલવે.

(૩) **યુદ્ધવિષયક**: હિંદના વાયવ્ય તથા ઈશાન ખૂણાના પ્રદેશોમાં પરદેશના હુમલાના રક્ષણ માટે બંધાયેલ રેલવે.

## રેલવેના ત્રણ વર્ગો

પ્રથમ વર્ગમાં વાર્ષિક ૫૦ લાખ રૂપિયા કે તેથી વધારેની કુલ કમાણી કરનાર રેલવેનો સમાવેશ થાય છે.

બીજા વર્ગમાં ૧૦ લાખ રૂપિયાથી વધારે પણ ૫૦ લાખથી ઓછી કમાણી કરનાર રેલવે આવે છે.

ત્રીજા વર્ગમાં દસ લાખ અને તેથી ઓછા વાર્ષિક કમાણીવાળી રેલવે આવે છે.

| પહેલો વર્ગ | માલિકી | વહીવટ | પહેલો વર્ગ | માલિકી | વહીવટ |
|---|---|---|---|---|---|
| બી. એન. આર. | રાજ્ય | કંપની | જોધપુર | રાજ્ય | દેશી રાજ્ય |
| બી. બી. સી. આઇ. | રાજ્ય | કંપની | એમ. એસ. એમ. | રાજ્ય | કંપની |
| બર્મા રેલવે | રાજ્ય | રાજ્ય | નિઝામ સ્ટેટ રેલવે | રાજ્ય | નિઝામ સ્ટેટ રેલવે |
| બી. એ. રેલવે | રાજ્ય | રાજ્ય | એન. ડબ્લ્યુ આર. | સ્ટેટ | સ્ટેટ |
| ઇ. આઇ. આર. | રાજ્ય | રાજ્ય | રોહિલખંડ અને કુમાઉન સ્ટેટ | | કંપની |
| જી. આઈ. પી. | રાજ્ય | રાજ્ય | એસ. આઈ. આર. | સ્ટેટ | કંપની |

**બીજો વર્ગ**—બાર્સીલાઇટ (કંપનીને હિંદી સરકાર તથા દેશી રાજ્ય મદદ કરે છે), બેંગાલ દુઆર્સ (કંપનીને ડિસ્ટ્રિક્ટ બોર્ડ મદદ કરે છે) ભાવનગર સ્ટેટ (દેશી રાજ્યની માલિકી) બિકાનેર સ્ટેટ (દેશી રાજ્યની

માલિકી) ડી. એચ. રેલવે (સ્થાનિક સરકાર મદદ કરે છે) દિબ્રુ-સદિયા (સ્થાનિક સરકારની મદદ મળે છે) ગોંડલ (દેશી રાજ્ય) જામનગર દ્વારકા (દેશી રાજ્ય) શહદ્રા (સ્થાનિક સરકારની મદદ મળે છે)

**ત્રીજો વર્ગ**—આહમદપુર કટવા; આરા સસરામ લાઈટ; બાંકુરા દામોદર રિવર; બારાસેટ-બશીરહટ લાઈટ; બંગાળ પ્રોવિન્શિયલ; બખ્તિયારપુર-બિહાર લાઇટ; બર્દવાન-કટવા; કચ્છ સ્ટેટ; દેહરી રોહતા લાઈટ; ધોલપુર સ્ટેટ, ફતવા ઇસ્લામપુર; ગ્વાલિયર લાઈટ; હાવરા આમ્ટા લાઈટ; હાવરા શિખાલા લાઇટ; જગધ્રિ લાઈટ; જેસોર જેનીડા; જોર્હત પ્રોવિન્શિયલ; કાલિઘાટ ફલ્ટા; કુલસેકુરાપટણમ લાઇટ; માથેરાન લાઇટ; પોરબંદર સ્ટેટ; તેઝપુર બેલિપરા લાઇટ; ત્રિવેલોર લાઇટ; ઉદેપુર ચિતોડગઢ.

**ત્રણ ગાળા**

(૧) સ્ટાન્ડર્ડ ૫ ફીટ ૬ ઇંચ (બ્રોડ) (૩) નેરો ૨ ફીટ ૬ ઇંચ અને ૨ ફીટ
(૨) મિટર ૩ ,, ૩⅜ ,,

# રેલવેનો ઇતિહાસ

## બી. એન્ડ એન. ડબલ્યુ રેલવે

મૂળ કોન્ટ્રેક્ટ ૧૮૮૨માં થયો. ૧૮૯૦માં આ રેલવેએ તિરહૂત રેલવે લઇ લીધી. હિંદી સરકારે ૧૯૪૩માં આ રેલવે લઇ લીધી છે. આ રેલવે, ગંગા નદીની ઉતરે આવેલ બિહારના પ્રદેશમાં અને બનારસ અને નેપાળની સરહદ વચ્ચે આવેલ સંયુક્ત પ્રાંતોના પૂર્વ ભાગમાં તથા પશ્ચિમમાં છેક સીતાપુર અને કતરનૈનઘાટ સુધી જાય છે. ત્યાં તે રોહિલખંડ કુમાઉન રેલવેને મળે છે.

## બી. એન. રેલવે

આ રેલવે હાવરાથી શરુ થાય છે અને હિંદના પૂર્વ કાંઠાપર મદ્રાસ ઇલાકાના ઉત્તરમાં આવેલ વિઝાગાપટમ સુધી જાય છે. દેશના અંદરના ભાગમાં, મધ્યપ્રાંતોના પૂર્વ વિભાગથી પશ્ચિમમાં કટની તથ નાગપુર સુધી જાય છે. ત્યાં તે જી. આઇ. પી. લાઇનને મળે છે. આ રીતે કલકત્તા અને મુંબઇ સાથે જોડનારી ટૂંકામાં ટૂંકી સાંકળ બને છે. આ લાઇનની શરુઆત ૧૮૮૭માં થઈ હતી. આ રેલવે ઘણે ભાગે દેશની સૌથી ઉપયોગી ખનિજ લાઇન છે.

## બી. બી. એન્ડ. સી. આઇ. રેલવે

બી. બી. એન્ડ. સી. આઇ. રેલવે, મુંબઇ ને ગુજરાત, રજપુતાના અને દિલ્હી સાથે જોડનારી મુખ્ય લાઇન છે. આગલી કંપનીને પહેલવહેલા ૧૮૫૫માં રજીસ્ટર કરવામાં આવી હતી. ૧૯૦૫માં હિંદી વજીરે તેની મિલ્કત ખરીદી લીધી અને ૧૯૪૧ સુધી તેની વ્યવસ્થા નવી કંપનીએ કરી. ૧૯૪૨માં સરકારે ૧૧,૬૮૫,૫૮૧ પૌંડની કીંમતે તે ખરીદી લીધી છે.

## બી. એ. રેલવે

બંગાળ અને આસામ રેલવેનું અત્યારનું નામ ૧૯૪૨માં શરૂ થયું. ૧૮૮૪માં ઇ. બી. રેલવેને કંપની પાસેથી સરકારે લીધી અને ત્યાર પછીનો વધારો સરકાર તરફથી કરવામાં આવ્યો. ૧૮૯૨માં શરુ થયેલ એ. બી. રેલવે સાથે તે ૧૯૪૨માં ભળી ગઇ.

## ઈ. આઈ. રેલવે

મૂળ કંપની ૧૮૪૯માં રજીસ્ટર કરવામાં આવી હતી. ૧૮૭૯માં રાજ્યે તે ખરીદી લીધી પણ ૧૯૨૪ સુધી કંપનીએ તેનો વહીવટ ચલાવ્યો. આ રેલવે જગતના અતિ ફળદ્રુપ ખેતીપ્રદેશોમાં થઇને

જાય છે એટલું જ નહિ પણ અતિ ગીચ વસ્તીવાળા પ્રદેશોમાં થઇને જાય છે. ઉપરાંત સયુંક્ત પ્રાંતો તથા બિહારના ઔદ્યોગિક શહેરો પાસેથી પસાર થાય છે. આ રેલવેની મુખ્ય લાઇન ગંગાના જમણા કાંઠા પર હાવરાથી મોગલસરાઈ પશ્ચિમે જાય છે તથા ગંગાના બન્ને કાંઠાપર મોગલસરાઇથી દિલ્લી તથા સહરાનપુર જાય છે. દક્ષિણ-પશ્ચિમ બાજુએ તે નૈની, કાનપુર અને આગ્રા ખાતે જી. આઇ. પી. રેલવે સાથે જોડાય છે અને આ રીતે ઉપલા હિંદને પશ્ચિમકાંઠા સાથે જોડે છે.

## જી. આઈ. પી. રેલવે

મૂળ બે કંપનીઓ, જી. આઇ. પી. તથા ઇન્ડિયન મિડલેન્ડ, હતી. તે બન્ને જોડાઇ ગઇ અને ઇ. સ. ૧૯૦૦માં રાજ્યે તે ખરીદી લીધી. ૧૯૨૫ સુધી કંપની તેનો વહીવટ ચલાવતી હતી. ત્યારપછી રાજ્યે તે કામ ઉપાડી લીધું. મુખ્ય લાઇનો મુંબઇથી ઉત્તર અને પૂર્વમાં જાય છે. એક મધ્યપ્રાંતો તથા મધ્યહિંદમાં થઇને આગ્રા અને દિલ્લી જાય છે. બીજી જુહી ( કાનપુર ), નૈની ( અલ્લાહાબાદ ) અને નાગપુર સુધી જાય છે. રેલવેનો દક્ષિણવિભાગ પશ્ચિમ ઘાટમાં પૂના સુધી અને દક્ષિણ વીંધીને રાયપુર જાય છે, જ્યાંથી એમ. એસ. એમ. રેલવે મદ્રાસ સુધી જાય છે.

## રોહિલ ખંડ અને કુમાઉન રેલવેઝ

આ રેલવેની માલિકી તથા વ્યવસ્થા કંપની કરે છે. કંપની ૧૮૮૨માં રજીસ્ટર કરવામાં આવી હતી. લખનૌ તથા બરેલી રેલવેની વ્યવસ્થા સરકારી ગેરંટી હેઠળ આ કંપની કરે છે. પ્રથમ વર્ગની રેલવેમાં આ રેલવે સૌથી ટૂંકી છે. બી. એન. ડબલ્યુ. રેલવેની પશ્ચિમે તથા ઈ. આઇ. રેલવેની ઉત્તર-પૂર્વે આવેલ સંયુક્ત પ્રાંતોનાં પ્રદેશમાં થઇને આ રેલવે જાય છે.

## એસ. આઇ. રેલવે

જુદી જુદી કંપનીઓ જોડાઈ ગઈ અને ૧૮૯૧માં સરકારે તે ખરીદી લીધી. આ રીતે જોડાયેલ લાઈનની વ્યવસ્થા બાંહેધરી હેઠળ કંપની કરે છે. મેંગલોર અને મદ્રાસથી કોમોરિન ભૂશિર (ત્રાવણકોર તથા કોચીનના દેશી રાજ્યો સુદ્ધાં) સુધીના દ્વિપકલ્પના દક્ષિણ ભાગમાં તે ફરી વળે છે.

## એન. ડબલ્યુ. રેલવે

હિંદની મોટામાં મોટી રેલવે લાઇન સંપૂર્ણપણે રાજ્યની માલિકીની તથા વ્યવસ્થા હેઠળ છે. જો કે અત્યારસુધી તેમાં ખાનગી માલિકીની રેલવેના ૧,૯૦૦ એકમ ભળી ગયા છે. તે પંજાબ, સરહદ પ્રાંત, સિંધ અને બલુચિસ્તાનમાં ફરી વળે છે. આ પ્રદેશ ખૂબ મોટો છે અને સીંચાઇની વસાહતોના વિકાસના પરિણામે તેમાં અદ્‌ભુત પ્રગતિ થઇ છે.

## એમ. એસ. એમ. રેલવે

જૂની મદ્રાસ કંપની ૧૮૫૨માં રજીસ્ટર થઈ હતી, પણ રાજ્યે તે ખરીદીને સધર્ન મરાઠા લાઈન સાથે જોડી દીધી. અત્યારની સંયુક્ત લાઇન ૧૯૦૮માં અસ્તિત્વમાં આવી. ત્યારથી અત્યારસુધી તેની માલિકી રાજ્યની છે, પણ વ્યવસ્થા ખાનગી કંપની કરે છે. આ લાઈન મદ્રાસ ઇલાકાના મધ્ય તથા ઉત્તર ભાગમાં તથા મુંબઈ ઇલાકાના દક્ષિણ પ્રાંતોમાં જાય છે.

## નિઝામ સ્ટેટ રેલવે

શરૂઆતની રેલવેની વ્યવસ્થા જુદી જુદી રીતે કરવામાં આવતી હતી પરંતુ ૧૮૩૩માં રજીસ્ટર થયેલ કંપનીએ રાજ્યની બાંહેધરી હેઠળ તેની વ્યવસ્થા લીધી. પરંતુ ૧૯૩૦માં હૈદ્રાબાદના નામદાર નિઝામ સરકારના હાથમાં આ રેલવે આવી.

### મહિસુર સ્ટેટ રેલવે

મહિસુર સરકારની માલિકીની આ રેલવે છે. ઇ. સ. ૧૮૮૧–૮૨માં બેંગલોરથી મહિસુર સુધીની લાઇન બાંધવામાં આવી હતી. ત્યારબાદ થયેલ વિસ્તારથી રાજ્યના ઘણાખરા પ્રદેશોમાં રેલવે ફરી વળી છે.

### જોધપુર રેલવે

રાજ્યની માલિકીની પ્રથમ વર્ગની ત્રણ રેલવે માંહેની આ એક રેલવે છે. જોધપુરના ના. મહારાજાની માલિકીની આ રેલવે છે. પહેલવહેલી રેલવે ૧૮૮૨માં ખુલ્લી મુકવામાં આવી હતી. રજપુતાનાના અવર-જવરની મુખ્ય લાઇન છે.

## રેલવે પહેલી ખુલ્લી મુકાયાની તારીખ

| | | |
|---|---|---|
| બી. એન. ડબલ્યુ. આર. | માલ માટે ખુલ્લી મુકાઇ | ૨—૪–૧૮૮૪ |
| બી. એન. આર. | ,, ,, | ૬—૪–૧૮૮૦ |
| ઈ. બી. આર. | ,, ,, | ૨—૧–૧૮૬૨ |
| ઈ. આઈ. આર. | ,, ,, | ૧૫—૮–૧૮૫૪ |
| જી. આઇ. પી. આર. | મુંબઇથી થાણા સુધી | ૧૮—૪–૧૮૫૩ |
| એ. બી. આર. | માલ માટે ખુલ્લી મુકાઈ | ૧—૭–૧૮૯૫ |
| બી. બી. સી. આઇ. | ,, ,, | ૧૦—૨–૧૮૬૦ |
| બર્મા રેલવે | માલ માટે ખુલ્લી મુકાઈ | ૧—૫–૧૮૭૭ |
| જોધપુર | ,, ,, | ૨૪—૬–૧૮૬૨ |
| એમ. એસ. એમ. | ,, ,, | ૧—૭–૧૮૫૬ |
| નિઝામ | ,, ,, | ૯–૧૦–૧૮૭૪ |
| એન. ડબલ્યુ. આર. | ,, ,, | ૧૩—૫–૧૮૬૧ |
| રોહિલખંડ અને કુમાઉન | ,, ,, | ૧૨–૧૦–૧૮૮૪ |
| એસ. આઇ. આર. | ,, ,, | ૨૩—૫–૧૮૬૦ |

## હિંદમાં તાજેતરમાં થયેલ રેલવે અકસ્માતો

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૩૭ જુલાઇ ૧૭ | બિટા | ૧૨૬ મૃત્યુ પામ્યા, | ૨૦૦ | ઘાયલ થયા. |
| ૧૯૩૮ જૂન ૧૬ | બામરોલી | ૭ ,, | ૧૫ | ,, |
| ૧૯૩૮ જૂન | મધુપુર નજીક | ,, | ૩૪ | ,, |
| ૧૯૩૯ ઑક્ટો. ૧૬ | મોગલસરાઇ | ૩ ,, | ૪૦ | ,, |
| ૧૯૩૯ જાન્યુ. ૧૨ | હજારીબાગ નજીક | | ૪૯ | ,, |
| ૧૯૩૯ એપ્રિલ | ઢાકા–મેઇલ ભટકાયો. મજદિયા | | ૩૪ | મરાયા |
| ૧૯૩૯ જૂન ૨૮ | દિલ્લી–દહેરાદૂન મિકરડ પેસેન્જર | | ૮ | ,, |
| | | | ૨૨ | ઘાયલ થયા |

૧૯૪૦ ઢાકા–મેઇલ પાટા ઉપરથી ઉતરી પડયો.

૧૯૪૨ મે ૧૬ લાહોર મેઇલ પાટા ઉપરથી ઉતરી પડયો.
૨૪ મરાયા ૩૦ ઘાયલ

૧૯૪૩ જુન ૫ કલકત્તા મેઇલ માલગાડીના ડબા સાથે અથડાયો
૮૦ મરાયા ૧૪૦ ઘાયલ

## કુલ સડક

| વર્ષ | માઇલ | વર્ષ | માઇલ | વર્ષ | માઇલ |
|---|---|---|---|---|---|
| ૧૯૨૮–૨૯ | ૪૦,૯૫૦ | ૧૯૩૨–૩૩ | ૪૨,૯૬૧ | ૧૯૩૬–૩૭ | ૪૧,૦૬૮ |
| ૧૯૨૯–૩૦ | ૪૧,૭૨૪ | ૧૯૩૩–૩૪ | ૪૨,૯૫૩ | ૧૯૩૭–૩૮ | ૪૧,૦૭૬ |
| ૧૯૩૦–૩૧ | ૪૨,૨૮૧ | ૧૯૩૪–૩૫ | ૪૩,૦૨૧ | ૧૯૩૮–૩૯ | ૪૧,૧૩૪ |
| ૧૯૩૧–૩૨ | ૪૨,૮૧૩ | ૧૯૩૫–૩૬ | ૪૧,૦૫૮ | ૧૯૩૯–૪૦ | ૪૧,૧૫૬ |
| | | | | ૧૯૪૦–૪૧ | ૪૧,૦૫૨ |

## રોકાયેલ મૂડી [ હજાર રૂપિયામાં ]

| વર્ષ | રૂપિયા | વર્ષ | રૂપિયા | વર્ષ | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૨૮–૨૯ | ૮,૩૧,૩૯,૩૦ | ૧૯૩૨–૩૩ | ૮,૮૪,૯૦,૬૮ | ૧૯૩૬–૩૭ | ૮,૪૫,૪૩,૬૭ |
| ૧૯૨૯–૩૦ | ૮,૫૬,૭૪,૬૨ | ૧૯૩૩–૩૪ | ૮,૮૪,૪૧,૨૩ | ૧૯૩૭–૩૮ | ૮,૪૫,૬૮,૨૦ |
| ૧૯૩૦–૩૧ | ૮,૬૯,૮૦,૭૭ | ૧૯૩૪–૩૫ | ૮,૮૫,૪૭,૧૮ | ૧૯૩૮–૩૯ | ૮,૪૭,૮૨,૨૧ |
| ૧૯૩૧–૩૨ | ૮,૭૬,૩૪,૨૫ | ૧૯૩૫–૩૬ | ૮,૪૪,૬૬,૦૧ | ૧૯૩૯–૪૦ | ૮,૫૨,૫૯,૩૪ |
| | | | | ૧૯૪૦–૪૧ | ૮,૫૩,૭૮,૦૦ |

## કુલ કમાણી [ હજાર રૂપિયામાં ]

| વર્ષ | રૂપિયા | વર્ષ | રૂપિયા | વર્ષ | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૨૮–૨૯ | ૧,૧૮,૮૬,૮૨ | ૧૯૩૨–૩૩ | ૯૬,૨૦,૫૬ | ૧૯૩૬–૩૭ | ૧,૦૪,૩૬,૫૧ |
| ૧૯૨૯–૩૦ | ૧,૧૬,૦૮,૧૪ | ૧૯૩૩–૩૪ | ૯૯,૫૭,૬૫ | ૧૯૩૭–૩૮ | ૧,૦૭,૫૭,૦૦ |
| ૧૯૩૦–૩૧ | ૧,૦૬,૫૭,૦૦ | ૧૯૩૪–૩૫ | ૧,૦૨,૮૧,૦૭ | ૧૯૩૮–૩૯ | ૧,૦૭,૧૪,૯૬ |
| ૧૯૩૧–૩૨ | ૯૭,૨૦,૫૬ | ૧૯૩૫–૩૬ | ૧,૦૦,૨૨,૬૬ | ૧૯૩૯–૪૦ | ૧,૧૧,૫૦,૨૮ |

## ચાલુ ખર્ચ [ હજાર રૂપિયામાં ]

| વર્ષ | રૂપિયા | વર્ષ | રૂપિયા | વર્ષ | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૨૮–૨૯ | ૭૪,૬૧,૯૪ | ૧૯૩૨–૩૩ | ૬૮,૮૯.૮૨ | ૧૯૩૬–૩૭ | ૬૭,૨૮,૨૯ |
| ૧૯૨૯–૩૦ | ૭૫,૪૮,૬૧ | ૧૯૩૩–૩૪ | ૬૯,૫૪,૧૫ | ૧૯૩૭–૩૮ | ૬૯,૬૨,૫૫ |
| ૧૯૩૦–૩૧ | ૭૪,૨૩,૪૩ | ૧૯૩૪–૩૫ | ૭૦,૬૦,૧૮ | ૧૯૩૮–૩૯ | ૭૧,૧૮,૪૯ |
| ૧૯૩૧–૩૨ | ૬૯,૦૯,૧૧ | ૧૯૩૫–૩૬ | ૬૮,૧૦,૫૨ | ૧૯૩૯–૪૦ | ૭૨,૨૦,૧૮ |

## ચોખ્ખી કમાણી ( હજાર રૂપિયામાં )

| વર્ષ | રૂપિયા | વર્ષ | રૂપિયા | વર્ષ | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૯૨૮–૨૯ | ૪૪,૨૪,૮૮ | ૧૯૩૨–૩૩ | ૨૭,૩૦,૯૪ | ૧૯૩૬–૩૭ | ૩૭,૦૮,૨૨ |
| ૯૨૯–૩૦ | ૪૦,૫૯,૫૩ | ૧૯૩૩–૩૪ | ૩૦,૦૩,૫૦ | ૧૯૩૭–૩૮ | ૩૭,૯૪,૪૫ |
| ૯૩૦–૩૧ | ૩૨,૩૩,૫૭ | ૧૯૩૪–૩૫ | ૩૨,૨૦,૮૯ | ૧૯૩૮–૩૯ | ૩૫,૯૬,૪૭ |
| ૯૩૧–૩૨ | ૨૮,૧૧,૪૫ | ૧૯૩૫–૩૬ | ૩૨,૧૨,૧૪ | ૧૯૩૯–૪૦ | ૩૯,૩૦,૧૦ |

## ઉતારૂઓની સંખ્યા (હજારમાં)

| વર્ષ | સંખ્યા | વર્ષ | સંખ્યા | વર્ષ | સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧૯૨૮–૨૯ | ૬૨૦,૧૧૦ | ૧૯૩૨–૩૩ | ૫૦૧,૮૯૫ | ૧૯૩૬–૩૭ | ૪૭૯,૬૦૬ |
| ૧૯૨૯–૩૦ | ૬૩૪,૨૯૭ | ૧૯૩૩–૩૪ | ૪૮૯,૬૧૩ | ૧૯૩૭–૩૮ | ૫૨૧,૨૮૫ |
| ૧૯૩૦–૩૧ | ૫૭૫,૮૨૭ | ૧૯૩૪–૩૫ | ૪૯૬,૫૯૧ | ૧૯૩૮–૩૯ | ૫૩૦,૬૨૩ |
| ૧૯૩૧–૩૨ | ૫૦૫,૮૩૬ | ૧૯૩૫–૩૬ | ૪૮૩,૧૩૨ | ૧૯૩૯–૪૦ | ૫૨૯,૬૭૫ |
| | | | | ૧૯૪૦–૪૧ | ૫૭૬,૦૦૦ |

## રોકાયેલ મૂડી પર ચોખ્ખી કમાણીના ટકા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૨૯-૩૦ | ૪·૭૪ | ૧૯૩૩-૩૪ | ૩·૪૦ | ૧૯૩૭-૩૮ | ૪·૪૯ |
| ૧૯૩૦-૩૧ | ૩·૭૨ | ૧૯૩૪-૩૫ | ૩·૬૩ | ૧૯૩૮-૩૯ | ૪·૨૪ |
| ૧૯૩૧-૩૨ | ૩·૨૧ | ૧૯૩૫-૩૬ | ૩·૮૦ | ૧૯૩૯-૪૦ | ૪·૬૧ |
| ૧૯૩૨-૩૩ | ૩·૦૯ | ૧૯૩૬-૩૭ | ૪·૩૯ | | |

## ત્રીજા વર્ગના ઉતારૂઓની સંખ્યા (હજારમાં)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૩૪-૩૫ | ૪૮૧,૦૫૧ | ૧૯૩૬-૩૭ | ૪૭૩,૮૩૦ | ૧૯૩૮-૩૯ | ૫૧૪,૮૨૫ |
| ૧૯૩૫-૩૬ | ૪૬૭,૮૦૪ | ૧૯૩૭-૩૮ | ૫૦૫,૩૪૭ | ૧૯૩૯-૪૦ | ૫૧૩,૫૨૩ |

## રેલવે મારફત મોકલાયેલ માલનું વજન

| | (હજાર ટનમાં) | | (હજાર ટનમાં) | | (હજાર ટનમાં) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦-૩૧ | ૮૩,૩૭૭ | ૧૯૩૪-૩૫ | ૮૪,૫૦૬ | ૧૯૩૮-૩૯ | ૮૮,૩૬૧ |
| ૧૯૩૧-૩૨ | ૭૪,૫૭૫ | ૧૯૩૫-૩૬ | ૮૨,૯૪૯ | ૧૯૩૯-૪૦ | ૯૨,૧૭૯ |
| ૧૯૩૨-૩૩ | ૭૦,૬૦૧ | ૧૯૩૬-૩૭ | ૮૨,૪૦૬ | ૧૯૪૦-૪૧ | ૯૨,૭૮૦ |
| ૧૯૩૩-૩૪ | ૭૬,૫૧૩ | ૧૯૩૭-૩૮ | ૮૭,૨૮૯ | | |

## અકસ્માતો

| વર્ષ | મૃત્યુ પામ્યા | ઘાયલ થયા | વર્ષ | મૃત્યુ પામ્યા | ઘાયલ થયા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦-૩૧ | ૩,૧૮૦ | ૮,૫૪૭ | ૧૯૩૬-૩૭ | ૩,૧૫૩ | ૧૧,૧૪૬ |
| ૧૯૩૧-૩૨ | ૨,૮૮૮ | ૯,૨૦૦ | ૧૯૩૭-૩૮ | ૩,૩૭૦ | ૧૪,૧૧૧ |
| ૧૯૩૨-૩૩ | ૨,૭૫૭ | ૯,૫૦૯ | ૧૯૩૮-૩૯ | ૩,૪૭૪ | ૧૫,૮૦૯ |
| ૧૯૩૩-૩૪ | ૨,૮૨૬ | ૧૦,૯૮૨ | ૧૯૩૯-૪૦ | ૩,૫૩૭ | ૧૮,૨૮૨ |
| ૧૯૩૪-૩૫ | ૩,૦૩૧ | ૧૦,૨૫૨ | ૧૯૪૦-૪૧ | ૩,૭૫૨ | ૧૯,૮૩૩ |
| ૧૯૩૫-૩૬ | ૩,૧૦૯ | ૧૦,૯૫૦ | | | |

## હિંદની મુખ્ય રેલવેની લંબાઇ (૧૯૩૮-૩૯)

| | માઇલ | | માઇલ |
|---|---|---|---|
| આસામ-બેંગાલ | ૧૩૦૬·૩૯ | મહિસુર સ્ટેટ | ૭૨૮·૭૧ |
| બેંગાળ એન્ડ નોર્થ વેસ્ટર્ન | ૨૦૮૫·૬૫ | જોધપુર | ૧૦૯૨·૪૩ |
| બેંગાલ-નાગપુર | ૩૩૯૩·૨૧ | મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા | ૨૯૬૬·૮૫ |
| બી. બી. એન્ડ સી. આઇ. | ૩૫૦૯·૧૭ | નિઝામ્સ સ્ટેટ | ૧૩૫૯·૯૧ |
| ઇસ્ટર્ન-બેંગાલ | ૨૦૦૭·૮૪ | નોર્થ વેસ્ટર્ન | ૬૯૩૧·૪૨ |
| ઇસ્ટ ઇન્ડિયન | ૪૩૮૯·૭૧ | રોહિલખંડ એન્ડ કુમાઉન | ૫૬૯·૮૮ |
| જી. આઇ. પી. | ૩૯૮૩·૬૯ | સાઉથ ઇન્ડિયા | ૨૫૩૨·૬૧ |

## હિંદની રેલવેનું ચોખ્ખું ઉત્પન્ન

| | ટકા | | ટકા | | ટકા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૧-૩૨ | ૩·૦ | ૧૯૩૫-૩૬ | ૩·૫ | ૧૯૩૯-૪૦ | ૪·૪ |
| ૧૯૩૨-૩૩ | ૨·૯ | ૧૯૩૬-૩૭ | ૪·૧ | ૧૯૪૦-૪૧ | ૬·૨ |
| ૧૯૩૩-૩૪ | ૩·૧ | ૧૯૩૭-૩૮ | ૪·૨ | ૧૯૪૧-૪૨ (સુધારેલ) | ૭·૨ |
| ૧૯૩૪-૩૫ | ૩·૪ | ૧૯૩૮-૩૯ | ૪·૧ | ૧૯૪૨-૪૩ (અંદાજ) | ૭·૨ |

## જનરલ મહેસુલમાં રેલવેનો ફાળો

| | કરોડ | | કરોડ |
|---|---|---|---|
| ૧૯૩૯-૪૦ | ૪.૩૩ | ૧૯૪૧-૪૨ | ૧૮.૧૨ |
| ૧૯૪૦-૪૧ | ૧૨.૧૬ | ૧૯૪૨-૪૩ | ૨૦.૧૩ |

## રેલવેનો નફો

| | જનરલ ફંડમાં ફાળો રૂ. | અનામત ફંડ ખાતે લઇ જવાયા રૂ. | નફો અગર નુકશાન રૂ. |
|---|---|---|---|
| ૧૯૩૬-૩૭ | — | — | ૧,૨૧,૦૦,૦૦૦ |
| ૧૯૩૭-૩૮ | ૨,૭૬,૦૦,૦૦૦ | — | ૨,૭૬,૦૦,૦૦૦ |
| ૧૯૩૮-૩૯ | ૧,૩૭,૦૦,૦૦૦ | | ૧,૩૭,૦૦,૦૦૦ |
| ૧૯૩૯-૪૦ | ૪,૩૩,૦૦,૦૦૦ | | ૪,૩૩,૦૦,૦૦૦ |
| ૧૯૪૦-૪૧ | ૧૨,૧૬,૦૦,૦૦૦ | ૬,૩૦,૦૦,૦૦૦ | ૧૮,૪૬,૦૦,૦૦૦ |

## રેલવેના રસ્તા

૧ **કલકત્તા—પેશાવર** (૧૪૬૩ માઇલ) કલકત્તા, બર્દ્વાન, આસનસોલ, પટણા, દિનાપોર, આરાહ, બકસર, મોગલસરાઈ, બનારસ કેન્ટોન્મેન્ટ, રાયબરેલી, લખનૌ, શાહજહાનપુર, બરેલી, મોરાદાબાદ, લશ્કર, સહરાનપુર, અંબાલા, લુધિયાના, જલંધર અમૃતસર, લાહોર.

૨ **કલકત્તા—પેશાવર** (દિલ્લી થઇને, ૧૪૮૭ માઇલ) હાવરા, બર્દ્વાન, ધનબાદ, હઝારીબાગ, ગયા જંકશન, મોગલસરાઇ, મિરઝાપુર, અલ્હાબાદ, કાનપુર, ઇટાવા, હાથરસ, અલિગઢ, ગાઝિયાબાદ, દિલ્હી, અંબાલા કેન્ટોન્મેન્ટ, લુધિયાના, જલંધર કેન્ટોન્મેન્ટ, અમૃતસર, લાહોર, લાલામુસા, રાવલપિંડી, નોશેરા, પેશાવર કેન્ટોન્મેન્ટ

૩ **કલકત્તા—ઓખાબંદર** (૧૫૯૮ માઇલ) હાવરા, મોગલસરાઇ, અલ્હાબાદ, કાનપુર, આગ્રા-ફોર્ટ, ભરતપુર, જયપુર, અજમેર, મારવાડ, આબુરોડ, અમદાવાદ, વઢવાણ, વાંકાનેર, રાજકોટ, જામનગર, દ્વારકા, ઓખાબંદર.

૪ **કલકત્તા—દાર્જિલિંગ** (૩૮૮ માઇલ) કલકત્તા, બરાકપુર, પાર્વતીપુર, જલપૈગુરી, કુરસોંગ, દાર્જિલિંગ.

૫ **કલકત્તા—ડિબ્રુગઢ** (૮૨૮ માઇલ) કલકત્તા, બરાકપુર, રણઘાટ, પાર્વતીપુર, રામપુર, ગોલકગંજ, સોરભાગ, અમીનગામ, ગૌહરી, મણિપુરરોડ, ડિબ્રુગઢ.

૬ **સિમલા—કરાચી** (૯૪૬ માઇલ) સિમલા, કાલકા, અંબાલા કેન્ટોન્મેન્ટ, રાજપુરા, પતિયાળા, ભટીંડા, સામસાતા, રોહરી, હૈદ્રાબાદ, કોટરી, કરાચી.

૭ **દિલ્લી—કરાચી** (૯૦૭ માઇલ) દિલ્લી, ભટીંડા, સામસાતા, રોહરી, કરાચી.

૮ **લાહોર—કરાચી** (૭૫૫ માઇલ) લાહોર. રાઇવીંડ, મોન્ટગોમરી, ખનેવાલા, મુલતાન, લોધરાન, સામસાતા, ખાનપુર, રોહરી, ખેરપુર, નવાબશાહ, હૈદ્રાબાદ, કોટરી, કરાચી.

૯ **કરાચી—કવેટા** (૫૩૬ માઇલ) કરાચી, કોટરી, હૈદ્રાબાદ, રોહરી, સક્કર, કવેટા.

**૧૦ મુંબઇ-કરાચી** (૧૩૦૬ માઇલ) અને કવેટા (અમદાવાદ, મારવાડ, હૈદ્રાબાદ સિંધ થઇને) મુંબઈ, સુરત, વડોદરા, અમદાવાદ, આબુ રોડ, હૈદ્રાબાદ સિંધ, કોટરી, કરાચી, અથવા સિંધ-હૈદ્રાબાદ થઇને, રોહરી, સક્કર, જેકોકાબાદ, સિબિ, કવેટા.

**૧૧ કરાચી-આગ્રા** (૭૮૧ માઇલ) **અને દિલ્લી** (જોધપુર થઇને) કરાચી, કોટરી, હૈદ્રાબાદ (સિંધ) લુણી, જોધપુર, ફુલેરા, જયપુર, બાંદીકુઈ, ભરતપુર અને આગ્રા અથવા બાંદીકુઇ, રેવારી, દિલ્લી.

**૧૨ કલકત્તા-મુંબઇ** (૧૩૪૯ માઇલ) કલકત્તા, બર્દવાન, આસનસોલ, ધનબાદ, હજારીબાગ, ગયા, મોગલસરાઇ, મિરઝાપુર, ચેઓકી, કટની, જબલપુર, ઇતારસી, ખંડવા, ભુસાવલ, મનમાડ નાસિક, કલ્યાણ મુંબઈ (વિકટોરિયા ટર્મીનસ)

**૧૩ કલકત્તા-મુંબઇ** નાગપુર રસ્તે (૧૨૨૩ માઇલ) હાવરા, બિલાસપુર, રાયપુર, દ્રગ, ગોંડલા, નાગપુર, વર્ધા, આકોલા, શેગાંવ, ભુસાવલ, મનમાડ, નાસિક, કલ્યાણ, મુંબઇ, (વિકટોરિયા ટર્મીનસ)

**૧૪ નાગપુર-સિમલા** (૯૦૨ માઇલ) નાગપુર, ઇતારસી, ઝાંસી, આગ્રા, દિલ્લી, અંબાલા કેન્ટોન્મેન્ટ કાલકા, સિમલા.

**૧૫ મુંબઇ-પેશાવર** (૧૪૪૬ માઇલ) જી. આઈ. પી. રસ્તે. મુંબઇ, કલ્યાણ, નાસિક, મનમાડ, ભુસાવલ, ખંડવા, ઇતારસી, ભોપાલ, બીના, ઝાંસી, ગ્વાલિયર. આગ્રાકેન્ટોન્મેન્ટ, મથુરા, નવી દિલ્લી, દિલ્લી, મીરત, સહરાનપુર, અંબાલા, રાજપુરા, લુધિયાના, જલંધર, અમૃતસર, લાહોર, જેલમ, રાવલપીંડી કેંપ બેલપુર, પેશાવર.

**૧૬ મુંબઇ-લખનૌ** ( ૮૮૫ માઇલ ) મુંબઇ, કલ્યાણ, નાસિક, મનમાડ, ભુસાવલ, ખંડવા, ઇતારસી, ભોપાલ, બીના, ઝાંસી, કાનપુર, લખનૌ.

**૧૭ મુંબઇ-પેશાવર.** બી. બી. સી. આઇ. રસ્તે ( ૧૪૩૯ માઇલ ) મુંબઈ, સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ, આબુરોડ, અજમેર, જયપુર, બાંદીકુઇ, અલ્વર, રેવારી, દિલ્લી,

**૧૮ કલકત્તા-મદ્રાસ.** ( ૧૦૩૨ માઇલ ) હાવરા, કટક, વિઝિયાનગરમ, વોલ્ટેર, રાજમહેન્દ્રી, બેઝવાડા, મદ્રાસ ( સેન્ટ્રલ )

**૧૯ મુંબઇ-મદ્રાસ.** ( ૭૯૪ માઇલ ) મુંબઈ, કલ્યાણ, પૂના, શોલાપુર, ગુંટકલ, રેણીગુંટા, આરકોનમ, મદ્રાસ.

**૨૦ મદ્રાસ-દિલ્લી.** બેઝવાડા થઇને ( ૧૩૬૧ માઇલ ) મદ્રાસ, બેઝવાડા, કાઝીપેટ, વર્ધા, નાગપુર, ઇતારસી, ભોપાળ, બીના, ઝાંસી, ગ્વાલિયર. આગ્રા કેન્ટોન્મેન્ટ, મથુરા, દિલ્લી,

**૨૧ મુંબઇ-મદ્રાસ.** બેંગલોર થઇને ( ૯૬૭ માઇલ ) મુંબઈ, કલ્યાણ પૂના, બેલગામ, ધારવાડ. હુબલી, બેંગલોર, બોરીંગપેટ, જલારપેટ, આર્કોનમ, મદ્રાસ ( સેન્ટ્રલ )

**૨૨ મદ્રાસ મેંગલોર.** (૫૫૧ માઇલ) મદ્રાસ, આર્કોનમ, જલારપેટ, સાલેમ, એરોડ, પોડનપુર, શોરાનપુર, કલિકટ, તેલીચરી, કેનેનોર, મેંગલોર.

**૨૩ મદ્રાસ** (એગ્મોર)-**કોલંબોફોર્ટ.** મદ્રાસ, ચીંગલપુટ, કડલોર, કુંબકોનમ, તાંજોર, ત્રિચિનોપલિ, પુદુકોટા, રામનદ, ધનુષ્કોડી, તલઇમનાર, અનુરુધ પુરા, કોલંબો ફોર્ટ.

## હિંદના રેલવે રેકર્ડ

| | |
|---|---|
| રેલવેનો લાંબામાં લાંબો પુલ | 'સોન' નદીનો પુલ (૧૦,૦૫૨ ફીટ) |
| રેલવેનો લાંબામાં લાંબો રન | ફ્રન્ટિયર મેઇલ (એન. ડબ્લ્યુ. આર.) દીલ્લી, લાહોર થઇને મુંબઇથી પેશાવર ૧,૫૯૪ માઇલ. |
| લાંબામાં લાંબુ રેલવે પ્લેટફોર્મ | સોનેપુર પ્લેટફોર્મ (૨,૪૧૫ ફીટ) |
| સૌથી સરસ સ્ટેશન | વિક્ટોરિયા ટર્મિનસ, મુંબઈ. |
| વીજળીની ટ્રેનનો લાંબામાં લાંબો રન | મુંબઇથી પુના. |
| હિંદની અજાયબ રેલવે. | દાર્જિલિંગ હિમાલય રેલવે. ગાળો માત્ર ૨ ફીટનો તથા વળાંક એવા જોખમી છે કે માત્ર પૃષ્ટાકર્ષણુ (Adhesion) થી જ ૭,૧૦૦ ફીટ ચડવાનું હોય છે. |

## રેલવે સંબંધી જાણવાજોગ

¶ હિંદમાં પહેલી રેલવે લાઇન કલકત્તાથી મિરઝાપુર અને મુંબઇથી કલ્યાણુ સુધીની હતી.

¶ હિંદમાં રેલવે બાંધવાની પ્રથમ દરખાસ્ત ૧૮૪૪માં કરવામાં આવી હતી.

¶ ૧૯૪૦–૪૧માં એક ઉતારૂએ સરેરાશ ૩૪·૬ માઇલની મુસાફરી કરી હતી અને એક ટન માલ ૨૭૨·૬ માઇલ લઈ જવામાં આવ્યો હતો.

¶ રેલવેએ યુદ્ધને માટે વિવિધ પ્રકારના ૨૦,૦૦૦ તજજ્ઞોને તૈયાર કરવાનો કાર્યક્રમ નક્કી કર્યો છે.

¶ ૧૯૪૧ની માર્ચની ૩૧મી તારીખે રેલવેની પગારની યાદીમાં ૭૩૦,૪૩૬ માણસો હતા અને ૧૯૪૦–૪૧માં તેમને ૩૪·૪૬ કરોડ રુપીઆ ચુકવવામાં આવ્યા હતા.

¶ ૧૯૪૦–૪૧ પહેલાંના દશ વર્ષો દરમિયાન, સ્ટેટની તથા કંપની માલિકીની (પ્રથમ વર્ગ) રેલવેએ દેશની બનાવટની ૯૪ કરોડ રુપીઆની વસ્તુઓની ખરીદી કરી હતી.

¶ વીજળીની પહેલી ટ્રેન વિક્ટોરિયા ટર્મીનસ અને કુર્લા વચ્ચે ૧૯૨૫ના ફેબ્રુઆરીમાં ખુલ્લી મુકવામાં આવી હતી.

¶ હિંદમાં જાહેરના ઉપયોગ માટે પહેલો 'એર–કન્ડીશન્ડ' ડબો મુંબઈ અને દિલ્લી વચ્ચે ૧૯૩૭માં ટ્રેનને જોડવામાં આવ્યો હતો.

¶ ૧૯૪૦–૪૧ની આખરે હિંદમાં રેલવેના કુલ માઇલ ૪૧,૦૫૨ હતા.

¶ ૧૯૪૧–૪૨ના પહેલા નવ માસ દરમિયાન લશ્કરની બેહજાર ખાસ ટ્રેનો દોડાવવામાં આવી હતી.

¶ ૧૯૪૦–૪૧માં રેલવેમાં ૫૭ કરોડ ૬૦ લાખ ઉતારૂઓએ મુસાફરી કરી હતી. અને રેલવે ૯ કરોડ ૩૦ લાખ ટન માલ લઈ ગઇ હતી.

¶ હિંદની સ્ટેટ રેલવેને ૧૯૪૧–૪૨માં ૧૨૭ કરોડ રૂપિયાની કુલ આવક થઇ હતી. ચોખ્ખી આવક ૫૪·૮૧ કરોડની હતી.

¶ રેલવેના કારખાનામાં યુદ્ધની સામગ્રી માટે ૧૬,૦૦૦ માણસોને રોકવામાં આવ્યા હતા.

## હિંદમાં ચાલતી મોટરો

૧૯૩૭ ૧૭૧,૪૬૩ ૧૯૩૮ ૧૪૬,૪૨૯ ૧૯૩૯ ૧૫૯,૨૪૨ ૧૯૪૦ ૧૪૦,૪૬૧

## મુખ્ય પ્રાંતોમાં મોટરોની સંખ્યા

| | ૧૯૩૮ | ૧૯૩૯ | ૧૯૪૦ | | ૧૯૩૮ | ૧૯૩૯ | ૧૯૪૦ |
|---|---|---|---|---|---|---|---|
| કલકત્તા | ૨૧,૩૬૨ | ૨૧,૧૩૩ | ૨૨,૪૬૭ | સંયુક્ત પ્રાંતો | ૧૬,૭૧૭ | ૧૭,૪૧૬ | ૧૮,૬૧૨ |
| મુંબઇ | ૨૭,૮૫૨ | ૩૧,૭૩૮ | ૨૭,૯૫૭ | સરહદ પ્રાંત | ૧૧,૨૯૫ | ૧૧,૮૯૮ | ૩,૦૨૫ |
| મદ્રાસ ઇલાકો (શહેરને બાદ કરતાં) | ૧૫,૧૧૦ | ૧૫,૦૨૦ | ૧૪,૮૩૮ | | | | |

## હિંદમાં મોટરો

આ દેશની મોટરોના નીચેના વર્ગો પાડવામાં આવ્યા છે. ખાનગી મોટરો, ભાડુતી મોટરો, બસો, લોરી અને મોટરસાઇકલો. ૧૯૩૯–૪૦માં બ્રિટિશ હિંદમાં અને દેશી રાજ્યોમાં ૧૭૪,૦૭૭ વાહનો હતાં. આગલા વર્ષે તે સંખ્યા ૧૭૭,૧૮૮ની હતી. ૩૧–૩–૪૦ના રોજ મોટર વાહનોની સંખ્યાના આંકડા નીચે આપેલા છે.

| પ્રાંત | ખાનગી મોટરો | મોટર સાઇકલો | ભાડુતી મોટરો | મોટરબસ અને લોરીઓ | કુલ |
|---|---|---|---|---|---|
| મુંબઇ | ૧૭,૬૦૪ | ૧,૬૩૮ | ૧,૨૦૫ | ૭,૪૩૩ | ૨૭,૮૮૦ |
| બંગાળ | ૨૦,૯૫૨ | ૧,૧૬૭ | ૨,૧૪૭+ | ૫,૪૯૪ | ૨૯,૭૬૦ |
| મદ્રાસ | ૧૪,૦૦૮ | ૧,૪૦૩ | ૩૯૬ | ૫,૭૭૮ | ૨૧,૫૮૫ |
| સંયુક્ત પ્રાંતો | ૯,૪૪૯ | ૭૩૫ | ૩૬૮ | ૪,૦૫૧ | ૧૪,૬૦૩ |
| પંજાબ | ૫,૯૨૬ | ૮૩૧ | ૩૨૦ | ૬,૨૯૫ | ૧૩,૩૭૨ |
| બિહાર | ૫,૮૧૦ | ૭૧૮ | ૩૯૦ | ૧,૪૦૭ | ૮,૩૨૫ |
| મધ્યપ્રાંતો | ૪,૦૨૮ | ૮૨૦ | * | ૨,૦૯૫ | ૭,૧૨૩ |
| આસામ | ૩,૧૧૦ | ૧૯૨ | ૧૭૨ | ૨,૦૦૪ | ૫,૪૭૮ |
| સિંધ | ૩,૨૯૬ | ૪૬૭ | ૨૩૯ | ૯૧૭ | ૪,૯૧૯ |
| સરહદ પ્રાંત | ૧,૫૧૩ | ૧૬૦ | ૧૪૮ | ૧,૪૫૩ | ૩,૨૭૪ |
| દિલ્હી | ૧,૮૨૦ | ૨૬૬ | ૧૩૦ | ૫૨૬ | ૨,૭૪૨ |
| ઓરીસા | ૭૧૫ | ૧૧૧ | ++ | ૪૦૮ | ૧,૨૩૪ |
| અજમેર મેરવાડા | ૭૨૩ | ૮૬ | ૧૦ | ૨૦૨ | ૧,૦૨૧ |
| કૂર્ગ | ૧૧૯ | ૮ | ૧૦ | ૧૨૪ | ૨૬૧ |
| બ્રિટિશ હિંદમાં કુલ | ૮૯,૨૫૩ | ૮,૬૦૨ | ૫,૫૩૫ | ૩૮,૧૮૭ | ૧૪૧,૫૭૭ |
| દેશી રાજ્યોમાં કુલ | ૧૯,૫૨૩ | ૨,૨૮૩ | ૧,૯૦૮ | ૮,૭૮૬ | ૩૨,૫૦૦ |
| બન્નેનો કુલ સરવાળો | ૧૦૮,૭૭૬ | ૧૦,૮૦૫ | ૭,૪૪૩ | ૪૬,૯૭૩ | ૧૭૪,૦૭૭ |

## પરદેશની સ્ટીમરો

| | સ્ટીમરોની સંખ્યા | ટનેજ | | સ્ટીમરોની સંખ્યા | ટનેજ |
|---|---|---|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૩,૬૨૦ | ૮,૮૯૯,૦૭૪ | ૧૯૩૭–૩૮ | ૪,૧૬૬ | ૧૦,૭૨૫,૧૦૪ |
| ૧૯૩૫–૩૬ | ૩,૫૬૮ | ૯,૨૭૮,૦૫૧ | ૧૯૩૮–૩૯ | ૪,૨૫૧ | ૧૧,૦૮૬,૬૯૧ |
| ૧૯૩૬–૩૭ | ૩,૬૭૪ | ૯,૪૩૩,૦૯૯ | ૧૯૩૯–૪૦ | ૪,૫૯૩ | ૧૦,૫૪૦,૨૦૩ |

+ બસમાં અંશતઃ ગણતરી થયેલ છે. ++ બસમાં ગણતરી થયેલ છે * મોટરમાં ગણતરી થઇ છે.

## ૩ હિંદના રસ્તા

હિંદ જેવા વિશાળ દેશમાં અવરજવરનાં સાધનોની સગવડ પર તથા પાકી સડકની અગત્ય પર ભાગ્યે જ ભાર મુકવાનો હોય. દેશની આર્થિક તથા સાંસ્કૃતિક પ્રગતિ માટે સારી રીતે બાંધવામાં આવેલ તથા સારી જાળવણી કરી રાખેલ સડકોની ખાસ જરૂર છે. અવરજવરનાં સાધન તરીકે રસ્તાની અગત્ય લોર્ડ ડેલ્હાઉસીના સમયમાં સમજાણી હતી. તે વખતે દરેક પ્રાંતમાં જાહેર બાંધકામ ખાતું ખોલવામાં આવ્યું હતું.

અત્યારે ચાર મોટી ધોરી સડકો છે. તેની સાથે દેશની બધી સડકો સંકળાયેલી છે. સૌથી અગત્યની સડક 'ગ્રાન્ડ ટ્રંક રોડ' છે તે દેશના ઉત્તર ભાગમાં ખૈબરઘાટથી કલકત્તા જાય છે. બીજી ત્રણ સડકો કલકત્તા ને મદ્રાસ સાથે, મદ્રાસ ને મુંબઇ સાથે તથા મુંબઇ ને દિલ્લી સાથે જોડે છે. આ ત્રણે પાકી સડકોની લંબાઇ લગભગ ૫,૦૦૦ માઇલની છે. આ પાકી સડકો ઉપરાંત, દેશભરમાં ગામડાના કાચા રસ્તા છે, પણ આ રસ્તાની સ્થિતિ ખાસ કરીને ચોમાસામાં સારી હોતી નથી.

હિંદમાં મોટરના વપરાશ વધી પડતાં હિંદી સરકારે 'રોડ ડેવલેપમેન્ટ કમીટી' (રસ્તાના વિકાસ માટેની કમીટી) નીમી. કમીટીને નીચેનું કાર્ય સોંપવામાં આવ્યું હતું. (૧) હિંદના રસ્તા સુધારવાની ઇચ્છનીયતા. (૨) રસ્તાની ખિલવણી માટે થતા ખર્ચના પૈસા મેળવવાની સૌથી અનુકૂળ રીત. (૩) રસ્તાની ખિલવણી, સંશોધન અને રસ્તા બાંધવામાં સગવડ કરી આપે તેવી મધ્યસ્થ બૉર્ડની સ્થાપના. કમીટીએ મોટર સ્પીરીટ તથા મોટર વાહનો પર વધારાનો કર નાખવાની ભલામણ કરી. ૧૯૨૯ માં હિંદી મહેસુલના કાયદામાં મોટર સ્પીરીટ પરની જકાત ગેલને ચાર આનાથી વધારીને છ આના કરવામાં આવી. ૧૯૩૭ માં મહેસુલી કાયદામાં નીચે પ્રમાણે સુધારા કરવામાં આવ્યા. (૧) ૧૯૨૯ માં વધારેલી જકાત, રસ્તાની ખિલવણી માટે ચાલુ રાખવી. (૨) વધારાની જકાતની આવક, રસ્તાની ખિલવણીના ખર્ચ માટે આપવી અને 'રસ્તાની ખિલવણી ખાતું' પાડી તે ખાતામાં જમા પાડવી. (૩) વાર્ષિક ગ્રાન્ટના ૧૫ ટકા રિઝર્વ ફંડ ખાતે રાખવા અને આગલા વર્ષમાં આખા હિંદમાં જેટલું પેટ્રોલ વપરાયું હોય તેના પ્રમાણમાં દરેક પ્રાંતમાં કેટલું વપરાયુ છે તે પ્રમાણમાં બાકીની રકમ વહેંચી દેવી.

| સાલ | પાકી સડકની લંબાઇ (માઇલ) | કાચી સડકની લંબાઇ (માઈલ) | સાલ | પાકી સડકની લંબાઇ (માઇલ) | કાચી સડકની લંબાઇ (માઇલ) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૭૪,૦૪૮ | ૧૭૯,૦૮૯ | ૧૯૩૪–૩૫ | ૭૭,૧૧૦ | ૧૯૮,૮૫૦ |
| ૧૯૩૧–૩૨ | ૭૪,૫૪૧ | ૧૮૯,૯૭૧ | ૧૯૩૫–૩૬ | ૮૨,૨૭૬ | ૨૨૪,૩૮૫ |
| ૧૯૩૨–૩૩ | ૭૫,૩૦૯ | ૧૯૦,૫૩૪ | ૧૯૩૬–૩૭ | ૮૨,૨૯૯ | ૨૩૧,૮૮૨ |
| ૧૯૩૩–૩૪ | ૭૬,૯૮૨ | ૧૯૨,૭૯૦ | | | |

### હિંદમાં રસ્તા માટે થયેલ ખર્ચ

| | લાખ રૂા. | | લાખ રૂા. |
|---|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૫૬૫.૬ | ૧૯૩૭–૩૮ | ૬૪૧.૦૫ |
| ૧૯૩૬–૩૭ | ૬૦૧.૩ | ૧૯૩૮–૩૯ | ૮૬૨.૦૨ |

### રસ્તાની લંબાઇ

| | માઇલ | | માઇલ |
|---|---|---|---|
| ૧૯૩૮ | ૨૮૪,૧૯૧ | ૧૯૩૯ | ૨૮૫,૩૧૩ |

## ૪. હિંદનું વહાણવટું

હિંદના મુખ્ય બંદરોએ માલ ઉતાર્યો તથા ત્યાંથી લીધો હોય તેવા, વરાળથી અથવા બીજી રીતે ચાલતા વહાણોની સંખ્યા તથા ટનેજ. (એક વહાણની એકથી વધારે મુસાફરીનો સમાવેશ થાય છે)

| સાલ | વહાણોની સંખ્યા | ટનેજ | સાલ | વહાણોની સંખ્યા | ટનેજ |
|---|---|---|---|---|---|
| ૧૯૩૨–૩૩ | ૫,૭૦૮ | ૧૪,૨૩૨,૦૪૬ | ૧૯૩૬–૩૭ | ૬,૫૦૮ | ૧૬,૯૨૧,૯૭૪ |
| ૧૯૩૩–૩૪ | ૫,૭૬૭ | ૧૫,૦૬૯,૯૫૬ | ૧૯૩૭–૩૮ | ૭,૧૬૭ | ૧૮,૫૪૧,૦૭૩ |
| ૧૯૩૪–૩૫ | ૬,૩૪૩ | ૧૬,૧૬૬,૬૬૨ | ૧૯૩૮–૩૯ | ૭,૪૪૦ | ૧૯,૦૮૮,૧૪૩ |
| ૧૯૩૫–૩૬ | ૬,૨૮૧ | ૧૬,૫૪૯,૯૫૫ | ૧૯૩૯–૪૦ | ૭,૬૬૦ | ૧૮,૨૯૦,૫૬૬ |

## મુખ્ય બંદરોનું વહાણવટું (ટનમાં)

| | કલકત્તા | મુંબઇ | કરાચી | મદ્રાસ |
|---|---|---|---|---|
| ૧૯૩૬–૩૭ | ૮,૨૨૪,૦૦૦ | ૧૩,૪૮૦,૦૦૦ | ૫,૨૪૨,૦૦૦ | ૫,૦૨૯,૦૦૦ |
| ૧૯૩૭–૩૮ | ૮,૬૫૧,૦૦૦ | ૧૩,૮૫૨,૦૦૦ | ૫,૫૯૬,૦૦૦ | ૫,૧૭૭,૦૦૦ |
| ૧૯૩૮–૩૯ | ૯,૨૮૬,૦૦૦ | ૧૪,૩૮૬,૦૦૦ | ૫,૭૦૧,૦૦૦ | ૫,૨૯૫,૦૦૦ |
| ૧૯૩૯–૪૦ | ૯,૦૬૧,૦૦૦ | ૧૨,૭૨૪,૦૦૦ | ૫,૧૫૫,૦૦૦ | ૫,૧૦૪,૦૦૦ |

## ૫. હિંદનો હવાઇ વ્યવહાર

હિંદમાં પહેલો હવાઈ વ્યવહાર સરકારે કરાચી અને મુંબઈ વચ્ચે શરુ કર્યો હતો. ત્યારબાદ તેમાં સતત પ્રગતિ થઈ છે. અત્યારે 'સિવિલ એવિએશનના ડીરેકટર'ના હાથ હેઠળ આ પ્રશ્ન છે.

તાજેતરના વર્ષોમાં હવાઈ વ્યવહારમાં ખૂબ પ્રગતિ થઇ છે. પરદેશી તથા હિંદી હવાઇ કંપનીઓએ હવાઈ મથકો સ્થાપ્યાં છે. પરદેશી કંપનીઓ જેવી કે, એર ફ્રાન્સ, કે. એલ. એમ. (ડચ), તથા ઇમ્પિરિયલ એરવેઝના વિમાનો હિંદી–ચીન, ઇસ્ટઈન્ડીઝ, તથા ઓસ્ટ્રેલિયા જતાં હિંદમાંથી પસાર થાય છે.

હિંદનું મુખ્ય હવાઈ મથક કરાચી છે. ત્યાંથી ત્રણ હવાઈ રસ્તા છે. એક જોધપુર થઈને દીલ્લી જાય છે. બીજો જોધપુર, ગ્વાલિયર અને અલ્લાહાબાદ થઈને કલકત્તા જાય છે. અને ત્રીજો લાહોર જાય છે.

ત્રિવેન્દ્રમ થઈને મુંબઇ તથા મદ્રાસને કોલંબો સાથે હવાઈ સંબંધ છે. મુંબઈ દીલ્લી સાથે પણ સંકળાયેલું છે. હિંદમાં હવાઈ રસ્તો ૬,૫૦૦ માઇલનો છે. હિંદની અંદરના હવાઇ રસ્તા માટે અગ્રગણ્ય કંપની તાતા કંપની છે. હિંદમાં હવાઈ ઉડ્ડયનની પ્રગતિ માટેની કેટલીક ઉડ્ડયન કલબો છે, તેને સરકાર મદદ કરે છે.

હિંદમાં વિમાનને ઉતરવાના ૧૫૧ સ્ટેશનો છે. ૨૩ એરોડ્રોમ છે અને બ્રિટિશ હિંદમાં ઉતરવાના સ્ટેશનો ઉડ્ડયન કરનારા માટે ખુલ્લાં છે.

### હવાઇ ટપાલ

(૧) ઇન્ડિયન ટ્રાન્સ–કોન્ટિનેન્ટલ એરવેઝ–રંગૂનથી અકયાબ, કલકત્તા, અલ્લાહાબાદ, કાનપુર, દિલ્લી તથા જોધપુર થઇને કરાચી.

(૨) તાતાસન્સ લીમીટેડ–મદ્રાસથી બેલરી, મુંબઇ, અમદાવાદ થઇને કરાંચી; મુંબઇથી દિલ્લી અઠવાડિયામાં બે વખત.

(૩) ઇન્ડિયન નેશનલ એરવેઝ—દિલ્લી–લાહોર–કરાચી કલકત્તા વચ્ચે.

(૪) એર સર્વિસીઝ ઑફ ઇન્ડિયા લી–મુંબઇથી પૂના થઇને કોલ્હાપુર. પણ અત્યારે વિમાનો જતાં નથી.

## હિંદ અને બર્માની ઉડ્ડયન ક્લબો

હિંદ અને બર્માની એરો ક્લબ તે મુખ્ય છે, તેની સાથે બીજી બધી ક્લબો જોડાયેલી છે. આ ક્લબ ફેડરેશન એરોનોટિક ઇન્ટરનેશનેલ, ગ્રેટબ્રિટનની રૉયલ એરો ક્લબ તથા ઓટોમોબાઇલ એસોસીએશનનું પ્રતિનિધિત્વ ધરાવે છે. હિંદી સરકાર દરેક ઉડ્ડયન ક્લબને નીચે પ્રમાણે મદદ કરે છે. (૧) સભ્યોના ઉપયોગ માટે રાખવામાં આવતા એરોપ્લેનની સંખ્યા તથા પ્રકારના પ્રમાણમાં દરેક ક્લબને વાર્ષિક નક્કી કરેલી મદદ તથા (૨) જેટલા 'પાઇલોટો'ને તાલીમ આપવામાં આવે તેના દીઠ બોનસ.

## હિંદ અને બર્માની ઉડ્ડયન—ક્લબો

૧. ધી બેંગાલ ફ્લાઇંગ ક્લબ લિ.—અરોડોમ, ડમડમ, (બંગાળ)
૨. ધી બોમ્બે ફ્લાઇંગ ક્લબ લિ. જૂહુ—મુંબઈ
૩. દિલ્લી ફ્લાઇંગ ક્લબ લિ.—ન્યુ દિલ્લી.
૪. ધી બિહાર ફ્લાઇંગ ક્લબ લિ. પટણા.
૫. હૈદ્રાબાદ સ્ટેટ એરો ક્લબ—બેગમપેટ, હૈદ્રાબાદ (દક્ષિણ).
૬. જોધપુર ફ્લાઇંગ ક્લબ—જોધપુર.
૭. જયપુર ફ્લાઇંગ ક્લબ—સંગનેર.
૮. કરાંચી એરો ક્લબ લિમિટેડ—ડ્રિઘરોડ, કરાંચી ઍરપોર્ટ.
૯. મદ્રાસ ફ્લાઇંગ ક્લબ લિમિટેડ—સેંટ ટોમસ માઉન્ટ, મદ્રાસ.
૧૦ નોર્ધર્ન ઇન્ડિયા ફ્લાઇંગ ક્લબ લિ.—લાહોર.
૧૧ યુનાઇટેડ પ્રોવિન્સિઝ ફ્લાઇંગ ક્લબ લિ.—કાનપુર અને લખનૌ.

## હવાઇ અંતર

| | માઇલ | | માઇલ |
|---|---|---|---|
| કરાંચીથી લંડન | ૪,૮૮૦ | કલકત્તાથી લંડન | ૬,૩૮૬ |
| દિલ્લીથી લંડન | ૫,૫૬૬ | રંગૂનથી લંડન | ૭,૦૪૧ |

## વણજારના રસ્તા

૧. બેટિયાથી ખટમંડુ.
૨. ડેરા ગાઝીખાનથી બોલનઘાટ થઇને કુઝડ.
૩. ડેરા ગાઝીખાનથી ગોમલઘાટ થઇને હેરાત.
૪. દાર્જિલિંગથી જલાપાઘાટ થઇને લ્હાસા.
૫. કઠથી ભામુ અને ત્યાંથી યુમન.
૬. નૈનિતાલથી નીતિઘાટ થઇને તિબેટ.
૭. પેશાવરથી ખૈબરઘાટ થઇને કાબુલ અને ત્યાંથી હેરાત.
૮. પેશાવરથી મલખંડઘાટ થઇને બશઘર.
૯. શ્રીનગરથી લેહ અને ત્યાંથી કારાકોરમ પર્વતમાં થઇને યારકંદ અને કાશગર.

## હિંદનાં અદ્ભુત બાંધકામ

**લોઈડ અથવા સક્કર બેરેજ**: આખા જગતની સૌથી મહાન નહેરની યોજના. આ યોજનાથી સિંધની ફળદ્રુપ જમીનમાં ૫૫ લાખ એકરને પાણી મળશે. સિંધમાં દર વર્ષે પાંચ ઈંચથી વધારે વરસાદ

પડતો ન હોય ત્યાંની સુક્કી જમીનને પાણી આપવા ૨.૦ કરોડ રૂપિયાના ખર્ચે તે બાંધવામાં આવી છે. બેરેજની લંબાઈ એક માઈલની છે.

**ભાતઘરનો લોઇડ પુસ્તો**—અત્યાર સુધીમાં બંધાયેલા પુસ્તામાં આ સૌથી મોટો છે. તેમાં બાંધ-કામનાં ૨ કરોડ ૧૫ લાખ ઘનફૂટનો સમાવેશ થાય છે. ઇજિપ્તનો આસુઆન પુસ્તો જે જગતનો સૌથી મોટો પુસ્તો ગણાય છે તેમાં માત્ર ૧ કરોડ ૯૦ લાખ ઘનફૂટનો સમાવેશ થાય છે. પુસ્તાના બાંધકામ-માંથી ૬ ફીટ ઊંચી અને ૧૫ ઈંચ જાડી દીવાલ ઊભી કરીએ તો તે કલકત્તાથી અલ્લાહાબાદ—૫૨૦ માઇલ—સુધી લાંબી થાય.

**મેતૂરનો બંધ અથવા કાવેરીના જળાશયની યોજના**—કાવેરી નદી ઉપર મેતૂર આગળ ૨૦૦ ફૂટ ઊંચો બંધ બાંધવામાં આવ્યો છે. આ રીતે બનેલા મોટા તળાવમાં નદીના પૂરનું લગભગ બધું પાણી (લગભગ ૯૫૦૦ કરોડ ઘનફૂટ) સંઘરી રાખવામાં આવે છે. ૮૮ માઈલ લાંબી એક નહેર સૂકી મોસમમાં આ પાણી એક વિશાળ પ્રદેશને પૂરું પડે છે. દસ લાખ એકર જમીનવાળા આ ઉચ્ચપ્રદેશને અગાઉ બરાબર પાણી મળતું નહોતું. તેને નિયમિત રીતે પૂરતું પાણી આ તળાવથી મળે છે એટલું જ નહિ પણ એ ઉપરાંત બીજા ત્રણ લાખ એકર જમીનમાં આ નવી યોજનાને લીધે ખેતી કરવામાં આવે છે અને એ જમીનમાંથી દર વર્ષે ૧ાા લાખ ટન કરતાં વધારે ચોખા ઉત્પન્ન થશે.

**નિઝામસાગર પુસ્તો**—હિંદનો બીજો સૌથી મોટો પુસ્તો ગોદાવરી નદીને મળતી મંજીર નદીની આરપાર બંધાયેલ છે. ઉપર ૧૪ ફીટ પહોળો મોટરનો રસ્તો છે. આખા જગતના વજનદાર પુસ્તામાં તેની ગણતરી થાય છે. કુંડમાં ૩૦,૦૦૦,૦૦૦ ઘનફીટ પાણી સમાઇ શકે છે. તેની ઊંડાઇ ૧૦૬ ફીટની છે. અગાઉ જે સ્થળે ૪૦ ગામડાંઓ હતાં ત્યાં પચાસ ચોરસ માઈલના ઘેરાવાનું મોટું તળાવ આવી રહ્યું છે. ચોખા અને શેરડીનો પાક ઉત્પન્ન કરતી ત્રણ લાખ એકર જમીનને તે પાણી પૂરું પાડે છે.

**ધી પાઇકરા હાઇડ્રો-ઇલેક્ટ્રિક યોજના**—દક્ષિણ હિંદમાં આવી યોજના પહેલી છે. આ યોજનામાં સવા કરોડનો ખર્ચ થયો છે, પરંતુ ભવિષ્યના વિકાસ માટે પૂરતી જોગવાઈ કરવામાં આવી છે. આ પુસ્તા વડે ૭૦૦૦ ફીટ લાંબા ઝરા વાટે પાઇકરા નદીના પાણીને આગળ લઈ જવામાં આવે છે. ત્યાં ૮૪,૦૦૦,૦૦૦ ઘનફીટ પાણીનો સંગ્રહ કરવામાં આવે છે.

**તલ્લા (કલકત્તા)ની પાણીની ટાંકી**—જગતમાં સૌથી મોટી પાણીની ટાંકી ગણાય છે. તે પોલાદની ૧૬ ફીટ ઊંડી અને ૩૨૧ ચો. ફીટની બનેલી છે. જમીનથી તળાવના ઉપલા ભાગની ઊંચાઇ ૧૧૦ ફીટ છે. તેમાં ૯૦ લાખ ગેલન પાણી સમાઇ શકે છે. તેના ચાર જુદા વિભાગો પાડવામાં આવ્યા છે, જેનો સ્વતંત્ર ઉપયોગ થઇ શકે છે.

**પાપનાસમ યોજના**—મદ્રાસ ઇલાકામાં ત્રીજી મોટી યોજના છે. ૧૯૩૮માં મહાસભાના પ્રધાન-મંડળે કરિયર અને તાંમ્રપર્ણી નદીઓના સંગમ નીચે એક પુસ્તો બાંધવાની યોજના રૂા. ૧૭૯ લાખના ખર્ચે મંજુર કરી.

**પેરિયર પુસ્તો**—૧૫૫ ફુટ ઊંચો, ૧,૨૦૦ ફુટ લાંબો તથા ૧૬૬ ફુટ પહોળો છે અને તે પેરિયર નદીની ઉપલી ખીણો આરપાર બાંધવામાં આવેલ છે. આ રીતે પશ્ચિમઘાટમાં એક મોટું કૃત્રિમ સરોવર બનાવવામાં આવ્યું છે, જેનું પાણી ઉત્તર તરફ લગભગ એક માઈલ સુધી ઊંડી ખાડીમાં લઇ જવામાં આવે છે. ત્યાંથી તે પૂર્વ તરફ વૈગઇ નદી તરફ વહે છે અને મદ્રાસ અને રામનદ પ્રદેશોમાં તેની વહેંચણી થાય છે.

# હિંદનું વાયુચક્રખાતું

હિંદનું હવામાન ઋતુઓના ફેરફાર સાથે તથા હિંદની ભૌગોલિક સ્થિતિ સાથે સંબંધ ધરાવે છે. ઉત્તરમાં વિશાળ જમીન તથા દક્ષિણનો મોટો દરિયો હવામાનમાં અગત્યનો ભાગ ભજવે છે. એક ઋતુમાં હિંદના કેટલાક ભાગોમાં સખત વરસાદ હોય છે તો બીજે વખતે સુક્કી હવા ચાલે છે.

**હિંદનું વાયુચક્રખાતું**–આ ખાતાની મુખ્ય ઑફીસ પૂનાખાતે છે. ૧૮૭૫માં આ ખાતાની સ્થાપના સાથે જ, ખાતાને અનેક જાતની ફરજો સોંપવામાં આવી છે. વરસાદની આગાહી, તોફાનની ચેતવણી, હવામાનના રિપોર્ટ તથા ભૂકંપના આંચકાની નોંધ–મુખ્ય બાબતો છે.

પોતાની ફરજ બરાબર બજાવવા માટે હિંદના વાયુચક્રખાતાએ નીચેના કેન્દ્રોએ ઑફીસો રાખી છે.

પૂના (મુખ્ય ઑફીસ), આગ્રા, મુંબઈ, કલકત્તા, કરાચી, કોડૈકનાલ, નવી દિલ્હી, પેશાવર અને કવેટા.

નીચેનાં સ્થળોનાં હવામાનની નોંધ રાખવામાં આવે છે.

પોર્ટબ્લેર, દિબ્રુગઢ, શિવસાગર, તેજપુર, ગૌહટી, ધુબ્રિ, સિલ્ચર, શ્રીમંગળ, કોકસ બજાર, ચિત્તાગોંગ, નોઆખલી, કોમિલા, બ્રહ્મનબારીઆ, નારાયણગંજ, માઇમેન્સિંગ, ફરીદપુર, બારીસાલ, ખુલના, જેસોર, સત્ખીરા, ડમડમ, કલકત્તા, સગર ટાપુ, સેન્ડહેડ્ઝ, મિદનાપોર, બર્દ્વાન, કૃષ્ણનગર, આસન્સોલ, બહેરામપુર, બોગ્રા, માલ્ડા, દિનાજપુર, જલપૈગુરી, જમશેદપુર, ચૈબસા, રાંચી, હજારીબાગ, ડાલ્ટનગંજ, ધનબાદ, પૂર્ણિયા, દરભંગા, મોતીહારી, પટણા, ગયા, નયાડંકા, સબૂર, ગોંડા, ગોરખપુર, બનારસ, અલ્લાહાબાદ (બામરોલી) ફત્તેહપુર, કાનપુર, લખનૌ, બહરૈક, ઝાંસી, આગ્રા, મૈનપુરી, અલિગઢ, બરેલી, રૂડકી, દહેરાદુન, નવી દિલ્હી, હંસી, હિસાર, અંબાલા, લુધિયાના, લાહોર, સિયાલકોટ, રાવલપિંડી, ખુશાબ, લાયલપુર, મોન્ટગોમરી, લીઆહ, મુલ્તાન, ફૉર્ટ અબ્બાસ, ભાવલપુર, ખાનપુર, શ્રીનગર, ગુલ્મર્ગ દ્રાસ, લેહ, સ્કર્દુ, ગિલ્ગિટ, પેશાવર, બનુ, મિરાનશાહ, દેરાઇસ્માઇલખાન, ફૉર્ટ સેન્ડેમન, લોરલઇ, સિબિ, કવેટા, ચમન, પલત, દલ્બંદિન, નોકંડી, લાસબેલા, ઓર્માંરા, પસ્ની, પંજગુર, જીવાની, જેકોબાબાદ, સક્કર, નોશાહ્રો, છોર, હૈદ્રાબાદ, કરાચી (ડ્રિધરોડ) કરાચી (મનોરા) બડીન, કોટા, બ્રિજનગર, રાજસમંદ, ડીસા, ભૂજ, દ્વારકા, જામનગર, રાજકોટ, વેરાવળ, સુરત, ભાવનગર, અમદાવાદ, દાહોદ, વડોદરા, નીમચ, ઇન્દોર, ભોપાળ, ગ્યુમા, ગ્વાલિયર, નોગોંગ, સુતના, ઉમરિયા, આકોલા, અમરાવતી, ખંડવા, હોશંગાબાદ, સગર, જબ્બલપુર, સીઓની, નાગપુર, પેન્ડ્રા, રાયપુર, કાંકેર, ચંદા, જગદલપુર, મુંબઇ, અલીબાગ, રત્નાગિરિ, માર્માગોવા, હોનવર, જલગામ, માલેગામ, અહમદનગર, પૂના, શોલાપુર, મિરજ, બિજાપુર, બેલગામ, ગદગ, ઔરંગાબાદ, નિઝામાબાદ, ગુલ્મર્ગ, રાયચુર, હૈદ્રાબાદ (બેગમપેટ) હનમકોંડા, ખમ્મમેઠ, ચિતલદ્રુગ, હસન, બેંગલોર, મહિસુર, મેંગલોર, કાલીકટ, કોચીન, ત્રિવેન્દ્રમ, પંબન, મદુરા, નેગાપટમ, ત્રિચિનોપલિ, કોઇમ્બતુર, સાલેમ, કડલોર, વેલોર, મદ્રાસ, કડ્ડાપા, બેલરી, કુર્નૂલ, રેંતીચિંતલા, નેલોર, મછલીપટમ, કોકનાડા, વિઝાગાપટ્ટમ.

નીચેના હવાખાવાનાં સ્થળોએ હવામાનની નોંધ રાખવામાં આવે છે.

શિલોંગ, ચેરાપુંજી, અજ્યાલ, દાર્જિલિંગ, કલિમ્પોન્ગ, ખટમંડુ, મુકતેસર, મસુરી, સીમલા, ડેલહાઉસી, મરી, વાના, ચેરાત, પરચીનાર, દ્રોશ, આબુ, પચમઢી, મહાબલેશ્વર, મર્કારા, ઉતાકામંદ કૂનુર, કોડૈકનાલ.

## હિંદના શહેરોમાં પડતો સરેરાશ વરસાદ

| | ઇંચ | | ઇંચ | | ઇંચ |
|---|---|---|---|---|---|
| શિલોંગ | ૮૩.૯૨ | કલકત્તા | ૬૨.૫૬ | નાગપુર | ૪૮.૯૭ |
| દાર્જીલિંગ | ૧૩૧.૧૫ | અલ્લાહાબાદ | ૩૯.૦૬ | પુના | ૨૭.૧૧ |
| સીમલા | ૬૩.૫૭ | લખનૌ | ૩૮.૧૭ | હૈદ્રાબાદ (દક્ષિણ) | ૩૧.૬૬ |
| શ્રીનગર | ૨૫.૮૭ | દીલ્હી | ૨૬.૮૪ | બેંગલોર | ૩૫.૩૭ |
| ઉટાકામંડ | ૫૫.૫૬ | લાહોર | ૧૯.૬૨ | પટણા | ૪૮.૫૩ |
| કરાચી | ૭.૫૬ | જેકોબાબાદ | ૩.૬૮ | બનારસ | ૪૦.૫૫ |
| મદ્રાસ | ૫૦.૭૮ | હૈદ્રાબાદ (સિંધ) | ૭.૧૨ | આગ્રા | ૨૬.૯૦ |
| મુંબઇ | ૭૦.૬૩ | જબલપુર | ૫૫.૧૧ | અમદાવાદ | ૨૮.૮૩ |

## હિંદના પ્રાંતોમાં સામાન્યત: પડતો વરસાદ

| | | | | | |
|---|---|---|---|---|---|
| **મદ્રાસ** | | **પંજાબ** | | **બલુચિસ્તાન** | ૭.૯ |
| મલબાર | ૧૦૦.૩ | પૂર્વ અને ઉત્તર | ૨૩.૪ | **આંદામાન અને નિકોબાર** | ૯૭.૨ |
| મદ્રાસ (અગ્નિકોણ) | ૩૫.૬ | દક્ષિણ અને પશ્ચિમ | ૧૦.૧ | **હૈદ્રાબાદ** | |
| મદ્રાસ (દક્ષિણ) | ૨૪.૯ | **બિહાર** | | ઉત્તર | ૩૪.૪ |
| મદ્રાસ કાંઠો (ઉત્તર) | ૩૭.૯ | છોટાનાગપુર | ૫૨.૬ | દક્ષિણ | ૨૯.૯ |
| **મુંબઇ** | | બિહાર | ૪૮.૪ | **મહિસુર** | ૩૬.૨ |
| ગુજરાત | ૩૨.૫ | ઓરિસા | ૫૭.૬ | **કાશ્મીર** | ૪૧.૪ |
| કોંકણ | ૧૦૭.૪ | **મધ્યપ્રાંત અને વરાડ** | | **મધ્યહિંદ** | |
| મુંબઇ—દક્ષિણ | ૩૦.૫ | મધ્યપ્રાંતો પશ્ચિમ | ૪૬.૬ | પશ્ચિમ | ૩૪.૬ |
| **સિંધ** | ૬.૩ | મધ્યપ્રાંતો પૂર્વ | ૫૩.૮ | પૂર્વ | ૪૨.૩ |
| **બંગાળા** | ૭૪.૭ | વરાડ | ૩૨.૫ | **રજપુતાના** | |
| **સંયુક્ત પ્રાંતો** | | **આસામ** | ૧૦૦.૩ | પશ્ચિમ | ૧૨.૮ |
| પૂર્વ વિભાગ | ૩૯.૩ | **સરહદપ્રાંત** | ૧૫.૯ | પૂર્વ | ૨૬.૦ |
| પશ્ચિમ વિભાગ | ૩૭.૧ | | | | |

## હિંદુસ્તાનનું ઉષ્ણતામાપ

| પ્રાંત | ગામ | સરેરાશ વધારેમાં વધારે ગરમી (ફેરનહિટ) | સરેરાશ ઓછામાં ઓછી ગરમી | સરેરાશ ગરમી | વધારેમાં વધારે ગરમી કેટલી તથા કયા મહિનામાં? | ઓછામાં ઓછી ગરમી કેટલી તથા કયા મહિનામાં? |
|---|---|---|---|---|---|---|
| આસામ | ધુબ્રિ | ૮૨.૯ | ૬૭.૯ | ૭૫.૪ | ૯૭.૭ માર્ચ | ૪૯.૨ જાન્યુ. |
| | શિવસાગર | ૮૧.૫ | ૬૫.૮ | ૭૩.૬ | ૯૫.૪ મે | ૪૩.૨ જાન્યુ. |
| બંગાળ | દિનાજપુર | ૮૬.૩ | ૬૬.૭ | ૭૬.૫ | ૧૦૩.૩ એપ્રિલ | ૪૧.૨ જાન્યુ. |
| | હાવરા | ૯૦.૦ | ૭૦.૫ | ૮૦.૨ | ૧૦૪.૬ મે | ૪૯.૪ જાન્યુ. |
| | મૈમનસિંગ | ૮૬.૩ | ૬૮.૬ | ૭૭.૪ | ૯૮.૯ એપ્રિલ | ૪૮.૫ જાન્યુ. |
| બિહાર | પટણા | ૮૭.૬ | ૬૮.૬ | ૭૮.૧ | ૧૦૯.૯ મે | ૪૪.૫ ડિસે. |

| પ્રાંત | ગામ | સરેરાશ વધારેમાં વધારે ગરમી (ફેરનહિટ) | સરેરાશ ઓછામાં ઓછી ગરમી | સરેરાશ ગરમી | વધારેમાં વધારે ગરમી કેટલી તથા કયા મહિનામાં ? | ઓછામાં ઓછી ગરમી કેટલી તથા કયા મહિનામાં ? |
|---|---|---|---|---|---|---|
| બિહાર | રાંચી | ૮૪·૪ | ૬૫·૫ | ૭૪·૯ | ૧૦૭·૧ મે | ૪૪·૨ ડિસેં. |
| આગ્રા-અયોધ્યા | કાનપુર | ૯૦·૧ | ૬૬·૨ | ૭૮·૧ | ૧૧૪·૮ મે | ૪૦·૯ જાન્યુ. |
| પંજાબ | હિસાર | ૯૦·૧ | ... | ... | ૧૧૬·૦ જૂન | ૩૭·૩ ડિસેં. |
| | અંબાલા | ૮૭·૬ | ૬૨·૭ | ૭૫·૧ | ૧૧૫·૬ જૂન | ૩૫·૦ ડિસેં. |
| | લાહોર | ૯૦·૨ | ૬૧·૭ | ૭૫·૯ | ૧૧૭·૫ જૂન | ૩૧·૨ ડિસેં. |
| | શિયાલકોટ | ૮૭·૫ | ૬૨·૮ | ૭૫·૧ | ૧૧૩·૮ જુલાઇ | ૩૩·૯ જાન્યુ. |
| સરહદ પ્રાંત | પેશાવર | ૮૫·૩ | ૫૯·૩ | ૭૨·૩ | ૧૧૯·૭ જુલાઇ | ૨૯·૯ ડિસેં. |
| | ડેરાખાન | ૯૦·૦ | ૬૨·૪ | ૭૬·૨ | ૧૧૯·૨ જૂન | ૩૨·૬ જાન્યુ. |
| રજપુતાના | અજમેર | ૮૮·૮ | ૬૫·૦ | ૭૬·૯ | ૧૧૦·૫ મે | ૩૭·૭ જાન્યુ. |
| મધ્યહિંદ | ઇંદોર | ૮૮·૧ | ૬૩·૭ | ૭૫·૯ | ૧૧૦·૧ મે | ૪૨·૧ ફેબ્રુ. |
| મધ્યપ્રાંત | આકોલા | ૯૩·૦ | ૬૭·૨ | ૮૦·૧ | ૧૧૪·૦ મે | ૪૪·૫ ડિસેં. |
| | નાગપુર | ૯૨·૧ | ૬૮·૮ | ૮૦·૪ | ૧૧૪·૭ જૂન | ૪૪·૧ ડિસેં. |
| મદ્રાસ | મછલિપટમ | ૯૦·૫ | ૭૪·૫ | ૮૨·૫ | ૧૧૩·૩ મે | ૬૨·૨ ડિસેં. |
| | મદ્રાસ | ૯૧·૦ | ૭૪·૮ | ૮૨·૯ | | |
| | ત્રિચિનાપલ્લી | ૯૪·૩ | ૭૪·૨ | ૮૪·૨ | ૧૦૫·૫ મે | ૬૪·૪ ડિસેં. |
| | મેંગલોર | ૮૭·૪ | ૭૪·૩ | ૮૦·૮ | ૯૫·૦ મે | ૬૮·૧ જાન્યુ. |
| | કોઇમ્બતુર | ૯૦·૦ | ૬૯·૭ | ૭૯·૮ | ૧૦૨·૧ એપ્રિલ | ૫૮·૩ જાન્યુ. |
| | બેલ્લારી | ૯૩·૩ | ૭૦·૯ | ૮૨·૧ | ૧૦૭·૧ એપ્રિલ | ૫૩·૭ ડિસેં. |
| મુંબઇ | રાજકોટ | ૯૩·૦ | ૬૬·૦ | ૭૯·૦ | ૧૧૧·૯ મે | ૪૩·૯ જાન્યુ. |
| | ભૂજ | ૯૧·૨ | ૬૮·૬ | ૭૯·૯ | ૧૧૦·૦ મે | ૪૨·૭ ડિસેં. |
| | અમદાવાદ | ૯૫·૫ | ૭૯·૦ | | ૧૧૪·૦ મે | ૪૯·૦ જાન્યુ. |
| | સુરત | ૯૧·૫ | ૬૬·૨ | | ૧૦૯·૦ મે | ૪૯·૦ જાન્યુ. |
| | ખેડા | ૯૪·૫ | ૬૮·૨ | | ૧૧૪·૦ મે | ૪૮·૦ જાન્યુ. |
| | થાણા | ૮૬·૩ | ૭૭·૧ | | ૯૮·૦ મે | ૬૧·૦ જાન્યુ. |
| | રત્નાગિરિ | ૮૭·૧ | ૭૩·૩ | | ૧૦૪·૦ માર્ચ | ૫૮·૦ જાન્યુ. |
| | અલીબાગ | ૮૬·૩ | ૭૩·૩ | | ૯૫·૦ માર્ચ | ૬૩·૦ જાન્યુ. |
| | કારવાર | ૮૬·૯ | ૭૨·૭ | | ૯૪·૦ માર્ચ | ૬૧·૦ જાન્યુ. |
| | પુના | ૯૦·૧ | ૬૩·૨ | | ૧૦૯·૦ માર્ચ | ૪૨·૦ જાન્યુ. |
| | સતારા | ૯૦·૧ | ૭૬·૬ | | ૧૦૮·૦ એપ્રિલ. | ૬૨·૦ જાન્યુ. |
| | સોલાપુર | ૯૨·૭ | ૬૭·૯ | | ૧૧૦·૦ મે | ૫૦·૦ જાન્યુ. |
| | નાસિક | ૮૯·૪ | ૬૬·૨ | | ૧૦૯·૦ મે | ૪૪·૦ જાન્યુ. |
| | અહમદનગર | ૯૧·૦ | ૬૩·૩ | | ૧૦૯·૦ મે | ૪૪·૦ જાન્યુ. |
| | જાલગામ | ૯૧·૦ | ૬૯·૨ | | ૧૧૨·૦ મે | ૫૨·૦ જાન્યુ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| મુંબઈ | ધુળિયા | ૯૪·૭ | ૬૫·૦ | ૧૦૭·૦ | મે | ૪૨·૨ | જાન્યુ. |
| | ધારવાડ | ૮૪·૫ | ૬૮·૨ | ૯૮·૦ | મે | ૬૧·૦ | જાન્યુ. |
| | બેલગામ | ૫૫·૦ | ૬૩·૭ | ૧૦૨·૦ | મે | ૫૩·૦ | જાન્યુ. |
| | વિજાપુર | ૯૦·૨ | ૬૬·૯ | ૧૦૮·૦ | મે | ૫૦·૦ | જાન્યુ. |
| સિંધ | હૈદ્રાબાદ | ૯૩·૫ | ૬૮·૭ | ૧૧૪·૦ | મે | ૪૨·૦ | જાન્યુ. |
| | કરાચી | ૮૪·૧ | ૭૧·૪ | ૯૯·૦ | મે | ૫૧·૦ | જાન્યુ. |
| | લારખાના | ૮૭·૪ | ૭૧·૧ | ૧૧૨·૦ | મે | ૪૦·૦ | જૂન |
| | જેકોબાબાદ | ૯૨·૭ | ૬૭·૪ | ૧૨૧·૦ | મે | ૩૪·૦ | જૂન |
| | સક્કર | ૯૫·૬ | ૬૯·૭ | ૧૧૪·૦ | મે | ૩૬·૦ | જૂન |

## હિંદનાં પર્વત પર હવા ખાવાનાં સ્થળો

**નૈનિતાલ** : કુમાઉન ટેકરીમાં આવેલ હવા ખાવાનું સ્થળ. યુક્તપ્રાંતની સરકાર ઉનાળામાં ત્યાં જાય છે. ઉનાળામાં હવા ખાવાનું જાણીતું સ્થાન. દરિયાની સપાટી કરતાં ૬,૪૦૦ ફીટ ઊંચું છે. રોહિલખંડ અને કુમાઉન રેલવેના કઠગોદામ સ્ટેશનેથી ૨૨ માઈલ દૂર છે.

**મસૂરી** : દહેરાદૂનથી ૧૪ માઈલ દૂર પર્વત ઉપર આવેલ હવા ખાવાનું સ્થળ. દહેરાદૂનથી રાજપુર સુધી મોટર, ટાંગા કે ટમટમમાં જઈ શકાય છે. રાજપુરથી મસૂરી સુધી ઘોડા પર દાંડી કે ઝંપાનથી જઈ શકાય છે. દરિયાની સપાટીથી ૬,૬૦૦ ફીટ ઊંચું. નજીકનું રેલવે સ્ટેશન દહેરાદૂન.

**માઉન્ટ આબુ** : અમદાવાદથી લગભગ ૧૧૫ માઈલ અને બી. બી. સી. આઈ. રેલવેના આબુરોડ સ્ટેશનથી ૧૭ માઈલ દૂર છે. ટેકરીનો પરિધ લગભગ ૫૦ માઈલમાં છે. હવાપાણી ખૂબ તંદુરસ્ત તથા શીતળ છે. સરેરાશ હવામાન ૬૦° છે. આબુરોડથી માઉન્ટ આબુ સુધી મોટર–વ્યવહાર છે. દરિયાની સપાટીથી ૩,૮૦૦ ફીટ ઊંચું.

**આલ્મોડા** : દરિયાની સપાટીથી ૫,૫૦૦ ફીટ ઊંચે. સરેરાશ વાર્ષિક વરસાદ ૪૫·૫૫ ઇંચ. બરફનાં સુંદર દશ્યો. આલ્મોડાથી પિંડારી હિમક્ષેત્ર ૬ કકડે જઈ શકાય છે. નજીકનું રેલવે સ્ટેશન કઠગોદામ.

**બેંગલોર** : દક્ષિણ હિંદમાં મોટામાં મોટું છાવણીનું મથક. દરિયાની સપાટી કરતાં ૪,૦૦૦ ફીટ ઊંચું.

**કૂનૂર** : દરિયાની સપાટી કરતાં ૬,૭૪૦ ફીટ ઊંચું. નજીકનું રેલવે સ્ટેશન કૂનૂર.

**ડેલ્હાઉસી** : દરિયાની સપાટી કરતાં ૭,૬૮૭ ફીટ ઊંચું. પઠાણકોટના રેલવે સ્ટેશનથી ૫૧ માઈલ છે. મોટર રસ્તે જવાય છે.

**દાર્જિલિંગ** : બંગાળાની સરકારનું ઉનાળાનું મથક. દરિયાની સપાટી કરતાં ૭,૧૬૮ ફીટ ઊંચું. માઉન્ટ એવરેસ્ટ (૨૯,૧૪૧ ફીટ) તથા કાંચનજંઘા (૨૮,૧૦૪ ફીટ)નાં બરફનાં સુંદર દશ્યો. ચાના બગીચાનું કેન્દ્ર.

**ગુલમર્ગ** : શ્રીનગરથી ૨૮ માઈલ દૂર છે. ઉનાળા માટે આદર્શ સ્થાન. શિયાળામાં રમાતી રમતોનું કેન્દ્ર.

**કાલિમ્પોંગ** : દાર્જિલિંગ નજીકનું પર્વત પરનું સ્થાન. નજીકનું રેલવે સ્ટેશન સિલિગુરી છે. ૪,૦૦૦ ફીટ ઊંચું છે.

**કોડૈકનાલ** : દક્ષિણ હિંદનું હવા ખાવાનું સ્થળ. મદુરા પ્રાંતમાં પુલ્ની ટેકરીની ઉપલી હાર પર આવેલું છે. દરિયાની સપાટી કરતાં ૭,૦૦૦ ફીટ ઊંચું. નજીકનું રેલવે સ્ટેશન કોડૈકનાલ રોડ.

**લેન્સડાઉન** : મસુરી અને નૈનિતાલ વચ્ચેના અર્ધા રસ્તે ગઢવાલમાં આવેલું છે. ત્યાંથી હિમાચ્છાદિત સુંદર દશ્યો દેખાય છે. બદ્રીનાથ નજીકમાં છે. ઇ. આઈ. રેલવેના નજીબાબાદ જંક્શન થઈને કોટદ્વારા પહોંચાય છે. ત્યાંથી ૨૬ માઈલ માટે મોટરો સારી સંખ્યામાં મળી રહે છે.

**મહાબળેશ્વર** : મુંબઇ ઇલાકાનું પર્વત પરનું મુખ્ય સ્થાન. મુંબઈ સરકારનું ઉનાળાનું મથક. દરિયાઇ સપાટીથી ૪,૫૦૦ ફીટ ઊંચું છે. નજીકનું રેલવે સ્ટેશન પુના ૭૫ માઇલ દૂર છે.

**મરી** : દરિયાની સપાટી કરતાં ૭,૭૦૦ ફીટ ઊંચું. રાવલપિંડીથી શ્રીનગરના મોટર–રસ્તે ૩૯ માઇલ પર આવેલું છે. નજીકનું રેલવે સ્ટેશન રાવલપિંડી છે.

**કસૌલી** : સીમલા પ્રાંતમાં આવેલું છે. ત્યાં છાવણી રહે છે. મોટર રસ્તે કાલકાથી ૩૨ માઇલ દૂર છે. પાસ્ચુર સંસ્થા માટે પ્રસિદ્ધ છે.

**ઉટાકામંડ** : મદ્રાસ સરકારનું ઉનાળાનું સ્થાન. દરિયાઈ સપાટીથી ૭,૪૯૦ ફીટ ઊંચું. સરેરાશ વાર્ષિક દિવસનું હવામાન ૫૭.૫૦ ફેરનહિટ.

**પચમારી** : મધ્યપ્રાંતમાં હોશંગાબાદમાં આવેલું છે. જી. આઇ. પી. રેલવેના પિપરિયા સ્ટેશનથી ૩૨ માઇલ દૂર છે. દરિયાની સપાટીથી ૪,૫૦૦ ફીટ ઊંચું છે. મધ્ય પ્રાંતોની સરકારનું ઉનાળાનું મથક.

**કવેટા** : બલુચિસ્તાનનું મુખ્ય શહેર. દરિયાઈ સપાટીથી ૫,૫૦૦ ફીટ ઊંચું. શિયાળામાં કડકડતી ઠંડી તથા ઉનાળામાં અસહ્ય ગરમી પડે છે. નજીકનું રેલવે સ્ટેશન કવેટા છે.

**રાંચી** : દરિયાની સપાટીથી, ૨,૧૦૦ ફીટ ઊંચું. વાર્ષિક સરેરાશ દિવસનું હવામાન ૭૪.૯ ફેરનહિટ. નજીકનું રેલવે સ્ટેશન રાંચી. બિહાર સરકારનું ઉનાળાનું સ્થાન.

**શિલોંગ** : આસામ સરકારનું ઉનાળાનું મથક. દરિયાની સપાટી કરતાં ૪,૯૮૭ ફીટ ઊંચું. ભરઉનાળામાં સરેરાશ હવામાન ભાગ્યે જ ૮૦ ડિગ્રી (ફેરનહિટ) પહોંચે છે. શિલોંગથી ૩૦ માઇલ દૂર ચેરાપૂંજીમાં આખી દુનિયામાં સૌથી વધારે વરસાદ પડે છે. સરેરાશ વાર્ષિક વરસાદ ૪૨૬ ઇંચ છે. (૧૮૬૧માં ચેરાપૂંજીમાં ૯૦૫ ઇંચ વરસાદ પડયો હતો) નજીકનું રેલવે સ્ટેશન પાંડુ ૬૮ માઇલ દૂર છે.

**સીમલા** : હિંદી સરકારનું તથા પંજાબ સરકારનું ઉનાળાનું મથક. દરિયાઈ સપાટીથી ૭,૦૫૭ ફીટ ઊંચું. સિમલા કાલ્કા રેલ્વે મારફત ત્યાં જઇ શકાય છે. સરેરાશ વાર્ષિક વરસાદ ૭૦ ઇંચ. હવામાન ૫૫.૨° (ફેરનહિટ).

**શ્રીનગર (કાશ્મીર)** : કાશ્મીર રાજ્યની રાજધાનીનું શહેર. દરિયાની સપાટી કરતાં ૫,૨૫૦ ફીટ ઊંચું. વાર્ષિક સરેરાશ દિવસનું હવામાન ૫૫.૧° (ફેરનહિટ). કાશ્મીર જવાનો શ્રેષ્ઠ સમય એપ્રિલથી નવેંબર સુધીનો છે. નજીકનું રેલવે સ્ટેશન રાવલપિંડી ૧૯૬ માઇલ દૂર છે. જેલમ નદી પર આવેલું છે અને રાવલપિંડી, જમ્મુ અને હવેલિયન રેલવે સ્ટેશનો મારફત મોટર રસ્તે ત્યાં જઇ શકાય છે.

## હિમાલયનાં હવા ખાવાનાં સ્થળોની ઊંચાઈ

| | ફીટ | | ફીટ | | ફીટ |
|---|---|---|---|---|---|
| નૈનિતાલ | ૬,૪૦૦ | ડેલ્હાઉસી | ૭,૬૮૭ | દાર્જિલિંગ | ૭,૧૬૮ |
| રાણીખેત | ૫,૯૮૦ | મરી | ૭,૭૦૦ | ઘૂમ | ૭,૪૦૪ |
| આલ્મોડા | ૫,૫૦૦ | મસુરી | ૬,૬૦૦ | કુરેસોંગ | ૪,૮૬૪ |
| લેન્સડાઉન | ૬,૦૬૦ | શ્રીનગર | ૫,૨૫૦ | કાલિમ્પિંગ | ૪,૦૦૦ |
| ચકતા | ૬,૮૮૫ | ગુલમર્ગ | ૮,૬૫૯ | શિલોંગ | ૪,૯૮૭ |
| સિમલા | ૭,૦૫૭ | સોનામર્ગ | ૮,૭૫૦ | ઉટાકામંડ | ૭,૪૯૦ |
| કસૌલી | ૬,૨૦૦ | પહલગામ | ૭,૨૦૦ | | |

# હિંદનાં જોવાલાયક સ્થળો

**આબુ**—મુંબઇ અને દિલ્લી વચ્ચે આવેલ પર્વત પરનું સ્થાન. ઊંચાઇ લગભગ ૩,૮૦૦ ફીટ. પાસે જ જૈનોનાં અદ્ભુત કારીગરીવાળાં દેલવાડાનાં દેરાં આવેલાં છે.

**આગ્રા**—તાજમહાલ તથા આગ્રાના કિલ્લા માટે પ્રસિદ્ધ. તેમાં મોગલ શહેનશાહોની કીર્તિરૂપ, દીવાને ખાસ મોતી મસ્જીદ, દીવાને આમ વગેરે આવેલાં છે. સિકંદરામાં અકબરની કબર પણ આવેલી છે.

**અજંતા**—નિઝામ રાજ્યનું એક ગામડું. જી. આઇ. પી.ના જલગામ સ્ટેશનેથી મોટર દ્વારા પહોંચાય છે. સ્ટેશનથી ૩૮ માઇલ દૂર છે. ગુફાઓ માટે પ્રખ્યાત છે. આવી ૩૨ ગુફાઓ છે. ઇ.સ. પૂર્વે ૨૩૧ની સાલની આ ગુફાઓ હોવાનું માનવામાં આવે છે. દીવાલ ચિત્રો માટે પ્રસિદ્ધ છે.

**અમૃતસર**—શીખોના સુવર્ણમંદિર માટે પ્રસિદ્ધ. સોનેરી રૂપેરી ભરતકામ, શેતરંજી, રેશમ તથા પશ્મીના માટે પ્રખ્યાત છે. જે સરોવર પર સુવર્ણમંદિર આવેલું છે તેના પરથી તેનું નામ પડયું છે. નોર્થ વેસ્ટર્ન રેલવેની મુખ્ય લાઇન પર આ શહેર આવેલું છે.

**બનારસ**—હિંદુઓનું પવિત્ર શહેર. ત્યાં અસંખ્ય મંદિરો છે. ઘાટનો દેખાવ ભવ્ય છે. પાસે જ કાશી વિદ્યાપીઠ આવેલી છે.

**અજમેર**—પ્રાચીન પ્રખ્યાત શહેર. આસપાસનાં ભવ્ય દશ્યો માટે અનાસાગર સરોવર પ્રસિદ્ધ છે. ખ્વાજા એમ. ચિસ્તીની દરગાહ માટે આ શહેર પ્રખ્યાત છે. દર વર્ષે ત્યાં મેળો ભરવામાં આવે છે. સાત માઇલ દૂર હિંદનું અતિ પવિત્ર પુષ્કર સરોવર આવેલું છે.

**દિલ્લી**—૧૯૧૧થી હિંદની રાજધાનીનું શહેર. તે સાત સામ્રાજ્યોની રાજધાની હતું. તેમાં શાહજહાંનો મહેલ તથા કિલ્લો, મોતી-મસ્જીદ, જુમ્મામસ્જીદ, કુતુબમિનાર, ફિરોઝાબાદ, ઇન્દ્રપ્રસ્થ, તઘલખાબાદ વગેરેના અવશેષો છે. બધી અગત્યની રેલવે લાઇનોનું મુખ્ય મથક છે.

**ઇલોરા**--નિઝામ સ્ટેટ રેલવેના ઔરંગાબાદ સ્ટેશનથી ત્યાં સહેલાઇથી પહોંચી શકાય છે. જી. આઇ. પી.ના મનમાડથી તે ૭૧ માઇલ દૂર છે. ઇલોરાનાં ગુફામંદિરો હિંદમાં કદાચ સૌથી મોટાં તથા વિધવિધ પ્રકારનાં છે. ગુફાના ત્રણ વર્ગો છે. હિંદુ, બૌદ્ધ, તથા જૈન. કૈલાસમંદિર ખાસ રસદાયક છે.

**જયપર**—આદર્શ હિંદુ શહેર. પાંચ માઇલ દૂર અંબરનું ઉજ્જડ શહેર આવેલું છે. ત્યાં રજપૂતકળાના શ્રેષ્ઠ નમૂનાઓ છે. ૧૭૧૮ માં બંધાયેલ માનસિંગની પ્રસિદ્ધ વેધશાળા પણ ત્યાં છે.

**ચિતોડગઢ**—વિજયસ્તંભ માટે પ્રખ્યાત સિસોદિયા રજપૂતોનું પ્રાચીન રાજધાનીનું શહેર. તેઓ સૂર્યવંશી છે અને અત્યારે ઉદેપુરમાં રાજ્ય કરે છે. મોગલો પર ઘણા વિજયોની યાદમાં રાણા કુંભે વિજયસ્તંભ બંધાવ્યો હતો.

**મદુરા**—મીનાક્ષીના મંદિર માટે પ્રસિદ્ધ આ મંદિર ૮૪૭×૭૨૯ ફૂટનું છે. સહસ્ર થાંભલાવાળા ઓરડામાં પથ્થરનું શ્રેષ્ઠ કોતરકામ જોવામાં આવે છે.

**જબલપુર**—મુંબઇથી ૬૧૬ માઇલ. ત્યાંથી ૧૧ માઇલ દૂર સંગેમરમરના ખડક આવેલા છે.

**ઔરંગાબાદ**—નિઝામ રાજ્યમાં આવેલ પ્રસિદ્ધ પ્રાંત તથા શહેર. ત્યાં જગવિખ્યાત ઇલોરા તથા અજંતાની ગુફાઓ આવેલી છે. દોલતાબાદનો ઐતિહાસિક કિલ્લો, ઔરંગઝેબની કબરવાળું રાઉઝા શહેર તથા ઔરંગઝેબની બેગમની સુંદર કબર બીબીકા મકબરા આવેલ છે. ઔરંગાબાદ શહેરથી આ બધાં સ્થળોએ જઇ શકાય છે. નિઝામ રાજ્યની રેલવે પર તે સ્ટેશન છે અને જી. આઈ. પી.ના મનમાડથી ૭૧ માઇલ દૂર છે.

**પુષ્કર**—તળાવ માટે તથા ઓકટોબર–નવેમ્બરમાં ત્યાં ભરાતા મેળા માટે પ્રસિદ્ધ છે. આ તળાવને હિંદમાં ખૂબ પવિત્ર ગણવામાં આવે છે અને તેની નજીક આવેલ બ્રહ્મા મંદિરમાં ઈશ્વરનો અવતાર થયાની માન્યતા છે.

**સાંચી**—ભોપાળ રાજ્યમાં આવેલ છે. બૌદ્ધસ્તૂપો માટે પ્રખ્યાત.

**હરપ્પા**—પંજાબના મોંટગોમરી પ્રાંતમાં રાવી નદીના કાંઠે આવેલ છે. તેનાં પ્રાગ–ઐતિહાસિક દશ્યો ઈ. સ. પૂર્વે ૩,૫૦૦નાં છે. નોર્થ વેસ્ટર્ન રેલવેની લાહોર–કરાચી લાઇનના મોંટગોમરી સ્ટેશનથી ૧૫ માઈલ દૂર છે. આ અવશેષો ત્રણ માઈલના ઘેરામાં આવેલા છે. અત્યાર સુધીમાં ખોદકામ કરતાં નીચે મુજબ મકાનો મળી આવેલ છે. (૧) મોટો કોઠાર (૨) મજૂરોનાં રહેવાનાં મકાનો (૩) અઢાર ગોળાકાર પ્લેટફાર્મો (૪) એક મોટું ઘર. શેરીની મોટી ગટર, સ્નાનગૃહ તથા કેટલાક પ્રાચીન કૂવાઓ, એક પ્રાગ–ઐતિહાસિક કબ્રસ્તાન છે. આ સ્થળેથી ખોદી કાઢેલ પુરાતન અવશેષોનું સંગ્રહ-સ્થાન પણ છે.

**હંપી**—(અથવા વિજયનગર) આ પ્રાચીન શહેરના અવશેષો મદ્રાસ અને સધર્ન મરાઠા રેલવેની ગુંટાકુલ–હુબ્લી શાખાના હોસ્પેટ રેલવે સ્ટેશન નજીક, તુંગભદ્રાના દક્ષિણ કાંઠા પર દશ માઈલના વિસ્તારમાં આવેલાં છે. દક્ષિણહિંદના સૌથી સુંદર અને ભવ્ય વિસ્મૃતિના થરમાં પડેલા હિંદુ સામ્રાજ્યની સમૃદ્ધિ અને પતનના સાક્ષી રૂપ છે. વિજયનગરના રાજાઓના ભવ્ય હિંદુ સામ્રાજ્યનું હંપી ઉદ્દભવસ્થાન તથા રાજધાનીનું શહેર હતું. તેના મંદિરો, મઠો તથા પ્રાસાદોની અનેક વિદેશી મુસાફરોએ પ્રશંસા કરી છે.

**મોહન–જો–ડેરો**—ઈ. સ. પૂર્વે ૩૩૦૦–૨૭૦૦નું પ્રાગ–ઐતિહાસિક હિંદી શહેર. નોર્થ વેસ્ટર્ન રેલવેની કોટડી–દાદુ–લારખાના શાખાના ડોકરી સ્ટેશનથી સાડાઆઠ માઈલ દૂર આવેલ છે.

એક પર એક બાંધેલ ઘરોની હારના આ અવશેષો મોટા વિસ્તારમાં–લગભગ ૨૪૦ એકરમાં–આવી રહેલા છે. એક વખત મોહન–જો–ડેરો અદ્દભુત રીતે પ્રમાણસર બંધાયેલ શહેર હતું. તેની શેરીઓ વિશાળ તથા સગવડભરી, ઘરો સારી રીતે બંધાયેલાં તથા પાણીનો સારો જથ્થો તથા ગટરની આધુનિક પ્રથા તેમાં હતી. હજુ તો આખા શહેરનો માત્ર પાંચમો ભાગ જ મળી આવ્યો છે. આ અવશેષોમાં જુદા જુદા આકારનાં હજારો માટીનાં ઠામ મળી આવેલાં છે.

**તક્ષિલા**—લાહોરથી ૨૦૦ માઈલ દૂર આવેલ છે. સ્ટેશનથી અર્ધો માઇલ દૂર સંગ્રહસ્થાન આવેલું છે. પુરાતત્ત્વના અવશેષો ૨૫ ચોરસ માઈલના વિસ્તારમાં આવેલા છે. તેમાં ત્રણ જુદાં જુદાં શહેરો આવેલાં છે. આ શહેરોમાં બેકિટ્રયનગ્રીક, સિથિયનો, પાર્થિયનો તથા કુશાનોએ બંધાવેલ અવશેષો મળી આવે છે. આ ત્રણ શહેરો ઉપરાંત ત્યાં બૌદ્ધસ્તૂપો તથા મઠો છે.

**કાશ્મીર**—ઊંચાઇ ૫૦૦૦થી ૬૦૦૦ ફૂટની છે. ઉનાળાની રાજધાની શ્રીનગર. જાન્યુઆરી તથા ફેબ્રુઆરીમાં હવામાન ૩૫° ફેરનહિટ છે. રાવલપિંડી અથવા જમ્મુના રસ્તે થઈને શ્રીનગર જવાય છે, રાવલ-પિંડીથી શ્રીનગર જતાં સામાન્યતઃ એક દિવસ લાગે છે. કાશ્મીરનાં આગળ પડતાં કેટલાંક સ્થળોની ઊંચાઇ નીચે મુજબ છે. શ્રીનગર ૫૨૧૪ ફીટ, ગુલમર્ગ ૮૭૦૦ ફીટ, ફલ્ગમ ૭,૦૦૦ ફીટ, અમરનાથ ૧૨,૭૨૯ ફીટ. કાશ્મીરમાં જોવા જેવાં સ્થળો નીચે મુજબ છે: ફલ્ગમ શ્રીનગરથી ૬૦ માઇલ, ડાલ સરોવર, વુલર સરોવર, અમરનાથ શ્રીનગરથી ૯૭ માઇલ દૂર.

**લખનૌ**—આઉધનું મુખ્ય શહેર. વિસ્તારમાં હિંદમાં ચોથો નંબર. ચોથા નવાબ અસફ–ઉદ્–દૌલાના વખતથી તેની ભવ્યતા શરૂ થઈ છે. જોવાલાયક મુખ્ય સ્થળો નીચે મુજબ છે. રેસિડન્સી, મચ્છીભવન, ઈમામબારા, હુસેનાબાદ, દિલખુશ, કેસરબાગ.

**પુના**—પેશ્વાની રાજધાનીના શહેર તરીકે પ્રસિદ્ધ. ચોમાસામાં મુંબઈ સરકારનું મુખ્ય સ્થળ.

**કોનાર્ક**—પુરીથી લગભગ ૨૧ માઇલ દૂર. ત્યાં સૂર્યદેવનું શ્યામમંદિર આવેલું છે. તેરમા સૈકાનો અવશેષ. મોટા સંગેમરમરમાંથી કોતરી કાઢેલ હોઈ કલાના પ્રતીક તરીકે નવાઇ પમાડે છે.

**ફત્તેહપુર સિક્રી**—આગ્રાથી ૨૪ માઇલ દૂર. અકબરે ૧૫૬૯માં સ્થાપના કરી. અકબરના મૃત્યુ પછી, સ્થાપનાનાં પચાસ વર્ષોની અંદર જ, પાણીની તંગીને અંગે શહેર ઉજ્જડ થઈ ગયું. જોવાલાયક સ્થળો—પૂર્વપશ્ચિમ ૫૪૨ ફીટ તથા ઉત્તરદક્ષિણ ૪૩૮ ફીટની મોટી મસ્જિદ, શેખ સલીમ ચિસ્તીની કબર, અકબરની પત્નીઓ મરિયમ તથા જોધબાઈના મહેલો. પાંચ માળનું મકાન–પંચમહાલ, હીરામિનાર વગેરે મોગલ–સ્થાપત્યકલાના શ્રેષ્ઠ નમૂના.

**હરદ્વાર**—જ્યાંથી ગંગાનો ઉદ્‌ભવ થાય છે ત્યાં આવેલ છે. ઘાટની ઉપલી દીવાલમાં આવેલ પથ્થર પર વિષ્ણુનાં પગલાંની નિશાની ' હરિ કી પરી ' પૂજાનું સ્થાન છે.

**સારનાથ**–બનારસથી થોડા માઇલ દૂર આવેલું છે. આ સ્થળેથી ગૌતમબુધ્ધે નિર્વાણનો પહેલો ઉપદેશ કર્યો હતો. પાછળથી તે બૌધધર્મીઓનું કેન્દ્ર બનતું જાય છે.

**બુદ્ધગયા**–બિહારમાં ગયાની નજીક આવેલું છે. ત્યાં બુદ્ધને જ્ઞાન થયું મનાય છે. પૂર્વજોને પિંડ આપવા માટે હિંદુઓ તેને યોગ્ય સ્થાન ગણે છે.

## સ્થાપત્યના તથા ઐતિહાસિક સીમાચિન્હો

**કૈલાસ મંદિર** : હૈદ્રાબાદ રાજ્યમાં ઔરંગાબાદમાં ઇલોરાની ગુફામાં આવેલ છે. એક મોટો પાષાણ સ્થંભ છે. ટેકરીમાંથી તેને કોતરી કાઢતાં લગભગ સો વર્ષ થયાં હશે. ઇ. સ. છઠ્ઠા કે આઠમા સૈકાનો છે.

**અજંતાની ગુફાઓ** . હૈદ્રાબાદ રાજ્યમાં અંજતાની બુદ્ધની ગુફાઓ આવેલી છે. આ ગુફાઓ ઘોડાનાળ ખીણમાં આવે છે. આ ગુફાઓ અત્યારે જગતમાં કળાની પ્રતીક ગણાય છે. કુલ્લ ૨૯ ગુફાઓ છે.

**સંગેમરમર ખડક** : જબલપુર નજીક નર્મદા નદી પાસે.

**સાંચી સ્તૂપ** : ભોપાળ રાજ્યમાં આવેલ પ્રખ્યાત બૌદ્ધિક સ્તૂપ. તેમાં સાંચી સ્તૂપ બહુ પ્રાચીન ગણાય છે. ( ઇ. સ. પૂર્વે ત્રીજા કે પહેલા સૈકાનો ) નાની ટેકરીના શિખર પર આવેલ છે. તેની આસપાસ બહુ જ સુંદર તથા પ્રાચીન પત્થરનો કઠેડો છે.

**વિજયસ્તંભ ચિતોડ** : માળવા અને ગુજરાતના લશ્કરો સામેના પોતાના વિજયના સ્મરણરૂપે રાણા કુંભે ૧૪૫૦માં આ સ્તંભ ઉભો કરાવ્યો છે. તેના નવ માળ છે અને ૧૨૨ ફુટ ઉંચો છે.

**શ્યામ મંદિર** : પુરીથી ૨૪ માઇલ દૂર કોનાર્કમાં આવેલ છે. તે એક હજાર વર્ષ જૂનું છે. તેના કોતરકામ માટે પ્રખ્યાત છે.

**સુવર્ણ મંદિર** : અમૃતસરનું સુપ્રસિદ્ધ શિખમંદિર. તળાવની મધ્યમાં ૬૫ ચોરસ ફીટની ઊંચાઇએ તે આવેલ છે. તેની ચારે બાજુ પરસાળ છે.

**પુષ્કર સરોવર** : અજમેર નજીક પુષ્કરમાં આવેલ છે. હિંદુઓ તેને પવિત્ર ગણે છે. ત્યાં મેળો ભરાય છે.

**અંબર મહેલ** : જયપુરની ઉજ્જડ રાજધાનીમાં આવેલ આ મહેલમાં અત્યારે લુપ્ત થયેલ રાજપુત સ્થાપત્યના શ્રેષ્ઠ નમુના હોવાનું ધારવામાં આવે છે.

**સિરગુયાના ચિત્રો** : મધ્યપ્રાંતમાં આવેલ સિરગુયાની ગુફાની દિવાલો પર બૌધધર્મના ચિત્રો છે. તે ઈ. સ. પૂર્વે ૧૦૦માં કાઢવામાં આવ્યા હોય તેમ લાગે છે.

**વિમળશા તેજપાળના દેરાં** : આબુ પર્વત પર જૈનસ્થાપત્યના અજોડ નમુના–આ દેરાં આરસ-પહાણનાં છે.

**ભુવનેશ્વરનું મંદિર** : પુરી નજીક આવેલ છે. આમાં રાજરાણી તથા લિંગરાજના મંદિરો ખૂબ પ્રસિદ્ધ છે. રાજરાણીનું મંદિર ૧૧મા સૈકામાં બંધાયેલ છે અને તે એક રાક્ષસી બૂરજ છે. લિંગરાજ-મંદિર, ઉત્તરહિંદના હિંદુ સ્થાપત્યનો અતિશ્રેષ્ઠ નમુનો છે.

**બહૂંટ** : મધ્યહિંદ, બહૂંટ સ્તૂપ ( ઇ. સ. પૂર્વે બીજો સૈકો ) ની આસપાસના પત્થરના કઠેરા પરનું કોતરકામ બુદ્ધના જીવનના તથા તેના પૂર્વભવના બનાવો આબેહુબ બતાવે છે.

**કાર્લાની બુદ્ધની ગુફાઓ** : ખડકમાંથી કોતરી કાઢેલ પ્રસિદ્ધ દેવળ. તે મોટામાં મોટું તથા સુરેખ છે.

**બુદ્ધ—ગયા** : સમ્રાટ અશોકે ચણાવેલ તીર્થસ્થાનની જમીનપર ૨૦૦ ફીટ ઊંચું મંદિર આવેલ છે. બોધિવૃક્ષની હેઠળ ધ્યાન ધરતાં ગૌતમને જ્ઞાન થયું અને બુદ્ધપદ પ્રાપ્ત થયું તે સમયની તે યાદ આપે છે.

**કજુરહો મંદિરો** : બુંદેલખંડમાં આવેલ છે. શિવ, વિષ્ણુ અથવા જીનને અર્પણ કરેલ ત્રીશ મંદિરોનો સમૂહ. ઈ. સ. ૯૫૦થી ૧૦૫૦માં બંધાયા છે.

**એલીફન્ટાની ગુફાઓ** : મુંબઈના એલીફન્ટા ટાપુઓમાં આવેલ શૈવ મંદિરો. શિવની પ્રખ્યાત ત્રિમૂર્તિ તેમાં છે.

**મહાબલિપુરમ્**—મદ્રાસની દક્ષિણકાંઠા પર આવેલ સપ્તમંદિરો. આ મંદિરો ખડકમાંથી કોતરી કાઢવામાં આવેલાં છે. તેમાં ' ગંગાવતરણ 'નું મંદિર ખૂબ વિખ્યાત છે. ૯૦ ફીટ લાંબા અને ૪૩ ફીટ ઉંચા અડદીઆ પત્થરના ખડકમાંથી આ મૂર્તિ સાતમા સૈકામાં કોતરવામાં આવી છે. બીજી ' અનંતશાયી વિષ્ણુ 'ની મૂર્તિ પણ તેટલી જ પ્રખ્યાત છે. ' અર્જુનનું તપ ' પણ પ્રખ્યાત છે.

**મદુરાના મંદિરો**—દક્ષિણ હિંદનું પ્રખ્યાત મંદિર. સત્તરમી સદીની શરૂઆતમાં બંધાયું. શિવ અને મીનાક્ષીને અર્પણ થયેલ છે. તેનો વિસ્તાર ૧૫ એકરનો છે અને તેમાં નવ ગોપુર છે. આ ગોપુરો ( દરવાજા ) પણ ખૂબ મોટા છે.

**શ્રીરંગમ મંદિર**—ત્રિચિનાપલિમાં આવેલ છે. તે વૈષ્ણવમંદિર છે. હજારસ્તંભવાળો ઓરડો તેમાં આવેલ છે.

## મુસ્લીમ સ્થાપત્ય

**ગોલગુંબજ**—બિજાપુરનો ગોળગુંબજ જગતમાં મોટો છે. તેનું ક્ષેત્રફળ ૧૮,૨૨૫ ચોરસ ફીટ છે.

**કુતુબમિનાર**—(૨૮૦ ફીટ ઊંચો ) દીલ્લીમાં છે. હિંદી કળાનો શ્રેષ્ઠ નમુનો. જગતમાં મોટામાં મોટો મિનારો. ઇ. સ. ૧૨૩૨માં અલ્તમશે બાંધ્યો.

**શેરશાહની કબર**—સસરામખાતે આવેલ છે. મુસ્લીમ સ્થાપત્યનો શ્રેષ્ઠ નમુનો છે.

**આગ્રાનો કિલ્લો**—તેમાં મોતી મસીદ, જાહેર તથા ખાનગી સભાના હોલના, તથા રાજાના હમામખાનાના આરસીના હોલના તથા બીજા અવશેષો છે.

**તાજમહાલ**—પોતાની બેગમ મુમતાજ મહાલના સ્મરણાર્થે શહેનશાહ શાહજહાંએ બંધાવેલ પ્રસિદ્ધ કબર. હિંદના, તુર્કસ્તાનના તથા યુરોપના સ્થપતિઓના સહકારનું તે પરિણામ છે. મોગલસ્થાપત્યનો શ્રેષ્ઠતમ નમુનો.

**ફત્તેપુરસિક્રી**—આગ્રાથી થોડા માઇલ દૂર. અકબરે ૧૫૬૯–૧૫૮૪માં બંધાવેલ લાલ રેતી તથા પત્થરના મહેલો તથા મંદિરોનું શહેર. તેમાં કળાનો નમુનો 'બુલંદ દરવાજા' છે. ખાનદેશના વિજયના સ્મરણ માટે તે બંધાવેલ છે. ૧૨૬ ફીટ ઊંચો છે.

## હિંદનાં મુખ્ય સ્થળો તથા મુખ્ય બંદરો વચ્ચેનું અંતર

| મુખ્ય સ્થળનાં નામ | મુંબઇ માઇલ | કલકત્તા માઇલ | કરાચી માઇલ | મદ્રાસ માઇલ |
|---|---|---|---|---|
| આબુરોડ (માઉન્ટ આબુ) | ૪૨૧ | ૧૮૨૭ | ૫૬૭ | ૧૨૧૯ |
| આગ્રા કેન્ટોમેન્ટ (જી. આઇ.પી.) | ૮૩૫ | ૭૯૨ | ૭૮૩ | ૧૧૪૭ |
| આગ્રા ફોર્ટ (બી. બી. સી. આઇ.) | ૭૭૧ | ... | ... | ... |
| અમદાવાદ | ૩૦૬ | ૧૪૪૨ | ૬૮૨ | ૧૧૦૪ |
| અજમેર | ૬૧૧ | ૧૧૩૮ | ૫૫૧ | ૧૪૦૯ |
| અલ્લાહાબાદ | ૮૪૫ | ૫૧૩ | ૧૦૬૨ | ૧૪૫૭ |
| અલ્વર | ૭૮૮ | ૧૦૦૧ | ૭૨૯ | ૧૫૮૬ |
| અંબાલા કેન્ટોનમેંટ | ૯૮૪ | ૯૮૯ | ૮૪૮ | ૧૬૯૨ |
| અમૃતસર | ૧૧૩૯ | ૧૧૪૩ | ૭૮૮ | ૧૮૪૭ |
| બેંગ્લોર | ૬૯૪ | ૧૨૦૮ | ૧૬૭૮ | ૨૨૨ |
| બરેલી | ૯૦૦ | ૭૬૨ | ૧૦૭૪ | ૧૬૪૮ |
| વડોદરા | ૨૪૪ | ૧૩૩૦ | ૭૪૫ | ૧૦૪૨ |
| બેઝવાડા | ૭૧૪ | ૭૬૪ | ૧૬૯૪ | ૧૨૬૮ |
| ભરતપુર | ૭૫૨ | ૮૨૩ | ૧૦૧૮ | ૧૫૪૮ |
| બિકાનેર | ૭૬૦ | ૮૨૩ | ૬૧૧ | ૧૬૫૮ |
| કલકત્તા | ૧૨૨૩ | ... | ૧૫૭૪ | ૧૦૩૨ |
| કાનપુર | ૮૪૦ | ૬૩૦ | ૯૪૫ | ૧૪૫૨ |
| કુનૂર | ૧૦૨૧ | ૧૩૩૪ | ૧૯૭૫ | ૩૪૫ |
| ચિત્તોડગઢ | ૬૦૦ | ૧૨૫૫ | ૬૬૬ | ૧૫૨૫ |
| દાર્જિલિંગ | ૧૬૪૮ | ૩૬૯ | ૧૯૪૩ | ૧૪૦૧ |
| દહેરાદૂન | ૧૧૬૦ | ૯૫૪ | ૯૯૬ | ૧૭૭૮ |
| દિલ્લી | ૯૦૦ | ૯૦૨ | ૯૦૭ | ૧૫૬૯ |
| ફિરોઝપુર કેન્ટોનમેંટ | ૧૧૦૦ | ૧૧૪૧ | ૭૨૯ | ૧૮૦૮ |
| ગ્વાલિયર | ૭૬૩ | ૮૦૯ | ૮૬૧ | ૧૩૭૫ |
| હરદ્વાર | ૧૦૭૦ | ૯૨૨ | ૯૪૮ | ૧૭૩૦ |

| મુખ્ય સ્થળનાં નામ | મુંબઇ માઈલ | કલકત્તા માઇલ | કરાચી માઇલ | મદ્રાસ માઇલ |
|---|---|---|---|---|
| હૈદ્રાબાદ (સિંધ) | ૮૮૦ | ૧૬૯૯ | ૧૧૧ | ૨૩૬૬ |
| ઇતારસી | ૪૬૪ | ૮૮૬ | ૧૦૧૮ | ૧૦૭૬ |
| જયપુર | ૭૦૦ | ૧૦૯૪ | ૬૩૫ | ૧૪૯૩ |
| જલગામ | ૨૬૧ | ૯૬૨ | ૧૬૦૧ | ૮૭૪ |
| ઝાંસી | ૭૦૨ | ૭૪૨ | ૯૨૨ | ૧૩૧૪ |
| જોધપુર | ૫૯૦ | ૧૨૮૮ | ૪૪૦ | ૧૩૮૬ |
| જબલપુર | ૬૧૬ | ૭૩૩ | ૧૧૭૧ | ૧૨૨૮ |
| કાલકા | ૧૦૨૫ | ૧૦૨૯ | ૮૮૮ | ૧૭૩૨ |
| કરાચી | ૯૯૦ | ૧૫૭૪ | ...... | ૧૭૭૪ |
| કઠગોદામ | ૧૦૦૦ | ૮૨૮ | ૯૬૭ | ૧૬૭૫ |
| કોટા | ૫૭૩ | ૧૦૦૩ | ૧૧૯૮ | ૧૩૬૮ |
| લાહોર | ૧૨૦૦ | ૧૧૭૬ | ૭૫૫ | ૧૮૬૬ |
| લાલામુસા | ૧૨૪૧ | ૧૨૮૨ | ૮૩૮ | ૧૯૪૯ |
| લખનૌ | ૮૮૫ | ૬૧૬ | ૯૮૯ | ૧૪૯૭ |
| મદ્રાસ | ૭૯૪ | ૧૦૩૨ | ૧૭૭૪ | ...... |
| મનમાડ | ૧૬૨ | ૧૦૬૨ | ૧૧૧૦ | ૭૭૪ |
| મીરત કેન્ટોનમેન્ટ | ૯૦૬ | ૯૨૧ | ૯૫૨ | ૧૬૧૪ |
| મસૂરી (દહેરાદૂન) | ૧૦૭૨ | ૯૫૪ | ૯૯૬ | ૧૭૭૮ |
| મથુરા | ૮૬૮ | ૮૨૦ | ૭૭૨ | ૧૪૮૦ |
| મહુ | ૪૨૭ | ૧૦૬૯ | ૮૭૦ | ૧૨૮૯ |
| મુલતાન કેન્ટોનમેન્ટ | ૧૩૬૭ | ૧૩૫૯ | ૫૭૫ | ૨૦૨૫ |
| મહીસુર | ૭૪૫ | ૧૨૯૪ | ૧૭૧૫ | ૩૦૮ |
| નાગપુર | ૫૨૦ | ૭૦૩ | ૧૨૦૪ | ૧૧૩૩ |
| નૌશેરા | ૧૪૬૯ | ૧૪૬૦ | ૧૦૧૪ | ૨૧૨૭ |
| ઉટાકામંડ | ૯૫૪ | ૧૩૪૬ | ૧૯૪૩ | ૩૫૭ |
| પંચમઢી | ૫૦૫ | ૮૪૨ | ૧૦૬૦ | ૧૧૧૮ |
| પેશાવર કેન્ટોનમેન્ટ | ૧૫૦૦ | ૧૪૬૩ | ૮૩૧ | ૨૧૫૪ |
| પુના | ૧૧૯ | ૧૨૫૬ | ૧૦૯૯ | ૬૭૫ |
| કવેટા | ૧૩૦૩ | ૧૭૫૪ | ૫૩૪ | ૨૦૮૯ |
| રામેશ્વરમ્ | ૧૨૦૦ | ૧૪૮૦ | ૨૧૯૦ | ૪૪૮ |
| રાવલપિંડી | ૧૩૩૮ | ૧૩૫૫ | ૮૯૭ | ૨૦૪૬ |
| રતલામ | ૪૦૪ | ૧૧૫૬ | ૯૦૪ | ૧૨૦૨ |
| સાંચી | ૫૪૯ | ૮૯૯ | ૯૮૯ | ૧૧૬૧ |
| સિકંદરાબાદ | ૪૯૭ | ૯૮૨ | ૧૪૭૭ | ૪૮૬ |
| સિયાલકોટ | ૧૨૪૭ | ૧૨૮૮ | ૮૪૪ | ૯૫૫ |

| | | | | |
|---|---|---|---|---|
| સિમલા | ૧૦૮૪ | ૧૦૮૯ | ૯૪૮ | ૧૭૭૮ |
| ત્રિચિનોપોલી | ૧૦૦૮ | ૧૨૮૪ | ૧૯૮૬ | ૨૫૨ |
| ઉદયપુર | ૫૯૨ | ૧૩૨૪ | ૭૩૫ | ૧૫૯૪ |
| વાડી | ૩૭૬ | ૧૧૦૨ | ૧૩૫૬ | ૪૧૮ |
| વૉલ્ટેર | ૯૩૧ | ૫૪૭ | ૧૯૧૧ | ૪૮૫ |

## હિંદીની સરેરાશ ઊંચાઈ તથા વજન

પાંચ ફૂટના માણસનું સરેરાશ વજન ૧૦૦ રતલ ગણીને તે ઉપરાંત દરેક ઈંચ માટે ત્રણ રતલ ઉમેરવા.

| ફૂ. ઈં. | રતલ | ફૂ. ઈં. | રતલ | ફૂ. ઈં. | રતલ |
|---|---|---|---|---|---|
| | | | | ૫–૬ | ૧૧૮ |
| ૫–૦ | ૧૦૦ | ૫–૩ | ૧૦૯ | ૫–૭ | ૧૨૧ |
| ૫–૧ | ૧૦૩ | ૫–૪ | ૧૧૨ | ૫–૮ | ૧૨૪ |
| ૫–૨ | ૧૦૬ | ૫–૫ | ૧૧૫ | ૫–૯ | ૧૨૭ |

## હિંદ પર પરદેશી હુમલા

| સાલ | હુમલા |
|---|---|
| ઈ. સ. પૂર્વે ૫ મી સદી | ઇજીપ્શિયન તથા એસિરિયન આક્રમણ |
| ઈ. સ. પૂર્વે ૫૨૧ | ડેરિયસની આગેવાની હેઠળ ઇરાની હુમલો |
| ,, ,, ૩૨૭ | મહાન સિકંદરની આગેવાની હેઠળ ગ્રીક હુમલો |
| ,, ,, બીજી સદી | હિંદ પર સિથિયન હુમલો |
| ,, ,, ત્રીજી સદી | હિંદ પર બેક્ટ્રિયન હુમલો |
| ઈ. સ. ૭૧૧ | મહમદ બીન કાસમની આગેવાની હેઠળ આરબોનો હુમલો |
| ,, ૧૦૦૧ | મહમદ ગીઝનીનો પહેલો હુમલો |
| ,, ,, | મહમદ ગીઝનીનો બીજો હુમલો |
| ,, ,, | મહમદ ગીઝનીનો ત્રીજો હુમલો |
| ,, ૧૦૦૮ | મહમદ ગીઝનીનો ચોથો હુમલો |
| ,, ૧૦૧૦ | મહમદ ગીઝનીનો પાંચમો હુમલો |
| ,, ૧૦૧૧ | મહમદ ગીઝનીનો છઠ્ઠો, સાતમો, આઠમો તથા નવમો હુમલો. |
| ,, ૧૦૨૩ | મહમદ ગીઝનીનો દશમો તથા અગિયારમો હુમલો |
| ,, ૧૦૨૪ | મહમદ ગીઝનીનો બારમો હુમલો |
| ,, ૧૧૭૬ | શાહબુદ્દીન ઘોરીનો હુમલો |
| ,, ૧૩૯૮ | તૈમૂરનો હુમલો |
| ,, ૧૫૨૬ | બાબરનો હુમલો |
| ,, ૧૭૩૯ | નાદિરશાહનો હુમલો |
| ,, ૧૭૪૮ | અહમદશાહ અબ્દલીનો પહેલો હુમલો |
| ,, ૧૭૫૧ | અહમદશાહ અબ્દલીનો બીજો હુમલો |
| ,, ૧૭૫૬ | અહમદશાહ અબ્દલીનો ત્રીજો હુમલો |
| ,, ૧૭૯૯ | ઝમાનશાહની આગેવાની હેઠળ અફઘાન હુમલો |

# હિંદના ઇતિહાસની અગત્યની તારીખો

**ઇ. સ. પૂર્વે**

૩૦૦૦ (લગભગ) : મોહન જો ડેરોની પ્રાક્ આર્યન સંસ્કૃતિ
૨૦૦૦–૧૪૦૦ : મોહન જો ડેરોમાં પ્રથમ આર્યન વસાહત
૧૪૦૦–૮૦૦ : ગંગાના મેદાનમાં પાછલી આર્યવસાહત–પૌરાણિક કાળ
૫૪૩ : બુદ્ધનું મૃત્યુ
૩૨૬ : સિકંદરનો હુમલો
૩૨૧ : ચંદ્રગુપ્ત મૌર્ય–હિંદના પહેલા શહેનશાહ.
૨૬૯ : અશોક, રાજ્યારોહણ.

**ઇ. સ.**

૩૩૦ : સમુદ્રગુપ્ત
૩૭૫ : ચંદ્રગુપ્ત (વિક્રમાદિત્ય) : કાલિદાસ
૬૦૬ : હર્ષનું રાજ્યારોહણ.
૭૧૨ : બીનકાસમની સિંધપર સ્વારી.
૮૨૦ : શંકરાચાર્યનું મૃત્યુ
૧૦૦૧ : ગીઝનીના સુલતાન મહમદની પહેલી સ્વારી.
૧૧૯૨ : પૃથ્વીરાજ અને ઘોરી વચ્ચે થાણેશ્વરનું યુદ્ધ
૧૨૯૪ : અલાઉદીનનો દેવગીરીપર હુમલો.
૧૩૯૮ : તૈમુરનો હુમલો
૧૪૬૯ : નાનકનું મૃત્યુ
૧૫૨૬ : બાબર અને લોદી વચ્ચે પાણીપતનું બીજું યુદ્ધ
૧૬૫૬ : તાલિકોટાનું યુદ્ધ
૧૫૫૬–૧૬૦૫ : અકબર
૧૬૩૦ : શિવાજીનો જન્મ
૧૭૦૭ : ઔરંગઝેબનું મૃત્યુ
૧૭૬૦ : વાંદીવાશનું યુદ્ધ (ફ્રેન્ચસત્તાનો અંત)
૧૭૬૧ : પાણીપતનું ત્રીજું યુદ્ધ (મરાઠાસત્તાનો અંત)
૧૮૩૨ : મેકાલેની નોંધ (અંગ્રેજી કેળવણીની શરુઆત)
૧૮૫૭ : સિપાઈ બળવો
૧૮૮૫ : રાષ્ટ્રીય મહાસભાનો જન્મ
૧૯૦૫ : બંગાળાના ભાગલા.
૧૯૧૪ : લડાઈની શરૂઆત.
૧૯૧૫ : હિંદરક્ષણનો કાયદો.
૧૯૧૬ : હોમરૂલ લીગની સ્થાપના. લખનૌના કરાર
૧૯૧૭ : મેસોપોટમિયાના કમિશનનો રિપોર્ટ,સુધારાને અંગે ઇ. એસ. મોંટેગુની મુલાકાત.
૧૯૧૮ : મોંટેગુ–ચેમ્સફર્ડ રિપોર્ટ, રૌલેટ કમિટીનો રિપોર્ટ,

૧૯૧૯ : રૉલેટ કાયદો પસાર થયો; અમૃતસરનો કરુણ બનાવ; પંજાબમાં અશાંતિ; ત્રીજો અફઘાન–વિગ્રહ; સરહદ પ્રાંતમાં મશુદો સામે ચડાઈ; શાહી ઢંઢેરો; ડુમિનિઅન સ્ટેટસની જાહેરાત.

૧૯૨૦ : હંટર કમિટીનો રિપોર્ટ; નવી ધારાસભાની ચૂંટણી; એશર કમિટીનો રિપોર્ટ; તિલકનું મૃત્યુ.

૧૯૨૧ : ડ્યુક ઑફ કૉનૉટે નવી ધારાસભા ખુલ્લી મૂકી; મોપલા બળવો, પ્રિન્સ ઑફ વેલ્સની હિંદની મુલાકાત. (૧૭ નવેં. ૧૯૨૧)

૧૯૨૨ : ચૌરીચૌરા હત્યાકાંડ; બારડોલીના ઠરાવો, મહાત્મા ગાંધીજીની ધરપકડ; તપાસ તથા ૭ વર્ષની સજા; ગુરુ કા બાગનો બનાવ.

૧૯૨૩ : મીઠાવેરાને વાઇસરૉયે 'સર્ટિફાઇ' કર્યો; બર્માને ગવર્નરનો પ્રાંત બનાવવામાં આવ્યો.

૧૯૨૪ : બંગાળ ઑર્ડિનન્સ; સ્વરાજ–પક્ષ ધારાસભામાં દાખલ થયો.

૧૯૨૫ : સુધારા સંબંધી તપાસ કમિટી (મુડિમેન)નો રિપોર્ટ; સી. આર. દાસનું મૃત્યુ; ૨૭ માઇલની ખાઇબરઘાટ રેલવે ખુલ્લી મૂકવામાં આવી.

૧૯૨૬ : ખેતીવાડીનું શાહી કમિશન; કલકત્તામાં હિંદુ–મુસલમાન–હુલ્લડ; હૂંડિયામણ–કમિશને રૂપિયાનો ભાવ ૧ શિ. ૬ પે. નક્કી કર્યો.

૧૯૨૭ : રૂપિયાને સ્થિર કરવાનું બિલ પસાર થયું; સર જોન સાયમનના પ્રમુખપણા હેઠળ સ્ટેચ્યુટરી કમિશનની જાહેરાત; જાહેર નોકરીના કમિશનનું બંધારણ નક્કી થયું.

૧૯૨૮ : અમાનુલ્લાને ગાદી છોડવી પડી; સર્વ પક્ષ પરિષદ.

૧૯૨૯ : ૩૧મી ઑક્ટોબરની લૉર્ડ ઇર્વિનની જાહેરાત; લાહોર મહાસભાએ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર કર્યો.

૧૯૩૦ : સવિનય ભંગની હિલચાલ; સ્ટેચ્યુટરી કમિશનનો રિપોર્ટ; બર્મામાં હુલ્લડ; ગોળમેજી પરિષદ (પહેલી બેઠક).

૧૯૩૧ : ગાંધી–ઇર્વિન કરાર; ગોળમેજી પરિષદ (બીજી બેઠક).

૧૯૩૨ : મહાસભાને દાબી દેવામાં આવી; ગોળમેજી પરિષદ (ત્રીજી બેઠક).

૧૯૩૩ : શ્વેતપત્રો પ્રગટ થયા; જૉઇન્ટ સિલેક્ટ કમિટી.

૧૯૩૪ : રિઝર્વ બૅન્ક ઍક્ટ પસાર.

૧૯૩૫ : ગવર્મેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટ પસાર; ઓરિસ્સા તથા સિંધને જુદા પ્રાંતો ગણવામાં આવ્યા.

૧૯૩૭ : એપ્રિલની ૧લી તારીખથી બધા પ્રાંતોમાં પ્રાંતિક સ્વાયત્ત શાસનની શરૂઆત થઈ; સાત પ્રાંતોમાં મહાસભાએ હોદ્દાસ્વીકાર કર્યો.

૧૯૩૯ : બીજા વિશ્વયુદ્ધની જાહેરાત (સપ્ટે. ૩); હિંદ સંબંધી લડાયક નીતિ જાહેર કરવાની બ્રિટિશ સરકારની અનિચ્છાને અંગે બધા પ્રાંતોમાંથી મહાસભાના પ્રધાનોએ રાજીનામાં આપ્યાં.

૧૯૪૦ : મહાસભાએ ગાંધીજીની આગેવાની હેઠળ યુદ્ધવિરોધી પ્રચારકાર્ય શરૂ કર્યું.

૧૯૪૧ : બીનઅધિકારી સભ્યોથી વાઇસરૉયની કાઉન્સીલનો વિસ્તાર કરવામાં આવ્યો.

# કેળવણી

## કેળવણીમાં થયેલ સુધારાનો ટૂંકો ઇતિહાસ–

હિંદમાં પોતાની રાજસત્તા સ્થપાયા પછી શરુઆતમાં તો, હિંદમાં પાશ્ચિમાત્ય કેળવણી દાખલ કરવાનો શંકાસ્પદ અખતરો કરવાનું ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું નહિ જેવું વલણ હતું. હિંદમાં પશ્ચિમની

કેળવણીની ઇચ્છા તો સરકારી નહિ, પરંતુ બીજા મૂળમાંથી ઉદ્ભવી હતી. પશ્ચિમની ધાર્મિક કેળવણીના પ્રચાર માટે હિંદુ કૉલેજ સ્થાપવા માટે ૧૮૧૬ માં ડેવિડ હેરે રાજા રામમોહનરાયને સહાય કરી. મુંબઇમાં ૧૮૨૭ માં એલ્ફીન્સ્ટન ઇન્સ્ટિટ્યુશનની સ્થાપના થઇ. ૧૮૩૫ માં કલકત્તા મેડીકલ કૉલેજની સ્થાપના થઇ. થોડા હિંમતવાળા વિદ્યાર્થીઓની મદદથી મધુસૂદન ગુપ્તાએ મનુષ્ય શરીરનો વિચ્છેદ શરુ કર્યો. ખ્રિસ્તિ મિશનરીઓને અંગે પાશ્ચિમાત્ય કેળવણીને નવો ટેકો મળ્યો. ૧૮૧૮ માં સીરામપોરમાં, કેરી, માર્શમેન અને વૉર્ડે પહેલી મિશનરી કૉલેજની સ્થાપના કરી. બાર વર્ષ પછી ડફે આખી મિશનરી નીતિ ફેરવી નાખી ને ઉપદેશ કરતાં શિક્ષણ પર વધારે ભાર મુકયો.

## હિંદનાં વિશ્વવિદ્યાલયો

હિંદમાં વિશ્વવિદ્યાલય સ્થાપવાની પહેલી દરખાસ્ત બંગાળાના કેળવણી મંડળે ૧૮૪૫માં કરી હતી. પણ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ડીરેકટરોની બોર્ડે તેનો સ્વીકાર કર્યો નહિ. તેમને આ યોજના કંઇક વધારે પડતી વહેલી લાગી. ઇસ્ટ ઇન્ડિયા કંપનીને તાજો પટ્ટો ૧૮૫૩ માં કરી આપવામાં આવ્યો. ત્યાર પછી બીજે જ વર્ષે ૧૮૫૪ માં સર ચાર્લ્સ વૂડના ખરીતાથી ફરીથી આ પ્રશ્ન આગળ આવ્યો. આ શકવર્તી દસ્તાવેજમાં જણાવવામાં આવ્યું હતું કે 'અગત્યની ઘણી બાબતોમાં કેળવણી કરતાં બીજા કોઇ વિષયે અમારું વધારે ધ્યાન ખેંચ્યું નથી. ઉપયોગી જ્ઞાન આપવાથી તથા ઇંગ્લંડ સાથેના સંબંધમાં હિંદને જે નૈતિક તથા આર્થિક લાભ થવાના છે, તે અમારાથી બની શકે તેટલા, હિંદની પ્રજાને આપવાની અમારી રાષ્ટ્ર પ્રત્યેની પવિત્ર ફરજ છે.' આ નીતિને અંગે દેશમાં વિશ્વવિદ્યાલયની કેળવણીનો પાયો નખાયો.

ઇ. સ. ૧૮૫૭માં કલકત્તા, મુંબઇ અને મદ્રાસ યુનિવર્સિટીની સ્થાપના સાથે આ દેશમાં ઉચ્ચ કેળવણીની શરૂઆત થઇ. યુનિવર્સિટી માટેના જરૂરી કાયદાઓ તે જ વર્ષના જાન્યુઆરીની ૨૪મી તારીખે, જુલાઇની ૧૮મી તારીખે અને સપ્ટેંબરની ૧૫મી તારીખે અનુક્રમે પસાર કરવામાં આવ્યા. શરૂઆતમાં કલકત્તા યુનિવર્સિટીમાં ઉત્તર હિંદના ભાગો આવી જતા હતા, પરંતુ તે પ્રદેશ વ્યવસ્થા માટે વધારે પડતો થતાં ૧૮૮૨માં પંજાબ યુનિવર્સિટી તથા ૧૮૮૭માં અલ્લાહાબાદ યુનિવર્સિટીની સ્થાપના કરી ને તેના ભાગલા પાડી નાખવામાં આવ્યા. કલકત્તા યુનિવર્સિટીએ પોતાનાં ધારાધોરણમાં ૧૯૩૫માં અગત્યનો ફેરફાર એ કર્યો કે, મેટ્રિકના સર્ટિફિકેટની પરીક્ષા તથા શિક્ષણમાં માતૃભાષાને સ્થાન આપ્યું. સ્ત્રી-વિદ્યાર્થિનીઓ માટેના અભ્યાસક્રમમાં થોડાઘણો ફેરફાર છે. હવે માતૃભાષા જ શિક્ષણની ભાષા બની છે. છેલ્લાં પોણોસો વર્ષ થયાં જે નીતિ અનુસરાતી હતી તેમાં આમ મહત્ત્વનો ફેરફાર થયો છે.

૧૯૩૬માં કલકત્તા યુનિર્સિટીએ લડાયક તાલીમનો અભ્યાસક્રમ દાખલ કર્યો. ઉપલા તથા નીચલા વર્ગના અભ્યાસક્રમમાં લડાયક તાલીમના અભ્યાસનો સમાવેશ થવો જોઇએ તેવી ભલામણ કરવામાં આવી છે. દરેક અભ્યાસક્રમ લગભગ બે વર્ષનો હોવો જોઇએ.

માધ્યમિક શાળામાં શિક્ષણના વાહન તરીકે હિંદી ભાષાઓને દાખલ કરીને યુનિવર્સિટીએ અતિ મહત્ત્વનો ફેરફાર કર્યો છે. ૧૯૪૦થી આવી શાળાઓમાં સામાન્ય વ્યવહાર માટે અંગ્રેજીને બદલે દેશી ભાષાઓને મૂકવાની યુનિવર્સિટીએ યોજના કરી છે, અને અંગ્રેજીને બીજી ભાષા તરીકે દાખલ કરી છે,

લૉર્ડ કર્ઝને ૧૯૦૨માં યુનિવર્સિટી કમિશનની નિમણૂંક કરી તે યુનિવર્સિટીના ઇતિહાસમાં અગત્યનો બનાવ છે. આ કમિશનની ભલામણો મુખ્યત્વે યુનિવર્સિટીના બંધારણમાં સુધારાની દિશામાં હતી. યુનિવર્સિટીના કાયદામાં સુધારો કરતો ધારો ૧૯૦૪ની ૧લી સપ્ટેંબરે અમલમાં આવ્યો. ૧૯૦૪ના ધારામાં શિક્ષણ માટે સાધનો પૂરાં પાડવાની ફરજ યુનિવર્સિટી માથે નાખવામાં આવી. પ્રોફેસરો અને લેકચરરો

નીમવાની સત્તા, ફંડ રાખવા તથા તેની વ્યવસ્થા કરવાની સત્તા, યુનિવર્સિટી લાયબ્રેરી તથા મ્યુઝિયમને સજ્જ કરી ટકાવી રાખવાની સત્તા, યુનિવર્સિટીને મળી. જો કે શિક્ષણનો મોટો ભાગ તો સાથે જોડાયેલી કૉલેજોમાં અપાતો હતો, છતાં થોડીઘણી ઉચ્ચ કેળવણી યુનિવર્સિટીની વ્યવસ્થા નીચે અપાવા લાગી.

બધી યુનિવર્સિટીઓની સ્થાપના અધિકારી આશરા હેઠળ હતી, પરંતુ ૧૯૧૬ તથા ૧૯૨૦માં તેમાં નવો ફેરફાર થયો. હિંદુ અને મુસલમાન બે કોમોના યત્નોને અંગે બન્ને કોમોની વિશિષ્ટ જરૂરિયાતોને પહોંચી વળવાને તે વર્ષોમાં બે નવી યુનિવર્સિટીની સ્થાપના થઈ. તેની સ્થાપના ધારાસભાના કાયદાથી કરવામાં આવી હતી. બનારસ હિંદુ યુનિવર્સિટી ૧૯૧૬માં તથા અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટી ૧૯૨૦માં સ્થાપવામાં આવી. પૌર્વાત્ય કેળવણી તથા ધાર્મિક શિક્ષણને માટે ડિગ્રી આપવી તે આ સંસ્થાઓની ખાસ વિશિષ્ટતા છે.

બિહાર અને ઓરિસ્સાનો નવો પ્રાંત સ્થપાતાં, પટણા યુનિવર્સિટીના નામથી એક નવી યુનિવર્સિટી ૧૯૧૭માં પટણામાં સ્થાપવામાં આવી. દેશી રાજ્યોમાં બે નવી યુનિવર્સિટી સ્થાપવામાં આવી. એક માઇસોરમાં, તે ૧૯૧૬માં માઇસોર યુનિવર્સિટીના નામથી અસ્તિત્વમાં આવી, અને બીજી દક્ષિણ હૈદ્રાબાદમાં ૧૯૧૮માં ઓસ્માનિયા યુનિવર્સિટીના નામથી. ઓસ્માનિયા યુનિવર્સિટીની વિશિષ્ટતા એ છે કે, તેમાં બધા વિષયો ઉર્દૂ દ્વારા શીખવવામાં આવે છે.

યુનિવર્સિટીના ઇતિહાસમાં બીજો અગત્યનો બનાવ કલકત્તા યુનિવર્સિટી કમિશનનો છે. તેના પ્રમુખ સર માઇકલ સેડલર હતા. ૧૯૧૭થી ૧૯૧૯ સુધી આ કમિશન બેઠું. તેની મુખ્ય ભલામણ એ હતી કે યુનિવર્સિટીને વધારાના કામમાથી મુક્ત કરવી કે જેથી યુનિવર્સિટીની ખરી કેળવણી તથા ઉચ્ચ શિક્ષણની પ્રગતિ પર તેનું ધ્યાન કેન્દ્રિત થાય. કમિશને વસાહતી યુનિવર્સિટી સ્થાપવાની પણ ભલામણ કરી. સેડલર કમિશને બતાવેલી પદ્ધતિ પર કેટલિક નવી યુનિસિટીઓ આખા હિંદમાં સ્થાપવામાં આવી. બર્મામાં રંગૂન યુનિવર્સિટી ૧૯૨૦માં, લખનૌ યુનિવર્સિટી ૧૯૨૦ના ડિસેંબરમાં, ઢાકા યુનિવર્સિટી ૧૯૨૦ના જુલાઈની ૧૮ મી તારીખે તથા દિલ્લી યુનિવર્સિટી ૧૯૨૨માં સ્થાપવામાં આવી.

મધ્યપ્રાંતમાં ૧૯૨૩માં નાગપુર યુનિવર્સિટી સ્થપાઈ. આગ્રા યુનિવર્સિટીની સ્થાપના ૧૯૨૭માં થઈ. આગ્રા યુનિવર્સિટી રજપૂતાના અને મધ્યહિંદની જરૂરિયાતો પર પણ ધ્યાન આપે છે. આ યુનિવર્સિટી ૧૯૨૭માં સ્થાપવામાં આવી હતી. સંયુક્તપ્રાંતની યુનિવર્સિટીઓની વિશિષ્ટતા એ છે કે, અલીગઢ અને બનારસ યુનિવર્સિટી બાદ કરતાં, ઇન્ટરમીજિયેટ સુધીની કેળવણી તેમની સત્તામાંથી લઇ લેવામાં આવી છે અને હાઇસ્કૂલ અને ઇન્ટરમીજિયેટ કેળવણીની જુદી બોર્ડની સ્થાપના કરવામાં આવી છે. ઢાકા યુનિવર્સિટીમાં પણ ઇન્ટરમીજિયેટ બોર્ડ છે.

ઈ. સ. ૧૯૨૬માં મદ્રાસ ઇલાકાની યુનિવર્સિટીમાં અગત્યનો વિકાસ થયો. આ વર્ષમાં આંધ્ર યુનિવર્સિટીની સ્થાપના થઈ અને તેનું મથક વૉલ્ટેર થયું. બીજી યુનિવર્સિટી ચિદંબરમમાં સ્થાપવામાં આવી. રાજા સર અનમલૈ ચેટ્ટીની ૨૦ લાખની બાદશાહી સખાવતથી તે અનમલૈ યુનિવર્સિટી તરીકે ઓળખાય છે.

હિંદમાં યુનિવર્સિટીઓ નીચેના પ્રકારની છે. (૧) જે યુનિવર્સિટી, બહારની કૉલેજોને પોતાના સાથે જોડી દઇ તેના અભ્યાસક્રમમાં સૂચનાઓ આપે તે સંબંધ રાખનારી યુનિવર્સિટી, (૨) યુનિવર્સિટીએ નીમેલા શિક્ષકોની દેખરેખ હેઠળ થોડું અથવા બધું શિક્ષણ અપાતું હોય તે શિક્ષણ આપતી યુનિવર્સિટી (૩) એક સ્થાનમાં આવેલ યુનિવર્સિટી, જેમાં યુનિવર્સિટીએ નીમેલા અથવા તેના તાબાના શિક્ષકો મારફત બધું શિક્ષણ અપાતું હોય તેવી એકાણુક ( Unitary ) યુનિવર્સિટી.

અત્યારે કલકત્તા યુનિવર્સિટી હિંદમાં તથા સામ્રાજ્યમાં મોટામાં મોટી જોડાણ કરતી યુનિવર્સિટી છે.

આર્થિક કારણોને અંગે ૧૯૨૩માં 'સેન્ટ્રલ એડવાઇઝરી બોર્ડ ઓફ એજ્યુકેશન' કાઢી નાખવામાં આવી હતી. તેને ૧૯૩૫માં હિંદી સરકારે સજીવન કરી. તેમાં દરેક પ્રાંતના કેળવણીખાતાના પ્રધાનો અથવા તેમના કેળવણીખાતાના વડાઓ, ઇન્ટર યુનિવર્સિટી બોર્ડના પ્રતિનિધિઓ, ધારાસભા તથા રાજ્યસભાના પ્રતિનિધિઓ તથા હિંદી સરકારે નીમેલા પ્રતિનિધિઓનો સમાવેશ થાય છે. તેનું મુખ્યકાર્ય વિચારોની સ્પષ્ટતા કરવાનું તથા હિંદ ભરમાં કેળવણી વિષયક ખબર આપવાના કેન્દ્ર તરીકેનું છે. જુદા જુદા પ્રાંતોના કેળવણી વિષયક પ્રશ્નોને લગતું સાહિત્ય એકઠું કરીને તેનો ફેલાવો કરવા માટે હિંદી સરકારના કેળવણી-ખાતાના કમીશ્નર નીચે 'બ્યુરો ઓફ એજ્યુકેશન' પણ છે.

ઇન્ટર-યુનિવર્સિટીબોર્ડ-કલકત્તા યુનિવર્સિટી કમીશને હિંદની યુનિવર્સિટીઓના કાર્યમાં સમાનતા લાવવાની જરૂર પર ભાર મૂક્યો હતો. ૧૯૨૪માં સીમલાખાતે મળેલ 'ઇન્ડિયન યુનિવર્સિટીઝ કમીશને, એક મતે ઠરાવ પસાર કર્યો કે આંતર-યુનિવર્સિટી સંસ્થા નીચેનાં કાર્યો માટે સ્થાપવામાં આવે તે જરૂરી હતું.

(૧) બ્યુરો ઓફ ઇન્ફર્મેશન માટે (ખબરખાતા માટે) (૨) પ્રોફેસરોની ફેરબદલી માટે (૩) યુનિવર્સિટીના કાર્યની સમાનતા માટે (૪) બીજી યુનિવર્સિટીમાં તેમના ડીગ્રી, ડિપ્લોમા તથા પરીક્ષાઓને માન્ય કરાવવા માટે (૫) હિંદી યુનિવર્સિટીઓમાંથી ડીગ્રી મેળવનારને નોકરી શોધી આપવા માટે.

## હિંદનાં વિશ્વવિદ્યાલયોની યાદી

| નામ | ઉપકુલપતિ |
|---|---|
| કલકત્તા (૧૮૫૭) | ડૉ. બી. સી. રાય |
| મુંબઇ (૧૮૫૭) | બી. જે. વાડિયા. |
| મદ્રાસ (૧૮૫૭) | ડૉ. એ. લક્ષ્મીસ્વામી મુદાલિયર |
| અલ્લાહાબાદ (૧૮૮૭) | ડૉ. અમરનાથ ઝા |
| પંજાબ (૧૮૭૨) | ખાનબહાદુર અફઝલહુસેન |
| લખનૌ (૧૯૨૦) | રાજા વિશ્વેવરદયાલ શેઠ. |
| નાગપુર (૧૯૩૦) | ટી. જે. કેદાર |
| ઢાકા (૧૯૨૦) | ખાનબહાદુર કેપ્ટન ડૉ. એમ. હસન |
| પટણા (૧૯૨૭) | ડૉ. એસ. સિંહા |
| અલીગઢ મુસ્લિમ (૧૯૨૦) | ડૉ. સર ઝિયાઉદ્દીન મહમદ |
| દિલ્હી (૧૯૨૨) | સર મોરિસ ગ્વાયર |
| આગ્રા (૧૯૨૭) | મી. જે. સી. ચેટરજી |
| બનારસ હિંદુ (૧૯૧૫) | સર એસ. રાધાકૃષ્ણન |
| આંધ્ર (૧૯૨૬) | સી. આર. રેડ્ડી |
| અનમલે (ચિદામ્બરમ) (૧૯૨૯) | મી. એમ રત્નસ્વામી |
| મહીસુર (૧૯૧૬) | એન. એસ. સુબારાવ |
| ઓસ્માનિયા (હૈદ્રાબાદ) (૧૯૧૮) | નવાબ મહેદિ યારજંગ |
| શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરશી વિમેન્સ યુનિવર્સિટી (૧૯૧૬) | મિસિસ શારદા મહેતા |
| વિશ્વભારતી (બોલપુર) (૧૯૨૧) | ડૉ. અવનીન્દ્રનાથ ટાગોર (પ્રમુખ) |
| ત્રાવણકોર (ત્રાવણકોર) (૧૯૩૮) | સર સી. પી. રામસ્વામી આયર |

## અખિલ હિંદનાં વિદ્યાર્થીઓની સંખ્યા

| સાલ | વિદ્યાર્થીઓ | વિદ્યાર્થિનીઓ | કુલ |
|---|---|---|---|
| ૧૯૩૧–૩૨ | ૧૦,૨૭૩,૮૮૮ | ૨,૪૯૨,૬૫૯ | ૧૨,૭૬૬,૫૩૭ |
| ૧૯૩૨–૩૩ | ૧૦,૨૪૭,૦૬૨ | ૨,૬૦૬,૪૭૦ | ૧૨,૮૫૩,૫૩૨ |
| ૧૯૩૩–૩૪ | ૧૦,૪૧૮,૧૬૯ | ૨,૭૫૪,૭૨૧ | ૧૩,૧૭૨,૮૯૦ |
| ૧૯૩૪–૩૫ | ૧૦,૬૧૬,૬૨૩ | ૨,૮૯૦,૨૪૬ | ૧૩,૫૦૬,૮૬૯ |
| ૧૯૩૫–૩૬ | ૧૦,૨૮૩,૫૭૨ | ૨,૭૮૮,૭૯૨ | ૧૩,૮૧૬,૧૪૯ |
| ૧૯૩૬–૩૭ | ૧૦,૪૮૧,૫૩૯ | ૨,૯૦૮,૦૩૭ | ૧૪,૧૪૬,૦૩૮ |
| ૧૯૩૭–૩૮ | ૧૦,૮૧૯,૫૯૨ | ૩,૦૧૨,૧૧૫ | ૧૩,૮૩૧,૭૦૭ |
| ૧૯૩૮–૩૯ | ૧૧,૩૪૪,૮૮૧ | ૩,૧૬૩,૫૮૬ | ૧૪,૫૦૮,૪૬૭ |
| ૧૯૩૯–૪૦ | ૧૩,૨૮૯,૪૪૬ | ૨,૦૦૬,૯૫૩ | ૧૫,૨૯૬,૩૯૯ |

## વસ્તીના પ્રમાણમાં કુલ વિદ્યાર્થીઓના ટકા

| સાલ | ટકા | સાલ | ટકા | સાલ | ટકા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૩–૩૪ | ૪·૮૫ | ૧૯૩૬–૩૭ | ૫·૨૦ | ૧૯૩૯–૪૦ | ૫·૯૫ |
| ૧૯૩૪–૩૫ | ૪·૯૭ | ૧૯૩૭–૩૮ | ૫·૩૮ | | |
| ૧૯૩૫–૩૬ | ૫·૦૯ | ૧૯૩૮–૩૯ | ૫·૬૪ | | |

## માન્ય થયેલ સંસ્થાઓનાં કૉલેજ વિદ્યાર્થીઓ

| સાલ | વિદ્યાર્થીઓ | વિદ્યાર્થિનીઓ | સાલ | વિદ્યાર્થીઓ | વિદ્યાર્થિનીઓ |
|---|---|---|---|---|---|
| ૧૯૩૨–૩૩ | ૯૯,૫૪૨ | ૪,૨૧૯ | ૧૯૩૬–૩૭ | ૧૧૦,૦૨૨ | ૬,૫૯૩ |
| ૧૯૩૩–૩૪ | ૧૦૩,૫૮૩ | ૪,૭૬૫ | ૧૯૩૭–૩૮ | ૧૧૫,૬૧૨ | ૭,૫૨૭ |
| ૧૯૩૪–૩૫ | ૧૦૬,૨૯૬ | ૫,૫૧૨ | ૧૯૩૮–૩૯ | ૧૨૩,૫૫૯ | ૮,૯૭૦ |
| ૧૯૩૫–૩૬ | ૧૦૭,૨૪૪ | ૫,૮૬૧ | ૧૯૩૯–૪૦ | ૧૪૦,૦૮૮ | ૪,૮૧૬ |

## બ્રિટિશ હિંદના ગ્રેજ્યુએટો તથા અન્ડર ગ્રેજ્યુએટો

| સાલ | સંખ્યા | સાલ | સંખ્યા | સાલ | સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧૯૨૧–૨૨ | ૫૯,૯૧૯ | ૧૯૩૪–૩૫ | ૧૦૧,૦૭૯ | ૧૯૩૭–૩૮ | ૧૧૮,૨૮૮ |
| ૧૯૨૬–૨૭ | ૭૯,૦૬૫ | ૧૯૩૫–૩૬ | ૧૦૭,૭૫૫ | ૧૯૩૮–૩૯ | ૧૨૧,૦૭૬ |
| ૧૯૩૧–૩૨ | ૯૧,૩૦૦ | ૧૯૩૬–૩૭ | ૧૦૯,૭૪૧ | ૧૯૩૯–૪૦ | ૧૩૮,૦૯૩ |

## કેળવણીવિષયક અખિલ હિંદનું ખર્ચ
### ( માન્ય થયેલ સંસ્થાઓનું )

| સાલ | રૂપિયા | સાલ | રૂપિયા | સાલ | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૧–૩૨ | ૨૭,૧૮,૫૬,૬૨૨ | ૧૯૩૪–૩૫ | ૨૬,૫૨,૧૧,૪૨૦ | ૧૯૩૭–૩૮ | ૨૬,૯૮,૬૪,૪૮૪ |
| ૧૯૩૨–૩૩ | ૨૫,૭૮,૭૫,૮૬૮ | ૧૯૩૫–૩૬ | ૨૫,૭૧,૦૬,૪૭૦ | ૧૯૩૮–૩૯ | ૨૭,૮૧,૯૯,૪૯૨ |
| ૧૯૩૩–૩૪ | ૨૬,૧૭,૬૫,૧૮૬ | ૧૯૩૬–૩૭ | ૨૬,૪૦,૧૭,૮૬૪ | ૧૯૩૯–૪૦ | ૨૯,૦૮,૭૬,૩૨૧ |

## દર વિદ્યાર્થીદીઠ સરેરાશ ખર્ચ

| સાલ | ખર્ચ | સાલ | ખર્ચ | સાલ | ખર્ચ |
|---|---|---|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૨૦–૧૧–૦ | ૧૯૩૭–૩૮ | ૨૦–૧૪–૨ | ૧૯૩૯–૪૦ | ૧૯–૧૨–૬ |
| ૧૯૩૫–૩૬ | ૨૦–૧૩–૪ | ૧૯૩૮–૩૯ | ૨૦—૦—૦ | | |

# વિશ્વવિદ્યાલયનાં આંકડા (૧૯૩૯-૧૯૪૦)

| | અંગભૂત કોલેજોમાં કે વિશ્વવિદ્યાલયના ખાતામાં | સાથે જોડાયેલ કોલેજોમાં | ગ્રેજ્યુએટોની સંખ્યા |
|---|---|---|---|
| કલકત્તા વિશ્વવિદ્યાલય (૧૮૫૭) | ૨,૦૫૭ | ૩૮,૨૯૧ | ૩,૬૬૨ |
| મુંબઇ ,, (૧૮૫૭) | ૨૨૬ | ૨૩,૦૩૦ | ૨,૧૦૪ |
| મદ્રાસ ,, (૧૮૫૭) | ૬,૪૮૬ | ૧૧,૧૩૨ | ૧,૭૨૨ |
| પંજાબ ,, (૧૮૮૨) | ૧,૯૦૬ | ૨૩,૮૯૫ | ૨,૨૭૯ |
| અલ્લાહાબાદ ,, (૧૮૮૭) | ૨,૩૬૨ | ... ... | ૪૬૨ |
| હિંદુ ,, (૧૯૧૬) | ૩,૬૦૪ | ૭૫ | ૨૭૧ |
| મહિસુર ,, (૧૯૧૬) | ૪,૨૩૯ | ... ... | ૪૦૭ |
| પટણા ,, (૧૯૧૭) | ... ... | ૧,૧૪૨ | ૫૨૦ |
| ઓસ્માનિયા ,, (૧૯૧૮) | ૧,૬૨૬ | ૭૦૦ | ૧૦૮ |
| મુસ્લીમ ,, (૧૯૨૦) | ૧,૭૧૭ | ... ... | ૧૮૪ |
| લખનૌ ,, (૧૯૨૦) | ૨,૫૬૨ | ... ... | ૩૯૧ |
| ઢાકા ,, (૧૯૨૧) | ૧,૫૦૭ | ... ... | ૨૪૫ |
| દિલ્લી ,, (૧૯૨૨) | ૨,૮૩૭ | ... ... | ૩૩૩ |
| નાગપુર ,, (૧૯૨૩) | ૩૬૫ | ૩,૫૭૩ | ૩૪૪ |
| આંધ્ર ,, (૧૯૨૬) | ૨૭૧ | ૪,૧૯૮ | ૧૯૨ |
| આગ્રા ,, (૧૯૨૭) | ... ... | ૪,૩૨૭ | ૧,૦૬૭ |
| અન્નમલાઇ ,, (૧૯૨૯) | ૯૫૯ | ... ... | ૯૭ |
| ત્રાવણકોર ,, (૧૯૩૭) | ૧,૭૧૮ | ૧,૨૬૯ | ૧૪૬ |

## વિશ્વવિદ્યાલયનાં પુસ્તકો

| | પુસ્તકોની સંખ્યા | | પુસ્તકોની સંખ્યા |
|---|---|---|---|
| અલિગઢ યુનિ. | ૪૭,૦૦૦ | દિલ્લી ,, | ૨૪,૩૩૮ |
| અલ્લાહાબાદ ,, | ૯૮,૯૮૦ | લખનૌ ,, | ૬૦,૩૨૫ |
| બનારસ હિંદુ ,, | ૧૦૦,૦૦૦ થી વધારે | મદ્રાસ ,, | ૧,૦૯,૫૫૦ (લગભગ) |
| મુંબઈ ,, | ૫૯,૫૦૭ | નાગપુર ,, | ૩૩,૮૦૩ |
| કલકત્તા ,, | ૨,૦૬,૦૦૦ થી વધારે | પંજાબ ,, | ૯૭,૨૨૮ |
| ઢાકા ,, | ૭૯,૫૧૪ | પટણા ,, | ૨૪,૦૦૦ |

## કેળવણીની સંસ્થાઓ

**ખેતીવાડી**

૧ ઇમ્પિરિયલ એગ્રીકલ્ચરલ રીસર્ચ ઇન્સ્ટિટયુટ, નવી દીલ્હી.
૨ એગ્રીકલ્ચરલ કોલેજ કાનપુર.
૩ એગ્રીકલ્ચરલ કોલેજ કોઇમ્બતુર.
૪ એગ્રીકલ્ચરલ કોલેજ એન્ડ રીસર્ચ ઇન્સ્ટિટયુટ, માંડલે.
૫ અલ્લાહાબાદ એગ્રીકલ્ચરલ ઇન્સ્ટિટયુટ, અલ્લાહાબાદ.

૬ બુલંદ શેર સ્કૂલ ઑફ એગ્રીકલ્ચર સંયુક્તપ્રાંતો.
૭ કૉલેજ ઑફ એગ્રીકલ્ચર, પૂના.
૮ કૉલેજ ઑફ એગ્રીકલ્ચર, નાગપુર.
૯ ઢાકા સેકંડરી એગ્રીકલ્ચરલ સ્કૂલ ઢાકા.
૧૦ ચિન્સુરા એગ્રીકલ્ચરલ સ્કૂલ, ચિન્સુરા.
૧૧ બહેરામપુર સેરીકલ્ચરલ નર્સરી સ્કૂલ, મુર્શિદાબાદ.
૧૨ પિયાસ બારી સેરીકલ્ચરલ નર્સરી સ્કૂલ, માલ્ડા.
૧૩ પંજાબ એગ્રીકલ્ચરલ કોલેજ લાયલપુર.
૧૪ માઇસોર એગ્રીકલ્ચરલ સ્કૂલ, બેંગલોર.
૧૫ બરોડા ફાર્મ, વડોદરા.
૧૬ ઢાકા એગ્રીકલ્ચરલ સ્કૂલ ફોર ધી ટીચર્સ ઑન ટ્રેઇનિંગ, ઢાકા.

## આર્ટ સ્કૂલો

૧ ગવર્મેન્ટ સ્કૂલ ઑફ આર્ટ, ૩૮ ચૌરંઘી કલકત્તા.
૨ લખનૌ સ્કૂલ ઑફ આર્ટસ એન્ડ ક્રેફ્ટસ, લખનૌ
૩ મેયો સ્કૂલ ઑફ આર્ટસ, લાહોર
૪ સ્કૂલ ઑફ આર્ટસ એન્ડ ક્રેફ્ટસ મદ્રાસ
૫ સ્કૂલ ઑફ આર્ટસ, જયપુર
૬ સારદા ઉકીલ સ્કૂલ ઑફ આર્ટ, ૬૬, કવીન્સ વે, ન્યુ દીલ્લી.
૭ કલાભવન, વિશ્વભારતી, શાંતિનિકેતન
૮ કલાભવન, વડોદરા.
૯ ઇન્ડિયન સોસાયટી ઑફ ઓરીઅન્ટલ આર્ટ, ૧૧ વેલિંગ્ટનસ્કવેર, કલકત્તા. (ત્રણ વર્ષનો અભ્યાસક્રમ છે)
૧૦ ઇન્ડિયન આર્ટ સ્કૂલ
૧૧ માહેશ્વર પસ્ના સ્કૂલ ઑફ આર્ટ, દૌલતપુર, ખુલના.
૧૨ સ્કૂલ ઑફ આર્ટસ, ત્રિવેન્દ્રમ, ત્રાવણકોર
૧૩ સાઉથ ઇન્ડિયન સ્કૂલ ઑફ આર્ટસ, ત્રાવણકોર
૧૪ માઇસોર ગવર્મેન્ટ આર્ટસ એન્ડ ક્રેફ્ટસ ઇન્સ્ટિટ્યુટ, બેંગલોર
૧૫ ઉદયશંકર કલ્ચર સેન્ટર, આલ્મોરા.

## વેપારી કૉલેજો

૧ ગવર્મેન્ટ કમર્શિયલ ઇન્સ્ટિટ્યુટ, કલકત્તા.
૨ સીડનહામ કૉલેજ ઑફ કોમર્સ એન્ડ ઇકોનોમિક્સ, મુંબઇ
૩ દાવર્સ કૉલેજ ઑફ કૉમર્સ, લૉ, ઇકોનોમિક્સ એન્ડ બેંકિંગ, મુંબઇ
૪ જ્યૉર્જ ટેલિગ્રાફ ટ્રેઇનિંગ ઇન્સ્ટિટ્યુટ, કલકત્તા.
૫ કોરોનેશન કમર્શિયલ કૉલેજ, કરાચી.
૬ જ્યુપીટર કમર્શિયલ કૉલેજ, દિલ્હી.
૭ લખનૌ ક્રિશ્ચિયન સ્કૂલ ઑફ કોમર્સ, લખનૌ.
૮ શેઠ એચ. એલ. કોમર્સ કૉલેજ, અમદાવાદ

## જંગલખાતાની કૉલેજો

૧ ઇન્ડિયન ફૉરેસ્ટ રેન્જર કૉલેજ, દહેરાદુન
૨ ઇન્ડિયન ફૉરેસ્ટ કૉલેજ, દહેરાદુન
૩ મદ્રાસ ફૉરેસ્ટ કૉલેજ, કોઇમ્બતુર

## એન્જીનીયરીંગ સ્કૂલો અને કૉલેજો

૧ બનારસ હિંદુ યુનિવર્સિટી એન્જીનીયરીંગ કૉલેજ.
૨ બંગાલ એન્જીનીયરીંગ કૉલેજ–શિબપુર (હાવરા)
૩ બિહાર કૉલેજ ઑફ એન્જીનીયરીંગ–પટણા.
૪ કૉલેજ ઑફ એન્જીનીયરીંગ–પૂના.
૫ ટૉમ્સન સિવિલ એન્જીયરીંગ કૉલેજ–રૂડકી.
૬ કૉલેજ ઑફ એન્જીનીયરીંગ એન્ડ ટેકનોલોજી–જાદવપુર (બંગાળ).
૭ લુઅેટ એન્જીનીયરીંગ કૉલેજ–લખનૌ.
૮ ઇન્ડિયન સ્કૂલ ઑફ માઇન્સ–ધનબાદ.
૯ એકેડેમી ઑફ એન્જીનીયરીંગ–ત્રિચિનોપલી.
૧૦ બેંગાલ સર્વે સ્કૂલ–મૈનમતી હિલ્સ.
૧૧ કલકત્તા એન્જીનીયરીંગ કૉલેજ, બેલીગંજ, કલકત્તા
૧૨ સિવિલ એન્જીનીયરીંગ ઇન્સ્ટીટ્યુટ, લુધિયાણા
૧૩ કૉલેજ ઑફ એન્જીનીયરીંગ, બેંગલોર
૧૪ આસનુલ્લા સ્કૂલ ઑફ એન્જીનીયરીંગ, ઢાકા.
૧૫ એન્જીનીયરીંગ સ્કૂલ, હૈદ્રાબાદ
૧૬ એન્જીનીયરીંગ સ્કૂલ, સક્કર (સિંધ)
૧૭ ગવર્મેન્ટ એન્જીનીયરીંગ સ્કૂલ, નાગપુર
૧૮ ગવર્મેન્ટ સ્કૂલ ઑફ એન્જીનીયરીંગ રસુલ (પંજાબ)
૧૯ મેકલેગન એન્જીયરીંગ કૉલેજ, લાહોર
૨૦ મહારાજા એન્જીનીયરીંગ કૉલેજ, જમ્મુ
૨૧ એન. ઇ. ડી. સીવીલ એન્જીનીયરીંગ કૉલેજ, કરાચી.
૨૨ ઓરિસા સ્કૂલ ઑફ એન્જીનીયરીંગ, કટક.

## ઔદ્યોગિક અને ટેકનિકલ સંસ્થાઓ

૧ બાલાસોર ટેકનિકલ સ્કૂલ, બાલાસોર
૨ બેંગાલ ટેક્સ્ટાઇલ સ્કૂલ, સીરામપોર
૩ બિરાર વી. એમ. ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ, અમરાવતી
૫ કલકત્તા સ્કૂલ ઑફ કૉટેજ ઇન્ડસ્ટ્રીઝ, કલકત્તા
૬ સેન્ટ્રલ પોલી–ટેકનિક ઇન્સ્ટિટ્યુટ, લશ્કર (ગ્વાલિયર)
૭ સી. વીવીંગ ઇન્સ્ટિટ્યુટ, બનારસ
૮ કૉટેજ ઇન્ડસ્ટ્રીઝ ઇન્સ્ટિટ્યુટ, પટણા

૯ ડી. બી. ટેકનિકલ સ્કૂલ, બર્દવાન
૧૦ ડાયમંડ જ્યુબિલી ઇન્ડસ્ટ્રીયલ સ્કૂલ, રાજશાહી
૧૧ ઇ. બી. ટેકનિકલ સ્કૂલ, પબના
૧૨ એફ. એમ. સી. સ્કૂલ ઑફ મોટરીંગ, કલકત્તા
૧૩ એફ. એસ. પી. ટેકનીકલ ઇન્સ્ટિટ્યુટ, સુરત
૧૪ ગવર્મેન્ટ કાર્પેન્ટરી સ્કૂલ, અલ્લાહાબાદ
૧૫ ગવર્મેન્ટ કાર્પેન્ટરી અને સ્મિથરી સ્કૂલ, કવીલોન
૧૬ ગવર્મેન્ટ વીવીંગ ઇન્સ્ટિટ્યુટ, અમૃતસર
૧૭ ગવર્મેન્ટ સી. વૂડવર્કિંગ ઇન્સ્ટિટ્યુટ, બરેલી
૧૮ ગવર્મેન્ટ ઇન્ડસ્ટ્રીયલ સ્કૂલ, બેલારી
૧૯ ગવર્મેન્ટ ઇન્ડસ્ટ્રીયલ સ્કૂલ, કલિકટ
૨૦ ગવર્મેન્ટ ઇન્ડસ્ટ્રીયલ ઇન્સ્ટિટ્યુટ, મદુરા
૨૧ ગવર્મેન્ટ ઇન્ડસ્ટ્રીયલ ઇન્સ્ટિટ્યુટ મદ્રાસ
૨૨ ગવર્મેન્ટ ટેકનિકલ સ્કૂલ, લાહોર
૨૩ ગવર્મેન્ટ ટેકનિકલ સ્કૂલ, ગોરખપુર
૨૪ ગવર્મેન્ટ ટ્રેઇડ સ્કૂલ, મદ્રાસ.
૨૫ ગવર્મેન્ટ ટ્રેઇડ સ્કૂલ, મેંગલોર.
૨૬ ગવર્મેન્ટ લેધર–વર્કીંગ સ્કૂલ, આગ્રા, કાનપુર, મીરત.
૨૭ ગવર્મેન્ટ પોલટ્રી ફાર્મ, ગુરદાસપુર (પંજાબ)
૨૮ ગન એન્ડ શેલ ફેક્ટરી, કલકત્તા.
૨૯ હારકોર્ટ બી. ટેકનોલોજીકલ ઇન્સ્ટિટ્યુટ, કાનપુર.
૩૦ ઇન્ડિયન ઓર્ડનન્સ ફેક્ટરીઝ, ઇશાપુર, જબલપુર, નીલગીરી.
૩૧ ઇન્ટરનેશનલ ઓટામોબાઇલ એન્જીનીયરીંગ ઇન્સ્ટિટ્યુટ, કલકત્તા.
૩૨ જમશેદપુર ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ, જમશેદપુર.
૩૩ લેધર ટ્રેઇડઝ ઇન્સ્ટિટ્યુટ, મદ્રાસ.
૩૪ એલ. એમ. એસ. ઇન્ડસ્ટ્રિયલ સ્કૂલ, મૈનપુરી.
૩૫ એમ. ટેકનિકલ સ્કૂલ, હુગલી.
૩૬ પ્રેમ મહાવિદ્યાલય, વૃંદાવન.
૩૭ આર. સી. ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ, અમદાવાદ.
૩૮ રાંચી ટેકનિકલ સ્કૂલ, રાંચી.
૩૯ સરોજ નલિની ઇન્ડસ્ટ્રિયલ સ્કૂલ ફોર વીમેન, કલકત્તા.
૪૦ ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ, વડોદરા.
૪૧ ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ ઓફ ઇન્ડિયા લી. દીલ્લી.
૪૨ ટેકનિકલ સ્કૂલ, કંચરાપરા.
૪૩ ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ, જમાલપુર.
૪૪ વીવીંગ સ્કૂલ, ગૌહટી.
૪૫ વી. જે. ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ, મુંબઇ.

૪૬ વી. જે. ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ, સક્કર (સિંધ)
૪૭ વિશ્વભારતી—બોલપુર.
૪૮ વિકટોરિયા ટ્રેઇનીંગ કૉલેજ—પૂના.
૪૯ બેંગાલ ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુટ, કલકત્તા.

## લશ્કરી કેળવણી આપતી સંસ્થાઓ

૧ આર્મી સ્કૂલ ઑફ ફીઝીકલ ટ્રેઇનિંગ, અંબાલા અને કસૌલી.
૨ આર્મી સ્કૂલ-પૂના.
૩ આર્મી સ્કૂલ ઑફ એજ્યુકેશન, પચમારી.
૪ આર્મી સિગ્નલ સ્કૂલ, પૂના.
૫ કેમીકલ વૉરફેર સ્કૂલ બેલગામ.
૬ ઇક્વિટેશન સ્કૂલ, સગર.
૭ એચ. ઓ. સ્કૂલ ઑફ વેપન ટ્રેઇનિંગ એન્ડ મીકનીઝેશન, પચમારી અને અહમદનગર.
૮ આઇ. એ. ઓ. સી. ટ્રેઇનિંગ સેન્ટર, જબલપુર.
૯ ઇન્ડિયન આર્ટીલરી ટ્રેઇનિંગ બેટરી, મથુરા.
૧૦ ઇન્ડિયન મીલીટરી એકેડેમી, દહેરાદુન.
૧૧ કિંગ જયોર્જીસ આર. ઇન્ડિયન મીલીટરી સ્કૂલ્સ, જલંધર, જેલમ, અજમેર.
૧૨ કીચનર કોલેજ, નવગોંગ (મધ્યહિંદ).
૧૩ લોરેન્સ રૉયલ એમ. સ્કૂલ સનવાર (સીમલા).
૧૪ માઉન્ટન આર્ટીલરી ટ્રેઇનિંગ સેન્ટર, અંબાલા.
૧૫ પ્રિન્સ ઑફ વેલ્સ આર. આઇ. એમ. કોલેજ, દહેરાદુન.
૧૬ રૉયલ આર્ટીલરી ટ્રેઇનિંગ સેન્ટર, મથુરા.
૧૭ રૉયલ ટેન્ક કોર્સ સ્કૂલ, અહમદનગર.
૧૮ સ્કૂલ ઑફ આર્ટીલરી, કાકુલ.
૧૯ સિનિયર ઑફીસર્સ સ્કૂલ, બેલગામ.
૨૦ સીગ્નલ ટ્રેઇનિંગ સેન્ટર, જબલપુર.
૨૧ સ્મોલ આર્મ્સ સ્કૂલ, પચમારી.
૨૨ સ્મૉલ આર્મ્સ એન્ડ મેકેનીઝેશન સ્કૂલ, અહમદનગર.
૨૩ સ્ટાફ કોલેજ, કવેટા.

## સંશોધન અભ્યાસક્રમ માટેની સંસ્થાઓ

૧ ભાંડારકર ઓરીઅન્ટલ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ, પૂના.
૨ બોઝ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ, કલકત્તા.
૩ ઇમ્પિરિયલ એગ્રીકલ્ચરલ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ, નવી દિલ્લી.
૪ ઇન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સ, બેંગલોર.
૫ ઇન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ ફીલોસૉફી, અમલનેર (પૂ. ખાનદેશ)

## હિંદની વૈજ્ઞાનિક એકેડેમી

૧ રૉયલ એશિયાટિક સોસાયટી બંગાળા. ૧૭૮૪માં સર વિલિયમ જોન્સે તેની સ્થાપના કરી.
૨ ઇંડિયન મ્યુઝિયમ કલકત્તા. સ્થાપના ૧૮૬૬. પશુસંગ્રહસ્થાનના સંશોધન ખાતાનું મુખ્ય કેન્દ્ર.
૩ મદ્રાસ લીટરરી સોસાયટી. ગ્રેટબ્રિટન અને આયર્લૅન્ડની રૉયલ સોસાયટીની સહાયક. સ્થાપના ૧૮૩૩
૪ એગ્રી–હોર્ટિકલ્ચરલ સોસાયટી ઑફ ઇંડિયા, કલકત્તા. સ્થાપના ૧૮૨૦
૫ બોમ્બે નેચરલ હિસ્ટરી સોસાયટી, મુંબઈ. સ્થાપના ૧૮૮૩.
૬ હાફકિન ઇન્સ્ટિટ્યુટ. મુંબઈ. સંશોધનનું કેન્દ્ર. સ્થાપના ૧૮૯૯.
૭ ઇંડિયન એસોસિયેશન ફૉર કલ્ટીવેશન ઑફ સાયન્સ, કલકત્તા. ૧૮૭૬માં ડૉ. મહેન્દ્રલાલ સરકારે સ્થાપના કરી.
૮ નેશનલ એકેડેમી ઑફ સાયન્સીઝ, અલ્લાહાબાદ. સ્થાપના ૧૯૩૬
૯ ઇંડિયન એકેડેમી ઑફ સાયન્સીઝ. બેંગલોર. મૌલિક વૈજ્ઞાનિક લેખોના વાચન તથા ચર્ચા માટે ૧૯૩૪માં સ્થાપવામાં આવી.
૧૦ નેશનલ ઇન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સીઝ કલકત્તા. વિવિધ વૈજ્ઞાનિક સંસ્થાઓના તથા સરકારી વૈજ્ઞાનિક ખાતાના કાર્યના એકીકરણ માટે ૧૯૩૫ના જાન્યુઆરીમાં સ્થાપવામાં આવ્યું.

## કરીઅર (Career) વિભાગ

**અખિલ હિંદ સર્વિસીઝ** : અખિલ હિંદ સર્વિસીઝમાં બે રીતે ભરતી કરવામાં આવે છે. (૧) હરીફાઇવાળી પરીક્ષાથી તથા (૨) પસંદગીથી. કેટલીક નોકરીમાં હરીફાઇ તથા પસંદગી બન્ને વડે દાખલ કરવામાં આવે છે.

**હરીફાઇવાળી પરીક્ષા** : નીચેની નોકરીમાં હરીફાઇવાળી પરીક્ષાથી દાખલ કરવામાં આવે છે. (૧) આઈ. સી. એસ. (૨) ઇંડીયન ઑડીટ એન્ડ એકાઉન્ટ સર્વિસીઝ (૩) ઇમ્પિરિયલ કસ્ટમ્સ સર્વિસ (૪) ઇંડીયન રેલવે એકાઉન્ટ સર્વિસ (૫) મિલિટરી એકાઉન્ટસ સર્વિસ (૬) પોસ્ટલ સુપ્રીન્ટેન્ડન્ટસ, બીજો વર્ગ (૭) ટ્રાન્સ્પોર્ટેશન (૮) સર્વે ઑફ ઇંડિયા, બીજો વર્ગ (૯) ઇંડિયન પોલીસ (૧૦) ઇન્ડિયન ફોરેસ્ટ સર્વિસ (૧૧) સેન્ટ્રલ એન્જીનિયરીંગ સર્વિસ પહેલો વર્ગ (૧૨) ઇન્ડિયન રેલવે સર્વિસ ઑફ એન્જીનિયર્સ (૧૩) સુપિરિયર ટેલીગ્રાફ એન્જિનિયરીંગ એન્ડ વાયર્લેસ બ્રાન્ચીઝ, ટપાલ અને તારખાતું (૧૪) ઇન્ડિયન મિલિટરી એકેડેમી દહેરાદુન (૧૫) રૉયલ એર ફોર્સ કૉલેજ ક્રેન્વેલ (૧૬) હિંદી સરકારના સેક્રેટરિયટ ખાતામાં મિનિસ્ટરિયલ સર્વિસીઝ.

**પસંદગીવાળી નોકરી** : આ વિભાગની થોડી નોકરી નીચે આપવામાં આવી છે.

(૧) સ્ટેટ રેલવેના ડિસ્ટ્રિક્ટ મેડીકલ ઑફીસરો (૨) બંગાળ પાઇલટ સર્વિસમાં લીડ્ઝમેન એપ્રેન્ટાઇસીઝ (૩) ઝુઓલૉજીકલ સર્વિસીઝ પ્રથમવર્ગ, (૪) આર્કીઓલૉજીકલ સર્વે ઑફ ઇન્ડિયા, પ્રથમ વર્ગ વિગેરે.

**હિંદી સનંદી નોકરી** : (આઇ. સી. એસ.) (દિલ્લી) દરવર્ષે જાન્યુઆરીમાં દિલ્લીમાં પરીક્ષા લેવામાં આવે છે. શરુઆતનો પગાર રૂા. ૪૫૦)નો હોય છે. જુનિયર સ્કેલમાં વાર્ષિક વધારો રૂા. ૫૦)નો હોય છે. છઠ્ઠા અગર સાતમાં વર્ષમાં સિનિયર સ્કેલમાં આવતાં પગારનો વધારો રૂા. ૭૫)નો થાય છે અને ત્યાર પછી ૧૦૦)નો થાય છે. પગાર વધીને ૨,૨૫૦ રૂા. થાય છે. બીન–એશિયાટિક અધિકારીઓને 'ઓવરસીઝ' પગાર મળે છે. તે રૂા. ૧૫૦)થી ૪૦૦) સુધી વધે છે.

જે વર્ષમાં પરીક્ષા થવાની હોય તે વર્ષના જાન્યુઆરીની પહેલી તારીખે ઉમેદવારની ઉમર ૨૧ વર્ષની હોવી જોઇએ. અને ૨૪ વર્ષની ન હોવી જોઇએ. ઉમેદવારે, માન્ય થયેલ યુનિવર્સિટીની ડીગ્રી, અથવા મેયોની અજમેર કોલેજનો સિનિયર ડિપ્લોમા ધરાવવો જોઇએ. ડીગ્રી, સાયન્સ, આર્ટસ અથવા લેટર્સની હોવી જોઈએ પણ ધંધાદારી ડીગ્રી હોવી ન જોઇએ.

ઉમેદવારે ફેડરલ પબ્લિક સર્વિસ કમીશન પાસેથી પરીક્ષામાં બેસવાનું સર્ટીફીકેટ મેળવવું જોઈએ તથા નક્કી કરેલ ફી ભરવી જોઈએ.

**પરીક્ષાના વિષયો** : વિભાગ **અ.** બધા ઉમેદવારોએ આ વિષયો લેવા જોઇએ. (૧) નિબંધ ૧૫૦ માર્ક (૨) અંગ્રેજી ૧૫૦ માર્ક (૩) જનરલ નોલેજ (સામાન્ય જ્ઞાન) ૧૦૦ માર્ક (૪) મોડર્ન ઇન્ડિયન અથવા બર્મીઝ ભાષા, ૧૦૦ માર્ક.

વિભાગ **બ.** ઉમેદવારોએ કુલ ૮૦૦ માર્ક સુધીના વિષયો લેવા જોઇએ. આ વિભાગ ત્રણ ભાગમાં વહેંચાયેલ છે. (૧) ભાષાઓ અને સંસ્કૃતિ. તેમાં ૧૯ વિષયો હોય છે (૨) ઇતિહાસ, અર્થશાસ્ત્ર, રાજનીતિ કાયદો અને તત્ત્વજ્ઞાન. તેના ૧૭ વિષયો હોય છે. (૩) ગણિત અને વિજ્ઞાન. તેના ૨૦ વિષયો હોય છે.

વિભાગ **ક.** મૌખિક પરીક્ષા, ૩૦૦ માર્કસ. પસંદ કરેલા ઉમેદવારોએ ઈંગ્લંડમાં એક વર્ષ નીચેની યુનિવર્સિટીઓમાંથી એકમાં રહેવું પડે છે :–ઑકસફર્ડ, કેમ્બ્રિજ, લંડન, અથવા સ્કૂલ ઑફ ઓરીઅન્ટલ સ્ટડીઝ.

**ઇન્ડિયન સિવિલ સર્વિસ (લંડન)** : દર વર્ષે ઉનાળામાં લંડનમાં સિવિલ સર્વિસના કમીશ્નરો આઇ. સી. એસ. ની પરીક્ષા લે છે. જે વર્ષમાં પરીક્ષા લેવાય તે વર્ષના ઑગસ્ટની પહેલી તારીખે ઉમેદવારની ઉમર ઓછામાં ઓછી ૨૧ વર્ષની હોવી જોઇએ તથા તેની ઉમર ૨૪ વર્ષની હોવી ન જોઇએ.

જે ઉમેદવારો યુરોપીઅન ન હોય તેમણે બ્રિટિશટાપુની માન્ય થયેલ યુનિવર્સિટીની ઑનર્સ ડિગ્રી ધરાવવી જોઇએ અથવા તો યુનિવર્સિટીના દરજ્જાના કોઈ માન્ય ઇન્સ્ટિટ્યુટની તેવા જ ધોરણની પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ. પરીક્ષા પસાર કર્યા પહેલાં તેણે આવી યુનિવર્સિટીમાં, અથવા ઇન્સ્ટિટ્યુટમાં અથવા આ કાર્ય માટે માન્ય કરવામાં આવેલ કોઇ યુનિવર્સિટી કોલેજમાં ઓછામાં ઓછા બે વર્ષ માટે આખા વખતના સભ્ય તરીકે રહેવું જોઇએ.

પસંદગી પછી નીચેની કોઈ પણ યુનિવર્સિટીમાં એક વર્ષ અજમાયશ ખાતર રહેવું જોઇએ :– ઑકસફર્ડ, કેમ્બ્રિજ, લંડન, સ્કૂલ ઑફ ઓરીઅન્ટલ સ્ટડીઝ. અજમાયશી ઉમેદવારોએ બીજી પરીક્ષા આપવાની હોય છે. આ સમય દરમિયાન ઉમેદવારને ૩૦૦ પૌંડ આપવામાં આવે છે. એશિયાવાસીને ૩૫૦ પૌંડ આપવામાં આવે છે.

**ઑડીટ અને એકાઉન્ટ સર્વિસ** : પગાર પ્રોબેશનરોને રૂા. ૨૫૦–૨૫–૨૭૫; નિમણૂક થતાં ૩૦૦–૨૫–૬૦૦–૩૫–૯૫૦ ત્યાર પછી એકાઉન્ટન્ટ જનરલ ત્રીજો વર્ગ ૧,૩૦૦ રૂા.; બીજો વર્ગ રૂા. ૧,૬૦૦; પહેલો વર્ગ રૂા. ૨૦૦૦. દર વર્ષે હિંદમાં નવેંબરમાં પરીક્ષા લેવામાં આવે છે. જે વર્ષમાં પરીક્ષા હોય તે વર્ષના ઓગસ્ટની ૧ લી તારીખે ઉમેદવારની ઉમર ૨૧ વર્ષથી ઓછી અને ૨૪ વર્ષથી વધારે ન હોવી જોઇએ. ઉમેદવારો કોઈ પણ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ હોવા જોઇએ અને તેઓએ અજમેરની મેયો કૉલેજનો ડિપ્લોમા ધરાવવો જોઇએ.

**પોસ્ટલ સુપ્રિન્ટેન્ડન્ટસ** : દર વર્ષે નવેંબરમાં પરીક્ષા લેવામાં આવે છે. જે વર્ષમાં પરીક્ષા લેવાની હોય તે વર્ષના ઑગસ્ટની પહેલી તારીખે ઉમેદવારની ઉમર ૨૧ વર્ષથી ઓછી અગર ૨૪ વર્ષથી

વધારે હોવી ન જોઇએ. તે યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ હોવો જોઇએ અથવા તેણે અજમેરની મેયો કૉલેજનો ડિપ્લોમા ધરાવવો જોઇએ.

પસંદ કરેલા ઉમેદવારોને અજમાયશી પહેલા વર્ષમાં મહિને ૨૦૦ રૂ. મળે છે. છેવટની પસંદગી પછી બીજા વર્ષે માસિક ૨૨૦ રૂ. મળે છે. બીજા વર્ષની તાલીમ દરમિયાન જેઓ સંતોષકારક પ્રગતિ કરે તેને સુપ્રિન્ટેન્ડન્ટ ઑફ પોસ્ટ ઓફીસીઝ અને રૉયલ મેલ-સર્વિસમાં જરૂર પ્રમાણે ભરતી કરવામાં આવે છે. પગારનો દર ૨૪૦–૨૦–૪૮૦–૧૫–૬૦૦નો છે.

**ટ્રાન્સપોર્ટેશન એન્ડ કમર્શિયલખાતું** : દર વર્ષે નવેંબરમાં પરીક્ષા લેવામાં આવે છે. ઉમેદવારની ઉમર ૨૧ વર્ષથી ઓછી અને ૨૫થી વધારે હોવી ન જોઇએ. માન્ય કરેલી કોઇ પણ યુનિવર્સિટીની ડીગ્રી તેણે ધરાવવી જોઇએ અથવા તો 'એસોશિયેટ મેમ્બરશિપ એકઝામીનેશન ઓફ ધી ઇન્સ્ટિટયુટ ઓફ એન્જીનિયર્સ (હિંદ) નો **अ** અથવા **ब** વિભાગ પસાર કરેલ હોવો જોઈએ. અથવા તે પરીક્ષાના **अ** અથવા **ब** વિભાગની પરીક્ષામાંથી મુક્તિ મળે તેવી કેળવણીવિષયક લાયકાત હોવી જોઇએ અથવા તો ડુમિનિયન્સની માન્ય થયેલ કોઇ યુનિવર્સિટીની ડીગ્રી હોવી જોઇએ અથવા બેંગલોરના ઇંડિયન ઇન્સ્ટિટયુટ ઓફ સાયન્સની એસોશિયેટશિપ અથવા ફેલોશિપ હોવી જોઇએ અથવા તો કમીશનની સલાહ બાદ ગવર્નર–જનરલ નક્કી કરે તેવી બીજી કોઇ લાયકાત હોવી જોઇએ. શરૂઆતમાં પ્રોબેશનના વર્ષ દરમિયાનનો પહેલા વર્ષનો પગાર રૂ. ૨૫૦; બીજે વર્ષે ૨૭૫ રૂ. બે વર્ષ પછી પગારનો દર નીચે પ્રમાણે :—

આસિસ્ટન્ટ ઓફીસરો. રૂ. ૩૦૦–૨૫–૪૦૦; સાત વર્ષે રૂ. ૪૫૦, અને ૧૦ વર્ષે રૂ. ૫૦૦, ડિસ્ટ્રિકટ ઓફીસરો–ગ્રેડ ત્રીજો, રૂ. ૭૫૦, ગ્રેડ બીજો રૂ.૮૫૦, ગ્રેડ પહેલો રૂ. ૯૫૦.

**સર્વે ઓફ ઇન્ડિયા** : બીજો વર્ગ. કલકત્તા, બેંગલોર તથા દહેરાદૂનમાં, ફેડરલ પબ્લિક સર્વિસ કમીશન મારફત દર વર્ષે ઑગસ્ટમાં પરીક્ષા લેવામાં આવે છે. ઉમેદવારની ઉમર ૧૯ વર્ષથી ઓછી કે ૨૩ વર્ષથી વધારે હોવી ન જોઇએ. ઉમેદવારોએ ગણિતના વિષય સાથે બી. એ. કે બી. એસ. સી.ની પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ અથવા એસોશિયેટ મેમ્બરશિપ ઓફ ધી ઇન્સ્ટિટયુશન ઓફ એન્જીનિયર્સ (હિંદ)ના **अ** અથવા **ब** વર્ગની પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ, અથવા એન્જીનીયરીંગની ડીગ્રી મેળવેલ હોવી જોઇએ અથવા સિવિલ એન્જીનિયરીંગમાં સીટીગીલ્ડઝ ઇન્સ્ટિટયુટની એસોશિયેટ પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ અથવા મિકેનિકલ એન્જીનિયરીંગમાં બેંગાલ એન્જીનિયરીંગ કૉલેજની એસોશિયેટશિપ પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ અથવા ધનબાદની ઇંડિયન સ્કૂલ્સ ઓફ માઇન્સનું સર્ટીફીકેટ મેળવેલ હોવું જોઇએ. પગાર પ્રોબેશનરો માટે ૧૩૦–૧૫–૧૬૦ રૂ. એકસ્ટ્રા આસિસ્ટન્ટ સુપ્રીન્ટેન્ડન્ટ માટે રૂ. ૨૦૦–૧૫–૩૮૦–૨૦–૬૦૦.

**ઇંડિયન પોલીસ** : દર વર્ષે સપ્ટેમ્બરમાં લેવાતી પરીક્ષા પરથી અથવા હિંદમાં લેવાતી મર્યાદિત પરીક્ષા પરથી પસંદગી કરવામાં આવે છે.

પગાર–માસિક રૂ. ૩૫૦]. જ્યુનિયર સ્કેલમાં વાર્ષિક દર મહિને રૂ. ૨૫]નો વધારો. જ્યારે પગાર વધીને રૂ. ૬૫૦ થી રૂ. ૬૭૫] થાય છે ત્યારે સિનિયર સ્કેલમાં અવાય છે. ત્યારપછી નોકરીના સોળ વર્ષ થાય ત્યાંસુધી વાર્ષિક દર મહિને રૂ. ૨૫] વધે છે. પછી રૂ. ૧૪૫૦]નો પગાર થાય ત્યાંસુધી રૂ. ૫૦]ના હિસાબે વાર્ષિક વધારો થાય છે.

યુનિવર્સિટીની ડીગ્રી લેવા માટે ઉમેદવારની ઉમર ૨૦ વર્ષથી ઓછી તથા ૨૨ વર્ષથી વધારે હોવી ન જોઇએ.

**સેન્ટ્રલ એન્જીનિયરીંગ સર્વિસ** (પહેલો વર્ગ) : હરીફાઇથી તથા બીજી રીતો જેવી કે, નિમણૂક, બઢતી વિગેરે–થી ભરતી કરવામાં આવે છે.

હરીફાઈત્મક પરીક્ષા માટે ઉમેદવારની ઉંમર ૨૦ વર્ષની તથા ૨૫ વર્ષની નીચે હોવી જોઇએ. તેણે ઇન્સ્ટિટ્યુશન ઑફ એન્જીનિયર્સ (હિંદ)ની એસોશિયેટ મેમ્બરશિપ પરીક્ષા અ અને બ વર્ગની પસાર કરેલી હોવી જોઇએ અથવા કલકત્તા યુનિવર્સિટીની બી. ઈ. ની ડીગ્રીની પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ અથવા ઍંગલોસ્ના ઇન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સની ઇલેકટ્રીકલ ટેકનોલોજીનું સર્ટીફીકેટ મેળવેલ હોવું જોઇએ અથવા કોઈ પણ યુનિવર્સિટીની એન્જીનિયરીંગ ડીગ્રી મેળવેલ હોવી જોઇએ અથવા બેંગાલ એન્જીનિયરીંગ કોલેજની, મિકેનિકલ એન્જીનિયરીંગની એસોશિયેટ પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ.

પગાર—પ્રોબેશનના પહેલા વર્ષ માટે માસિક પગાર રૂ. ૨૫૦) તથા પ્રોબેશનના બીજા વર્ષ માટે માસિક પગાર રૂ. ૨૭૫). ત્યારબાદ ખાતાવાર પરીક્ષા આપ્યા બાદ આસિસ્ટન્ટ એકઝીક્યુટીવ એન્જીનિયર તરીકે કાયમી નોકરી. ત્યારે પગારનો દર ૩૫૦–૨૫–૪૦૦; ૫૦–૨–૫૦૦.

**ઇન્ડિયન રેલવે સર્વિસ ઑફ એન્જીનિયર્સ**: હરીફાઈથી તથા સીધી નિમણૂક તથા બઢતીથી ભરતી કરવામાં આવે છે. પગાર–પ્રોબેશન પહેલા બે વર્ષો માટે રૂ. ૨૫૦ તથા રૂ. ૨૭૫/–ત્યારબાદ

આસિસ્ટન્ટ ઑફીસરો—રૂ. ૩૫૦–૨૫–૪૫૦; સાતમે વર્ષે રૂ. ૫૦૦/–

ડિસ્ટ્રિક્ટ ઑફીસરો—ત્રીજો ગ્રેડ. માસિક રૂ. ૭૫૦/ ગ્રેડ બીજો માસિક રૂ ૮૫૦/ પહેલો ગ્રેડ માસિક રૂ. ૯૫૦/–એડમિનિસ્ટ્રેટિવ પોસ્ટસ. રૂ. ૧,૩૦૦ થી ૨,૨૫૦/–દર વર્ષે નવેંબરમાં પરીક્ષા લેવામાં આવે છે. ઉમેદવારની ઉમર ૨૦ વર્ષથી ઓછી તથા ૨૫ વર્ષથી વધારે હોવી ન જોઇએ.

**આઇ. એમ. એસ.**: આઇ. એમ. એસ. માં નિમણૂક કરવામાં આવે છે. હિંદની 'પસંદગી કમીટી' પોતાની ભલામણો હિંદી વજીરને મોકલે છે. ઉમેદવારની ઉમર ૩૨ વર્ષની હોવી જોઇએ અને તેણે ડીગ્રી ધરાવવી જોઇએ.

પગાર–લેફ્ટેનન્ટ, રૂ. ૫૦૦/. કેપ્ટન રૂ. ૬૫૦/થી રૂ. ૮૫૦/. મેજર રૂ. ૯૫૦/થી ૧,૨૫૦/. લેફ–કર્નલ રૂ. ૧,૫૦૦ થી રૂ. ૧,૮૫૦/–

**મિલિટરી પરીક્ષા**: પ્રિન્સ ઑફ વેલ્સ રૉયલ ઇંડિયન મિલિટરી કૉલેજ, દહેરાદૂન–આ કૉલેજ, ઇંડિયન મિલિટરી એકેડેમી, ક્રેન્વેલની રૉયલ એર ફોર્સ કૉલેજ અને શાહી નૌકાદળ માટે યોગ્ય ઉમેદવારો તૈયાર કરે છે. પ્રાંતિક સરકારોની ભલામણ મુજબ દર વર્ષે બે વખત, શિયાળા તથા ઉનાળાની શરુઆત પહેલાં, અપરિણિત હિંદીઓ તથા એંગ્લો–ઇંડિયન ઉમેદવારોમાંથી દાખલ કરવા માટે પસંદગી કરવામાં આવે છે. ઉમેદવારો સામાન્ય રીતે શિયાળા અથવા ઉનાળાની ટર્મ મુજબ ૨૦ મી જાન્યુઆરીએ કે પહેલી ઓગસ્ટે અગિયાર વર્ષની નીચે અથવા બાર વર્ષથી વધારે ઉમરના હોવા ન જોઇએ. વિદ્યાર્થીઓની ફી દર વર્ષે રૂ. ૧,૫૦૦/–છે. જે રૂ. ૭૫૦/ના બે હફતામાં ભરી દેવી જોઇએ.

**ઇંડિયન મિલિટરી એકેડેમી, દહેરાદુન**: હિંદી પાયદળમાં હિંદી કમીશન્ડ ઑફીસરો તરીકે કમીશન મેળવવા માટે છે, દર અર્ધા વર્ષે (માર્ચ અને ઓકટોબરમાં) ખુલ્લી હરિફાઇથી પંદર ઉમેદવારોને એકેડેમીમાં દાખલ કરવામાં આવે છે. ઉમેદવાર અપરિણિત હોવો જોઇએ અને તેની ઉમર ૧૮ વર્ષથી વધારે અને ૨૦ વર્ષથી ઓછી હોવી જોઇએ. સંપૂર્ણ અભ્યાસ અઢી વર્ષનો છે. પહેલી બે ટર્મ માટેની ફી, દર ટર્મ દીઠ રૂ. ૮૦૦/ અને ત્યાર પછી દર ટર્મ માટે રૂ. ૭૫૦/ છે અથવા અઢી વર્ષના અભ્યાસક્રમની ફી રૂ. ૩,૮૫૦ છે.

હિંદી કમીશન્ડ ઑફીસરોના પગાર–સેકંડ લેફ્ટેનન્ટ રૂ. ૩૦૦/–લેફ્ટેનન્ટ રૂ. ૩૫૦/–ત્રણ વર્ષ અને નવ માસની નોકરીવાળા લેફ્ટેનન્ટ રૂ. ૪૦૦/–કેપ્ટન રૂ. ૪૫૦/–બે વર્ષની નોકરીવાળા કેપ્ટન રૂ. ૫૫૦/–

૬ વર્ષની નોકરીવાળા કેપ્ટન રૂ. ૬૦૦/ ૮ વર્ષની નોકરીવાળા કેપ્ટન રૂ. ૬૫૦–મેજર રૂ. ૮૦૦/– લેફ. કર્નલ રૂ. ૧,૨૦૦/–

**રૉયલ ઇન્ડિયન નેવી** : ખુલ્લી હરીફાઇથી ઉમેદવારોને દાખલ કરવામાં આવે છે. ઉમેદવાર અપરિણિત હોવો જોઇએ અને તાલીમ લે તે દરમિયાન તેણે પરણવું ન જોઇએ. તેની ઉમર ૧૭½ વર્ષથી વધારે અને ૧૯½ વર્ષથી ઓછી હોવી જોઇએ. ઉમેદવારોને ઇંડિયન મિલિટરી એકેડેમીમાં દાખલ થવા જેટલી જ ફી આપવી પડે છે. રૉયલ ઇંડિયન નેવીના બે વિભાગ છે. ધી એકઝીક્યુટીવ અને ધી એન્જીનિયર.

**રૉયલ એર ફોર્સ** (શાહી હવાઇદળ) ઇંડિયન એર ફોર્સમાં કાયમી કમીશન્સ મેળવવા માટે હિંદી ઉમેદવારોએ ક્રેન્વેલ (ઇંગ્લંડ)ની એર ફોર્સ કૉલેજમાં તાલીમ લેવી જોઇએ. દર વર્ષે માર્ચમાં લેવાતી પરીક્ષાના પરિણામે ઉમેદવારો પસંદ કરવામાં આવે છે, ઉમેદવારની ઉમર અઢાર વર્ષથી વધારે તથા વીસ વર્ષથી ઓછી હોવી જોઇએ. અભ્યાસક્રમ સામાન્ય રીતે ક્રેન્વેલ ખાતે બે વર્ષનો છે અને બધા વખતનું કુલખર્ચ ૫૨૬ પૌં. ૮ શિ. ૦ પે. થાય છે તેમાં સરકાર ૨૪૦ પૌંડ આપે છે.

**આઇ. એમ. એમ. ટ્રેઇનિંગ શિપ ડફરીન** : જેઓ ઇન્ડિયન મર્કન્ટાઇલ મેરિન અથવા શાહી હિંદી દળમાં અધિકારીઓ તરીકે દરિયાઈ નોકરી કરવાની ઇચ્છા ધરાવતા હોય તેમને માટે તાલીમ વહાણુ યોગ્ય સગવડ કરી આપે છે. તેર વર્ષ આઠ માસ અને ૧૬ વર્ષની વચ્ચેની ઉમરના કુમારો 'કેડેટ' થવાને યોગ્ય ગણાય. પછી કેડેટની પસંદગીની પરીક્ષા દરવર્ષે લગભગ ૧લી નવેમ્બરે, કલકત્તા, મુંબઈ, લખનૌ, પટણા, મદ્રાસ, દિલ્લી અને કરાંચીમાં લેવામાં છે. દર વર્ષે ૩૩ ઉમેદવારોને લેવામાં આવે છે. તાલીમનો સંપૂર્ણ અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે. દરેક કેડેટ માટે વાર્ષિક ફી ૪૦૦] રૂા. છે. દાખલ થવા માટેની અરજી, સેક્રેટરી ટુ ધી ગવર્નીંગ બોડી, ઇન્ડિયન મર્કન્ટાઇલ મેરિન ટ્રેઇનિંગશિપ 'ડફરીન' મઝગામ-પિયર, મુંબઇ ૧૦' ના સીરનામે, દરવર્ષે પહેલી ઑક્ટોબરથી મોડી ન મળે તે રીતે કરવી જોઇએ. પસંદ કરેલા ઉમેદવારોને તાલીમ માટે ઇંગ્લંડ મોકલવામાં આવે છે.

**ખેતીવાડીની કેળવણી** : નવી દિલ્હીના શાહી ખેતીવાડી સંશોધનખાતાનો અનુસ્નાતક અભ્યાસક્રમ–ઓકટોબરમાં શરૂ થાય છે. અનુસ્નાતક અભ્યાસક્રમ તથા પ્રાંતિક ખેતીવાડીની કૉલેજોના પસંદ કરેલા ગ્રેજ્યુએટો માટે તથા વિજ્ઞાનના ઉચ્ચ અભ્યાસવાળા ગ્રેજ્યુએટો માટે સગવડ પૂરી પાડે છે. નીચેના વિષયો શીખવવામાં આવે છે. ખેતીવાડીનું વનસ્પતિશાસ્ત્ર, ખેતીવાડીવિજ્ઞાન, જમીનવિજ્ઞાન, જંતુશાસ્ત્ર, રોપાશાસ્ત્ર, ખેતરની વ્યવસ્થા, તથા ખેતરનું એન્જીનિયરીંગ; અભ્યાસક્રમ બે વર્ષનો છે. સામાન્યતઃ વિજ્ઞાનની ઉચ્ચ ડીગ્રી ધરાવનારાને જ દાખલ કરવામાં આવે છે. ખેતીવાડીના ગ્રેજ્યુએટો જે પ્રથમ વર્ગમાં પસાર થયા હોય તેને પણ દાખલ કરવામાં આવે છે. બે વર્ષનો અભ્યાસ પૂરો કર્યા પછી જે વિદ્યાર્થીઓ પોતાના અભ્યાસ સંબંધી નિબંધ કે 'થિસિસ' ( Thesis ) લખે તેને એસોશિએટશિપનો ડિપ્લોમા (Assoc. I. A. R. I.) આપવામાં આવે છે.

**દોલતપુર એગ્રીકલ્ચરલ ઇન્સ્ટિટયટ** : દોલતપુર (બંગાળા) અભ્યાસક્રમ બે વર્ષનો છે. વૈજ્ઞાનિક ખેતી, દુગ્ધાલય તથા બાગાયત સંબંધી ઉચ્ચ તાલીમ અપાય છે. તેમાં દાખલ થવાને ઓછામાં ઓછી મેટ્રીકની પરીક્ષા પસાર કરેલ હોવી જોઈએ.

**એગ્રોકલ્ચરલ ઇન્સ્ટિટયુટ–ઢાકા** : ખેતીવાડી તથા કૃષિકર્મની બી. એજી.ની ડીગ્રી આપવામાં આવે છે. ઢાકા યુનિવર્સિટી સાથે જોડાયેલ છે. અભ્યાસક્રમ બે વર્ષનો છે. ઢાકા યુનિવર્સિટીના ઉમેદવારે આઇ. એસ. સી. પરીક્ષા પસાર કર્યા પછી ખેતીવાડીનો વિશિષ્ટ અભ્યાસ કરેલો હોવો જોઇએ.

**વસંતકુમાર એગ્રીકલ્ચરલ ઇન્સ્ટિટયુટ રાજશાહી** : ઉમેદવારોએ મેટ્રીકની અથવા ઇન્ટર-સાયન્સની પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ. પહેલાને માટે અભ્યાસક્રમ ચાર વર્ષનો તથા છેલ્લા માટે બે વર્ષનો છે.

**એડવાન્સ્ડ એગ્રીકલ્ચરલ કોર્સીઝ** : (અભ્યાસક્રમ) નવી દિલ્લીમાં ઇમ્પિરિયલ એગ્રીકલ્ચરલ રીસર્ચ ઇન્સ્ટિટયુટમાં તથા બેંગલોરમાં ઇમ્પિરિયલ ડેરી ઇન્સ્ટિટયુટમાં છે.

**સેકન્ડરી એગ્રીકલ્ચરલ સ્કૂલ** : ઢાકા. હાઇસ્કૂલના આઠમા વર્ગનું અથવા નોર્મલ સ્કૂલના તેવા જ પાસ સર્ટીફીકેટની ઓછામાં ઓછી જરૂરિયાત છે. અભ્યાસક્રમ બે વર્ષનો છે.

## પરચુરણ

**ગવર્મેન્ટ ટેકસ્ટાઇલ ઇન્સ્ટિટયુટ, સીરામપોર,** (બંગાળા) : જેઓએ મેટ્રિકની પરીક્ષા પસાર કરી હોય તેઓ કાંતણ તથા વણાટનો ઉચ્ચતર અભ્યાસક્રમ લઇ શકે છે. મેટ્રિક પાસ ન થયા હોય તેવાઓ માટે કારીગરનો અભ્યાસક્રમ છે. મિલના કામદાર તરીકેની તાલીમ માટે પણ ૭ માસનો અભ્યાસક્રમ છે.

**વિકટોરિયા જ્યુબિલી ટેકનિકલ ઇન્સ્ટિટયુટ,** મુંબઇ : કાપડ બનાવવા સંબંધી ચાર વર્ષનો અભાસક્રમ છે, જે વિદ્યાર્થીઓ અભ્યાસક્રમ પૂરો કરીને ચાર સેશનની પરીક્ષા સંતોષકારક રીતે પસાર કરે તેને એલ. ટી. એમ. નો ડિપ્લોમા આપવામાં આવે છે. આ અભ્યાસક્રમમાં કાપડની મિલમાં ૭ મહિનાની તાલીમનો સમાવેશ થાય છે. વિદ્યાર્થી ઓછામાં ઓછો મેટ્રિક હોવો જોઇએ પણ ઇન્ટર સાયન્સને પસંદગી આપવામાં આવે છે. કપડાં રંગવા તથા નિખારવાનો ત્રણ વર્ષનો વિશિષ્ટ અભ્યાસક્રમ છે.

**કલાભવન ટેકનિકલ ઇન્સ્ટિટયુટ** : વડોદરા. ત્રણ વર્ષ માટે રસાયણ કળાવિજ્ઞાન (Technology) માં કપડાં રંગવાનો તથા નિખારવાનો વિશિષ્ટ અભ્યાસક્રમ છે.

**બંગાળ ટ્રેનિંગ ઇન્સ્ટિટયુટ, એન્ટલી** : કલકત્તા. ચામડાં તથા પગરખાં બનાવવાની આંટીઘુંટીની વિદ્યાર્થીઓને તાલીમ આપે છે ઓછામાં ઓછી મેટ્રિકની અથવા તેના જેવી પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ. જો ઉમેદવારો ચામડાના ઉદ્યોગ સાથે સંકળાયેલા હોય તો નોન–મેટ્રિકને પણ દાખલ કરવામાં આવે છે. અભ્યાસક્રમ બે વર્ષનો છે.

**ઇમ્પિરિયલ ઇન્સ્ટિટયુટ ઑફ શ્યુગર ટેકનોલોજી**: કાનપુર. જેઓ સાયન્સ અથવા એન્જીનિયરીંગના બી. એસ. સી. હોય તેઓને માટે ખાંડકળા વિજ્ઞાન તથા ખાંડ એન્જીનિયરીંગના 'એસોશિયેટશિપ' અભ્યાસક્રમ છે. એસોશિયેટશિપ ડિપ્લોમાવાળા માટે 'ફેલોશિપ' અભ્યાસક્રમ છે. આ ઉપરાંત 'શ્યુગર બોઇલર્સ સર્ટીફીકેટ'નો અભ્યાસક્રમ તથા બીજા વિવિધ પ્રકારના ટૂંકા અભ્યાસક્રમો છે.

**ઈંડિયન સ્કુલ ઑફ માઇન્સ** : ધનબાદ, હરીફાઇથી દાખલ કરવામાં આવે છે. ફક્ત ઇન્ટર-આર્ટસ તથા ઇન્ટરસાયન્સના વિદ્યાર્થીઓને જ દાખલ કરવામાં આવે છે. ઉમેદવારની ઉમર ૨૨ વર્ષથી વધારે હોય તો તેને દાખલ કરવામાં આવતો નથી. નીચે પ્રમાણે અભ્યાસક્રમો છે. (**अ**) કોલસાની ખાણના સર્ટીફીકેટ માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ, (**ब**) ધાતુની ખાણના સર્ટીફીકેટ માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ (**क**) ભૂસ્તરવિદ્યાના સર્ટીફીકેટ માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ (**ड**) ભૂસ્તરવિદ્યાના એસોશિયેટશિપ માટે ૪ વર્ષનો અભ્યાસક્રમ.

**બનારસ હિંદુ યુનિવર્સિટી, ખાણોનું ખાતું** : ખાણો સંબંધી તથા ધાતુશાસ્ત્ર સંબંધી ઉચ્ચ અભ્યાસક્રમ તથા વિશિષ્ટ તાલીમ બી. એસ. સી.ની ડીગ્રી સુધીની આપે છે. ઇન્ટરસાયન્સ પછી ચાર વર્ષનો અભ્યાસક્રમ છે. ફિઝિકસ અને કેમિસ્ટ્રી લઇને પાસ થયેલ ઇન્ટરના વિદ્યાર્થીઓને લેવામાં આવે છે.

**ડીપાર્ટમેન્ટ ઑફ માઇન્સ, ગવર્મેન્ટ ઑફ ઇંડિયા** : (૧) કોલીઅરી (કોલસાની ખાણો) મેનેજર માટેના સર્ટીફીકેટ (પ્રથમ અને બીજો વર્ગ) (૨) સર્વેયર માટે સર્ટીફીકેટ તથા (૩) સરદારના સર્ટીફીકેટો માટેની પરીક્ષા લે છે. ધનબાદ સ્કૂલ ઑફ માઇન્સ અથવા બનારસ હિંદુ યુનિવર્સિટીની ડીગ્રી અથવા ડીપ્લોમા ધરાવનારને થોડા અભ્યાસક્રમ પછી આ પરીક્ષાઓમાં બેસવા દેવામાં આવે છે. અથવા તો પહેલા વર્ગના મેનેજરના સર્ટીફીકેટ માટે કોલસાની ખાણમાં પાંચ વર્ષનો આગલો અનુભવ મેળવેલ હોવો જોઇએ. બીજા વર્ગના મેનેજરના સર્ટીફીકેટ માટે ત્રણ વર્ષ અને સર્વેયરના સર્ટીફીકેટ માટે બે વર્ષનો અનુભવ હોવો જોઇએ.

**દિલ્લી પોલીટેકનિક,** દિલ્લી : કેળવણી વિષયક પ્રવૃત્તિની મુખ્ય શાખાઓ, નાના વિદ્યાર્થીઓ માટે ટેકનિકલ હાઇસ્કૂલ, તથા સત્તર વર્ષથી ઉપરની ઉમરના વિદ્યાર્થીઓ માટે ધંધાનું ખાતું તથા ગ્રામોદ્યોગ ખાતું છે.

**બનારસ હિંદુ યુનિવર્સિટી, ડીગ્રીકોર્સ ઇન મિકેનિકલ એન્ડ ઇલેકટ્રીક એન્જીનિયરીંગ** : ઓછામાં ઓછી લાયકાત, ગણિત, પદાર્થવિજ્ઞાન અથવા રસાયણશાસ્ત્ર લઇને ઇન્ટર સાયન્સ પાસ કરેલ હોવી જોઇએ. અભ્યાસક્રમ પાંચ વર્ષનો છે. ચાર વર્ષ કોલેજમાં તથા એક વરસ કોલેજ બહાર અનુભવની તાલીમ. ઉમરમર્યાદા ૨૧ વર્ષ.

**ટોમસન કોલેજ ઑફ સિવિલ એન્જીનિયરીંગ,** રૂડકી : અભ્યાસક્રમ નીચે મુજબ છે. (૧) સિવિલ એન્જીનિયરીંગ ત્રણ વર્ષનો અભ્યાસક્રમ. પ્રવેશક પરીક્ષા જૂનમાં લેવામાં આવે છે અને ઓછામાં ઓછી ઇન્ટરની પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ. (૨) ઓવરસિયર, બે વર્ષનો અભ્યાસક્રમ. (૩) ડ્રાફટસમેન કલાસ. ત્રણ વર્ષનો અભ્યાસક્રમ. બધા અભ્યાસક્રમ માટે પ્રવેશક પરીક્ષા છે.

**લેડી ઇરવિન કૉલેજ ફોર વીમેન,** સિકંદ્રા રોડ દિલ્હી : અભ્યાસની વહેવારિક તાલીમ આપે છે. અને ગૃહવિદ્યાની શિક્ષકોને તાલીમ આપે છે. નવું સત્ર સપ્ટેમ્બરમાં શરુ થાય છે. ઇન્ટરમિજીએટ અથવા ઉચ્ચતર ડીગ્રી હોય તેને પસંદગી આપવામાં આવે છે.

**શ્રી શિવાજી પ્રેપરેટરી મિલિટરીસ્કૂલ,** પૂના : ઇંડિયન મિલિટરી ઍકેડેમીની પરીક્ષા માટે, મુંબઇની મેટ્રીકયુલેશની પરીક્ષા માટે તથા સિનિયર કેંબ્રિજ અને ડફરિન પ્રવેશક પરીક્ષા માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવે છે.

**ડી મોન્ટ મોરન્સી કૉલેજ ઓફ ડેન્ટિસ્ટ્રી,** લાહોર : પંજાબ યુનિવર્સિટીની 'ડેન્ટલ સર્જરી'ની ડીગ્રી માટે ચાર વર્ષનો અભ્યાસક્રમ છે. બધા વિદ્યાર્થીઓએ પંજાબ યુનિવર્સિટીનું ફર્સ્ટ ઇયર ઇન સાયન્સ (મેડીકલ સ્ટુડન્ટસ ગ્રુપ) નું સર્ટીફીકેટ અથવા હિંદની કોઈ પણ યુનિવર્સિટીનું આના જેવું સર્ટીફીકેટ રજુ કરવું જોઇએ. ફકત પંજાબના રહેવાશીઓને જ દાખલ કરવામાં આવે છે. બીનપંજાબી માટે સામાન્ય ફી ઉપરાંત માથાદીઠ વાર્ષિક ૮૫૦ રૂા. ફી પંજાબ સરકાર લઇ શકે છે.

દાંતખાતાની બીજી સરકારી સંસ્થા પણ છે. તે સર કરીમભાઇ ઇબ્રાહીમ ડેન્ટલ સ્કૂલ, મુંબઇ છે, બીજી બે ખાનગી સંસ્થાઓ–કલકત્તા ડેન્ટલ કૉલેજ, ૧૧૪ લોઅર સર્કયુલર રોડ, કલકત્તા તથા નાયર ડેન્ટલ કૉલેજ મુંબઇ છે. ત્યાં ઇન્ટર સાયન્સ પાસ કરેલ વિદ્યાર્થીઓને લેવામાં આવે છે.

**ઇમ્પિરિયલ ડેરી ઇન્સ્ટિટયુટ,** બેંગલોર : નવેમ્બરમાં ડેરી હસબન્ડ્રી (દુગ્ધાલય તથા કૃષિકર્મ) નો બે વર્ષનો અભ્યાસક્રમ શરુ થાય છે.

**ગવર્મેન્ટ ટ્રેનિંગ સ્કૂલ,** વાંદરા, મુંબઇ : ત્યાં ચામડાની વિવિધ પ્રકારની વસ્તુઓ, જેવી કે બેગો, બૂટ વિગેરે સંબંધી તાલીમ આપવામાં આવે છે.

**હાર્નેસ એન્ડ સેડલરી સેકશન ઑફ ધી ગવર્મેન્ટ ઑર્ડનન્સ એન્ડ કલોધિંગ ફેકટરીઝ :** ચામડાં કમાવવાની, ચામડાં તૈયાર કરવાની તથા ઘોડાની જીન સંબંધની વ્યવહારિક તાલીમ આપવામાં આવે છે. અભ્યાસક્રમ ત્રણથી ચાર વર્ષનો છે. ફક્ત ૧૮થી ૨૪ વર્ષ સુધીના યુવકોની જ તાલીમ માટે પસંદગી કરવામાં આવે છે. અભ્યાસક્રમ ઉચ્ચતર પ્રકારનો હોઇ, એપ્લાઇડ કેમીસ્ટ્રીમાં ઓનર્સ બી. એસ. સી. ડીગ્રી ધરાવનારની અથવા કોઇ માન્ય થયેલ ટેકનિકલ સંસ્થાના પોસ્ટ ગ્રેજ્યુએટ ડિપ્લોમા ધરાવનારની જ પસંદગી કરવામાં આવે છે.

**રેડિયો એન્જીનિયરીંગ અને રેડિયો ટેકનોલોજી** : બધી અગત્યની સંસ્થાઓ મુંબઇમાં જ આવેલી છે. (અ) ધી ઇન્સ્ટિટયુટ ઑફ રેડિયો ટેકનોલોજી, દાદર, મુંબઇ (બ) રેડિયો ઇલેકટ્રિક ઇન્સ્ટિટયુટ, લેમિંગ્ટનરોડ, મુંબઇ (ક) ચિકાગો રેડિયો ઇન્સ્ટિટયુટ, કોટ, મુંબઇ. આ બધી સંસ્થાઓમાં હિંદની યુનિવર્સિટીના બી. એસ. સી. (અને કોઇવાર આઇ. એસ. સી.)ને દાખલ કરવામાં આવે છે, પણ ઓછી લાયકાતવાળાઓએ, ઉચ્ચગણિત અને ભૌતિકશાસ્ત્રની પરીક્ષા પસાર કરવી જોઇએ. કલકત્તામાં, જ્યૉર્જ ટેલીગ્રાફ ટ્રેઇનિંગ ઇન્સ્ટિટયુટ, બાવબઝારમાં, રેડિયો સાયન્સ અને એન્જીનિયરીંગનો અભ્યાસક્રમ છે.

**ઇન્ડિયન ફોરેસ્ટ રેન્જ કોલેજ, દહેરાદૂન** : રેન્જર વર્ગના વિદ્યાર્થીઓની તાલીમ માટેની એક જ સંસ્થા. બધા વિદ્યાર્થીઓ પ્રાંતિક સરકારોના અથવા દેશી રાજ્યોના પગારદાર વિદ્યાર્થીઓ છે. ત્રણ પ્રકારના સર્ટીફીકેટો આપવામાં આવે છે. ઓનર્સ, હાયર સ્ટાન્ડર્ડ અને લોઅર સ્ટાન્ડર્ડ–અભ્યાસક્રમ બે વર્ષનો છે. કોલેજમાં દાખલ થવાની ઓછામાં ઓછી લાયકાત મેટ્રિકનું અથવા તેના ધોરણનું સર્ટીફીકેટ છે. પાસ થયેલ વિદ્યાર્થીઓમાંથી રેન્જર અને ડેપ્યુટી રેન્જરની જગ્યા માટે વિદ્યાર્થીઓની પસંગી કરવામાં આવે છે.

**ફોરેસ્ટ રીસર્ચ ઇન્સ્ટિટયુટ, દહેરાદૂન** : આ સંસ્થાની પ્રવૃત્તિ મુખ્યત્વે કરીને સંશોધન, ખબર તથા તાલીમ આપવાની છે. કાર્યના છ વિભાગ પાડવામાં આવ્યા છે. ઝાડ ઉગાડવાની કળા, વનસ્પતિ શાસ્ત્ર, જંતુશાસ્ત્ર, આર્થિક જંગલશાસ્ત્ર, અને તેનો ઉપયોગ, રસાયણ વિજ્ઞાન, અને સાગની ખિલવણી સંશોધનની રીત માટે તથા ખાનગી વ્યક્તિઓ માટે સંશોધનની મર્યાદિત સગવડો છે.

**ઇંડિયન ફોરેસ્ટ કૉલેજ, દહેરાદૂન** : વિવિધ પ્રાંતો અને હિંદના દેશી રાજ્યોની જંગલની ઉચ્ચ નોકરી માટે વિદ્યાર્થીઓને તાલીમ આપે છે. ઇન્ડિયન ફોરેસ્ટ રેન્જર કૉલેજની તાલીમથી આ કૉલેજની તાલીમ જુદી છે. ગ્રેજ્યુએટ થયા પછીના અભ્યાસક્રમને અંગે 'જંગલખાતાનો ડિપ્લોમા' મળે છે. આ અભ્યાસક્રમ સુપિરિયર પ્રોવીન્શિયલ સર્વિસના વિદ્યાર્થીઓ માટે યોજાયેલ છે. અભ્યાસક્રમ બે વર્ષનો છે. તેમાં વ્યવહારિક તાલીમ પણ આપવામાં આવે છે.

## એન્જીનિયરીંગ અને ટેકનોલોજીની સંસ્થાઓ

વિકટોરિયા જ્યુબિલી ટેકનિકલ ઇન્સ્ટિટયુટ, મુંબઇ.
ટેકનિકલ કૉલેજ દયાળબાગ, આગ્રા.
કૉલેજ ઑફ એન્જીનિરીંગ, પૂના.
નાદિરશા ઇ. દિનશા, સી. ઇ. કૉલેજ, કરાચી.
ગવર્મેન્ટ સ્કૂલ ઑફ ટેકનોલોજી, મદ્રાસ.
અસાનુલ્લા સ્કૂલ ઑફ એન્જીનિયરીંગ, ઢાકા.
ઓરિસા સ્કૂલ ઑફ એન્જીનિયરીંગ, કટક.
ગવર્મેન્ટ ટેકનિકલ ઇન્સ્ટિટયુટ, ગોરખપુર (સંયુક્તપ્રાંતો)
બિહાર કૉલેજ ઑફ એન્જીનિયરીંગ, પટણા.
ગવર્મેન્ટ એન્જીનિયરીંગ સ્કૂલ નાગપુર.
કલાભવન ટેકનિકલ ઇન્સ્ટિટયુટ, વડોદરા.

**ઇન્સ્ટિટ્યુટ ઓફ એન્જીનિયરીંગ એન્ડ ટેકનોલોજી** : ૧૧૫ પ્રિન્સેપ સ્ટ્રીટ, કલકત્તા. ઑટોમેબાઈલ એન્જીનિયરીંગ, મશીન શૉપ પ્રેકટીસ, વલ્કેનાઇઝીંગ (ગંધક મેળવીને રબ્બર કઠણ કરવું) તથા હાંકવાની તાલીમ માટેના ઉચ્ચ પ્રકારની તાલીમ આપતી સંસ્થા.

**કલકત્તા ટેકનિકલ સ્કૂલ** : ૧૧૦, એસ. એન. બેનરજી રોડ, કલકત્તા. મિકેનિકલ અને ઇલેકટ્રીક એન્જીનિયરીંગના તથા પ્લમ્બિંગ અને સેનીટરી એન્જીનિયરીંગનો અભ્યાસક્રમ છે. ઉપરના બે અભ્યાસ-ક્રમમાં દાખલ થવા ઇચ્છનાર ઉમેદવારોએ કલકત્તા ટેકનિકલ સ્કૂલની પ્રવેશક પરીક્ષા અથવા બોર્ડ ઑફ એપ્રેન્ટીસશિપ ટ્રેઇનિંગની એપ્રેન્ટિસશિપ પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ.

**કૉલેજ ઑફ એન્જીનિયરીંગ એન્ડ ટેકનોલૉજી** : જાદવપુર, કલકત્તા. અભ્યાસક્રમ નીચે પ્રમાણે છે. (૧) મિકેનિકલ એન્જીનિયરીંગ (૨) ઇલેકટ્રીક એન્જીનિયરીંગ (૩) કેમીકલ એન્જીનિયરીંગ (૪) જ્યુનિયર ટેકનિકલ અભ્યાસક્રમ (૫) સર્વે એન્ડ ડ્રાફ્ટસમેન અભ્યાસક્રમ (૬) ખેતીવાડીનો અભ્યાસક્રમ. પહેલા ત્રણ અભ્યાસક્રમમાં દાખલ થનારાઓએ મેટ્રિકની પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ. પદાર્થવિજ્ઞાન, રસાયણ તથા ગણિત લઇને ઇન્ટરસાયન્સ પાસ થનાર વિદ્યાર્થીઓને બીજા વર્ષના વર્ગમાં દાખલ કરવામાં આવે છે. નોનમેટ્રિકને ૪–૫–૬ અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવે છે.

**હાર્કોર્ટ બટલર ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ** : સંયુક્તપ્રાંતો, કાનપુર. નીચે પ્રમાણે અભ્યાસક્રમ છે. (૧) તેલ વિભાગ. એસોશિયેટશિપ ડીપ્લોમા ઇન ઑઇલ ટેકનોલૉજી. ૨ વર્ષ (૨) ટૂંકા અભ્યાસક્રમો (अ) તેલ ઉત્પન્ન કરવાના (૨) સાબુ બનાવવાના (क) પેઇન્ટ તથા વાર્નિશ બનાવવાના. ૬ થી ૮ મહિના. સામાન્ય સંશોધન વિભાગ. એસોશિયેટશિપ ડીપ્લોમા ઇન એપ્લાઇડ કેમીકલ રીસર્ચ–૨ વર્ષ. દાખલ થવા માટેની લાયકાત વિજ્ઞાન અથવા ખેતીવાડીની બી. એસ. સી. ડીગ્રી છે.

**સર કર્સો વાડિયા ઇન્સ્ટિટ્યુટ ઑફ ઇલેકટ્રીકલ ટેકનોલૉજી,** પૂના. ઇલેકટ્રો ટેકનોલૉજીની બધી ઉપયોગી શાખાઓની સૈધાંતિક તથા વ્યવહારુ કેળવણી આપે છે. સંસ્થામાં નીચેના અભ્યાસક્રમો છે. (૧) મેટ્રિક માટે ત્રણ વર્ષનો ડીપ્લોમા અભ્યાસક્રમ (૨) અંગ્રેજીના પુરતા જ્ઞાનવાળા માટે 'એપ્રેન્ટિસ' અભ્યાસક્રમ (૩) પદાર્થવિજ્ઞાન તથા ગણિતનો વિષય લઇને જેમણે બી. એસ. સી.ની ડીગ્રી લીધી હોય તેવા માટે અનુસ્નાતક અભ્યાસક્રમ.

**બેંગાલ સિલ્ક ટેકનોલૉજી ઇન્સ્ટિટ્યુટ** : બહેરામપુર. બે જાતના અભ્યાસક્રમ છે. (૧) ઍડવાન્સ્ડ (ઉચ્ચતર) અભ્યાસક્રમ (૨) હુન્નરનો અભ્યાસક્રમ. ઍડવાન્સ્ડ અભ્યાસક્રમ ૩ વર્ષનો છે. તથા હુન્નરી અભ્યાસક્રમ ૨ વર્ષનો છે. મેટ્રિક થયેલા અથવા ઓવરસીઅર પરીક્ષાની બોર્ડ સાથે જોડાયેલ ટેકનિકલ સ્કૂલમાંથી, સબ–ઓવરસીઅરની તાલીમ લીધી હોય તેને 'ઍડવાન્સ્ડ' અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવે છે. હુન્નરી અભ્યાસક્રમ મુખ્યત્વે કરીને રેશમની આંટી કરનાર તથા રેશમ વણનારના પુત્રો માટે છે.

**વિશ્વભારતી, શાંતિનિકેતન, વીરભૂમ** : શિક્ષાભવન (કૉલેજ) ઇન્ટર આર્ટસ, ઇન્ટર સાયન્સ, પાસ તથા ઑનર્સ, પથભવન (નિશાળ–મેટ્રિકયુલેશન) ફક્ત દશ વર્ષની અંદરના બાળકોને જ દાખલ કરવામાં આવે છે. કલાભવન (લલિતકલા) પાંચ વર્ષનો અભ્યાસક્રમ. સંગીતભવન–ચાર વર્ષનો અભ્યાસક્રમ. શિષ્ટ (classical) ભાષા અને બંગાળી; વાદ્ય, સંગીત અને નૃત્ય.

**વાઈ. એમ. સી. એ. કૉલેજ ઑફ ફિઝીકલ એજ્યુકેશન** : મદ્રાસ. શારીરિક તાલીમ માટે પુરુષોને કેળવવાની અખિલહિંદ સંસ્થા. નવું સત્ર જુલાઈમાં શરૂ થાય છે.

**બનારસ હિંદુ યુનિવર્સિટી** : ડિપાર્ટમેન્ટ ઑફ ગ્લાસ ટેકનોલૉજી. તેમાં નીચેના અભ્યાસક્રમ છે. (૧) બી. એસ. સી. ટેક. ત્રણ વર્ષનો અભ્યાસક્રમ. વિજ્ઞાન તથા ગણિત લઇને ઇન્ટરમિજીએટ પાસ થયેલા

માટે (૨) ફોરમેન્સ સર્ટીફીકેટ. બે વર્ષનો અભ્યાસક્રમ. વિજ્ઞાન સાથે મેટ્રિક થયેલા માટે. (૩) માટીકામખાતું. બી. એસ. સી. સીરેમીક્સ ટેકનોલોજી. પદાર્થવિજ્ઞાન તથા રસાયણ લઈને ઇન્ટરમીજીએટ સાયન્સ થયેલા માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ. ગણિતવાળાને પસંદગી આપવામાં આવે છે.

**જ્યોર્જ ટેલિગ્રાફ ટ્રેઇનિંગ ઇન્સ્ટિટ્યુટ** : કલકત્તા. નીચેના વિષયો શીખવવામાં આવે છે. બીનતારી સંદેશ મોકલવાનું, રેડિયો સર્વિસીંગ તથા એન્જીનિયરીંગ, પ્રેક્ટીકલ એસિસ્ટન્ટ સ્ટેશન માસ્તરનો અભ્યાસક્રમ, તાર મોકલવાનું, રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટસ, પરદેશની ડીગ્રી માટે ઉચ્ચ એકાઉન્ટન્ટસ, ધંધાદારી કેળવણી, સ્ટેનોગ્રાફી, (સંક્ષિપ્તાક્ષર લેખનવિદ્યા) સેક્રેટરીશિપ અને બીજા વેપારી વિષયો.

**ધી જમશેદપુર ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ** : જેઓ જમશેદપુરના કંપનીના કારખાનામાં નોકરી કરવા ઇચ્છા રાખતા હોય અને જેઓની નીચેમાંથી ગમે તે એક લાયકાત હોય :–

**ब** વર્ગ. માન્ય થયેલ હિંદની અથવા પરદેશની યુનિવર્સિટીની, ટેકનિકલ ઇન્સ્ટિટયુટ અથવા કોલેજની મિકેનિકલ, અથવા ઇલેકટ્રીક એન્જીનિયરીંગની અથવા મેટલર્જી (ધાતુશોધન વિદ્યા) ની ડીગ્રી અથવા ડિપ્લોમા હોય.

**अ** વર્ગ (૧) માન્ય થયેલ હિંદની અથવા પરદેશની યુનિવર્સિટીની, ટેકનિકલ ઇન્સ્ટિટયુટ અથવા કૉલેજની મિકેનિકલ, અથવા ઇલેકટ્રીક એન્જીનિયરીંગની અથવા મેટલર્જીની ઑનર્સ, અથવા ફર્સ્ટ-કલાસની ડીગ્રી કે ડીપ્લોમા હોય. પરદેશમાં અનુભવ મેળવેલને પસંગી આપવામાં આવે છે.

**अ** વર્ગ (૨) માન્ય થયેલ હિંદની અથવા પરદેશની યુનિવર્સિટીની, ટેકનિકલ ઇન્સ્ટિટયુટની અથવા કૉલેજની મિકેનિકલ અથવા ઇલેકટ્રિક એન્જીનિયરીંગની અથવા મેટલર્જીની ઑનર્સ અથવા ફર્સ્ટકલાસની ડીગ્રી અથવા ડીપ્લોમા હોય. સાથોસાથ ગ્રેજ્યુએટ થયા પછી ઓછામાં ઓછો ૬ મહિનાનો પરદેશના લોઢાના તથા પોલાદના કારખાનાનો વ્યવહારુ અનુભવ હોવો જોઇએ.

૨. કોઇ પણ ઉમેદવારની ઉમર ૩૧ મી ડીસેંબરે નીચે જણાવ્યા કરતાં વધારે હોવી ન જોઇએ (૧) એન્જીનિયરીંગ અથવા મેટલર્જીના પરદેશની ડીગ્રીવાળા ગ્રેજ્યુએટો ૨૭ વર્ષ (૨) એન્જીનિયરીંગ અથવા મેટલર્જીના હિંદની યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો ૨૪ વર્ષ.

૩. ઉમેદવારોને જમશેદપુરખાતે બે વર્ષની તાલીમ આપવામાં આવશે અને આ સમય દરમિયાન નિર્વાહ માટે નીચે પ્રમાણે આપવામાં આવશે. **ब** વર્ગ માસિક રૂા. ૫૦]. **अ** (૧) વર્ગ માસિક રૂા. ૭૫] **अ** (૨) વર્ગ માસિક રૂા. ૨૦૦]–

**ગવર્મેન્ટ સ્કૂલ ઑફ ટેકનોલૉજી,** મદ્રાસ : અભ્યાસક્રમ નીચે મુજબ છે. શીખવાની ખરી ઇચ્છા ધરાવનારાને તથા કામદારોને જ દાખલ કરવામાં આવે છે. (૧) મિકેનિકલ એન્જીનિયરીંગ. (૨) ઇલેકટ્રીક એન્જીનિયરીંગ (૩) પ્રિન્ટિંગ ટેકનોલૉજી (૪) ઇલેકટ્રિક વાયરીંગ, પ્લમ્બિંગ તથા ડ્રોઇંગ કલાસ માટે સર્ટીફીકેટનો અભ્યાસક્રમ.

## આર્ટસ્કૂલો

ગવર્મેન્ટ સ્કૂલ ઑફ આર્ટસ, ૩૮ ચૌરંઘી, કલકત્તા

લખનૌ સ્કૂલ ઑફ આર્ટસ એન્ડ ક્રેફ્ટસ, લખનૌ

ગવર્મેન્ટ સ્કૂલ ઑફ આર્ટ, લાહોર

ગવર્મેન્ટ સ્કૂલ ઑફ આર્ટ, મદ્રાસ

સ્કૂલ ઑફ આર્ટસ, જયપુર

સારડા ઉકીલ સ્કૂલ ઑફ આર્ટ, કવીન્સવે, નવી દિલ્હી

કલાભવન, વિશ્વભારતી, શાંતિનિકેતન

કલાભવન, વડોદરા.

ઇંડિયન સ્કૂલ ઑફ ઓરીઅન્ટલ આર્ટ, ૧૧ વેલિંગ્ટન સ્કવેર, કલકત્તા.

# સંશોધન અભ્યાસક્રમ

**ભાંડારકર ઓરીઅન્ટલ રીસર્ચ ઇન્સ્ટિટયુટ, પૂના** : સંશોધન કરનારાઓને સગવડ આપવા માટે તથા સાથે સાથે સ્વ. સર આર. જી. ભંડારકરના કાર્ય તથા નામની પુણ્યસ્મૃતિ જાળવવા માટે ૧૯૧૭ ના જુલાઈની ૬ ઠ્ઠી તારીખે શરૂ કરવામાં આવ્યું છે. ૧૯૧૮ના ઑક્ટોબરમાં સંસ્થાએ સાહિત્ય-વિષયક પ્રવૃત્તિ શરુ કરી. રૂા. ૧,૫૦,૦૦૦ના ખર્ચે એક મકાન બંધાવવામાં આવ્યું. કેટલાંક કાર્યો (૧) મહાભારતખાતામાં મહાભારતની ઝીણવટભરી આવૃત્તિ તૈયાર કરીને પ્રસિદ્ધ કરવાનું કાર્ય ચાલે છે. (૨) હસ્તપ્રતખાતામાં ૨૦,૦૦૦ સંસ્કૃત તથા પ્રાકૃત હસ્તપ્રતો છે. તે અમુક શરતોએ ખરા વિદ્વાનોને આપવામાં આવે છે. (૩) ઇરાનિયન અને સેમિટિક ખાતું. અવસ્તા, પહેલ્વી, પર્શિયન અને અરેબિક ભાષાની હસ્તપ્રતની જાળવણી માટે (૪) પ્રકાશન ખાતું. મુંબઇ સંસ્કૃત તથા પ્રાકૃત સીરીઝ પ્રગટ કરવા ઉપરાંત, ગવર્મેન્ટ ઓરીઅન્ટલ સીરીઝ નામથી નવી શ્રેણિ શરુ કરી છે. (૫) જર્નલ ખાતું. સંસ્થાનું વૃતપત્ર ચલાવવાનું ધ્યાન રાખે છે. (૬) પુસ્તકાલય ખાતામાં ઈંડોલૉજીનાં પ્રાચીન તથા દુર્લભ પુસ્તકોનો સંગ્રહ છે. (૭) પોસ્ટગ્રેજ્યુએટ ઈન્સ્ટ્રકશનખાતાએ અનુસ્નાતક સંશોધન કાર્યનું કેન્દ્ર ખોલ્યું છે. ત્યાં સંસ્કૃત, પાલી, તથા પ્રાચીન હિંદી સંસ્કૃતિ વિગેરેના એમ. એ.ના વિદ્યાર્થીઓ માટે ભાષણોની ગોઠવણ કરવામાં આવે છે.

**બોઝ રીસર્ચ ઇન્સ્ટિટયુટ કલકત્તા** : વનસ્પતિ અને પ્રાણીઓથી બતાવાતા જીવનસામ્ય સંબંધ મુખ્ય તપાસ કરવાને તેના સ્થાપકને મદદ મળે તે ખાતર તથા શક્તિશાળી તથા કાર્યરત સેવકોને તાલીમ આપવા માટે ૧૯૧૭ના ૩૦મી નવેંબરે સર જે. સી. બોઝે તેની સ્થાપના કરી છે. નીચેના વિષયોમાં શોધખોળ કરવા માટે સગવડો આપવામાં આવે છે. (૧) વનસ્પતિશારીર ધર્મવિદ્યા તથા જન્મશાસ્ત્ર, (૨) બાયો અને એગ્રીકલ્ચરલ કેમીસ્ટ્રી (ખેતીવાડીની રસાયણ વિદ્યા) (૩) જીવજંતુશાસ્ત્ર તથા પ્રાણીશારીર ધર્મવિદ્યા (૪) મનુષ્યશાસ્ત્ર (૫) પદાર્થ વિજ્ઞાન.

**ઇમ્પિરિયલ એગ્રીકલ્ચરલ રીસર્ચ ઇન્સ્ટિટયુટ** : નવી દિલ્લી. પહેલાં તો આની શરૂઆત પુસા ખાતે કરવામાં આવી હતી પરંતુ ૧૯૩૪ના મોટા ધરતીકંપ પછી, સંસ્થાને દિલ્લી નજીક નવા સ્થાન પર બાંધવામાં આવી છે. સંસ્થાની પ્રવૃત્તિઓ મુખ્યત્વે સંશોધન, અખતરા અને કેળવણી તરફ છે. જે લોકો પૂછે તેને ખેતીવાડીવિષયક બાબતોમાં ખબર પૂરી પાડવાનું અતિ અગત્યનું કાર્ય સંસ્થા બજાવે છે. સંસ્થાનું કાર્ય પાંચ વિભાગોમાં વહેંચી નાખવામાં આવેલ છે. આ વિભાગો ખેતીવાડી સંબંધી, વનસ્પતિ સંબંધી, રાસાયણિક, જંતુશાસ્ત્ર સંબંધી તથા રોપાઓ સંબંધી કાર્ય કરે છે. નવી દિલ્લીની બહાર આવેલી નીચેની સંસ્થાઓ પણ તેના અંકુશ હેઠળ છે. (૧) એગ્રીકલ્ચરલ સબસેકશન, કર્નાલ (૨) ઇમ્પિરિયલ શ્યુગરકેઇન બ્રીડીંગ સ્ટેશન, કોઇમ્બતુર (૩) શ્યુગરકેઇન સબ સેકશન કર્નાલ, (૪) બોટેનિકલ સબસેકશન, પુસા (૫) પોટેટો બ્રીડીંગ સ્ટેશન. સીમલા (૬) ટોબેકો રીસર્ચ સ્ટેશન, ગંતુર.

**ઇન્ડિયન ઇન્સ્ટિટયુટ ઑફ સાયન્સ** : બેંગલોર. આ સંસ્થાની ઉત્પતિ સ્વ. મી. જે. એન. તાતાની કલ્પના તથા દાનને લઇને તથા તેના બે પુત્રો સ્વ. દોરાબજી તાતા અને સ્વ. રતનજી તાતાની દૂરદર્શી ઉદારતાને લઇને થઇ છે. સંસ્થાએ ૧૯૧૧ના જુલાઇમાં કાર્ય શરૂ કર્યું અને તેની પ્રયોગશાળાઓમાં વિજ્ઞાનની પાંચ મુખ્ય શાખાઓમાં અનુસ્નાતક અભ્યાસક્રમની સગવડ છે. આ વિભાગો, પદાર્થવિજ્ઞાન, સામાન્ય રસાયણવિદ્યા, સજીવ રસાયનશાસ્ત્ર (Organic chemistry) બાયોકેમિસ્ટ્રી તથા ઇલેકટ્રીક ટેકનોલૉજી છે.

વર્ષના ત્રણ સત્રો છે, અને વર્ષની શરુઆત જુલાઇમાં થાય છે. સંશોધન પાછળ પાંચ સત્ર કાઢયા પછી સેનેટની ભલામણથી 'એસોશિયેટશિપ' આપવામાં આવે છે. જે વિદ્યાર્થીઓ માન્ય થયેલ અભ્યાસક્રમ પૂરો કરે તેને સર્ટીફીકેટ આપવામાં આવે છે.

**ઇન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ ફીલોસોફી** : અમલનેર, પૂર્વ ખાનદેશ. આ માત્ર સંશોધનની જ સંસ્થા છે. જે માણસોએ પશ્ચિમના તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો હોય તેમને હિંદી વિચારોથી અને ખાસ કરીને શંકરાચાર્યના અદ્વૈત તત્ત્વજ્ઞાનથી પરિચિત કરવાનો મુખ્ય હેતુ છે.

દર વર્ષે પ્રસંદ કરેલા 'ફેલો' સંશોધનકાર્ય કરે છે. પસંદ કરેલા ફેલોને એક વર્ષ માટે 'ફેલોશિપ' મળે છે. ઉમેદવારની ઓછામાં ઓછી લાયકાત, તત્ત્વજ્ઞાનની ઊંચામાં ઊંચી ડીગ્રી તથા સંસ્કૃતનું જ્ઞાન છે.

## યુદ્ધસમયની કેટલીક નોકરી

**આર્મી પોસ્ટલ યુનિટસ** : ઉમર વર્ષ ૧૮ અને ૨૫ વચ્ચે. મેટ્રિકયુલેટ અથવા તેવી બીજી પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ. ત્રણથી છ મહિનાની તાલીમ દરમિયાન એલાવન્સ સહિત પગાર રૂ ૪૭/. પરીક્ષા પછી રૂ. ૬૫/. વધીને રૂ. ૩૦૦/ સુધી થાય. ખાવાપીવાનું, કપડાં તથા રહેવાનું મફત. એક વર્ષની યુદ્ધની નોકરી પછી, સિવિલ પોસ્ટસ અને ટેલિગ્રાફસમાં ખાલી પડતી જગ્યાઓમાં અર્ધી જગ્યાઓમાં પ્રથમ પસંદગી આપવામાં આવશે. ઉમર કે પરીક્ષાનો બાધ ગણાશે નહિ. અરજી ટેકનિકલ રેકુટીંગ ઑફીસને, અંબાલા છાવણી, કલકત્તા, દિલ્લી, લખનૌ, નારાયણગંજ કે પટણા કરી શકાય છે.

**રેડિયો મિકેનિકસ,** ધી આર. આઇ. એન. સારો પગાર, એલાવન્સ, ખાવાનું મફત, પગાર બઢતીની સારી આશા, ઉમર ૧૮ અને ૩૦ વર્ષ વચ્ચે. મેટ્રિક થયેલ અને ટેકનિકલ ઇન્સ્ટટયુટ અથવા કોલેજનું રેડિયો એન્જીનિયરીંગનું સર્ટીફીકેટ. બધી ટેકનિકલ રેકુટીંગ ઑફીસોએ અરજી થઇ શકે છે; અથવા રેકુટીંગ ડિરેક્ટોરેટ, એડજ્યુટન્ટ જનરલ્સ બ્રાન્ચ, જનરલ હેડકવાર્ટર્સ, નવી દિલ્લી.

**મોટર એન્જીનિયર્સ,** આર. આઇ. એન. નોકરીના ત્રણ વર્ગો, એમ. ઇ. V. એમ. ઇ. IV. એમ. ઇ. III. પેટ્રોલ એન્જીન અથવા ડિસલ એન્જીનનો અનુભવ હોય તેઓએ, દરિયાઇ મોટરક્રેફટના એન્જીનિયરો તરીકે અરજી કરવી. પગાર માસિક રૂ. ૬૨/૮. યુદ્ધ જોખમ રૂ. ૩૭/૮. એમ. ઇ. IV. પગાર રૂ. ૯૩/૮. યુદ્ધ જોખમ રૂ. ૫૬/૪. એમ. ઇ. III પગાર રૂ. ૧૨૫, યુદ્ધ જોખમ રૂ. ૭૫; મફત ખાવાનું, સગવડ તથા કપડાં, ઉચ્ચ ગ્રેડ માટે રૂ. ૩૦૦/ સુધી બઢતી. બધી ટેકનિકલ રેકુટીંગ ઑફીસોએ અથવા ડિરેકટર ઑફ રિઝર્વ્સ (એચ. ઓ.) નેવી ઑફીસ, વિઠલહાઉસ, મુંબઇ અરજી કરવી.

**વીમેન્સ ઑકઝીલિયરી કોર** : (હિંદ), સ્ટાફ ઑફીસર્સ, સેક્રેટરીઝ, સ્ટેનોગ્રાફર્સ, ટાઇપિસ્ટસ, અનટ્રેંન્ડ કલાર્કસ, પ્લોટર્સ, ટેલર્સ, હાઇટ ફાઇન્ડર્સ, સાઇફર્સ, ડીસ્પેન્સર્સ, લેબોરેટરી આસિસ્ટન્ટસ અને બીજી જગ્યાઓ માટે, ૧૭ અને ૫૦ વર્ષ વચ્ચેની ઉમરની સ્ત્રી સ્વયંસેવિકાઓ.

પગારનો દર-(૧) કમીશન્ડ ઑફીસર્સ, માસિક રૂા. ૧૪૦થી ૩૦૦/-(૨) વૉરન્ટ ઑફીસર્સ, માસિક રૂા. ૧૩૦થી ૧૪૦/-(૩) નોનકમીશન્ડ ઑફીસર્સ અને ઑકઝીલિયરીઝ-(અ) ટ્રેડ-ટેસ્ટેડ માસિક રૂા. ૯૦થી ૧૪૦ (બ) નોન-ટ્રેડ-ટેસ્ટેડ માસિક રૂા. ૬૫થી ૧૨૦/. (૪) સ્ટેનોગ્રાફર્સ, માસિક રૂ. ૧૨૦/. (૫) જનરલ ડયુટી કલાર્કસ રૂા. ૧૦૦/. (૬) અનટ્રેડ કલાર્કસ, માસિક રૂા. ૬૫/-પ્લોટર્સ, ટેલર્સ, હાઇટ ફાઇન્ડર્સ વગેરે માસિક રૂા. ૯૫થી ૧૧૦/-ધારાધોરણ પ્રમાણે યુનિફોર્મ-હિંદી સ્ત્રીઓ સાડી પહેરી શકે. રજા-વર્ષે ૬૧ દિવસ. જો પતિ વીમેન્સ ઑકઝીલીયરી કોર એકમાં હોય તો ૩૧ દિવસની વધારે રજા મળી શકે. રેલ્વે કન્સેશન પણ ખરું.

**ઇન્ડિયન એરફોર્સ** : જમીનપરની નોકરી (ગ્રાઉન્ડ જોબ્સ) ઉમર ૧૮થી ૩૮ વર્ષ વચ્ચે. જે ગ્રુપમાં જોડાય તેના A. C.2 નો પગાર મળશે. ઉમેદવારોની શારીરિક તંદુરસ્તી સારી હોવી જોઇએ અને ઓછામાં ઓછો મેટ્રિક સુધીનો અભ્યાસ હોવો જોઇએ. ઇન્ડિયન એરફોર્સના ટ્રેડસના વિભાગો પાડવામાં આવ્યા છે. જેમ ધંધામાં વધારે કુશળતા તેમ પગાર વધારે. વર્ગીકરણ નીચે મુજબ છે.

ગ્રુપ પહેલું—ફીટર I, ફીટર II (ઇ) ફીટર II (એ) ફીટર આર્મરર, મેટલવર્કસ, ફોટોગ્રાફર I, ઇન્સ્ટ્રુમેન્ટમેકર, ઇલેકટ્રિશિયન I, ફીટર, એમ. ટી, રેડિયો મિકેનિક, વાયરલેસ ઓપરેટર, મિકેનિક, પ્રોપેલરમેકર (લાકડાના).

ગ્રુપ બીજું—ફ્લાઇટ મિકેનિક (ઇ) ફ્લાઇટ મિકેનિક (A), આર્મરર, ફોટોગ્રાફર II, ઇન્સ્ટ્રુમેન્ટ રીપેરર, ઇલેકટ્રિશિયન II, એમ. ટી. મિકેનિક, રેડિયો ઓપરેટર, વાયરલેસ ઓપરેટર.

ગ્રુપ ત્રીજું—સુતાર, ફેબ્રિકવર્કસ.

ગ્રુપ ચોથુ-કારકુનો ( જી. ડી ) કારકુનો (હિસાબી) કારકુનો ( એસ. ડી ) ઇકિવપમેન્ટ આસિસ્ટન્ટ.

ગ્રુપ એમ-નર્સિંગ ઓર્ડર્લી

ગ્રુપ પાંચમું-એરક્રેફ્ટ હેન્ડ; એરગનર.

| | ગ્રુપ ૧ | ગ્રુપ ૨ | ગ્રુપ ૩ | ગ્રુપ ૪ |
|---|---|---|---|---|
| એ. સી. ૨ | ૭૫ | ૬૦ | ૫૦ | ૬૦ |
| એ. સી. ૧ | ૯૦—૫—૯૫ | ૬૫ | ૫૫ | ૬૧ |
| એલ. એ. સી | ૧૦૦—૫—૧૧૦ | ૭૦ | ૬૦—૩—૭૫ | ૬૩ |
| કોરપોરલ | ૧૩૦—૫—૧૪૦ | ૧૦૦ | ૮૦ | ૭૫ |
| સાર્જન્ટ | ૧૪૫—૫—૧૫૫ | ૧૧૫ | ૮૫ | ૮૫—૫—૧૧૦ |
| ફ્લાઈટ સાર્જન્ટ | ૧૬૦—૫—૧૮૦ | ૧૩૦ | ૯૦—૫—૧૦૦ | ૧૦૦—૫—૧૧૦ |
| વોરંટ ઓફીસર | ૨૨૫—૧૦—૨૬૫ | ૨૦૦—૧૦—૨૪૦ | ... | ૧૩૫—૫—૧૪૦<br>૧૦—૧૫૦ |

| | ગ્રુપ ૫ | ગ્રુપ એમ | એરગનર્સ |
|---|---|---|---|
| એ. સી. ૨ | ૪૦ | ૪૦ | ૬૦ |
| એ સી. ૧ | ૪૨ | ૪૨ | ... |
| એલ. એ. સી. | ૪૫—૧—૫૦ | ૪૫—૧—૫૦ | ... |
| કોરપોરલ | *૬૨—૪—૭૦ | ૬૨—૪—૭૦ | ... |
| સાર્જન્ટ | ૮૦—૫—૮૫ | ૮૦—૫—૮૫ | ૧૦૦—૫—૧૨૦ |
| ફ્લાઇટ સાર્જન્ટ | ૯૦—૫—૧૦૦ | ૯૦—૫—૧૦૦ | ૧૨૫—૫—૧૪૦ |
| વોરંટ ઓફીસર | ૧૨૦—૫—૧૩૦<br>૧૦—૧૪૦ | ૧૨૦—૫—૧૩૦<br>૧૦—૧૪૦ | ૧૪૫—૫—૧૬૦ |

નોંધ—ટ્રેડમાં તાલીમ લેતો હોય ત્યારે ઉમેદવારને તે ટ્રેડનો ઓછામાં ઓછો પગાર મળે છે. દાખલા તરીકે એ. સી. ૨ ( એર ક્રેફ્ટસમેન બીજો વર્ગ ) એરગનર તરીકે તાલીમ લેતા ઉમેદવારને માસિક રૂા. ૬૦ મળે છે.

એલાવન્સ (અ) જમવાનું ભથ્થું ( બધા એરમેનો માટે ) રૂા, ૨ (બ) સારી વર્તણુકનો પગાર ( એરમેનો માટે ) બે વર્ષની સારી નોકરી બાદ માસિક એક રુપિયો, ચાર વર્ષની સારી નોકરી બાદ માસિક બે રૂપિયા, ૬ વર્ષની સારી નોકરી બાદ માસિક ત્રણ રૂપિયા. (ક) સારી નોકરીનો પગાર ( નોનકમીશન્ડ ઓફીસરો માટે ) નોનકમીશન્ડ ઓફીસર તરીકે બે વર્ષ પછી માસિક બે રૂપિયા. ચાર

વર્ષ પછી માસિક ચાર રૂપિયા. ૬ વર્ષ પછી માસિક ૬ રૂપિયા. (ક) સ્પેશિયલ ડ્યુટીનો પગાર પી. ટી (ફિઝીકલ ટ્રેઇનિંગ) ઇન્સ્ટ્રક્ટર માસિક ૨ રૂપિયા.

**ગ્રાઉન્ડ ઓફીસરોનો ગ્રેડ** : હિંદી અગર એંગ્લો-ઇંડિયન ઉમર ૨૧ અને ૫૦ વર્ષ વચ્ચેની. જે વિશિષ્ટ જગ્યા માટે તાલીમ અપાતી હોય તેને માટે યોગ્ય શારીરિક તંદુરસ્તી. કેળવણી. સામાન્ય જ્ઞાન સારું. અંગ્રેજી ઘણું સારું. દરેક જગ્યા માટે જુદું જુદું ધોરણ છે.

**એડમિનિસ્ટ્રેટીવ અને સ્પેશીયલ ડ્યુટીઝ ઑફીસર્સ** : (૧) એડમિનિસ્ટ્રેટીવ એડજ્યુટન્ટસ વિગેરે. હિંદી હવાઇ લશ્કરની બધા પ્રકારની જમીનની નોકરીની વ્યવસ્થા કરવી. ધંધાદારી અનુભવવાળા સિનિયર માણસોને પસંદગી આપવામાં આવશે. યુનિવર્સિટીની ડીગ્રી હોવી જોઇએ. (૨) લિંકટ્રેઇનર ઇન્સ્ટ્રક્ટર-યુનિવર્સિટીની ઇન્ટરમીજીએટની પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ અને ઉડ્ડયનનું જ્ઞાન હોવું જોઇએ. અનુભવી વિમાનીઓને પસંદગી આપવામાં આવશે. (૩) ઇન્ટેલિજન્સ-હવાઇવ્યાપારના ખબર આપવા. હવાઇવ્યાપારનું સાધારણ જ્ઞાન ધરાવનારાઓને પસંદગી આપવામાં આવશે. ઉડ્ડયનનું જ્ઞાન હોવું જોઇએ. યુનિવર્સિટીની ઇન્ટરની પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ. (૪) કોડઝ અને સાઇફર્સ. હિંદી હવાઇદળના ખાનગી સંદેશાનું નિયમન કરવા માટે, વિશ્વાસુ, આધેડ ઉમરના માણસો અંગ્રેજી તથા આંકડાનું સારું જ્ઞાન ધરાવતા હોવા જોઇએ. યુનિવર્સિટીની ડીગ્રી હોવી જોઇએ. (૫) ફોટોગ્રાફીક-અનુભવી ટેકનિકલ ફોટોગ્રાફરો. યુનિવર્સિટીના ઇન્ટરમીજીએટ ધોરણ સુધીની સારી પદ્ધતિસરની કેળવણી હોવી જોઇએ. (૬) મેરિનક્રેફ્ટ-હિંદી હવાઇદળના દરિયાઇ વિભાગ પર સત્તા ચલાવવી. સાહસિક યુવાનો પોતાની બુદ્ધિથી કામ કરી શકે તેવા તથા મિકેનિકલ વલણવાળા યુનિવર્સિટીની ઇન્ટરની પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ.

**(૭) મોટર ટ્રાન્સ્પોર્ટ** : હિંદી હવાઇ લશ્કરના જમીન પરના વ્યવહારની વ્યવસ્થા કરવી તથા તે ચાલુ રાખવો. મોટરકાર અને ટ્રક ચલાવવાના સામાન્ય જ્ઞાનવાળો કોઇ પણ યુવક ચાલી શકે. યુનિવર્સિટીની ઇન્ટરમીજીએટ પરીક્ષા પસાર કરેલી હોવી જોઇએ.

**ઇક્વિપમેન્ટ ઑફીસર્સ** : સાધનો પુરા પાડવા પર અંકુશ રાખવો, તેનો ભંડાર કરવો તથા જોઇતા પ્રમાણમાં પુરા પાડવા. ખાસ કરીને 'સ્ટોર્સ'ના અનુભવવાળા ધંધાદારી માણસો.

**એકાઉન્ટ ઑફીસર્સ** : લાયકાતવાળા ફક્ત ચાર્ટર્ડ અને ઇન્કોરપોરેટેડ એકાઉન્ટન્ટસ.

**ટેકનિકલ ઑફીસર્સ** : એન્જીનિયરીંગ, એરોનોટીકલ, મિકેનિકલ અને ઇલેકટ્રીકલ.

લાયકાત-એરોનોટીકલ : જી. ઇ. લાઇસેન્સ, એ. બી. સી. ડી. અને એકસ અને અનુભવ; મિકેનિકલ અને ઇલેકટ્રીકલ: યુનિવર્સિટીની ડીગ્રી અને અનુભવ; રેડિયો અને સિગ્નલ્સ: વહેવાર ચાલુ રાખવો તથા તે પર અંકુશ રાખવો: વહેવારનાં સાધનો-ખાસ કરીને રેડિયો-ચલાવવાના અનુભવી માણસો. યુનિવર્સિટીની ડીગ્રીની આવશ્યકતા.

**પગાર વિગેરે** : ઑફીસર કેડેટ તરીકે નોકરીની પરિસ્થિતિને અનુકૂળ થવા માટે એક માસની સામાન્ય તાલીમ; રહેવાનું, ખાવાનું, ડૉકટર તથા દંતવૈદની સલાહ મફત. પગાર માસિક રૂ. ૧૩૫. પરણેલ હોય તો રૂ. ૫૫, વધારે. મુસાફરી વિગેરેના સાધનોનું એલાવન્સ રૂ. ૬૦) કમિશન્ડ થાય ત્યારે: તાલીમ અનુકૂળ આવી જતાં ઉમેદવાર એક વર્ષની અજમાયશ માટે પાઇલટ ઑફીસર બને છે. પગાર માસિક રૂ. ૪૦૫). પરણેલ હોય તો ૪૫ રૂ. વધારે. એડમિનિસ્ટ્રેટીવ અને સ્પેશિયલ ડ્યુટીઝ ઑફીસરો તથા ઇક્વિપમેન્ટસ અને એકાઉન્ટ ઑફીસરો માટે શરૂઆતનો આ ઓછામાં ઓછો પગાર છે. ટેકનિકલ ઑફીસરોને જનરલ ડ્યુટીઝ (ઉડ્ડયન) ઑફીસરોની માફક પગાર મળે છે. તે એડમીનીસ્ટ્રેટીવ તથા સ્પેશિયલ ડ્યુટીઝ ઑફીસરો કરતાં સહેજ વધારે છે. બન્ને વર્ગના ઑફીસરો સરખા પગારથી શરૂઆત કરે છે.

કેવી રીતે જોડાવું ?–લાયકાતની લેખિત વિગતોની પ્રથમ જરુર પડે છે. જો તે સંતોષકારક માલુમ પડે તો મુલાકાત આપવામાં આવે છે. જો ઉમર ૨૧ અને ૩૫ વચ્ચેની હોય તો પ્રાંતના પ્રોવિન્શિયલ સીલેકશન બોર્ડના સેક્રેટરીને અરજી કરવી. ઉમર ૩૬ થી ૫૦ સુધીની હોય તો નજીકના ડિસ્ટ્રિક્ટ એરિયા કમાન્ડર (મિલિટરી)ને અરજ કરવી.

**આઈ. એમ. એસ.** (ઈ. સી.) મેડિકલ, સર્જરી, કાન, આંખ તથા ગળાનાં દર્દો, ત્વચાશાસ્ત્ર, માનસિક દર્દો વિગેરેમાં તજજ્ઞો હોય તેવા યોગ્ય અનુસ્નાતક લાયકાત અને અનુભવવાળા ડૉકટરોની, હિંદી મેડિકલ સર્વિસ (ઈ. સી.)માં જરુર છે. ઓફીસરો મેજરનો દરજ્જો ભોગવશે અને પ્રાથમિક લડાયક કવાયતમાંથી તેમને મુક્તિ મળશે. શરૂઆતનો પગાર રૂ. ૮૦૦/. દરિયાપાર જવાનો જુદો પગાર. તજજ્ઞોને માસિક ૧૦૦ રૂ. નો વધારાનો પગાર મળશે. અરજીઓ ડિરેકટર જનરલ, ઇન્ડિયન મેડિકલ સર્વિસ, નવી દિલ્લી અથવા પ્રાંતના સર્જન જનરલને કરવી.

**સિવિલ મેડિકલ પ્રેકટીશનર્સ** : હિંદમાં સ્થાનિક મિલિટરી હોસ્પિટલમાં નોકરી માટે જોઇએ છે. તેમની નિમણૂક સિવિલ દરજ્જામાં થશે. કંઈ હોદ્દો કે યુનિફોર્મ મળશે નહિ. ગ્રેજ્યુએટો માટે પગાર–એક મિલિટરી સ્ટેશન માટે માસિક રૂ. ૨૫૦/ તથા એક મિલિટરી ડિસ્ટ્રિકટ માટે રૂ. ૩૫૦/ વાહનભાડું રૂ. ૩૦/ લાઇસન્સિયેટ–એક મિલિટરી ડિસ્ટ્રિકટ માટે માસિક પગાર રૂ. ૧૦૦/. રહેવાનું મફત અથવા વાહનભાડાના માસિક રૂ. ૨૦J. ગ્રેજ્યુએટોની ઉમર ૪૫થી વધારે અને લાઇસન્શિયેટની ૪૦થી વધારે હોવી જોઇએ. પ્રાંતિક એડમિનિસ્ટ્રેટિવ મેડિકલ ઓફીસરો અથવા આઈ. એમ. એસ.ના ડીરેકટર જનરલ, નવી દિલ્લી પાસેથી વિગતો મળી શકશે.

**આર. આઇ. એન.ના એન્જીનિયરો** : ઉમર ૧૮ અને ૩૦ વર્ષ વચ્ચે. મેટ્રિકના ધોરણ સુધીનાં અથવા માન્ય કરવામાં આવેલ ટેકનિકલ ઇન્સ્ટિટયુટ અથવા કોલેજનો ડીપ્લોમા અથવા સર્ટીફીકેટ હોય અથવા કોઇ જાણીતા ડાકયાર્ડ અથવા એન્જીનિયરીંગ ઓફીસમાં ચાર વર્ષ ઉમેદવારી કરી હોય. નજીકના ટેકનિકલ રેક્રુટીંગ ઓફીસરોને અરજી કરવી.

**પુરૂષ નર્સ** : હિંદી ડાકટરીખાતામાં વોરંટ ઓફીસરો તરીકે. ઉમર ૨૧ થી ૫૦ વર્ષ; કેળવણી મેટ્રિકયુલેશન અથવા તેવી બીજી પરીક્ષા; પ્રાંતિક નર્સીઝ રજીસ્ટ્રેશન કાઉન્સિલમાં પુરૂષ નર્સ તરીકે રજીસ્ટર થયેલ હોવો જોઇએ. પગાર ૭૫–૫–૧૦૦ ઉપરાંત માસિક એમર્જન્સી એલાવન્સ રૂ. ૨૫J દરજ્જો–વોરંટ ઓફીસર પ્રથમ વર્ગ.

**હિંદી ડૉકટરીખાતું** (આઈ. સી.) : સામાન્ય નોકરી માટે હિંદની અંદર રહીને નોકરી કરવા માટે આસિસ્ટન્ટ સર્જનો તરીકે ખાનગી ડાકટરોની જરૂર છે. સામાન્ય રીતે ઉમર ૪૦ વર્ષની નીચે હોવી જોઇએ. પણ તેમાં છુટછાટ મૂકી શકાય. એલ. સી. પી. એસ, એલ. એસ. એમ. એફ. અથવા એલ. એમ. પી. અથવા માન્ય થયેલ મેડિકલસ્કૂલની તેવી પરીક્ષા પસાર કરેલ હોવી જોઇએ. પગાર અને એલાવન્સ. જમાદાર તરીકે પગાર માસિ રૂ. ૭૫ થી ૧૪૫; સુબેદાર તરીકે માસિક રૂ. ૧૬૦ થી ૧૭૫. એમર્જન્સી એલાવન્સ માસિક રૂ. ૧૨૫ (જો હિંદની સરહદમાં જ રહેવાની ઉમેદવાર જોખદારી સ્વીકારે તો રૂ. ૭૫) જ્યારે મિલિટરી હોસ્પિટલનો સબચાર્જ હોય ત્યારે સબચાર્જ પગાર માસિક રૂ. ૧૫ થી ૪૦/ ગ્રેચ્યુઇટી, અશક્તિ અને કુટુંબને પેન્શન. પ્રાંતિક એડમિનિસ્ટ્રેટીવ ઓફીસરોને અથવા ડીરેકટર–જનરલ, આઇ. એમ. એસ.ને નવી દિલ્લી અરજી કરવી.

**મિકેનિકલ એન્જીનિયર્સ** : આર. આઈ. એન. માં અનુભવી મિકેનિકલ એન્જીનિયરો માટે. ઉમર ૧૮ થી ૩૦ વર્ષની હોવી જોઇએ. મેટ્રિક સુધીનો અભ્યાસ ઉપરાંત ડીપ્લોમા અથવા સર્ટીફીકેટ હોવું જોઇએ અથવા ચાર વર્ષ ઉમેદવારી કરેલ હોવી જોઇએ. નજીકની ટેકનિકલ રેક્રુટીંગ ઓફીસોએ અરજી કરવી.

**આઇ. એમ. એસ.** : (એમર્જન્સી કમીશન) આઈ. એમ. એસ. માં એમર્જન્સી કમીશન માટે, લડાઈની નોકરી માટે ઉમેદવારોની જરૂર છે. સામાન્યતઃ ૪૫ વર્ષની નીચેની ઉમરના હોવા જોઇએ. ગ્રેટબ્રિટન અને ઉત્તર આયર્લેન્ડમાં રજીસ્ટર થયેલ ડીગ્રી, અથવા હિંદની મેડિકલ કાઉન્સિલે માન્ય કરેલ હિંદી મેડિકલ ડીગ્રી ધરાવવી જોઇએ. એમ. સી. પી. એસ. (મુંબઇ), ડી. એમ. એસ. (મદ્રાસ), એમ. એસ. એમ. એફ. (પંજાબ/સંયુક્ત પ્રાંતો) અથવા એમ. એમ. એફ (બંગાળા)ની ડીગ્રી ધરાવતા રજીસ્ટર્ડ પ્રેકટીશનરો તેમજ માન્ય થયેલ પરદેશી લાયકાતવાળાઓની અરજીઓ પણ ધ્યાનમાં લેવામાં આવશે. પગાર અને એલાવન્સ. માસિક રૂ. ૪૫૦ થી ૭૦૦/-દરિયાપારનો પગાર રૂ- ૧૫૦ થી ૪૦૦/-સ્પેશિયાલિસ્ટ પગાર માસિક રૂ. ૧૦૦/-કમાન્ડ અને ચાર્જ પે રૂ. ૩૦ થી ૨૪૦/- પહેલા વર્ષની નોકરીને અંતે ડાકટરી લાયકાત પ્રમાણે રૂ. ૧,૦૦૦ થી ૨,૦૦૦ની ગ્રેચ્યુઇટી. સંપૂર્ણ વિગત માટે, પ્રાંતિક એડમિનિસ્ટ્રેટિવ મેડિકલ ઑફીસરોને અથવા આઇ. એમ. એસ.ના ડીરેકટર જનરલને નવી દિલ્હી લખવું.

**આર. આઇ. એન.** : (સિક એટેન્ડન્ટ). સિકબર્થ એટેન્ડન્ટ માટે આર. આઈ. એન. માં જગ્યાઓ ખાલી છે. ૧૭½ અને ૨૨ વર્ષની ઉંમરના, અંગ્રેજી ૭ ધોરણોનો અભ્યાસ કર્યો હોય તેવા યુવાનો માટે. ફરજ—અકસ્માત વેળાપ્રાથમિક મદદ, નર્સિંગ, ડીસ્પેન્સિંગ, ડોકટરની ગેરહાજરીમાં ચાર્જ લઇ શકે તેવા. શરુઆતનો પગાર ખાવાપીવા, લુગડાંલત્તા સાથે માસિક રૂ. ૪૦/-વધીને રૂ. ૧૦૦/-ખાસ લાયકાતવાળાઓ માટે વધારાનું એલાવન્સ. નજીકના ટેકનિકલ રેક્રુટીંગ ઑફીસરોને અરજી કરવી.

## સ્ત્રીઓનો કાર્યપ્રદેશ

જ્યારે બંગાળાના કેળવણીખાતાના એક અંગ્રેજ અધિકારીએ, કેળવણીખાતામાં રોકાયેલ પોતે તથા બીજાઓને પોતાના કાર્યમાં દોરવણી મળે તે માટે, હિંદની સ્ત્રીઓને શાની જરુર છે તે બાબત નિવેદન માગ્યું ત્યારે અખિલહિંદ સ્ત્રીપરિષદની ખરેખરી શરુઆત થઇ. અઘારના સ્ત્રી હિંદ સમાજના મંત્રી મિસિસ માર્ગરેટ. ઇ. કઝીન્સે આ સૂચના ઉપાડી લીધી. તેણે આખા દેશની સ્ત્રીઓને, કેળવણી વિષયક પોતાનો મત પ્રદર્શિત કરવા માટે સ્થાનિક કમીટીઓ સ્થાપવાની તથા હિંદના જુદા જુદા ભાગોમાં પરિષદો ભરવાની વિનતિ કરી. તેની અરજને ઉત્સાહજનક ટેકો મળ્યો અને ૨૨ સ્થળોએ પરિષદ ભરવામાં આવી. ઇ. સ. ૧૯૨૬ના ડીસેંબરમાં પ્રથમ અખિલહિંદ સ્ત્રીપરિષદ ભરવામાં આવી અને ત્યારપછી દર વર્ષે તેની બેઠક ભરવામાં આવે છે.

સ્ત્રીઓ તથા બાળકોના હિત માટે કામ કરવાને બીનરાજકીય તથા બીનપંથી પરિષદ હોવાનો અખિલહિંદ સ્ત્રીપરિષદનો શરૂઆતનો હેતુ હતો.

પરિષદે મોટામાં મોટો ફાળો કેળવણીની પ્રગતિમાં આપ્યો છે. સ્ત્રીઓ તથા કન્યાઓમાં કેળવણીને લોકપ્રિય બનાવવા માટે તથા તેનો પ્રચાર કરવા ઉપરાંત સ્થાનિક સભ્યોએ તથા પરિષદની કમીટીએ કન્યાઓ માટે નવી શાળાઓ, ઔદ્યોગિક શાળાઓ, તથા દલિતવર્ગોના બાળકો માટે શાળાઓ ખોલાવવામાં મદદ કરી છે.

દેશમાં પ્રચલિત અશિક્ષિતપણા માટે કમીટીએ અવારનવાર ખેદ પ્રદર્શિત કર્યો છે તથા પ્રૌઢશિક્ષણ તથા સમૂહશિક્ષણ માટે અમલી યોજનાઓ શરુ કરી છે. કમીટીએ હિંદ માટે એકભાષાની જરુર સ્વીકારી છે અને હિંદના અભ્યાસને ઉત્તેજન આપવા ખૂબ યત્ન કરેલ છે.

સારી રીતે વ્યવસ્થિત તથા સારી રીતે ચલાવાતી, બાળકો માટેની 'નર્સરી-શાળા' દ્વારા પરિષદે કેળવણીની પ્રગતિમાં ફાળો આપ્યો છે. ગૃહઉદ્યોગ, ભરતશીવણ, રાંધણકળા, લલિતકળા, પત્રકારિત્વ, સમાજ-વિજ્ઞાન, વૈદક વિગેરે વિષયોનો સ્ત્રી કેળવણીમાં સમાસ કરીને સ્ત્રી કેળવણીની પુનર્રચના કરવામાં આવી છે.

અખિલહિંદ સ્ત્રીપરિષદના કાર્યની સિદ્ધિ તો લેડી ઇરવિન કૉલેજની સ્થાપનાને ગણી શકાય.

સામાજીક બાબતોમાં પણ પરિષદે ઘણું કાર્ય કર્યું છે. અખિલહિંદ સ્ત્રીપરિષદે બાળલગ્નોનો ભારપૂર્વક તિરસ્કાર કર્યો છે અને તેની વિરૂદ્ધ સતત જેહાદ ચલાવી છે. સ્ત્રીઓ બહુ પત્નીત્વને કદી પસંદ કરતી નથી અને પરિષદ આ પ્રશ્ન પણ ભૂલી નથી.

સ્ત્રીઓને ઘરમાં ફરજીયાત ગોંધી રાખવાના પ્રશ્નને પણ પરિષદે વખોડી કાઢયો છે.

અસ્પૃશ્યતા નિવારણે પણ સ્ત્રીઓનું લક્ષ ખેંચ્યું છે. રચનાત્મક કુદરતી કાર્યના આ વિભાગને ગાંધીજી સ્ત્રીઓને અનુકૂળ માને છે. આ સંબંધમાં હરિજન સંબંધીના શ્રીમતી રામેશ્વરી નહેરૂના કાર્યની હરકોઇ પ્રશંસા કરશે.

કોમીઐક્યનો પ્રશ્ન પણ આને લગતો છે પરંતુ તે રાજકીય, આર્થિક તથા ધાર્મિક પ્રશ્ન સાથે સંકળાયેલો હોઇ તેનો નિકાલ વધારે મુશ્કેલ છે. કોઇ પણ પ્રકારના જાતિ, વર્ણ, કે રંગભેદ સિવાય બધી જ્ઞાતિઓની સ્ત્રીઓને એક જ પ્લેટફોર્મ પર લાવવામાં સ્ત્રીપરિષદે મહાન સેવા બજાવી છે, અને પરિષદે લીધેલું પગલું પુરુષો માટે અનુકરણીય છે. પરંતુ પરિષદની મર્યાદા બહાર તેમની શુભેચ્છા અને ઐક્યનું 'મશન આગળ વધારવામાં સ્ત્રીઓ સફળ થઇ નથી.

## મજુરીના પ્રશ્નો

પરિષદે, મજુરી, દેશના ઉદ્યોગો તથા ગ્રામ્યોદ્ધારની સાથે સંબંધ ધરાવતા પ્રશ્નોમાં બહુ ઉપયોગી ફાળો આપ્યો છે.

સંતતિનિયમનને લોકપ્રિય બનાવવાનું, તથા કારખાના તથા ખાણોમાં કામ કરતી સ્ત્રીઓ તથા બાળકોની સ્થિતિ સુધારવાનું કાર્ય પરિષદના આગેવાનોનું ખાસ ધ્યાન માગી લે છે.

હિંદુઓના અત્યારના કાયદાઓમાં ધરમૂળના ફેરફાર કરવાની પરિષદે માગણી કરી છે. વારસા હક્ક સંબંધી, લગ્ન સંબંધી તથા બાળકોના વાલીપણા સંબંધી કાયદામાં સ્ત્રીઓને સરખા હક્ક આપવાની પણ પરિષદે માગણી કરી છે. મધ્યસ્થ ધારાસભા સમક્ષ આ સુધારા માટે આવેલા વિવિધ બિલોની તપાસ કરવા માટે સરકારે સર બી. એન. રાવના પ્રમુખપદ હેઠળ એક કમીટી નીમી છે.

પરિષદની સામાન્ય નીતિ સ્ત્રીઓ અને બાળકોનું સામાજીક તથા સામાન્ય હિત કરવાની રહી છે. પરિષદ એવી આશા ધરાવે છે કે રાજકીય સ્વતંત્રતા તો પાછળ ચાલી આવશે. પરંતુ પંજાબની પ્રાંતિક સ્ત્રીપરિષદે હિંદના સ્વાતંત્ર્ય તથા યુદ્ધ પછીની પુનર્રચના સંબંધી વિગતવાર ઠરાવ પસાર કરીને જુદા પડવામાં હિંમતભર્યું પગલું લીધું છે.

## બીજા ક્ષેત્રોમાં સુધારણા

રાવકમીટી 'હિંદુ કાયદો સુધારણ કમીટી' તરીકે જાણીતી છે. તે કમીટીએ કરેલા રિપોર્ટના પરિણામે મધ્યસ્થ ધારાસભામાં બે બિલો દાખલ કરવામાં આવ્યા છે. તેને અંગે હિંદુ સ્ત્રીઓનો દરજ્જો ચોક્કસ પણે ઉંચો આવશે. એક બિલ, વસિયતનામું કર્યા સિવાય મૃત્યુ પામે તેના વારસા અંગેનું તથા બીજું લગ્ન સંબંધી છે. હિંદના જુદા જુદા ભાગોમાં હિંદુ સ્ત્રીઓને વારસા હક્કમાંથી બાતલ કરવામાં આવે છે તે પહેલું બિલ દૂર કરે છે. હિંદુ વિધવાની મર્યાદિત મિલ્કતનો બાધ તે દૂર કરે છે. બીજું બિલ બે પ્રકારના હિંદુ લગ્નોનો સ્વીકાર કરે છે. (૧) હિંદુવિધિ પ્રમાણે થયેલાં લગ્ન તથા ૧૮૭૨ના સ્પેશ્યલ-મેરેજ એક્ટ પ્રમાણે થયેલાં સિવિલ મેરેજ. અમુક અપવાદ બાદ કરતાં કાયદો બધા પ્રકારના એકથી વધારે પત્ની સાથેના લગ્ન પર પ્રતિબંધ મુકે છે. આ કાયદા હેઠળ થયેલાં બધાં સિવિલ લગ્નોને છુટાછેડાનો કાયદો લાગુ પડે છે.

## પુરાતત્ત્વનાં બાંધકામ

| | |
|---|---|
| આબુરોડના મંદિરો | ઈ. સ. ૧૦૩૧–ઈ. સ. ૧૨૩૧ |
| આગ્રા ( તાજમહાલ ) | ઈ. સ. ૧૬૩૨–૧૬૫૦ |
| અજંતાની ગુફાઓ તથા ચિત્રો | ઈ. સ. પૂર્વે ૧૯૦–ઈ. સ. પૂ. ૭૦૦ |
| અમૃતસરનું સુવર્ણ મંદિર | ૧૮૦૨–૦૩ |
| બહુંત સ્થાપત્ય | ઈ. સ. પૂર્વે ૨૦૦ |
| ભવનેશ્વર મંદિરો | ઈ. સ. પૂ. ૪–૫ સૈકો |
| વિજાપુર, ગોળગુંબજ | ઈ. સ. ૧૬૫૯ |
| ચિત્તોડનો વિજયસ્તંભ | ,, ૧૪૫૦ |
| દિલ્લી–કુતુબમિનાર | ,, ૧૨૩૨ |
| ઇલોરાની ગુફાઓ | ઈ. સ. ૬૦૦–૮૦૦ |
| ફત્તેપુરસિક્રી બુલંદ દરવાજા | ૧૫૬૯–૧૫૮૪ |
| કોનાર્ક સૂર્યમંદિર | ૧૨૪૦–૧૨૮૦ |
| મદુરા–સહસ્ત્ર સ્તંભવાળો હોલ | ૧૬૨૩–૫૯ |
| મોહન–જો–ડેરો | ઈ. સ. પૂ. ૩૦૦ |
| પુરી–જગન્નાથ મંદિર | ૧૪૧૪–૧૪૫૦ |
| સાંચી સ્તુપ | ઈ. સ. પૂ. ૩૦૦–૧૦૦ |
| સિરગુયા કલામંદિરો | ઈ. સ. પૂર્વે ૧૦૦ |
| શ્રવણ બેલગોલા જૈનમંદિર | ઈ. સ. પૂ. ૪૦૦–૩૦૦ |
| શ્રીરંગમનું કોયિલ મંદિર | ૯૦૦–૧૬૦૦ |
| તાંજોર વિષ્ણુ મંદિર | ૧૦ મી સદી |
| તક્ષિલા | ઈ. સ. પૂર્વે ૭૦૦–૮૦૦ |

## હિંદનાં પ્રસિદ્ધ વર્તમાનપત્રો

**મુંબઇ**

બોમ્બે ક્રોનિકલ
ટાઇમ્સ ઑફ ઇન્ડિયા
ફ્રી પ્રેસ જર્નલ
મુંબઇ સમાચાર
જન્મભૂમિ
વંદેમાતરમ્
સાંજવર્તમાન
જામેજમશેદ
નૂતન ગુજરાત
ગુજરાતી (સાપ્તાહિક)
પ્રવાસી (સાપ્તાહિક)
ભારતજ્યોતિ (,,)

**કલકત્તા**

અમૃતબજાર પત્રિકા
આનંદબજાર પત્રિકા
સ્ટેટસમેન
ફોરવર્ડ
હિંદુસ્તાન સ્ટાન્ડર્ડ
કેપીટલ (સાપ્તાહિક)
ઇન્ડસ્ટ્રી (માસિક)
મોડર્નરિવ્યુ (,,)
નવચેતન (,,)

**કાનપુર**

પ્રતાપ

**અમદાવાદ**

સંદેશ
ગુજરાત સમાચાર
પ્રભાત
નવસૌરાષ્ટ્ર (સાપ્તાહિક)
પ્રજાબંધુ (,, ,,)
ગુજરાતી પંચ (,,)
પ્રસ્થાન (માસિક)
ઊર્મિ અને નવરચના (,,)
રેખા (,, ,,)
સ્ત્રી બોધ (માસિક)
સ્ત્રી જીવન.( ,, )

| દિલ્હી | લાહોર | નાગપુર |
|---|---|---|
| તેજ | સિવિલ એન્ડ મિલિટરી ગેઝેટ | હિતવાદ |
| હિંદુ | પ્રતાપ | (શુક્ર તથા રવિએ પ્રગટ થાય છે) |
| હિંદુસ્તાન ટાઇમ્સ | ટ્રિબ્યુન | **પટણા** |
| ઇંડિયન લિસનર (પાક્ષિક) | મિલાપ | હિંદુસ્તાન રિવ્યુ (માસિક) |
| ઇંડિયન ટ્રેડ જર્નલ (સાપ્તાહિક) | **લખનૌ** | સર્ચલાઇટ |
| **કરાચી** | પાયોનિયર | **રંગૂન** |
| સિંધ હિંદુ | **મદ્રાસ** | રંગૂન ડેઇલી ન્યુઝ |
| હિંદુ | હિંદુ | રંગૂન ગેઝેટ |
| સિંધ ઑબ્ઝર્વર | ઇંડિયનરિવ્યુ (માસિક) | રંગૂન ટાઇમ્સ |
| ડેઇલી ગેઝેટ | મદ્રાસ મેઇલ | |

## પ્રસિદ્ધ થતા લૉ રિપોર્ટોની યાદી

ઑલ ઇન્ડિયા રિપોર્ટર, અલ્લાહાબાદ લૉ જર્નલ, અલ્લાહાબાદ વીકલી નોટસ, બેંગાલ લૉ રિપોર્ટસ, બોમ્બે લૉ રિપોર્ટર, કલકત્તા લૉ જર્નલ, કલકત્તા લૉ રિપોર્ટસ, કલકત્તા વીકલી નોટસ, સી. પી. લૉ રિપોર્ટસ, ક્રીમીનલ લૉ જર્નલ, ઇન્ડિયન લૉ રિપોર્ટસ, મદ્રાસ લૉ જર્નલ, મદ્રાસ લૉ ટાઇમ્સ, મદ્રાસ વીકલી નોટસ, મૂર્સ ઇન્ડિયન અપીલ્સ, નાગપુર લૉ રિપોર્ટસ, આઉધ લૉ જર્નલ, પટણા લૉ જર્નલ, પંજાબ લૉ રિપોર્ટર, પંજાબ વીકલી રિપોર્ટર, સિંધ લૉ રિપોર્ટર, વીકલી રિપોર્ટર.

## હિંદની બેંકો

**હિન્દની બેંકોના વર્ગ**—(૧) ઇમ્પિરિયલ બેંક ઑફ ઇન્ડિયા (૨) હિંદની બહાર મુખ્ય ઑફિસો હોય તેવી એક્સચેન્જ બેંકો (૩) ઇન્ડિયન કંપનીઝ એક્ટ હેઠળ રજિસ્ટર થયેલ ઇન્ડિયન જોઇન્ટ સ્ટૉક બેંકો (૪) ૧૯૧૨ ના બીજા કાયદા હેઠળ રજિસ્ટર થયેલ હિંદી સહકારી બેંકો (૫) રીઝર્વ બેંક ઑફ ઇન્ડિયા (૬) દેશી શરાફો–તેમનો વર્ગ પણ મોટો છે.

### (૧) ઇમ્પિરિયલ બેંક ઑફ ઇન્ડિયા

ઇસ્ટ ઇંડિયા કંપનીના સમયમાં સ્થાપવામાં આવેલી બંગાળ, મુંબઇ તથા મદ્રાસ ઇલાકાની ત્રણ બેંકોનું ૧૯૨૧માં જોડાણ થતાં ઇમ્પિરિયલ બેંક ઑફ ઇંડિયાની સ્થાપના થઇ. જોડાણ સમયે ત્રણે બેંકોની મૂડી, ૩,૭૫,૦૦,૦૦૦ રૂપિયાની હતી. પૂરેપૂરા ભરાયેલા ૫૦૦ રૂ.ના શેરોમાં તે વહેંચાયેલી હતી. ૧૯૨૦ના ઇમ્પિરિયલ બેંક એક્ટ મુજબ વધારાની ૭,૫૦,૦૦,૦૦૦ની મૂડીની પરવાનગી આપવામાં આવી. તેને રૂ. ૫૦૦)ના શેરોમાં વહેંચી નાખવામાં આવી. તે શેરો પેટે રૂ. ૧૨૫) લેવામાં આવતાં અત્યારની બેંકની મૂડી ૧૧,૫૦,૫૩,૦૦૦ થઇ છે, જેમાંથી રૂપિયા ૫,૬૨,૫૦,૦૦૦ની મૂડી વસૂલ થઇ ગઇ છે. બેંકની વ્યવસ્થા ડિરેકટરોની બોર્ડના હાથમાં છે. કલકત્તા, મુંબઇ તથા મદ્રાસમાં સ્થાનિક બોર્ડ છે, ઇમ્પિરિયલ બેંકની સ્થાપના થતાં જ સરકારે બેંક સંબંધી બધું કામકાજ તેને સોંપી દીધું. નવી બેંકે પાંચ વર્ષમાં ૧૦૦ શાખાઓ ઉઘાડવાનું માથે લીધું અને અગત્યની બાબતોમાં ઇમ્પિરિયલ બેંકને સૂચના આપવાની ગવર્નર–જનરલને સત્તા આપવામાં આવી. રિઝર્વ બેંકની સ્થાપના થતાં હિંદી સરકારના બેંકર તરીકે ઇમ્પિરિયલ બેંકનું સ્થાન બદલી ગયું છે. હવે ઇમ્પિરિયલ બેંકને બદલે રિઝર્વ બેંક હિંદી સરકારના બેંકર તરીકે કામ કરે છે. જ્યાં રિઝર્વ બેંકની શાખાઓ નથી ત્યાં ઇમ્પિરિયલ બેંક તેના

એજન્ટ તરીકે કામ કરે છે. અનામત તથા હૂંડિયામણના ક્ષેત્રમાં તેની પ્રવૃત્તિનો વિસ્તાર થઇ શકે તેવી રીતે પરવાનાની શરતોમાં સુધારો કરવામાં આવ્યો છે. તેનું મુખ્ય કામ નીચે મુજબ છે :

(૧) બ્રિટિશ હિંદમાં જ્યાં ઇમ્પિરિયલ બેંકની શાખા હોય અને રિઝર્વ બેંકની શરાફી ખાતાની શાખા ન હોય ત્યાં રિઝર્વ બેંકના મુખ્ય એજન્ટ તરીકે કામ કરશે.

(૨) પરદેશી હૂંડિયામણ તથા ઔદ્યોગિક શરાફીના કામકાજ માટે હવે ઇમ્પિરિયલ બેંક સ્વતંત્ર છે.

( બધા આંકડા લાખ રૂપીઆમાં છે )

| | ભરાયેલ થાપણ | રિઝર્વ | ડિપોઝીટ | રોકડ પુરાંત | નાણાંની રોકાણ | લોન વગેરે |
|---|---|---|---|---|---|---|
| ૧૯૩૦ | ૫,૬૩ | ૫,૫૩ | ૮૩,૯૭ | ૧૩,૦૪ | ૨૯,૨૫ | ૪૯,૫૮ |
| ૧૯૩૧ | ૫,૬૩ | ૫,૧૪ | ૭૨,૧૮ | ૧૧,૦૪ | ૩૦,૨૭ | ૪૧,૫૮ |
| ૧૯૩૨ | ૫,૬૩ | ૫,૪૩ | ૭૫,૪૩ | ૨૦,૯૭ | ૩૨,૦૪ | ૩૦,૬૦ |
| ૧૯૩૩ | ૫,૬૩ | ૫,૪૯ | ૮૦,૫૭ | ૧૮,૬૦ | ૪૭,૦૩ | ૨૨,૯૯ |
| ૧૯૩૪ | ૫,૬૩ | ૫,૬૬ | ૮૧,૦૦ | ૧૮,૯૭ | ૪૧,૫૬ | ૨૯,૦૨ |
| ૧૯૩૫ | ૫,૬૩ | ૫,૪૭* | ૭૯,૧૦ | ૧૯,૫૯ | ૪૬,૮૮ | ૨૧,૫૮ |
| ૧૯૩૬ | ૫,૬૩ | ૫,૫૦* | ૭૮,૮૦ | ૮,૫૬ | ૫૨,૫૯ | ૨૬,૭૬ |
| ૧૯૩૭ | ૫,૬૩ | ૫,૫૦* | ૮૧,૦૮ | ૧૩,૪૩ | ૪૭,૬૨ | ૨૯,૩૭ |
| ૧૯૩૮ | ૫,૬૩ | ૫,૫૫* | ૮૧,૫૧ | ૮,૯૯ | ૪૩,૭૨ | ૩૮,૩૦ |
| ૧૯૩૯ | ૫,૬૩ | ૫,૬૦* | ૮૭,૮૪ | ૧૧,૦૯ | ૩૮,૦૨ | ૪૮,૨૮ |
| ૧૯૪૦ | ૫,૬૩ | ૫,૬૨* | ૯૬,૦૩ | ૨૪,૮૩ | ૪૮,૫૭ | ૩૨,૩૧ |

## (૨) એક્સ્ચેન્જ બેંકો

પરદેશ સાથે વેપાર ખેડતા હિંદના વેપારીઓ, બીજા દેશોના વેપારીઓની માફક મોટો વેપાર ખેલતા હોઇ, વેપારમાંથી ધાર્યા પ્રમાણે મૂડી છૂટી થઇ શકતી નથી. આટલો મોટો વેપાર ખેડવા માટે તેમની પાસે પૂરતી મૂડી ન હોય તે સ્વાભાવિક છે. આ લોકોને પરદેશ સાથે વેપાર કરતી વિશિષ્ટ પ્રકારની બેંકો પર આધાર રાખવો પડે છે. આ રીતે એકસ્ચેન્જ બેંકો અસ્તિત્વમાં આવી. આ બધી બેંકો યુરોપિયનોની છે. હિંદભરમાં તેની શાખાઓ તથા એજન્સીઓ છે.

પરદેશની હૂંડીની લે-વેચ કરીને હિંદના પરદેશ સાથેના વેપારને પૈસાથી સભર કરવાનું એકસ્ચેન્જ બેંકોનું મુખ્ય કાર્ય છે. એકસ્ચેન્જ બેંકો વેપાર-ધંધાના બાહ્ય જગત સાથે જોડતી સાંકળ છે. મુખ્યત્વે કરીને એકસ્ચેન્જ બેંકો પરદેશ સાથેના વેપારમાં પૈસા ધીરવાની વિશિષ્ટતા ધરાવે છે. તેની શરૂઆત ૧૮૪૨માં ઓરિયન્ટલ બેંકીંગ કોરપોરેશનની સ્થાપના સાથે થઇ.

### મોટી એક્સ્ચેન્જ બેંકો નીચે મુજબ છે.

નેશનલ બેંક આફ ઇન્ડિયા, લોઇડ્ઝ બેંક, ચાર્ટર્ડ બેંક ઑફ ઇન્ડિયા, ઑસ્ટ્રેલિયા એન્ડ ચાયના, ગ્રિન્ડલે એન્ડ કંપની, હોંગકોંગ અને શાંગહાઇ બેંકીંગ કોરપોરેશન, મર્કન્ટાઇલ બેંક ઑફ ઇન્ડિયા, ઇસ્ટર્ન બેંક, યોકોહામા સ્પીશી બેંક, નેશનલ સીટી બેંક ઑફ ન્યુયોર્ક.

* નફાનો સમાવેશ થતો નથી.

## એક્સ્ચેન્જ બેંકો

| ૩૧ ડીસેમ્બર | બેંકોની સંખ્યા | મૂડી અને રિઝર્વ (૧,૦૦૦ પૌંડમાં) | હિંદ અને બર્મામાં ડિપોઝિટ (૧,૦૦૦ રૂ. માં) | હિંદ અને બર્મામાં રોકડ પુરાંત (૧,૦૦૦ રૂ. માં) |
|---|---|---|---|---|
| ૧૯૩૦ अ વર્ગ | ૬ | ૨૦,૭૮૨ | ૪૫,૬૦,૩૮ | ૫,૮૫,૦૪ |
| ब વર્ગ | ૧૨ | ૧૭૨,૮૨૪ | ૨૨,૫૧,૦૬ | ૧,૮૫,૮૫ |
| ૧૯૩૧ अ વર્ગ | ૬ | ૧૮,૨૭૭ | ૪૪,૩૬,૨૦ | ૬,૬૨,૭૧ |
| ब વર્ગ | ૧૧ | ૧૬૭,૬૮૭ | ૨૩,૧૧,૦૬ | ૨,૧૮,૦૨ |
| ૧૯૩૨ अ વર્ગ | ૭ | ૧૮,૭૫૦ | ૪૮,૩૧,૦૦ | ૫,૭૮,૬૬ |
| ब વર્ગ | ૧૧ | ૧૫૫,૦૯૬ | ૨૪,૭૫,૫૬ | ૩,૮૧,૩૩ |
| ૧૯૩૩ अ વર્ગ | ૭ | ૧૮,૮૧૬ | ૪૫,૩૨,૨૮ | ૫,૩૦,૩૯ |
| ब વર્ગ | ૧૧ | ૧૨૪,૨૬૪ | ૨૫,૪૬,૧૪ | ૧,૪૧,૫૭ |
| ૧૯૩૪ अ વર્ગ | ૭ | ૧૯,૦૦૦ | ૪૫,૬૬,૭૬ | ૪,૩૫,૫૫ |
| ब વર્ગ | ૧૦ | ૧૨૨,૬૧૮ | ૨૫,૭૩,૨૧ | ૩,૩૨,૭૩ |
| ૧૯૩૫ अ વર્ગ | ૭ | ૧૯,૦૦૪ | ૫૦,૪૯,૬૫ | ૭,૭૩,૨૨ |
| ब વર્ગ | ૧૦ | ૧૧૮,૦૩૦ | ૨૫,૬૮,૬૮ | ૪,૮૧,૮૬ |
| ૧૯૩૬ अ વર્ગ | ૬ | ૧૨,૩૮૬ | ૩૪,૩૪,૪૭ | ૬,૩૪,૦૭ |
| ब વર્ગ | ૧૩ | ૧૧૫,૯૦૬ | ૪૦,૮૮,૦૮ | ૪,૦૧,૨૪ |
| ૧૯૩૭ अ વર્ગ | ૬ | ૧૨,૩૭૭ | ૩૩,૬૮,૩૩ | ૬,૫૧,૭૪ |
| ब વર્ગ | ૧૨ | ૧૧૫,૯૩૫ | ૩૯,૫૨,૫૮ | ૪,૦૬,૩૧ |
| ૧૯૩૮ अ વર્ગ | ૫ | ૯,૪૫૭ | ૨૮,૩૩,૯૭ | ૩,૭૭,૨૭ |
| ब વર્ગ | ૧૩ | ૧૨૨,૦૫૦ | ૩૮,૮૬,૪૫ | ૨,૬૭,૧૪ |
| ૧૯૩૯ अ વર્ગ | ૫ | ૧૪,૨૩૦ | ૩૦,૩૨,૫૨ | ૩,૦૮,૬૨ |
| ब વર્ગ | ૧૪ | ૧૧૧,૦૩૫ | ૪૩,૭૫,૩૦ | ૪,૩૦,૧૪ |
| ૧૯૪૦ अ વર્ગ | ૫ | ૮,૪૨૫ | ૩૫,૪૫,૫૮ | ૪,૫૯,૭૮ |
| ब વર્ગ | ૧૫ | ૧૨૦,૨૬૧ | ૫૦,૧૧,૦૯ | ૧૧,૯૩,૫૦ |

अ વર્ગ : જે બેંકોનું મોટા પ્રમાણમાં કામકાજ હિંદ અગર બર્મામાં હોય એટલે કે તેમની અનામતના ૨૫ ટકા અથવા વધારે હિંદ અગર બર્મામાં હોય.

ब વર્ગ : મોટે ભાગે પરદેશ સાથે કામકાજ કરનારી મોટી બેંકોના એજન્ટ તરીકે કામ કરતી બેંકો. તેમની અનામતના ૨૫ ટકાથી ઓછી રકમ હિંદ અગર બર્મામાં હોય.

## (૩) જોઈન્ટ સ્ટૉક બેંકો

આ બેંકોના બે વિભાગ પાડવામાં આવ્યા છે. (अ) ભરાયેલ મૂડી અને અનામત મળીને રૂપિયા પાંચ લાખ અને તેથી વધારે મૂડીવાળી બેંકો (ब) ભરાયેલ મૂડી અને અનામત મળીને એક લાખથી વધારે અને પાંચ લાખથી ઓછી મૂડીવાળી બેંકો.

આ બેંકો દેશની અંદરના વેપારને પૈસાની મદદ કરે છે અને પરદેશી હુંડિયામણનું કામ કરતી નથી, તથા પરદેશ સાથેના વેપાર માટે પૈસાની મદદ કરતી નથી. તેનું સામાન્ય કામકાજ, અનામત રાખવાનું, જામીનગીરીઓ સામે લોન આપવાનું તથા બિલ વટાવવાનું હોય છે.

જોઇન્ટ સ્ટૉક બેંકો મુખ્યત્વે વેપારી બેંકો જ છે અને ટુંક વખત માટે જ પૈસા ધીરે છે. હિંદની જોઇન્ટ સ્ટૉક બેંકો હિંદના અંદર અંદરના લેવડ દેવડની સગવડો પૂરી પાડે છે. આ બેંકો અનામત રાખે છે, સ્થાનિક બિલોને વટાવી આપે છે, રોકડ ખાતાં રાખે છે, શેરબજારની જામીનગીરીઓ, અનાજ અથવા કાપડ પર પૈસા ધીરે છે, શેરની લે-વેચ અને બેંકોને લગતું બીજું કામકાજ કરે છે.

'अ' વર્ગ

મૂડી તથા અનામત મળીને ૫ લાખ તથા તેથી વધારે હોય તેવી બેંકો

| સાલ | બેંકોની સંખ્યા | મૂડી તથા અનામત (હજાર રૂ. માં) | લોકોની અનામત (હજાર રૂ. માં) | રોકડ પુરાંત (હજાર રૂ. માં) |
|---|---|---|---|---|
| ૧૯૩૦ | ૩૧ | ૧૧,૯૦,૧૫ | ૬૩,૨૫,૫૧ | ૮,૬૭,૯૧ |
| ૧૯૩૧ | ૩૪ | ૧૨,૦૮,૪૪ | ૬૨,૨૬,૪૪ | ૭,૭૧,૦૩ |
| ૧૯૩૨ | ૩૪ | ૧૨,૨૧,૧૪ | ૭૨,૩૪,૦૦ | ૯,૭૫,૭૬ |
| ૧૯૩૩ | ૩૪ | ૧૨,૩૩,૫૨ | ૭૧,૬૭,૪૩ | ૧૦,૯૧,૬૪ |
| ૧૯૩૪ | ૩૬ | ૧૨,૬૭,૨૩ | ૭૬,૭૭,૨૬ | ૧૧,૧૪,૨૬ |
| ૧૯૩૫ | ૩૮ | ૧૩,૧૯,૮૫ | ૮૪,૪૪,૬૧ | ૧૯,૧૨,૧૫ |
| ૧૯૩૬ | ૪૨ | ૧૩,૯૫,૩૩ | ૯૮,૧૪,૨૬ | ૧૫,૨૮,૩૭ |
| ૧૯૩૭ | ૩૯ | ૧૨,૭૮,૨૬ | ૧,૦૦,૨૬,૫૦ | ૧૬,૮૧,૮૦ |
| ૧૯૩૮ | ૪૩ | ૧૩,૧૪,૪૨ | ૯૮,૦૮,૨૭ | ૧૪,૦૦,૨૯ |
| ૧૯૩૯ | ૫૧ | ૧૩,૫૬,૨૪ | ૧,૦૦,૭૩,૪૯ | ૧૬,૭૨,૧૨ |
| ૧૯૪૦ | ૫૮ | ૧૪,૬૫,૬૨ | ૧,૧૩,૯૮,૪૫ | ૨૬,૨૧,૧૯ |

'ब' વર્ગ

ભરાયેલ મૂડી અને અનામત મળી એક લાખથી વધારે અને પાંચ લાખથી ઓછી હોય તેવી બીજી બધી બેંકો

| સાલ | બેંકોની સંખ્યા | મૂડી તથા અનામત (હજાર રૂ.માં) | લોનની અનામત (હજાર રૂ.માં) | રોકડ પુરાંત (હજાર રૂ.માં) |
|---|---|---|---|---|
| ૧૯૩૦ | ૫૭ | ૧,૪૦,૮૫ | ૪,૩૯,૧૮ | ૫૨,૧૯ |
| ૧૯૩૧ | ૫૪ | ૧,૨૭,૭૨ | ૩,૯૨,૧૬ | ૪૭,૨૭ |
| ૧૯૩૨ | ૫૨ | ૧,૨૯,૩૫ | ૩,૯૨,૫૪ | ૬૭,૬૦ |
| ૧૯૩૩ | ૫૫ | ૧,૩૦,૭૧ | ૪,૭૪,૮૪ | ૮૧,૮૬ |
| ૧૯૩૪ | ૬૯ | ૧,૪૯,૮૩ | ૫,૧૧,૧૨ | ૭૧,૫૧ |
| ૧૯૩૫ | ૬૨ | ૧,૩૮,૭૪ | ૫,૨૭,૬૭ | ૮૨,૧૫ |
| ૧૯૩૬ | ૭૧ | ૧,૪૬,૭૮ | ૫,૪૬,૪૧ | ૯૯,૫૪ |
| ૧૯૩૭ | ૧૦૮ | ૨,૧૬,૭૦ | ૮,૨૮,૮૯ | ૧,૩૨,૭૮ |
| ૧૯૩૮ | ૧૨૦ | ૨,૪૧,૧૮ | ૮,૭૨,૪૨ | ૧,૨૮,૯૦ |
| ૧૯૩૯ | ૧૧૯ | ૨,૩૨,૪૭ | ૯,૨૭,૨૬ | ૧,૩૭,૩૯ |
| ૧૯૪૦ | ૧૨૨ | ૨,૪૩,૮૬ | ૧૧,૦૩,૯૬ | ૨,૨૪,૪૭ |

क વર્ગ.

મૂડી તથા અનામત મળીને ૫૦,૦૦૦ અને એક લાખ વચ્ચેની રકમ હોય તેવી બેંકો.

(આંકડા હજાર રૂપિઆમાં છે)

| સાલ. | બેંકોની સંખ્યા. | કુલ ભરાયેલ થાપણ તથા અનામત. | લોકોની અનામત. | રોકડ પુરાંત. |
|---|---|---|---|---|
| ૧૯૩૯ | ૧૧૨ | ૭૭,૧૫ | ૨,૯૮,૧૭ | ૫૧,૯૮ |
| ૧૯૪૦ | ૧૨૧ | ૮૩,૯૬ | ૨,૮૫,૮૨ | ૫૮,૭૨ |

### ડ વર્ગ.

**મૂડી તથા અનામત મળીને ૫૦,૦૦૦ થી ઓછી રકમ હોય તેવી.**

(આંકડા હજાર રૂપિઆમાં છે)

| સાલ. | બેંકોની સંખ્યા. | ભરાયેલ થાપણ તથા અનામત. | લોકોની અનામત. | રોકડ પુરાંત. |
|---|---|---|---|---|
| ૧૯૩૯ | ૪૦૦ | ૭૫,૭૯ | ૨,૬૩,૨૩ | ૩૮૦૩ |

હિંદની જોઇન્ટ સ્ટૉક બેંકોમાં નીચેની પાંચ બેંકો મોટી ગણાય છે. અલ્લાહાબાદ બેંક, સેન્ટ્રલ બેંક ઑફ ઇન્ડિયા, બેંક આફ ઇન્ડિયા, બરોડા બેંક, તથા પંજાબ નેશનલ બેંક.

## (૪) સહકારી બેંકો.

સહકારી બેંકોની સ્થાપનાનું મૂળ ૧૯૦૪ના સહકારી આંટમંડળીના કાયદાને આભારી છે. ૧૯૧૨ના કાયદાથી આ કાયદામાં સુધારા કરવામાં આવ્યા. પ્રાંતિક બેંકોની હેઠળ, અગત્યના સ્થળોએ તથા પ્રાંતોના મુખ્ય મથકોએ મધ્યસ્થ સહકારી બેંકો છે. આ બેંકો પ્રાથમિક મંડળીઓને દોરવણી આપે છે તથા તેના પર દેખરેખ રાખે છે. છેલ્લામાં છેલ્લી પ્રાથમિક મંડળીઓ આવે છે, જે બે પ્રકારની છે. ખેતીવાડી તથા બીન-ખેતીવાડી મંડળીઓ. હિસાબતપાસણી, પ્રચારકાર્ય તથા દેખરેખમાં સરકાર આગળ પડતો ભાગ લે છે. પરંતુ સામાન્યતઃ આર્થિક મદદ કે સગવડ આપતી નથી. દર પ્રાંતિક સરકારમાં સહકારીખાતું હોય છે. તેના ઉપરી રજીસ્ટ્રાર હોય છે.

સહકારી બેંકોના કાર્યો નીચે મુજબ છે :—

(૧) શાહુકારો તથા ધંધાદારીઓ પાસેથી અનામત મુકાવવી, (૨) પ્રાથમિક સહકારી મંડળીઓને નાણા ધીરવાં, (૩) સહકારી મંડળીનું વધારાનું ફંડ લઇને બીજી મંડળીઓને જરૂર હોય તેને આપવું. (૪) સાથે જોડાયેલ મંડળીઓના કામકાજ ઉપર દેખરેખ રાખવી તથા તેને દોરવણી આપવી.

### અ વર્ગ

**મૂડી તથા રિઝર્વ ફંડ મળી રૂપિયા પાંચ લાખ કે તેથી વધારે**

| | બેંકોની સંખ્યા | મૂડી, રિઝર્વ અનામત તથા બીજાં ફંડો (૧૦૦૦ રૂ. માં) | ડિપૉઝિટ તથા લોનો (૧૦૦૦૦ રૂ. માં) | રોકડ પુરાંત |
|---|---|---|---|---|
| ૧૯૩૦-૩૧ | ૨૭ | ૨,૫૫,૯૨ | ૧૨,૫૭,૩૮ | ૮૮,૨૩ |
| ૧૯૩૧-૩૨ | ૩૪ | ૩,૦૭,૦૨ | ૧૫,૦૧,૬૦ | ૧,૧૪,૫૭ |
| ૧૯૩૨-૩૩ | ૩૬ | ૩,૫૮,૮૨ | ૧૮,૦૯,૭૭ | ૨,૪૬,૮૦ |
| ૧૯૩૩-૩૪ | ૩૫ | ૩,૫૩,૦૫ | ૧૭,૧૧,૯૯ | ૧,૯૦,૫૧ |
| ૧૯૩૪-૩૫ | ૪૧ | ૪,૨૨,૪૬ | ૧૭,૯૩,૯૪ | ૨,૦૭,૩૭ |
| ૧૯૩૫-૩૬ | ૪૪ | ૪,૮૧,૬૩ | ૧૯,૮૯,૫૬ | ૨,૭૯,૪૮ |
| ૧૯૩૬-૩૭ | ૪૪ | ૫,૦૯,૯૧ | ૨૦,૫૬,૭૧ | ૨,૪૧,૦૬ |
| ૧૯૩૭-૩૮ | ૪૦ | ૪,૮૦,૨૮ | ૧૯,૭૯,૦૫ | ૧,૭૨,૦૮ |
| ૧૯૩૮-૩૯ | ૪૩ | ૫,૩૫,૩૦ | ૨૨,૯૨,૪૮ | ૨,૦૩,૩૬ |
| ૧૯૩૯-૪૦ | ૪૧ | ૫,૪૮,૨૨ | ૨૨,૯૪,૩૩ | ૧,૯૦,૦૬ |

### બ વર્ગ

### એક લાખથી વધારે અને પાંચ લાખની નીચે

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૧૭૨ | ૩,૩૫,૩૦ | ૧૭,૬૬,૧૫ | ૬૬,૫૬ |
| ૧૯૩૧–૩૨ | ૧૯૭ | ૩,૭૭,૬૨ | ૧૭,૭૫,૦૪ | ૯૭,૭૩ |
| ૧૯૩૨–૩૩ | ૨૧૫ | ૪,૨૮,૦૪ | ૨૦,૬૪,૭૩ | ૧,૫૧,૮૩ |
| ૧૯૩૩–૩૪ | ૨૨૬ | ૪,૫૧,૭૪ | ૧૫,૯૯,૮૪ | ૧,૧૬,૬૭ |
| ૧૯૩૪–૩૫ | ૨૨૯ | ૪,૬૪,૮૦ | ૧૫,૪૦,૫૧ | ૧,૨૨,૩૫ |
| ૧૯૩૫–૩૬ | ૨૪૪ | ૪,૯૧,૩૭ | ૧૪,૯૪,૧૨ | ૧,૫૨,૦૧ |
| ૧૯૩૬–૩૭ | ૨૫૫ | ૫,૧૫,૦૦ | ૧૪,૭૬,૪૧ | ૧,૩૬,૬૫ |
| ૧૯૩૭–૩૮ | ૨૫૬ | ૫,૨૦,૨૦ | ૧૫,૪૩,૮૬ | ૧,૧૮,૨૮ |
| ૧૯૩૮–૩૯ | ૨૬૧ | ૫,૩૩,૮૬ | ૧૫,૮૫,૮૬ | ૧,૦૫,૬૯ |
| ૧૯૩૯–૪૦ | ૨૭૨ | ૫,૬૮,૦૩ | ૧૬,૧૩,૧૩ | ૧,૨૬,૫૨ |

## (૫) રિઝર્વ બેંક ઑફ ઇન્ડિયા

હિંદમાં રિઝર્વ બેંકની સ્થાપના ૧૯૩૫ના ૧લી એપ્રિલથી થઈ છે. અત્યાર સુધી સરકાર તથા ઇમ્પિરિયલ બેંક જે કાર્યો કરતી તેવાં અતિ મહત્ત્વનાં કાર્યો તેને કરવાનાં છે.

(૧) નોટો બહાર પાડવાનો તથા 'કરન્સી'ની વ્યવસ્થા કરવાનો કુલ હક્ક તેને રહેશે.

(૨) સરકાર અને દેશની બીજી બધી બેંકોના શરાફ તરીકે રહેશે.

(૩) દેશની આર્થિક શાખનું તે રક્ષણ કરશે અને દેશની શરાફી તથા આર્થિક વિકાસની દોરવણી કરશે.

(૪) રૂપિયાનું સ્ટર્લિંગ સાથેનું હૂંડિયામણ સ્થિર રહે તે ખાતર સ્ટર્લિંગની લે–વેચ કરવાની તેની ફરજ છે. (અત્યારે ૧ શિ. ૬ પેન્સનું હૂંડિયામણ કામચલાઉ નક્કી કરવામાં આવ્યું છે)

(૫) કાયદાના બીજા શેડ્યુલ નીચે આવતી દરેક બેંકે રિઝર્વ બેંકમાં અનામત રકમ રાખવી પડશે. આ રકમ, કોઇ પણ દિવસે, બેંકનું કામકાજ તે દિવસ પૂરતું બંધ થાય, ત્યારે ગમે ત્યારે માગી શકાય તેવી રકમોના ૫ ટકાથી તથા બાંધી મુદતની રકમોના બે ટકાથી ઓછી નહિ હોય.

(૬) તે બેંકનો દર–એટલે કે જે દરે રિઝર્વ બેંક હૂંડીઓ ખરીદશે અથવા લેણ–વેચાણ સરખું કરશે તે દર—નક્કી કરશે.

(૭) ખેતી કરનારને ધીરધાર કરવા સંબંધીના પ્રશ્નોનો અભ્યાસ કરવા માટે બેંક એક 'ખેતીવાડી ધીરધાર ખાતું' ખોલશે. ખેતી કરનારને ધીરધાર કરવા સંબંધી તથા પ્રાંતિક સરકારી બેંકો અથવા આવું કાર્ય કરનારી બીજી કોઇ બેંકો અથવા સંસ્થા સાથે બેંક જેવો જ વ્યવહાર ચલાવશે.

બીજા દેશોમાં કરન્સી તથા શાખ દેશોની મધ્યસ્થ બેંકોના હાથમાં હોય છે. હવે હિંદ તેવા દેશોની હરોળમાં આવીને ઊભું રહ્યું છે. આ બેંક શેરહોલ્ડરોની છે, નોટ બહાર પાડવાના તથા અનામત ખાતા સુદ્ધાં કરન્સી ખાતાનાં બધાં કાર્યો તે હાથ ધરશે.

હિંદના શરાફોની બેંક બનશે અને હિંદની શરાફી પ્રવૃત્તિને અંકુશમાં રાખવા માટે તથા તેના પર પોતાનો પ્રભાવ પાડવામાં તે સાચો ભાગ ભજવશે. સરકારી હિસાબ, જાહેર દેવું અને રાજ્યનાં બીજાં કાર્યો જે અત્યારે ઇમ્પિરિયલ બેંક કરે છે તે બધાંની જોખમદારી રિઝર્વ બેંક ઉપર આવશે. એટલે ઇમ્પિરિયલ બેંકના મૂળ કાયદામાં જે કેટલાક પ્રતિબંધ હતા તે દૂર કરવા માટે એક કાયદો પસાર કરવામાં આવેલ છે. તેમાં એવી શરત છે કે, જે જે સ્થળોએ રિઝર્વ બેંકની શાખા ન હોય ત્યાં ઇમ્પિરિયલ

બેંક રિઝર્વ બેંકના એજન્ટ તરીકે કામ કરશે. બેંકનું મુખ્ય કાર્ય નોટ બહાર પાડવાનું છે. ૧૯૩૫ના એપ્રિલની પહેલી તારીખે બેંકે સોનાની અનામતનો તથા ચલણનો ચાર્જ સંભાળી લીધો. ગવર્મેન્ટ લોનનું કામ પણ રિઝર્વ બેંક સંભાળશે.

## બેંકનું બંધારણ

(૧) આ બેંક શેરહોલ્ડરોની બેંક છે.

(૨) ૧૦૦ રૂ. નો એક, એવા ૫,૦૦,૦૦૦ શેરોમાં મળી બેંકની મૂડી પાંચ કરોડની છે.

(૩) નામદાર શહેનશાહની હિંદી પ્રજા તથા દેશી રાજ્યની પ્રજા, હિંદમાં રહેતી બ્રિટિશ પ્રજા, હિંદીઓનો ભેદ ન ગણતા હોય તેવા બ્રિટિશ સામ્રાજ્યની પ્રજા, હિંદમાં અગર ઉપર જણાવેલ બ્રિટિશ સામ્રાજ્યમાં ઊભી થયેલ કંપનીઓ આ શેરો ધરાવી શકશે.

(૪) બેંકની ઓફિસ મુંબઇ, કલકત્તા, દિલ્લી, મદ્રાસ અને રંગૂનમાં રહેશે તથા સંખ્યાબંધ શાખાઓ સ્થાપવામાં આવશે.

(૫) મધ્યસ્થ મંડળના હાથમાં બેંકની વ્યવસ્થા રહેશે. તે મંડળમાં આ અધિકારીઓનો સમાવેશ થશે. (अ) બોર્ડે કરેલ ભલામણ ધ્યાનમાં લઇને ગવર્નર-જનરલની સભાએ નીમેલ ગવર્નર તથા બે ડેપ્યુટી ગવર્નરો, (ब) ગવર્નર-જનરલની સભાએ નીમેલા ચાર ડિરેક્ટરો (क) શેરહોલ્ડરોએ પસંદ કરેલા આઠ ડિરેક્ટરો (ड) ગવર્નર-જનરલની સભાએ નીમેલ એક સરકારી અધિકારી.

ડેપ્યુટી ગવર્નરોને તથા સરકારે નીમેલ અધિકારીને મત આપવાનો હક્ક રહેશે નહિ, અને આથી ૧૩ ડિરેક્ટરો-૫ સરકારનિયુક્ત તથા ૮ લોકોએ પસંદ કરેલા-ને દરેકને મત આપવાનો હક્ક રહેશે.

(૬) ઉપર જણાવેલ પાંચે શહેરોમાં 'લોકલબોર્ડ' છે. તેના સભ્યોમાંથી પાંચ તે તે વિભાગના શેરહોલ્ડરોએ ચૂંટી કાઢેલા તથા ત્રણ સુધી સેન્ટ્રલ બોર્ડ નીમેલા હશે.

પાંચ શેરો ધરાવનાર એક મત આપી શકશે, પણ કોઈ પણ સંજોગમાં તે દસથી વધારે મત આપી શકશે નહિ. લોકલબોર્ડમાં ચૂંટાઇને આવેલ સભ્યો મધ્યસ્થ મંડળના ડિરેક્ટરોની ચૂંટણી પોતામાંથી કરશે. મુંબઇ, કલકત્તા અને મદ્રાસ-દરેકમાં બે, તથા દિલ્લી તથા રંગૂન-દરેકમાં એક ડિરેક્ટરની ચૂંટણી કરવામાં આવશે.

## બેંકની પ્રગતિ

રિઝર્વ બેંકે ૧૯૩૮ના જાન્યુઆરીમાં બેંક નોટો કાઢવી શરૂ કરી. ૧૯૩૮ના માર્ચની આખરે બર્મા માટે નોટો કાઢવામાં આવી. ૧૯૩૭ના એપ્રિલની પહેલી તારીખથી પ્રાંતોમાં સ્વાયત્તશાસનની શરૂઆત થતાં પ્રાંતોને રિઝર્વ બેંકમાં જુદાં ખાતાં નખાવવાં પડ્યાં. પ્રાંતોના વધારાના જુદા પાડવાનું બીજું પરિણામ એ આવ્યું કે સ્વાયત્તશાસનવાળા પ્રાંતોએ ઉછીના લેવાનું પહેલવહેલું શરૂ કર્યું. પરિણામે પાંચ પ્રાંતિક સરકારોએ કુલ રૂ. ૪૬૦ લાખની લોન કાઢી. ઇન્ડિયા અને બર્માના ૧૯૩૭ના ઑર્ડર મુજબ બર્માના ચલણની વ્યવસ્થા માટે રિઝર્વ બેંકની જોખમદારી ચાલુ રહે છે.

બેંકની સત્તાવાર તથા ભરાયેલી થાપણ ૫,૦૦,૦૦,૦૦૦ની છે. રૂા. ૧૦૦)ના પૂરા ભરાયેલા ૫,૦૦,૦૦૦ શેરોમાં તે વહેંચાયેલ છે.

| સાલ | ચોખ્ખો નફો રૂપિયા | વધારો* રૂપિયા | વ્યાજની વહેંચણી ટકા |
|---|---|---|---|
| ૧૯૩૫ | ૫૬,૦૫,૭૪૪ | ૪૨,૯૩,૨૪૪ | ૩½ |
| ૧૯૩૬ | ૫૩,૪૨,૧૦૦ | ૩૫,૯૨,૧૦૦ | ૩½ |
| ૧૯૩૭ | ૨૭,૯૧,૨૦૦ | ૧૦,૪૧,૨૦૦ | ૩½ |
| ૧૯૩૮ | ૩૮,૪૫,૧૩૭ | ૨૦,૯૫,૧૪૭ | ૩½ |
| ૧૯૩૯ | ૨૨,૫૦,૩૫૫ | ૫,૦૦,૩૫૫ | ૩½ |
| ૧૯૪૦ | ૨૭૯,૨૬,૪૪૭ | ૨,૬૧,૭૬,૪૪૭ | ૩½ |
| ૧૯૪૧ | ૩૪૧,૫૩,૬૮૧ | ૩,૨૪,૦૩,૬૮૧ | ૩½ |

## બેંકીંગ ખાતું

### દેવું (૧,૦૦૦ રૂ.માં)

| સાલ | ભરાયેલી થાપણ | રિઝર્વ | સરકારી ડિપોઝીટ | બીજી ડિપોઝીટો | બીજું દેવું |
|---|---|---|---|---|---|
| ૧૯૩૫ | ૫,૦૦,૦૦ | ૫,૦૦,૦૦૦ | ૬,૦૪,૫૧ | ૨૮,૬૦,૬૮ | ૮૨,૧૩ |
| ૧૯૩૬ | ૫,૦૦,૦૦ | ૫,૦૦,૦૦૦ | ૭,૧૪,૧૨ | ૧૬,૧૪,૩૨ | ૭૮,૮૭ |
| ૧૯૩૭ | ૫,૦૦,૦૦ | ૫,૦૦,૦૦૦ | ૯,૭૬,૩૧ | ૨૧,૪૨,૮૨ | ૬૮,૦૨ |
| ૧૯૩૮ | ૫,૦૦,૦૦ | ૫,૦૦,૦૦૦ | ૧૧,૧૮,૫૩ | ૧૩,૦૧,૮૦ | ૯૫,૬૫ |
| ૧૯૩૯ | ૫,૦૦,૦૦ | ૫,૦૦,૦૦૦ | ૧૧,૩૧,૦૦ | ૨૦,૦૩,૦૦ | ૫૪,૦૦ |
| ૧૯૪૦ | ૫,૦૦,૦૦ | ૫,૦૦,૦૦૦ | ૧૪,૨૦,૦૦ | ૪૯,૩૬,૦૦ | ૭૨,૭૩,૦૦ |

### લેણું (૧,૦૦૦ રૂ. માં)

| સાલ | નોટ અને સિક્કા | પરદેશમાં રોકેલ રકમ | જામીનગીરીમાં રોકેલી રકમ | સરકારને લોન | ડિસ્કાઉન્ટ કરેલ બિલો | બીજું લેણું |
|---|---|---|---|---|---|---|
| ૧૯૩૫ | ૨૧,૫૭,૭૩ | ૧૭,૩૮,૭૮ | ૫,૯૫,૨૯ | ૧,૦૦,૦૦૦ | ...... | ૨૧,૮૬ |
| ૧૯૩૬ | ૧૧,૯૬,૫૦ | ૧૪,૮૬,૨૩ | ૬,૧૬,૩૨ | ...... | ...... | ૧,૦૮,૨૬ |
| ૧૯૩૭ | ૨૯,૪૧,૦૬ | ૩,૬૩,૭૬ | ૬,૨૪,૦૮ | ૨,૦૦,૦૦૦ | ...... | ૫૮,૨૫ |
| ૧૯૩૮ | ૧૮,૫૩,૮૯ | ૧,૧૪,૦૮ | ૫,૨૬,૧૬ | ૧,૦૬,૦૦૦ | ૮,૨૬,૪૬ | ૮૯,૩૯ |
| ૧૯૩૯ | ૧૭,૭૪,૦૦ | ૬,૯૮,૦૦ | ૬,૪૨,૦૦ | ૧,૨૦,૦૦૦ | ૧૦,૧૧,૦૦ | ૧,૦૬,૦૦ |
| ૧૯૪૦ | ૧૪,૦૫,૦૦ | ૫૭,૧૫,૦૦ | ૬,૦૧,૦૦ | ૯૦૦ | ...... | ૧,૧૬,૦૦ |

## શેર હોલ્ડરોની સંખ્યા

| સાલ | શેરહોલ્ડરોની સંખ્યા | દરેક શેરહોલ્ડર પાસે શેરોની સરેરાશ સંખ્યા | સાલ | શેરહોલ્ડરોની સંખ્યા | દરેક શેરહોલ્ડર પાસે શેરોની સરેરાશ સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૫ | ૯૨,૦૪૭ | ... | ૧૯૩૯ | ૫૧,૧૯૨ | ૮.૭ |
| ૧૯૩૬ | ૬૬,૨૭૩ | ... | ૧૯૪૦ | ૫૬,૦૫૭ | ૮.૯ |
| ૧૯૩૭ | ૬૨,૫૭૦ | ૯.૦ | ૧૯૪૧ | ૫૩,૪૬૮ | ૯.૪ |
| ૧૯૩૮ | ૫૯,૭૭૭ | ૮.૪ | ૧૯૪૨ | ૫૧,૧૭૧ | ૯.૮ |

* રિઝર્વ બેંકના કાયદાની ૪૭મી કલમ મુજબ વધારો ગવર્નર-જનરલ ઇન કાઉન્સિલને આપવાનો છે.

**શેડ્યુલ બેંકો**—રિઝર્વ બેંક ઑફ ઇંડિયા એક્ટના બીજા શેડ્યુલમાં જેનો સમાવેશ થઈ શકતો હોય તેવી ગમે તે બેંક શેડ્યુલ બેંક તરીકે ઓળખાય છે. જો કોઈ બેંકની ભરપાઈ થયેલી થાપણ અને અનામત કુલ પાંચ લાખથી ઓછું ન હોય તથા તે સંયુક્ત સંસ્થા હોય તો તેનો શેડ્યુલ બેંકની યાદીમાં સમાવેશ કરવામાં આવે છે.

શેડ્યુલ બેંકોએ અગાઉ જણાવ્યા મુજબની રકમ રિઝર્વ બેંકમાં જમા રાખવાની છે. દર શુક્રવારે શેડ્યુલ બેંકે મધ્યસ્થ સરકારને તથા રિઝર્વ બેંકને બે જોખમદાર અધિકારીઓની સહી સાથેના વિવિધ વિગત બતાવતા આંકડા મોકલવાના હોય છે.

## શેડ્યુલ બેંકોની યાદી

૧ અયોધ્યા બેંક
૨ અલ્લાહાબાદ બેંક
૩ અમેરિકન એકસપ્રેસ કું.
૪ બેંકો નેશનલ અલ્ટ્રા મેરિનો
૫ બેંક ઑફ બરોડા
૬ બેંક ઑફ બિહાર
૭ બેંક ઑફ હિંદુસ્તાન
૮ બેંક ઑફ ઇન્ડિયા
૯ બેંક ઑફ તૈવાન
૧૦ બેંગાલ સેન્ટ્રલ બેંક
૧૧ ભારત બેન્ક
૧૨ કલકત્તા કમર્શિયલ બેંક
૧૩ કલકત્તા નેશનલ બેંક
૧૪ કનડા બેંક
૧૫ કનડા ઇન્ડસ્ટ્રિયલ એન્ડ બેંકીંગ સિન્ડિકેટ
૧૬ કનડા બેંકીંગ કોરપોરેશન
૧૭ સેન્ટ્રલ બેંક ઑફ ઇન્ડિયા
૧૮ ચાર્ટર્ડ બેંક ઑફ ઇન્ડિયા ઑસ્ટ્રેલિયા એન્ડ ચાઇના
૧૯ કોમીલ્લા બેંકીંગ કોરપોરેશન
૨૦ કોમીલા યુનિયન બેંક
૨૧ કોમ્પ્તોર નેશનલ દ એસ્કો મટે દ પેરિસ
૨૨ દેવકરણ નાનજી બેંકીંગ કોરપોરેશન
૨૩ દિનાજપુર બેંક
૨૪ ઇસ્ટર્ન બેંક
૨૫ ગ્રિન્ડલે એન્ડ કું.
૨૬ હબીબ બેંક
૨૭ હોંગકોંગ એન્ડ શાંઘાઇ બેંકીંગ કોરપોરેશન
૨૮ ઇમ્પિરિયલ બેંક ઑફ ઇન્ડિયા
૨૯ ઇંડિયન બેંક
૩૦ ઇન્ડો-કમર્શિલ બેંક
૩૧ ઇન્ડિયન ઓવરસીઝ બેંક
૩૨ ઇન્ડસ્ટ્રિયલ બેંક ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા
૩૩ ઇન્ટર નેશનલ બેંક ઑફ ઇન્ડિયા
૩૪ જવાલ્લા બેંક
૩૫ કર્નાની ઇન્ડસ્ટ્રિયલ બેંક
૩૬ લક્ષ્મી બેંક
૩૭ લૉઇડ્ઝ બેંક
૩૮ મર્કન્ટાઇલ બેંક ઑફ ઇન્ડિયા
૩૯ મિત્સુઈ બેંક
૪૦ મોહલક્ષ્મી બેંક
૪૧ નાદર બેંક
૪૨ નાથ બેંક
૪૩ નેશનલ બેંક ઑફ ઇન્ડિયા
૪૪ નેશનલ સીટી બેંક ઑફ ન્યુયૉર્ક
૪૫ નેદુગંદી બેંક
૪૬ નેધર્લેન્ડઝ ઇન્ડિયા કમર્શિયલ બેંક
૪૭ નેધર્લેન્ડઝ ટ્રેડીંગ સોસાયટી
૪૮ ન્યુ સિટિઝન બેંક ઑફ ઇન્ડિયા
૪૯ ન્યુ સ્ટાન્ડર્ડ બેંક
૫૦ નોઆખલી યુનિયન બેંક
૫૧ આઉધ કમર્શિયલ બેંક
૫૨ પલાઇ સેન્ટ્રલ બેંક
૫૩ પાયોનિયર બેંક
૫૪ પંજાબ અને સિંધ બેંક
૫૫ પંજાબ કો-ઓપરેટીવ બેંક
૫૬ પંજાબ નેશનલ બેંક
૫૭ સિમલા બેંકીંગ એન્ડ ઇન્ડસ્ટ્રિયલ કંપની
૫૮ ટોમસ કુક એન્ડ સન (બેંકરો)
૫૯ યુનિયન બેંક ઑફ ઇન્ડિયા
૬૦ યુનાઇટેડ ઇન્ડસ્ટ્રિયલ બેંક
૬૧ યેકોહામા સ્પીશી બેંક
૬૨ ગ્રોફ્સ બેન્ક ઑફ ઇન્ડિયા

બર્મા શિડયુલ્ડ બેંકો

૬૩ બેંક ઑફ ચાઇના
૬૪ બેંક ઑફ કોમ્યુનિકેશન
૬૫ બેંક ઑફ અપર બર્મા
૬૬ ઓવરસી ચાઈનીઝ બેંકીંગ કોરપોરેશન
૬૭ યુ. રાઇ. ગ્યા થુ એન્ડ કું.

## (૭) લેન્ડ મોર્ગેજ બેંકો (જમીન પર નાણાં ધીરનાર બેંકો)

૧૯૨૮માં હિંદી ખેતીવાડીના શાહી કમીશને તથા ૧૯૩૦ની બેંકીંગ ઇન્કવાયરી કમીટીએ ભલામણ કરી કે સહકારના સિદ્ધાંત પર રચાયેલી 'લેન્ડ મોર્ગેજ બેંકો' હિંદના ઘણા ભાગોમાં સ્થાપવામાં આવે તે ઇચ્છનીય છે. આ બેંકના મુખ્ય હેતુ ખેડુતોની જમીન તથા ઘર પરનું દેવું ભરપાઈ કરવું તથા જુના દેવાનો નિકાલ કરવાનો છે. બીજા હેતુઓમાં જમીનની તથા ખેતીની રીતમાં સુધારણા, ખેડુતો માટે ઘર બાંધવા તથા ખાસ કિસ્સામાં જમીનની ખરીદી કરવાનો સમાવેશ થાય છે.

પંજાબ, મદ્રાસ, મુંબઈ, બંગાળા અને આસામમાં સહકારી ચળવળ હેઠળ આ બેંકોની શરુઆત કરવામાં આવી છે, પણ તે ઘણી અલ્પ છે.

## (૮) શરાફો

શરાફોને કોઇ કાયદો રજીસ્ટર થવાની ફરજ પાડતો નથી અને તેથી તે શબ્દની કાયદામાં કોઇ વ્યાખ્યા નથી. માત્ર પૈસા ધીરનારાઓથી આ દેશી શરાફો એક રીતે જુદા પડે છે. અને તે એ કે પૈસા ધીરવા ઉપરાંત તેઓ પૈસા અનામત રાખે છે અને હુંડીનું કામકાજ કરે છે. જ્યાં જોઇન્ટ સ્ટૉક બેંકનું અસ્તિત્વ ન હોય ત્યાંના ખેડુતો, વેપારીઓ, ધંધાદારીઓ તથા નાના ઉદ્યોગપતિઓને મોટે ભાગે આ શરાફો પર આધાર રાખવો પડે છે. અંદરના વેપારની, નાના ઉદ્યોગોની તથા અંદરની લેવડદેવડની આ શરાફો ખૂબ સેવા બજાવે છે.

## બેંકનો દર

સરકારી લોન કે એવી બીજી કોઇ જામીનગીરી પર બેંક વ્યાજનો દર લે છે તેના આ આંકડા છે. આ દરમાં અવારનવાર ફેરફાર થયા કરે છે.

| | ઇમ્પિરિયલ બેંક | ન્યુયોર્કની ફેડરલરિઝર્વ બેંક | ઇંગ્લાંડની બેંક |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૫·૮૯ | ૩·૦૪ | ૩·૪૨ |
| ૧૯૩૧ | ૭·૯૪ | ૨·૧૨ | ૩·૯૩ |
| ૧૯૩૨ | ૫·૦૩ | ૨·૮૧ | ૩·૦૧ |
| ૧૯૩૩ | ૩·૫૬ | ૨·૫૬ | ૨·૦૦ |
| ૧૯૩૪ | ૩·૫૦ | ૧·૫૪ | ૨·૦૦ |
| | રિઝર્વ બેંક | | |
| ૧૯૩૫ | ૩·૪૬ | ૧·૫૦ | ૨·૦૦ |
| ૧૯૩૬ | ૩·૦૦ | ૧·૫૦ | ૨·૦૦ |
| ૧૯૩૭ | ૩·૦૦ | ૧·૩૩ | ૨·૦૦ |
| | રિઝર્વ બેંક | | |
| ૧૯૩૮ | ૩·૦૦ | ૧·૦૦ | ૨·૦૦ |
| ૧૯૩૯ | ૩·૦૦ | ૧·૦૦ | ૨·૨૭ |
| ૧૯૪૦ | ૩·૦૦ | ૧·૦૦ | ૨·૦૦ |

## કુલ વટાવેલ ચેકોની સંખ્યા

| | ચેકની સંખ્યા | રકમ (લાખ રૂપિઆમાં) |
|---|---|---|
| ૧૯૩૯ | ૧,૫૭,૪૬,૮૩૬ | ૨૨,૧૫,૧૭ |
| ૧૯૪૦ | ૧,૬૯,૩૫,૧૯૯ | ૨૨,૫૨,૦૩ |

| | ચેકની સંખ્યા | રકમ (લાખ રૂપિઆમાં) |
|---|---|---|
| કલકત્તા | ૬૨,૮૨,૯૨૩ | ૧૦,૭૫,૨૮ |
| મુંબઇ | ૫૨,૮૭,૯૬૪ | ૮,૪૭,૨૨ |
| મદ્રાસ | ૧૩,૧૧,૨૩૫ | ૯૭,૨૧ |

## બેંકોની શાખાઓ

| | | | |
|---|---|---|---|
| રિઝર્વ બેંક | ૮ | ૫૦,૦૦૦ તથા તેથી વધારે | |
| ઇમ્પિરિયલ બેંક | ૩૯૦ | મૂડી તથા અનામતવાળી | |
| એકસચેન્જ બેંકો | ૧૦૧ | બીન શેડયુઅલ બેંકો | ૭૧૮ |
| બીજી શેડયુઅલ બેંકો | ૮૫૭ | | કુલ. ૨,૦૭૪ |

## કલીઅરીંગ બેંકોએ વટાવેલ ચેકો

| | (લાખ રૂપિઆ) | | (લાખ રૂપિઆ) | | (લાખ રૂપિઆ) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૧ | ૧૫,૭૨,૮૮ | ૧૯૩૪ | ૧૭,૨૪,૧૦ | ૧૯૩૭ | ૨૧,૪૯,૦૩ |
| | | | | ૧૯૩૮ | ૧૯,૮૧,૪૭ |
| ૧૯૩૨ | ૧૫,૯૦,૨૯ | ૧૯૩૫ | ૧૮,૮૫,૨૪ | ૧૯૩૯ | ૨૨,૧૫,૧૭ |
| ૧૯૩૩ | ૧૬,૩૩,૬૦ | ૧૯૩૬ | ૧૮,૩૮,૭૫ | ૧૯૪૦ | ૨૨,૫૨,૦૩ |

## હિંદી જોઇન્ટસ્ટૉક કંપનીના દેવાળાં

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૨૬ | ૧૪ | ૧૯૩૧ | ૧૮ | ૧૯૩૬ | ૮૮ |
| ૧૯૨૭ | ૧૬ | ૧૯૩૨ | ૨૪ | ૧૯૩૭ | ૬૫ |
| ૧૯૨૮ | ૧૩ | ૧૯૩૩ | ૨૬ | ૧૯૩૮ | ૭૩ |
| ૧૯૨૯ | ૧૧ | ૧૯૩૪ | ૩૦ | ૧૯૩૯ | ૮૬ |
| ૧૯૩૦ | ૧૨ | ૧૯૩૫ | ૫૧ | ૧૯૪૦ | ૬૦ |

## હિંદમાં વીમો

હિંદમાં જીંદગીના વીમાની પહેલી કંપની ૧૮૨૯ માં સ્થાપવામાં આવેલ 'ધી મદ્રાસ ઇકવીટેબલ' હતી. આ કંપનીનું કામકાજ સારું ચાલતું હતું, પણ ગયા વિશ્વયુદ્ધ પછી તે ફડચામાં ગઇ. ત્યારપછીની અથવા જુનામાં જુની, અસ્તિત્વ ધરાવતી કંપની ૧૮૭૧માં સ્થાપવામાં આવેલ 'બોમ્બે મ્યુચ્યુઅલ' છે. મુંબઇની ઓરીઅન્ટલની સ્થાપના ૧૮૭૪માં થઇ હતી. ત્યારબાદ કરાચીની 'ઇન્ડિયન લાઇફ', મુંબઇની 'એમ્પાયર' અને લાહોરની 'ભારત' હતી. જુનામાં જુની પ્રોપાયટરી કંપની મદ્રાસમાં ૧૯૦૬માં સ્થાપવામાં આવેલ 'યુનાઇટેડ ઇન્ડિયા' છે. ૧૯૦૬માં સ્વદેશી હિલચાલને અંગે 'નેશનલ ઇન્સ્યોરન્સ કંપની' સ્થાપવામાં આવી. છેલ્લી વીશીમાં હિંદમાં વીમાના કામકાજનો વિસ્તાર સારી રીતે વધ્યો છે.

૧૯૩૮ ના વીમાના કાયદા હેઠળ વીમો ઉતારનાર કંપનીઓને ૧૯૪૨ ના જુનની ૧૫ તારીખ સુધી ૨૯૪ (જેના રજીસ્ટ્રેશનના સર્ટીફીકેટો રદ કરવામાં આવ્યા છે તેને બાદ કરતાં) હતી તેમાં ૧૯૮ ની સ્થાપના હિંદમાં થઇ હતી. આ ૧૯૮ હિંદી કંપનીઓ પૈકી ૧૬૧ કંપનીઓ ફક્ત જીંદગીના વીમાનું, બાકી રહેલી ૩૭ કંપનીઓ પૈકી ૧૮ કંપનીઓ બીજા વીમાના કામ ઉપરાંત જીંદગીના વીમાનું કામ કરે છે અને ૧૯ કંપનીઓ જીંદગીના વીમા સિવાયનું બીજા વીમાનું કામ કરે છે.

૧૯૮ હિંદી કંપનીઓ પૈકી ૭૨ કંપનીઓની મુખ્ય ઓફીસ મુંબઇ ઇલાકામાં, ૪૮ ની બંગાળામાં, ૩૨ ની મદ્રાસમાં, ૧૭ ની પંજાબમાં, ૧૨ ની દિલ્હીમાં, ૭ ની સંયુક્તપ્રાંતમાં, ૩ મધ્યપ્રાંતમાં, ૩ સિંધમાં, ૨ બિહારમાં તથા આસામ તથા અજમેર મેરવાડા દરેકમાં એકેકની મુખ્ય ઓફીસ છે.

૧૯૪૦ ના વર્ષ દરમિયાન જીંદગીના વીમાનું નવું કામ ૨,૦૦,૦૦૦ પોલીસીઓ હતી. વીમો ઉતરાવેલ રકમ રૂા. ૩૬,૧૧,૦૦,૦૦૦ ની હતી. વાર્ષિક પ્રિમિયમની રકમ ૧,૮૯,૦૦,૦૦૦ રૂા. હતી

આગલે વર્ષે પોલીસીઓની સંખ્યા ૩,૦૦,૦૦૦ની, વીમો ઉતરાવેલ રકમ ૪૬,૬૨,૦૦૦ રૂ. ની તથા વાર્ષિક પ્રિમિયમની રકમ ૨,૩૭,૦૦,૦૦૦ રૂ. ની હતી. આ પૈકી હિંદી વીમા કંપનીઓએ કરેલું નવું કામ, ૧,૯૬,૦૦૦ પોલીસીઓ, વીમો ઉતરાવેલ રકમ ૩૨,૩૨,૦૦,૦૦૦ની તથા વાર્ષિક પ્રિમિયમની રકમ ૧,૬૭,૦૦,૦૦૦ રૂ. હતી.

હિંદમાં ઉતરાવેલ કુલ વીમાનું કામકાજ ૧૯૪૦ ની આખરે ચાલુ રહેલ ૧૫,૫૩,૦૦૦ પોલીસીઓ હતી. વીમો ઊતરાવેલ રકમ રૂ. ૨,૮૫,૬૩,૦૦,૦૦૦ની તથા પ્રિમિયમની રકમ ૧૩,૯૯,૦૦,૦૦૦ રૂ. ની હતી. આ પૈકી વીમો ઉતરાવનાર હિંદીઓની પોલીસીની સંખ્યા ૧૩,૭૨,૦૦૦ની, વીમાની રકમ, ૨,૨૫,૫૧,૦૦,૦૦૦ રૂ. તથા પ્રિમિયમની આવક રૂ. ૧,૬૭,૦૦,૦૦૦ ની હતી. જીંદગીના વીમા ઉતારનારી હિંદી કંપનીઓમાં ૩૫,૨૩,૦૦,૦૦૦ રૂ. ની રકમોનો નવો વીમો ઉતરાવવામાં આવ્યો હતો. આગલે વર્ષે આ સંખ્યા ૪૫,૯૬,૦૦,૦૦૦ રૂ. ની હતી.

જીંદગીના વીમાનું ફંડ ૬,૦૦,૦૦,૦૦૦ રૂ. વધ્યું હતું અને વર્ષ આખરે ૬૨,૪૧,૦૦,૦૦૦ રૂ. નું થયું હતું.

કેટલીક જીંદગીના વીમાની હિંદી કંપનીઓ હિંદ બહાર–મોટે ભાગે બર્મા, બ્રિટિશ પૂર્વ આફ્રિકા, સીલોન, ફેડરેટેડ મલાયા સ્ટેટસ અને સ્ટ્રેટસ સેટલમેન્ટસમાં—કામ કરતી. હતી. આ કંપનીઓ પર યુદ્ધની અસર શું થઇ છે તે ૧૯૪૧ના વાર્ષિક રિપોર્ટમાં જણાવવામાં આવેલ નથી. આવતા રિપોર્ટમાં આ આંકડા બહાર પડવાનો સંભવ છે. ૧૯૪૦માં તેમનું કામકાજ સામાન્ય હોવાનું જણાય છે. આ ઓફીસોએ ૧૯૪૦માં હિંદ બહાર વીમો ઉતારેલ નવી રકમ ૨,૯૧,૦૦,૦૦૦ રૂ. હતી અને તેનું વાર્ષિક પ્રિમિયમ ૧૬,૦૦,૦૦૦ રૂ. હતું. આગલે વર્ષે આ રકમ અનુક્રમે ૩,૪૫,૦૦,૦૦૦ રૂ. તથા ૧૯,૦૦,૦૦૦ રૂ. ની હતી.

જીંદગી સિવાયના વીમાના કામકાજમાંથી ૧૯૪૦માં હિંદની કંપનીઓને મળેલ ચોખ્ખા પ્રિમિયમની રકમ ૩,૬૧,૦૦,૦૦૦ રૂ. ની હતી. ૧૯૩૯માં આ રકમ ૩,૩૭,૦૦,૦૦૦ રૂ. ની હતી. આ રકમમાંથી હિંદી કંપનીઓના ભાગે રૂ. ૧,૧૮,૦૦,૦૦૦ આવતા હતા. આગલે વર્ષે આ રકમ ૧,૦૨,૦૦,૦૦૦ રૂ. ની હતી.

કેટલીક હિંદી કંપનીઓ જીંદગી સિવાયના વીમાનું મોટા પ્રમાણુમાં હિંદ બહાર પણ કામકાજ કરે છે. આ કંપનીઓને ૧૯૪૦માં હિંદ બહારથી મળેલ ચોખ્ખા પ્રિમિયમની રકમ ૯૩,૦૦,૦૦૦ રૂ. ની હતી. ૧૯૩૯માં આ રકમ ૮૫,૦૦,૦૦૦ રૂ. ની હતી.

બીનહિંદી કંપનીઓની હિંદમાં કુલ મિલકત ૨૬·૧૯ કરોડની હતી. તે પૈકી યુનાઇટેડ કિંગ્ડમમાં સ્થપાયેલ કંપનીઓની મિલકત ૧૪·૯૬ કરોડ, ડુમિનિયન્સ અને સંસ્થાનોમાં સ્થપાયેલ કંપનીઓની મિલકત ૧૦·૮૫ કરોડ, અમેરિકન કંપનીઓની મિલકત ૦·૨૨ કરોડ, ખંડોમાં સ્થપાયેલ કંપનીઓની મિલકત ૦·૧૪ કરોડ તથા જાવાની એક કંપનીની મિલકત ૦·૦૨ કરોડની હતી. ૨૬·૧૯ કરોડની આ કુલ રકમમાંથી માત્ર આહીં જ ફક્ત જીંદગીના વીમાનું કામ કરતી હોય અથવા બીજા વીમાના કામ સાથે જીંદગીના વીમાનું કામ કરતી હોય તેવી કંપનીઓની હિંદમાં મિલકત ૨૩·૨૭ કરોડની છે. જીંદગીના વીમા સિવાયના વીમાના કામકાજ માટે મળેલ પ્રિમિયમની ચોખ્ખી આવક ૧૯૪૦ માં ૩૬૧ લાખની હતી. જે પૈકી હિંદી કંપનીઓનો ભાગ ૧૧૮ લાખ અને બીનહિંદી કંપનીઓનો ભાગ ૨૪૩ લાખનો હતો. આ કુલ રકમમાં ૧૪૫ લાખ આગના વીમાના, ૧૩૧ લાખ દરિયાના વીમાના તથા ૮૫ લાખ પરચુરણ વીમાના કામકાજનો સમાવેશ થાય છે. હિંદી કંપનીઓને આગના વીમામાંથી ૫૪

લાખ રૂ., દરિયાઈ વીમામાંથી ૨૯ લાખ રૂ. તથા પરચુરણ વીમાના કામકાજમાંથી ૩૫ લાખ રૂ. મળ્યા હતા. બીનહિંદી કંપનીઓને આગના વીમામાંથી ૯૨ લાખ રૂ., દરિયાઇ વીમામાંથી ૧૦૧ લાખ રૂ. તથા પરચુરણ વીમાના કામકાજમાંથી ૫૦ લાખ રૂ. મળ્યા હતા. હિંદી અને બીનહિંદી કંપનીઓના હિંદના કામકાજના મોટા ભાગનો હિંદ બહાર વીમો ઉતરાવ્યાનું કહેવામાં આવે છે. આગ અને દરિયાઇ વીમાનું મોટું કામકાજ કરનારી હિંદી કંપનીઓ, હિંદમાં પણ કામકાજ કરે છે. આ કંપનીઓની, હિંદ બહારના કામકાજના પ્રિમિયમની ચોખ્ખી આવક ૧૯૪૦ માં ૯૩ લાખ રૂ. ની થઇ હતી.

હિંદી વીમા કંપનીઓને ૧૯૪૦માં વ્યાજનો દર ૪·૩૭ ટકા પડ્યો હતો. ૧૯૩૯માં આ દર ૪·૬૮ ટકા, ૧૯૩૮માં ૫·૧૫ ટકા, ૧૯૩૭માં ૪·૭૬ ટકા તથા ૧૯૩૬ માં ૪·૬૯ ટકા હતો. આ ઓફીસોનું ખર્ચપ્રમાણ ૧૯૪૦માં ૨૮·૯ ટકા, ૧૯૩૯માં ૩૩·૨ ટકા, ૧૦૩૮માં ૩૧·૭ ટકા, ૧૯૩૭માં ૩૨·૨ ટકા તથા ૧૯૩૬માં ૩૨·૫ ટકા હતું.

'ઇન્ડિયન ઇન્સ્યોરન્સ ઇયર બૂક ૧૯૪૧'ના શીર્ષક હેઠળ પ્રગટ થયેલ વાર્ષિક રિપોર્ટમાં વીમાના સુપ્રિન્ટેન્ડન્ટ મી. જે. એચ. ટોમસે, વ્યાજના ઓછા દર પ્રત્યે હિંદી વીમા કંપનીના વલણ વિષે, ઔદ્યોગિક ખાતામાં વીમા કંપનીના ફંડને રોકવા વિષે તથા જાહેર જનતાનું કામ કરતી ઘણી પ્રોવીડન્ટ કંપનીઓની સ્થિતિ વિષે ઉપયોગી ટીકાઓ તથા સૂચનાઓ કરી છે. તે રિપોર્ટના ટુંક સારમાં જણાવવામાં આવ્યું છે કે, "નવા સાહસો માટે પૈસા આપવા તે વીમા કંપનીઓનો કાર્ય પ્રદેશ નથી; તે તો ધંધાદારી શ્રીમંતો અથવા બીજાઓ પર છોડી શકાય. વીમા કંપનીઓની આવક પોલીસી ધરાવનારાઓમાંથી જ થાય છે. ચોક્કસ વિપરિત સંજોગોમાં પોતાના કુટુંબના અથવા પોતાના રક્ષણના ખાસ હેતુ માટે તેઓએ પૈસા ભરેલા હોય છે. જો પોલીસી ધરાવનારાઓએ વ્યક્તિગત કામ કર્યું હોત તો તેમાંની નહિ જેવી સંખ્યાએ જ, ગમે તેવા ઉજ્જવળ ભાવિની આગાહી આપનાર ઔદ્યોગિક ખાતાઓમાં આફતવેળાના રક્ષણ માટે રકમ રોકી હોત. ઇન્સ્પેકટરોના રિપોર્ટ પરથી કેટલીક પ્રોવીડન્ટ કંપનીઓની શોચનીય તથા અસંતોષકારક સ્થિતિ જણાય છે. હિંદી કંપનીઓની મુડીનો મોટો ભાગ શૅર બજારની જામીનગીરીમાં રોકાયેલ છે. ૪૦ કરોડથી વધારે રકમ હિંદી સરકારની જામીનગીરીમાં છે. રોકાણ ખાતે આ રકમ મોટામાં મોટી હોય છે. ત્યારપછી ૭·૧૭ કરોડની રકમ પોલીસી પરની લોનમાં, ૫.૯૭ કરોડ મ્યુનિસિપલ પોર્ટ અને ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટની જામીનગીરીઓમાં તથા જમીન તથા ઘરની મિલકતમાં ૫.૨૬ કરોડ તથા મિલકત પર ધીરેલ રકમ ૨·૧૮ કરોડની છે.

## વીમા કંપનીઓની સંખ્યા

| સાલ | હિંદી કંપનીઓ | બિનહિંદી કંપનીઓ | કુલ |
|---|---|---|---|
| ૧૯૨૮ | ૯૭ | ૧૪૮ | ૨૪૫ |
| ૧૯૨૯ | ૧૦૮ | ૧૪૯ | ૨૫૭ |
| ૧૯૩૦ | ૧૩૦ | ૧૪૭ | ૨૭૭ |
| ૧૯૩૧ | ૧૩૬ | ૧૪૬ | ૨૮૨ |
| ૧૯૩૨ | ૧૬૯ | ૧૫૦ | ૩૧૯ |
| ૧૯૩૩ | ૧૯૪ | ૧૪૭ | ૩૪૧ |
| ૧૯૩૪ | ૨૧૭ | ૧૪૯ | ૩૬૬ |
| ૧૯૩૫ | ૨૩૪ | ૧૪૭ | ૩૮૧ |
| ૧૯૩૬ | ૨૩૨ | ૧૪૭ | ૩૭૯ |
| ૧૯૩૭ | ૨૧૯ | ૧૪૯ | ૩૬૮ |
| ૧૯૩૮ | ૨૧૭ | ૧૪૩ | ૩૬૦ |
| ૧૯૩૯ | ૧૯૭ | ૯૮ | ૨૯૫ |
| ૧૯૪૦ | ૧૯૮ | ૯૪ | ૨૯૨ |

## હિંદી કંપનીઓનું કામકાજ

| સાલ | નવું કામ (૧૦૦૦ રૂ. માં) | કુલ કામ (૧૦૦૦ રૂ. માં) | સાલ | નવું કામ (૧૦૦૦ રૂ. માં) | કુલ કામ (૧૦૦૦ રૂ. માં) |
|---|---|---|---|---|---|
| ૧૯૨૮ | ૧૫,૪૦,૬૦ | ૭૧,૧૧,૦૦ | ૧૯૩૪ | ૨૮,૯૧,૭૭ | ૧,૩૬,૬૫,૩૦ |
| ૧૯૨૯ | ૧૭,૨૮,૯૬ | ૮૧,૩૧,૬૪ | ૧૯૩૫ | ૩૨,૮૧,૪૧ | ૧,૫૧,૬૩,૪૬ |
| ૧૯૩૦ | ૧૬,૫૦,૬૬ | ૮૮,૬૬,૩૬ | ૧૯૩૬ | ૩૭,૮૦,૨૧ | ૧,૭૪,૬૬,૮૪ |
| ૧૯૩૧ | ૧૭,૭૫,૫૯ | ૯૮,૦૨,૩૫ | ૧૯૩૭ | ૪૧,૭૩,૮૬ | ૧,૯૬,૭૩,૬૨ |
| ૧૯૩૨ | ૧૯,૬૬,૩૯ | ૧,૦૬,૦૧,૮૮ | ૧૯૩૮ | ૪૬,૬૮,૧૨ | ૨,૧૮,૮૫,૯૪ |
| ૧૯૩૩ | ૨૪,૮૩,૧૭ | ૧,૧૮,૭૬,૮૨ | ૧૯૩૯ | ૪૫,૯૬,૦૦ | ૨,૩૨,૪૨,૦૦ |

## બિનહિંદી કંપનીઓનું કામકાજ

| સાલ | નવું કામ | કુલ કામ | સાલ | નવું કામ | કુલ કામ |
|---|---|---|---|---|---|
| ૧૯૨૮ | ૯,૫૫,૫૦ | ૫૨,૯૨,૮૪ | ૧૯૩૪ | ૧૦,૧૪,૦૧ | ૮૩,૨૩,૫૪ |
| ૧૮૨૯ | ૧૨,૨૨,૧૪ | ૬૪,૦૮,૬૪ | ૧૯૩૫ | ૧૦,૬૨,૨૦ | ૮૮,૭૭,૫૭ |
| ૧૯૩૦ | ૧૧,૭૫,૮૨ | ૬૯,૭૬,૪૮ | ૧૯૩૬ | ૧૦,૭૪,૬૫ | ૯૩,૦૭,૭૪ |
| ૧૯૩૧ | ૯,૫૯,૪૮ | ૭૪,૧૯,૩૮ | ૧૯૩૭ | ૯,૬૫,૫૩ | ૯૨,૬૦,૪૩ |
| ૧૯૩૨ | ૭,૭૫,૦૪ | ૭૬,૬૯,૭૬ | ૧૯૩૮ | ૮,૪૧,૯૫ | ૯૪,૩૧,૦૨ |
| ૧૯૩૩ | ૮,૮૯,૮૦ | ૭૯,૨૨,૧૫ | | | |

## જીંદગીના વીમા ઉતારનારી હિંદી કંપનીઓ

| સાલ | નવું કામકાજ વીમો ઉતારેલ રકમ (કરોડ રૂા.માં) | વીમો ઉતારેલ કુલ રકમ (કરોડ રૂા.માં) | સાલ | નવું કામકાજ વીમો ઉતારેલ રકમ (કરોડ રૂા.માં) | વીમો ઉતારેલ કુલ રકમ (કરોડ રૂા.માં) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦ | ૧૬·૫૦ | ૮૮·૬૬ | ૧૯૩૬ | ૩૭·૮૦ | ૧૭૪·૬૭ |
| ૧૯૩૧ | ૧૭·૭૬ | ૮૮·૬૬ | ૧૯૩૭ | ૪૧·૭૪ | ૧૯૬·૭૪ |
| ૧૯૩૨ | ૧૯·૬૬ | ૧૦૫·૦૨ | ૧૯૩૮ | ૪૬·૬૮ | ૨૧૮·૮૬ |
| ૧૯૩૩ | ૨૪·૮૩ | ૧૧૮·૭૭ | ૧૯૩૯ | ૪૫·૯૬ | ૨૩૨·૪૨ |
| ૧૯૩૪ | ૨૮·૯૨ | ૧૩૬·૬૫ | ૧૯૪૦ | | |
| ૧૯૩૫ | ૩૨·૮૧ | ૧૫૧·૬૩ | | | |

## કુલ કામકાજ

| સાલ | પોલિસીની સંખ્યા | વીમાની રકમો (કરોડ રૂા માં) | નવી પ્રિમિયમની આવક (લાખ રૂા.માં) | સાલ | પોલિસીની સંખ્યા | વીમાની રકમો (કરોડ રૂા.માં) | નવી પ્રિમિયમની આવક (લાખ રૂા.માં) |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૬ | ૯૮૯,૦૦૦ | ૧,૬૮ | ૭,૮૭ | ૧૯૩૮ | ૧,૨૪૦,૦૦૦ | ૨,૦૪ | ૧૦,૪૫ |
| ૧૯૩૭ | ૧,૦૯૯,૦૦૦ | ૧,૮૪ | ૯,૦૦ | ૧૯૩૯ | ૧,૩૩૧,૦૦૦ | ૨,૧૫ | ૧૧,૧૩ |

## બિનહિંદી કંપનીઓનું કામકાજ

| સાલ | પોલિસીની સંખ્યા | વીમાની રકમો | નવી પ્રિમિયમની આવક | સાલ | પોલિસીની સંખ્યા | વીમાની રકમો | નવી પ્રિમિયમની આવક |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૬ | ૨૭૨,૦૦૦ | ૯૩ | ૫,૧૨ | ૧૯૩૮ | ૨૭૬,૦૦૦ | ૯૪ | ૪,૯૨ |
| ૧૯૩૭ | ૨૭૨,૦૦૦ | ૯૩ | ૫,૨૦ | ૧૯૩૯ | ૧૬૬,૦૦૦ | ૫૬,૬ | ૩,૧૩ |

## નવો કાયદો

જિંદગીના વીમાની કંપનીઓના કુલ ડિરેક્ટરોના ઓછામાં ઓછા ચોથા ભાગની ચૂંટણી કરવાનો હક્ક પૉલિસી ધરાવનારાઓને રહેશે.

હવેથી પૉલિસી ધરાવનાર પોતાની મરજી પડે તેને 'બેનિફિશ્યરી' તરીકે નીમી શકશે અને પૉલિસી ધરાવનારનું પહેલાં મૃત્યુ થાય તો બીજી કંઇ પણ સાબિતી વિના તેને નાણાં મળી શકશે.

પ્રીમિયમ ન ભરાય તો તે ન ભરાયાના ત્રણ મહિનાની અંદર બીજા કયા રસ્તા ખુલ્લા છે તેના કંપનીએ તેમને ખબર આપવા પડશે.

આવી રીતે પ્રીમિયમ ન ભરાયું હોય ને પૉલિસી ત્રણ વર્ષની હશે તો તે કુદરતી રીતે જ 'પેઇડ–અપ પૉલિસી' ગણાશે અને 'જપ્ત ન થવાની યોજના હેઠળ' તે ચાલુ રહેશે.

## બ્રિટિશ હિંદમાં ચાનું ઉત્પન્ન

હિંદમાં ચાનું વાવેતર થઇ શકે કે કેમ તેની તપાસ કરવા માટે લૉર્ડ વિલિયમ બેન્ટિંકે ૧૮૩૪ના ૨૪મી જાન્યુઆરીએ 'ચા–કમિટી' નીમી. કમિટીની શોધખોળથી જણાયું કે, ચાનો છોડ જંગલી સ્થિતિમાં આસામમાં ખરેખર મળી આવ્યો હતો. કમિટીએ ૧૮૩૪માં રિપોર્ટ કર્યો કે, ચાનો છોડ નિઃશંકપણે અપર બર્મામાં તળપદો છે તેમ આપ નામદાર તથા કાઉન્સિલને જાહેર કરતાં અમને ખૂબ સંતોષ થાય છે. અમને તદ્દન ખાતરી છે કે, જે ચાનો છોડ પ્રકાશમાં લાવવામાં આવ્યો છે તે યોગ્ય દેખરેખ હેઠળ વેપારી હેતુ માટે પૂર્ણ ફતેહથી વાવી શકાશે. ૧૮૩૪–૪૦ વચ્ચે આસામ, કુમાઉન ટેકરીઓ, દહેરાદૂન અને નીલગિરિમાં સંખ્યાબંધ સરકારી બગીચાઓમાં તે વાવવામાં આવ્યો હતો.

આસામના સરકારી બગીચામાં ઊગેલી ચાનો પહેલો નમૂનો ૧૮૩૮માં ઇંગ્લંડ મોકલવામાં આવ્યો હતો અને પહેલું કલકત્તાની ચાનું વેચાણ ત્રણ વર્ષ પછી કરવામાં આવ્યું હતું. લંડનની બજારમાં હિંદની ચા ચીનની ચા સાથે હરીફાઇ કરી શકે તે વસ્તુ ૧૮૫૨ સુધી નક્કી થઇ નહોતી, પરંતુ ત્યારપછી એવી ઝડપી પ્રગતિ થઇ કે ૧૮૬૫માં સરકારનો સીધો સંબંધ બંધ પડ્યો. પહેલી ખાનગી કંપની–આસામ કંપની–૧૮૩૯માં સ્થાપવામાં આવી.

હિંદમાં ચાની કુલ ખેતીના પ્રદેશના ૭૬ ટકા ખેતી આસામ અને ઉત્તર બંગાળાના બે પ્રાંતો (દાર્જિલિંગ તથા જલપૈગુરી)માં કરવામાં આવે છે. દક્ષિણ હિંદના મલબારકાંઠાના ઉચ્ચ પ્રદેશ (જેમાં ત્રાવણકોર તથા કોચીનનાં દેશી રાજ્યો તથા બ્રિટિશ સત્તા હેઠળના મલબાર, નીલગિરિ તથા કોઇમ્બતૂર પ્રદેશોનો સમાવેશ થાય છે)માં કુલ પેદાશના ૧૦ ટકા ચા ઉત્પન્ન થાય છે.

આ ધંધાના હિતને ચાર પ્રકારનાં મંડળો નિયમનમાં રાખે છે. ઇન્ડિયન ટી માર્કેટ ઍક્સ્પાન્શન બોર્ડ, ધી ઇન્ડિયન ટી લાઇસેન્સિંગ કમિટી, ઉત્તર તથા દક્ષિણ હિંદની ટી ઍસોસિયેશનો તથા ઉત્તર હિંદ માટે 'ટી ડિસ્ટ્રિક્ટ લેબર ઍસોસિયેશન.' આ બધામાં સૌથી અગત્યનું સ્થાન ધરાવનાર 'ઇન્ડિયન ટી માર્કેટ ઍક્સ્પાન્શન બોર્ડ' આખા હિંદમાં ચાની ખપત વધારવા માટે પ્રચાર કરી રહેલ છે.

હિંદમાં ફક્ત કાળી ચા જ થાય છે. કાળી તથા લીલી ચા વચ્ચેનો તફાવત પાંદડાં તૈયાર કરવાની પ્રથામાં રહેલો છે. ૧૯૩૯ થી ચા–નિયમન કાયદો આ ઉદ્યોગને લાગુ પાડવામાં આવેલ છે. ઘણાખરા ચાના બગીચા રજા આપે તેટલો જ પાક ઉગાડી શકે છે.

૧૯૦૩ માં ચાનાં વેચાણ તથા ઉત્પન્નને ઉત્તેજન આપવા માટે વેપારીઓની વિનતિથી ૧૯૦૩નો 'ટી સેસ ઍક્ટ નવમો' પસાર કરવામાં આવ્યો. આ કાયદા હેઠળ પરદેશ મોકલાતી બધી હિંદી ચા

પર કર નાખવામાં આવેલ છે. આ બધી રકમ 'ટી સેસ ફંડ'ને આપવામાં આવે છે. આ ફંડનો ઉપયોગ આ કાર્ય માટે નિમાયેલ 'ઇન્ડિયન ટી સેસ કમિટી' કરે છે. સરકાર તો ફક્ત કર ઉઘરાવવાનું જ કામ કરે છે. ૧૯૩૯–૪૦માં ભેગું થયેલ ફંડ રૂા. ૪૭,૦૪,૦૦૦નું હતું. જ્યારે ૧૯૩૮–૩૯માં ૪૨,૯૮,૦૦૦ રૂા. નું હતું અને ૧૯૩૭–૩૮માં ૪૧,૬૮,૦૦૦ રૂા. નું હતું.

**ચા પર અંકુશ**—૧૯૩૩માં ચા પર અંકુશ રાખવાની કરવામાં આવેલ યોજના નીચે મુજબ છે. ૧૯૨૯, ૧૯૩૦ તથા ૧૯૩૧ના ત્રણ વર્ષો પૈકી ગમે તે વર્ષ દરમિયાન ચા ઉત્પન્ન કરનાર દરેક દેશમાંથી ચાની વધારેમાં વધારે જેટલી નિકાસ થઇ હોય તેના અમુક ટકા ચાની નિકાસ કરવા દેવામાં આવે છે. દર વર્ષે કેટલા ટકા નિકાસ કરવા દેવી તે આંતરરાષ્ટ્રીય કમીટી નક્કી કરે છે. ૧૯૩૩માં 'ઇન્ડિયન ટી કન્ટ્રોલ એક્ટ' પસાર કરીને આ યોજના હિંદને પણ લાગુ પાડવામાં આવી. આ કાયદા હેઠળ સ્થપાયેલી 'ઇન્ડિયન ટી લાઇસેન્સિંગ કમીટી' (હિંદી ચાના પરવાના આપતી કમીટી) જેટલી પરવાનગી આપે તેટલી જ ચા દરિયા રસ્તે બહાર મોકલી શકાય તેમ નિયંત્રણ કરવાનું સરકારે માથે લીધું છે. બીજા કાયદાથી આ યોજના ૧૯૩૮ થી બીજા પાંચ વર્ષ ચાલુ રાખવાનું ઠરાવ્યું છે.

## ચાની ખેતીનો વિસ્તાર

| વર્ષ | એકર | વર્ષ | એકર | વર્ષ | એકર |
|---|---|---|---|---|---|
| ૧૯૨૫ | ૭૨૭,૬૬૩ | ૧૯૩૦ | ૮૦૩,૫૩૨ | ૧૯૩૫ | ૮૩૧,૬૮૮ |
| ૧૯૨૬ | ૭૩૯,૪૨૩ | ૧૯૩૧ | ૮૦૬,૮૨૯ | ૧૯૩૬ | ૮૩૪,૧૧૩ |
| ૧૯૨૭ | ૭૫૫,૯૯૪ | ૧૯૩૨ | ૮૦૯,૪૫૫ | ૧૯૩૭ | ૮૩૪,૩૦૪ |
| ૧૯૨૮ | ૭૭૫,૮૯૮ | ૧૯૩૩ | ૮૧૭,૯૨૧ | ૧૯૩૮ | ૮૩૩,૭૭૧ |
| ૧૯૨૯ | ૭૮૮,૦૦૧ | ૧૯૩૪ | ૮૨૬,૩૩૭ | ૧૯૩૯ | ૮૩૩,૨૪૫ |

### ઉત્પન્ન

| વર્ષ | રતલ | વર્ષ | રતલ | વર્ષ | રતલ |
|---|---|---|---|---|---|
| ૧૯૨૫ | ૩૬૩,૫૦૬,૫૭૧ | ૧૯૩૦ | ૩૯૧,૦૮૦,૭૮૮ | ૧૯૩૫ | ૩૯૪,૪૨૯,૦૯૮ |
| ૧૯૨૬ | ૨૯૨,૯૩૩,૧૮૨ | ૧૯૩૧ | ૩૯૪,૦૮૩,૫૦૫ | ૧૯૩૬ | ૩૯૫,૧૮૦,૪૩૦ |
| ૧૯૨૭ | ૩૯૦,૯૧૯,૮૪૫ | ૧૯૩૨ | ૪૩૩,૬૬૯,૨૮૯ | ૧૯૩૭ | ૪૩૦,૨૪૯,૯૭૯ |
| ૧૯૨૮ | ૪૦૪,૧૫૩,૧૬૯ | ૧૯૩૩ | ૩૮૩,૬૭૪,૪૪૩ | ૧૯૩૮ | ૪૫૧,૮૬૦,૭૫૩ |
| ૧૯૨૯ | ૪૩૨,૮૪૧,૯૮૧ | ૧૯૩૪ | ૩૯૯,૨૫૦,૯૬૨ | ૧૯૩૯ | ૪૫૨,૫૯૬,૩૦૬ |
| | | | | ૧૯૪૦ | ૩૮૫,૨૮૦,૦૦૦ |

### નિકાસ

| સાલ | દરિયામાર્ગે (૧૦૦૦ રતલમાં) | જમીનમાર્ગે (૧૦૦૦ રતલમાં) | સાલ | દરિયામાર્ગે (૧૦૦૦ રતલમાં) | જમીનમાર્ગે (૧૦૦૦ રતલમાં) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૩૫૬,૨૩૯ | ૮,૨૮૭ | ૧૯૩૫–૩૬ | ૩૧૩,૨૬૨ | ૧૫,૮૩૮ |
| ૧૯૩૧–૩૨ | ૩૪૧,૫૧૮ | ૮,૫૬૮ | ૧૯૩૬–૩૭ | ૩૦૨,૮૨૮ | ૧૫,૭૮૬ |
| ૧૯૩૨–૩૩ | ૩૭૮,૮૩૭ | ૮,૬૫૧ | ૧૯૩૭–૩૮ | ૩૩૫,૦૧૧ | ૧૩,૯૫૫ |
| ૧૯૩૩–૩૪ | ૩૧૭,૮૧૬ | ૧૪,૪૪૧ | ૧૯૩૮–૩૯ | ૩૪૮,૯૬૨ | ૧૨,૬૯૯ |
| ૧૯૩૪–૩૫ | ૩૨૫,૦૭૦ | ૧૨,૧૧૭ | ૧૯૩૯–૪૦ | ૩૫૯,૪૫૯ | ૧૪,૪૬૪ |

### સરેરાશ ઉત્પન્ન

૧૯૩૯ દર એકરે ૫૮૪ રતલ ૧૯૩૮ દર એકરે ૫૮૩ રતલ

## કંપનીઓની સંખ્યા

| વર્ષ | હિંદમાં સ્થપાયેલી | યુનાઇટેડ કિંગ્ડમ તથા બીજે સ્થપાયેલી | કંપનીઓના કુલ સંખ્યા |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૪૯૨ | ૧૮૨ | ૬૭૪ |
| ૧૯૩૧–૩૨ | ૪૮૬ | ૧૮૭ | ૬૭૩ |
| ૧૯૩૨–૩૩ | ૪૭૧ | ૧૮૬ | ૬૫૭ |
| ૧૯૩૩–૩૪ | ૪૫૮ | ૧૮૫ | ૬૪૩ |
| ૧૯૩૪–૩૫ | ૪૯૦ | ૧૮૨ | ૬૭૨ |
| ૧૯૩૫–૩૬ | ૪૮૮ | ૧૮૩ | ૬૭૧ |
| ૧૯૩૬–૩૭ | ૪૩૩ | ૧૮૩ | ૬૧૬ |
| ૧૯૩૭–૩૮ | ૪૩૨ | ૧૯૧ | ૬૨૩ |
| ૧૯૩૮–૩૯ | ૪૩૮ | ૧૯૨ | ૬૩૦ |
| ૧૯૩૯–૪૦ | ૪૪૦ | ૧૮૬ | ૬૨૬ |

## ભરપાઇ થયેલ થાપણ

| સાલ | હિંદી કંપનીઓ (૧૦૦૦ રૂ. માં) | પરદેશી કંપનીઓ (૧,૦૦૦ રૂ. માં) |
|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૧૪,૧૯,૩૮ | ૫૨,૧૯,૧૧ |
| ૧૯૩૬–૩૭ | ૧૩,૯૮,૬૮ | ૫૧,૯૭,૮૮ |
| ૧૯૩૭–૩૮ | ૧૨,૮૦,૧૯ | ૫૧,૩૦,૮૬ |
| ૧૯૩૮–૩૯ | ૧૩,૦૨,૮૩ | ૪૯,૮૭,૯૦ |
| ૧૯૩૯–૪૦ | ૧૩,૩૦,૪૯ | ૫૦,૦૦,૭૬ |

## હિંદની ખેતી

હિંદ ખેતીપ્રધાન દેશ છે. ખેતી તો હિંદની રગેરગમાં જડાઇ ગયેલ છે. વસ્તીના લગભગ ૯૦ ટકા ખેતીના અંગત સંસર્ગમાં છે. ખેતીથી વસ્તીના ૨/૩ ભાગને ધંધો મળી રહે છે. નવાં બિયાં, વધારે સારા પ્રકારનો પાક તથા નૂતન જ્ઞાનથી ખેડુતો અગાઉ કરતાં સુખી થયા છે.

૧૮૮૦ના દુકાળ કમીશનની ભલામણના પરિણામે સરકારી ખેતીવાડી ખાતાની સ્થાપના કરવામાં આવી. ખેતીવાડીના ડીરેક્ટરની દેખરેખ હેઠળ જુદા જુદા પ્રાંતોમાં ખેતીવાડી ખાતાં સ્થાપવામાં આવ્યા. પરંતુ આંકડાનું અમુક કાર્ય બાદ કરતાં વિશેષ કશું કાર્ય કરવામાં આવ્યું નહોતું. ૧૯૦૧ માં શાહી તથા પ્રાંતિક સરકારોને સલાહ આપવા માટે ખેતીવાડીના ઇન્સ્પેકટર જનરલની નિમણૂક કરવામાં આવી હતી. પરંતુ ૧૯૧૨માં આ જગ્યા કાઢી નાખવામાં આવી અને તેનું કામ પુસા ખાતેના ખેતીવાડીના સંશોધન ખાતાના ડીરેકટરને સોંપવામાં આવ્યું. તે ૧૯૨૯ સુધી હિંદી સરકારના ખેતીવાડીના સલાહકાર તરીકે હતા. પુસા ખાતે શાહી ખેતીવાડી સંશોધન ખાતાની સ્થાપના ૧૯૦૫માં થઈ હતી. લોર્ડ કર્ઝનની પ્રવૃત્તિઓને અંગે ૧૯૦૫માં આ ખાતાનો ખૂબ વિસ્તાર કરવામાં આવ્યો હતો. આ ખાતું ૧૯૩૪ સુધી ત્યાં જ હતું, પરંતુ બિહારના ધરતીકંપે મકાનને ન સમારી શકાય તેવું નુકશાન કર્યું. તેથી પુસા સંસ્થાને દીલ્લી ખાતે ફેરવી નાખવામાં આવી. આ ખાતાનું મુખ્યકાર્ય ઘઉં તથા શેરડીમાં સુધારો કરવાનું છે. આ ખાતાના છ મુખ્ય વિભાગો છે. ક્રમિક વિકાસ થતાં પૂના, કાનપુર, નાગપુર, લાયલપુર, કોઇમ્બતુર અને માંડલેમાં ખેતીવાડીની કોલેજો ઉઘાડવામાં આવી. ૧૯૦૫માં અખિલ હિંદ ખેતીવાડીના બોર્ડની

સ્થાપના કરવામાં આવી. તેનો હેતુ પ્રાંતિક સરકારના ખેતીવાડી ખાતાંને એક બીજાના સહવાસમાં લાવવાનો હતો. ૧૯૧૯ના હિંદી સરકારના કાયદાથી પ્રાંતિક સરકારો પરની હિંદી સરકારની સત્તા ઘણી ઓછી થઈ ગઈ અને ૧૯૨૧ માં ખેતીવાડીનું ખાતું પ્રધાન હેઠળ સુપરત ખાતું થયું. ખેતીવાડીનું શાહી-ખાતું અત્યારે અખિલ હિંદના ખેતીવાડીના પ્રશ્નોનો નિકાલ કરે છે તથા નીચેની સંસ્થાઓ ચલાવે છે.

(૧) એગ્રીકલ્ચરલ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ, દિલ્હી. (૨) ઇમ્પિરિયલ ઇન્સ્ટિટ્યુટ ઑફ વેટરનરી રીસર્ચ, મુકતેશ્વર. (૩) ઇમ્પિરિયલ ઇન્સ્ટિટ્યુશન ઑફ એનીમલ હસબંડ્રી એન્ડ ડેરીંગ, બેંગલોર તથા વેલિંગ્ટન. (૪) કેટલ બ્રીડીંગ ફાર્મ, કર્નાલ. (૫) ક્રીમરી, આણુંદ. (૬) ઇમ્પિરિયલ કેટલ બ્રીડીંગ સ્ટેશન, કોઈમ્બતુર. (૭) સ્યુગર બ્યરો, કાનપુર.

હિંદી સરકારના ખેતીવાડીના સલાહકારની જગ્યા ૧૯૨૯ માં કાઢી નાખવામાં આવી અને ખેતીવાડીના શાહી કમીશનની ભલામણ મુજબ ૧૯૨૯ ના જુલાઇમાં સ્થાપવામાં આવેલ ખેતીવાડી સંશોધનની શાહી કાઉન્સીલ તે કાર્ય કરે છે. પ્રાંતિક સરકારના ખેતીવાડી ખાતાં ખેતરમાં તથા પ્રયોગ-શાળામાં પ્રયોગો તથા સંશોધન કાર્ય કરે છે, અને નવી પ્રથાનો તથા સુધારેલ યંત્રોનો સ્વીકાર કરવા માટે પ્રચાર કાર્ય કરે છે. બિયાં તથા ખાતરની વહેંચણી, સારાં પ્રકારનાં બિયાં તથા પ્રદર્શનો–આ ખેતીવાડી ખાતાનાં મુખ્યો કાર્યો છે.

## ખેતીવાડીની કેળવણી

**પોસ્ટ-ગ્રેજ્યુએટ અભ્યાસક્રમ**—દીલ્હીના શાહી ખેતીવાડી ખાતામાં, બેંગલોરના શાહી ડેરી ખાતામાં તથા શાહી વેટરનરી સંશોધન ખાતામાં આ શિક્ષણ આપવામાં આવે છે. વિષયો તથા અભ્યાસક્રમ દરેક સંસ્થામાં જુદો જુદો હોય છે.

**ગ્રેજ્યુએટનો અભ્યાસક્રમ**—પૂના, કોઇમ્બતુર, લાયલપુર, નાગપુર તથા કાનપુરમાં ખેતીવાડી કોલેજોમાં આ અભ્યાસ થઇ શકે છે. આ કોલેજો સ્થાનિક યુનિવર્સિટીઓ સાથે જોડાયેલી છે. અભ્યાસક્રમ ૩ થી ૪ વર્ષનો હોય છે. અને બી. એ. અથવા બી. એસ. સી.ના જેવી ડીગ્રી આપવામાં આવે છે. ખેતીવાડીની આ કોલેજો ઉપરાત પંજાબ, મુંબઇ, મદ્રાસ, બંગાળા તથા બિહારમાં વેટરનરી કોલેજો છે.

**શાળાનું શિક્ષણ**—શાળામાં ખેતીવાડીનું શિક્ષણ કેટલાક પ્રાંતોમાં આપવામાં આવે છે. ખેતીવાડી ખાતાના અંકુશ હેઠળની ખાસ શાળાઓમાં ખેતીવાડી તથા તેને લગતી બાબતોનું ધંધાદારી શિક્ષણ ત્યાં આપવામાં આવે છે. અત્યારે મુંબઇ ઇલાકામાં તથા સંયુકત પ્રાંતોમાં આવા પ્રકારની બબ્બે શાળાઓ છે,

## હિંદના મુખ્ય પાકો

### હિંદના પાકોના નીચે પ્રમાણે વર્ગો પાડી શકાય—

(૧) અનાજના પાક : જેવા કે ચોખા, ઘઉં, જવ, બાજરી, દાળ તથા ચણા, શેરડી, તેજાના.

(૨) રેસાવાળા પાક : રૂ, શણ, રેશમ, ગુણપાટ.

(૩) તેલીબિયાં : અળશી, રાઇ, સરસવ, મગફળી, નાળીએર, એરંડો, તલ.

(૪) ઔષધ અને પીણાં : અફીણ, તમાકુ, ચા, કોફી, સિંકોના, ગળી.

**ચોખા :** હિંદુસ્તાનમાં પાકતા અનાજમાં ચોખા સૌથી અગત્યના છે. હિંદુસ્તાનના કુલ ખેતીવાળા પ્રદેશના ૩૦ ટકા જમીનમાં ચોખાની ખેતી થાય છે. સામાન્યતઃ તે શિયાળુ પાક ગણાય છે અને ડીસેમ્બર જાન્યુઆરીમાં તે તૈયાર થાય છે. ચોખાને માટે ગરમ ભીની હવા અને ઊંડી ફળદ્રુપ જમીન જોઇએ.

મેથી ઑગસ્ટ સુધીમાં તે વાવવામાં આવે છે. સરખામણીમાં ઓછી અગત્યની બીજી બે જાતો છે. એક તો શરદ ઋતુના અને બીજા ઉનાળાના ચોખા.

મોસમી પવનોને લીધે વરસ ખેતીની બે ઋતુમાં વહેંચાઇ જાય છે. **ખરીફ** એટલે ભીના પાકની ઋતુ અને **રવી** એટલે સૂકા પાકની ઋતુ. ચોખા, શેરડી શણ, તેલીબિયાં વગેરે પાક જેને પુષ્કળ પાણીની જરૂર પડે છે તેને વરસાદની ઋતુમાં ઉગાડવામાં આવે છે. આ ખરીફ પાક છે.

શરદ ઋતુના ચોખા મે જુનમાં વાવવામાં આવે છે અને સપ્ટેમ્બરમાં તે તૈયાર થાય છે. ત્યારે ઉનાળાના ચોખા જાન્યુઆરી ફેબ્રુઆરીમાં વાવવામાં આવે છે અને તે મે જુનમાં તૈયાર થાય છે. ચોખાની જગતની કુલ પેદાશના ૫૦ ટકા હિંદ ઉત્પન્ન કરે છે. અખિલ હિંદનું સરેરાશ ઉત્પન્ન એકરે લગભગ ૮૦૦ રતલ છે. ચોખાના દાણાનો આકાર, લંબાઇ, ઝીણાપણું વિગેરે ઉપરથી ચોખા ઝીણા યા જાડા ગણાય છે. કેટલીક જાતોમાં અમુક પ્રકારની સુગંધ હોય છે.

**ઘઉં**—એ રવી પાક છે. ઑકટોબરથી ડીસેમ્બર સુધીમાં તેને વાવવાથી માર્ચ થી મે સુધીમાં નવો પાક તૈયાર થાય છે. અગત્યતાની દષ્ટિએ ચોખા પછી તે આવે છે. પંજાબ, સંયુક્તપ્રાંતો અને સરહદપ્રાંતના લોકોનો તે મુખ્ય ખોરાક છે. આખા જગતના ઘઉંનો દશમો ભાગ હિંદ ઉત્પન્ન કરે છે. હિંદમાં બે જાતના ઘઉં ઉત્પન્ન થાય છે, લાલ અને ધોળા.

**શેરડી**—સામાન્યતઃ ફેબ્રુઆરીથી મે સુધીમાં વાવીને નવેંબર થી જાન્યુઆરી સુધીમાં કાપવામાં આવે છે. મદ્રાસમાં તે સમય ડીસેમ્બર અને મેનો છે. નીચેના પ્રાંતોમાં શેરડીનું વાવેતર કરવામાં આવે છે. સંયુક્ત પ્રાંતો, પંજાબ, બિહાર, ઓરીસા, મદ્રાસ, મુંબઇ અને આસામ. આ રીતે ઉત્તર હિંદ આ પાકમાં ખૂબ હિત ધરાવે છે. રાજ્ય રક્ષણને અંગે આ પાકની ખેતીએ ખૂબ પ્રગતિ કરી છે. બિહાર અને સંયુક્તપ્રાંતોમાં તો વધારેમાં વધારે પ્રગતિ થઇ છે કેમકે આ પ્રાંતોમાં શેરડીના વાવેતર માટે બહુ અનુકૂળતા છે.

**જવ**—ખાસ કરીને સંયુક્તપ્રાંતોમાં તથા વરાડમાં ઉગે છે.

**તેજાના**—તેજાનાની અનેક જાતો છે અને હિંદ ભરમાં તે થાય છે, ખાસ કરીને છેક દક્ષિણના ભાગમાં તે થાય છે, પરંતુ કેટલીક જાતો તો બધે થાય છે. હિંદના તેજાનામાં મરી (બંગાળા, મલબાર, કૂર્ગ કાનરા અને ત્રાવણકોરમાં) મરચાં (બંગાળા, મદ્રાસ અને મુંબઇમાં) સુંઠ (મુંબઇ, બંગાળા સંયુક્તપ્રાંતો અને મલબારમાં) એલચી (દક્ષિણ અને પશ્ચિમ હિંદનાં જંગલોમાં, મહિસુર, મદ્રાસ, ત્રાવણકોર અને કાનરામાં) સોપારી (બંગાળા તથા દક્ષિણ હિંદમાં) અને તજ (દક્ષિણ હિંદના પશ્ચિમના ઘાટોમાં)નો સમાવેશ થાય છે.

**જુવાર અને બાજરો**—મદ્રાસ, દક્ષિણ તથા હૈદ્રાબાદના લોકોના મોટા ભાગનો ખોરાક છે. મદ્રાસમાં જુવારને ચોલમ કહે છે. બાજરો ખરીફ પાક છે, પરંતુ જુવાર ખરીફ તથા રવી પાક છે. બાજરાનો રોટલો પુષ્ટિકારક ખોરાક છે. રગી પણ આવાજ પ્રકારનું અનાજ છે;

**કઠોળ**—હિંદમાં અનેક પ્રકારના કઠોળ મળે છે અને પોષકતત્ત્વો તથા યુક્તાહારમાં તે અગત્યનો ભાગ ભજવે છે. કઠોળ ઘણી વખત બીજા અનાજથી સાથે ઉગાડવામાં આવે છે. ચોમાસામાં વાવવામાં આવતા કઠોળમાં અડદ, તથા રવી અથવા સુકી ઋતુમાં વાવવામાં આવતા કઠોળમાં ચણા અગત્યનું સ્થાન ધરાવે છે.

**તમાકુ**—આખા જગતમાં ઉત્પન્ન થતી તમાકુના લગભગ ચાળીશ ટકા હિંદમાં ઉગાડવામાં આવે છે. તમાકુ ઉગાડતા ખાસ પ્રદેશો, બંગાળા, મુંબઇ, મદ્રાસ, બિહાર, ઓરીસા, સંયુકતપ્રાંતો, પંજાબ, મધ્યપ્રાંત, વરાડ અને આસામ છે. હિંદમાં ઉગતી તમાકુનો મોટો ભાગ હિંદમાં જ વપરાય છે.

**અફીણુનો છોડ**—નીચેના સ્થળોએ ઉગાડવામાં આવે છે. બિહાર, સંયુકત પ્રાંતો, ઈંદોર, ગ્વાલિયર, ભોપાલ અને મેવાડના દેશી રાજ્યો.

**સિંકોના**—મુખ્યત્વે કરીને નીલગિરિ તથા દાર્જીલિંગના સરકારી બગીચામાં ઉગાડવામાં આવે છે.

**ચા**—ચાના બિયાં નવેમ્બર અને માર્ચ વચ્ચે વાવવામૂાં આવે છે. ચાને જ્યારે ૭ મહિના થાય ત્યારે તેના છોડને રોપવામાં આવે છે. ઉત્તર હિંદમાં મે થી ડીસેમ્બર સુધીમાં ચાનો પાક ઉતારવામાં આવે છે, ત્યારે દક્ષિણ હિંદમાં આ કાર્ય જાન્યુઆરીથી ડીસેમ્બર સુધી થાય છે. હિંદ આખા જગતમાં વધારેમાં વધારે ચા ઉત્પન્ન કરે છે. ખાસ કરીને ચા ઉત્તરહિંદમાં–દાર્જિલિંગ, દુઆર્સ, આસામ, કચાર, સિલ્હટ અને તરાઇમાં થાય છે. દક્ષિણ હિંદ પણ કુલ ઉત્પન્નમાં થોડો ફાળો આપે છે. ચાની ખેતીના કુલ ક્ષેત્રફળના ૭૬ ટકા આસામમાં છે. ચાના ઘણાખરા બગીચા ટેકરીઓના ઢોળાવ પર છે, જે દરિયાની સપાટીથી ૨,૦૦૦થી ૫,૦૦૦ ફુટ ઉંચા છે.

**કોફી**- કોફીનું વાવેતર ચોમાસાની ઋતુમાં થાય છે. પાક લેવાનો સમય ઑકટોબરથી જાન્યુઆરી સુધીનો છે. આ ઉદ્યોગ દક્ષિણ હિંદમાં જ મર્યાદિત છે. દક્ષિણ હિંદમાં, મદ્રાસ ઇલાકો, કૂર્ગ, મહિસુર, ત્રાવણકોર તથા કોચીનનો સમાવેશ થાય છે. હિંદની કોફીના ઉત્પન્નના લગભગ ૫૦ ટકા મહિસુર ઉત્પન્ન કરે છે.

**રૂ**—કપાસના બે પાક થાય છે, આગતર અને પાછતર. આગતર પાકનો કપાસ મુખ્યત્વે મધ્ય તથા ઉત્તર હિંદમાં તથા પાછતરનો કપાસ દક્ષિણ તથા પશ્ચિમ હિંદમાં થાય છે. બન્ને પાકને ભેગા ગણતાં વાવેતરનો સમય માર્ચથી ઑગસ્ટ સુધીનો હોય છે. અને કપાસ ઉતરવાનો સમય ઓકટોબરથી એપ્રિલ સુધીનો હોય છે. દક્ષિણ હિંદના કેટલાક ભાગોમાં ડીસેમ્બર સુધી વાવેતર થાય છે તથા પાક ઉતરવાનો સમય જુલાઇ સુધી ચાલે છે. હિંદના રૂનો મોટો ભાગ જાપાન ચડાવવામાં આવે છે કેમકે જાપાન હિંદી રૂનું મોટું ગ્રાહક છે. રુનું સંશોધન 'ઇન્ડિયન સેન્ટ્રલ કૉટન કમીટી' મુંબઇ ઇલાકાના ખેતીવાડી ખાતાના સહકારમાં કરે છે.

**શણ** : આ શરદ ઋતુનો પાક છે અને માર્ચથી મે સુધી વાવણી કરવામાં આવે છે તથા ઑગસ્ટ સપ્ટેમ્બરમાં પાક ઉતારવામાં આવે છે. શણ તો બંગાળાનો એકહથ્થુ ઇજારો છે. આખા હિંદની કુલ નિકાસમાં લગભગ ૨૦ થી ૨૫ ટકા શણ છે તે જાણીને તેની અગત્ય સમજાઇ શકશે. શણની મીલોના શેરની મૂડીના ૬૦ થી ૭૦ ટકા હિંદીઓના છે, પરંતુ મેનેજીંગ એજન્સી મુખ્યત્વે યુરોપીઅન છે.

**રેશમ** : રેશમના કુલ ઉત્પન્નનો ¾ ભાગ મહિસુરમાં થાય છે. કાશ્મીરમાં રેશમનો રાજ્યનો ઇજારો છે. સેતુરના રેશમના પ્રદેશો નીચે મુજબ છે. (૧) બંગાળાના મુર્શીદાબાદ, માલ્ડા, રાજશાહી તથા વીરભૂમના પ્રાંતો (૨) સંયુક્ત પ્રાંતોમાં દહેરાદુન તથા પ્રતાપગઢ (૩) પંજાબમાં ગુરદાસપુર, કોહાટ, પેશાવર, અને કાશ્મીર. તસર રેશમ છોટાનાગપુર અને મધ્યપ્રાંતોમાં મળે છે. 'એરી' રેશમ રંગપુર, જલપાઇગુરી, બંગાળામાં બોગ્રામાં તથા આસામમાં મળે છે. 'મુગારેશમ' આસામ અને મણિપુરમાં મળે છે.

**અળશી** : એ રવી પાક છે. ઑગસ્ટથી ઑક્ટોબરમાં તે વાવવામાં આવે છે અને જાન્યુઆરીથી એપ્રિલ સુધીમાં તેનો પાક ઉતરે છે. વાર્નિશ, છાપવાની શાહી તથા જમીન પર પાથરવાના કપડામાં તેનો ઉપયોગ થાય છે.

**સરસવ અને રાઈ** : પણ રવી પાક છે. તેલીબિયાં ઑગસ્ટથી ઓકટોબર સુધી વાવવામાં આવે છે અને જાન્યુઆરીથી એપ્રિલ સુધી તેનો પાક ઉતરે છે.

**તલ** : ખાસ કરીને શરદ ઋતુનો પાક છે. સામાન્યતઃ તે મેથી જુલાઇ સુધી વાવવામાં આવે છે તથા ઑકટોબરથી ડીસેમ્બર સુધી તેનો પાક ઉતરે છે. ઉનાળાની એક જાત 'રવી' પણ કેટલાક પ્રદેશોમાં ઉગાડવામાં આવે છે. રવીની વાવણી જાન્યુઆરી ફેબ્રુઆરીમાં કરવામાં આવે છે. પાક મેથી જુલાઇ સુધીમાં ઉતરે છે.

**એરંડી** : નું વાવેતર મેથી જુલાઇ સુધી કરવામાં આવે છે અને પાક જાન્યુઆરી ફેબ્રુઆરીમાં ઉતરે છે. એક મોડી ઉગતી જાત સપ્ટેમ્બરમાં વાવવામાં આવે છે, તેનો પાક માર્ચ એપ્રિલમાં ઉતરે છે.

**મગફળી** : નું વાવેતર મેથી ઑગસ્ટ સુધીમાં કરવામાં આવે છે અને નવેમ્બરથી જાન્યુઆરી સુધી તેનો પાક ઉતરે છે. મદ્રાસમાં ઉનાળાની એક જાત ઉગાડવામાં આવે છે.

## કઈ ચીજો કયાં ઊગે છે?

**તલ** : બર્મા, સંયુક્તપ્રાંતો, મદ્રાસ, મુંબઇ, સિંધ, મધ્યપ્રાંત, અને વરાડ, બિહાર અને ઓરિસ્સા, બંગાળ, પંજાબ, અજમેર–મેરવાડા, હૈદ્રાબાદ રાજ્ય, વડોદરા તથા કોટા.

**એરંડી** : મદ્રાસ, મુંબઈ, સિંધ, બિહાર અને ઓરિસ્સા, મધ્યપ્રાંત અને વરાડ, સંયુકતપ્રાંત, હૈદ્રાબાદ રાજ્ય, માઇસોર, વડોદરા.

**મગફળી** : મદ્રાસ, મુંબઇ, બર્મા, મધ્યપ્રાંત, વરાડ, હૈદ્રાબાદ.

**કૉફી** : મદ્રાસ, કૂર્ગ, માઇસોર રાજ્ય, ત્રાવણકોર અને કોચીન.

**રબર** : બર્મા, મદ્રાસ, કૂર્ગ, માઇસોર રાજ્ય, ત્રાવણકોર અને કોચીન.

**ચોખા** : બંગાળ, બિહાર અને ઓરિસ્સા, મદ્રાસ, યુક્તપ્રાંતો, મધ્યપ્રાંત અને વરાડ, આસામ, મુંબઈ, સિંધ, દેશી રાજ્યો જેવાં કે હૈદ્રાબાદ, માઇસોર, વડોદરા, રામપુર રાજ્ય વગેરે.

**ઘઉં** : પંજાબ, યુક્તપ્રાંતો, મધ્યપ્રાંત અને વરાડ, મુંબઈ, સિંધ, બિહાર અને ઓરિસ્સા, સરહદપ્રાંત, બંગાળા, દિલ્લી, અજમેર–મેરવાડા, મધ્યહિંદ, ગ્વાલિયર, રજપૂતાના, હૈદ્રાબાદ, વડોદરા અને માઇસોર.

**શેરડી** : યુક્તપ્રાંતો, પંજાબ, બિહાર અને ઓરિસ્સા, બંગાળ, મદ્રાસ, મુંબઇ, સિંધ, સરહદપ્રાંત, આસામ, મધ્યપ્રાંત અને વરાડ, દિલ્લી, હૈદ્રાબાદ, માઇસોર, વડોદરા અને કેટલાંક દેશી રાજ્યો.

**ચા** : આસામ, બંગાળ, બિહાર અને ઓરિસ્સા, યુકતપ્રાંતો, પંજાબ, મદ્રાસ, કૂર્ગ, ત્રિપુરા, ત્રાવણકોર કોચીન અને માઇસોરનાં દેશી રાજ્યો.

**રૂ** : બધા પ્રાંતો.

**શણ** : બંગાળ ( કૂચબિહાર તથા ત્રિપુરાનાં રાજ્યો સહિત ) બિહાર અને ઓરિસ્સા અને આસામ.

**અળસી** : મધ્યપ્રાંત અને વરાડ, યુક્તપ્રાંતો, બિહાર અને ઓરિસ્સા, બંગાળ, મુંબઇ, પંજાબ અને મુંબઈ ઇલાકાનાં દેશી રાજ્યો જેવાં કે હૈદ્રાબાદ, કોટા વગેરે.

**સરસવ અને રાઇ** : સંયુક્તપ્રાંતો, પંજાબ, બંગાળ, બિહાર અને ઓરિસ્સા, આસામ, મુંબઇ, સિંધ સરહદપ્રાંત, મધ્યપ્રાંત અને વરાડ, દિલ્લી, અલ્વર, વડોદરા અને હૈદ્રાબાદનાં દેશી રાજ્યો.

## જમીનના વર્ગ

(૧૯૩૯–૪૦) (એકરમાં)

| | |
|---|---|
| ધંધાને અંગે મપાયેલ ક્ષેત્રફળ | ૫૨૧,૭૦૧,૮૩૫ |
| જંગલો | ૬૮,૧૧૨,૦૯૮ |
| ખેતીને માટે ન મળે તેવી | ૮૯,૩૧૩,૭૭૫ |
| વાવેતર કર્યા વિનાની, ખેડેલી જમીન સિવાયની | |
| બીજી ખેડી શકાય તેવી નકામી | ૯૭,૧૮૮,૩૫૬ |
| વાવેતર કર્યા સિવાયની ચાલુ અણખેડાયેલી જમીન | ૪૭,૩૨૭,૫૦૩ |
| વાવેલી જમીન | ૨૦૯,૯૫૯,૭૪૬ |
| નહેરનું પાણી મળે તેવી જમીન | ૫૪,૯૪૫,૨૩૮ |

## ખેડાયેલી જમીન

| સાલ | અનાજના પાક માટે ખેડાયેલી જમીન (૧૦૦૦ એકર) | તે સિવાયના પાક માટે ખેડાયેલી જમીન (૧૦૦૦ એકર) |
|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૨૧૩,૮૪૮ | ૪૮,૦૬૭ |
| ૧૯૩૧–૩૨ | ૨૧૬,૪૪૪ | ૪૬,૪૫૭ |
| ૧૯૩૨–૩૩ | ૨૧૩,૧૩૧ | ૪૭,૨૬૦ |
| ૧૯૩૩–૩૪ | ૨૧૭,૬૬૫ | ૪૯,૪૯૫ |
| ૧૯૩૪–૩૫ | ૨૧૨,૬૪૪ | ૪૬,૪૭૫ |
| ૧૯૩૫–૩૬ | ૨૧૨,૬૦૮ | ૪૮,૫૪૨ |
| ૧૯૩૬–૩૭ | ૨૧૬,૬૮૯ | ૫૦,૮૪૯ |
| ૧૯૩૭–૩૮ | ૧૯૭,૩૨૨ | ૪૯,૫૪૨ |
| ૧૯૩૮–૩૯ | ૧૯૬,૧૭૧ | ૪૧,૪૧૨ |

## પાકની વાવણીવાળું ચોખ્ખું ક્ષેત્રફળ

| | એકર | | એકર |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૨૨૯,૧૧૫,૨૩૬ | ૧૯૩૫–૩૬ | ૨૦૯,૭૦૮,૫૮૫ |
| ૧૯૩૧–૩૨ | ૨૨૮,૮૩૫,૯૨૪ | ૧૯૩૬–૩૭ | ૨૧૩,૭૨૯,૪૨૮ |
| ૧૯૩૨–૩૩ | ૨૨૮,૦૭૫,૯૬૩ | ૧૯૩૭–૩૮ | ૨૧૩,૪૯૩,૩૯૦ |
| ૧૯૩૩–૩૪ | ૨૩૨,૨૪૫,૯૦૦ | ૧૯૩૮–૩૯ | ૨૦૯,૩૯૯,૯૭૭ |
| ૧૯૩૪–૩૫ | ૨૨૬,૯૮૧,૧૯૪ | ૧૯૩૯–૪૦ | ૨૦૯,૯૫૯,૭૮૬ |

## જમીન મહેસુલ (કર બાદ કરતાં)

| | (૧,૦૦૦ રૂ.) | | (૧,૦૦૦ રૂ.) | | (૧,૦૦૦ રૂ.) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૩૮,૫૨,૮૫ | ૧૯૩૩–૩૪ | ૩૮,૨૮,૭૩ | ૧૯૩૬–૩૭ | ૩૯,૯૧,૬૨ |
| ૧૯૩૧–૩૨ | ૩૭,૯૦,૮૨ | ૧૯૩૪–૩૫ | ૩૮,૨૪,૧૩ | | |
| ૧૯૩૨–૩૩ | ૩૭,૮૬,૫૭ | ૧૯૩૫–૩૬ | ૩૯,૯૪,૫૦ | | |

## હિંદમાં ઢોરોની સંખ્યા (હજારમાં)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૧૫૨,૮૧૨ | ૧૯૩૩–૩૪ | ૧૫૨,૮૬૯ | ૧૯૩૬–૩૭ | ૧૫૮,૫૨૮ |
| ૧૯૩૧–૩૨ | ૧૫૨,૭૦૬ | ૧૯૩૪–૩૫ | ૧૫૯,૮૭૯ | | |
| ૧૯૩૨–૩૩ | ૧૫૨,૭૩૪ | ૧૯૩૫–૩૬ | ૧૫૮,૪૨૭ | | |

## મુખ્ય પાકોનું ઉત્પન્ન

| સાલ | ચોખા (હજાર ટન) | ઘઉં (હજાર ટન) | શેરડી (હજાર ટન) | જવ (હજાર ટન) |
|---|---|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૨૫,૭૦૬ | ૯,૭૨૯ | ૫,૧૪૦ | ...... |
| ૧૯૩૫–૩૬ | ૨૩,૨૧૩ | ૯,૪૩૪ | ૫,૯૩૧ | ...... |
| ૧૯૩૬–૩૭ | ૨૭,૮૨૮ | ૯,૭૫૨ | ૬,૪૭૬ | ...... |
| ૧૯૩૭–૩૮ | ૨૬,૭૩૭ | ૧૦,૭૯૪ | ૫,૩૦૭ | ...... |
| ૧૯૩૮–૩૯ | ૨૨,૬૧૨ | ૯,૯૮૫ | ૩,૧૪૮ | ૧,૮૫૨ |
| ૧૯૩૯–૪૦ | ૨૫,૭૯૪ | ૧૦,૭૮૪ | ૪,૬૬૨ | ...... |
| ૧૯૪૦–૪૧ | ૨૧,૮૪૩ | ૯,૯૬૯ | ૫,૭૨૦ | ...... |
| | અળસી (ટન) | સરસવ (ટન) | તલ (ટન) | જુવાર (ટન) |
| ૧૯૩૪–૩૫ | ૪૨૦,૦૦૦ | ૯૦૦,૦૦૦ | ૩૫૨,૦૦૦ | ...... |
| ૧૯૩૫–૩૬ | ૩૮૮,૦૦૦ | ૯૫૭,૦૦૦ | ૪૧૩,૦૦૦ | ...... |
| ૧૯૩૬–૩૭ | ૪૨૦,૦૦૦ | ૯૬૪,૦૦૦ | ૪૩૯,૦૦૦ | ...... |
| ૧૯૩૭–૩૮ | ૪૫૭,૦૦૦ | ૧,૦૨૧,૦૦૦ | ૪૪૯,૦૦૦ | ...... |
| ૧૯૩૮–૩૯ | ૩૭૮,૦૦૦ | ૯૧૫,૦૦૦ | ૩૨૧,૦૦૦ | ...... |
| ૧૯૩૯–૪૦ | ૪૩૪,૦૦૦ | ૯૧૯,૦૦૦ | ૪૧૧,૦૦૦ | ૪,૧૪૭,૦૦૦ |
| ૧૯૪૦–૪૧ | ૪૬૧,૦૦૦ | ૧,૦૯૭,૦૦૦ | ૪૧૭,૦૦૦ | ...... |

## વાવેતરની વિગત ૧૯૩૯–૪૦

| | એકર | | એકર | | એકર |
|---|---|---|---|---|---|
| ચોખા | ૭૦,૧૦૧,૧૮૩ | બાજરો | ૧૩,૩૬૨,૪૦૬ | બીજું અનાજ તથા કઠોળ | ૨૮,૮૧૬,૭૫૬ |
| ઘઉં | ૨૬,૧૨૮,૪૯૬ | રગી | ૩,૪૦૭,૫૩૧ | | |
| જવ | ૬,૧૦૧,૪૬૨ | મકાઈ | ૫,૭૬૫,૭૪૬ | | |
| જુવાર | ૨૧,૬૭૬,૬૧૭ | ચણા | ૧૧,૬૯૦,૦૭૪ | | |

## કુલ એકર ૧૯૩૯–૪૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| અનાજ તથા કઠોળ | ૧૮૭,૦૫૦,૨૭૦ | તેલીબિયાં | ૧૬,૨૯૩,૯૧૮ | શણ વિગેરે રેસા | ૧૭,૨૩૭,૯૬૧ |

## જંગલો

| સાલ. | ક્ષેત્રફળ ચોરસ માઇલ | અનામત (ચો. મા) | રક્ષિત (ચો. મા) | બીનવર્ગી (ચો. મા) | કુલ ક્ષેત્રફળ ટકા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૧,૧૦૧,૩૫૬ | ૧૦૬,૧૨૨ | ૬,૮૧૨ | ૨૬૬,૦૧૯ | ૨૪· |
| ૧૯૩૬–૩૭ | ૧,૧૦૬,૩૧૦ | ૧૦૫,૬૧૨ | ૬,૩૫૯ | ૨૪૧,૭૪૩ | ૨૧· |
| ૧૯૩૭–૩૮ | ૮૪૯,૨૦૦ | ૭૨,૮૮૬ | ૬,૯૧૬ | ૧૦૩,૬૭૨ | ૧૨· |
| ૧૯૩૮–૩૯ | ૮૨૫,૪૨૪ | ૭૧,૩૩૨ | ૬,૫૩૨ | ૯૪,૪૫૭ | ૧૧· |
| ૧૯૩૯–૪૦ | ૮૫૮,૩૭૫ | ૭૨,૭૯૩ | ૬,૬૯૯ | ૯૮,૭૨૧ | ૧૧· |

## જંગલની પેદાશ

| | સાગ તથા બળતણ (ઘનફૂટ) | બીજું ઉત્પન્ન (રૂ. માં) |
|---|---|---|
| ૧૯૩૬–૩૭ | ૩૬૬,૦૬૭,૦૨૭ | ૧,૦૯,૮૭,૪૬૮ |
| ૧૯૩૭–૩૮ | ૨૭૦,૪૭૮,૯૦૮ | ૧,૧૮,૭૨,૫૨૮ |
| ૧૯૩૮–૩૯ | ૨૯૮,૫૬૧,૦૧૯ | ૧,૨૨,૮૩,૪૧૮ |
| ૧૯૩૯–૪૦ | ૨૯૩,૬૫૫,૯૧૬ | ૧,૨૧,૦૯,૧૦૦ |

## જંગલની મહેસુલ

| | (રૂ. માં) | | (રૂ. માં) | | (રૂ. માં) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૨,૭૩,૫૩,૨૧૬ | ૧૯૩૭–૩૮ | ૨,૨૨,૫૮,૬૦૮ | ૧૯૩૯–૪૦ | ૨,૨૭,૪૪,૨ |
| ૧૯૩૬–૩૭ | ૨,૮૪,૪૮,૮૨૫ | ૧૯૩૮–૩૯ | ૨,૩૧,૩૦,૪૩૫ | | |

## હિંદની સીંચાઇ* (Irrigation)

હિંદની વસ્તીનો નવ દશાંશ ભાગ ખેતીપર આધાર રાખે છે તથા વરસાદ આખા દેશમાં એકસરખ પડતો નથી, અમુક ઋતુમાં જ પડે છે અને કેટલાક ભાગોમાં કોઇ વરસ બિલકુલ પડતો જ નથી વાત ધ્યાનમાં લેતાં હિંદમાં સીંચાઇની અગત્ય સમજી શકાશે. બ્રિટિશ હિંદમાં સીંચાઇવાળી જમી લગભગ ૬ કરોડ એકરની છે તે પૈકી ૪ કરોડ એકરથી વધારે જમીન તો અનાજના પાકની છે.

હિંદમાં સીંચાઇનો ઇતિહાસ કાળજૂનો છે, પણ ત્યારે તે પ્રાથમિક સ્થિતિમાં હોવાનું કબુલ કર જોઇએ. પરંતુ તાજેતરના વર્ષોમાં આ દિશામાં ન માની શકાય તેટલી પ્રગતિ થઇ જગતના વધારે વધારે સીંચાઇવાળા દેશો, જે હિંદની પછી સીંચાઇની યાદીમાં આવે છે તેવા છ દેશોની કુલ સીંચા કરતાં એકલા હિંદની સીંચાઇ વધી જાય છે. આ છ દેશોમાં યુનાઇટેડ સ્ટેટસનો પણ સમાવેશ થાય.

સીંચાઇની વિશાળતાનો બીજો ખ્યાલ, આ કાર્ય માટે દરરોજ વપરાતા પાણીના જથ્થા પર આવી શકશે. તે જથ્થો, ન માની શકાય તેટલો લગભગ ૨૬૦,૦૦૦,૦૦૦,૦૦૦ ગેલનનો છે. આ જથ્થ શિયાળા દરમિયાન ટેમ્સ નદી જેવડી ૧૦૦ નદીના પાણીના પ્રવાહ જેટલો ગણી શકાય. હિંદ મા સીંચાઇના વિસ્તારમાં જ અગ્રણી નથી. તેની સીંચાઇની યોજનાઓ ઘણી રીતે જગતમાં સૌથી મોટી ‘સક્કર બેરેજ’ની યોજના વિષે આપણે ઘણું સાંભળ્યું છે. તે જો સૌથી મોટી યોજના ન હોય તો

* નદીમાંથી નહેર કાઢીને કે એવી બીજી કૃત્રિમ રીતે ખેતીને પાણી પૂરું પાડવું.

માંહેની એક તો જરૂર ગણી શકાય. તેનું ક્ષેત્રફળ પેલસ્ટાઇન કરતાં દોઢું છે. આ યોજના બહુ ખ્યાતિ પામેલ હોઇ તે વિષે આપણે જાણીએ છીએ. પણ આવી તો ઘણી યોજનાઓ છે જે વિસ્તારમાં લગભગ તેના જેવડી જ છે. બીજી સેંકડો નાની યોજનાની વાત તો જવા દઇએ. પંજાબની નીચલી ચીનાબ નહેર, તથા સંયુક્ત પ્રાંતોની સારડા નહેર પણ ખૂબ અગત્યની છે. સારડા નહેર જગતમાં લાંબામાં લાંબી છે અને તેમાં ૪,૦૦૦ મુખ્ય લાઇનો અને શાખાઓનો તથા ૧૭૦૦ માઇલની ગટરનો સમાવેશ થાય છે. તે અયોધ્યા અને રોહિલખંડમાં ૧૫ લાખ એકર જમીનને પાણી આપે છે. નહેર પદ્ધતિઓમાં પણ હિંદ મોખરે છે. મુંબઇ ઇલાકામાં આવેલ ભાતઘરના લોઇડ પુસ્તા (સિંધની લોઇડ બેરેજ પદ્ધતિ સાથે તેને કંઈ સંબંધ નથી)માં ૨ કરોડ ૧૫ લાખ ઘનફૂટના બાંધ કામનો સમાવેશ થાય છે. આ રીતે તે ઇજીપ્તના આસુઆન પુસ્તાથી પણ ચડી જાય છે. જો કે તે આસુઆન પુસ્તા કરતાં ૨૦૦૦ ફૂટ ટૂંકો છે. છતાં લોઇડ પુસ્તો તેનાથી ૭૦ ફૂટ ઊંચો છે. મુંબઈ ઇલાકામાં ભંડારદરા પાસે 'વિલ્સન પુસ્તો' પણ છે, તે ૨૭૦ ફૂટ ઊંચો છે અને જગતના સૌથી ઊંચા પુસ્તામાં તેનું સ્થાન છે. પરંતુ લંબાઇ માટેનું માન તો હૈદ્રાબાદ રાજ્યના નિઝામસાગર પુસ્તાને આપવું જોઇએ અને સંગ્રહણ શકિતનું માન મદ્રાસના મેતૂર બંધને ફાળે જાય છે.

નિઝામસાગર પુસ્તો લગભગ ૧૬,૦૦૦ ફૂટ લાંબો છે, ત્યારે મેતુર બંધની સંગ્રહણ શકિત ૫૪,૭૦૦,૦૦૦ ઘનફૂટની છે. નવીનતા માટે મદ્રાસ ઇલાકામાં આવેલ પેરિયર પુસ્તાનો નિર્દેશ કરવો જોઇએ. આ પુસ્તો પશ્ચિમઘાટમાં ૩,૦૦૦ ફૂટ ઊંચી સાંકડી નેળમાં ઘણી મુશ્કેલીથી બાંધવામાં આવ્યો છે. તેણે નદીનો પ્રવાહ હિંદીમહાસાગરમાંથી બંગાળાના અખાત તરફ પૂર્વમાં ફેરવી નાખ્યો છે. એક માઇલ લાંબી 'ટનલ' બાંધીને આ પ્રવાહ ફેરવામાં આવ્યો છે. આ 'ટનલ'ની લંબાઈ લંડનના પૂલ કરતાં પાંચગણી છે. કાવેરીમાંથી લાવવામાં આવતી નહેર પણ તેટલી જ પ્રસિદ્ધ છે.

રાજ્યના બાંધકામથી વાર્ષિક સીંચાયેલ જમીન આજે ૩૨,૪૩૩,૦૦૦ એકર છે. તે બ્રિટિશ હિંદમાં ખેડાતી જમીનના સાતમા ભાગથી વધારે છે. બ્રિટિશ હિંદમાં સીંચાઇની ૨૪૦ યોજનાઓ છે તેમાં ૬૧ તો મોટી ગણી શકાય તેવી છે. જુદા જુદા પ્રાંતોની સીંચાઇવાળા જમીનના પ્રદેશો નીચે મુજબ છે. (૧૯૩૭–૩૮)

પંજાબ તો વસ્તુતઃ સીંચાઇનો જ પ્રદેશ છે. તેના પછી અગત્યના પ્રદેશો અનુક્રમે સિંધ, મદ્રાસ, સરહદ પ્રાંત, સંયુક્ત પ્રાંતો, બિહાર અને ઓરીસા છે.

| | સીંચાઇવાળી જમીનના એકર | વાવેતર કરવામાં આવેલ કુલ જમીન સાથે સીંચાઇ વાળી જમીનના ટકા |
|---|---|---|
| પંજાબ | ૧૨,૨૯૨,૦૦૦ | ૩૮·૮ |
| મદ્રાસ | ૭,૫૬૫,૦૦૦ | ૨૦·૫ |
| સંયુક્ત પ્રાંતો | ૧૫,૦૦૦,૦૦૦ | ...... |
| સિંધ | ૫,૦૦૦,૦૦૦ | ૮૯·૧ |

**સીંચાઇના પ્રકાર**—હિંદુસ્તાનમાં સીંચાઇ ત્રણ રીતે કરવામાં આવે છે. (૧) કુવાથી (૨) તળાવથી (૩) નહેરથી.

(૧) કુવા–સીંચાઇ માટે કુવાનો ઉપયોગ ખૂબ થાય છે. હિંદની સીંચાઇની જમીનના ૨૦ ટકા કુવાની સીંચાઇના છે. ઘણાખરા કુવા ખાનગી આસામીઓએ કરાવેલા હોય છે. કુવામાંથી જનાવર મારફત, હાથની મહેનતથી કે યાંત્રિક બળથી પાણી કાઢવામાં આવે છે. આ પ્રથા મદ્રાસ, મુંબઇ, સંયુક્ત પ્રાંતો તથા પંજાબમાં પ્રચલિત છે.

(૨) તળાવ—કુવાની પેઠે તળાવ પણ અત્યંત પ્રાચીન કાળથી સીંચાઈ માટે વપરાય છે. મદ્રાસ ઇલાકામાં ચેમ્બ્રમ્બકમ અને કુંબમ જેવા મોટા તળાવોના અવશેષો હજુ છે.

આવાં મોટા તળાવો બનાવવા માટે નદીની આડે બંધ બાંધવામાં આવે છે અને પૂરનું થોડું કે બધું પાણી સંઘરી લેવામાં આવે છે. આ રીતે એક તળાવ બને છે, અને તેમાંથી નહેરો કાઢીને દૂર દૂર સુધી ખેતરોને પાણી પહોંચાડવામાં આવે છે.

(૩) નહેરો–મોટા પ્રમાણમાં સીંચાઇ કરવા માટે નહેરો સૌથી મહત્ત્વનું સાધન છે. નહેરોમાં નદીમાંથી કે કૃત્રિમ જળસંગ્રહમાંથી પાણી આવે છે. ઉત્તર હિંદમાં નહેરોનું પ્રમાણ ઘણું મોટું છે. નદીની નહેરો બે પ્રકારની છે. (૧) પૂરની નહેર તથા (૨) બારમાસી નહેર. અમુક સપાટીથી વધારે નદીમાં પૂર આવે ત્યારે પહેલા પ્રકારની નહેરમાં પાણી આવે છે. બીજા પ્રકારની નહેરોમાં નદીમાંથી પાણી આવે છે. આ નદીઓનો પ્રવાહ બારે માસ ચાલતો હોય છે. નદીના પાણી પાસે બંધ બાંધીને નહેર મારફત પાણીના પ્રવાહને એક બાજુ વાળવામાં આવે છે.

સીંચાઇના સરકારે બે વિભાગો પાડ્યા છે.

(૧) ઉત્પાદક– આ વર્ગની નહેરો બાંધવા માટે તથા તેના વિસ્તાર માટેના પૈસા ઉછીના લેવામાં આવેલ હોય છે અથવા તો દુષ્કાળ વીમા ફંડમાંથી મળેલ ગ્રાન્ટમાંથી વાપરવામાં આવ્યા હોય છે. આ પ્રકારની નહેરો પૂરી બંધાયા પછી દશ વર્ષની અંદર મૂડીનું વ્યાજ તથા ચાલુ ખર્ચ આપી રહે તેવી આશા રાખવામાં આવે છે.

(૨) રક્ષણાત્મક–આ જાતની નહેરો દુષ્કાળ સામે રક્ષણ કરવા માટે બાંધવામાં આવેલી હોય છે અને તેનું ખર્ચ ચાલુ મહેસુલમાંથી અથવા તો દુષ્કાળ વીમા ફંડમાંથી કરવામાં આવે છે.

| | મુખ્ય નહેરો તથા શાખાઓના માઇલ | વહેંચણીના માઇલ | સીંચાઇવાળી જમીન (એકરમાં) | કુલ રોકાયેલ મૂડી (રૂ માં) |
|---|---|---|---|---|
| ૧૯૩૨–૩૩ | ૨૧,૦૧૯ | ૫૬,૧૮૭ | ૨૬,૨૬૭,૯૮૨ | ૧,૪૬,૨૩,૭૫,૫૨૪ |
| ૧૯૩૩–૩૪ | ૨૦,૯૫૦ | ૫૩,૯૭૯ | ૨૬,૦૧૯,૮૬૧ | ૧,૪૮,૭૫,૬૦,૭૯૪ |
| ૧૯૩૪–૩૫ | ૨૧,૦૨૧ | ૫૯,૯૮૯ | ૨૪,૯૭૪,૩૫૩ | ૧,૫૦,૯૭,૭૩,૦૬૦ |
| ૧૯૩૫–૩૬ | ૧૯,૭૭૦ | ૫૩,૭૯૮ | ૨૪,૫૪૨,૨૧૯ | ૧,૪૬,૨૨,૦૪,૦૬૭ |
| ૧૯૩૬–૩૭ | ૧૯,૬૩૮ | ૫૩,૮૭૫ | ૨૫,૫૭૦,૯૩૮ | ૧,૪૭,૦૫,૭૮,૫૯૮ |
| ૧૯૩૭–૩૮ | ૨૦,૧૨૧ | ૫૪,૩૩૪ | ૨૭,૩૨૫,૦૮૯ | ૧,૫૦,૨૭,૭૮,૧૦૯ |
| ૧૯૩૮–૩૯ | ૧૯,૯૭૬ | ૫૪,૩૬૫ | ૨૭,૫૯૩,૩૭૯ | ૧,૫૨,૭૯,૭૬,૯૪૬ |
| ૧૯૩૯–૪૦ | ૧૯,૭૯૯ | ૫૫,૧૧૨ | ૨૮,૨૯૨,૯૩૮ | ૧,૫૩,૮૯,૪૨,૪૩૩ |

## સીંચાઇના બાંધકામો આવક

| | ચોખ્ખી આવક રૂા. | મૂડી પર ચોખ્ખી આવક ટકા– |
|---|---|---|
| ૧૯૩૩–૩૪ | ૮,૨૪,૮૧,૫૭૫ | ૫·૫૪ |
| ૧૯૩૪–૩૫ | ૭,૪૨,૦૩,૨૨૩ | ૪·૯૧ |
| ૧૯૩૫–૩૬ | ૮,૪૪,૭૮,૧૭૮ | ૫·૭૮ |
| ૧૯૩૬–૩૭ | ૯,૦૮,૫૮,૦૩૭ | ૬·૧૮ |
| ૧૯૩૭–૩૮ | ૮,૮૯,૬૫,૨૭૦ | ૫·૯૨ |
| ૧૯૩૮–૩૯ | ૯,૦૦,૧૪,૫૨૨ | ૫·૮૯ |
| ૧૯૩૯–૪૦ | ૧૦,૦૩,૪૮,૬૫૬ | ૬·૫૨ |

## નહેરો

મોટે ભાગે નહેરો ઉત્તર હિંદમાં આવેલી છે. નીચેની હિંદની મુખ્ય નહેરો છે.

### પંજાબ

૧ પશ્ચિમ જમના નહેર–રોહતક અને હિસાર પરગણાને તથા પતિયાળા તથા ઝીંદ રાજ્યોને પાણી પૂરું પાડે છે.

૨ સરહિંદ નહેર– સતલજ નદીમાંથી પાણી લઇને લુધિયાણા, ફિરોઝપુર, હિસાર તથા નભાને પાણી પૂરું પાડે છે.

૩ ઉપલી બારીદોઆબ નહેર– રાવી નદીમાંથી પાણી લઇને ગુરદાસપુર, અમૃતસર તથા લાહોરને પાણી પુરું પાડે છે.

૪ નીચલી ચીનાબ નહેર– હિંદની મોટામાં નહેર છે અને ચીનાબમાંથી પાણી લઇ લાયલપુરને પુરું પાડે છે.

૫ નીચલી જેલમ નહેર– પંજાબના વાયવ્ય ખૂણાના પ્રદેશોને પાણી પુરું પાડે છે.

૬ ઉપલી ચીનાબ– નીચલી બારીદોઆબ નહેર

### સંયુક્ત પ્રાંતો

૧ ઉપલી ગંગા નહેર–તે આગ્રા નહેર તથા નીચલી ગંગા નહેરને પાણી પુરું પાડે છે. સંયુક્ત પ્રાંતોમાં ખૂબ મહત્ત્વની નહેર છે.

૨ આગ્રા નહેર.

૩ નીચલી ગંગા નહેર.

૪ સારડા નહેર–રોહિલ ખંડ અને ઔંધના પશ્ચિમ ભાગને પાણી પુરું પાડે છે.

૫ પૂર્વ જમના નહેર–પ્રાંતના ઇશાન ખૂણાના પ્રદેશને પાણી પુરું પાડે છે.

પ્રખ્યાત નહેરો નીચે મુજબ છે.

મદ્રાસ–કાવેરી મેતુર યોજના, ગોદાવરી ડેલ્ટા સીસ્ટમ, કૃષ્ણા ડેલ્ટા સીસ્ટમ, કાવેરી ડેલ્ટાસીસ્ટમ, પેનાર નદીની નહેર, પેરિયાર સીસ્ટમ, ચિકાકોલ માઇનોર રિવર સીસ્ટમ, લોઅર કોલેરૂન એનશન્ટ સીસ્ટમ.

### સિંધ

રણુ નહેર, ફુલેલી નહેર, પિન્યારી નહેર, લોઇડ બેરેજ વિગેરે.

## હિંદની જળશક્તિ

વીજળી શક્તિની ખીલવણીમાં હિંદ અગ્રગણ્ય દેશોની હરોળમાં આવે તેમ લાગે છે અને તે દિશામાં ખૂબ પ્રગતિ થઇ છે. તાતા એન્ડ સન્સની હિંદી પેઢીએ ત્રણ મોટી યોજનાઓ કરી તેનો વિકાસ કર્યો છે. આ યોજનાઓની સામાન્ય શક્તિ ૨૪૬,૦૦૦ અશ્વબળની છે અને તેને અંગે મુંબઇ શહેર, થાણા, કલ્યાણ અને બૃહદ્ પૂનાને વીજળી શક્તિ મળે છે. મહિસુર, કાશ્મીર, મદ્રાસ, સંયુક્તપ્રાંતો અને પંજાબમાં પણ યોજનાઓ કરવામાં આવી છે.

## મુંબઈ

મુંબઇ ઇલાકાના પશ્ચિમ ઘાટોમાં લોનાવલા, નીલમુલા અને આંધ્રની ખીણુ ખાતે ત્રણુ મોટાં વીજળી શકિત પૂરી પાડનારાં કારખાના છે.

લોનાવલાનું કારખાનું ભોરઘાટ ખાતે આવેલું છે. ત્યાં ત્રણુ સરોવરોમાં પાણી ભેગું થાય છે. ત્યાંથી પાઇપ મારફતે નહેર વાટે વીજળી શક્તિ ઉત્પન્ન કરવા માટે લઇ જવામાં આવે છે.

આંધ્રવેલી પાવર કું. આંધ્ર નદી પર આવેલ છે. ત્યાં નદી ઉપર બંધ બાંધીને જળાશય કરવામાં આવ્યું છે. મુંબઇના અગ્નિ ખુણામાં નીલામુલા નદી પર વીજળીની એક મહાન યોજના કરવામાં આવી છે. આ યોજના ૧૯૨૭ માં કરવામાં આવી છે. આ ત્રણે યોજનાથી મુંબઇ, થાણા, કલ્યાણુ તથા પૂનાને વીજળી મળે છે.

## મદ્રાસ

૧ મહિસુરની કાવેરી નદી પરની વીજળીની યોજના કોલરની સોનાની ખાણોને તથા બેંગલોર તથા બીજા શહેરોને વીજળી પુરી પાડે છે. કોલરની સોનાની ખાણોથી ૯૦ માઇલ દૂર શિવસુંદરમ પર વીજળી ઘર આવેલું છે.

૨ પાઇકેરા હાઇડ્રો-ઇલેકટ્રિક યોજના—નીલગિરિમાં પાઇકેરા નદી પરનું આ વીજળી ઘર કોઇમ્બતુર, ઇરોડ, નેગાપટમ તથા મદુરાને વીજળી પૂરી પાડે છે.

૩ મેતુર હાઇડ્રો-ઇલેકટ્રિક યોજના- મેતુર પુસ્તાની નીચે બાંધેલ આ વીજળીક ઘર સાલેમ, ત્રિચિનોપલિ, તાંજોર, ઉત્તર આર્કોટ તથા ચિત્તોડને વીજળી પૂરી પાડે છે. જગતના મોટા વીજળી ઘરમાં તે ગણાય છે.

૪ થંબરૂ પાણી નદીની યોજના—તિનવેલી પરગણામાં પાપનાશમની નજીક પશ્ચિમ ઘાટમાં આ વીજળી ઘર બંધાય છે. બાંધવાનું કામ પૂરું થતાં તિનવેલી, મદુરા, તેંકાસી અને કોઇલપટ્ટીને વીજળી મળશે.

## કાશ્મીર

શ્રીનગરથી ત્રીસ માઇલ દૂર વરામુલ્લામાં બંધાયેલ આ વીજળી ઘર શ્રીનગરને વીજળી પૂરી પાડે છે.

## પંજાબ

ઉહલ નદીની યોજના, નોથ વેસ્ટર્ન રેલ્વેને અમૃતસર, લાહોર તથા લુધિયાણા જેવા શહેરોને વીજળી પૂરી પાડે છે.

## સંયુક્ત પ્રાંતો

ગંગા નદીના ઉપલા વિસ્તારમાં યુ. પી. હાઇડ્રો ઇલેકટ્રિક વર્કસ ખોલવામાં આવેલ છે. તે ખેતીવાડી તથા ઉદ્યોગોને વીજળીક બળ પૂરું પાડે છે.

## સોનાની સરેરાશ કિંમત

### તોલાની કિંમત

| સાલ | રૂ. આ. પા. | સાલ | રૂ. આ. પા. | સાલ | રૂ. આ. પા. |
|---|---|---|---|---|---|
| ૧૯૩૧-૩૨ | ૨૪-૧૨—૦ | ૧૯૩૫-૩૬ | ૩૫—૪—૦ | ૧૯૩૯-૪૦ | ૩૯-૧૪—૭ |
| ૧૯૩૨-૩૩ | ૨૯--૪—૬ | ૧૯૩૬-૩૭ | ૩૪—૬—૩ | ૧૯૪૦-૪૧ | ૪૨—૭-૧૧ |
| ૧૯૩૩-૩૪ | ૩૧-૧૨—૩ | ૧૯૩૭-૩૮ | ૩૫—૨—૯ | ૧૯૪૧-૪૨ | ૪૪-૧૦-૧૦ |
| ૧૯૩૪-૩૫ | ૩૪-૧૧—૬ | ૧૯૩૮-૩૯ | ૩૭-૧૦—૬ | | |

## હિંદમાંથી સોનાની આયાત-નિકાસ

(સિક્કા સહિત)

| સાલ | (આયાત રૂ. માં) | નિકાસ (રૂ. માં) |
|---|---|---|
| ૧૯૨૫-૨૬ | ૩૫,૨૨,૯૯,૩૬૩ | ૩૭,૫૩,૫૬૪ |
| ૧૯૨૬-૨૭ | ૧૯,૫૦,૧૨,૦૦૨ | ૧૦,૦૬,૫૫૪ |
| ૧૯૨૭-૨૮ | ૧૮,૧૩,૪૪,૦૬૨ | ૩,૪૪,૦૩૯ |
| ૧૯૨૮-૨૯ | ૨૧,૨૧,૮૯,૬૯૨ | ૨,૦૨,૭૧૪ |
| ૧૯૨૯-૩૦ | ૧૪,૨૩,૧૧,૪૭૭ | ૧,૦૩,૦૮૧ |
| ૧૯૩૦-૩૧ | ૧૩,૨૪,૫૨,૪૫૩ | ૪૯,૩૪,૩૮૮ |
| ૧૯૩૧-૩૨ | ૨,૭૯,૯૫,૩૬૪ | ૬૦,૭૭,૨૩,૨૦૬ |
| ૧૯૩૨-૩૩ | ૧,૩૧,૮૧,૩૯૧ | ૬૬,૮૪,૦૯,૩૪૭ |
| ૧૯૩૩-૩૪ | ૧,૦૯,૯૪,૨૮૫ | ૫૮,૧૫,૩૦,૨૪૬ |
| ૧૯૩૪-૩૫ | ૭૧,૯૩,૧૦૧ | ૫૩,૨૫,૬૭,૭૦૮ |
| ૧૯૩૫-૩૬ | ૯૪,૯૫,૪૧૦ | ૩૮,૩૦,૫૫,૩૬૫ |
| ૧૯૩૬-૩૭ | ૧,૬૦,૮૮,૧૧૯ | ૨૯,૪૫,૪૯,૨૪૮ |
| ૧૯૩૭-૩૮ | ૧,૫૬,૮૪,૧૬૧ | ૧૭,૯૦,૦૨,૨૯૦ |
| ૧૯૩૮-૩૯ | ૭૨,૬૩,૪૨૮ | ૧૩,૭૯,૬૫,૪૯૬ |
| ૧૯૩૯-૪૦ | ૭૨,૨૪,૧૯૯ | ૩૭,૨૮,૪૬,૨૪૫ |

## ચાંદીની આયાત નિકાસ

| | આયાત (રૂપિયામાં) | નિકાસ (રૂપિયામાં) |
|---|---|---|
| ૧૯૨૬-૨૭ | ૨૧,૭૬,૩૪,૦૦૦ | ૧,૮૯,૫૪,૦૦૦ |
| ૧૯૨૭-૨૮ | ૧૬,૪૭,૩૪,૦૦૦ | ૨,૬૩,૬૯,૦૦૦ |
| ૧૯૨૮-૨૯ | ૧૫,૫૨,૧૮,૦૦૦ | ૬,૧૫,૧૧,૦૦૦ |
| ૧૯૨૯-૩૦ | ૧૫,૫૨,૧૮,૦૦૦ | ૪,૭૯,૭૯,૦૦૦ |
| ૧૯૩૦-૩૧ | ૧૩,૪૬,૬૩,૦૦૦ | ૩,૩૮,૭૦,૦૦૦ |
| ૧૯૩૧-૩૨ | ૪,૪૨,૬૪,૦૦૦ | ૪,૮૪,૮૧,૦૦૦ |
| ૧૯૩૩-૩ ૨ | ૧,૬૨,૯૫,૦૦૦ | ૩,૬૪,૨૬,૦૦૦ |
| ૧૯૩૩-૩૪ | ૮૧,૭૩,૦૦૦ | ૭,૧૭,૪૪,૦૦૦ |
| ૧૯૩૪-૩૫ | ૪,૪૫,૧૦,૦૦૦ | ૯,૮૫,૭૫,૦૦૦ |
| ૧૯૩૫-૩૬ | ૬,૪૬,૭૫,૦૦૦ | ૭,૦૩,૧૦,૦૦૦ |
| ૧૯૩૬-૩૭ | ૧૩,૮૭,૬૪,૦૦૦ | ૨૮,૪૭,૦૦૦ |
| ૧૯૩૭-૩૮ | ૩,૧૨,૪૭,૦૦૦ | ૧,૫૫,૧૯,૦૦૦ |
| ૧૯૩૮-૩૯ | ૨,૪૬,૪૫,૦૦૦ | ૭૭,૯૨,૦૦૦ |
| ૧૯૩૯-૪૦ | ૫,૨૩,૫૧,૦૦૦ | ૪,૩૭,૯૨,૦૦૦ |

## ચાંદીની ઊંચામાં ઊંચી કીંમત (૧૦૦ તોલાની)

| | રૂ. આ. | | રૂ. આ. | | રૂ. આ |
|---|---|---|---|---|---|
| ૧૯૩૯-૪૦ | ૬૬- ૪ | ૧૯૪૦-૪૧ | ૬૪-૧૩ | ૧૯૪૧-૪૨ | ૯૬- |

## કરનો બોજો

| સાલ | રૂપિયા | ૧૯૩૧ની વસ્તીગણતરી પ્રમાણે બ્રિટિશ હિંદમાં માથા દીઠ કર<br>રૂ. આ. પા. |
|---|---|---|
| ૧૯૨૬–૨૭ | ૧,૩૮,૭૧,૧૨,૯૧૬ | ૫—૪–૧૧ |
| ૧૯૨૭–૨૮ | ૧,૪૦,૧૭,૬૨,૪૪૦ | ૫—૫—૦ |
| ૧૯૨૮–૨૯ | ૧,૪૧,૫૨,૩૭,૮૪૨ | ૫—૫—૦ |
| ૧૯૨૯–૩૦ | ૧,૪૩,૭૮,૬૪,૪૬૬ | ૫—૫—૬ |
| ૧૯૩૦–૩૧ | ૧,૩૦,૦૧,૦૭,૬૬૮ | ૪–૧૨—૭ |
| ૧૯૩૧–૩૨ | ૧,૩૩,૦૦,૧૯,૪૨૫ | ૪–૧૩—૭ |
| ૧૯૩૨–૩૩ | ૧,૩૯,૨૩,૪૩,૧૮૪ | ૫—૦—૬ |
| ૧૯૩૩–૩૪ | ૧,૩૦,૭૯,૦૭,૮૩૯ | ૪–૧૦–૧૦ |
| ૧૯૩૪–૩૫ | ૧,૩૮,૦૮,૮૩,૦૩૨ | ૪–૧૩—૩ |
| ૧૯૩૫–૩૬ | ૧,૩૯,૩૬,૫૪,૦૧૨ | ૪–૧૪—૩ |
| ૧૯૩૬–૩૭ | ૧,૩૭,૩૩,૧૦,૩૦૪ | ૪–૧૨—૫ |
| ૧૯૩૭–૩૮ | ૧,૩૧,૯૨,૯૮,૪૬૨ | ૪–૧૨–૧૧ |
| ૧૯૩૮–૩૯ | ૧,૨૯,૬૦,૮૫,૯૭૯ | ૪–૧૦–૧૦ |
| ૧૯૩૯–૪૦ | ૧,૪૦,૧૪,૦૧,૪૨૨ | ૫—૦—૨ |

## હિંદમાં કોલસાનો વેપાર

રાણીગંજની ખાણોમાં કોલસો હોવાનું તો ૧૭૭૪માં જણાયું હતું અને ૧૭૭૭માં ખાણોમાંથી કોલસો કાઢવામાં પણ આવ્યો હતો, પરંતુ ૧૮૧૪ પહેલાં ખાણ ખોદવાનું કામ નિયમિત રીતે શરૂ થયું ન હોતું. હિંદના કેટલાક ભાગોમાં ખાણોનું અસ્તિત્વ હોવાનું તો છેક ઓગણીસમી સદીની છેલ્લી વીશીમાં જણાયું હતું.

આ સમય પછી કોલસાની ખાણના ઉદ્યોગની ઝપાટાભર પ્રગતિ થઇ અને વીસમી સદીની શરૂઆતમાં તો પ્રગતિની કૂચ એટલી આગળ વધી ગઈ કે, વધારે ઉત્પન્નને અંગે ૧૯૩૦ પછી આ ઉદ્યોગને કટોકટીનો સામનો કરવો પડયો. પરિણામે કોલસાની કેટલીક નાની ખાણો બંધ પડી અને કંઇકઃઅંશે ઉત્પન્ન ઓછું થયું પરંતુ માગણીના પ્રમાણમાં જથ્થાને સરખો કરવા જેટલો આ કાપ નહોતો. પરિણામે કોલસાની કીંમતમાં ઘટાડો થવા લાગ્યો. આ ઘટાડો બહુ ઝડપી હતો અને ૧૯૩૬માં એક ટન કોલસાની કીંમત, ખાણના દરવાજે રૂા. ૨–૧૨–૦ પહોંચી. આવો નીચો ભાવ કદી થયો નહોતો.

આ સમયે ઉત્પન્નના પ્રમાણમાં માગ થઇ. ૧૯૨૬–૩૦ના પાંચ વર્ષો સાથે સરખાવતાં ૧૯૩૧–૩૫ના પાંચ વર્ષોમાં લગભગ એક લાખ ટનનો ઘટાડો થયો. ૧૯૩૬નું ઉત્પાદન પણ નીચી કક્ષાએ હતું. ઉપરાંત ૧૯૩૭–૩૮માં હિંદની ઔદ્યોગિક પ્રવૃત્તિ, ૧૯૩૨–૩૩થી શરૂ કરીને કોઇ પણ વર્ષ કરતાં વધારે હતી. આ બધા સંજોગોને પરિણામે ઝરિયા અને દેશરઘર કોલસાની કીંમત, ૧૯૩૭ની શરૂઆતથી કલકત્તામાં વધવા લાગી. તે ૧૯૩૮ના પહેલા ત્રણ માસ સુધી ચાલી. ફરી પાછી મંદી આવી. પરિણામે ૧૯૩૭ અને ૧૯૩૮નું ઉત્પાદન અનુક્રમે ૨૫૦ લાખ તથા ૨૮૦ લાખ ટન હતું. જે એક રેકર્ડ સમાન હતું. આમ કીંમત ઘટતી જતી હતી અને ઉત્પાદન વધતું જતું હોવાથી પરિસ્થિતિ ખરાબ બની. જો કે ૧૯૩૯ની

શરૂઆતમાં ઝરિયાના પહેલા નંબરના કોલસાની કીંમત ટનના રૂા. ૩–૬–૦ સ્થિર થઇ, જે ત્યારબાદ ચાલુ રહી છે. આમ છતાં ૧૯૩૯માં ઉદ્યોગ ફરીથી મુશ્કેલીમાં આવી પડયો. ૧૯૩૯ના માર્ચથી માગણી ઘટવા લાગી અને ૧૯૩૯ના જુલાઇમાં તો માલનો ઢગ થઇ પડયો. પરંતુ ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં યુરોપમાં યુદ્ધ જામતાં પરિસ્થિતિ હળવી બની. ત્યારબાદ હિંદમાં ખૂબ ઔદ્યોગિક પ્રવૃત્તિ ચાલી અને કોલસાની માગણીમાં સતત વધારો થયા કર્યો.

૧૯૩૮–૩૯ માં હિંદમાં ઉપયોગ માટેની કોલસાની માગણી ૧૯૪૦ માં ચાલુ રહી. તે વર્ષમાં ઉત્પન્ન લગભગ ૨૯૦ લાખ ટન હતું અને ઉપાડ લગભગ ૨૬૫ લાખ ટનનો હતો. એટલે ૧૯૪૦ માં કોલસાના ઉદ્યોગના વેપારની સ્થિતિને સંતોષકારક ગણી શકાય.

૧૯૪૦ ની શરૂઆતમાં બધાની સંમતિથી, યુદ્ધને અંગે ખાણનાં સાધનોની કીંમતમાં થયેલ વધારાને લઇ એક ટનની કીંમત ચાર આના વધારવામાં આવી. પરંતુ સાધનોની કીંમત તો વધ્યે જ ગઇ છે અને તેથી દર ટને ચાર આના કરતાં ઘણું વધારે ખર્ચ વધ્યું છે. આમ વધતી કીંમત છતાં ૧૯૪૧ ના વર્ષ દરમિયાન કીંમતમાં કંઇ વધારો કરવાનું શકય બન્યું નથી.

૧૯૪૦ ના નવેંબર સુધી તો કોલસાની માગ જારી રહી હતી. સ્ટીમરો દ્વારા ૨,૪૦૮,૦૦૦ ટન કોલસો ચડયો હતો. નવેંબરની શરૂઆતમાં સ્ટીમરોની અછતને અંગે જાહેર માગમાં ઘટાડો થયો. ડબાની તંગીને અંગે ખાણમાં માલનો ગંજ ખડકાઇ જતાં સ્થિતિ વિષમ બની છે.

આવી પરિસ્થિતિમાં કોલસાના વેપારમાં થતા પ્રત્યાઘાતો હમેશાં આકરા હોય છે, અને સર્વત્ર વેપારની સારી સ્થિતિ હોવા છતાં, અત્યારે ચાલતા ભાવો નામના ગણી શકાય. ઊંચા ભાવે ગયા વર્ષની માંગ જોતાં બીજી કોઇ પણ વસ્તુના ભાવ ચોક્કસ પણે ઊંચા ગયા હોત. પણ હિંદમાં કોલસાના ભાવમાં સામાન્ય વધારો ન થયો એટલું જ નહિ પણ ઉલટું ૧૯૪૦ ની આખરે તો વેચાણ કરવાવાળાની સંખ્યા મોટી હતી તે બતાવતું હતું કે ભાવો હજુ નીચા જશે. ૧૯૪૦ ના નવેંબરથી માલનો ગંજ ખડકાઇ જતાં આ વલણ સામાન્ય હતું. વધતી જતી ઔદ્યોગિક પ્રવૃત્તિને અંગે માલનો ઉઠાવ ટૂંક વખત સુધી સારો થશે તેમ માનવું વાજબી છે, છતાં ખાણના માલિકો વચ્ચે કંઈ સમજુતી ન થાય તો આ ઉદ્યોગનું ભવિષ્ય, ૧૯૪૦.ની ઉંચા ભાવની પરિસ્થિતિ છતાં, ભૂતકાળ કરતાં સારું હોવાનો સંભવ નથી. જ્યારે યુદ્ધને અંગેની માગણી ઓછી થશે ત્યારે દર વર્ષે ૨૯૦ લાખ ટનના ઉત્પન્નવાળા ધંધાની સ્થિતિ ગંભીર થશે તે કહેવાની જરૂર નથી. માત્ર એક જ રસ્તો છે. અને તે એ કે મધ્યસ્થ બજારની સંસ્થાની સ્થાપના કરવી. આ સંસ્થા માત્ર ભાવો પર અંકુશ મુકશે એટલું જ નહિ પણ માગણીના પ્રમાણમાં ઉત્પન્નને પણ નિયંત્રિત કરશે.

કોલસાના વેપારમાં મંદી આવવાનું બીજું કારણ એ છે કે, રેલવેના નૂરમાં નવેંબરથી માર્ચ સુધી ૫ ટકાનો વધારો કરવામાં આવ્યો છે અને રેલવે બોર્ડ દર વર્ષે આ વધારો તે સમય દરમિયાન ચાલુ રાખવા માગે છે.

ઉદ્યોગને નડતી ત્રીજી અડચણ ખાણમાંથી ઔદ્યોગિક કેંદ્રોએ કોલસો લઇ જવા માટે ડબાની તંગીની છે.

ઔદ્યોગિક ખાતામાં કોલસાનો જથ્થો અત્યંત ઓછો હોવાથી ૧૯૪૧માં બંગાળની ચેમ્બર ઑફ કૉમર્સે, મોટા ઉદ્યોગસ્થાનોમાં કોલસાના જથ્થાની સરકારને નોંધ મોકલી. ગંભીર પરિસ્થિતિ જોતાં હિંદી સરકારે એવો નિર્ણય કર્યો કે યુદ્ધના કાર્યમાં રોકાયેલ ઔદ્યોગિક સંસ્થાઓ, જેની પાસે કોલસાનો જથ્થો વીસ દિવસ ચાલે તેથી ઓછો હોય તેને વીસ દિવસ પુરતો જથ્થો કરવાને 'સરકારી જરૂરિયાત' ગણીને કામચલાઉ પસંદગી આપવામાં આવશે.

૧૯૪૦ના વર્ષ દરમિયાન બંગાળાની ખાણોમાં તો કોઇ જાતનું તોફાન થયું નહોતું, પણ ઝરિયામાં ગંભીર પ્રકારનું તોફાન થયું હતું. ઝરિયાની કોલસાની ખાણોમાં કામ કરતા મજુરોના ગુજરાનના સાધનની કીંમત વિષે તથા યુદ્ધને અંગે થયેલ મોંઘવારી તથા પગાર વધારા વિષે તપાસ કરીને રિપોર્ટ કરવા હિંદી સરકારે નીમેલા ખાસ અધિકારીએ એવો મત પ્રદર્શિત કર્યો કે, કોલસાની ખાણના માલિકોએ કરી આપેલ દશ ટકાનો વધારો, ગુજરાનના સાધનોના વધતા જતા ભાવો માટે પુરતો હતો.

કોલસો કાપવાના યંત્રોની સંખ્યા ૧૯૩૮માં ૨૦૩ હતી, અને બધા યંત્રો વીજળીની મદદથી ચાલતા હતા. કોલસાની ખાણમાં અકસ્માતથી થયેલ મૃત્યુની સંખ્યા ૧૯૩૯માં ૨૭૯ હતી. દર હજાર મજુરોએ મૃત્યુનું પ્રમાણ ૧.૨૨ ટકા હતું.

હિંદમાં કોલસાની ખાણના મથકોનાં નામ નીચે આપવામાં આવેલ છે.

ગોંડવાના કોલસાની ખાણો–બોકારો, ગિરિદહ, જૈન્ટિ, ઝરિયા, કરણપુરા, રાજમહાલ હિલ્સ, રામપુર (રાયગઢ–હિંગિર) રાણીગંજ, ડાલ્ટનગંજ, સોહાગપુર (રેવાહ) ઉમરિયા (રેવાહ) બલ્લારપુર (ચાંદા) પેંચવેલી, શાહપુર (બેતુલ), યવતમાલ, તાલ્ચેર સ્ટેટ, કોરિયા સ્ટેટ, રાયગઢ સ્ટેટ, કોઠાગુદિયમ, સાસ્તી, સિંગરેણી અને તાંદુર.

## કોલસાની જોઈન્ટસ્ટોક કંપનીઓ

| સાલ | કોલસાની ખાણોની સંખ્યા | વસૂલ થયેલ મૂડી (લાખ રૂપિયામાં) |
|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૨૧૯ | ૧૦,૯૬ |
| ૧૯૩૧–૩૨ | ૨૧૭ | ૧૦,૮૦ |
| ૧૯૩૨–૩૩ | ૨૧૨ | ૧૦,૮૦ |
| ૧૯૩૩–૩૪ | ૨૧૨ | ૧૦,૬૮ |
| ૧૯૩૪–૩૫ | ૨૧૪ | ૧૦,૧૯ |
| ૧૯૩૫–૩૬ | ૨૧૭ | ૧૦,૪૫ |
| ૧૯૩૬–૩૭ | ૨૦૨ | ૯,૯૫ |
| ૧૯૩૭–૩૮ | ૨૦૩ | ૯,૯૪ |
| ૧૯૩૮–૩૯ | ૨૦૬ | ૧૦,૦૦ |
| ૧૯૩૯–૪૦ | ૨૦૬ | ૯,૯૪ |

## હિંદમાં કોલસાનું ઉત્પન્ન

| વર્ષ | ટન | કીંમત (રૂપિયા) |
|---|---|---|
| ૧૯૨૪ | ૨૧,૧૭૪,૨૮૪ | ૧૪,૯૬,૫૩,૪૧૯ |
| ૧૯૨૫ | ૨૦,૯૦૪,૩૭૭ | ૧૨,૬૪,૦૦ ૯૦૮ |
| ૧૯૨૬ | ૨૦,૯૯૯,૧૬૭ | ૧૦,૧૪,૯૯,૬૩૪ |
| ૧૯૨૭ | ૨૨,૦૮૨,૩૩૬ | ૯,૪૮,૭૦,૦૧૩ |
| ૧૯૨૮ | ૨૨,૫૪૨,૮૭૨ | ૮,૮૪,૯૫,૦૨૭ |
| ૧૯૨૯ | ૨૩,૪૧૮,૭૩૪ | ૮,૯૩,૫૯,૧૨૪ |
| ૧૯૩૦ | ૨૩,૮૦૩,૦૪૮ | ૯,૨૬,૨૫,૩૨૩ |

| વર્ષ | ટન | કીંમત (રૂપિયા) |
|---|---|---|
| ૧૯૩૧ | ૨૧,૭૧૬,૪૩૫ | ૮,૨૬,૯૮,૩૬૪ |
| ૧૯૩૨ | ૨૦,૧૫૩,૩૮૭ | ૬,૮૦,૯૬,૬૦૪ |
| ૧૯૩૩ | ૧૯,૭૮૯,૧૬૩ | ૬,૧૧,૮૬,૦૮૩ |
| ૧૯૩૪ | ૨૨,૦૫૭,૪૪૭ | ૬,૩૦,૬૦,૯૫૧ |
| ૧૯૩૫ | ૨૩,૦૧૬,૬૯૫ | ૬,૫૨,૨૦,૮૪૦ |
| ૧૯૩૬ | ૨૨,૬૧૦,૮૨૧ | ૬,૨૪,૯૮,૪૦૪ |
| ૧૯૩૭ | ૨૫,૦૩૬,૩૮૬ | ૭,૮૧,૦૨,૪૩૯ |
| ૧૯૩૮ | ૨૮,૩૪૨,૯૦૬ | ૧૦,૬૪,૨૪,૦૦૦ |
| ૧૯૩૯ | ૨૭,૭૬૮,૭૬૧ | ૯,૮૭,૨૪,૦૦૦ |

## માથાંદીઠ કોલસાની વાર્ષિક વપરાશ (ટનમાં)

| | | | | | |
|---|---|---|---|---|---|
| હિંદુસ્તાન | (૧૯૩૮) | ·૦૭ | બેલ્જિયમ | (૧૯૩૭) | ૩·૯૮ |
| ગ્રેટબ્રિટન | (૧૯૩૮) | ૩·૮૦ | ફ્રાન્સ | (૧૯૩૭) | ૧·૭૪ |
| જર્મની | (૧૯૩૭) | ૧·૮૭ | યુનાઇટેડ સ્ટેટ્સ અમેરિકા | (૧૯૩૭) | ૩·૩૧ |

## હિંદમાં કોલસાની સરેરાશ કીંમત

| | ટન દીઠ રૂ. આ. | | ટન દીઠ રૂ. આ. | | ટન દીઠ રૂ. આ. |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦ | ૩–૧૪ | ૧૯૩૪ | ૨–૧૪ | ૧૯૩૮ | ૩–૧૨ |
| ૧૯૩૧ | ૩–૧૩ | ૧૯૩૫ | ૨–૧૩ | ૧૯૩૯ | ૩—૯ |
| ૧૯૩૨ | ૩—૬ | ૧૯૩૬ | ૨–૧૨ | | |
| ૧૯૩૩ | ૩—૨ | ૧૯૩૭ | ૩—૨ | | |

### કોલસાની ખાણોમાં કામ કરતા મજુરોની દૈનિક સરેરાશ સંખ્યા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦ | ૧૮૪,૩૭૦ | ૧૯૩૪ | ૧૬૯,૩૫૪ | ૧૯૩૮ | ૨૨૬,૮૮૭ |
| ૧૯૩૧ | ૧૭૩,૧૭૫ | ૧૯૩૫ | ૧૭૯,૧૫૨ | ૧૯૩૯ | ૨૨૯,૧૦૦ |
| ૧૯૩૨ | ૧૬૫,૫૬૭ | ૧૯૩૬ | ૧૮૧,૬૮૭ | | |
| ૧૯૩૩ | ૧૬૩,૧૭૩ | ૧૯૩૭ | ૧૯૪,૭૦૫ | | |

## માથાદીઠ વપરાશ

| | ટનમાં | | ટનમાં | | ટનમાં |
|---|---|---|---|---|---|
| ૧૯૩૪ | ૦·૬ | ૧૯૩૬ | ૦·૬ | ૧૯૩૮ | ૦·૭ |
| ૧૯૩૫ | ૦·૬ | ૧૯૩૭ | ૦·૭ | ૧૯૩૯ | ૦·૭ |

## કોલસાની નિકાસ

| | (હજાર ટનમાં) | | (હજાર ટનમાં) |
|---|---|---|---|
| ૧૯૩૭–૩૮ | ૧૦૨૮·૫૭ | ૧૯૩૯–૪૦ | ૨૦૦૮·૯૫ |
| ૧૯૩૮–૩૯ | ૧૩૪૧·૩૨ | ૧૯૪૦–૪૧ | ૧૯૪૭·૩૯ |

## કોલસાની આયાત

| | હજાર ટનમાં | | હજાર ટનમાં |
|---|---|---|---|
| ૧૯૩૭–૩૮ | ૮૩·૯૧ | ૧૯૩૯–૪૦ | ૧૭·૮૭ |
| ૧૯૩૮–૩૯ | ૪૩·૭૫ | ૧૯૪૦–૪૧ | ૫·૦૮ |

## સુરોખાર

| | હંડ્રવેટ | કીંમત (રૂા. માં) | | હંડ્રવેટ | કીંમત (રૂ. માં) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૩ | ૧૮૯,૫૬૪ | ૧૫,૫૭,૮૧૬ | ૧૯૩૬ | ૧૬૨,૮૦૮ | ૧૧,૪૭,૪૩૭ |
| ૧૯૩૪ | ૧૬૬,૨૮૨ | ૧૩,૩૮,૧૭૧ | ૧૯૩૭ | ૧૬૭,૧૪૭ | ૧૧,૧૭,૮૪૪ |
| ૧૯૩૫ | ૧૭૩,૨૫૯ | ૧૩,૩૫,૫૮૩ | ૧૯૩૮ | ૧૪૮,૮૨૪ | ૧૧,૬૮,૪૪૬ |

## કોફી

હિંદમાં કોફીની ખેતી દ્વીપકલ્પના દક્ષિણ ભાગના ઉચ્ચ પ્રદેશોમાં જ થઈ શકે છે. મહિસુર ઉત્તરની હદ છે, મદ્રાસ ઇલાકામાં આવેલ શેવેરોય ટેકરીઓ પૂર્વ બિંદુ છે, અને પશ્ચિમઘાટ તથા હિંદની તળેટી પશ્ચિમ તથા દક્ષિણની કુદરતી સીમા થાય છે.

દક્ષિણહિંદમાં કોફી ૧૮૩૦ અને ૧૮૪૦ વચ્ચે મજબુત પાયા પર મૂકાણી. પહેલાં મહિસુરમાં તથા લગભગ તે જ સમયે, વાયનાડ, નીલગીરી તથા શેવરોય ટેકરીમાં તેમ થયું.

કોફીની અનેક જાતો છે. 'પ્લેન્ટેશન કોફી, તથા' નેટિવ કોફી. આ વર્ગીકરણ 'ધોયેલી તથા વણ ધોયેલી કોફી' તરીકે પણ બીજે ઓળખાય છે. હિંદના વેપારીઓએ તેના બીજા વિભાગો પણ પાડયા છે.

'નેટિવ કોફી'નું હિંદનું મોટું ઘરાક ફ્રાન્સ હતું. પ્લેન્ટેશન કોફીની આયાત યુનાઇટિડ કિંગડમ, ફ્રાન્સ, સ્વિટઝર્લૅન્ડ, ન્યુઝીલંડ, આસ્ટ્રેલિયા તથા નોર્વેમાં થતી હતી. યુદ્ધ પહેલાં યુરોપીઅન બગીચાવાળાઓ પોતાની બધી 'પ્લેન્ટેશન કોફી' લંડન મોકલી આપતા. ત્યાં 'મિન્સિંગ લેઇન'માં તેનું હરરાજીથી વેચાણ થતું હતું.

યુનાઇટિડ કિંગ્ડમમાં હિંદી કોફીની વપરાશ તાજેતરમાં ઘટી ગઈ છે. કેમકે પૂર્વ આફ્રિકાના માલ સાથે હરીફાઈ વધી ગઇ છે.

હિંદી કોફીનો પાક સરેરાશ દર વર્ષે લગભગ ૧૬,૦૦૦ ટનનો છે. હિંદમાં કોફીની વાર્ષિક વપરાશ લગભગ ૭,૦૦૦ ટન ગણાય છે. છે, એટલે કે સામાન્ય પાક થયો હોય તો પણ દર વર્ષે લગભગ ૮,૦૦૦ ટન કોફીની નિકાસ કરી શકાય.

કોફી ઉત્પન્ન કરતા બીજા દેશોની કોફી સાથે હિંદની કોફીમાં પણ અપૂર્વ મંદી આવી છે. જગતમાં કોફીની કીંમત વધી હતી, પણ ત્યાર પછી ઘટી ગઇ. ૧૮૮૭ થી ૧૮૯૬ સુધી ભાવ ઊંચા હતા, ૧૮૯૭ થી ૧૯૧૦ સુધી નીચા હતા. ફરીથી ૧૯૧૧થી ૧૯૨૯ સુધી ઊંચા હતા. એકંદરે નીચા ભાવો કરતાં ઊંચા ભાવો વધારે હતા.

યુદ્ધ શરૂ થતાં કોફીની કીંમત ઘટવા લાગી. ૧૯૩૯–૪૦ના પાક વખતે આ મંદી કંઇક અંશે અટકાવવામાં આવી, પણ હિંદી કોફી માટે યુરોપિયન બજારો બંધ થતાં મંદી ચાલુ રહી. પરિણામ એ આવ્યું કે, આ ઉદ્યોગનો મોટો આધાર નિકાસ ઉપર રહેલો હોવાથી ઉદ્યોગની પરિસ્થિતિ ગંભીર થઈ. આ ઉદ્યોગ તદ્દન પાયમાલ ન થઈ જાય તે ખાતર ૧૯૪૦–૪૧ના પાકના વખતે હિંદી સરકારે 'કોફી નિયમન વટહુકમ' કાઢયો. વટહુકમ નીકળ્યા પછી ઉદ્યોગની પરિસ્થિતિ સ્થિર થઈ અને ૧૯૪૦–૪૧ના પાકની ઋતુને અંતે લડાઈ આવતાં સુધી તો કોઈક પ્રકારનો અંકુશ રાખવાનો વેપારીઓનો મત થયો. 'કોફી બજાર વિસ્તૃત કરવાની બોર્ડ'ના પ્રમુખે ૧૯૪૦–૪૧ના અંતમાં મળેલી મીટીંગમાં જણાવ્યું હતું કે "વટહુકમનો અમલ થયા પહેલાં બગીચાવાળાઓએ લગભગ ૪,૩૦૦ ટન કોફી વાયદાની વેચી છે. આ તથા પાલ્નિસ તથા શેવેરોયનો ૬૦૦ ટનનો શરૂઆતનો પાક, તથા નાના નાના બગીચાની

બીજી ૨૦૦ ટન કોરી આ યોજના હેઠળ આવતી નથી. યોજના હેઠળ લગભગ ૭,૦૦૦ ટન કોરી આવી છે. તે સામાન્ય સમય કરતાં લગભગ અર્ધી છે. ઉપલી પરિસ્થિતિમાં બોર્ડ દરેક બગીચાના ૪૦ ટકા કરતાં વધારે ઊંચો ભાગ (quota) ગોઠવી શકતી નથી. ઊંચા આંકડાથી અંદરની બજારના ભાવ બેસી જાત કેમકે બજારમાં તો શરૂઆતથી અંકુશ વિનાનાં સાધનો મારફત મોટો જથ્થો આવી ગયો હતો.

કોરીની ઉપજેલ કીંમત એકંદર સંતોષકારક કહી શકાય તેવી છે.

બોર્ડે જે કોરીની નિકાસ ન થાય અને આહીં વેચવાની હોય તે કોરીની ઓછામાં ઓછી વેચાણ કીંમત નક્કી કરવાની ભલામણ કરી હતી જેથી કરીને ઉદ્યોગ ખોટી હરીફાઇમાંથી ઉગરી જાય.

## કોરીનું વાવેતર તથા પાક

| સાલ | વાવેતરના એકર | કુલ પાક (રતલમાં) |
|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૧૬૦,૨૬૧ | ૩૨,૯૭૨,૯૬૭ |
| ૧૯૩૧–૩૨ | ૧૭૨,૧૬૦ | ૩૩,૬૧૩,૭૧૩ |
| ૧૯૩૨–૩૩ | ૧૭૬,૬૪૫ | ૩૩,૦૩૭,૦૫૧ |
| ૧૯૩૩–૩૪ | ૧૮૩,૯૨૩ | ૩૪,૬૦૦,૯૫૯ |
| ૧૯૩૪–૩૫ | ૧૮૬,૬૫૬ | ૩૨,૭૭૫,૮૬૫ |
| ૧૯૩૫–૩૬ | ૧૮૮,૧૬૧ | ૪૧,૧૭૨,૬૭૮ |
| ૧૯૩૬–૩૭ | ૧૯૦,૧૮૫ | ૩૪,૦૦૪,૬૨૭ |
| ૧૯૩૭–૩૮ | ૧૮૨,૩૧૦ | ૩૩,૫૧૬,૧૧૪ |
| ૧૯૩૮–૩૯ | ૧૮૫,૨૨૪ | ૪૦,૧૧૦,૬૩૯ |
| ૧૯૩૯–૪૦ | ૧૮૧,૨૮૯ | ૩૪,૮૨૧,૭૧૭ |

## હિંદી ઉદ્યોગો

### (૧) કાપડની મિલો

હિંદમાં પહેલી કાપડની મિલ ઈ. સ. ૧૮૧૮માં કલકત્તામાં થઇ. મુંબઇમાં ૧૮૫૪માં મિલ થઇ, પણ કાપડના મિલઉદ્યોગનો ખરો વિકાસ તો ૧૮૭૭થી શરૂ થયો ગણાય, કેમકે ત્યારે નાગપુર, અમદાવાદ, શોલાપુર વગેરેમાં મિલો શરૂ કરવામાં આવી હતી. આ પ્રદેશોમાં રૂ પુષ્કળ થતું હતું. છેલ્લા વિશ્વયુદ્ધ દરમિયાન તથા પછી આ ઉદ્યોગને મોટો ટેકો મળી ગયો. પરંતુ જાપાનની કાતિલ હરીફાઇને અંગે તથા ચીનના ઉદ્યોગના વિકાસને અંગે જ્યારે થોડાં વર્ષ પછી હિંદે ચીનનું બજાર ખોયું ત્યારે આ ઉદ્યોગની પીછેહઠ થઈ.

આખા જગતમાં રૂ ઉત્પન્ન કરવામાં હિંદનો નંબર બીજો આવે છે. પહેલો નંબર અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસનો છે, મુંબઇ ઇલાકાના સુક્કા પ્રદેશમાં તથા બંગાળાના ભીનાશવાળા પ્રદેશમાં હિંદ રૂ ઉગાડે છે. સામાન્યતઃ રૂ સુક્કા પ્રદેશનો પાક છે અને જ્યાં ૪૦ ઇંચથી ઓછો વરસાદ હોય ત્યાં તે પુષ્કળ થાય છે. દક્ષિણ વરાડ, પંજાબ, મદ્રાસ, યુક્તપ્રાંતો, બંગાળા, હૈદ્રાબાદ તથા મધ્યહિંદની ચીકણી કાળી માટી રૂના વાવેતર માટે આદર્શ છે, મુંબઇ, મધ્યપ્રાંત, વડોદરા તથા રજપૂતાનામાં રૂ વાવવામાં આવે છે. કુલ વિસ્તારનો અર્ધો ભાગ મુંબઈ તથા વરાડને ભાગે આવે છે.

રૂની નિકાસ કરવામાં પણ હિંદનો નંબર બીજો આવે છે. રૂની કુલ નિકાસના લગભગ ૬૦ ટકા જાપાનના ફાળે જાય છે.

હિંદમાંથી નિકાસ થતા કાચા પદાર્થોની કુલ કિંમતના ૪૪.૩૪ ટકા તો રૂના હોય છે. હિંદમાં રૂનું વાવેતર એટલા વિશાળ પ્રદેશમાં થાય છે કે કપાસ વાવવાની તથા કાલાંની મોસમ દેશના જુદા જુદા ભાગોમાં જુદી જુદી હોય છે. પંજાબ અને સિંધમાં નહેરના પાણીથી તે ઉત્પન્ન થાય છે ત્યારે દેશના મોટા ભાગમાં વખતસર તથા પૂરતા વરસાદ પર તે આધાર રાખે છે. રૂની નિકાસ મોટા ભાગે પૂર્વના દૂર દેશોમાં થાય છે, પણ છેલ્લે છેલ્લે આ વેપારમાં યુનાઇટેડ કિંગ્ડમે રસ લેવા માંડયો છે.

### બ્રિટિશ હિંદમાં રૂની મિલો, શાળો તથા ત્રાકો

| સાલ | મિલોની સંખ્યા | શાળ | ત્રાક |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૨૬૧ | ૧૫૩,૪૮૧ | ૭,૮૬૬,૪૩૬ |
| ૧૯૩૧–૩૨ | ૨૬૬ | ૧૫૪,૧૦૨ | ૭,૮૯૩,૦૬૪ |
| ૧૯૩૨–૩૩ | ૨૭૮ | ૧૬૦,૧૧૦ | ૮,૧૨૧,૨૬૨ |
| ૧૯૩૩–૩૪ | ૨૮૯ | ૧૬૨,૦૮૪ | ૮,૧૩૯,૭૫૮ |
| ૧૯૩૪–૩૫ | ૨૮૮ | ૧૬૧,૫૨૪ | ૭,૯૦૬,૪૦૧ |
| ૧૯૩૫–૩૬ | ૩૦૩ | ૧૬૪,૧૯૮ | ૮,૦૮૪,૮૨૬ |
| ૧૯૩૬–૩૭ | ૨૯૭ | ૧૬૩,૧૨૧ | ૮,૦૪૨,૦૮૮ |
| ૧૯૩૭–૩૮ | ૩૧૮ | ૧૬૬,૩૧૨ | ૮,૧૧૩,૩૪૯ |
| ૧૯૩૮–૩૯ | ૩૫૦ | ૧૭૦,૧૫૭ | ૮,૬૭૩,૧૩૪ |

### હિંદની મિલોમાં ઉત્પન્ન થયેલ સૂતર તથા સુતરાઉ માલ

| સાલ | સૂતર (૧૦૦૦ રતલમાં) | સુતરાઉ માલ (૧૦૦૦ રતલમાં) | સાલ | સૂતર (૧૦૦૦ રતલમાં) | સુતરાઉ માલ (૧૦૦૦ રતલમાં) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૮૫૩,૨૪૧ | ૬૨૧,૬૧૯ | ૧૯૩૭–૩૮ | ૯૭૫,૯૧૬ | ૭૧૫,૪૮૬ |
| ૧૯૩૫–૩૬ | ૯૦૦,૫૬૮ | ૬૩૭,૧૪૨ | ૧૯૩૮–૩૯ | ૧,૧૦૪,૦૩૦ | ૭૫૬,૪૮૯ |
| ૧૯૩૬–૩૭ | ૮૮૭,૧૦૩ | ૬૫૦,૨૫૩ | | | |

### વાવેતર તથા ઉત્પન્ન

| સાલ | વાવેતર (૧૦૦૦ એકરમાં) | ઉત્પન્ન (૪૦૦ રતલની ૧૦૦૦ ગાંસડીઓ) | સાલ | વાવેતર (૧૦૦૦ એકરમાં) | ઉત્પન્ન (૪૦૦ રતલની ૧૦૦૦ ગાંસડીઓ) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૩–૩૪ | ૨૩,૬૯૨ | ૫,૦૫૭ | ૧૯૩૭–૩૮ | ૨૫,૭૪૬ | ૫,૭૨૨ |
| ૧૯૩૪–૩૫ | ૨૩,૫૧૫ | ૪,૭૯૭ | ૧૯૩૮–૩૯ | ૨૩,૪૯૦ | ૫,૦૫૧ |
| ૧૯૩૫–૩૬ | ૨૫,૪૪૪ | ૫,૮૬૭ | ૧૯૩૯–૪૦ | ૨૧,૩૫૧ | ૪,૯૦૯ |
| ૧૯૩૬–૩૭ | ૨૪,૭૫૯ | ૬,૨૩૪ | | | |

## (૨) લોઢું અને પોલાદ

હિંદના લોઢાના ઉદ્યોગની શરૂઆત તો આસનસોલ નજીક બરાકરમાં ૧૮૭૫માં થઇ, પણ ખરી શરૂઆત તાતા કંપનીના સાકચી (પાછળથી જમશેદપુર)ના કારખાનાથી ૧૯૦૭માં થઇ ગણાય. અહીં Pig-iron પહેલવહેલાં ૧૯૧૧માં ઉત્પન્ન થયું. અને પોલાદ ૧૯૧૨માં ઉત્પન્ન થયું. લડાઇને અંગે મળેલ પ્રોત્સાહનથી કામકાજના વિસ્તારને વેગ મળ્યો. ૧૯૨૪માં કાર્યક્ષેત્રનો મોટો વિસ્તાર કરવામાં આવ્યો. કંપની પોલાદના પાટા, સળિયા વગેરે અનેક વસ્તુઓ ઉત્પન્ન કરે છે. સામાન્યતઃ Pig-ironની નિકાસ જાપાન, યુનાઇટેડ કિંગ્ડમ તથા યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) ખાતે કરવામાં આવે છે.

આને અંગે જમશેદપુરમાં પોલાદના બીજા ઉદ્યોગો પણ ખીલ્યા છે. ૧૯૨૪ના પોલાદ–રક્ષણ કાયદાએ તાતા આયર્ન ઍન્ડ સ્ટીલ કોરપોરેશનને રક્ષણ આપ્યું છે. અત્યારની રક્ષણાત્મક જકાત ૧૯૪૧માં પૂરી થઇ છે.

ઉચ્ચ પ્રકારની લોઢાની કાચી ધાતુ નીચેનાં સ્થળોએ મળી આવે છે : (૧) મહીસુર (૨) સિંગભૂમ અને ઓરિસ્સા. સિંગભૂમ પ્રાંતમાં તાતા આયર્ન ઍન્ડ સ્ટીલ કંપનીનું પોલાદનું કારખાનું આવેલું છે તે તથા પાસેના ઓરિસ્સાના તાબાનાં રાજ્યોનો પ્રદેશ 'સિંગભૂમ લોઢાનો પ્રદેશ' તરીકે ઓળખાય છે. આખા જગતમાં સૌથી શ્રેષ્ઠ કાચું લોઢું ત્યાં મળી આવે છે. લગભગ ૧૦૦૦ વર્ષ સુધી હિંદને લોઢું અને પોલાદ જોઇએ તેના ૬૫ ટકા ત્યાં મળી આવશે.

લોઢા તથા પોલાદના ઉત્પન્ન માટે, બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદનું સ્થાન, બીજું આવે છે. હવે આ ઉદ્યોગને હિંદમાં સૌથી મોટો ગણવામાં આવે છે.

### હિંદનાં લોઢાનાં કારખાનાં

૧. તાતા આયર્ન ઍન્ડ સ્ટીલ કંપની, સ્થાપના ૧૯૦૭.

૨. ઇન્ડિયન આયર્ન ઍન્ડ સ્ટીલ કંપની, સ્થાપના હીરાપુરમાં ૧૯૧૮. આ કંપનીએ ૧૯૩૬માં બેંગાલ આયર્ન કંપનીનો કબજો લીધો છે.

૩. ઉપલી કંપનીના નજીક સ્ટીલ કોરપોરેશન ઑફ ઇન્ડિયા, સ્થાપના ૧૯૩૬.

૪. માઇસોર આયર્ન ઍન્ડ સ્ટીલ વર્કસ, સ્થાપના ૧૯૩૦.

## (૩) ખાંડનો ઉદ્યોગ

ખાંડના ઉત્પન્નની દૃષ્ટિથી હિંદના બે મુખ્ય ભાગ પડી જાય છે. ઉપલો હિંદ તથા દ્વીપકલ્પ. પાછલો ભાગ ઉષ્ણકટિબંધની અંદર તથા આગલો તેની બહાર આવેલો છે. દક્ષિણ સિવાય હિંદમાં ઉગાડવામાં આવતી શેરડી કોઇમ્બતુરની ગામઠી શેરડી હોય છે.

હિંદની ખાંડનો ઉદ્યોગ ખાસ કરીને ઉત્તરના પ્રાંતો, સંયુકત પ્રાંતો અને બિહારમાં કેન્દ્રીભૂત થયેલો છે. આ બે પ્રાંતોમાં દેશના ઉત્પન્નના ૮૦ ટકા થાય છે, સામાન્યતઃ એ સમજાતું નથી કે આખા જગતમાં હિંદમાં સૌથી વધારે પ્રમાણમાં જમીનમાં શેરડીનું વાવેતર કરવામાં આવે છે. ગોળ બનાવવાના ઘરગથ્થુ ઉદ્યોગનો ઉલ્લેખ કર્યા સિવાય હિંદના ખાંડના ઉદ્યોગનું કોઇ પણ ચિત્ર સંપૂર્ણ થશે નહિ. ખાંડ બનાવતા કારખાના કરતાં ગોળ બનાવવામાં ચાર ગણી શેરડીનો ઉપયોગ થાય છે. આ પ્રમાણ વાર્ષિક પાકના લગભગ ૬૫ ટકા છે.

૧૯૩૧માં, વસ્તીને જોઇએ તેના પ્રમાણમાં હિંદમાં દશમા ભાગની ખાંડ ઉત્પન્ન થતી હતી. ૧૯૩૧ સુધી દેશમાં ૧૦ લાખ ટન પરદેશી ખાંડ આવતી હતી. આ ખાંડનો મોટો ભાગ જાવાથી આવતો હતો. ખાંડની આયાત માટે હિંદ સરેરાશ વાર્ષિક પંદર કરોડ રુપીઆ આપતું હતું.

૧૯૩૨માં ખાંડના ઉદ્યોગને રક્ષણ આપવામાં આવ્યું. આને અંગે કારખાનામાં બનતી ખાંડ માટે સંખ્યાબંધ કંપનીઓ નીકળી. ખાંડના કારખાનાનો વિકાસ એટલી ત્વરાથી થયો કે પાંચ વર્ષના ટુંકા ગાળામાં, એક લાખ ટનથી સહેજ વધારે ઉત્પન્ન થતું હતું તેને બદલે વાર્ષિક લગભગ બાર લાખ ટનનું ઉત્પન્ન થવા લાગ્યું. ખાંડની જરુરિયાત માટે પરદેશોપર આધાર રાખતો હિંદ, આજે જગતમાં સૌથી વધારે ખાંડ ઉત્પન્ન કરનારો દેશ બની ગયો છે.

આ ઉદ્યોગમાં રોકાયેલી મૂડી લગભગ ત્રીસ કરોડની છે. ખાંડના ઉદ્યોગે પ્રાપ્ત કરેલ સિદ્ધિ નીચે મુજબ છેઃ—

(૧) પાંચ વર્ષના ટુંકા સમયમાં તેનો સંપૂર્ણ વિકાસ થયો.

(૨) ખાંડને લાગે વળગે છે ત્યાંસુધી હિંદ પોતાના પગ પર ઉભું રહે છે.

(૩) વાર્ષિક લગભગ ૧૫ કરોડ રુપીઆ હિંદમાંથી પરદેશ જતા અટક્યા છે.

(૪) ખેડુતોની કમાણીમાં વધારો થયો છે.

(૫) હિંદના લોકોને સસ્તી ખાંડ મળવા લાગી છે.

પરંતુ આ ઉદ્યોગને એક યા બીજી મુશ્કેલીમાંથી પસાર થવાનું નિર્માણ થયેલું લાગે છે. આ ઉદ્યોગ એવી કક્ષાએ પહોંચ્યો છે કે ઘરગથ્થુ માગ કરતાં તેની ઉત્પાદન શક્તિ ઘણી વધી છે. મધ્યસ્થ સરકાર તરફથી દેખાડવામાં આવતા મૈત્રીભર્યા વલણના અભાવને અંગે, બિહાર તથા સંયુક્ત પ્રાંતોની સરકાર તરફથી કરવામાં આવતી અંકુશની વિવિધ યોજનાઓને અંગે તથા ખાંડના કારખાનાના માલિકો વચ્ચે યોગ્ય સંબંધ તથા સમજણના અભાવને અંગે આ મુશ્કેલીઓમાં ખૂબ વધારો થયો છે.

નીચેનાં સ્થળોએ સંશોધનકાર્ય ચાલી રહ્યું છે : (૧) ઈમ્પિરિયલ સ્યુગર–કેન સ્ટેન, કોઈમ્બતુર (૨) સ્યુગર–કેન સબ–સ્ટેશન, કારનલ (૩) એગ્રિકલ્ચરલ સેકશન, ઈમ્પિરિયલ રીસર્ચ ઈન્સ્ટિટ્યુટ–દિલ્લી.

હિંદના પાકનો મોટો ભાગ ખેડુતો ઉગાડે છે. ખેડૂતોનો મોટો ભાગ ગરીબ, અશિક્ષિત તથા જૂના વિચારનો હોય છે. તેમની જમીન બહુ જ થોડી–એકાદ એકર–હોય છે અને શેરડી ઉગાડવાની તેમની રીત જૂના કાળથી ચાલી આવતી છે, એટલે તેમને મળતા પાકનું પ્રમાણ અસાધારણ રીતે ઓછું હોય તથા માલની જાત ખરાબ હોય તેમાં નવાઈ નથી. કારખાનાંનો મોટો ભાગ ખેડૂતો પાસેથી જ શેરડી ખરીદ કરે છે. બહુ જ ઓછા કારખાનાંવાળા પોતે શેરડી ઉગાડે છે.

| સાલ | શેરડીનું વાવેતર (હજાર એકરમાં) | ગોળની કુલ પેદાશ (હજાર ટનમાં) | શેરડીની કુલ પેદાશ (હજાર ટનમાં) |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૨,૯૦૫ | ૩,૩૫૯ | ૩૫,૭૮૦ |
| ૧૯૩૧–૩૨ | ૩,૦૭૭ | ૪,૧૧૬ | ૪૩,૩૧૬ |
| ૧૯૩૨–૩૩ | ૩,૪૨૫ | ૪,૮૫૯ | ૫૧,૧૨૯ |
| ૧૯૩૩–૩૪ | ૩,૪૨૨ | ૫,૦૫૫ | ૫૨,૪૫૫ |
| ૧૯૩૪–૩૫ | ૩,૬૦૨ | ૫,૨૯૨ | ૫૪,૩૪૬ |
| ૧૯૩૫–૩૬ | ૪,૧૫૪ | ૬,૧૦૨ | ૬૧,૨૦૨ |
| ૧૯૩૬–૩૭ | ૪,૫૮૨ | ૬,૯૩૨ | ૬૭,૩૨૨ |
| ૧૯૩૭–૩૮ | ૩,૯૯૭ | ૫,૫૭૯ | ૫૫,૬૩૭ |
| ૧૯૩૮–૩૯ | ૩,૨૪૮ | ૪,૨૭૫ | ૪૩,૧૦૦ |
| ૧૯૩૯–૪૦ | ૩,૬૧૮ | | |

| સાલ | ખાંડનાં કારખાનાંની સંખ્યા | શેરડી, ગોળ તથા ખાંડેશ્વરીમાં ખાંડનું ઉત્પન્ન (ટનમાં) | સાલ | ખાંડનાં કારખાનાંની સંખ્યા | શેરડી, ગોળ તથા ખાંડેશ્વરીમાંથી ખાંડનું ઉત્પન્ન (ટનમાં) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૨૯ | ૩૪૯,૬૦૦ | ૧૯૩૫–૩૬ | ૧૩૭ | ૧,૧૦૫,૦૦૦ |
| ૧૯૩૧–૩૨ | ૩૨ | ૪૭૦,૬૦૦ | ૧૯૩૬–૩૭ | ૧૩૭ | ૧,૨૩૭,૦૦૦ |
| ૧૯૩૨–૩૩ | ૫૭ | ૬૪૩,૨૦૦ | ૧૯૩૭–૩૮ | ૧૩૬ | ૧,૦૭૨,૯૦૦ |
| ૧૯૩૩–૩૪ | ૧૧૨ | ૭૧૮,૯૦૦ | ૧૯૩૮–૩૯ | ૧૩૯ | ૭૬૬,૬૦૦ |
| ૧૯૩૪–૩૫ | ૧૩૦ | ૭૭૧,૬૦૦ | ૧૯૩૯–૪૦ | ૧૪૫ | ૧,૩૫૮,૭૦૦ |

## માથાંદીઠ ખાંડનો ઉપયોગ

| | રતલ | | રતલ | | રતલ |
|---|---|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ (અ) | ૧૦૩ | ડેન્માર્ક | ૧૨૮ | ઑસ્ટ્રેલિયા | ૧૧૮ |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૧૧૨ | ઇજીપ્ત | ૨૯ | ન્યુઝીલંડ | ૧૧૪ |
| જાવા | ૧૧ | જાપાન | ૨૦ | હિંદુસ્તાન (ગોળ સહિત) | ૨૪ |

## (૪) લાખ

લાખ મુખ્યત્વે કરીને છોટાનાગપુર વિભાગમાં ઊગે છે. હિંદના કુલ ઉત્પન્નના ૬૦ ટકાની ખરીદી ત્યાંથી જ થાય છે. લાખ ઉગાડનારા બીજા પ્રાંતો મધ્યપ્રાંતો, બંગાળા, આસામ, યુક્તપ્રાંતો, ઓરિસ્સા, દક્ષિણ હિંદ તથા પંજાબ છે.

લાખનો ઉપયોગ મોટે ભાગે, ગ્રામોફોન ઉદ્યોગમાં ફ્રેંચ પોલિશ તથા વાર્નિશમાં, સીલ કરવામાં, ચક્કીના પૈડામાં, છાપવાની શાહીમાં, સિમેંટમાં તથા બીજા ઉદ્યોગોમાં થાય છે.

રાંચીથી પાંચ માઇલ દૂર નામકુમ ખાતે ૧૯૨૫માં 'હિંદી લાખ સંશોધન સંસ્થા' ખોલવામાં આવી છે. તેનો હેતુ, ખેતીની સુધારણા કરવાનો, લાખની જાત સુધારવાનો તથા તેના પર થતી જંતુઓની અસર ઓછી કરવાનો હતો. સંશોધનનો હેતુ વિસ્તીર્ણ કરીને ઉદ્યોગોમાં તેના નવા ઉપયોગ શોધવાનું નક્કી કરવામાં આવ્યું.

### નિકાસના આંકડા

| | હંડ્રવેટ | કીંમત (રૂ. માં) | | હંડ્રવેટ | કીંમત (રૂ. માં) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૪૮૭,૫૮૧ | ૧૫,૮૩૬ | ૧૯૩૭–૩૮ | ૬૬૪,૬૭૧ | ૧૬,૨૧૮ |
| ૧૯૩૬–૩૭ | ૮૩૩,૯૬૪ | ૨૩,૨૪૧ | ૧૯૩૮–૩૯ | ૬૪૩,૮૪૮ | ૧૨,૬૬૫ |

## (૫) કાગળ

લગભગ એક સૈકા પહેલાં હુગલી નદીને કાંઠે આવેલ સીરામપોર ખાતે ડૉ. વિલિયમ કેરી નામના પ્રસિદ્ધ મિશનરીએ હિંદમાં કાગળ બનાવવાનું કારખાનું કાઢ્યું હતું. ઇ. સ. ૧૮૬૭માં બલ્લિ ખાતે રૉયલ પેપર મિલની સ્થાપના થઇ. તેણે પહેલાં તો ડૉ. કેરીના સાંચાકામનો ઉપયોગ કર્યો હતો. રાણીગંજ તથા કંકીનારામાં બીજી મિલો ઉઘાડવામાં આવી. પંદર વર્ષ પછી લખનૌ ખાતે કુપર પેપર મિલ તથા બંગાળામાં ટિટાઘર ખાતે ટિટાઘર પેપર મિલની સ્થાપના થઇ. બીજા પ્રાંતોમાં પણ મિલો ઉઘડવા માંડી.

કાગળ બનાવવામાં મુખ્ય કાચી વસ્તુઓ વાંસ તથા સબૈ નામનું ઘાસ છે. ઘાસ તો ઉત્તર હિંદના ઘણા ભાગોમાં પુષ્કળ ઊગે છે.

૪૦ કરોડ લોકોની સેવા કરવાની બજારની ગુપ્ત શક્તિ ઘણી મોટી છે. બીજી કોઈ પણ શક્યતા કરતાં આ શક્યતાએ હિંદમાં આ ઉદ્યોગના વિકાસમાં વધારે ફાળો આપ્યો છે. તેનો મુખ્ય ફાયદો એ થયો છે કે, પરદેશથી આવતા કાગળ પર ૨૫ ટકાની જકાત નાખવામાં આવી છે. હરિફાઈ વધતી રહી છે. પરંતુ તે બહુ ધીમી છે.

યુદ્ધને અંગે જર્મન કાબુ સિવાયના પ્રદેશો સિવાયના દેશોમાં કાગળ તથા માવો પુરા પાડવા પર કાપની અસર થઇ. સદ્દભાગ્યે કેનેડાની કાગળની તથા વર્તમાનપત્ર માટેના કાગળના માવાની મિલો, લાંબા

વખત થયાં શક્તિની નીચે કામ કરતી હતી. તે મિત્રરાજ્યો તથા બાહ્ય જગતની જરુરીઆતો પૂરી પાડી શકે તેવી સ્થિતિમાં છે. પરંતુ ભાવો ખૂબ ઊંચા ગયા છે અને હૂંડિયામણ તથા નૂરની અસ્થિરતાને અંગે પુરવઠા પર નિયંત્રણ આવી શકે.

હિંદની મિલોના વધતા જતા ઉત્પાદનને અંગે હિંદ કંઈક અંશે યુદ્ધની અસરમાંથી મુક્ત રહી શક્યું છે. યુદ્ધની શરુઆતમાં આ મિલો પાસે માલનો મોટો જથ્થો પડેલો હતો. જો કે આ જથ્થો હાલ અસ્તિત્વ ધરાવતો નથી, છતાં બીજી ગોઠવણ થતાં સુધી વાપરનારાઓને આવતો માલ અટકી પડ્યો ત્યાં સુધી તાત્કાલિક માલ મળી ગયો. પરંતુ ભવિષ્ય બહુ આશાસ્પદ નથી. જો કે એ હકીકત સત્ય છે કે, કેટલીક નવી મિલો પ્રાથમિક મુશ્કેલીઓને અંગે ૧૯૩૮–૩૯માં પૂરેપૂરું કામ કરતી નહોતી, અને કેટલીક તો આ વખતે જ શરુ થઈ હતી. વળી બધી હિંદી મિલો, માવાની આયાત સંબંધમાં સ્વતંત્ર નથી અને તેથી જ્યારે માવાની આયાત બંધ પડે ત્યારે કેટલીકને ઉત્પાદન પર અંકુશ મુકવો પડે તેમ છે. વપરાશ પણ વધી છે કેમકે પહેલાં કેટલાક વાપરનારા યાંત્રિક માવાવાળા સોંઘી જાતના કાગળો વાપરતા હતા તેમને વાજબી કીંમતે તે માલ મળવો મુશ્કેલ થવાથી, હિંદી મિલમાં બનેલા કાગળો વાપરવા મંડ્યા છે. આ રીતે હિંદમાં કાગળની તંગી પડવાનો પુરતો સંભવ છે. જો કે ૧૯૩૯–૪૦માં ૭૦.૮ હજાર ટન કાગળ હિંદની મિલોમાં બન્યા હતા ત્યારે ૧૯૪૦–૪૧માં ૮૩.૮ હજાર ટન કાગળ બનાવવામાં આવ્યા હતા. યુદ્ધની પરિસ્થિતિને અંગે હિંદી મિલોને થતા ખર્ચમાં મોટો વધારો થયો છે. રસાયણોની કીંમતમાં ગજબનાક ઉછાળો આવ્યો છે, અને રસાયણોની કીંમત, કાગળના ઉત્પાદનની કીંમતમાં મોટો ભાગ ભજવે છે. ખેતીવાડીની બીજી ઉત્પન્નની માફક વાંસની કીંમતમાં પણ ઠીક વધારો થયો છે. પરિસ્થિતિના પ્રમાણમાં હિંદી મિલોએ કાગળના ભાવ વધાર્યા નથી. છતાં નજીકના ભવિષ્યમાં હજુ વધારો થવો અનિવાર્ય છે.

હિંદી કાગળ બનાવનારાઓની એસોસીએશને કાગળની નિકાસ કરવા હિંદી સરકારની પરવાનગી માગી હતી. હિંદી સરકારે તે પરવાનગી એવી શરતે આપી કે, હિંદી મિલોએ બનાવેલા લખવાના તથા છાપવાના કાગળોની અમુક પ્રમાણમાં નિકાસ થઇ શકે. જ્યારે હિંદમાં કાગળની દેખીતી અછત હોય ત્યારે મંડળ નિકાસ કરવાની પરવાનગી માગે તે દેખીતી રીતે જ અજુગતું લાગે છે. પણ નિકાસ કરવાનો જથ્થો દેખીતી રીતે જ બહુ જ નાનો હોવો જોઇએ અને તેથી હિંદની બજારમાં ખાસ કંઇ ફેર પડે નહિ. વળી ભવિષ્ય પર દૃષ્ટિ રાખીને મંડળ મલાયા અને સીલોન જેવા અરક્ષિત બજારોમાં હિંદનો કાગળ દાખલ કરવાને આતુર હતું. યુદ્ધનો અંત આવે ત્યારે પરિસ્થિતિ શું થશે તે આગળથી કહેવાનું મુશ્કેલ છે પરંતુ કાતીલ હરિફાઇ માટે તથા નિકાસ માટે હિંદમાં મોટો જથ્થો પડી રહે તો શું કરવું તે માટે હિંદે તૈયાર રહેવું પડશે. આવી પરિસ્થિતિમાં હિંદ બહાર, હિંદના માલ માટેની બજાર નક્કી થઈ જાય તો ખૂબ ઉપયોગી થઇ પડે.

| સાલ | મિલની સંખ્યા | ઉત્પન્ન (ટનમાં) | કિંમત (રૂપિયામાં) |
|---|---|---|---|
| ૧૯૩૧ | ૯ | ૪૦,૫૫૮ | ૧,૮૫,૦૦,૪૮૯ |
| ૧૯૩૨ | ૯ | ૪૦,૩૯૧ | ૧,૮૭,૪૩,૯૦૯ |
| ૧૯૩૩ | ૯ | ૪૩,૨૦૬ | ૧,૭૯,૩૬,૭૬૦ |
| ૧૯૩૪ | ૯ | ૪૪,૧૭૯ | ૧,૭૧,૧૩,૧૬૯ |
| ૧૯૩૫ | ૧૦ | ૪૭,૩૦૫ | ૧,૮૯,૮૭,૭૬૭ |
| ૧૯૩૬ | ૧૦ | ૪૮,૨૦૯ | ૧,૯૨,૧૨,૭૯૧ |
| ૧૯૩૭ | ૧૧ | ૫૫,૫૯૩ | ૨,૪૮,૧૩,૦૯૬ |
| ૧૯૩૮ | ૧૨ | ૬૦,૧૧૪ | ૨,૪૬,૦૪,૬૭૫ |

## ૬ હિંદમાં દારૂ બનાવવાની ભઠ્ઠીઓ

| સાલ | ભઠ્ઠીઓની સંખ્યા | ઉત્પન્ન (ગેલનમાં) | સાલ | ભઠ્ઠીઓની સંખ્યા | ઉત્પન્ન (ગેલનમાં) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦ | ૧૧ | ૨,૧૦૨,૪૬૦ | ૧૯૩૫ | ૭ | ૧,૨૫૪,૫૮૮ |
| ૧૯૩૧ | ૧૦ | ૧,૯૨૯,૫૯૯ | ૧૯૩૬ | ૬ | ૧,૧૫૯,૪૭૦ |
| ૧૯૩૨ | ૯ | ૧,૭૭૮,૬૯૯ | ૧૯૩૭ | ૬ | ૧,૨૩૯,૬૨૯ |
| ૧૯૩૩ | ૮ | ૧,૫૦૫,૫૫૬ | ૧૯૩૮ | ૬ | ૧,૧૭૬,૭૬૬ |
| ૧૯૩૪ | ૮ | ૧,૫૯૪,૩૧૭ | | | |

## (૭) ચામડાં કમાવવાનો ઉદ્યોગ

હિંદ આજે કાચાં તથા અર્ધ કમાવેલ ચામડાં જગતને પુરા પાડવામાં મોટો હિસ્સો ધરાવે છે. એવી ગણતરી કરવામાં આવી છે કે આખા જગતના ઢોરોનો ત્રીજો ભાગ હિંદમાં મળી આવે છે. કાચાં ચામડાના હિંદના ઉત્પન્નના ૭૫ ટકા તથા બકરા તથા ઘેટાનાં ચામડાના લગભગ ૪૫ ટકા અત્યારે હિંદમાં કમાવવામાં આવે છે, બાકીનાની પરદેશ ખાતે નિકાસ કરવામાં આવે છે. હિંદના ચામડા કમાવવાના ઉદ્યોગના બે વિભાગ કરી શકાય, ઘરગથ્થુ અને આધુનિક. ઘરગથ્થુ ધંધો ચમાર ચલાવે છે. આધુનિક પદ્ધતિ કાનપુર, આગ્રા, કલકત્તા અને મદ્રાસમાં દાખલ કરવામાં આવી છે.

ક્રોમના ચામડાં કમાવવાનો દેશમાં અસાધારણ વિકાસ થયો છે. ખાસ કરીને કાનપુર, કલકત્તા તથા મદ્રાસમાં.

## (૮) સિમેંટ

હિંદમાં પોર્ટલેન્ડ સિમેંટ બનાવવાનું પહેલું સાહસ ૧૯૦૪માં મદ્રાસમાં એક નાના કારખાનાની શરૂઆતથી થયું. તે સત્વર બંધ પડયું, પણ થોડાં વર્ષ પછી ત્રણ નવી કંપની અસ્તિત્વમાં આવી અને અત્યારના ઉદ્યોગનો પાયો નાખ્યો. આના પછી તેજીનાં વર્ષો આવ્યાં પરંતુ પરિણામે ખોટી હરીફાઇ ઉભી થઈ અને માગ કરતાં ઉત્પન્ન વધી પડયું. તેને અંગે આ ઉદ્યોગ લગભગ પડી ભાંગવાની તૈયારીમાં આવી પડયો.

આનો ઉપાય કરવા માટે હિંદી સિમેંટ બનાવનારાઓના મંડળની સ્થાપના થઈ. તેનો હેતુ એકબીજાની સંમતિથી માગ પર અંકુશ મૂકવાનો તથા કિંમતનું નિયમન કરવાનો હતો. આ યોજના ખૂબ સફળ થઇ. સિમેંટના ઉપયોગ માટે જાહેર જનતાને કેળવવાના તથા વાપરનારને મફત મદદ તથા સલાહ આપવાના હેતુથી 'હિંદની કોંક્રીટ એસોસિયેશન'ની સ્થાપના થતાં આગેકદમ થઈ હતી.

આના પછી સિમેંટ માર્કેટિંગ કંપની અસ્તિત્વમાં આવી. જે કંપની આની સભ્ય હોય તેણે ઉત્પન્ન કરેલ માલના ઉઠાવનો આ કંપનીનો હેતુ હતો. પણ થોડાં વર્ષ પછી જણાયું કે ઉત્પન્ન તથા વેચાણને એકત્ર કરી નાખવાની જરૂર હતી.

તેથી ૧૯૩૬ ના ઓગસ્ટની પહેલી તારીખે બધી કંપનીઓ મળી જઇને મુંબઇમાં 'એસોસિયેટેડ સિમેંટ કંપનીઝ લિમિટેડ'ની સ્થાપના થઇ, પરંતુ ત્યારપછીનાં વર્ષોમાં દેશના જુદા જુદા ભાગોમાં અનેક કંપનીઓની સ્થાપના થઇ છે. તે કંપનીઓ એસોસિયેટેડ સિમેંટ કંપનીઝ સાથે જોડાયેલી નથી. પરિણામે જોઇએ તે કરતાં વધારે માલ ઉત્પન્ન થાય છે અને કાતિલ હરીફાઈ જામી છે.

કાચા માલને લાગેવળગે છે ત્યાં સુધી હિંદના ઘણા ભાગોમાં તે પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે. હિંદમાં સિમેંટનો માથાદીઠ ઉપયોગ ફકત આઠ રતલનો છે.

તાજેતરમાં જ દાલમિયા સિમેંટ કંપની તથા એસોસિયેટેડ સિમેંટ કંપની વચ્ચે સમાધાની થતાં ખોટી હરીફાઈ અટકી છે તથા ભાવો પણ સુધર્યા છે.

કાચી વસ્તુઓ તો હિંદનાં ઘણા ભાગોમાં પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે.

## ૯ રેશમ

હિંદમાં કાચા રેશમનું મોટું ઉત્પાદન થાય છે. દેશના જુદા જુદા ભાગોમાં વિવિધ પ્રકારના રેશમના કીડા ઉછેરવામાં આવે છે. રેશમ ઉત્પાદન કરનારા ચાર મુખ્ય પ્રદેશો (૧) મદ્રાસનો કોઈમ્બતુર પ્રદેશ તથા મહિસુર (૨) બંગાળાના મુર્શિદાબાદ, માલ્દાહ, રાજશાહી તથા વીરભૂમ પ્રાંતો (૩) કાશ્મીર અને (૪) આસામ છે. હિંદમાં કાશ્મીર અગત્યનું રેશમનું કેન્દ્ર છે અને તે ઉદ્યોગનો રાજ્યનો ઇજારો છે. હિંદમાં રેશમનો ઉદ્યોગ મુખ્યત્વે કરીને ગૃહઉદ્યોગ છે. રેશમના વેપારનાં મુખ્ય કેન્દ્રો, અમૃતસર, બનારસ, જલંધર, માલ્દા, મુર્શિદાબાદ, બાંકુરા, રાજશાહી, ભાગલપુર, અમદાવાદ, શોલાપુર, મહિસુર, ત્રિચિનોપલ્લી, તાંજોર અને શ્રીનગર છે.

## (૧૦) શણ

આખા જગતમાં શણની મિલનો ઉદ્યોગ વણાટ–ઉદ્યોગમાં બીજે નંબરે આવે છે. શણ ખાસ કરીને બંગાળા ઇલાકામાં ગંગા–બ્રહ્મપુત્રાના ખીણપ્રદેશમાં અને આસામમાં ઉગાડવામાં આવે છે. કુલ પેદાશના ૯૦ ટકા બંગાળામાં ઉત્પન્ન થાય છે. નદીના પૂરને અંગે ખેડૂત ખાતરનું કંઇ પણ ખર્ચ કર્યા સિવાય દર વર્ષે આ પાક વાવ્યા કરે છે. એકવાર છોડ ઊગ્યા પછી તેના પર જરા પણ ધ્યાન આપવાની જરૂર રહેતી નથી અને છોડ ૧૦–૧૨–ફૂટ ઊંચો થાય છે. સારી રીતે વધવાને માટે ભીનાશવાળી જમીન અને ગરમ ભીની હવાની જરૂર છે. એકવાર બરાબર મૂળ નાખ્યા પછી, પાણીમાં હોય તોપણ, છોડ સારી રીતે ઊગે છે; જો કે ખેતરમાં પાણી ભરાઇ ગયું હોય તો શરૂઆતમાં પ્રતિકૂળ અસર ઉત્પન્ન કરે છે. પાક પર આવ્યા પહેલાં જ છોડને કાપી નાખવામાં આવે છે. શણનું વાવેતર સામાન્યતઃ માર્ચથી મેમાં થાય છે અને જુલાઇથી સપ્ટેંબરમાં તેનો પાક ઉતારવામાં આવે છે.

કલકત્તાથી પરદેશ જતી હિંદી વસ્તુઓમાં ૫૦ ટકા કાચું તથા તૈયાર શણ હોય છે. ૧૯૨૮–૨૯ માં તો આખા હિંદમાંથી નિકાસ થયેલ કુલ વસ્તુઓના ૬૪ ટકા શણ હતું. આખા હિંદની નિકાસમાં કાચા તથા તૈયાર શણનો વેપાર ૨૦થી ૨૫ ટકા હોય છે, જો કે ૧૯૨૮–૨૯માં તે પ્રમાણ ૨૮ ટકા હતું.

જગતમાં શણ ઉત્પન્ન કરનાર તરીકે હિંદ ઇજારો ભોગવી રહેલ છે. શણ કાંતવાની પહેલી મિલ ૧૮૫૫માં રિશરા (સીરામપોર) ખાતે શરૂ થઇ અને ૧૮૫૯માં યાંત્રિકશાળની શરૂઆત થઇ.

કલકત્તા નજીક હુગલીના કિનારા પર નાના વિસ્તારમાં શણ બનાવવાનો ઉદ્યોગ ચાલી રહ્યો છે. શણની બનાવટના ચાર વર્ગ પાડી શકાય: (૧) ચોખા, ઘઉં તથા તેલીબિયાંને પેક કરવા માટે વપરાતા કોથળા (૨) રૂ, ઊન વગેરેને બાંધવા માટે વપરાતાં ગૂણપાટ (૩) ખરબચડી શેતરંજી તથા કામળીઓ (૪) દોરડાં, રસી વગેરે.

હિંદની શણની નિકાસ મુખ્યત્વે કરીને યુનાઇટેડ કિંગ્ડમમાં, જર્મનીમાં, અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટસમાં તથા ફ્રાન્સમાં થાય છે. આ દેશના પરદેશ સાથેના વેપારમાં મોટે ભાગે શણની બનાવટની વસ્તુઓ હોય છે. બંગાળામાં શણની ખેતીએ ઘણી જગ્યાએ ચોખાની ખેતીને બંધ પાડી દીધી છે.

ઢાકાની ખેતીવાડી સંશોધન પ્રયોગશાળા તથા ટોલીગંજની ટેકનોલોજિકલ રીસર્ચ લેબોરેટરી શણ ઉગાડવાના તથા તેના વેપાર સંબંધી સંશોધન કરી રહેલ છે.

'ઇન્ડિયન જ્યુટ મિલ એસોસિયેશન' (હિંદી શણનું મિલમંડળ) આ ઉદ્યોગ પર કાબૂ ધરાવતું મંડળ છે, જો કે મંડળને કોઈ પ્રકારની સત્તા નથી, તેમ જ મંડળનાં કાર્યોનો સ્વીકાર કરવો કે કેમ તે સભ્યોની મરજી ઉપર છે. હિંદની દરેક મિલ તેની સભ્ય છે અને અખિલ હિંદના હિત ધરાવતા નવ સભ્યોની કમિટી તેનું નિયમન કરે છે.

| સાલ | નિકાસ (ટનમાં) | નિકાસની કિંમત (લાખ રૂપિયામાં) |
|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૧,૩૮૬,૩૫૪ | ૪૪,૭૮ |
| ૧૯૩૧–૩૨ | ૧,૨૪૯,૬૩૬ | ૩૩,૧૧ |
| ૧૯૩૨–૩૩ | ૧,૨૪૨,૮૦૯ | ૩૧,૪૪ |
| ૧૯૩૩–૩૪ | ૧,૪૨૦,૩૨૨ | ૩૨,૩૧ |
| ૧૯૩૪–૩૫ | ૧,૪૩૭,૧૯૨ | ૩૨,૩૪ |

## શણની મિલો

| સાલ | મિલની સંખ્યા | ભરપાઇ થયેલ થાપણ (હજાર રૂપિયામાં) | (હજાર પાઉંડમાં) |
|---|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૧૦૦ | ૧૯,૬૭,૭૦ | ૨૫,૨૫ |
| ૧૯૩૫–૩૬ | ૧૦૪ | ૧૯,૯૭,૦૭ | ૨૫,૨૫ |
| ૧૯૩૬–૩૭ | ૧૦૪ | ૨૦,૨૧,૫૨ | ૨૫,૨૫ |
| ૧૯૩૭–૩૮ | ૧૦૫ | ૨૦,૨૯,૦૬ | ૨૫,૨૫ |

## શણનું ઉત્પન્ન

| સાલ | ક્ષેત્રફળ (૧૦૦૦ એકરમાં) | ઉત્પન્ન (૪૦૦ રતલની ગાંસડી ૧૦૦૦ ગાંસડીમાં) | સાલ | ક્ષેત્રફળ (૧૦૦૦ એકરમાં) | ઉત્પન્ન (૪૦૦ રતલની ગાંસડી ૧૦૦૦ ગાંસડીમાં) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૪ | ૨,૬૭૦ | ૮,૫૦૦ | ૧૯૩૭ | ૨,૮૮૯ | ૮,૬૫૬ |
| ૧૯૩૫ | ૨,૧૮૧ | ૭,૨૧૫ | ૧૯૩૮ | ૩,૧૬૫ | ૬,૮૧૯ |
| ૧૯૩૬ | ૨,૮૮૬ | ૯,૬૧૧ | ૧૯૩૯ | ૩,૧૧૯ | ૯,૬૩૫ |

## શણમાંથી બનેલો માલ

## (કેન્વાસ, કોથળા, શણિયા, દોરડાં, સૂતળી વગેરે)

| વર્ષ | ટન | વાર |
|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૯૪૯,૮૨૦ | ૧,૧૬૦,૭૪૬,૮૨૬ |
| ૧૯૩૫–૩૬ | ૧,૦૧૧,૧૬૧ | ૧,૩૨૮,૫૨૩,૬૯૨ |
| ૧૯૩૬–૩૭ | ૧,૨૫૩,૧૧૩ | ૧,૮૩૪,૨૪૯,૫૬૬ |
| ૧૯૩૭–૩૮ | ૧,૩૧૧,૬૫૮ | ૧,૯૫૮,૨૩૮,૯૬૧ |
| ૧૯૩૮–૩૯ | ૧,૨૨૧,૪૮૨ | ૩,૪૭૯,૫૦૮,૨૮૫ |

## શાળ અને ત્રાકોની સંખ્યા

| | શાળ | ત્રાક | | શાળ | ત્રાક |
|---|---|---|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૬૧,૩૮૭ | ૧,૨૨૧,૭૮૬ | ૧૯૩૬–૩૭ | ૬૫,૨૭૩ | ૧,૩૦૦,૦૭૭ |
| ૧૯૩૫–૩૬ | ૬૩,૭૨૪ | ૧,૨૭૯,૪૬૧ | ૧૯૩૭–૩૮ | ૬૬,૭૦૫ | ૧,૩૩૭,૯૫૯ |

## બ્રિટિશ હિંદમાં સહકારી મંડળીઓ

| સાલ | મંડળીઓની સંખ્યા | ઉપયોગમાં લેવાતી મૂડી | સભ્યો |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૯૦,૦૬૪ | ૮૩,૫૯,૫૮,૦૯૨ | ૩,૮૯૦,૭૬૮ |
| ૧૯૩૧–૩૨ | ૮૯,૫૪૨ | ૮૩,૮૯,૦૭,૮૧૫ | ૩,૮૬૧,૬૧૨ |
| ૧૯૩૨–૩૩ | ૮૮,૭૦૫ | ૮૬,૭૩,૮૯,૪૫૫ | ૩,૮૩૧,૭૯૦ |
| ૧૯૩૩–૩૪ | ૮૮,૩૬૪ | ૮૬,૪૪,૨૫,૪૯૬ | ૩,૮૪૬,૧૨૭ |
| ૧૯૩૪–૩૫ | ૮૯,૧૮૪ | ૮૭,૩૯,૩૦,૮૯૪ | ૩,૯૩૭,૨૫૨ |
| ૧૯૩૫–૩૬ | ૮૮,૯૬૯ | ૮૮,૦૬,૯૯,૦૯૪ | ૩,૯૫૨,૧૧૨ |
| ૧૯૩૬–૩૭ | ૯૨,૧૨૫ | ૮૯,૭૧,૨૬,૪૭૨ | ૪,૧૫૫,૦૧૯ |
| ૧૯૩૭–૩૮ | ૯૪,૨૪૪ | ૯૨,૯૦,૫૬,૩૮૦ | ૪,૩૫૦,૧૮૧ |
| ૧૯૩૮–૩૯ | ૧૦૪,૩૩૬ | ૯૬,૨૪,૭૩,૭૪૪ | ૪,૮૨૯,૧૫૫ |
| ૧૯૩૯–૪૦ | ૧૧૮,૭૦૫ | ૯૬,૮૮,૪૩,૭૪૧ | ૫,૫૩૪,૦૫૧ |

## અફીણની આવક તથા ખર્ચ

| સાલ | આવક રૂપિયા | ખર્ચ રૂપિયા |
|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૨,૫૩,૨૭,૪૬૦ | ૭૪,૩૬,૪૮૩ |
| ૧૯૩૧–૩૨ | ૨,૦૭,૪૧,૫૩૩ | ૭૯,૭૭,૨૨૬ |
| ૧૯૩૨–૩૩ | ૮૯,૮૬,૧૫૨ | ૮૩,૮૭,૪૭૯ |
| ૧૯૩૩–૩૪ | ૧,૫૮,૯૬,૭૭૯ | ૭૦,૮૧,૫૬૯ |
| ૧૯૩૪–૩૫ | ૭૧,૯૪,૨૦૮ | ૩૪,૮૮,૫૪૩ |
| ૧૯૩૫–૩૬ | ૬૧,૧૦,૩૫૬ | ૩૪,૬૪,૮૮૧ |
| ૧૯૩૬–૩૭ | ૪૭,૬૬,૩૦૨ | ૨૮,૮૧,૯૧૧ |
| ૧૯૩૭–૩૮ | ૫૦,૭૫,૬૪૪ | ૨૪,૪૮,૪૨૬ |
| ૧૯૩૮–૩૯ | ૫૦,૮૮,૭૫૩ | ૨૫,૫૫,૫૫૯ |
| ૧૯૩૯–૪૦ | ૪૭,૧૩,૭૫૩ | ૨૩,૯૩,૧૯૫ |

## ટંકશાળમાં પાડેલ સિક્કાની કિંમત (રૂપિયામાં)

| સાલ | રૂપું | નિકલ | તાંબું | કાંસું |
|---|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૯૯,૮૩,૮૮૩ | ૧૯,૪૪,૦૦૦ | ૨,૬૫૬ | ૮,૦૦,૩૧૨ |
| ૧૯૩૧–૩૨ | ૪૯,૦૦,૦૦૦ | ... | ... | ૧,૮૯,૭૦૦ |
| ૧૯૩૨–૩૩ | ૭૭,૪૩,૧૯૯ | ૮૫,૦૦૦ | ... | ૨,૪૦,૧૦૦ |

| સાલ | રૂપું | નિકલ | ત્રાંબું | કાંસું |
|---|---|---|---|---|
| ૧૯૩૩–૩૪ | ૨૦,૨૮,૨૬૩ | ૧૮,૦૮,૦૦૦ | ૧,૫૨૦ | ૧૦,૨૭,૭૦૦ |
| ૧૯૩૪–૩૫ | ૫,૬૯,૨૦,૩૯૦ | ૨૯,૦૦,૦૦૦ | ૯૮૦ | ૧૫,૧૧,૭૦૦ |
| ૧૯૩૫–૩૬ | ૧૯,૮૯,૪૫૬ | ૬૧,૫૯,૫૮૪ | ... | ૧૬,૮૦,૩૦૦ |
| ૧૯૩૬–૩૭ | ૪૯,૨૮,૬૫૨ | ૨૮,૫૯,૨૩૪ | ... | ૧૬,૭૫,૧૦૪ |
| ૧૯૩૭–૩૮ | ૧,૧૩,૩૮,૮૫૮ | ૮૦,૯૫,૦૮૮ | ૬૦,૫૧૨ | ૨૨,૮૫,૧૮૮ |
| ૧૯૩૮–૩૯ | ૩૭,૬૫,૨૦૭ | ૩૬,૮૫,૨૯૯ | ... | ૧૭,૯૫,૪૧ |
| ૧૯૩૯–૪૦ | ૧,૨૬,૬૬,૧૭૦ | ૯૦,૮૯,૨૯૧ | ૨૫,૦૦૦ | ૨૯,૮૭,૪૦૯ |

## દુષ્કાળ નિવારણ માટેનું ખર્ચ

| | રૂપિયા | | રૂપિયા | | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૨૨–૨૩ | ૫,૯૦,૭૫૬ | ૧૯૨૮–૨૯ | ૨૩,૧૮,૭૪૦ | ૧૯૩૪–૩૫ | ૧૦,૨૦,૮૪૬ |
| ૧૯૨૩–૨૪ | ૭,૦૪,૯૦૨ | ૧૯૨૯–૩૦ | ૪૮,૯૩,૦૫૬ | ૧૯૩૫–૩૬ | ૧૯,૫૬,૩૩૪ |
| ૧૯૨૪–૨૫ | ૨૨,૨૮,૫૩૫ | ૧૯૩૦–૩૧ | ૨૦,૦૨,૦૬૦ | ૧૯૩૬–૩૭ | ૧૫,૪૦,૪૩૬ |
| ૧૯૨૫–૨૬ | ૧૪,૧૦,૨૫૯ | ૧૯૩૧–૩૨ | ૧૬,૩૯,૩૦૪ | ૧૯૩૭–૩૮ | ૧૪,૨૦,૮૫૨ |
| ૧૯૨૬–૨૭ | ૧૫,૪૯,૭૨૩ | ૧૯૩૨–૩૩ | ૮,૦૨,૯૩૬ | ૧૯૩૮–૩૯ | ૫૯,૭૨,૭૯૮ |
| ૧૯૨૭–૨૮ | ૧૯,૧૭,૮૯૦ | ૧૯૩૩–૩૪ | ૩,૪૮,૭૯૩ | | |

## હિંદની ખાણોની સંખ્યા

| | ખાણોની સંખ્યા | ખાણોમાં કામ કરતા મજુરોની સંખ્યા | | ખાણોની સંખ્યા | ખાણોમાં કામ કરતા મજુરોની સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૨ | ૧,૨૮૧ | ૨૦૪,૬૫૮ | ૧૯૩૬ | ૧,૯૭૩ | ૨૬૯,૫૭૩ |
| ૧૯૩૩ | ૧,૪૨૪ | ૨૦૬,૫૦૭ | ૧૯૩૭ | ૧,૯૨૫ | ૨૬૭,૮૫૮ |
| ૧૯૩૪ | ૧,૬૭૫ | ૨૨૯,૩૮૧ | ૧૯૩૮ | ૧,૯૫૩ | ૩૦૬,૨૬૦ |
| ૧૯૩૫ | ૧,૮૧૩ | ૨૫૩,૯૭૦ | | | |

## રબર

રબર મુખ્યત્વે દક્ષિણ હિંદમાં ઉગાડવામાં આવે છે. ૧૯૪૦ના ૩૧ મી ડીસેમ્બરે રબરનું કુલ વાવેતર ૧૩૬,૬૨૭ એકરમાં કરવામાં આવ્યું હતું. આ ક્ષેત્રફળમાં ૧૪,૭૬૯ માલીકોની જમીનનો સમાવેશ થતો હતો. આગલા વર્ષમાં વાવેતર ૧૩૩,૯૬૨ એકરમાં હતું તથા માલિકોની જમીનની સંખ્યા ૧૪,૦૭૮ હતી. વાવેતરની કુલ જમીનના ૭૬ ટકા ત્રાવણકોરમાં, ૯ ટકા કોચીનમાં, ૧૨ ટકા મદ્રાસમાં, ૧ ટકો મહિસુરમાં તથા ૨ ટકા કુર્ગમાં હતા.

૧૯૩૯ના ડીસેમ્બરની ૩૧મીએ પૂરા થતા વર્ષમાં કાચા રબરનું કુલ ઉત્પન્ન ૩૧,૩૯૦,૬૬૩ રતલ હતું. ત્યારે આગલા વરસમાં આ ઉત્પન્ન ૩૧,૦૬૫,૭૫૯ રતલ હતું. રબર માટે રોકાણ પાડેલ કુલ ક્ષેત્રફળના દર એકર દીઠ ઉત્પન્ન કોચીનમાં ૩૧૬ રતલ, ત્રાવણકોરમાં ૨૬૯ રતલ, મદ્રાસમાં ૨૫૬ રતલ, કુર્ગમાં ૨૩૯ રતલ અને મહિસુરમાં ૮૧ રતલ છે.

૧૯૪૧ના છેલ્લા ત્રણ માસ માટે રબર આયાત કરવાનો હિસ્સો આંતરરાષ્ટ્રીય રબર નિયમન કમીટીએ 'સ્ટાન્ડર્ડટનેજ'ના ૧૨૦ ટકા નક્કી કર્યો હતો ત્યારે આગલા ત્રણ માસમાં તે હિસ્સો ૧૦૦ ટકા હતો.

૧૯૪૦માં કમીટીએ કુલ ૮૩½ ટકા રબર છૂટું કર્યું હતું, તેમાં હિંદના રબરનો હિસ્સો ૮૨ ટકા હતો. આ પ્રમાણની સાથે ૧૯૩૯માં ૫૭ ટકા, ૧૯૩૮માં ૫૦ ટકા, ૧૯૩૭માં ૭૦ ટકા, ૧૯૩૬માં ૬૦ ટકા અને ૧૯૩૫માં ૬૬½ ટકાને સરખાવી શકાય.

૧૯૩૯માં રબરની વાવેતરની જમીન પર દૈનિક સરેરાશ ૩૨,૯૪૭ માણસોને રોકવામાં આવ્યા હતા. તેમાં ૨૩,૨૯૧ કાયમી હતા તથા ૯,૬૫૬ હંગામી હતા. આગલા વર્ષે કુલ સંખ્યા ૩૨,૩૭૭ની હતી. જેમાં ૨૩,૦૬૩ કાયમી તથા ૯,૩૧૪ હંગામી હતા.

૧૯૩૯ના ડીસેંબરની ૩૧મી તારીખે સુકા રબરનો કુલ જથ્થો ૫,૬૭૪,૬૧૮ રતલનો ગણવામાં આવ્યો હતો. ત્યારે ૧૯૩૮ની તે જ તારીખે તે જથ્થો ૮,૦૫૧,૧૬૬ રતલ હતો.

હિંદમાંથી દરિયાઇ રસ્તે રબરની આયાત ૧૯૩૯-૪૦માં બે કરોડ તેત્રીસ લાખ રતલની થઇ હતી. આગલા વર્ષે તે સંખ્યા બે કરોડ રતલની હતી. આ પૈકી યુનાઇટેડ કિંગ્ડમમાં ૨૭ ટકા, યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) ૪૬ ટકા, જર્મની ૭ ટકા અને સીલોન ૧૬ ટકાનો ઉપાડ કરતું હતું.

## રબરનું ઉત્પન્ન તથા વાવેતર

| સાલ | હિંદમાં ઉત્પન્ન થયેલ સૂકું રબર (રતલ) | વાવેતર (એકરમાં) | સાલ | હિંદમાં ઉત્પન્ન થયેલ સૂકું રબર (રતલ) | વાવેતર (એકરમાં) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૧ | ૧૧,૬૭૦,૭૧૫ | ૭૪,૬૬૯ | ૧૯૩૬ | ૩૦,૪૪૭,૯૧૯ | ૧૨૪,૬૦૫ |
| ૧૯૩૨ | ૧,૮૦૨,૮૯૫ | ૭૦,૯૮૩ | ૧૯૩૭ | ૩૨,૨૯૬,૫૦૭ | ૧૨૫,૭૩૨ |
| ૧૯૩૩ | ૫,૦૪૮,૦૪૯ | ૧૧૯,૦૯૦ | ૧૯૩૮ | ૩૧,૦૬૫,૭૫૯ | ૧૨૫,૩૧૧ |
| ૧૯૩૪ | ૨૬,૪૪૩,૩૨૬ | ૧૧૯,૦૯૦ | ૧૯૩૯ | ૩૧,૩૯૦,૬૬૩ | ૧૩૩,૯૬૨ |
| ૧૯૩૫ | ૨૭,૫૫૩,૭૬૨ | ૧૨૨,૬૪૬ | | | |

## રબરની આયાત નિકાસ (૧૦૦૦ રતલમાં)

| | આયાત | નિકાસ | | આયાત | નિકાસ |
|---|---|---|---|---|---|
| ૧૯૩૬-૩૭ | ૬૮૪,૬૧૫ | ૬,૭૦૮,૩૪૨ | ૧૯૩૮-૩૯ | ૫,૧૯૬,૫૫૮ | ૫,૦૩૩,૭૭૪ |
| ૧૯૩૭-૩૮ | ૭,૧૬૪,૮૫૩ | ૬,૨૧૫,૪૨૩ | ૧૯૩૯-૪૦ | ૭,૪૮૪,૬૪૪ | ૭,૨૬૫,૫૦૯ |

## હિંદી સરકારનું વ્યાજુ દેવું

(કરોડ રૂપિયામાં)

| સાલ | હિંદમાં | ઇંગ્લંડમાં | કુલ |
|---|---|---|---|
| ૧૯૩૧ | ૬૫૧·૭૮ | ૫૧૮·૧૨ | ૧,૧૬૯·૯૦ |
| ૧૯૩૨ | ૭૦૭·૧૮ | ૫૦૬·૪૫ | ૧,૨૧૩·૬૩ |
| ૧૯૩૩ | ૭૦૬·૪૮ | ૫૦૫·૩૬ | ૧,૨૧૧·૮૪ |
| ૧૯૩૪ | ૭૧૩·૫૯ | ૫૧૨·૧૫ | ૧,૨૨૫·૭૪ |
| ૧૯૩૫ | ૭૨૬·૦૨ | ૫૧૩·૧૧ | ૧,૨૩૯·૧૩ |
| ૧૯૩૬ | ૭૦૪·૯૮ | ૫૦૩·૩૪ | ૧,૨૧૦·૩૨ |
| ૧૯૩૭ | ૭૧૬·૬૨ | ૪૯૩·૦૭ | ૧,૧૯૯·૬૯ |
| ૧૯૩૮ | ૭૧૭·૩૫ | ૪૭૯·૮૧ | ૧,૧૯૭·૧૬ |

## હિંદના સોનાની વ્યાજુ મિલકત

(કરોડ રૂપિયામાં)

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૯૧૩·૭૪ | ૧૯૩૩ | ૯૭૨·૬૦ |
| ૧૯૩૧ | ૯૩૮·૯૦ | ૧૯૩૪ | ૯૭૪·૪૬ |
| ૧૯૩૨ | ૯૫૮·૯૧ | ૧૯૩૫ | ૯૭૭·૮૬ |
| ૧૯૩૬ | ૯૮૯.૭૨ | | |

## પરદેશમાં હિંદીઓની પરિસ્થિતિ

**યુનાઇટેડ કિંગ્ડમ**—હિંદીઓ પર કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ નથી, પરંતુ કેટલાંક સ્થળોએ ખાસ હોટેલો તથા બોર્ડિંગ હાઉસોમાં રંગભેદ જણાય છે.

**ફ્રાન્સ**—કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ કે રંગભેદ નથી.

**યુનાઇટેડ સ્ટેટસ અમેરિકા**—અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સમાં હિંદીઓને વસાહત કરવા દેવામાં આવતી નથી, તેમ જ તે દેશમાં તેમને નાગરિકપણાનો હક્ક મળતો નથી. કાયદો અમલમાં આવ્યા પહેલાં જે હિંદીઓ ત્યાં હતા તેમને આ કાયદો લાગુ પાડવામાં આવેલ નથી.

**દક્ષિણ આફ્રિકા તથા આફ્રિકાના બીજા ભાગો**—હિંદીઓ સામે પ્રતિબંધો મૂકવામાં દક્ષિણ આફ્રિકા તથા કેન્યા સૌથી વધારે ગુનેગાર છે. ફક્ત કેપના પ્રાંતોમાં જ હિંદીઓ રાજકીય તથા મ્યુનિસિપલ હક્કો ભોગવે છે, બાકીના બધા પ્રાંતોમાં તેમને કોઈ પણ પ્રકારના હક્ક નથી. આખા યુનિયનમાં તથા ખાસ કરીને ટ્રાન્સવાલમાં વેપારનાં લાઇસન્સમાં હિંદીઓ સાથેનો વર્તાવ જુદા પ્રકારનો છે. ટ્રાન્સવાલમાં 'લોકેશન'ની બહાર હિંદીઓ સ્થાવર મિલકત ખરીદ કરી શકતા નથી. હિંદીઓ સામેના નામચીન કાયદા 'મિકસ્ડ મેરેજ એક્ટ' (સંમિશ્ર લગ્નકાયદો) તથા 'ટ્રાન્સવાલ એશિયાટિક લેન્ડ એક્ટ' છે, બીજા કેટલાક સામાજિક પ્રતિબંધો પણ છે. હિંદીઓ માટે અનામત રાખેલા ડબ્બામાં જ તેઓ મુસાફરી કરી શકે તેવા રેલવેના તથા ટ્રામવેના કાયદાઓ છે. શરતના મેદાનમાં, કલબોમાં તથા સિનેમા વગેરેમાં તેમને જવા દેવામાં આવતા નથી. ૧૯૩૯માં પસાર કરવામાં આવેલ 'ધી એશિયાટિક લેન્ડ એન્ડ ટ્રેડિંગ એક્ટ'થી કેપટાઉનનું સમાધાન તદ્દન રદ થયું છે અને હિંદીઓને જુદા રાખવાનો સિદ્ધાંત દાખલ થયો છે. કેન્યામાં, કેન્યાના ઉચ્ચ પ્રદેશોમાં હિંદીઓ ખેતીવાડીની જમીનની માલિકી ધરાવી શકતા નથી. ત્યાંની જમીન તો યુરોપિયનો માટે અનામત રાખવામાં આવી છે.

**વેસ્ટ ઇન્ડીઝ**—ફીજી, મલાયા અને વેસ્ટ ઇન્ડીઝમાં હિંદીઓનું રાજકીય તથા સામાજિક સ્થાન નીચું છે.

**કેનેડા, ઑસ્ટ્રેલિયા અને ન્યુઝીલાંડ**—આ દેશોમાં હિંદીઓને વસવા દેવામાં આવતા નથી.

**બર્મા**—૧૯૩૭માં બર્માને જુદો પાડવામાં આવ્યા પછી હિંદી-વિરોધી લાગણી ખૂબ જાગી છે. ૧૯૩૮ હિંદી-વિરોધી સખત હુલ્લડ થયાં હતાં તેમાં લગભગ ૨૦૦ હિંદીઓ મરાયા હતા, લગભગ ૭૫૦ ઘવાયા હતા અને નુકસાનીનો અડસટ્ટો ૫૬ લાખ રૂપિયાનો હતો.

**સિલોન**—હિંદી-વિરોધી પુષ્કળ કાયદાઓ પસાર કરવામાં આવ્યા છે. હિંદી-વિરોધી કેટલાક કાયદા નીચે આપવામાં આવ્યા છે :

(૧) હિંદી યુનિવર્સિટીઓએ આપેલ મેડિકલ ડિગ્રી તથા ડિપ્લોમા માન્ય કરવામાં આવતાં નથી.

(૨) હિંદમાંથી મોકલવામાં આવતાં ઘી, ઈંડાં, શાકભાજી, ફળો તથા ચોખા પર ૧૯૩૪ અને ૧૯૩૫માં ભારે જકાત નાખવામાં આવી છે.

(૩) ૧૯૩૮–૩૯માં બધાં સરકારી ખાતાઓમાંથી હિંદીઓને દૂર કરવા માટે સિલોનની સરકાર યત્ન કરી રહેલ છે. હાલ તુરત તો નોકરીમાં રોજિંદા હિંદી મજૂરો હોય તેને હિંદમાં પાછા મોકલવા સરકાર વિચાર ચલાવે છે. ૧૯૩૪ના એપ્રિલની પહેલી તારીખ પછી જે રોજિંદા હિંદી મજૂરોને રાખવામાં આવ્યા હોય તે બધાને હાંકી કાઢવાની સરકારે દરખાસ્ત કરી છે.

## પરદેશમાં હિંદીઓ

| દેશનું નામ | હિંદીઓની વસ્તી | | ગણતરીની સાલ |
|---|---|---|---|
| **બ્રિટિશ સામ્રાજ્ય** | | | |
| ૧ સિલોન | ૬૮૨,૫૭૦[1] | | ૧૯૩૮ |
| ૨ બ્રિટિશ મલાયા[2] | ૭૪૯,૦૦૦ | | ૧૯૪૦ |
| ૩ હોંગકોંગ | ૪,૭૪૫ | | ૧૯૩૧ |
| ૪ મોરિશિયસ | ૨૬૯,૭૦૧ | | ૧૯૩૭ |
| ૫ સેશલ્સ | ૫૦૩ | | ૧૯૩૧ |
| ૬ જિબ્રાલ્ટર | ૮૦ | (આશરે) | ૧૯૩૨ |
| ૭ નાઇજીરિયા | ૩૨ | | ૧૯૩૧ |
| ૮ કેનિયા | ૪૨,૩૬૮ | | ૧૯૩૭ |
| ૯ યુગાન્ડા | ૧૮,૮૦૦ | | ૧૯૩૭ |
| ૧૦ ન્યાસાલેંડ | ૧,૬૩૧ | (એશિયાવાસી) | ૧૯૩૭ |
| ૧૧ ઝાંઝીબાર | ૧૪,૨૪૨ | | ૧૯૩૧ |
| ૧૨ ટાંકાનેકા પ્રદેશ | ૨૩,૪૨૨ | | ૧૯૩૧ |
| ૧૩ જમૈકા | ૧૮,૬૬૯ | | ૧૯૩૬ |
| ૧૪ ટ્રિનિડાડ | ૧૫૪,૦૮૩ | | ૧૯૩૭ |
| ૧૫ બ્રિટિશ ગિયાના | ૧૪૨,૯૭૮ | | ૧૯૩૭ |
| ૧૬ ફીજી ટાપુઓ | ૮૯,૩૩૩ | | ૧૯૩૭ |
| ૧૭ ઉત્તર રોડેસિયા | ૪૨૧ | (એશિયાવાસી) | ૧૯૩૭ |
| ૧૮ દક્ષિણ રોડેશિયા | ૨,૧૮૪ | (એશિયાવાસી) | ૧૯૩૬ |
| ૧૯ કેનેડા | ૧,૫૯૯ | | ૧૯૩૧ |
| ૨૦ ઑસ્ટ્રેલિયા | ૨,૪૦૪ | | ૧૯૩૩ |
| ૨૧ ન્યુઝીલેંડ | ૧,૧૬૬ | | ૧૯૩૨ |
| **દક્ષિણ આફ્રિકા** | | | |
| ૨૨ નાતાલ | ૧૮૩,૬૪૬ | | ૧૯૩૬ |
| ૨૩ ટ્રાન્સવાલ | ૨૫,૫૬૧ | | ૧૯૩૬ |
| ૨૪ કેપ પ્રાંત | ૧૦,૬૯૨ | | ૧૯૩૬ |

૧. ફક્ત હિંદી મજૂરો ૦૮.   ૨. સ્ટ્રેઇટ સેટલમેન્ટ્સ, ફેડરેટેડ અને અનફેડરેટેડ મલાયા સ્ટેટ્સનો સમાવેશ થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૨૫ ઓરેન્જ ફ્રી સ્ટેટ | ૨૯ | | ૧૯૩૬ |
| ૨૬ દક્ષિણ આફ્રિકા પ્રોટેક્ટોરેટ | ૪૦૯ | (એશિયાવાસી) | ૧૯૩૬ |
| ૨૭ સાઉથ–વેસ્ટ આફ્રિકા | ૧૪ | ,, | ૧૯૩૬ |
| ૨૮ માલદીવ | ૫૫૦ | ( આશરે ) | ૧૯૩૩ |
| ૨૯ બ્રિટિશ ઉત્તર બોર્નિયો | ૧,૨૯૮ | | ૧૯૩૧ |
| ૩૦ એડન | ૮,૧૬૮ | | ૧૯૩૭ |
| ૩૧ બ્રિટિશ સોમાલીલેન્ડ | ૫૨૦ | | ૧૯૩૧ |
| ૩૨ યુનાઇટેડ કિંગ્ડમ | ૭,૧૨૮ | | ૧૯૩૨ |
| ૩૩ માલ્ટા | ૪૧ | | ૧૯૩૩ |
| ૩૪ ગ્રેનેડા | ૫,૦૦૦ | | ૧૯૩૨ |
| ૩૫ સેંટ લુશિયા | ૨,૧૮૯ | | ૧૯૨૧ |
| ૩૬ બ્રિટિશ હોંડુરાસ | ૪૯૭ | | ૧૯૩૧ |
| બ્રિટિશ સામ્રાજ્યમાં કુલ. | ૨,૪૭૧,૫૨૨ | | |
| ૩૭ ડચ ઇસ્ટ ઇન્ડીઝ | ૨૭,૬૩૮ | | ૧૯૩૦ |
| ૩૮ સિયામ | ૫,૦૦૦ | ( આશરે ) | ૧૯૩૧ |
| ૩૯ ફ્રેંચ ઇન્ડો ચાયના | ૫,૦૦૦ | ,, | ૧૯૩૧ |
| ૪૦ જાપાન | ૩૦૦ | ,, | ૧૯૩૧ |
| ૪૧ બેહરીન | ૫૦૦ | | ૧૯૩૩ |
| ૪૨ ઇરાક | ૨,૫૯૬ | | ૧૯૩૨ |
| ૪૩ મસ્કત | ૪૪૧ | | ૧૯૩૩ |
| ૪૪ પોર્તુગીઝ પૂર્વ આફ્રિકા | ૫,૦૦૦ | | ૧૯૩૧ |
| ૪૫ માડાગાસ્કર | ૭,૯૪૫ | | ૧૯૩૧ |
| ૪૬ રિ–યુનિયન | ૧,૫૩૩ | | ૧૯૩૩ |
| ૪૭ યુનાઇટેડ સ્ટેટ્સ અમેરિકા | ૫,૮૫૦ | | ૧૯૩૦ |
| ૪૮ ડચ ગિયાના | ૩૭,૯૩૩ | | ૧૯૩૨ |
| ૪૯ બ્રાઝિલ | ૨,૦૦૦ | | ૧૯૩૧ |
| ૫૦ યુરોપના દેશો | ૧,૦૦૦ | | ... |
| પરદેશની કુલ સંખ્યા | ૧૦૩,૭૩૬ | | |
| બધા દેશોની કુલ સંખ્યા | ૨,૫૭૫,૨૫૮ | | |

## પરદેશમાં વસાહત

| સાલ | મદ્રાસ બંદરથી પરદેશ ગયેલા વસાહતીઓ | કરાંચી તથા મુંબઇથી પરદેશ ગયેલા વસાહતીઓ | હિંદમાં પાછા ફરેલા વસાહતીઓ |
|---|---|---|---|
| ૧૯૨૯–૩૦ | ૧૩૫,૨૬૨ | ૧,૯૩૪ | ૧૩૪,૩૩૧ |
| ૧૯૩૦–૩૧ | ૭૪,૮૦૨ | ૧,૫૨૫ | ૧૪૩,૩૩૬ |
| ૧૯૩૧–૩૨ | ૩૦,૮૮૯ | ૧,૦૦૨ | ૧૫૦,૯૪૩ |

| સાલ | મદ્રાસ બંદરથી પરદેશ ગયેલા વસાહતીઓ | કરાંચી તથા મુંબઇથી પરદેશ ગયેલા વસાહતીઓ | હિંદમાં પાછા ફરેલા વસાહતીઓ |
|---|---|---|---|
| ૧૯૩૨–૩૩ | ૧૭,૧૫૯ | ૯૮૧ | ૧૩૧,૩૨૫ |
| ૧૯૩૩–૩૪ | ૧૮,૭૪૧ | ૧,૧૬૪ | ૮૪,૧૭૬ |
| ૧૯૩૪–૩૫ | ૧૧૦,૬૮૭ | ૧,૨૯૪ | ૫૮,૬૧૭ |
| ૧૯૩૫–૩૬ | ૧૩,૬૩૫ | ૯૭૯ | ૫૫,૯૫૨ |
| ૧૯૩૬–૩૭ | ૧૨,૫૨૧ | ૧,૨૧૯ | ૫૮,૦૫૮ |
| ૧૯૩૭–૩૮ | ૪૮,૫૩૭ | ૧,૭૦૭ | ૫૫,૩૧૪ |
| ૧૯૩૮–૩૯ | ૧૧,૨૫૮ | ૨,૯૯૩ | ૭૮,૮૨૬ |

## ૧૯૩૯–૪૦નાં છાપખાનાં, વર્તમાનપત્રો તથા પ્રગટ થયેલ પુસ્તકો

| પ્રાંત | છાપખાનાં | વર્તમાનપત્રો | સામયિકો | અંગ્રેજી અથવા યુરોપની ભાષામાં પ્રગટ થયેલ પુસ્તકો | હિંદની ભાષામાં પ્રગટ થયેલ પુસ્તકો |
|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૨,૭૩૪ | ૬૧૭ | ૯૮૫ | ૫૫૧ | ૨,૫૦૭ |
| મુંબઇ | ૧,૨૦૮ | ૫૯૩ | ..... | ૬૨૪ | ૩,૨૭૦ |
| સિંધ | ૩૦૭ | ૧૩૯ | ૬૦ | ૯૫ | ૩૪૦ |
| બંગાળા | ૧,૭૩૮ | ૧૫૪ | ૭૬૨ | ૧,૩૮૩ | ૩,૦૭૪ |
| સંયુક્તપ્રાંતો | ૧,૦૮૫ | ૩૪૧ | ૫૦૪ | ૨૯૭ | ૨,૯૨૭ |
| પંજાબ | ૫૫૧ | ૪૧૮ | ૪૫૫ | ૩૫૦ | ૧,૮૩૪ |
| બિહાર | ૨૪૯ | ૪૩ | ૯૪ | ૩૩ | ૧૭૪ |
| ઓરિસ્સા | ૭૮ | ૩૧ | ૬૫ | ૨૧ | ૫૧૯ |
| મધ્યપ્રાંત અને વરાડ | ૩૨૧ | ૮૯ | ૩૮ | ૩૮ | ૨૫૨ |
| આસામ | ૯૮ | ૩૦ | ૪૮ | ૨ | ૨૮ |
| સરહદપ્રાંત | ૪૮ | ૪૨ | ૩ | ૧૩ | ૩ |
| અજમેર–મેરવાડા | ૪૨ | ૧૨ | ૧૬ | ૧૦ | ૧૪૧ |
| કૂર્ગ | ૨ | ૨ | ૧ | ૧ | ૭ |
| દિલ્હી | ૧૭૭ | ૬૧ | ૮૨ | ૨૪ | ૨૪૨ |
| | ૮,૫૪૮ | ૨,૮૭૨ | ૩,૧૧૩ | ૩,૪૪૨ | ૧૪,૮૨૦ |

## હિંદમાં છપાયેલ પુસ્તકો

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૩૨–૩૩ | ૧૬,૨૮૯ | ૧૯૩૫–૩૬ | ૧૬,૬૫૨ | ૧૯૩૮–૩૯ | ૧૭,૪૩૫ |
| ૧૯૩૩–૩૪ | ૧૬,૭૬૩ | ૧૯૩૬–૩૭ | ૧૭,૧૫૮ | ૧૯૩૯–૪૦ | ૧૮,૨૬૨ |
| ૧૯૩૪–૩૫ | ૧૬,૭૩૫ | ૧૯૩૭–૩૮ | ૧૭,૧૫૮ | | |

## હિંદના જકાતખાતાના આંકડા

| સાલ | કુલ મહેસુલ (રૂ. માં) | વળતર (રૂ. માં) | ખર્ચ (રૂ. માં) |
|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૪૭,૮૪,૨૮,૫૭૭ | ૧,૦૩,૫૨,૩૩૨ | ૯૧,૬૯,૯૦૦ |
| ૧૯૩૧–૩૨ | ૪૭,૭૧,૭૭,૧૨૮ | ૧,૨૮,૧૦,૬૦૨ | ૯૦,૪૯,૮૬૧ |
| ૧૯૩૨–૩૩ | ૫૩,૩૧,૬૨,૬૭૨ | ૧,૩૬,૪૫,૨૧૨ | ૯૨,૯૪,૩૯૨ |
| ૧૯૩૩–૩૪ | ૪૮,૫૫,૧૫,૪૮૦ | ૧,૩૮,૭૪,૦૯૫ | ૯૮,૫૬,૬૮૦ |
| ૧૯૩૪–૩૫ | ૫૪,૨૫,૩૨,૫૨૫ | ૧,૫૭,૯૦,૬૧૦ | ૧,૧૦,૭૩,૩૭૨ |
| ૧૯૩૫–૩૬ | ૫૬,૦૨,૬૧,૩૯૩ | ૧,૯૧,૧૨,૪૧૮ | ૧,૧૭,૨૩,૫૬૮ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૬–૩૭ | ૫૫,૫૦,૮૨,૮૧૯ | ૧,૯૩,૩૧,૪૯૧ | ૧,૪૨,૩૧,૧૫૩ |
| ૧૯૩૭–૩૮ | ૪૭,૨૮,૫૫,૪૬૫ | ૧,૫૨,૬૫,૫૮૦ | ૧,૦૯,૨૦,૩૭૧ |
| ૧૯૩૮–૩૯ | ૪૪,૫૧,૪૮,૦૪૦ | ૧,૪૯,૯૪,૬૯૫ | ૧,૧૯,૫૫,૦૦૫ |
| ૧૯૩૯–૪૦ | ૫૦,૪૩,૧૯,૪૫૩ | ૧,૯૯,૯૬,૫૯૩ | ૮૨,૮૧,૮૨૪ |

## કેરોસીન

| | હિંદનું ઉત્પન્ન (ગેલનમાં) | બર્મામાંથી થયેલ આયાત (ગેલનમાં) | બીજા દેશોમાંથી થયેલ આયાત (ગેલનમાં) |
|---|---|---|---|
| ૧૯૩૬–૩૭ | ૩૫,૮૨૧,૬૦૮ | ૧૧૯,૯૭૭,૩૮૬ | ૬૧,૪૮૮,૬૦૧ |
| ૧૯૩૭–૩૮ | ૩૬,૭૮૦,૪૮૬ | ૧૩૨,૮૪૭,૮૦૮ | ૬૯,૭૬૫,૯૩૮ |
| ૧૯૩૮–૩૯ | ૩૮,૩૮૦,૫૮૯ | ૧૧૩,૯૯૬,૦૬૯ | ૬૭,૯૭૬,૮૧૧ |
| ૧૯૩૯–૪૦ | ૨૮,૧૭૬,૪૭૬ | ૧૧૨,૧૧૫,૦૮૬ | ૮૧,૨૫૮,૦૩૩ |

## લોકોનું કરજ

સેન્ટ્રલ બેંકિંગ ઇન્કવાયરી કમિટી ખેડૂતોનું દેવું લગભગ ૯૦૦ કરોડનું ગણે છે. જુદા જુદા પ્રાંતના આંકડા નીચે મુજબ છે :

| પ્રાંત | ખેડુતોનું કુલ કરજ (રૂપિયા) | પ્રાંત | ખેડુતોનું કુલ કરજ (રૂપિયા) |
|---|---|---|---|
| આસામ | ૨૨ કરોડ | બિહાર અને ઓરિસ્સા | ૧૫૫ કરોડ |
| બંગાળ | ૧૦૦ ,, | કુર્ગ | ૩૫–૫૫ ,, |
| મુંબઇ | ૮૧ ,, | મદ્રાસ | ૧૩૦ ,, |
| મધ્યપ્રાંત | ૩૬ ,, | પંજાબ | ૧૩૫ ,, |
| મધ્યપ્રદેશ | ૧૮ ,, | સંયુક્તપ્રાંતો | ૧૨૪ ,, |
| બર્મા | ૫૦–૬૦ ,, | | |

**હિંદમાં ધીરધાર કરનાર શાહુકારોની સંખ્યા**–બંગાળામાં શાહુકારોની સંખ્યા ૪૫,૦૦૦ મુંબઇમાં ૨૦,૦૦૦, પંજાબમાં ૫૫,૫૦૦, મધ્યપ્રાંત ૪૩,૦૦૦, બિહાર અને ઓરિસ્સામાં ૧૦૦,૦૦૦ અને દિલ્હીમાં ૧૦૦ છે.

**વ્યાજનોદર**–વ્યાજનો દર સ્થળે સ્થળે જુદો હોય છે. આસામમાં વ્યાજનો દર ૧૨ ટકાથી ૭૫ ટકા છે. મુંબઇમાં સામાન્યતઃ વ્યાજનો દર ૧૨ ટકાથી ૨૫ ટકા છે, પરંતુ સિંધમાં ૫૦ ટકા સુધીનો છે. અને પઠાણ શાહુકારો કેટલીક વાર ૩૬૦ ટકા વ્યાજ લે છે. બંગાળમાં માલ ઉપર વ્યાજનો દર ૧૮¾ ટકાથી ૩૭½ ટકાનો હોય છે પણ અંગ–ઉધારનો દર ૩૦૦ ટકા સુધીનો હોય છે. બિહાર અને ઓરિસ્સામાં અનાજ ઉપરનો પ્રચલિત દર ૨૫ ટકા છે, બીજાં સ્થળોએ ૫૦ ટકા છે. મધ્યપ્રાંતમાં અને વરાડમાં વ્યાજનો સામાન્ય દર ૧૨ થી ૨૪ ટકાનો છે. મદ્રાસમાં પણ તે દર ૧૨ થી ૨૪ ટકાનો છે, પણ કોઇ વાર વધીને ૩૬ ટકા અને ૪૮ ટકા સુધી પણ થાય છે. પંજાબમાં પ્રથમ વર્ગના માલ પર વ્યાજનો દર ૬ થી ૯ ટકા અને બીજા વર્ગના માલ પર ૯ થી ૧૨ ટકાનો છે. સંયુક્તપ્રાંતોમાં વ્યાજનો દર ૭½ ટકાથી ૧૨ ટકાનો છે.

**હિંદનું કરજ**–હિંદનું કુલ કરજ લગભગ ૧, ૧૬૦ કરોડ રૂપિયા છે, તેમાંથી ૧૭૮ કરોડને અનુત્પાદક કહી શકાય. આ રકમમાં હિંદનો મહાન યુદ્ધમાં ફાળો, નવા દિલ્હીની યોજના, પેન્શન અને અને વિઝાગાપટ્ટમના બંદરનો સમાવેશ થાય છે. કુલ રૂપિયાનું કરજ ૭૭૬ કરોડ તથા સ્ટર્લિંગનું કરજ ૪૮૭ કરોડનું છે.

# હિંદનાં બંદરો

## પોર્ટટ્રસ્ટ

હિંદમાં બંદરોની ખૂબ તંગી છે. બલુચિસ્તાનથી કોમોરીન ભૂશિર સુધીના પશ્ચિમ કિનારા પરના બંદરો, કરાચી કચ્છના અખાતના બંદરો, ખંભાતના અખાતના બંદરો, મુંબઇ તથા કોચીનનો અપવાદ બાદ કરતાં, મે માસની આખરથી સપ્ટેમ્બરની શરૂઆત સુધી, ચોમાસાને અંગે બંધ કરવા પડે છે અને પૂર્વના કાંઠા પર કુદરતી બારાં નથી, જો કે મદ્રાસ તથા વિઝાગાપટ્ટમનાં કૃત્રિમ બારાં ગમે તે ઋતુમાં વહાણોને સહીસલામત નાંગરવાની જગ્યા આપે છે. કલકત્તા માત્ર દરિયાથી દૂર છે એટલું જ નહિ પરંતુ હુગલીમાં નદીના મુખ આગળ થતાં ભાઠાને અંગે તે જોઇએ તેટલું ઉપયોગી નથી. ચિત્તાગોંગમાં પણ તે જ પ્રકારની અડચણો છે. પરિણામે હિંદના પરદેશી વેપારનો ૬/૭ ભાગ છ બંદરોમાં જ કેન્દ્રિત થયેલો છે; કલકત્તા, મુંબઈ, કરાચી, મદ્રાસ, કોચીન અને વિઝાગાપટ્ટમ. મુંબઇ, કરાચી અને કોચીન તો કુદરતી બારાં છે.

નાના બંદરોમાં ખંભાતના અખાતમાં આવેલું ભાવનગર, મેંગલોર, કલિકટ, તુતીકોરીન, તાંજોર પ્રાંતમાં આવેલ નેગાપટમ, પોંડીચરી, કોકનાડા અને ચિત્તાગોંગ છે.

કલકત્તા, મુંબઇ, કરાચી, મદ્રાસ અને ચિત્તાગોંગના બંદરો, વ્યવસ્થા માટે પોર્ટટ્રસ્ટ અથવા પોર્ટ કમીશ્નરની સત્તા નીચે મુકવામાં આવ્યા છે. આના ટ્રસ્ટીઓ અથવા કમીશનરો અંશતઃ સરકારના નીમેલા અને અંશતઃ ચૂંટી કાઢેલા હોય છે. તેઓ સ્થાનિક અથવા શાહી સરકારના અંકુશ હેઠળ હોય છે. માલ ચડાવવા ઉતારવા માટે કર નાખવાની તથા આ રીતે મળેલી રકમ, બંદરની સુધારણા માટે ખરચવાની, કાયદા હેઠળ તેમને વિશાળ સત્તા હોય છે.

## બંદરોનું વર્ણન

**કરાચી**—હિંદમાં તે યુરોપથી નજીકમાં નજીક બંદર છે. માત્ર સિંધ માટે જ નહિ પરંતુ ઉત્તર-પશ્ચિમ હિંદ, બલુચિસ્તાન અને અફગાનિસ્તાન સાથેના પરદેશી વેપારનું તે પ્રવેશદ્વાર છે. મુખ્ય નિકાસ ઘઉં, રૂ, જવ, ચોખા, ચણા, તેલીબીયાં, ઊન, ચામડાં અને પશુઓના હાડકાં. મુખ્ય આયાત, સુતરાઉ અને ગરમ કાપડ, સાકર માટેનું સાંચાકામ, લોઢું અને પોલાદ, ખનીજ તેલો, કોલસો, અને 'કોક' છે. અગત્યની દૃષ્ટિએ બંદરોમાં કરાચીનું સ્થાન ત્રીજું આવે છે. ૧૯૨૯માં વિમાની વ્યવહાર શરૂ થતાં કરાચી હિંદનું આગેવાન વિમાની બંદર બન્યું છે. બંદરનો વહીવટ પંદર સભ્યોની બનેલી પોર્ટટ્રસ્ટ બોર્ડ કરે છે.

**મુંબઇ**: પશ્ચિમ સાથેના હિંદના વેપાર માટે મુંબઇ કુદરતી બારું છે. દેશના પશ્ચિમ કિનારા પર મધ્યમાં તે આવેલું હોઇ ઉપયોગની દૃષ્ટિએ તેનું સ્થાન અગત્યનું છે. બીજા કોઇ બંદર જેટલું જ તે એડન અને સુએઝની નહેરની નજીક છે. બંદરનો વહીવટ મુંબઇ પોર્ટટ્રસ્ટની દેખરેખ તથા અંકુશ હેઠળ છે. પોર્ટટ્રસ્ટ કાયદાએ ઉત્પન્ન કરેલ મંડળ છે. સરકારે આખા વખતને માટે નીમેલ પ્રમુખ તથા નીમાયેલ તથા ચૂંટાયેલ એકવીસ સભ્યોનું તે બનેલું છે. બારૂં આખા જગતમાં સૌથી વધારે સહીસલામત તથા વિશાળ છે. તે ૭૪ ચોરસ માઇલના વિસ્તારમાં આવેલું છે અને વર્ષની ગમે તે ઋતુમાં વહાણો ત્યાં નાંગરી શકે છે. તે ૧૪ માઇલ લાંબું, ૪ થી ૬ માઇલ પહોળું તથા તેની ઊંડાઇ ૨૨ થી ૪૦ ફુટની છે. તેમાં ત્રણ ભીનાં તથા બે સુકાં 'ડૉક' છે. આ 'ડૉકો' ઉપરાંત સંખ્યાબંધ 'બંદરો' છે જ્યાં મછવાઓમાંથી માલ ચડાવવા ઉતારવાની વ્યવસ્થા કરવામાં આવે છે.

**મદ્રાસ**—અત્યારનું બંદર કોન્ક્રીટની બે દિવાલોથી કરવામાં આવ્યું છે. તેની અંદર ૨૦૦ એકરનો વિસ્તાર આવેલો છે. તેના પ્રવેશદ્વારમાં ૧૪ જેટલાં વહાણોની સગવડ થઇ શકે તેમ છે.

મદ્રાસમાં આયાત થતી વસ્તુઓ, ચોખા, તથા અનાજ, કોલસા, તેલ, ખાતર, કાગળ અને સ્ટેશનરી, સાગ, ખાંડ, રંગવાની તથા ચામડું કમાવવાની વસ્તુઓ, ધાતુ, કાચ તથા કાચનો સામાન, રસાયણો, લોઢાનો સામાન, સાંચાકામ, મોટરો, સાઇકલો તથા તેને લગતો સામાન, દારુ, રેલવેના યંત્રો તથા ડબાઓ છે.

**કલકત્તા** : હુગલી નદીના કાંઠા પર ૨૨°૩૩' ઉત્તર અક્ષાંશ તથા ૩૯°૨૧' પૂર્વ રેખાંશમાં કલકત્તા આવેલું છે. તે દરિયાથી લગભગ ૮૦ માઇલ દૂર છે અને હિંદના પૂર્વ કિનારાપર મોટામાં મોટું બંદર છે. આ બંદરની વિશિષ્ટતા તેને પહોંચવાની મુશ્કેલી છે. બંદરમાં અત્યારે આવતા વહાણોના કદ માટે હુગલી નદીને કુદરતી જળમાર્ગ ગણી શકાય તેમ નથી. કલકત્તાનું વહાણવટું દરીઆઇ ભરતી ઓટપર નિર્ભર છે. ભરતીને લગતા નિર્ણિત સમયે જ વહાણો ત્યાં આવી શકે અગર બહાર જઇ શકે છે. બંદર, શણ, ચા તથા કોલસાના ઉદ્યોગોને તથા બિહાર સંયુક્ત પ્રાંતોના ઘઉં તથા બીયાંના વેપારને ઉપયોગી છે. ઇસ્ટ ઇન્ડિયન, બેંગાલ નાગપુર તથા ઇસ્ટર્ન બેંગાલ રેલવે તથા બંગાળા તથા આસામનાં અસંખ્ય જળમાર્ગોના વિસ્તારમાં આવેલા ખેતીપ્રદેશોને પણ તે ઉપયોગી છે. હિંદના દરિયાઇ વેપારનો લગભગ અધો ભાગ કલકત્તાદ્વારા થાય છે.

બંદર તરીકે કલકત્તાને નીચે મુજબ સગવડતા છે.

(૧) ઇન્ડો–ગેન્જેટિક પ્રદેશ હિંદમાં ખૂબ ગીચ વસ્તીવાળો પ્રદેશ છે. તેના મુખ પર કલકત્તા આવેલું છે.

(૨) તેના અંદરના ભાગમાં શણનાં કારખાનાઓ, કોલસાની ખાણો, લોઢાની ખાણો, પેટ્રોલિયમની ખાણો, અબરખ તથા મેંગેનીઝની ખાણો, તથા ચાના બગીચા આવેલા છે. આ બધી ચીજોનો પરદેશ સાથેનો વેપાર કલકત્તા મારફત થાય છે.

(૩) લોઢું ગાળવાનો ઉદ્યોગ પણ તેના અંદરના પ્રદેશમાં આવેલો છે.

બંદરની વ્યવસ્થા પોર્ટટ્રસ્ટ કરે છે. પોર્ટટ્રસ્ટની સ્થાપના ૧૮૭૦માં કરવામાં આવી હતી. અત્યારે તે પ્રમુખ, ઉપપ્રમુખ તથા સત્તર કમીશ્નરોનું બનેલું છે. આ પૈકી ૧૨ કમીશ્નરોની ચૂંટણી થાય છે તથા પાંચ સરકાર નિયુક્ત હોય છે.

મુખ્ય આયાત, સુતરાઉ માલ ચોખા, મીઠું, પેટ્રોલિયમ, લોઢું તથા સાંચાકામ છે ત્યારે નિકાસ, શણ, કોથળા, ચા, ચામડાં, તેલીબીયાં, ચોખા, મેંગેનીઝ (કાચીધાતુ), ઘડાઉ લોઢું તથા કોલસા છે.

**ચિત્તાગોંગ** : પૂર્વ બંગાળામાં કરણફુલી નદીના મુખથી લગભગ દશ માઇલ પર આવેલું છે. મુખ્ય નિકાસ, ચા, શણ, મીણ, રૂ, ચોખા, કમોદ, તેલ, શણગારનો સામાન, તેજાના, તમાકુ, મરઘા બતકાં તથા જીવતાં જાનવરો છે. તાજેતરના વર્ષોમાં ચાની નિકાસ માટે આ બંદર ખૂબ પ્રખ્યાત થયું છે. પરદેશની આયાત થતી વસ્તુઓમાં મીઠું, લોઢા તથા પોલાદનો સામાન, સુતરાઉ કાપડ, ચાની પેટીઓ, સાંચાકામ, હાર્ડવેર, કટલરી, દારુ, રસાયણો, દવા તથા તેલનો સમાવેશ થાય છે. અગાઉ ૧૯૨૮ ની એપ્રિલની ૧લી તારીખે તેને મોટું બંદર ગણવામાં આવ્યું અને તેની વ્યવસ્થા બંગાળ સરકાર પાસેથી લઇને હિંદી સરકારને સોંપવામાં આવી. પોર્ટટ્રસ્ટમાં ૧૨ કમીશ્નરો છે.

**કોચીન** : હિંદના મલબાર કાંઠા પર છે અને મુંબઇથી ૫૮૦ માઇલ દૂર છે. તેને હમણાં જ મોટા બંદર તરીકે જાહેર કરવામાં આવ્યું છે. મુંબઇ અને કોલંબો વચ્ચે તે અતિ અગત્યનું બંદર છે. કોચીન

અને ત્રાવણકોર રાજ્યના મહત્વના સ્થાનોને જોડતા સરસ જળમાર્ગો છે. અત્યારે તેમાં સ્ટીમરોને લંગર નાખવા માટે ૯ મોટી તથા ૨ નાની જગ્યાઓ છે.

**પોરબંદર** : અરબી સમુદ્રમાં આવેલ પ્રાચીન બંદરોમાંનું એક છે. મુંબઇ અને કરાંચી વચ્ચે સીધા વેપાર માર્ગમાં તે આવેલું છે. સ્ટીમરોને લંગર નાખવા માટે તે ખૂબ સગવડભર્યું બંદર છે. રેલવે સાથે તે દેશના આંતરિક ભાગો સાથે સંકળાયેલું છે.

**તુતીકોરીન** : આ બંદર આખું વર્ષ ખુલ્લું રહે છે અને મદ્રાસ અને કોચીન પછી, દક્ષિણહિંદ સાથે તેનો વધારેમાં વધારે વેપાર છે. બંદર એટલું છીછરૂં છે કે સ્ટીમરો કાંઠાથી લગભગ પાંચ માઇલ દૂર ઉભી રહે છે. ૧૯૨૪માં ત્યાં પોર્ટટ્રસ્ટ સ્થાપવામાં આવ્યું હતું. ચોખા, દાળ, ડુંગળી, મરચાં તથા જીવતાં પશુઓનો લંકા સાથે મોટો વેપાર છે.

**વિઝાગાપટ્ટમ** : અત્યારે તે મોટું બંદર છે અને ભાવિની ખૂબ આશા આપી રહ્યું છે. તે મદ્રાસ અને કલકત્તાની લગભગ અધવચે આવી રહેલું છે. મુખ્ય નિકાસ, મેંગેનીઝ, સુકાં આમળાં, સરસવ અને ખોળ છે. પરદેશની બધી આયાત પરદેશના બંદરોથી સીધી આવે છે.

**ઓખા** : વડોદરા રાજ્યનું બંદર છે અને કાઠિયાવાડ દ્વીપકલ્પના છેક ઉત્તર પૂર્વ છેડે આવેલું છે. આખા વર્ષ દરમિયાન તે ખુલ્લું રહે છે.

**માર્માગોવા** : કોંકણ કાંઠા પર પોર્ટુગીઝ હિંદમાં માર્માગોવા દ્વીપકલ્પના પૂર્વ તરફના છેડા પર આવેલું છે. તેની મુખ્ય નિકાસ, મેંગેનીઝ, મગફળી, રૂ, નાળિયેર વિગેરે છે.

## પોર્ટટ્રસ્ટો

હિંદના પોર્ટટ્રસ્ટોનો વહીવટ, તે માટે ખાસ પસાર કરવામાં આવેલા કાયદા મુજબ થાય છે. આમાં ખાસ વિસંગતિ એ છે કે ટ્રસ્ટમાં યુરોપીઅન સભ્યોનું પ્રમાણ બહુ મોટું હોય છે. ખાસ કરીને કલકત્તામાં તો આ પ્રમાણ અતિ મોટું છે.

### પોર્ટટ્રસ્ટોની આવક તથા ખર્ચ

| | આવક | ખર્ચ |
|---|---|---|
| ૧૯૨૯–૩૦ | ૮,૫૨,૧૩,૦૧૭ | ૮,૭૧,૩૨,૭૬૩ |
| ૧૯૩૦–૩૧ | ૭,૫૬,૦૧,૮૩૦ | ૮,૧૭,૫૧,૦૭૩ |
| ૧૯૩૧–૩૨ | ૭,૧૬,૮૨,૦૫૯ | ૭,૯૩,૮૭,૨૨૦ |
| ૧૯૩૨–૩૩ | ૬,૬૩,૭૦,૦૬૧ | ૬,૯૧,૭૮,૭૨૫ |
| ૧૯૩૩–૩૪ | ૭,૨૮,૫૯,૫૯૯ | ૭,૩૭,૧૩,૭૧૭ |
| ૧૯૩૪–૩૫ | ૭,૬૩,૮૧,૦૬૯ | ૭,૫૯,૮૯,૫૨૧ |
| ૧૯૩૫–૩૬ | ૬,૭૪,૯૨,૬૦૪ | ૬,૮૫,૯૦,૮૯૫ |
| ૧૯૩૬–૩૭ | ૬,૯૦,૦૩,૬૭૨ | ૬,૬૮,૫૩,૮૨૬ |
| ૧૯૩૭–૩૮ | ૭,૩૨,૪૩,૦૩૨ | ૬,૮૨,૫૦,૩૩૬ |
| ૧૯૩૮–૩૯ | ૬,૯૮,૭૮,૦૬૦ | ૬,૭૭,૮૦,૬૨૫ |
| ૧૯૩૯–૪૦ | ૭,૫૪,૭૮,૨૪૪ | ૭,૩૭,૧૩,૭૧૭ |

## પોર્ટટ્રસ્ટો (૧૯૩૯–૪૦)

| | આવક (રૂ.) | ખર્ચ (રૂ.) |
|---|---|---|
| કલકત્તા | ૩,૫૫,૯૩,૯૫૦ | ૩,૩૦,૭૯,૮૦૨ |
| મુંબઈ | ૨,૭૦,૬૧,૫૮૮ | ૨,૫૮,૫૩,૮૫૬ |
| મદ્રાસ | ૪૫,૮૭,૪૦૮ | ૪૬,૯૭,૧૭૦ |
| કરાચી | ૭૩,૪૦,૫૭૪ | ૬૫,૫૯,૦૪૪ |
| ચિત્તાગોંગ | ૮,૯૪,૭૨૪ | ૬,૪૮,૨૨૫ |

## પોર્ટટ્રસ્ટના સભ્યો (૧૯૩૯–૪૦)

| | યુરોપીઅન | હિંદી | | યુરોપીઅન | હિંદી | | યુરોપીઅન | હિંદી |
|---|---|---|---|---|---|---|---|---|
| કલકત્તા | ૧૪ | ૫ | મદ્રાસ | ૯ | ૧૬ | ચિત્તાગોંગ | ૮ | ૪ |
| મુંબઈ | ૧૨ | ૧૦ | કરાચી | ૮ | ૭ | | | |

## સંસ્થાઓ માટે હિંદનાં જાણીતાં શહેરો

**અધાર** (મદ્રાસ) : એનિબિસંટે સ્થાપેલ થિયૉસૉફિકલ સોસાયટી માટે.

**બેંગલોર** (મહીસુર) : ઇન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સ માટે.

**ડહેરાદુન**—હિંદની લશ્કરી શાળા તથા હિંદની જાહેર શાળા માટે.

**ધનબાદ** : ખાણોના અભ્યાસની શાળા માટે.

**દયાળબાગ** (આગ્રા) રાધાસ્વામી પંથના ગુરુએ સ્થાપેલ આધુનિક ઔદ્યોગિક સંસ્થા માટે.

**ગાઝીપુર** : સરકારી અફીણના કારખાના માટે.

**જમશેદપુર** : હિંદમાં પોલાદના કારખાના માટે.

**કાણુલ** : શસ્ત્રની શાળા માટે,

**ખડકી** : વાયુવિદ્યાની સંસ્થા માટે.

**કસૌલી** : હડકાયા કૂતરાની રસીના પેસ્ચ્યુર ઇન્સ્ટિટ્યુટ માટે.

**રૂરકી** : ટોમસન સિવિલ એન્જિનિયરીંગ કૉલેજ માટે.

**શાંતિનિકેતન** (બોલપુર, બંગાળા) ટાગોરના વિશ્વવિદ્યાલય ‘વિશ્વભારતી’ માટે.

## હિંદનાં ખનીજો

### હિંદનું સ્થાન

૧ બ્રિટિશ સામ્રાજ્યમાં કોલસા તથા કાચું લોઢું ઉત્પન્ન કરનાર તરીકે હિંદનું સ્થાન બીજું છે.

૨ જગતના મેંગેનીઝના ઉત્પન્નનો ત્રીજો ભાગ હિંદમાં ઉત્પન્ન થાય છે અને જગતના અબરખના ઉત્પન્નનો પોણો ભાગ હિંદમાં થાય છે.

૩ બ્રિટિશ સામ્રાજ્યમાં કોલસા ઉત્પન્ન કરનાર તરીકે હિંદે પોતાનું બીજું સ્થાન જાળવી રાખ્યું છે.

૪ અત્યારે હિંદ, લોઢું તથા પોલાદ ઉત્પન્ન કરનાર તરીકે, બ્રિટિશ સામ્રાજ્યમાં બીજું સ્થાન ભોગવે છે. ફક્ત યુનાઇટેડ કિંગ્ડમ તેનાથી સરસાઈ ભોગવે છે.

૫ અબરખના ઉત્પાદનમાં હિંદ જગતમાં અગ્રગણ્ય સ્થાન ભોગવે છે.

હિંદના મુખ્ય ખનીજો, કોલસો, મેંગેનીઝ (કાચી ધાતુ) સોનું, મીઠું, કાચું લોઢું, સુરોખાર અને મોનેઝાઇટ છે.

કોલસો ખૂબ કીંમતી ખનીજ છે. કોલસાના ઉદ્‌ભવસ્થાન તરીકે સામ્રાજ્યમાં હિંદનું સ્થાન બીજું તથા જગતમાં આઠમું છે. હિંદી કોલસાનો મોટો ભાગ 'ગોંડવાના સિસ્ટમ' તરીકે જાણીતા થયેલ વિશાળ પ્રદેશમાં રહેલો છે. આ પ્રદેશ પૂર્વ પશ્ચિમ, બંગાળા, બિહાર, મધ્યહિંદ અને મધ્યપ્રાંતોમાં આવેલો છે. થોડો ઘણો કોલસો હૈદ્રાબાદમાં પણ મળી આવે છે અને આસામ, પંજાબ તથા બલુચિસ્તાનમાં પણ ખોદાયા વિનાનો જથ્થો પડી રહ્યો છે. કોલસાથી ઉતરતી અગત્યની ધાતુ મેંગેનીઝ ( કાચી ધાતુ ) ઉત્પન્ન કરનાર દેશોની યાદીમાં હિંદનું સ્થાન રશિયા પછી આવે છે અને જગતના ઉત્પન્નનો ત્રીજો ભાગ હિંદમાં ઉત્પન્ન થાય છે. કાચી ધાતુનો મોટો ભાગ મધ્યપ્રાંતની ખાણોમાંથી મળી આવે છે પણ કીઓંઝર તથા સંદુર રાજ્યો, તથા મુંબઇ તથા સિંગભૂમ પણ તેમાં ફાળો આપે છે. સામાન્યતઃ કાચી ધાતુ એટલી બધી કઠણ હોય છે કે તેની નાની ટેકરીઓ થઇ જાય છે, જે ખોદવામાં ખૂબ અનુકૂળ પડે છે. મધ્યપ્રાંતમાં જથ્થો એટલો મોટો છે કે ખલાસ થવાનો પ્રશ્ન ઉદ્‌ભવતો જ નથી. મેંગેનીઝનો મોટો ઉપાડ કરનારા દેશો યુનાઇટેડ કિંગ્ડમ, ફ્રાન્સ, જાપાન અને યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) છે.

હિંદના ખનીજોમાં અબરખનું સ્થાન ચોથું આવે છે, અને સોનાનું સ્થાન ત્રીજું છે. આખા જગતના અબરખનો પોણો ભાગ હિંદમાં ઉત્પન્ન થાય છે. આ ઉત્પન્નના એંસી ટકા બિહારમાં તથા ૨૦ ટકા મદ્રાસના નેલોર પ્રાંતમાં થાય છે. વીજળીવાળી ચીજોમાં વીજળીને વહી જતી અટકાવનાર પદાર્થ ( insulating material ) તરીકે અબરખ વપરાય છે. હિંદના પાંચ મહાન ખનીજોમાં પેટ્રોલિયમ છેલ્લું આવે છે. આખા જગતના ઉત્પન્નમાં હિંદનો ફાળો માત્ર ૧·૧૦ ટકા જ છે. આસામની આસામ ઑઇલ કંપનીના દિગ્બોઇના ક્ષેત્રમાંથી તથા પંજાબની અટક ઑઇલ કંપનીના ખોર તથા ધુલિયન ક્ષેત્રોમાં આ ઉત્પન્ન થાય છે.

કલઇ, સીસું, જસત તથા તાંબા જેવી હલકી ધાતુઓ હિંદમાં બહુ જ ઓછી ઉત્પન્ન થાય છે. બિહારના અબરખ પ્રદેશમાં કલઇ મળી આવે છે, પણ તેનો ખાસ ઉપયોગ થતો નથી. સિંગભૂમ (બિહાર)ના તાંબાનો એકજ પ્રદેશ એવો છે કે જ્યાં અત્યારે તાંબું ખોદી કાઢવામાં આવે છે.

હિંદમાં મીઠું ત્રણ રીતે મળી શકે છે. (૧) દરિયાના પાણીમાંથી (૨) અંદરના ભાગના સરોવરમાંથી તથા ભૂગર્ભના પાણીમાંથી તથા (૩) સિંધવના થરમાંથી. દરિયાના પાણીનું મીઠું મુખ્યત્વે કરીને મુંબઈ તથા મદ્રાસ કાંઠા પરથી આવે છે. બીજા પ્રકારનું મીઠું રજપુતાનાના 'સાંભર સૉલ્ટ' સરોવરમાંથી મળી આવે છે. સિંધવ મુખ્યત્વે કરીને પંજાબની 'સૉલ્ટ રેન્જ'માંથી, સરહદ પ્રાંતના કોહાટમાંથી તથા પંજાબના મંડી રાજ્યમાંથી મળી આવે છે. પંજાબના મીઠાના અગર લગભગ ૮૫ ટકા સિંધવ ઉત્પન્ન કરે છે.

ઉચ્ચ પ્રકારના કાચા લોઢાનું ઉત્પન્ન હિંદમાં પુષ્કળ થાય છે. બિહારના સિંગભૂમ પ્રદેશમાં તથા પાસેનાં પૂર્વ રાજ્યોમાં આ ધાતુ મળી આવે છે. બસ્તર રાજ્યમાં તથા મધ્યપ્રાંતના ચંદા તથા દ્રગ પ્રાંતોમાં તથા મહીસુરમાં બાબાબુદાન ટેકરીઓમાંથી પણ પણ આ ધાતુનો મોટો જથ્થો મળી આવે છે. આ ધાતુનું ઉત્પન્ન વાર્ષિક ત્રણ કરોડ ટન થવા આવ્યું છે. તેમાંનો મોટો ભાગ સિંગભૂમ, કીઓંઝર તથા મયુરભંજ રાજ્યમાંથી મળી આવે છે.

હિંદના ખનીજ ઉદ્યોગોની એક વિશિષ્ટતા એ છે કે ઇલ્મેનાઇટના ઉત્પન્નમાં ઝડપી વધારો થયો છે. આ ધાતુના ઉત્પન્નમાં હિંદે હવે અગ્રગણ્ય સ્થાન મેળવ્યું છે. 'ટિટેનિયમ' રંગની બનાવટને અંગે તેની માગ વધી છે. હિંદના દક્ષિણબિંદુ કોમોરીન ભૂશિર નજીકના કિનારાની કાળી રેતીમાં આ ખનીજ મળી આવે છે.

ઇલ્મેનાઇટની સાથે સંબંધ ધરાવતા ખનીજો મોનેઝાઇટ તથા ઝિર્કોન છે. આ ખનીજો પણ ત્રાવણકોર તથા કોમોરીન ભૂશિરના કાંઠાની રેતીમાં મળી આવે છે. ધોવાથી તથા લોહચુંબક વડે જુદા પાડવાથી આ ધાતુ મળી આવે છે. ઝિર્કોનમાંથી ઝિર્કોનિયા થાય છે.

ક્રોમાઇટ બલુચિસ્તાન, મહીસુર તથા બિહારના સિંગભૂમ પ્રાંતની ખાણોમાંથી મળી આવે છે.

હિંદમાં આખા દેશમાં સારા 'બૉક્સાઇટ'નો જથ્થો ઠેરઠેર પડેલો હોવાનું જાણીતું છે. મુંબઇથી માત્ર ૩૦ માઇલ જ દૂર 'તુંગરટેકરી' તેનો વિશિષ્ટ દાખલો છે. બાલાઘાટ, જબલપુર, મંડાલા, સાઓની અને નંદગામ પરગણામાં તથા બિહારમાં પણ મોટો જથ્થો રહેલો છે. અત્યારે તેનો ઉપયોગ પેટ્રોલને શુદ્ધ કરવામાં તથા ફટકડી બનાવવામાં થાય છે.

ઉદ્યોગોને ઉપયોગી થઇ પડે તેવા બીજા ખનીજો પૈકી હિંદમાં નીચેનાં ખનીજો મળી આવે છે. જીપ્સમ, કાશ્મીર, મદ્રાસ, પંજાબ, રજપુતાના તથા સંયુક્ત પ્રાંતોમાં, સ્ટીએટાઇટ મદ્રાસ ઇલાકામાં ગંતુર, બિહાર, મધ્યહિંદ, મધ્ય તથા સંયુક્તપ્રાંતો, પૂર્વના દેશી રાજ્યો, મહિસુર અને રજપુતાનામાં, 'ફુલ્લર્સ અર્થ' મધ્ય પ્રાંત, પંજાબ, અને રજપુતાનામાં, બેરિટિસ મદ્રાસ અને રજપુતાનામાં, 'ઓકર્સ' મધ્યહિંદ, મધ્યપ્રાંતો, પૂર્વના દેશીરાજ્યો, મદ્રાસ, ઓરીસા અને રજપુતાનામાં, ગ્રેફાઇટ, મહિસુર, મધ્યપ્રાંતો, મદ્રાસ, અને પૂર્વના દેશી રાજ્યોમાં, ટંગ્સ્ટેન (કાચી ધાતુ) જોધપુર રાજ્યમાં, એસ્બેસ્ટોસ, પૂર્વના રાજ્યો, મહિસુર અને રજપુતાનામાં, 'ફેલ્સ્પાર' મહિસુર અને રજપુતાનામાં, ગાર્નેટસેન્ડ મદ્રાસમાં, બેન્ટોનાઇટ જોધપુરમાં, એપેટાઇટ બિહાર અને મદ્રાસમાં ટેન્ટેલાઇટ બિહારમાં મોંઘીરમાં, અને એન્ટીમની (કાચી ધાતુ) ચિત્રલમાં મળી શકે છે.

હિંદનો હીરાનો ઉદ્યોગ અતિ પ્રાચીન છે અને હિંદમાં યુરોપિયન–આગમનના શરૂના દિવસોમાં ગોવલકોંડાની દોલતની વાતો ખૂબ સંભળાતી હતી. પરંતુ ગોવલકોંડામાં તો હીરાની બજાર હતી. હીરા તો ઉત્તર મદ્રાસ તથા મહાનદીની ખીણમાંથી આવતા હતા. આ પ્રદેશમાં થોડા સમયના અંતરે તથા અકસ્માત હીરા હજુ પણ મળી આવે છે, પણ ખરી ખાણ તો મધ્ય હિંદમાં પન્ના રાજ્યમાં છે. કાશ્મીરમાં ૧૪,૦૦૦ ફીટની ઊંચાઇએ બહુ ચોખ્ખા આસમાની રંગના નીલમ મળી આવે છે. બહુ ઘેરા જાંબુડિયા રંગના લસણિયા કિશનગઢના બરવાર પ્રાંતમાં તથા પાસેના જયપુર રાજ્યના પ્રદેશોમાં મળી આવે છે.

મોટા પ્રમાણમાં સિમેન્ટ બનાવવાની શરૂઆત ૧૯૧૪ માં થઇ. અત્યારે (૧૯૪૧) ૨૦ કંપનીઓ છે. તે એક બીજાના સહકારથી વાર્ષિક દશ લાખ ટન માલ ઉત્પન્ન કરે છે. વાપરવામાં આવતો ચુનાનો પત્થર ઘણે ભાગે વિંધ્ય પર્વતમાંથી મળી આવે છે. એવી જાતના પત્થરની પસંદગી કરવામાં આવે છે કે તેમાંથી જોઇતી માટીનો જથ્થો મળી આવે.

'જીપ્સમ' એ એવા પ્રકારનું ખનીજ છે કે તે ગાંગડાના સ્વરૂપમાં સેલેનાઇટ તરીકે ઓળખાય છે અને જ્યારે તેની બાળીને રાખ કરવામાં આવે છે ત્યારે 'પ્લાસ્ટર ઑફ પેરિસ' તરીકે ઓળખાય છે. તે સુક્કી જમીનનું ખનીજ છે અને છીછરા તળાવ અને ખારા સરોવરમાંથી મળી આવે છે. હિંદમાં તે

ત્રિચિનોપલી (મદ્રાસ), બલુચિસ્તાન, પંજાબ તથા સરહદપ્રાંતમાં મોટા જથ્થામાં મળી આવે છે અને મીઠાના અગરોની ચીકણી માટી સાથે તે સંકળાયેલ છે. સીમેન્ટ તથા પ્લાસ્ટરમાં તથા ખેતીમાં ખાતર તરીકે તેનો મોટા પ્રમાણમાં ઉપયોગ થાય છે.

'સ્ટીએટાઇટ' ભૂક્કાના રૂપમાં 'ફ્રેન્ચ ચાક' તરીકે ઓળખાય છે અને તેનો વિવિધ પ્રકારે ઔદ્યોગિક ખનીજોમાં ઉપયોગ થઇ રહ્યો છે. મૂર્તિ તથા પાટી પેનથી માંડીને 'સ્વિચ-બોર્ડ' તથા 'ફેસ પાવડર'ની બનાવટમાં તે વપરાય છે. જયપુર રાજ્યમાં, મદ્રાસના ગંતુર પ્રાંતમાં તથા જબલપુરમાં તે મળી આવે છે.

ગંધક—બલુચિસ્તાનમાં કાહિ-સુલતાન ખાતે ઉચ્ચ પ્રકારનો પાર્વતીય ગંધક મળી આવે છે. આ ખનીજની અગત્ય એ પરથી સમજાશે કે તેમાંથી 'સલ્ફયુરીક એસીડ' સીધો બની શકે છે અને બહુજ સાદી ક્રિયાથી તેમાંથી શુદ્ધ ગંધક બનાવી શકાય છે.

છેલ્લાં ચાળીસ વર્ષો દરમિયાન હિંદ અને બર્મામાં ઉત્પન્ન થયેલ ખનીજોની કિંમતથી ખનીજોના ઉત્પન્નના વિકાસનો કંઇક ખ્યાલ મળી આવશે. ૧૮૯૮માં તેની કિંમત ૩,૫૦૦,૦૦૦ પાઉંડથી ઓછી હતી. ૧૯૧૦માં તે કિંમત ૭,૮૦૦,૦૦૦ પાઉંડથી વધી ગઇ, ૧૯૧૮માં તે લગભગ ૧૬,૦૦૦,૦૦૦ પાઉંડ થઇ. ૧૯૨૮માં ૨૧,૦૦૦,૦૦૦ પાઉંડની વધી ગઇ અને ૧૯૩૮માં લગભગ ૩૩,૦૦૦,૦૦૦ પાઉંડ થઇ. હિંદનું ભૂસ્તર ખાતું ૧૮૪૬માં તેની સ્થાપના થઇ ત્યારથી જ સંશોધન કાર્યમાં મચી રહ્યું છે.

## હિંદની ખાણોમાં કામ કરતા મનુષ્યોની સરેરાશ સંખ્યા

| | કાયદા હેઠળ ખાણોની સંખ્યા | મનુષ્યોની સંખ્યા | | કાયદા હેઠળ ખાણોની સંખ્યા | મનુષ્યોની સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૩ | ૧,૪૨૪ | ૨૦૬,૫૦૭ | ૧૯૩૭ | ૧,૯૨૫ | ૨૬૭,૮૫૮ |
| ૧૯૩૪ | ૧,૬૭૫ | ૨૨૯,૩૮૧ | ૧૯૩૮ | ૧,૯૫૩ | ૩૦૬,૨૬૦ |
| ૧૯૩૫ | ૧,૮૧૩ | ૨૫૩,૯૭૦ | ૧૯૩૯ | ૧,૮૬૪ | ૩૦૫,૩૪૪ |
| ૧૯૩૬ | ૧,૯૭૩ | ૨૬૯,૫૯૩ | | | |

## ખાણોમાં થયેલ અકસ્માતો ૧૯૪૦

| | | | |
|---|---|---|---|
| જીવલેણ | ૨૬૧ | થોડી ઇજા | ૧૨,૮૮૦ |
| ગંભીર પ્રકારના | ૧,૪૮૩ | ભૂગર્ભમાં થયેલ | ૧૭ |

## સોનું

| સાલ | ઔંસ | કિંમત રૂપિયા |
|---|---|---|
| ૧૯૨૮ | ૩૭૬,૦૬૩ | ૨,૧૨,૮૨,૫૮૫ |
| ૧૯૨૯ | ૩૬૩,૮૬૯ | ૨,૦૬,૬૪,૨૬૮ |
| ૧૯૩૦ | ૩૨૯,૨૩૨ | ૧,૮૬,૮૫,૨૧૧ |
| ૧૯૩૧ | ૩૩૦,૪૮૮ | ૨,૦૮,૦૧,૯૪૩ |
| ૧૯૩૨ | ૩૨૯,૬૮૨ | ૨,૫૩,૫૧,૪૩૮ |
| ૧૯૩૩ | ૩૩૬,૧૦૮ | ૨,૬૭,૪૦,૦૭૧ |
| ૧૯૩૪ | ૩૨૨,૧૪૩ | ૨,૯૨,૭૧,૧૩૦ |
| ૧૯૩૫ | ૩૨૭,૬૫૩ | ૩,૦૪,૦૧,૭૭૫ |

| સાલ | ઔંસ | કિંમત રૂપિયા |
|---|---|---|
| ૧૯૩૬ | ૩૩૧,૯૪૬ | ૩,૦૪,૯૮,૪૦૯ |
| ૧૯૩૭ | ૩૩૦,૭૪૪ | ૩,૦૩,૯૫,૮૭૧ |
| ૧૯૩૮ | ૩૨૧,૧૩૮ | ૩,૦૪,૭૫,૩૯૭ |
| ૧૯૪૦ | ૨૯૮,૩૨૪ | ૩,૨૪,૬૧,૦૬૬ |
| ૧૯૪૧ | ૨૮૫,૧૬૨ | ૩,૨૭,૧૫,૩૦૧ |

## લોઢું (કાચી ધાતુ)

| સાલ | ટન | રૂપિયા | કારખાનામાં કામ કરતા મનુષ્યોની સંખ્યા |
|---|---|---|---|
| ૧૯૩૦ | ૧,૮૪૯,૬૨૫ | ૪૮,૭૨,૫૨૭ | ૧૨,૬૩૪ |
| ૧૯૩૧ | ૧,૬૨૪,૮૮૩ | ૪૧,૫૮,૭૩૭ | ૧૪,૬૦૫ |
| ૧૯૩૨ | ૧,૭૬૦,૫૦૧ | ૩૯,૧૯,૭૬૯ | ૧૨,૨૧૫ |
| ૧૯૩૩ | ૧,૨૨૮,૬૨૫ | ૨૪,૯૭,૯૧૪ | ૯,૫૯૩ |
| ૧૯૩૪ | ૧,૯૧૬,૯૧૮ | ૨૯,૭૧,૭૯૯ | ૧૪,૨૭૨ |
| ૧૯૩૫ | ૨,૩૬૪,૨૯૭ | ૩૫,૫૦,૩૨૭ | ૧૬,૮૩૩ |
| ૧૯૩૬ | ૨,૫૨૬,૯૩૧ | ૩૯,૧૧,૮૭૦ | ૨૧,૧૧૮ |
| ૧૯૩૭ | ૨,૮૭૦,૮૩૨ | ૪૫,૮૬,૩૭૮ | ૨૦,૦૪૩ |
| ૧૯૩૮ | ૨,૭૪૩,૬૭૫ | ૪૮,૫૬,૯૭૪ | ૧૯,૫૭૭ |

## અબરખ

અબરખ, હિંદના ખનીજોની વિશિષ્ટતા છે, કેમ કે આખા જગતમાં ઉત્પન્ન થતા અબરખનો પોણો ભાગ હિંદ પૂરો પાડે છે. અબરખ આખા દેશભરમાંથી મળી આવે છે પરંતુ એવી ગણતરી કરવામાં આવી છે કે ઉત્પન્નના લગભગ ૮૦ ટકા બિહારમાંથી તથા બાકીનું મોટે ભાગે મદ્રાસના નેલોર પ્રાંતમાંથી આવે છે.

| સાલ | હંડ્રવેટ | રૂપિયા | કારખાનાના માણસોની સંખ્યા |
|---|---|---|---|
| ૧૯૩૨ | ૩૨,૭૧૩ | ૧૪,૩૫,૪૦૧ | ૧૨,૦૦૬ |
| ૧૯૩૩ | ૪૧,૦૭૫ | ૧૬,૮૨,૦૪૫ | ૧૨,૫૫૯ |
| ૧૯૩૪ | ૫૫,૭૦૬ | ૨૦,૭૬,૫૯૯ | ૧૫,૦૩૩ |
| ૧૯૩૫ | ૫૮,૭૫૪ | ૨૫,૫૨,૬૧૨ | ૨૩,૧૦૮ |
| ૧૯૩૬ | ૮૭,૦૭૧ | ૩૨,૫૨,૩૫૦ | ૨૫,૧૫૧ |
| ૧૯૩૭ | ૧૦૪,૬૫૮ | ૩૯,૫૦,૨૮૧ | ૨૯,૪૨૧ |
| ૧૯૩૮ | ૧૨૩,૧૬૯ | ૪૨,૦૪,૬૩૩ | ૩૧,૦૬૬ |

## મીઠું

મીઠાંનો મોટો જથ્થો એડનથી આવતો હતો, જો કે તાજેતરમાં તે જથ્થો ઓછો થઇ ગયો છે. આ ધંધાની ખાસ વિશિષ્ઠતા એ છે કે ઇજીપ્તથી ફરીથી મીઠું આવવું શરુ થયું છે. આપણે જર્મની, ઇટાલિયન પશ્ચિમ આફ્રિકા તથા ફ્રેન્ચ સોમાલીલેન્ડમાંથી પણ મીઠું મંગાવ્યું છે.

હિંદ ગરીબ દેશ હોવાથી મીઠું પણ આપણા ખોરાકમાં અગત્યનું સ્થાન ભોગવે છે. વ્યકિતગત મીઠું બનાવવાના પ્રતિબંધને દૂર કરાવવા ૧૯૩૧માં મહાત્મા ગાંધીજીએ મીઠાનો સત્યાગ્રહ આદર્યો હતો.

| સાલ | ૧લી એપ્રિલે મીઠાંનો જથ્થો (હજાર મણમાં) | બનાવેલ કુલ મીઠું તથા એડનથી આવેલું (હજાર મણમાં) | બાકી રહેલ મીઠું (હજાર મણમાં) |
|---|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૨૧,૨૧૦ | ૭૧,૩૨૪ | ૨૪,૨૫૭ |
| ૧૯૩૬–૩૭ | ૨૪,૫૩૯ | ૬૮,૭૨૭ | ૧૯,૨૫૭ |
| ૧૯૩૭–૩૮ | ૧૮,૬૬૩ | ૬૮,૨૧૭ | ૧૮,૦૩૩ |
| ૧૯૩૮–૩૯ | ૧૮,૬૯૬ | ૬૮,૮૬૮ | ૨૩,૭૫૬ |
| ૧૯૩૯–૪૦ | ૨૧,૦૨૪ | ૭૨,૧૨૯ | ૨૪,૩૪૨ |

## ક્રોમાઇટ

| | ટન | રૂપિયા | | ટન | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૨ | ૧૭,૮૬૫ | ૨,૭૫,૬૭૫ | ૧૯૩૬ | ૪૯,૪૮૬ | ૬,૦૪,૪૯૨ |
| ૧૯૩૩ | ૧૫,૫૨૬ | ૨,૨૩,૨૪૫ | ૧૯૩૭ | ૬૨,૩૦૭ | ૮,૩૫,૫૮૯ |
| ૧૯૩૪ | ૨૧,૫૭૬ | ૩,૧૦,૦૬૬ | ૧૯૩૮ | ૪૪,૧૪૯ | ૬,૮૨,૫૦૨ |
| ૧૯૩૫ | ૩૯,૧૨૭ | ૪,૭૯,૯૬૫ | | | |

## પેટ્રોલિયમ

આખા જગતમાં ઉત્પન્ન થતા પેટ્રોલિયમના એક ટકાથી ઓછું હિંદમાં ઉત્પન્ન થાય છે. હિંદના ક્રુડ ઑઇલનું બધું ઉત્પન્ન બે નાના પ્રદેશોમાંથી મળી આવે છે—એક પંજાબમાં અટક પાસે અને બીજું આસામમાં દિગ્બોઇ પાસે. છેલ્લાં વર્ષોમાં હિંદના પેટ્રોલિયમનું કુલ ઉત્પન્ન લગભગ ૮૪,૦૦૦,૦૦૦ ગૅલન (શાહી) થયું છે જેમાંથી ચોથો ભાગ પંજાબમાંથી આવે છે. હિંદની તેલની 'રિફાઇનરીઝ'માંથી પેટ્રોલનું સંયુક્ત ઉત્પન્ન દર વર્ષે સરેરાશ ૨૧,૦૦૦,૦૦૦ ગૅલન છે.

| સાલ | ગૅલન | રૂપિયા | સાલ | ગૅલન | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૨ | ૩૦૮,૬૦૬,૦૩૧ | ૫,૦૭,૯૧,૦૩૮ | ૧૯૩૬ | ૬૯,૨૪૧,૫૦૪ | ૧,૨૧,૭૨,૦૧૧ |
| ૧૯૩૩ | ૩૦૬,૦૦૯,૦૨૨ | ૬,૨૬,૧૫,૮૫૬ | ૧૯૩૭ | ૭૫,૬૫૭,૮૫૭ | ૧,૩૭,૦૬,૮૬૪ |
| ૧૯૩૪ | ૩૨૨,૦૨૫,૨૮૦ | ૬,૦૦,૪૧,૩૭૯ | ૧૯૩૮ | ૮૭,૦૮૨,૩૭૧ | ૧,૬૫,૪૩,૧૪૨ |
| ૧૯૩૫ | ૩૨૨,૬૬૨,૩૩૬ | ૬,૨૩,૧૪,૯૨૯ | | | |

## પેટ્રોલની આયાત

| | ગૅલન | કીંમત (રૂપિયામાં) |
|---|---|---|
| ૧૯૩૫–૩૬ | ૨,૦૭૮,૦૦૦ | ૧૪,૫૬,૦૦૦ |
| ૧૯૩૬–૩૭ | ૯,૭૪૭,૦૦૦ | ૩૫,૪૪,૦૦૦ |
| ૧૯૩૭–૩૮ | ૧૦૨,૦૫૬,૦૦૦ | ૫,૩૦,૬૦,૦૦૦ |
| ૧૯૩૮–૩૯ | ૮૫,૮૨૧,૦૦૦ | ૩,૮૬,૩૬,૦૦૦ |

## ચાંદી

| સાલ | ઔંસ | રૂપિયા | સાલ | ઔંસ | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૨ | ૬,૦૨૬,૭૩૭ | ૬૨,૭૧,૭૧૧ | ૧૯૩૬ | ૨૫,૩૪૫ | ૩૩,૬૧૯ |
| ૧૯૩૩ | ૬,૦૮૦,૨૪૧ | ૬૬,૧૨,૯૩૫ | ૧૯૩૭ | ૨૪,૬૪૨ | ૩૨,૩૪૩ |
| ૧૯૩૪ | ૫,૮૧૭,૫૨૪ | ૭૪,૮૫,૯૯૫ | ૧૯૩૮ | ૨૨,૨૯૫ | ૨૯,૮૭૭ |
| ૧૯૩૫ | ૫,૮૫૦,૪૦૬ | ૧,૦૨,૩૩,૭૪૧ | | | |

# મેંગેનીઝ

મેંગેનીઝ કાચીધાતુનો આખા જગતનો ત્રીજો ભાગ અહીં ઉત્પન્ન થાય છે. લોઢા તથા પોલાદના ઉદ્યોગને તે ખાસ ઉપયોગી છે. તેની મુખ્ય નિકાસ યુનાઇટેડ કિંગ્ડમ, જાપાન તથા ફ્રાન્સમાં થાય છે. હિંદના લોઢા તથા પોલાદના ઉદ્યોગમાં લગભગ ૬૦,૦૦૦ ટન મેંગેનીઝનો વાર્ષિક ઉપયોગ થાય છે. મેંગેનીઝની ખાણો ખાસ કરીને બાલાઘાટ, મધ્યપ્રાંતના ભાંદ્રા તથા નાગપુર પ્રાંતોમાં, તથા સંદુરમાં પૂર્વના રાજ્યોમાં કીઓઝર તથા બોનાઇમાં, બિહારમાં સિંગભૂમમાં, ઉત્તર કાનરામાં, પંચમહાલમાં તથા માઇસોર સ્ટેટમાં છે.

| સાલ | ટન | રૂપિયા | સાલ | ટન | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૨ | ૨૧૨,૬૦૪ | ૧૮,૬૨,૨૯૩ | ૧૯૩૬ | ૮૧૩,૪૪૨ | ૧,૪૯,૫૪,૮૧૨ |
| ૧૯૩૩ | ૨૧૮,૩૦૭ | ૨૯,૦૩,૪૮૨ | ૧૯૩૭ | ૧,૦૫૧,૫૯૪ | ૪,૨૯,૫૩,૦૬૮ |
| ૧૯૩૪ | ૪૦૬,૩૦૬ | ૫૧,૬૩,૫૯૨ | ૧૯૩૮ | ૯૬૭,૯૨૯ | ૩,૯૨,૯૪,૭૬૨ |
| ૧૯૩૫ | ૬૪૧,૪૮૩ | ૧,૨૬,૪૩,૩૭૯ | | | |

# મેગ્નેસાઇટ

આ ખનીજ મદ્રાસના સાલેમ પરગણાની ટેકરીઓમાં તથા મહિસુર રાજ્યમાં અમર્યાદિત પ્રમાણમાં મળી આવે છે.

| | ટન | રૂપિયા | | ટન | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૨ | ૧૩,૮૬૪ | ૭૨,૭૫૫ | ૧૯૩૬ | ૧૫,૪૬૮ | ૧૦૨,૧૯૬ |
| ૧૯૩૩ | ૧૫,૨૦૬ | ૯૭,૬૮૦ | ૧૯૩૭ | ૨૬,૧૬૬ | ૧૬૩,૯૩૮ |
| ૧૯૩૪ | ૧૪,૯૭૫ | ૯૮,૨૧૮ | ૧૯૩૮ | ૨૫,૬૧૧ | ૧૬૦,૫૯૩ |
| ૧૯૩૫ | ૧૬,૯૮૪ | ૧૦૫,૩૧૦ | | | |

# કારખાના તથા મજુરો સંબંધી માહિતી

કારખાનાનો પહેલો કાયદો ૧૮૮૧માં પસાર કરવામાં આવ્યો હતો. ૧૮૯૧માં તે સુધારવામાં આવ્યો પણ ૧૯૧૧માં ખૂબ વિશાળ કાયદો પસાર કરવામાં આવ્યો.

૧૯૧૧ના કાયદામાં ૧૯૨૨, ૧૯૨૩, ૧૯૨૬ અને ૧૯૩૪ના કાયદાઓથી સુધારા કરવામાં આવતાં, તે કાયદો બધી દૃષ્ટિથી મજુરોની સ્થિતિ સુધારણાના વિશાળ પગલાંવાળો છે. ૧૯૩૪ના કારખાનાના આ કાયદામાં નીચે પ્રમાણે ઠરાવવામાં આવ્યું. (૧) 'સ્થાયી' અને 'મોસમી' કારખાનાના વિભાગ પાડવામાં આવ્યા. (૨) કારખાનામાં કામ કરવાના દૈનિક તથા અઠવાડિક કલાકોની મર્યાદા ઠરાવવામાં આવી. બધાં કાયમી કારખાનામાં દૈનિક મર્યાદા ૧૦ કલાકની અને અઠવાડિક મર્યાદા ૫૪ કલાકની ઠરાવવામાં આવી. 'મોસમી' કારખાનામાં કામના કલાકો ૬૦ તથા દૈનિક મર્યાદા ૧૧ કલાકો ઠરાવવામાં આવી. (૩) બાળકો પાસેથી હમેશનાં પાંચ કલાકથી વધારે કામ લેવાનું નથી (૪) સ્ત્રીઓ તથા બાળકો પાસેથી રાત્રે કામ લેવા પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. (૫) કાયદામાં આરામના અંતરની તથા અઠવાડિક રજાની ગોઠવણ કરવામાં આવી. (૬) તંદુરસ્તી તથા બેચેનીના ભય સામે કારીગરોને રક્ષણ મળે તે ખાતર હવા, અજવાળા તથા ઉષ્ણતામાન માટે કાયદામાં કેટલીક શરતો મૂકવામાં આવી. (૭) દરેક પ્રાંતમાં કારખાનાનાં ઇન્સ્પેક્ટરો રાખવામાં આવ્યા. આ કાયદા બરાબર પાળવામાં આવે છે કે કેમ તે જોવાની તેમની ફરજ છે. (૮) મજુરોના હિતની અગત્યની બાબતો જેવી કે મજુરો માટે પાણીનો પૂરતો જથ્થો, આરામ માટે પૂરતી જગા, બાળકો તથા સ્ત્રીઓ માટે અનામત ઓરડીઓ, અકસ્માત વેળા તાત્કાલિક સાધનોનો જથ્થો વિગેરે તેમાં નક્કી કરવામાં આવ્યું.

જેની અંદર બાળકો કામ કરતા હોય અને જે કારખાનામાં ૧૦થી ૧૯ મજુરો કામ કરતા હોય અને વીજળીક અથવા બીજી કોઇ શક્તિથી ચાલતા હોય તેવાં કારખાનાને ૧૯૪૦નો સુધારેલો કારખાનાનો કાયદો લાગુ પડે છે અને ૧૯૩૪ના કારખાનાના કાયદાની કલમો પણ તેને લાગુ પડે છે.

હિંદની ખાણોમાં કામ કરતા મજુરો માટે પણ તેવા જ પ્રકારના કાયદા છે. આ 'હિંદના ખાણના કાયદા' તરીકે ઓળખાય છે. ૧૯૦૧માં ખાણનો પહેલો કાયદો પસાર કરવામાં આવ્યો. ૧૯૨૩માં તે સુધારવામાં આવ્યો. જમીન ઉપર કામ કરતા મજુરોના કામના કલાકની અઠવાડિક મર્યાદા ૬૦ કલાકની અને જમીનની અંદર કામ કરતા મજુરો માટે ૫૪ કલાકની મર્યાદા તેમાં ઠરાવવામાં આવી. તેર વર્ષની નીચેના કોઇ પણ બાળકને જમીનની અંદર–ખાણમાં–મજુર તરીકે રાખવાનો નહોતો. સ્ત્રીઓ સંબંધી કંઇ પ્રતિબંધ મૂકવામાં આવ્યો નહોતો.

મજુરોના શાહી કમીશનની ભલામણથી ૧૯૩૫માં આ કાયદામાં સુધારા કરવામાં આવ્યા. કાયદાની મુખ્ય કલમો નીચે મુજબ છે. (૧) કોઇ પણ વ્યક્તિને અઠવાડિયામાં ૬ દિવસથી વધારે ખાણમાં કામ કરવા દેવામાં આવશે નહિ. (૨) જમીન ઉપર વધારેમાં વધારે અઠવાડિયાના ૫૪ કલાક અથવા દિવસના દશ કલાકની મર્યાદા ઠરાવવામાં આવી. (૩) જમીન નીચેના મજુરો માટે દિવસના ૯ કલાકની મર્યાદા ઠરાવવામાં આવી. (૪) કોઇ પણ ખાણમાં પંદર વર્ષ નીચેની ઉમરના બાળકોને રાખવા પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. (૫) મજુરોના આરોગ્યની દેખરેખ માટે 'કારખાનાનું આરોગ્ય મંડળ' કાઢવાનું નક્કી કરવામાં આવ્યું.

મજુરો માટે વળતરનો કાયદો ૧૯૨૩માં પસાર કરવામાં આવ્યો. તેને ૧૯૩૩માં સુધારવામાં આવ્યો. પહેલા કાયદામાં એવું નક્કી કરવામાં આવ્યું કે, નોકરીના સમય દરમિયાન અને નોકરીને અંગે થતા અકસ્માતમાંથી થયેલ ઇજાને અંગે મજુરોને સામાન્યતઃ વળતર અપાવું જોઇએ. દર્દોના કેટલાક કિસ્સામાં પણ તે અપાવું જોઇએ.

૧૯૨૬, '૨૯, '૩૧ તથા '૩૩ના કાયદાથી આ શરતોને ખૂબ વિશાળ બનાવવામાં આવી છે. ૧૯૩૩ના કાયદામાં રેલવે, ટ્રામવે, કારખાના, ખાણો, વહાણો, ગોદી, રસ્તા, પૂલ વિગેરેનો સમાવેશ થઈ જાય છે. ઘાયલ થયેલ અથવા દર્દનો ભોગ થઇ પડેલ વ્યક્તિની સરેરાશ માસિક કમાણી પર કેટલો બદલો આપવો તેનો આધાર રહે છે. જે મજુરની સરેરાશ માસિક આવક રૂ. ૧૦) થી વધારે ન હોય તેવા ઇજા પામેલ મનુષ્યને મૃત્યુ થતાં રૂ. ૫૦૦) તથા હમેશ માટે અશક્ત થતાં રૂ. ૭૦૦) મળે છે. આ કાયદાની સામાન્ય વ્યવસ્થા તથા કાયદા હેઠળ ઉપસ્થિત થતી તકરારો કમીસ્નરોને સોંપવામાં આવે છે. તેમની સત્તા બહુ વિશાળ છે.

મજુરોના હિતનો બીજો કાયદો ૧૯૩૬નો મજુરીના પૈસા આપવાનો કાયદો છે. કોઇ પણ કારખાનામાં, રેલવેમાં અથવા કોઇ ઔદ્યોગિક સંસ્થામાં રાખવામાં આવતા માણસોને પગાર ચૂકવવાની પ્રથા આ કાયદો નક્કી કરે છે. પરંતુ માસિક બસો રૂપિયાથી ઓછા મળતા પગારને આ કાયદો લાગુ પડે છે. આ કાયદા અનુસાર માલિકે કેટલા દિવસના કામનો પગાર આપવો તે માલિકે નક્કી કરવાનું હોય છે. પણ કોઇ પણ સંજોગોમાં પગાર આપવાનો સમય એક મહિનાથી વધારે હોવો ન જોઇએ. જ્યાં ૧,૦૦૦થી ઓછા મનુષ્યો કામ કરતા હોય ત્યાં છેલ્લા પગારના સમય પછી સાત દિવસ પૂરા થતાં પહેલાં પગાર ચૂકવી દેવો જોઇએ. રેલવે, બીજા કારખાના અગર ઔદ્યોગિક સંસ્થામાં, પગારના સમયના છેલ્લા દિવસ પછી દશ દિવસ પુરા થતા પહેલાં પગાર ચૂકવી દેવો જોઇએ.

હિંદના કેટલાક પ્રાંતોમાં દુકાનનો ધારો પણ લાગુ પડે છે. આ કાયદો મુખ્યત્વે કરીને દુકાનો તથા વેપારી પેઢીઓમાં રાખવામાં આવતા માણસો માટેની શરતો તથા કામના સમય માટે છે. ૧૯૩૯માં મુંબઇમાં પહેલવહેલો 'બોમ્બે શોપ્સ એન્ડ એસ્ટાબ્લિશમેન્ટસ એકટ' પસાર કરવામાં આવ્યો. બંગાળ, પંજાબ તથા સિંધે મુંબઇનું અનુકરણ કર્યું તથા ૧૯૪૦માં તેવા કાયદા પસાર કર્યા.

મજુરોને લગતો બીજો અગત્યનો કાયદો ૧૯૨૯નો 'ટ્રેડ ડિસ્પ્યુટસ એકટ' છે. હિંદમાં વધતી જતી ઔદ્યોગિક તકરારો તથા તેથી થતી કડવાશને અંગે, ઔદ્યોગિક તકરારની સમાધાની તથા પંચાત માટે આવા કાયદાની જરુર પડી. તેથી ૧૯૨૯માં ઉપર્યુક્ત કાયદો પસાર કરવામાં આવ્યો, ૧૯૩૪માં તે સુધારવામાં આવ્યો. તકરાર થતાં બન્ને પક્ષોને સરકારે નીમેલ 'તપાસ કોર્ટ' અથવા 'લવાદની બોર્ડ' પાસે જવાનું હોય છે. તપાસ કોર્ટમાં એક નિષ્પક્ષ પ્રમુખ અને નિમણૂક કરનારને યોગ્ય લાગે તેવા બીજા નિષ્પક્ષ માણસો હોય છે, અથવા તો તેમાં એક જ નિષ્પક્ષ માણસ હોય છે તે, તેની પાસે રજુ કરવામાં આવતી બાબત વિષે રિપોર્ટ કરે છે. લવાદ બોર્ડમાં એક નિષ્પક્ષ પ્રમુખ અને બીજા સભ્યો હોય છે. તેનો નિર્ણય પક્ષોને બંધનકારક હોતો નથી પરંતુ જાહેર પ્રજામત પર તેની અસર થાય છે, જે આવી બાબતોમાં મહત્ત્વનો ભાવ ભજવે છે.

જનસમાજને ઉપયોગી હોય તેવા કારખાનાઓમાં અગાઉથી ખબર આપ્યા સિવાય હડતાલ પર જવું તે માસિક પગાર મેળવનાર મજુરો માટે ફોજદારી ગુનો ગણાય છે. હડતાલ પર ઉતર્યા પહેલાં, એક મહિનાની અંદર ચૌદ દિવસની અગાઉ માલિકને ખબર આપવામાં ન આવે તો માસિક પગાર મેળવનારા મજુરો માટે ખાસ શિક્ષા રાખવામાં આવેલી છે. આવા જ પ્રકારની નોટીસ વિના, જનસમાજને ઉપયોગી હોય તેવા કારખાનાં, જો માલિક બંધ કરે તો તેને પણ સજા થાય છે. ઔદ્યોગિક તકરારના હેતુ સિવાય, જનસમાજને લાંબા સમય સુધી, સખત અડચણો વેઠવી પડે તેવા હેતુવાળી હડતાલો તથા કારખાનાં બંધ કરવાની પ્રથા આ કાયદા હેઠળ ગેરકાયદેસર ગણાય છે. આવી હડતાલના સીધા ટેકા માટે ભેગી કરવામાં આવેલ રકમ પણ ગેરકાયદેસર ગણાય છે.

## હિંદમાં ટ્રેડ યુનિયનો

હિંદના ટ્રેડ યુનિયનોનો ઇતિહાસ ૧૯૧૮માં મહાયુદ્ધ પૂરું થયા પછી શરુ થાય છે. તે વખતે જીવનનિર્વાહનાં સાધનોની કીંમતમાં આવેલ ઉછાળાને અંગે તથા પગારના નીચા ધોરણને હજુ વધારે નીચું કરવાના મૂડીવાદીના યત્નોને અંગે આત્મરક્ષણ માટે કામદારોને કામચલાઉ અથવા કાયમી સંઘ સ્થાપવાની ફરજ પડી. આ પ્રમાણે યુદ્ધના પછી તરત જ આવેલ ઔદ્યોગિક અશાંતિનું પરિણામ સંખ્યાબંધ મજુર સંઘોની સ્થાપનામાં આવ્યું અને ૧૯૧૮માં શ્રી. બી. પી. વાડિયાના પ્રમુખપદ હેઠળ મદ્રાસમાં ટ્રેડ યુનિયનોની સ્થાપના થઇ.

પ્રાથમિક સ્થિતિમાં તો 'ટ્રેડ યુનિયનો' બરાબર વ્યવસ્થિત નહોતાં. તે તો થોડે ઘણે દરજ્જે 'હડતાલ કમીટી' જેવા હતાં. પણ ધીમે ધીમે પરિસ્થિતિ સુધરી અને ૧૯૨૧માં ટ્રેડ યુનિયનો સારા પ્રમાણમાં વધ્યાં.

હિંદમાં ટ્રેડ યુનિયનોની પ્રગતિમાં મુખ્ય ખામીઓ નીચે મુજબ છે.

(૧) મજુરોના વિધવિધ પ્રકારો (૨) મજુરોમાં નિરક્ષરતાનું મોટું પ્રમાણ (૩) હિંદી મજુરોની અચોક્કસ પરિસ્થિતિ (૪) મોટા ભાગે મધ્યમ વર્ગના માણસોના હાથમાં આગેવાની. તે લોકો મજુરોની જરુરિયાતો તથા મુસ્કેલીઓ સમજે નહિ અને રાજકીય તથા બીજા હેતુઓ માટે મજુરોનો ઉપયોગ કરે. આવા પ્રકારની વિવિધ મુસ્કેલીઓ છતાં, બધાં ટ્રેડ યુનિયનોને જોડવા માટે અખિલ હિંદ ટ્રેડ યુનિયન

કોંગ્રેસની શરૂઆત થઇ અને ૧૯૨૦થી તેની વાર્ષિક બેઠક ભરાવા લાગી. અખિલ હિંદ રેલવે ફેડરેશન ૧૯૨૨માં સ્થાપવામાં આવ્યું.

૧૯૨૬માં ટ્રેડ યુનિયન એક્ટ પસાર કરવામાં આવ્યો. આ કાયદામાં ત્રણ પ્રકારની બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે (૧) ટ્રેડ યુનિયનો રજીસ્ટર કરાવવા માટેની શરતો (૨) રજીસ્ટર થયા પછી ટ્રેડ યુનિયનોની ફરજો તથા (૩) રજીસ્ટર થયેલ યુનિયનોને મળતા હક્કો તથા સગવડો.

ટ્રેડ યુનિયનોને રજીસ્ટર કરાવવાનું ફરજીયાત નથી, પરંતુ રજીસ્ટર થયેલ સંસ્થાઓને કેટલાક વિશિષ્ટ પ્રકારના હક્ક મળે છે, તે રજીસ્ટર ન થયેલાને મળતા નથી. ગમે તે સાત અથવા વધારે સભ્યો રજીસ્ટર થવા માટે અરજ કરી શકે અને કાયદાથી મળતા લાભો ભોગવી શકે. કેટલાક હક્ક નીચે મુજબ છે.

(૧) ટ્રેડ યુનિયનો સામે દીવાની અથવા ફોજદારી કામમાંથી મુક્તિ.

(૨) રાજકીય હેતુઓ માટે જુદા ફંડનું બંધારણ.

(૩) કારોબારીના સભ્યોની અર્ધાથી ઓછી સંખ્યાના સભ્યો ધંધામાં રોકાયેલ હોવા જોઇએ.

## ટ્રેડ યુનિયન કોંગ્રેસ

અખિલ હિંદ ટ્રેડ યુનિયન કોંગ્રેસની સ્થાપના પહેલવહેલાં ૧૯૨૦માં થઈ. બીજી બધી ચળવળોની માફક શરૂઆતમાં તેને પણ ઘણી મુસ્કેલીઓમાંથી પસાર થવું પડયું હતું. ૧૯૨૮–૨૯ માં આ ચળવળ પરાકાષ્ટાએ પહોંચી. ૧૯૨૯ માં આ ચળવળ સામ્યવાદી વલણવાળા ઉદ્દામવાદીઓના હાથમાં જઇ પડી. નાગપુર મુકામે ભરાયેલ દશમી બેઠકમાં તેઓએ કોંગ્રેસનો કબજો લીધો. શ્રી. એન. એમ. જોશી કોંગ્રેસથી જુદા પડયા અને 'ઇન્ડિયન ટ્રેડ યુનિયન ફેડરેશન' નામની નવી સંસ્થા સ્થાપી. અખિલ હિંદ રેલવે ફેડરેશન પણ કોંગ્રેસમાંથી જુદું પડયું. ૧૯૩૧ માં કલકત્તામાં ભરાયેલ ટ્રેડ યુનિયન કોંગ્રેસની અગિયારમી બેઠકમાં વધારે તડ પડયા અને ઉદ્દામવાદીઓએ અખિલ હિંદ રેડ ટ્રેડ યુનિયન કોંગ્રેસની સ્થાપના કરી. આ રીતે મુખ્ય મંડળના ત્રણ વિભાગો પડ્યા.

પરંતુ ૧૯૩૧ માં ટ્રેડ યુનિયન ઐક્ય પરિષદ મુંબઇ ખાતે બોલાવવામાં આવી અને 'નેશનલ ફેડરેશન ઑફ લેબર' નામના નવા ફેડરેશનની સ્થાપના કરવામાં આવી. આ નવું સ્થપાયેલ ફેડરેશન ૧૯૩૩ માં 'ઇન્ડિયન ટ્રેડ યુનિયન ફેડરેશન' સાથે ભળી ગયું અને 'નેશનલ ટ્રેડ યુનિયન ફેડરેશન'નું નવું નામ રાખવામાં આવ્યું.

૧૯૩૫માં અખિલ હિંદ ટ્રેડ યુનિયન કોંગ્રેસ તથા નેશનલ ટ્રેડ યુનિયન ફેડરેશન વચ્ચેના મતભેદો શમાવી દઇને સામાન્ય કાર્ય માટે બન્ને સંસ્થાઓની સંયુક્ત કમીટીની સ્થાપના કરવામાં આવી. ૧૯૩૮માં અખિલ હિંદ ટ્રેડ યુનિયન કોંગ્રેસ તથા નેશનલ ટ્રેડ યુનિયન ફેડરેશનની સંયુક્ત ખાસ બેઠકમાં બન્ને મંડળોને એક મધ્યસ્થ મંડળમાં જોડી દેવાનું નક્કી કરવામાં આવ્યું. જનરલ કાઉન્સીલમાં બન્નેના અરધોઅરધ પ્રતિનિધિઓ મોકલવાનું નક્કી કરવામાં આવ્યું. ૧૯૪૦માં મુંબઇમાં મળેલ કોંગ્રેસની બેઠકમાં આ કામચલાઉ સમાધાનને બહાલી આપવામાં આવી.

હિંદી ટ્રેડ યુનિયન કોંગ્રેસની મુખ્ય બાબતો નીચે મુજબ છે.

(૧) કામના ઓછા કલાકો

(૨) ભૂગર્ભમાં ખાણોમાં સ્ત્રી મજુરો રાખવા પર પ્રતિબંધ

(૩) પગારનો ઓછામાં ઓછો દર નક્કી કરવો

(૪) કામદારોને મળતા બદલામાં સુધારો કરાવવો.

(૫) અસ્પૃશ્યતા દૂર કરાવવી.

(૬) માંદગી, બેકારી તથા વૃદ્ધાવસ્થા માટે રાષ્ટ્રીય વીમો.

(૭) પ્રાથમિક અને ઔદ્યોગિક મફત તથા ફરજીયાત કેળવણી.

(૮) મિલોની અંદર વધારે આરોગ્યમય સાધનો દાખલ કરાવવાં.

(૯) મિલ વિસ્તારમાં વધારે સારાં ઘર તથા હવાપાણીની ગોઠવણ.

(૧૦) સુવાવડ પ્રસંગે લાભ આપવાની ગોઠવણ તથા કારખાનાની નજીક ઘોડિયાં રખાવવાની ગોઠવણ.

(૧૧) ઔદ્યોગિક, વેપારી અને રેલવે પેઢીમાંથી દંડને રૂખસદ આપવી.

(૧૨) ધારાસભામાં કામદારોના પ્રતિનિધિઓમાં કામદાર પક્ષની સ્થાપના.

(૧૩) ઔદ્યોગિક પંચો તથા સમાધાન માટે કાયદાઓ.

(૧૪) આંતરરાષ્ટ્રીય મજુર ચળવળ સાથે સહકાર.

## બ્રિટિશ હિંદમાં ટ્રેડ-યુનિયનો

| સાલ | સંખ્યા | સભ્યો | કુલ આવક (રૂ.માં) |
|---|---|---|---|
| ૧૯૨૭–૨૮ | ૨૯ | ૧૦૦,૬૧૯ | ... |
| ૧૯૨૮–૨૯ | ૭૫ | ૧૮૧,૦૭૭ | ... |
| ૧૯૨૯–૩૦ | ૧૦૪ | ૨૪૨,૩૫૫ | ... |
| ૧૯૩૦–૩૧ | ૧૧૯ | ૨૧૯,૧૧૫ | ... |
| ૧૯૩૧–૩૨ | ૧૩૧ | ૨૩૫,૬૯૩ | ... |
| ૧૯૩૨–૩૩ | ૧૭૦ | ૨૩૭,૩૬૯ | ૧૧,૧૯,૯૩૬ |
| ૧૯૩૩–૩૪ | ૧૯૧ | ૨૦૮,૦૭૧ | ૧૦,૩૪,૧૧૯ |
| ૧૯૩૪–૩૫ | ૨૧૩ | ૨૮૪,૯૧૮ | ૧૦,૯૦,૦૪૬ |
| ૧૯૩૫–૩૬ | ૨૪૧ | ૨૬૮,૩૨૬ | ૧૨,૪૪,૯૨૭ |
| ૧૯૩૬–૩૭ | ૨૯૬ | ૨૬૧,૦૪૭ | ૧૦,૬૦,૧૦૫ |
| ૧૯૩૭–૩૮ | ૪૨૦ | ૩૯૦,૧૧૨ | ૧૩,૧૩,૯૭૭ |
| ૧૯૩૮–૩૯ | ૫૬૨ | ૩૯૯,૧૧૯ | ૧૩,૮૨,૨૩૬ |
| ૧૯૩૯–૪૦ | ૬૬૬ | ૫૧૧,૧૩૮ | ૭૧,૩૮,૦૦૦ |

## હિંદમાં ઔદ્યોગિક તકરારો

| સાલ | તકરારની સંખ્યા | સંડોવાયેલા માણસો | કામના કેટલા દિવસો ગુમાવ્યા? |
|---|---|---|---|
| ૧૯૨૮ | ૨૦૩ | ૫૦૬,૮૫૧ | ૩૧,૬૪૭,૦૦૦ |
| ૧૯૨૯ | ૧૪૧ | ૫૩૨,૦૧૬ | ૧૨,૧૬૬,૦૦૦ |
| ૧૯૩૦ | ૧૪૮ | ૧૯૬,૩૦૧ | ૨,૨૬૨,૦૦૦ |
| ૧૯૩૧ | ૧૬૬ | ૨૦૩,૦૦૮ | ૨,૪૦૮,૦૦૦ |
| ૧૯૩૨ | ૧૧૮ | ૧૨૮,૦૯૯ | ૧,૯૨૨,૦૦૦ |

| સાલ | તકરારની સંખ્યા | સંડોવાયેલા માણસો | કામના કેટલા દિવસો ગુમાવ્યા ? |
|---|---|---|---|
| ૧૯૩૩ | ૧૪૬ | ૧૬૪,૯૩૮ | ૨,૧૬૯,૦૦૦ |
| ૧૯૩૪ | ૧૫૯ | ૨૨૦,૮૦૮ | ૪,૭૭૬,૦૦૦ |
| ૧૯૩૫ | ૧૪૩ | ૧૧૪,૦૦૦ | ૧,૯૭૩,૦૦૦ |
| ૧૯૩૬ | ૧૫૭ | ૧૬૯,૦૦૦ | ૨,૩૫૮,૦૦૦ |
| ૧૯૩૭ | ૩૭૯ | ૬૪૮,૦૦૦ | ૮,૯૮૨,૦૦૦ |
| ૧૯૩૮ | ૩૯૯ | ૪૦૧,૦૦૦ | ૯,૧૯૯,૦૦૦ |
| ૧૯૩૯ | ૪૦૬ | ૪૦૯,૦૦૦ | ૪,૯૯૩,૦૦૦ |
| ૧૯૪૦ | ૩૨૨ | ૪૫૨,૫૩૯ | ૭,૫૭૭,૨૮૧ |
| ૧૯૪૧ | ૩૫૯ | ૨૯૧,૦૫૪ | ૩,૩૩૦,૫૦૩ |

## કારીગરોને અપાયેલ બદલો

| સાલ | કેસની કુલ સંખ્યા | કુલ અપાયેલ બદલો (રૂપિયામાં) | સાલ | કેસની કુલ સંખ્યા | કુલ અપાયેલ બદલો (રૂપિયામાં) |
|---|---|---|---|---|---|
| ૧૯૨૫ | ૧૧,૩૭૧ | ૬,૪૪,૧૨૦ | ૧૯૩૨ | ૧૪,૨૬૧ | ૮,૨૩,૧૪૫ |
| ૧૯૨૬ | ૧૪,૦૯૬ | ૮,૨૧,૪૭૬ | ૧૯૩૩ | ૧૪,૫૫૯ | ૮,૧૩,૯૪૮ |
| ૧૯૨૭ | ૧૫,૨૧૬ | ૧૧,૧૧,૨૫૪ | ૧૯૩૪ | ૧૬,૮૯૦ | ૮,૬૮,૮૪૭ |
| ૧૯૨૮ | ૧૬,૭૬૮ | ૧૦,૯૫,૭૩૦ | ૧૯૩૫ | ૨૨,૯૯૯ | ૧૧,૬૧,૪૬૫ |
| ૧૯૨૯ | ૧૮,૮૬૫ | ૧૨,૬૦,૧૬૪ | ૧૯૩૬ | ૨૮,૫૧૦ | ૧૪,૬૪,૧૮૦ |
| ૧૯૩૦ | ૨૩,૫૭૪ | ૧૨,૪૬,૭૬૪ | ૧૯૩૭ | ૨૯,૬૪૫ | ૧૨,૮૮,૭૬૪ |
| ૧૯૩૧ | ૧૭,૪૮૦ | ૧૦,૬૬,૩૫૬ | ૧૯૩૮ | ૩૬,૦૬૫ | ૧૪,૩૨,૭૨૩ |

## હિંદનાં કારખાનાં

| સાલ | કારખાનાંની સંખ્યા | કારખાનામાં કામ કરતા મનુષ્યોની સરેરાશ સંખ્યા |
|---|---|---|
| ૧૯૩૧ | ૮,૧૪૩ | ૧,૪૩૧,૪૮૭ |
| ૧૯૩૨ | ૮,૨૪૧ | ૧,૪૧૯,૭૧૧ |
| ૧૯૩૩ | ૮,૪૫૨ | ૧,૪૦૫,૪૦૨ |
| ૧૯૩૪ | ૮,૬૫૮ | ૧,૪૮૭,૨૩૧ |
| ૧૯૩૫ | ૮,૮૩૧ | ૧,૬૧૦,૯૩૨ |
| ૧૯૩૬ | ૯,૧૮૯ | ૧,૬૫૨,૧૪૭ |
| ૧૯૩૭ | ૮,૯૩૦ | ૧,૬૭૫,૮૬૯ |
| ૧૯૩૮ | ૯,૭૪૩ | ૧,૭૩૭,૭૫૫ |
| ૧૯૩૯ | ૧૦,૪૬૬ | ૧,૭૫૧,૧૩૭ |

## કારખાનાંમાં અકસ્માતો

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૩૨ | ૧૮,૧૨૭ | ૧૯૩૪ | ૨૦,૭૮૭ | ૧૯૩૬ | ૨૫,૬૬૦ |
| ૧૯૩૩ | ૧૮,૭૦૯ | ૧૯૩૫ | ૨૩,૧૧૯ | ૧૯૩૭ | ૨૮,૩૨૩ |

## કારીગરોની સંખ્યા

| | ૧૯૩૮ | ૧૯૩૯ |
|---|---|---|
| કાપડની મિલના કારીગરો | ૫૧૨,૨૨૮ | ૪૮૮,૫૫૪ |
| શણુની મિલના કારીગરો | ૨૯૫,૧૬૨ | ૨૯૮,૯૬૭ |
| સ્ત્રી કારીગરો | ૨૪૦.૯૩૨ | ૨૩૯,૪૧૪ |
| બાળકો | ૧૦,૪૨૭ | ૯,૪૦૩ |

## અખિલ હિંદ ડિસ્ટ્રિક્ટ બોર્ડની સંખ્યા આવક વગેરેના આંકડા

| સાલ | બોર્ડની સંખ્યા | આવક (રૂ.) | ખર્ચ (રૂ.) | માથાં દીઠ કર |
|---|---|---|---|---|
| ૧૯૩૦-૩૧ | ૧,૨૪૬ | ૧૬,૫૭,૦૪,૯૪૨ | ૧૬,૮૮,૪૧,૭૩૫ | ૦-૧૦-૫ |
| ૧૯૩૧-૩૨ | ૧,૨૪૭ | ૧૫,૫૨,૪૭,૬૪૯ | ૧૫,૮૦,૮૩,૪૨૭ | ૦-૯-૭ |
| ૧૯૩૨-૩૩ | ૧,૩૨૪ | ૧૫,૫૧,૦૬,૮૪૩ | ૧૫,૧૧,૨૦,૩૨૫ | ૦-૯-૫ |
| ૧૯૩૩-૩૪ | ૧,૩૧૭ | ૧૫,૯૨,૯૦,૬૪૮ | ૧૫,૬૮,૧૪,૬૧૯ | ૦-૭-૧ |
| ૧૯૩૪-૩૫ | ૧,૦૯૮ | ૧૬,૧૭,૦૩,૪૫૫ | ૧૫,૯૧,૭૮,૮૫૮ | ૦-૯-૮ |
| ૧૯૩૫-૩૬ | ૧,૧૧૧ | ૧૬,૨૧,૯૩,૭૦૮ | ૧૬,૦૩,૯૦,૨૮૧ | ૦-૯-૯ |
| ૧૯૩૬-૩૭ | ૧,૦૯૬ | ૧૬,૨૨,૫૨,૮૦૫ | ૧૬,૨૨,૧૨,૬૦૨ | ૦-૯-૮ |
| ૧૯૩૭-૩૮ | ૯૬૭ | ૧૬,૨૪,૭૫,૨૫૮ | ૧૬,૧૩,૪૨,૪૯૭ | ૦-૯-૧૧ |
| ૧૯૩૮-૩૯ | ૭૯૮ | ૧૬,૫૯,૭૭,૧૪૮ | ૧૬,૭૫,૨૨,૨૭૩ | ૦-૧૦-૨ |
| ૧૯૩૯-૪૦ | ૭૬૨ | ૧૬,૭૦,૮૬,૨૦૫ | ૧૬,૯૩,૨૮,૬૯૩ | ૦-૯-૧૧ |

## હિંદમાં સહકારી મંડળીઓ

હિંદનાં ગામડાની વસ્તી મુખ્યત્વે કરીને ખેડૂતોની છે. આ વસ્તી ગરીબ હોવાથી ખેતી કરવા માટે વારંવાર તેને પૈસા ઉછીના લેવાની જરૂર પડે છે. બેંકોની યોગ્ય સગવડને અભાવે સસ્તા દરથી પૈસા મેળવવાનું તેમને માટે ઘણું મુશ્કેલ હોઇ સરકારે તેમની વચ્ચે સહકાર દાખલ કરવાનું યોગ્ય ધાર્યું અને ૧૯૦૪માં સહકારી મંડળીઓનો કાયદો પસાર કર્યો. ૧૯૧૨ના સહકારી મંડળીઓના વિસ્તૃત કાયદાએ આ કાયદાનું સ્થાન લીધું. ૧૯૦૪ના કાયદામાં રહી ગયેલી ખામીઓ ૧૯૧૨ના કાયદાએ દૂર કરી, દેવાના પ્રકાર ઉપર રચાયેલ વિભાગો પાડયા અને 'યુનિયનો તથા મધ્યસ્થ બેંકો'ને રજીસ્ટર કરવાનું કાયદેસર ગણવામાં આવ્યું. ૧૯૧૪ માં હિંદી સરકારે નીમેલી મેકલેગન કમીટીની ભલામણ મુજબ ૧૯૧૫ માં ફરીથી આખી વ્યવસ્થાની પુનર્રચના કરવામાં આવી. પરિણામે હિંદી સરકારના ૧૯૧૧ના કાયદા પ્રમાણે સહકારને પ્રાંતિક સુપરત વિષય ગણવામાં આવ્યો અને દરેક પ્રાંતને પોતાની જરૂરીઆત પ્રમાણે ૧૯૧૨ ના સહકારી મંડરીઓના કાયદાની શરતો સ્વીકારવાની છૂટ મળી. ત્યારપછી પ્રાંતિક સરકારો સહકારી મંડળીઓનો વહીવટ જુદા જુદા પ્રકારે કરી રહેલ છે. ૧૯૨૮ ના ખેતીવાડીના શાહી કમીશન પાસે તથા ૧૯૩૧ ની 'ઇન્ડિયન સેન્ટ્રલ એન્ડ પ્રોવિન્શિયલ બેંકીંગ ઇન્કવાયરી કમીટી' સમક્ષ સહકારના વિષયે અગ્રગણ્ય સ્થાન લીધું હતું. હિંદની સહકારી મંડળીની હિલચાલમાં આ અગત્યનાં સીમાચિન્હો છે.

શરૂઆત તો ખેડૂતોને ધીરવાથી થઇ. સમય જતાં તેમાં, શહેરમાં રહેનારને ધીરવાનો, મધ્યસ્થ ધીરાણુ સંસ્થા, સહકારી બેંકો, બીનઅધિકારીઓથી થતો પ્રચાર, બીન-ધીરાણુ ખેતી સહકાર, શહેરી સહકારી બેંકિંગ, લાંબા વખતની લોન, તથા દેવું માંડી વાળવાની યોજના, જમીનગીરો બેંકો, સહકારી કેળવણી, પ્રાથમિક મંડળીઓ પર દેખરેખ રાખવાની વ્યવસ્થા તથા ગ્રામ્ય પુનરૂદ્ધારનો સમાવેશ થયો.

છેલ્લાં થોડાં વર્ષોથી, હિંદની ખેતી સહકારી ધીરાણ મંડળીઓમાંથી ઘણીખરી મંડળીઓની સ્થિતિ, તેઓ લાંબો સમય ચાલે તેવી રહી નથી. લેણું ખૂબ વધી પડયું છે, જમાબાજુ નવી રકમો મેળવવાનું મુશ્કેલ બન્યું છે, સભ્યો, વિરોધી નહિ તો બેદરકાર થઇ ગયા છે, અને મંડળીઓ મરવાના વાંકે જીવી રહી છે. જો આ મંડળીઓને જીવતી રાખવાના ઉપાયો ન લેવામાં આવે તો નવી ખીલવણીની વાતો કરવાનો કશોયે અર્થ નથી. સહકારી મંડળીઓને પુનર્જીવન કેવી રીતે આપવું તે પ્રશ્ન આપણી સમક્ષ ખડો થયો છે. સહકારી મંડળીઓની પુનર્રચનાનું કાર્ય બર્મામાં તો ચાલી રહ્યું હતું. બર્મામાં આ યોજના ફળીભૂત થઈ તે બતાવી આપે છે કે લેણાનો પ્રશ્ન નિકાલ ન થઇ શકે તેવો નથી અને જો તેને વિશાળ દૃષ્ટિથી યોગ્ય રીતે જોવામાં આવે તો જુની મંડળીઓના મૃતદેહમાંથી નવી મંડળીઓ કાઢવાનું શક્ય છે. સ્થાનિક પરિસ્થિતિને અનુકૂળ સુધારાઓ તો દાખલ કરવાનું અલબત્ત જરૂરી છે, પરંતુ અગત્યના અંગોની ઉપેક્ષા કરવાનું ચાલશે નહિ આ અંગો નીચે પ્રમાણે ગણાવી શકાય. (૧) સભ્યો પાસેના લેણાની રકમ, તેમની જમીનની બજાર ભાવે કીંમત ગણી, ઓછી કરવી. (૨) સભ્યોની શક્તિના પ્રમાણમાં લેણું વસુલ કરવાના હપતા કરવા (૩) સભ્યો પાસેથી જમીનનો કબજો લેવો અને તેમને તે જમીન તથા મંડળીએ મેળવેલ બીજી જમીન પટ્ટે આપવી અને પૈસા આવે તે હપતા પેટે જમા કરવા (૪) સભ્યોને બી પૂરા પાડવાં અને આ પ્રમાણે શાહુકારોની ઊંચા વ્યાજની ચુંગાલમાંથી બચાવવા અને હપતા ભરવામાં સગવડ કરી આપવી. (૫) હપતામાં અનાજ લેવા બાબત આગ્રહ રાખવો (૬) બજારની કરકસર તથા બીજી સહકારી પ્રવૃત્તિઓ દાખલ કરવી અને મંડળીઓનું ભંડોળ વધારવું

લોકોની બીન-ખેતી જરૂરીઆતો માટે છેલ્લા થોડા વર્ષોથી સહકારી પ્રથા દાખલ કરવામાં આવી છે. નહેરકામ માટે, આરોગ્ય સુધારણા માટે, વાડ માટે, ઢોરના વીમા માટે, દૂધ વેચવા માટે, ખેતીવાડીનાં સાધનો પૂરા પાડવા માટે તથા ખેતીના ઉત્પન્નને વેચવા માટે જુદા જુદા સ્થળોએ મંડળીઓ સ્થાપવામાં આવી છે.

## બ્રિટિશ હિંદમાં સહકારી મંડળીઓ

| સાલ | મંડળીની સંખ્યા | સભ્યોની સંખ્યા | ઉપયોગમાં લેવાતી મૂડી (રૂ. માં) |
|---|---|---|---|
| ૧૯૩૦-૩૧ | ૯૦,૦૬૪ | ૩,૮૯૦,૧૬૮ | ૮૩,૫૯,૫૮,૦૯૨ |
| ૧૯૩૧-૩૨ | ૮૯,૫૪૨ | ૩,૮૬૧,૬૧૨ | ૮૩,૮૯,૦૭,૮૧૫ |
| ૧૯૩૨-૩૩ | ૮૮,૭૦૫ | ૩,૮૩૧,૧૯૦ | ૮૬,૭૩,૮૯,૪૫૫ |
| ૧૯૩૩-૩૪ | ૮૮,૩૬૪ | ૩,૮૪૬,૧૨૭ | ૮૬,૪૪,૨૫,૪૯૬ |
| ૧૯૩૪-૩૫ | ૮૯,૧૮૪ | ૩.૯૩૭,૨૫૨ | ૮૭,૩૯,૩૦,૮૯૪ |
| ૧૯૩૫-૩૬ | ૮૮,૯૬૯ | ૩,૯૫૨,૧૧૨ | ૮૮,૦૬,૯૯,૦૯૪ |
| ૧૯૩૬-૩૭ | ૯૨,૧૨૫ | ૪,૧૫૫,૦૧૯ | ૮૯,૭૧,૨૬,૪૭૨ |
| ૧૯૩૭-૩૮ | ૯૪,૨૪૪ | ૪,૩૫૦,૧૮૧ | ૯૨,૯૦,૫૬,૩૮૩ |
| ૧૯૩૮-૩૯ | ૧૦૪,૩૦૭ | ૪,૮૩૬,૩૯૮ | ૯૬,૧૬,૨૧,૧૯૪ |

## મંડળીઓ તથા સભ્યોની સંખ્યા (૧૯૩૮-૩૯)

| | મંડળીઓ | સભ્યો |
|---|---|---|
| મધ્યસ્થ (પ્રાંતિક તથા સેન્ટ્રલ બેંકો અને બેંકિંગ યુનિયનોનો સમાવેશ થાય છે.) | ૬૦૪ | ૨૦૦,૭૨૯ |
| સુપરવાઇઝીંગ અને ગેરંટીગ યુનિયનો | ૫૨૬ | ૩૪,૯૭૫ |

| | | |
|---|---|---|
| ખેતીવાડીની મંડળીઓ (ઢોર, જમીન, ગીરો બેંક તથા સોસાયટીઓ સહિત | ૧૦૫,૪૫૮ | ૩,૬૪૦,૦૭૪ |
| બીન-ખેડુત મંડળીઓ | ૧૫,૫૩૯ | ૧,૭૩૪,૦૩૮ |
| એક લાખ રહેવાશીઓએ મંડળીની સંખ્યા | ૩૮.૧ | ... |
| એક હજાર રહેવાશીઓએ પ્રાથમિક મંડળીઓના સભ્યોની સંખ્યા | ... | ૧૬.૮ |

## હિંદની મ્યુનિસિપાલિટીઓ

| સાલ | મ્યુ.ની સંખ્યા | આવક રૂપિયા | ખર્ચ રૂપિયા | માથાદીઠ કર રૂ. આ. પા. |
|---|---|---|---|---|
| ૧૯૨૯-૩૦ | ૭૭૭ | ૩૭,૭૭,૯૦,૯૯૦ | ૩૭,૭૦,૨૭,૩૦૧ | ૬-૯-૧૧ |
| ૧૯૩૦-૩૧ | ૭૮૧ | ૩૬,૫૯,૭૦,૩૫૦ | ૩૬,૨૪,૫૯,૫૭૬ | ૫-૧૫-૭ |
| ૧૯૩૧-૩૨ | ૭૮૫ | ૩૬,૨૮,૦૬,૮૨૦ | ૩૬,૭૨,૬૭,૧૦૮ | ૫—૮-૮ |
| ૧૯૩૨-૩૩ | ૭૮૯ | ૩૯,૦૯,૬૯,૨૩૦ | ૩૮,૮૫,૭૯,૩૧૦ | ૫—૮-૨ |
| ૧૯૩૩-૩૪ | ૭૯૪ | ૩૬,૭૦,૧૨,૨૧૩ | ૩૬,૧૮,૨૨,૧૨૩ | ૫-૧૦-૫ |
| ૧૯૩૪-૩૫ | ૭૯૮ | ૩૮,૦૭,૯૮,૨૦૮ | ૩૭,૫૯,૯૦,૨૧૦ | ૫-૧૨-૦ |
| ૧૯૩૫-૩૬ | ૭૫૩ | ૩૩,૦૧,૭૦,૬૫૨ | ૩૮,૯૫,૨૭,૫૯૦ | ૫-૧૩-૪ |
| ૧૯૩૬-૩૭ | ૭૫૩ | ૩૮,૬૧,૩૫,૧૧૯ | ૩૭,૫૯,૧૮,૭૮૩ | ૫-૧૩-૪ |
| ૧૯૩૭-૩૮ | ૭૫૮ | ૩૮,૮૬,૦૦,૮૩૭ | ૩૮,૬૮,૮૬,૨૩૦ | ૫-૧૫-૧૧ |
| ૧૯૩૮-૩૯ | ૭૫૬ | ૪૦,૫૭,૩૫,૧૧૫ | ૪૦,૩૧,૯૩,૨૯૩ | ૬—૨-૦ |
| ૧૯૩૯-૪૦ | ૭૫૬ | ૪૪,૩૧,૪૨,૧૬૮ | ૪૪,૨૮,૪૬,૨૭૪ | ૬—૩-૬ |

## હિંદની પોલીસ

| સાલ | પોલીસની સંખ્યા | ખર્ચ (રૂપિયામાં) |
|---|---|---|
| ૧૯૩૦ | ૨૦૧,૫૩૮ | ૧૨,૩૦,૬૭,૨૧૫ |
| ૧૯૩૧ | ૨૦૧,૬૮૭ | ૧૨,૧૭,૭૭,૫૬૮ |
| ૧૯૩૨ | ૨૦૧,૪૧૩ | ૧૧,૬૮,૯૮,૫૧૭ |
| ૧૯૩૩ | ૧૯૯,૭૮૬ | ૧૧,૭૪,૦૨,૧૯૩ |
| ૧૯૩૪ | ૧૯૯,૮૫૩ | ૧૧,૭૧,૨૩,૮૬૩ |
| ૧૯૩૫ | ૧૮૬,૧૭૧ | ૧૦,૪૮,૬૬,૯૯૮ |
| ૧૯૩૬ | ૧૮૬,૬૬૨ | ૧૦,૫૧,૮૦,૧૦૩ |
| ૧૯૩૭ | ૧૮૮,૨૨૩ | ૧૦,૬૫,૦૧,૯૫૬ |
| ૧૯૩૮ | ૧૮૮,૨૫૨ | ૧૦,૫૫,૪૩,૭૭૨ |
| ૧૯૩૯ | ૧૮૮,૯૩૧ | ૧૦,૮૫,૪૮,૧૪૦ |

## જેલનાં કેદીઓની સંખ્યા

| સાલ | પુરુષો | સ્ત્રીઓ | સાલ | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦ | ૮૮૯,૯૧૫ | ૧૮,૪૦૧ | ૧૯૩૫ | ૮૨૭,૬૪૯ | ૧૯,૨૮૧ |
| ૧૯૩૧ | ૮૮૩,૫૦૫ | ૧૯,૬૩૩ | ૧૯૩૬ | ૮૨૬,૭૭૭ | ૧૯,૭૫૬ |
| ૧૯૩૨ | ૧,૦૨૩,૩૧૩ | ૨૮,૪૩૪ | ૧૯૩૭ | ૭૭૪,૧૧૯ | ૧૮,૪૨૦ |
| ૧૯૩૩ | ૮૯૯,૦૪૦ | ૨૩,૦૯૨ | ૧૯૩૮ | ૭૮૧,૦૦૦ | ૧૭,૪૬૯ |
| ૧૯૩૪ | ૮૭૬,૭૧૯ | ૧૯,૯૭૬ | ૧૯૩૯ | ૯૬૧,૨૮૧ | ૨૦,૦૭૮ |

## આંદામાનમાં કેદીઓ

| સાલ | પુરુષો | સ્ત્રીઓ | સાલ | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦-૩૧ | ૭,૪૬૭ | ૧૪૬ | ૧૯૩૫-૩૬ | ૫,૯૧૧ | ૩૦ |
| ૧૯૩૧-૩૨ | ૭,૫૪૯ | ૧૨૩ | ૧૯૩૬-૩૭ | ૬,૩૦૫ | ૧૧ |
| ૧૯૩૨-૩૩ | ૬,૬૯૦ | ૧૦૧ | ૧૯૩૭-૩૮ | ૬,૧૧૮ | ૭ |
| ૧૯૩૩-૩૪ | ૫,૯૦૦ | ૮૬ | ૧૯૩૮-૩૯ | ૬,૦૨૧ | ૩ |
| ૧૯૩૪-૩૫ | ૫,૫૦૨ | ૬૭ | | | |

## હિંદમાં નહેરકામવાળું ક્ષેત્રફળ

| સાલ | એકર | સાલ | એકર |
|---|---|---|---|
| ૧૯૩૪-૩૫ | ૨૪,૯૭૪,૩૫૩ | ૧૯૩૬-૩૭ | ૨૫,૫૭૦,૯૩૮ |
| ૧૯૩૫-૩૬ | ૨૪,૫૪૨,૨૧૯ | ૧૯૩૭-૩૮ | ૨૭,૩૨૫,૦૮૯ |

## ૩ાા ટકાની લોનનું પડતર વ્યાજ

| સાલ | રૂ. આ. | ટકા | સાલ | રૂ. આ. | ટકા |
|---|---|---|---|---|---|
| ૧૯૨૭ | ૭૮-૧૧ | ૪·૪ | ૧૯૩૨ | ૬૧—૩ | ૫·૭ |
| ૧૯૨૮ | ૭૫—૬ | ૪·૬ | ૧૯૩૩ | ૮૮—૪ | ૪·૦ |
| ૧૯૨૯ | ૭૧—૫ | ૪·૯ | ૧૯૩૪ | ૮૯—૭ | ૩·૯ |
| ૧૯૩૦ | ૬૮-૧૪ | ૫·૧ | ૧૯૩૫ | ૯૩—૩ | ૩·૯ |
| ૧૯૩૧ | ૬૩—૦ | ૫·૫ | ૧૯૩૬ | ૯૭—૦ | ૩·૬ |

## બ્રિટિશ હિંદની જોઈન્ટસ્ટૉક કંપનીઓ

| સાલ | કંપનીની સંખ્યા | ભરાયેલ થાપણ (રૂપિયામાં) |
|---|---|---|
| ૧૯૩૧-૩૨ | ૬,૮૦૮ | ૨,૪૭,૫૨,૦૨,૬૨૪ |
| ૧૯૩૨-૩૩ | ૭,૨૫૨ | ૨,૪૭,૫૨,૦૧,૨૨૧ |
| ૧૯૩૩-૩૪ | ૮,૩૪૬ | ૨,૬૩,૫૧,૭૨,૬૪૯ |
| ૧૯૩૪-૩૫ | ૮,૯૩૪ | ૨,૬૬,૬૦,૧૪,૨૧૪ |
| ૧૯૩૫-૩૬ | ૯,૪૬૭ | ૨,૬૪,૩૦,૯૨,૯૪૧ |
| ૧૯૩૬-૩૭ | ૧૦,૦૬૧ | ૨,૭૨,૨૪,૪૩,૭૮૪ |
| ૧૯૩૭-૩૮ | ૯,૬૭૭ | ૨,૬૪,૦૪,૭૭,૬૧૫ |
| ૧૯૩૮-૩૯ | ૧૦,૦૭૦ | ૨,૭૫,૪૨,૪૮,૮૭૬ |
| ૧૯૩૯-૪૦ | ૧૦,૩૬૮ | ૨,૮૮,૪૯,૬૦,૮૩૯ |

## પ્રાંતવાર જોઇન્ટસ્ટૉક કંપનીઓ

| | ૧૯૩૬-૩૭ | ૧૯૩૭-૩૮ | | ૧૯૩૬-૩૭ | ૧૯૩૭-૩૮ |
|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૧,૩૮૭ | ૧,૪૮૮ | આસામ | ૨૦૩ | ૨૦૮ |
| મુંબઇ | ૧,૩૩૧ | ૧,૩૭૫ | સિંધ | ૧૫૪ | ૧૩૪ |
| બંગાળા | ૫,૦૮૦ | ૪,૪૩૭ | દિલ્લી | ૨૨૪ | ૨૩૮ |
| સંયુક્તપ્રાંતો | ૪૬૩ | ૪૬૪ | મહિસુર | ૧૬૦ | ૧૮૧ |
| પંજાબ | ૯૧૮ | ૧,૦૦૯ | ત્રાવણકોર | ૩૯૦ | ૪૪૦ |
| બિહાર | ૧૩૩ | ૧૫૦ | કોચીન | ૧૯૯ | ૨૦૦ |
| મધ્યપ્રાંત | ૮૩ | ૮૩ | | | |

# હિંદી સરકારની રૂપિયાની લોન

| | | (હજાર રૂપિયામાં) | | | (હજાર રૂપિયામાં) |
|---|---|---|---|---|---|
| ૫ | ટકાની ૧૯૪૨–૪૭ | ૬,૦૩,૦૦૫ | ૩½ | ટકા ૧૯૫૪–૫૯ | ૯,૮૦,૨૯ |
| ૪½ | ટકાની ૧૯૫૦–૫૫ | ૩૩,૮૧,૧૧ | ૩ | ટકા ૧૯૪૯–૫૨ | ૧૩,૫૫,૭૪ |
| ૪½ | ટકાની ૧૯૫૮–૬૮ | ૧૩,૭૪,૮૦ | ૩ | ટકા ૧૯૬૬–૯૭ | ૩,૧૦,૦૦ |
| ૪ | ટકાની ૧૯૪૮–૫૩ | ૧૦,૫૬,૭૨ | ૩ | ટકા ડીફેન્સ બોન્ડઝ ૧૯૪૬ | ૪૫,૧૪,૩૧ |
| ૩½ | ટકા ૧૮૬૫– | ૧,૯૭,૦૦ | ૩ | ટકા બ્યાજમુક્ત ડીફેન્સ બોન્ડઝ | ૨,૩૩,૭૧ |
| ૩½ | ટકા ૧૮૪૨–૪૩ | ૨,૬૫,૦૦ | | | |
| ૩½ | ટકા ૧૯૦૦–૦૧ | ૬૮,૦૦ | | | |

# વેપારનું વાર્ષિક અવલોકન

## (૧૯૪૧–૪૨–૪૩)

અવલોકનકાર : **શ્રી. ડુંગરશી ધરમશી સંપટ**

જગતના મહાયુદ્ધની છાયા વધારે ગાઢ બની છે. યુદ્ધને ૪૫ માસ થયાં છતાં એની ભયંકરતા વધારે ને વધારે વિશાળતા ધારણ કરે છે. જગતની કુલ સવાબે અબજની સંખ્યાની પ્રજામાંથી સીધી કે આડકતરી રીતે લગભગ બે અબજની પ્રજા એમાં સંડોવાયલી છે. પ્રજાઓને આ યુદ્ધને માટે દરરોજ આશરે ૧॥ અબજ રૂપિયા જેટલો ખર્ચ થાય છે. અર્ધા અબજ રૂપિયાની સરેરાશ દરરોજ નુકશાની આ યુદ્ધને લીધે થતી હશે એવી કલ્પના છે. વેપાર, વાણિજ્ય, ઉદ્યોગ, કળા, સાહિત્ય, રસાયનો, વિદ્યુત્શક્તિ, કોલસો, તેલ અને બીજા હજારો દ્રવ્યોનો મુખ્ય ઉપયોગ આ યુદ્ધકાર્ય માટે થાય છે. ખેતીનાં દ્રવ્યો, યાંત્રિક વાહનો, કારખાનાઓની પેદાશો, તાર, ટપાલ આ સર્વેનો ઉપયોગ યુદ્ધના અનુસંધાનમાં કરાય છે. પોતાની મહત્વાકાંક્ષાઓ સિદ્ધ કરવા માટે ચાર પાંચ બળવાન પ્રજાઓ પરસ્પર લડી રહી છે. જગતની બીજી પ્રજાઓને પ્રચાર અથવા સ્વરક્ષણ અથવા મૈત્રી માટે આ યુદ્ધમાં ઉતરવું પડયું છે.

સ્ટીમરો, રેલવે, મોટરો, લોરીઓ અને આકાશગામી વિમાનોને આ યુદ્ધમાં મુખ્યપણે વાપરવામાં આવે છે. યુદ્ધની આવશ્યક્તાઓને જ મુખ્ય ગણવામાં આવી છે. આથી ખાનગી વાણિજ્ય જેવું કાંઇ રહ્યું નથી. બધાં કારખાનાઓ પણ પોતાના ઉદ્યોગોની અંદર યુદ્ધ સામગ્રીઓ પેદા કરે છે. આથી વેપાર અને ઉદ્યોગ હવે સ્વતંત્ર રહ્યા નથી. યુદ્ધ એ જ મુખ્ય વેપાર અને ઉદ્યોગ છે. યુદ્ધે જગતને ત્રણ ભાગમાં વહેંચી દીધું છે. આ ભાગોનો પરસ્પર સંબંધ બંધ છે. આસપાસ મોટી અભેદ્ય યુદ્ધરૂપી દિવાલો ખડી કરવામાં આવી છે.

(૧) જર્મનીએ લગભગ આખું યુરોપ સર કર્યું છે. યુરોપની લગભગ ૪૦ કરોડની પ્રજાઓ એના શાસન, કબજા અથવા એના વર્તુલમાં આવી ગઇ છે. સાથી રાજ્યોએ ટયુનિસીઆની જીત મેળવી યુરોપની આસપાસ ઘેરો ઘાલ્યો છે. આથી યુરોપની સાથે વેપારનો સંબંધ જગતના બીજા ભાગો સાથે નથી.

(૨) જાપાને ચીનનો દશ આની ભાગ, ફિલિપાઇન્સ, બોર્નીઓ, સુમાત્રા. જાવા, બ્રહ્મદેશ આ સર્વે કુલ ૪૦ કરોડની વસતિવાળા ભાગ ઉપર પોતાની લશ્કરી સત્તા ફેલાવી છે. એ પેસિફીક મહાસાગરના વિસ્તારોમાં જાપાનનું આધિપત્ય હોવાથી જગતના બીજા ભાગો સાથેનો સંબંધ કપાઈ ગયો છે.

(૩) બ્રિટન, અમેરિકા અને એના સાથી રાજ્યોનાં સામ્રાજ્યનો જુદો ભાગ પડી ગયો છે. એ ભાગમાં પણ યુદ્ધની આવશ્યકતાઓ માટે મુખ્યત્વે વહાણવટું, રેલવે વિમાનોનો ઉપયોગ થાય છે. એટલે સ્વતંત્ર વેપાર બની શકવાના સંયોગો અસ્તિત્વ ધરાવતા નથી.

આપણું હિંદ એ બ્રિટિશ સામ્રાજ્યનો એક વિભાગ છે. એ સીધા યુદ્ધની હજી ગંભીર અસરોમાંથી મુક્ત રહ્યું છે. પરંતુ બ્રિટનના અનુયાયી તરીકે એ યુદ્ધની સંપૂર્ણ છાયા નીચે છે. વેપાર, ઉદ્યોગો સૌ યુદ્ધ માટે જ મુખ્યત્વે વપરાય છે. ચલણનો ફુગાવો, મોંઘવારી, અંકુશો, મોટા અસહ્ય કરો અને ખોરાકીની તંગીથી હિંદની પ્રજા પીડાય છે. જાપાનના કહેવાતા ભયને માટે હિંદમાં હિંદી સૈન્ય ઉપરાંત મોટું અંગ્રેજી અને અમેરિકન સૈન્ય પણ નિભાવવામાં આવે છે. રેલવે મુખ્યત્વે સૈન્યોને લગતું કાર્ય કરે છે. મોટરલોરીઓ પણ યુદ્ધ કામમાં ઘણીખરી વપરાય છે. આથી હિંદનો આંતરિક વેપાર ખૂબ અંકુશિત થયો છે. સરકારી અંકુશો ચારે તરફ ચોમાસામાં ઉગતાં વનસ્પતિઓના ફણગાઓની પેઠે ફુટી નીકળ્યાં છે.

હિંદનો વેપાર હવે મોટે ભાગે અંકુશોમાં આવ્યો છે. સ્ટીમરો માત્ર મુખ્યત્વે સૈનિક કાર્ય માટે જ વપરાય છે. સાગર, સબમરિનો, વિમાનો અને સુરંગોના ભયથી ભયભીત બન્યો છે. આથી હિંદનો પરદેશો સાથેનો વેપાર ખૂબ ઘટે છે. યુરોપમાં થતી પાકી વસ્તુઓ, યંત્રો, કાચનો સામાન, પોલાદનો સામાન, ચામડાનો સામાન, રસાયનિક પદાર્થો, વિદ્યુતના પદાર્થો અને બીજાં અનેક પાકા પદાર્થો યુરોપથી યુદ્ધની પરિસ્થિતિને લીધે આવી શકતા નથી. આથી પરદેશથી આયાત કરેલા દરેક પદાર્થની હિંદની બજારોમાં પાંચથી દસગણી કિંમત થઇ પડી છે. હિંદમાં એ પાકા પદાર્થો બનાવવા માટે 'આગ લાગે ત્યારે કૂવો ખોદાવવા' જેવાં ઘણા પ્રયત્નો કરવા હિંદી સરકાર દોડાદોડી કરે છે. પરંતુ યંત્રોની આમદાની અતિ સંકૂચિત હોવાથી યુદ્ધ માટેની જરૂરિયાતો પણ હિંદમાં સંપૂર્ણ રીતે પૂરી પાડી શકાતી નથી.

આધુનિક યુદ્ધો શસ્ત્રસામગ્રીઓ વિપુલ પ્રમાણમાં અને અતિશય યાંત્રિક આંટીઘુંટીવાળી માગે છે. હિંદની હમણાં યુદ્ધ કારવાઇઓ માટે મધ્યસ્થ સ્થાન તરીકેની સ્થિતિ છે. જાપાન સામેની યુદ્ધની દરેક પ્રવૃતિઓ હિંદને મધ્યસ્થાન તરીકે રાખીને થશે. રશિયાને જે મોટા પ્રમાણમાં શસ્ત્રસામગ્રીઓ અને ખોરાકી પુરી પાડવામાં આવે છે. તે હજારો માઇલો દૂર યુરોપ અને અમેરિકાથી સ્ટીમરોમાં હિંદખાતે લાવીને અહીંથી જ મોકલવામાં આવે છે. ઑસ્ટ્રેલિયા ખાતે પણ હિંદ મારફતે મોટી રકમના સાધનો પૂરા પાડવાની પ્રવૃતિઓ ચાલે છે. આ સર્વે માટે વિશાળ પ્રમાણમાં સ્ટીમરો રોકવી પડે છે. સમય પણ ખૂબ બરબાદ થાય છે. હિંદમાં જો ભૂતકાળમાં આ ઉદ્યોગોનો વિકાસ આપણી હાલની હિંદી સરકારે કરવા આપ્યો હોત તો વર્તમાનમાં એમને એ સોનાના મૂલ્યના થઈ પડત.

હિંદમાં હમણાં સૌથી મોટા ગુંચવાડાનો પ્રશ્ન પ્રજાની ખોરાકીનો છે. લોકોના નિર્વાહની મોટી મુસ્કેલીઓ ઊભી થઇ છે. અનાજની તંગી ઘણા ખરા પ્રાંતોમાં મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. આપણી હમણાંની સરકારે એ બાબતમાં જે અપૂર્ણ અને ઉપરચોટિયા પ્રયત્નો કર્યા છે તેથી સ્થિતિ ઉલટી વધારે પ્રમાણમાં બગડી છે. હિંદની બહારના સીલોન, ઇરાન, ઇરાક જેવાં કેટલાંક દેશોને હિંદમાંથી અનાજ પહોંચાડવાની ફરજ સરકારે ઉપાડી હતી. તેમ હિંદ બહારના સૈન્યોને પણ હિંદમાંથી ખોરાકી પહોંચાડવી પડી હતી. હિંદમાં બ્રહ્મદેશથી આવતા ચોખાની આમદાની (૧૫થી ૨૦ લાખ ટન) બંધ પડી છે. આથી હિંદમાં કદી નહિ જોયેલ કે સાંભળેલા એવાં ઊંચા ભાવો અનાજ અને ખોરાકીની વસ્તુઓનાં થયા છે. સરકારી અંકુશોથી ઉલટી અવ્યવસ્થા વધી હતી. સટોડિયાઓએ એ અવ્યવસ્થાનો વિકાસ કર્યો છે. પરિણામે ગરીબ પ્રજાને અતિશય સહન કરવું પડે છે.

હિંદ એ કાચા પદાર્થો ઉત્પન્ન અને નિકાસ કરવાનું મોટું સ્થાન છે. પરંતુ આ યુદ્ધને લીધે આપણી કેટલીક ઉપયોગી બજારો આપણાં હાથમાંથી નીકળી ગઇ છે. આથી આપણો નિકાસ વેપાર ઘટયો છે. આપણી પાસે માલ મુકવાને સ્ટીમરોની પણ ખૂબ તંગી છે. રેલવેમાં પણ ઘણી પ્રતિકૂળતા છે. આથી આ કાચા પદાર્થોની નિકાસ ઘટી છે. પરદેશોથી પાકા માલની આયાત પણ પ્રમાણમાં વધારે ઘટી છે. કારણ કે પરદેશોના કારખાનાં સૈનિક દ્રવ્યો બનાવે છે. તે નીચેના આંકડાઓથી જણાશે. આ આંકડા માર્ચ માસ સુધીનાં છે.

| | ૧૯૪૦–૪૧ બાર માસના | ૧૯૪૧–૪૨ બાર માસના | ૧૯૪૨–૪૩ બાર માસના |
|---|---|---|---|
| આયાત | ૧૫૬,૯૬,૯૫,૫૧૦ | ૧૭,૩૨,૭૦,૩૩૯ | ૧૦૧,૨૭,૩૨,૦૫૦–(માસ ૧૧ના) |
| નિકાસ | ૧૯૮,૭૧,૫૭,૭૯૦ | ૨૫૨,૯૦,૫૮,૦૯૩ | ૧૭૭,૧૯,૦૩,૦૨૧–(માસ ૧૧ના) |

## અગિયાર માસના ત્રણ વરસોના જુદા જુદા મુખ્ય દેશોથી થયેલી આયાત–નિકાસ

| દેશ | આયાત ૧૯૪૧–૪૨ | આયાત ૧૯૪૨–૪૩ | નિકાસ ૧૯૪૧–૪૨ | નિકાસ ૧૯૪૨–૪૩ |
|---|---|---|---|---|
| ગ્રેટ બ્રિટન | ૩૪ કરોડ | ૨૮।। કરોડ | ૭૦। કરોડ | ૫૩ કરોડ |
| બ્રહ્મદેશ | ૨૭।। કરોડ | ૧।। કરોડ | ૪। કરોડ | ૦ |
| મલાયા (સ્ટેટસ) | ૫।। કરોડ | ૨૩।।। લાખ | ૧ કરોડ | ૦ |
| કેનીયા | ૫।। કરોડ | ૫।। કરોડ | ૩। કરોડ | ૩ કરોડ |
| જંગબાર | ૬।। કરોડ | ૩।। કરોડ | ૨૩ લાખ | ૨૪ લાખ |
| કેનેડા | ૫।। કરોડ | ૨।। કરોડ | ૬। કરોડ | ૩ કરોડ |
| એડન | ૩।। કરોડ | ૩।। કરોડ | ૨।। કરોડ | ૩।। કરોડ |
| સીલોન | ૩। કરોડ | ૪। કરોડ | ૮।। કરોડ | ૧૨।। કરોડ |
| દક્ષિણ આફ્રિકા | ૨।। કરોડ | ૧। કરોડ | ૫।। કરોડ | ૯।। કરોડ |
| ઑસ્ટ્રેલિયા | ૫ કરોડ | ૨।। કરોડ | ૧૧। કરોડ | ૧૫ કરોડ |
| ઇરાન | ૫ કરોડ | ૧૫।। કરોડ | ૧ કરોડ | ૪ કરોડ |
| ચીન | ૨.૮ કરોડ | ૬૩।। લાખ | ૨૧।। કરોડ | ૩ લાખ |
| જાપાન | ૧૧।।। કરોડ | ૩ લાખ | ૫ કરોડ | ૦ |
| ઇજીપ્ત | ૪।।। કરોડ | ૫।। કરોડ | ૫। કરોડ | ૩।। કરોડ |
| અમેરિકા | ૩૨।।। કરોડ | ૧૭।।। કરોડ | ૨૨।। કરોડ | ૧૬।। કરોડ |

માત્ર ફેબ્રુઆરી ૧૯૪૩માં ૯ કરોડ રૂપિયા આયાત થઇ હતી અને ૧૩।।। કરોડની નિકાસ થઇ હતી. જર્મની, ફ્રાન્સ, જાપાન એ આપણી મોટી બજારો હતી તે યુદ્ધ સુધી અસ્ત થઇ છે.

## આયાત–નિકાસ ત્રણ વરસની

| | આયાત | નિકાસ |
|---|---|---|
| ૧૯૩૯–૪૦ | ૧૬૧·૩૭ કરોડ. | ૨૧૩ કરોડ. |
| ૧૯૪૦–૪૧ | ૧૭૫·૨૩ કરોડ. | ૧૫૮ કરોડ.. |
| ૧૯૪૧–૪૨ (૧૧ માસ) | ૧૧૪·૧૪ | ૨૧૩ કરોડ. |

ત્રણે વરસની જુમલે નિકાસ રૂ. ૬૨૮·૨૨ કરોડની થઈ. જ્યારે આયાત રૂ. ૪૬૦ કરોડની થઇ. હિંદની તરફેણમાં વેપાર પાસું ૧૬૭·૬૧ કરોડ જેટલું હતું. જ્યારે ૧૯૩૯–૪૦ પહેલાના ૩ વરસમાં માત્ર ૩૦ કરોડનું હતું.

હિંદમાંથી હમણાં ધાતુઓ, ચામડાં, ચા, ખાંડ કાપડ વગેરે ખૂબ ચડે છે. કાપડ દર વરસે ૧૦ કરોડનું ચડતું હતું. હવે ૪૦ થી ૫૦ કરોડનું ચડે છે.

## ખેતીવાડીની પેદાશ

હિંદનું કુલ ક્ષેત્રફળ ૧૮,૧૮,૦૦૦ ચોરસ માઇલનું છે. એના ૧૧૬ કરોડ એકર થાય. આમાંથી ૬૯ કરોડ એકર બ્રિટિશ હિંદમાં છે. ૪૨॥ કરોડ એકર દેશી રાજ્યોનાં છે. ૫ કરોડ એકર સરહદ પ્રાંત અને બલુચિસ્તાનના ગણાય છે.

બ્રિટિશ હિંદમાં ૬૬॥ કરોડ એકરની સરવે થઇ છે. તેમાંથી ૪૩॥ કરોડ એકર ખેતી યોગ્ય છે. ૧૩ ટકા જમીનમાં જંગલો છે. ૧૨ ટકા જમીન પર્વતો, શહેરો, રસ્તાઓ, જગ્યાઓ વિગેરેથી ભરેલ છે બાકી ૬૫ ટકા જમીન ખેતી યોગ્ય છે. આ જમીનમાંથી ૩૦ થી ૪૦ ટકા વાવેતર થાય છે. દર વરસે ૨૪ થી ૨૫ કરોડ એકર જમીનમાં વાવેતર થાય છે. આમાં નીચે પ્રમાણે પાકો થાય છે.

| | | | |
|---|---|---|---|
| અનાજ | ૧૮૬૨ લાખ એકર | તેજાના કરીઆણા | ૧૫ લાખ એકર |
| ખાંડ | ૨૦ લાખ એકર | ફળો | ૪૦ લાખ એકર |
| પરચુરણ અનાજો | ૧૩॥ લાખ એકર | તેલીબિયાં | ૧૬૧ લાખ એકર |
| તંતુ આપનાર પાકો | ૧૭૭ લાખ એકર | રંગની વનસ્પતિ | ૫૫ હજાર એકર |
| કેફી વસ્તુઓ | ૨૨ લાખ એકર | જાનવરોનો ચારો | ૧૦૩ લાખ એકર |
| | | પરચુરણ | ૮૦ લાખ એકર |

આથી જણાશે કે લગભગ ૮૧ ટકા જમીન અનાજના અને ખોરાકીના પાકો માટે વપરાય છે. તંતુઓ પેદા કરનાર પદાર્થો (કપાસ, જ્યુટ) ૭ ટકા જમીન રોકે છે. અને તેલીબિયાં લગભગ ૬–૭ ટકા જમીનમાં પેદા થાય છે.

હિંદમાં અનાજના પાકો સંયુક્તપ્રાંતમાં ૧૯ ટકા, મદ્રાસમાં ૧૪ ટકા, બિહાર ઓરિસ્સામાં ૧૩ ટકા, મુંબઇમાં ૧૨ ટકા, બંગાળમાં ૧૮ ટકા, પંજાબ અને મધ્યપ્રાંતમાં ૧૦ ટકા અને બીજા પ્રાંતોમાં ૧૧ ટકા જમીન રોકે છે.

હિંદમાં ખેતીનો મુખ્ય આધાર સારો વરસાદ છે. જે પ્રાંતોમાં વરસાદ ઓછો પડે છે તે પ્રાંતમાં દુકાળ જેવી સ્થિતિ થાય છે. આવા દુકાળો હિંદમાં અગાઉ વારંવાર પડતા હતા. હવે નહેરોની વિશાળ યોજનાઓથી ભયંકર દુકાળોનો ભય ઓછો થયો છે. પરંતુ નાના નાના દુકાળો (પ્રાંતિય) હજી પણ પડે છે. હમણાં યુદ્ધ સમયે જે ભયંકર મોંઘવારી અને અછત છે તે કોઇ પણ સખ્ત દુકાળને વિસરાવી દે તેવી છે. હિંદમાં ગંગા, જમના, સિંધુ, બ્રહ્મપુત્રા વગેરે નદીઓમાં અતિવૃષ્ટિને લીધે જે મોટી રેલો આવે છે તેથી પણ ભયંકર પાયમાલી થાય છે. ચેપી રોગો પણ હિંદની પ્રજાનું ભયંકર નુકશાન કરે છે. માત્ર મેલેરિયા દર વરસે લાખો મનુષ્યોને યમસદન દેખાડે છે.

હિંદમાં હિમાલય પર્વત અને બીજા પર્વતોમાંથી નદીઓ હજારો માઇલોની સફર કરી હિંદને ફળદ્રુપ બનાવે છે. આ નદીઓનું પાણી પવિત્ર ગણાય છે. એને કાંઠે સેંકડો શહેરો વસ્યાં છે. એ નદીઓના જળમાર્ગો વાહનવ્યવહારના રસ્તાઓ તરીકે ઉપયોગમાં આવે છે. એ નદીઓમાં બંધ બાંધીને એમાંથી નહેરો કાઢવામાં આવી છે. આ નહેરો પાછળ ૭–૮ અબજ રૂપિયા ખર્ચ થયો છે. એની પેદાશ હિંદી સરકારને સારી આવે છે. આ નહેરોથી ૧૯૩૮–૩૯ માં કુલ ૫૩૭ લાખ એકર જમીનને પીવાનું પાણી પહોંચાડવામાં આવ્યું હતું. પંજાબમાં સૌથી વધારે નહેરો છે પણ સિંધની લોઇડ નહેર સૌથી મોટી નહેર છે.

હિંદમાંથી ખેતીની વસ્તુઓની જ મુખ્ય નિકાસ છે. લગભગ કુલ ૬૦ ટકા નિકાસ માત્ર ખેતીની વસ્તુઓની જ થાય છે. ૧૯૩૯–૪૦ માં નીચે પ્રમાણે નિકાસ થઇ હતી.

| | | | |
|---|---|---|---|
| તેલો અને કપાસ | ૩૧ કરોડ | ચા | ૨૯ા કરોડ |
| બિયાં | ૧૨ કરોડ | અનાજદાળ | ૫ કરોડ |
| જ્યુટ (કાચી) | ૧૯ા કરોડ | ખેળ | ૨ કરોડ |
| ફળો | ૨ા કરોડ | રબર | ૧ કરોડ |
| તમાકુ | ૨ાા કરોડ | જાનવરો | ૧ા કરોડ |
| તેજાના | ૧ કરોડ | લાખ અને ગુંદરો | ૨ા કરોડ |

આ આંકડા બ્રિટિશ હિંદના જ છે. દેશી રાજ્યોના જુદાં છે. દેશી રાજ્યોમાં માઇસોર, વડોદરા, ત્રાવણકોર સુધરેલાં પ્રગતિશીલ રાજ્યો છે.

અનાજના કુલ પાકો હવે હિંદી સરકારના સીધા અંકુશ નીચે યુદ્ધને કારણે આવ્યાં છે. હિંદી સરકાર પોતાના નિમેલા એજન્ટોદ્વારા બધાં અનાજના પાકો ખરીદી લે છે. પંજાબ, સિંધ, સંયુક્ત પ્રાંતોમાં વસતિના ઉપયોગ કરતાં અનાજની પેદાશ વધારે છે. એટલે એ વધારેની ખોરાકી હિંદી સરકાર ખરીદી જે પ્રાંતોમાં સખ્ત દરકાર છે, તે પ્રાંતોમાં મોકલે છે. બંગાળ, બિહાર ઓરીસા, મદ્રાસ, મુંબઇ આ પ્રાંતોમાં પેદાશ કરતા વધારે ખોરાકીની જરૂર પડે છે. આથી આ પ્રાંતોમાં અનાજ મોકલાય છે. સૌ પ્રાંતોની પ્રજાઓને માટે પણ અનાજનો જથ્થો અંકુશમાં લેવાયો છે. કન્ટ્રોલરની પરવાનગી વગર કયાંય હિંદ બહાર અનાજની ચડત થતી નથી. હિંદના મુખ્ય બે પાકો ઘઉં અને ચોખાની નિકાસ તો સિંધ પંજાબમાંથી કોઇ પ્રાંતમાં સરકારના હુકમ વગર થતી નથી. એટલે વેપારીઓના હાથમાંથી વેપાર કુલ નીકળી ગયો છે. બધો વેપાર સરકારી કન્ટ્રોલ નીચે છે. ભાવ નિયમન પણ કરવામાં આવ્યાં છે. આ ભાવ ઘણાં ઊંચા રાખવામાં આવ્યાં છે, ઘઉંના ભાવ અને ચોખાના ભાવો સાધારણ રીતે ૪ાા થી ૫ રૂપિયા બંગાળી મણના રહે છે પરંતુ હમણા ૧૦ થી ૧૫ રૂપિયાના ભાવો જુદા જુદા પ્રાંતોમાં છે. પ્રાંતિક સરકારોને આમાંથી દર મણે ૨–૩ રૂપિયા કે વધારે નફો મળે છે.

## હિંદમાં મોંઘારત

હિંદમાં અત્યંત મોંઘારત ચાલે છે. કોઇ પણ વસ્તુના બે થી દશ ગણા દામ પડે છે. ખાવાની, ઓઢવાપહેરવાની, રહેવાની, પાથરવાની, વાપરવાની સર્વે વસ્તુઓમાં અતિ મોંઘારત આવી છે. આથી ગરીબ પ્રજાની ભારે પાયમાલી થાય છે. બ્રિટન, અમેરિકા વિગેરે દેશોમાં ભયંકર યુદ્ધો ચાલે છે. એ દેશની પ્રજાઓ સીધા યુદ્ધની અસર નીચે છે. એટલે ત્યાં મોંઘવારી જરૂર આવી છે. પરંતુ હિંદના પ્રમાણમાં આ મોંઘવારી ઘણી જ ઓછી છે. તેનું કારણ સખ્ત અને શિસ્તભરેલું સરકારી નિયમન છે.

આ નિયમનને લીધે આખી પ્રજાઓને માપબંધી પ્રમાણે ખોરાકી અને બીજી જરૂરની ચીજો મળી જાય છે. હિંદમાં આવી માપબંધી શિસ્તબદ્ધ થઈ નથી. એટલે હિંદમાં મોટા પ્રમાણમાં મોંઘવારી અસ્તિત્વ ધરાવે છે. હિંદ જેવી મોંઘવારી યુરોપમાં પણ હોવા માટે શક છે.

## મોંઘવારીની ટકાવારી

| વરસ | બ્રિટન ૧૯૨૪ના ભાવો ઉપર | અમેરિકા ૧૯૨૬ મુજબ | કલકત્તા ૧૯૧૪ મુજબ | હિંદની સરકાર ૧૯૩૯ | મુંબઇ ૧૯૧૪ મુજબ |
|---|---|---|---|---|---|
| ૧૯૨૯ | ૧૦૦ | ૯૫·૩ | ... | ... | ૧૪૫ |
| ૧૯૩૯ | ૯૬·૪ | ૭૭·૧ | ૧૦૮ | ૧૨૧ | ૧૦૯ |
| ૧૯૪૦ | ૧૧૩·૧ | ૭૮·૬ | ૧૨૦ | ૧૧૯·૬ | ૧૧૮ |
| ૧૯૪૧ | ૧૨૧·૪ | ૮૭·૩ | ૧૩૯ | ૧૨૯·૭ | ૧૩૭ |

| વરસ | બ્રિટન | અમેરિકા | કલકત્તા | હિંદી સરકાર | મુંબઇ |
|---|---|---|---|---|---|
| ૧૯૪૨ જાન્યુઆરી | ૧૨૨·૦ | ૯૬·૦ | ૧૫૫ | ૧૪૩·૭ | ૧૮૪ |
| માર્ચ | ૧૨૧·૩ | ૯૭·૬ | ૧૫૩ | ૧૪૪·૨ | ૧૯૭ |
| એપ્રિલ | ૧૨૨·૭ | ૯૮·૭ | ૧૫૭ | ૧૪૬·૧ | ૧૯૬ |
| જૂન | ૧૨૨· | ૯૮·૬ | ૧૮૨ | ૧૫૫·૨ | ૨૨૨ |
| ઑગસ્ટ | ... | ૯૮·૭ | ૧૮૨ | ૧૫૯·૯ | ૨૨૫ |
| સપ્ટેમ્બર | ... | ૯૯·૩ | ૧૯૮ | ... | ... |
| નવેંબર | ... | ... | ૨૨૭ | ... | ... |
| ડીસેંબર | ... | ... | ૨૩૮ | ... | ... |
| ૧૯૪૩ ફેબ્રુઆરી | ... | ... | ૨૫૦ થી ૨૮૦ આશરે | | ... |

બ્રિટનમાં અને અમેરિકામાં શિસ્તબદ્ધ કડક માપબંધી છે, આથી ત્યાં કોઇ પણ વસ્તુના ભાવો ખૂબ અછત છતાં સરકાર વધવા દેતી નથી. ત્યાં પણ પહેલી સૈનિક જરૂરિયાતો જોવાય છે. પછી પોતાની પ્રજાની મર્યાદિત જરૂરિયાતો પૂરી પડાય છે. ત્યાર પછી પરદેશી મિત્રો રશિયા, ચીન વગેરેની આવશ્યકતાઓ પૂરી પાડે છે. એટલે એ દેશોમાં સખ્ત નિયમનને લીધે દરેક વસ્તુઓનાં ભાવોને સ્તંભિત રાખવા તે રાજ્યો સફળ થયા છે. સટોડિયાઓને માટે ત્યાં વિશેષ પ્રવૃત્તિઓનો અવકાશ નથી. વેપારીઓની મારફતે કામ લઇ એમને વાજબી નફો આપીને પ્રજામાં દરેક વસ્તુઓ પહોંચતી કરાય છે. પરંતુ ખોરાકીની ઘણી ખરી ચીજો માટે તો ત્યાં માપબંધી અને ભાવ નિયમન સફળ રીતે બેસાડવામાં આવ્યાં છે.

હિંદમાં અઢાર માસો થયાં આ સર્વેનું ગાડું ચીકડું ચીકડું ચલાવવામાં આવે છે. આથી પ્રજાને કે રાજ્યને કાંઇ ખરેખર લાભને બદલે ઉલટી અવ્યવસ્થા થાય છે. હવે કડક ભાવ નિયમનને રસ્તે સરકાર આવી હોય એમ જણાય છે. પરંતુ મોંઘવારી અસહ્ય છે. ઉપલી મુંબઇ કલકત્તાની ટકાવારી મજુર વર્ગના નિભાવ પૂરતી છે. પરંતુ ખેડૂતો અને હિંદનો મધ્યમવર્ગ અતિશય દુઃખી છે. શાકના ભાવો ત્રણ ગણા, અનાજના ભાવો ત્રણ ગણા, કપડાના ભાવો ચાર ગણા, પરદેશી ચીજોના ભાવ આઠ દશ ગણા, તેલ, ખાંડ, ઘીના ભાવો, બેથી અઢી ગણા, દિવાસળી, ગ્યાસલેટ, ફળફુલોનાં ભાવો બેવડા, કોલસા, લાકડાના ભાવો બેવડા. આ રીતે તો એમના ઉપર તો જુલમ વર્ષી રહ્યો છે. એક કુટુંબ ચાલીસ રૂપિયામાં નભતું હતું. હમણા ૮૦ થી ઓછું નભી શકે નહિ. ભાડાં વધ્યા છે. દૂધ, ચા, સર્વે મોંઘા થયાં છે. જીવન ભારે મુસ્કેલ બન્યું છે. કોઇ ચીજ સસ્તી નથી. માત્ર રૂપિયો સસ્તો બન્યો છે.

હિંદની ૩૯ કરોડની વસતિ માટે સાધારણ રીતે હિંદ ૨૬૨ લાખ ટન ચોખા અને ૧૦૦ લાખ ટન ઘઉં પેદા કરે છે. ૧૯૪૦–૪૧માં પાકો સાધારણ રીતે નબળા હતા. ચોખાનો પાક તો અત્યંત નબળો હતો. ૪૪ લાખ ટન ચોખાનો પાક નબળો ઉતર્યો હતો. આ સિવાય ૨૦ લાખ ટન ચોખા બ્રહ્મદેશથી આવતા તે બંધ થયા. એ મુજબ ૬૪ લાખ ટન ચોખાની હિંદને તાણ પડી છે. સટોડિયાઓએ આ તંગીનો લાભ લીધો છે. બદલામાં જુવારનો પાક સારો છે. ૧૯૪૧–૪૨ના પાકો હમણાં નીકળ્યાં છે. ઘઉંનો પાક સારો છે. બીજા સાધારણ છે.

આવા અનાજની અછતના વખતે હિંદમાંથી ૧૯૪૨માં ૪,૫૫,૦૦૦ ટન અનાજ પરદેશોમાં નિકાસ કરવામાં આવ્યું હતું. સીલોન હિંદનું સૌથી મોટું ઘરાક છે. ત્યાં ચા, કોપરા વગેરેથી જમીન ભરેલી હોવાથી ખાવા પુરતું અનાજ પેદા થતું નથી. આથી સીલોનને અનાજ પુરૂં પાડવા માટે હિંદમાં અછત વધારવી પડે છે. હિંદમાં ભાવનિયમનના સકંજામાંથી છૂટવા માટે વેપારીઓએ કાળું બજાર Black market ઊભું કર્યું છે. દરેક શહેરમાં આવું કાળું બજાર છે. એમાં ઊંચા ભાવે અનાજ વેચાય છે. સરકારી નિયમન કરતાં એમાં દર મણે બે ત્રણ રૂપિયા વધુ માગે છે.

ઑસ્ટ્રેલિયાથી બીજા દેશો માટેની દશેક લાખ ટન ઘઉંની સ્ટીમરોને હિંદની જરૂરિઆતો જોઇ હિંદ તરફ વાળી ઉપયોગમાં લેવાઇ હતી. નવા ઘઉંનો પાક સારો એટલે લગભગ ૧૦૮ લાખ ટન જેટલો થવાથી એ માલ હિંદમાંથી બીજા દેશાવરો ખાતે મોકલવામાં આવેલ છે.

હવે જુદા જુદા પાકો સંબંધી હકીકતો નીચે મુજબ છે.

**ચોખા** : હિંદ આખાં જગતમાં સૌથી મોટા ચોખાના પાકો પેદા કરે છે. ચોખાના પાકો નીચે મુજબ થયા છે.

| વરસ | એકર (૧૦૦૦ એકર) | પેદાશ ટન (૧૦૦૦ ટન) | વરસ | એકર (૧૦૦૦ એકર) | પેદાશ ટન (૧૦૦૦ ટન) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૬૯,૬૬૩ | ૨૭,૦૫૫ | ૧૯૩૭–૩૮ | ૭૨,૫૫૪ | ૨૬,૭૬૩ |
| ૧૯૩૨–૩૩ | ૬૯,૯૬૦ | ૨૬,૨૦૧ | ૧૯૩૮–૩૯ | ૭૨,૫૭૪ | ૨૩,૫૭૭ |
| ૧૯૩૫–૩૬ | ૮૩,૫૫૬ | ૨૮,૨૮૯ | ૧૯૩૯–૪૦ | ૭૨,૩૪૦ | ૨૫,૨૫૭ |
| ૧૯૩૬–૩૭ | ૮૫,૨૧૦ | ૩૨,૫૯૩ | | | |

આથી જણાશે કે હિંદમાં ૭ા કરોડ એકરમાં લગભગ ૨ાા કરોડ ટન ચોખાનો પાક ઉતરે છે. ૧૯૪૦–૪૧નો ચોખાનો પાક સાધારણ હતો. અને ૧૯૪૧–૪૨નો પાક ૪૪ લાખ ટન ઓછો હતો આથી હિંદમાં ચોખાની અછત અને ભાવો ઘણા આકરા છે.

હિંદમાં ચોખાના પાકની ઉતર ખૂબ નબળી છે. હિંદમાં દર એકરે માત્ર ૮૦૦ રતલ ચોખા ઉતરે છે. સ્પેન અને ઇટલીમાં સારી ખેડ, ઊંડું ખેડાણ, સારા ખાતરો અને સારા બીજોને લીધે હિંદ કરતાં ત્રણ ગણા ચોખા એટલે લગભગ ૩૦૦૦ થી ૪૦૦૦ રતલ જેટલા એક એકરમાં ઉતરે છે. મુંબઈ ઈલાકામાં ચોખાનો પાક બહુ સારો થતો નથી. વરસાદ ચોખાને પુષ્કળ જોઇએ છીએ. મુંબઈ ઈલાકો હમેશાં પુષ્કળ ચોખા બહારથી મંગાવે છે. ચોખાના મણના ભાવ રૂ. ૫ ની આસપાસ હતા. હમણાં ૧૫ રૂપિયા છે.

**ઘઉં**—ચોખા પછી હિંદનો ઘઉં મુખ્ય પાક છે. હિંદમાં ઘઉંની ખેતી અને વપરાશ વધ્યાં છે. બંગાળ, તથા મદ્રાસ માત્ર ચોખાખાઉ પ્રાંતો હતા. હવે સાધારણ પ્રમાણમાં ઘઉં પણ વાપરે છે. હિંદમાં

૧૯૨૯–૩૦ માં ૩૧૬ લાખ એકર, ૧૯૩૩–૩૪ માં ૩૬૦ લાખ એકર, ૧૯૩૭–૩૮ માં ૩૫૨ લાખ એકર, ૧૯૩૯–૪૦ માં ૩૪૦ લાખ એકરોમાં ઘઉં વવાયા હતા. આ વરસે પાછા ૩૬૦ લાખ એકર ઉપર ગયા છે. એમાંથી દર વરસે ૧ કરોડ ટન ઘઉં પેદા થાય છે. કયારેક ૫–૭ લાખ ટન વધારે પણ ઉત્પન્ન થાય છે. અગાઉ ઘઉં મોટા પ્રમાણમાં પરદેશો ખાતે ચડતા હતા. પંદર વરસ પહેલાં ૧૦–૧૨ લાખ ટન ઘઉં પરદેશો ખાતે ચડતા હતા. પરંતુ હિંદની વસતિ વધતાં એ ચડત ૨–૩ લાખ ટન ઉપર આવી હતી. હમણાં બિલકુલ બંધ છે. ભાવ રૂ. ૪।। ને બદલે રૂ. ૧૩–૧૪ છે. ૧૯૩૯–૪૦ માં નીચે મુજબ ઘઉં જુદા જુદા દેશાવરોમાં પેદા થયા હતા.

(૧૦૦૦ ક્વીન્ટલમાં)

| | | | |
|---|---|---|---|
| બ્રિટિશ હિંદ | ૧,૦૦,૯૩૪ | યુનાઇટેડ સ્ટેટ્સ | ૩,૩૮,૭૨૯ |
| કેનેડા | ૧,૩૩,૨૫૬ | યુરોપ | ૫,૧૦,૦૦૦ |
| રશિયા | ૭૮,૦૦૦ | ઑસ્ટ્રેલિયા | ૫૭,૭૦૦ |

આખા જગતનો ઘઉંનો પાક ૧૧,૫૦,૦૦૦ ક્વીન્ટલનો ગણાય છે.

**જુવાર**—હિંદના ગરીબોનો એ સૌથી અગત્યનો ખોરાક છે. ૩।। કરોડ એકરોમાં ૬૦ થી ૬૫ લાખ ટન પાક થાય છે. ૧૯૪૧–૪૨ નો જુવાર બાજરીનો પાક સારો હતો. આથી હિંદને ખૂબ મદદ મળી છે. પરદેશો ખાતે આ પાક ચડતો નથી. જુવાર ઘણી જાતની છે. એને વરસાદ ઓછો જોઇએ છીએ.

**બાજરી**—આ પણ ગરીબોના ખોરાકનો મુખ્ય પાક છે. લગભગ ૧।।। કરોડ એકરમાં ૨૧ થી ૨૬ લાખ ટન બાજરી પેદા થાય છે. એ માલ પણ પરદેશો ખાતે ચડતો નથી. ગયા વરસનો બાજરીનો પાક સારો હતો. એના ભાવ મણના ૭ થી ૮ જુદા જુદા પ્રાંતોમાં છે. એને પણ વરસાદ ઓછો જોઇએ છીએ.

**ચણા**—હિંદનો આ પણ અગત્યનો પાક છે. એ સંયુક્ત પ્રાંત અને પંજાબમાં મોટા પ્રમાણમાં થાય છે. બીજા પ્રાંતોમાં એની પેદાશ ઓછી છે. છતાં એ માલની બીજા પ્રાંતોમાંથી આયાત કરીને મીઠાઇઓ બનાવે છે. ચણા ૧૯૩૮–૩૯માં ૧।।। કરોડ એકરમાં વવાયા હતા. તેમાંથી ૨૫ લાખ ટન ચણા પાકયા હતા. હમેશાં ૨૫–૪૦ લાખ ટન પાક થાય છે. આ માલ પણ વધારે પ્રમાણમાં પરદેશો ખાતે ચડત થતો નથી.

**મગ, તુવેરદાળ**—આ પાકો બીજા પાકો સાથે મિશ્રણરૂપે વવાય છે. બહુ અગત્યના નથી.

**જ્યુટ**—હિંદની આ મોનોપાલીનો પાક છે, હિંદ સિવાય આ પાક કોઈ સ્થળે વધારે પ્રમાણમાં થતો નથી. એની મુખ્ય પેદાશ હિંદમાં બંગાળ, બિહાર અને ઓરીસામાં થાય છે. આ પાક નગદ પાક છે. ચોખાની પેદાશ ખેડૂતને દર એકરે રૂ. ૫૫ મળે છે. ઘઉંની રૂ. ૩૨ મળે છે. જ્યારે જ્યુટની રૂ. ૧૨૪ મળે છે. જ્યુટના મુખ્યત્વે કોથળા બને છે. આખા જગતમાં જ્યુટના કોથળા વપરાય છે. આ પાકને જગતને જોઈતા માલના પ્રમાણમાં પેદા કરવામાં આવે છે. વધારે પેદા ન થાય તે માટે ખેડૂતોને સંકુચિત જમીનમાં વાવણી કરવાનું સમજાવવામાં આવે છે. ખેડૂતોને રોકડા પૈસા આ પાક આપે છે. આ પાકની પેદાશ વધુ હોય છે તો એના ભાવો તદ્દન ઘટી જાય છે. કલકત્તા એનું મુખ્ય બંદર છે.

૧૯૪૧નો પાક ઓછો કરવામાં આવ્યો છે. ચોખા વધારે ઉગાડીને જ્યુટ ઓછું ઉગાડવા ખેડૂતોને સમજાવવામાં આવ્યાં છે. ૧૯૪૨નો પાક પણ ૦।।। કરોડ ગાંસડીથી વધુ થશે નહિ. આ જ્યુટ મોટે ભાગે હિંદના ઉદ્યોગોમાં વપરાય છે. લગભગ ૭ આની ભાગ પરદેશો ખાતે તેમાં પણ સ્કૉટલેન્ડના ડંડીના ઉદ્યોગ માટે ચડે છે.

**કપાસ**—રોકડા પૈસા લાવનાર આ પણ હિંદનો અતિ અગત્યનો પાક છે. હિંદના સર્વ ભાગોમાં કપાસ પેદા થાય છે. હિંદની ખેતી ખૂબ નબળી છે. આથી દર એકરે બીજા દેશોમાં હિંદ કરતાં બમણી કપાસની ઉપજ આવે છે. હિંદમાં સાધારણ રીતે ઓછા માપના તારવાળો હલકો કપાસ થાય છે. એનું જાડું કાપડ વણાય છે. હિંદમાં પાતળા કાપડ માટે આપણાં કપાસની સાથે મિશ્ર કરવા માટે આપણને પરદેશી કપાસની આયાત કરવી પડે છે. જો કે હિંદમાં લાંબા તારના કપાસની પણ હવે પાંચેક લાખ ગાંસડીઓ તૈયાર થાય છે ખરી. એનો તાર એક ઇંચ લગભગ હોય છે. બહુ બારીક કાપડ માટે ૧॥ ઇંચના તારનો કપાસ પરદેશથી આયાત થાય છે. જગતમાં કપાસના નીચે મુજબ પાકો ૧૯૩૮–૩૯માં થયા હતા.

| | | | |
|---|---|---|---|
| અમેરિકા (યુ. સ્ટેટસ) | ૧૧૯ લાખ ગાંસડી | બ્રાઝિલ | ૧૮ લાખ ગાંસડી |
| હિંદ | ૫૧। લાખ ગાંસડી | ચીન | ૨૨ લાખ ગાંસડી |
| રશિયા | ૩૩॥ લાખ ગાંસડી | ઇજીપ્ત | ૧૬॥ લાખ ગાંસડી |

જગતનો કુલ કપાસનો પાક ૩૧૧ લાખ ગાંસડી (૫૦૦ રતલની)નો થયો હતો. હિંદમાં કપાસનું વાવેતર ૨૨૯ લાખ એકરમાં થયું હતું. તેમાંથી ૬૭ લાખ ગાંસડીઓ પેદા થઇ હતી. ૧૯૪૧ માં કપાસની વાવણી ઘટાડવામાં આવી છે. હિંદી સરકારે કપાસ ઉપર પણ કંટ્રોલ દાખલ કર્યો છે. કપાસની ૧૯૪૨માં ઘણી ઓછી પેદાશ થાશે. આથી એના ભાવો પણ ઊંચા રહ્યા છે. હિંદમાં કાચી વસ્તુઓ ઠીક પ્રમાણમાં છે. પરંતુ યુદ્ધની અવ્યવસ્થાને લીધે ભાવો આકરા રહ્યા છે. હિંદી સરકારે અમુક ભાવ બાંધી કપાસ ખરીદવાની મિલોને છૂટ આપી છે. આ વરસે કાપડની પેદાશ હિંદમાં મોટી થશે તેથી ૪૫ લાખ ગાંસડીઓ હિંદમાં જ વપરાઇ જશે.

**ખાંડ**: ૨૦ વરસ ઉપર હિંદ, જાવા અને યુરોપથી લગભગ ૧૨ લાખ ટન ખાંડ ૧૬ કરોડ રૂપિયાની કિંમતની મંગાવતું હતું. પરંતુ હિંદની ખાંડને મોટું જકાતી રક્ષણ મળવાથી પરદેશથી દિન-પ્રતિદિન ખાંડ ઓછી આવે છે. હવે આમદાની બંધ થઇ ગઇ છે. જાવામાં એક એકરમાં પાંચ ટન ખાંડનો ઉતાર આવે છે. હિંદમાં એક એકરમાં ૧ ટન ખાંડ પણ થતી નથી. હિંદમાં ખાંડની પેદાશ નીચે પ્રમાણે છે

| વરસ | એકરેજ ૧૦૦૦ એકરમાં | પેદાશ ૧૦૦૦ ટન શેરડીની |
|---|---|---|
| ૧૯૩૧–૩૨ | ૩,૦૭૯ | ૪૩,૩૧૬ |
| ૧૯૩૩–૩૪ | ૩,૪૩૩ | ૫૨,૪૫૫ |
| ૧૯૩૬–૩૭ | ૪,૪૪૦ | ૬૭,૩૨૨ |
| ૧૯૩૮–૩૯ | ૩,૧૩૦ | ૪૩,૧૦૦ |
| ૧૯૪૦–૪૧ | ૪,૨૧૫ | |

સંયુક્ત પ્રાંતો અને બિહારમાં શેરડીની ખેતી અને પેદાશ વધારે થાય છે. શેરડીના ૧૬ ટકા ખાંડ બનાવવા અને ૭૦ ટકા ગોળ બનાવવા માટે વપરાય છે. જગતમાં કુલ ૧૭। કરોડ કવીન્ટલ શેરડી થાય છે. તેમાં હિંદમાં ૪ કરોડ કવીન્ટલ શેરડી પેદા થાય છે.

હિંદમાં ખાંડની પેદાશ ઉપર પણ સરકારી ભાવ નિયમન છે. થોડી ખાંડ સરકાર સૈન્યો તથા લાગતા વળગતા દેશો માટે પરદેશ ખાતે ચડાવે છે. બાકી પરદેશ ખાતે ચડતી નથી. સરકાર ખાંડની

પેદાશ ઉપર આંતરિક પેદાશની જકાત લે છે. યુદ્ધ પહેલા હિંદને પરદેશ ખાતે ખાંડ ચડાવવાનો અધિકાર નહોતો. દર વરસે ખાંડની પેદાશની કિંમત ૬૦ કરોડ રૂપિયા છે. ગોળની પેદાશ પણ મોટી છે.

**તમાકુ** : હિંદમાં જગતમાં સૌથી વધારે તમાકુ થાય છે. પંદર લાખ એકરમાં ૧૩૭ કરોડ રતલ તમાકુ પેદા થાય છે. બીજે નંબરે અમેરિકાનું યુનાઇટેડ સ્ટેટસ છે ત્યાં ૧૧૫ કરોડ રતલ તમાકુ પેદા કરાય છે. હિંદના તમાકુની વાર્ષિક કિંમત ૧૮ કરોડ રૂપિયા છે. ૧૯૩૭–૩૮માં લગભગ ૪૫ લાખ રતલ તમાકુ પરદેશ ખાતે હિંદથી ચડાવવામાં આવેલ હતી. બાકીની તમાકુ હિંદમાં વપરાઇ હતી. હિંદી તમાકુની જાત ઊંચી નથી. આથી પરદેશો માટે એને પસંદ કરવામાં આવતી નથી અમેરિકન ઊંચી તમાકુ હિંદમાં વાવવા માટેના પ્રયત્નો થોડા આગળ વધ્યા છે. હિંદી સરકારે તમાકુ ઉપર આ વરસના બજેટમાં મોટી જકાત નાંખી છે. હિંદી તમાકુમાંથી મુખ્યત્વે દેશી ઢબની બીડીઓ બને છે. હિંદમાં દર વરસે લગભગ ૫૮ લાખની કિંમતની ઊંચી જાતની તમાકુ અમેરિકાથી આયાત કરાય છે. આ સિવાય સીગારો અને સીગારેટના સ્વરૂપમાં રૂ. ૪૨ લાખની કિંમતની આયાત કરાઇ હતી.

**કૉફી** : દક્ષિણ હિંદમાં કૉફીની મુખ્ય પેદાશ થાય છે. ત્યાં કુલ ૬૮૨૩ બગીચાઓમાં ૩૩૫,૧૧૫ એકરમાં કૉફીના છોડ વાવવામાં આવે છે. આમાંથી ૪૧ કરોડ રતલ કૉફી પેદા થાય છે. હિંદમાંથી એક કરોડ રૂપિયાની કૉફી પરદેશો ખાતે ચડે છે. જગતમાં બ્રાઝિલ સૌથી મોટા પ્રમાણમાં કૉફી પેદા કરે છે.

**રબર** : આની ખેતી દક્ષિણમાં જ થાય છે. ઘણાખરા બગીચા યુરોપિયન માલિકીના છે. હિંદમાં પુષ્કળ રબરની ખેતી થતી નથી. માત્ર ૧। લાખ એકરમાં ૨। કરોડ રતલ પેદા થાય છે બધું રબર હમણાં સૈનિક કામ માટે વપરાય છે. રબર હમણાં સાથી રાજ્યોને ખૂબ ઉપયોગી થઇ પડેલ છે, કારણકે રબર ઉત્પન્ન કરનારા ઘણાખરા દેશો જાપાને જીતી લીધાં છે.

**અળસી** : હિંદમાં અળસીનું વાવેતર કુલ ૩૫।। લાખ એકરમાં ૧૯૪૦–૪૧માં થયું હતું. આમાંથી ૪૬૬ હજાર ટન અળસી પેદા થતી હતી. આર્જેન્ટાઇન સૌથી વધારે પ્રમાણમાં અળસી પેદા કરે છે. હિંદ કરતા ૨।। ગણી વધારે પેદા થાય છે. હિંદની અળસી ૧૯૩૮–૩૯માં ૩,૧૭,૯૪૪ ટન નિકાસ થઇ હતી. બ્રિટને એમાંથી ૨।। લાખ ટન ખરીદી હતી. આ વાર્ષિક પાકની કુલ કિંમત રૂ. ૫ કરોડ જેટલી છે. અળસીમાંથી વાર્નિશ બને છે.

**સીંગદાણા** : આખા જગતમાં સીંગદાણાની પેદાશ હિંદમાં સૌથી વધારે થાય છે. દક્ષિણ હિંદમાં અર્ધી સંખ્યાના સીંગદાણા પાકે છે. ૧૯૩૮–૩૯માં કુલ ૮૫ લાખ એકરમાં સીંગદાણા વવાયા હતા.. ૧૯૩૯–૪૦માં ૮૧ લાખ એકરમાં વાવણી થઇ હતી. કુલ સીંગદાણાની પેદાશ ૩૨।। લાખ ટન અને ૩૦ લાખ ટન અનુક્રમે થઈ હતી.

આ પેદાશનો પોણો ભાગ હિંદમાં વપરાય છે. માત્ર ¼ ભાગ જેટલા સીંગદાણા પરદેશ ખાતે ચડે છે. ફ્રાન્સ ખૂબ માલ લેતું હતું. તે પછી બ્રિટન. પણ સીંગદાણાના ભાવો ફ્રાન્સના પતન પછી તદન ઘટી ગયા હતા. હવે પાછા સુધરી આવ્યા છે. કુલ ૨।। કરોડ રૂપિયાની કિંમતના સીંગદાણા પરદેશો ખાતે ચડે છે.

**તલ** : આખા હિંદમાં પેદા થાય છે. ૪૧ લાખ એકરમાં ૪ લાખ ટન તલ પેદા થાય છે. ઘણાખરા તલ હિંદમાં પીલી તેલ તરીકે ખોરાકી માટે વપરાય છે. હિંદમાંથી પરદેશો ખાતે બહુ થોડા નિકાસ થાય છે.

**કપાશિયા** : લગભગ ૯૦૦૦ ટન પરદેશ ખાતે ચડે છે.

# ઉદ્યોગોનું વાર્ષિક અવલોકન

## ( ૧૯૩૯–૪૦–૪૧–૪૨–૪૩ )

અવલોકનકાર : **શ્રી. ડુંગરશી ધરમશી સંપટ**

જગતના મહાયુદ્ધને ચાર વરસ થવા આવ્યાં છે. હિંદ મધ્યસ્થ સ્થળે આવ્યું હોવાથી તે ઘણી જાતની શસ્ત્ર સામગ્રીઓ, ખાવાની વસ્તુઓ અને ઓઢવાપહેરવાના વસ્ત્રો અનેક ક્ષેત્રોમાં લડતા સૈન્યોને મોકલી શકે છે. પરંતુ બ્રિટિશ સરકારે આ મહાયુદ્ધની જરૂરિયાતો પુરતું પણ હિંદનું ઔદ્યોગીકરણ થવા દીધું નથી. એમને હિંદની બજારો પોતાના પાકા માલ માટે ગુમાવવી નથી. હિંદી સરકારનું પ્રકાશન ખાતું હિંદની ઔદ્યોગિક પ્રવૃત્તિઓના વિકાસને માટે મોટા બણગાં ફૂંકે છે. પરંતુ વસ્તુતઃ જોઇએ તેવો વિકાસ થયો નથી. હિંદને ઉદ્યોગમાં પછાત રાખવાની રાજ્યનીતિને હજી મૂકવામાં આવી નથી. યુદ્ધ પુરતા નાના ઉદ્યોગો જરૂર ખીલ્યા છે, પરંતુ ઉદ્યોગોની ચાવી બ્રિટિશ સરકારે પોતાના હાથમાં રાખી છે. જ્યાં સુધી વરાળયંત્રો અને યંત્રો હિંદમાં બન્યાં નથી ત્યાં સુધી હિંદને ઉદ્યોગો માટે પછાત જ ગણવું રહ્યું.

વિલાયતથી યુદ્ધ માટેની અતિ અગત્યની યુદ્ધસામગ્રીઓના સૂક્ષ્મતર ભાગો હિંદમાં આયાત થાય છે. અહીં પણ કેટલાક ભાગો બનાવે છે. હિંદમાં સરકારે અનેક નવાં કારખાનાઓ ઊભા કર્યાં છે. એ કારખાનાઓમાં આ સર્વે ભાગો જોડીને તૈયાર મોટરો, વિમાનો, યાંત્રિક તોપો બનાવે છે. પરંતુ ચાવીરૂપ ઉદ્યોગો હજી હિંદમાં સ્થાપવામાં આવ્યા નથી. હા, દરેક મોટી મોટી વસ્તુઓ હિંદમાં બનાવવામાં આવે છે. વસ્તુ બનાવવામાં જોઇતી સ્વચ્છતા, ચોક્કસતા, માપનો નિર્ણય અને જોડાણની બારીક સૂક્ષ્મતા હિંદી કારીગરોને શીખવવામાં આવી છે. પરંતુ સૂક્ષ્મ ભાગો જેવા કે વરાળયંત્રો, વાલ્વો, શક્તિ આપનાર મોટરો, બારીક સૂક્ષ્મ કમાનો એ સર્વે હિંદમાં બનતાં નથી. બ્રિટનને અંદરથી ઊંડા ઊંડા હૃદયમાં હિંદને હજી કાચા પદાર્થોના પેદા કરનાર દેશ તરીકે પછાત રાખવાનો જ વિચાર છે. એંગ્લો–અમેરિકન નેતાઓ વારંવાર જાહેરાત કરે છે કે દુનિયાભરના કાચા માલનો બધી પ્રજાઓને સરખો ઉપયોગ કરવા દેવાની સમાન સગવડ હોવી જોઇએ. બધી પ્રજાઓ એટલે હુન્નર ઉદ્યોગોમાં આગળ વધેલી પ્રજાઓ સમજવી.

ઔદ્યોગિક રાષ્ટ્રોને હજી જગત લૂંટવું છે. આ ચૂસામણમાં હિંદ પણ આવી જાય તેવી વકી છે. આટલાન્ટિક ચાર્ટરનો હિંદને લાભ આપવાની બ્રિટિશ પ્રજાને બિલકુલ ઇચ્છા નથી. હિંદને કાચો માલ પૂરા પાડનાર દેશની પંક્તિમાં ગણવાનો પાશ્ચાત્ય પ્રજાઓએ નિશ્ચય કર્યો હોય એમ જણાય છે. યુરોપ અમેરિકાના વિજેતા રાષ્ટ્રો કોઇ યોજના ગોઠવી પછાત દેશોના કાચા માલો સમભાવે મેળવવાનો ખાસ ઉપકાર કરે એવી ચર્ચા ચાલે છે. પછાતને આગળ વધવા ન દેવો એ યોજનાનો પાયો છે. ભાવિ યુદ્ધને અટકાવવા માટે આ યોજનાની યુરોપને જરૂર જણાઇ છે. પરતંત્રતા રાજકીય અને આર્થિક બન્ને રીતે પછાત દેશોને સમભાવે લાગુ પાડવાના ષડ્યંત્રો ધીમી ગતિથી વધે છે.

મહાયુદ્ધને લીધે અમેરિકાએ હિંદને "લીઝ લેન્ડ" એટલે "ધીરાણપટ્ટા"ની અંદર ઘણી સૈનિક સામાન મોટા પ્રમાણમાં પૂરો પાડવાની ઉદારતા દેખાડી છે. આને લીધે હિંદને રોકડ નાણું હમણાં અમેરિકાને આપવું પડશે નહિ. અમેરિકાના પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટે જાહેર કર્યું છે કે ધીરાણ અને પટ્ટાના નાણાની વસુલાત રોકડેથી નહિ પણ બીજા માર્ગે થાશે. હિંદે જે કાંઇ આર્થિક ભોગો આપ્યા છે તેથી વધારે મોટા આર્થિક ભોગો હિંદને ભવિષ્યમાં આપવાના છે. હિંદની જુમ્મેદારી અનિશ્ચિત રહી છે. એનાં કાચા માલો ખૂબ પ્રમાણમાં ભોગવવાની ઇચ્છા વિજેતાઓને છે.

હિંદની ઔદ્યોગિક અને આર્થિક પરતંત્રતા ખૂબ ખૂબ વ્યાપક બનતી જાય છે. એક બાજુ આયાત ઓછી થઇ ગઇ અને હિંદમાં યુદ્ધના સાધનોની માંગ વધી છે. હિંદમાં દારૂગોળાના કારખાનાઓ, રણગાડીઓ, મોટી તોપો, વગેરેના કારખાના માટેનો વિકાસ જરૂર થયો છે. પરંતુ યુદ્ધ બંધ પડતા આ યોજનાઓ પણ સહેજે બંધ પડશે. હિંદમાંના યૌદ્ધિક ઉદ્યોગો–પાકી વસ્તુઓ–યુદ્ધ પછી બનાવવાનાં ઉદ્યોગો તરીકે પરિવર્તન પામે એ બનવાજોગ છે જ નહિ. યુદ્ધની જરૂરિયાત માટેના મૌલિક (Key industries)ની તો હજી શરૂઆત પણ થઇ નથી. હિંદના કાચા સાધનોના વિશાળ પ્રમાણ જોતાં હજી ઔદ્યોગિક વિકાસ બહુ જ નજીવો છે. હિંદમાં જ્યાં સુધી વસ્તુઓ પેદા કરવાના યંત્રો નહિ બનાવવામાં આવે ત્યાં સુધી હિંદ ઔદ્યોગિક રીતે કદી આગળ વધશે નહિ. હિંદ રસાયણો બનાવવાના કામમાં પણ ખૂબ પછાત છે. વિદ્યુતના સાધનો પણ બની શકતાં નથી. હિંદના અબરખ અને મેંગેનિઝ જેવા કાચાં પદાર્થોને આ દેશમાં રસાયનિક બનાવટમાં ઉપયોગમાં લેવાતા નથી. પણ કાચા માલ રૂપે નિકાસ કરાય છે. હિંદને સ્વરાજ્ય વગર આ સર્વ પ્રગતિ મેળવવી શક્ય નથી.

. કેનેડા, ઑસ્ટ્રેલિયા વગેરે સંસ્થાનોમાં આ ત્રણ વરસોમાં ઉદ્યોગોમાં જે પ્રગતિ થઇ છે તે આશ્ચર્યકારક છે. આપણો હિંદ એના હિસાબે તદ્દન પછાત છે. કેનેડામાં વહાણો બાંધવાના ૨૧ મોટા અને ૫૮ નાના કારખાનાઓ બંધાઇને અનેક સ્ટીમરો તૈયાર કરે છે. ઑસ્ટ્રેલિયામાં પણ વેપારી વહાણો, વિનાશિકાઓ, વિમાનો બાંધવાના અનેક કારખાના ખૂલ્યા છે. હિંદમાં આવાં કારખાના ખોલવા દેવાનું ઉત્તેજન હિંદી સરકાર આપતી નથી. મોટર, વિમાનો અને સ્ટીમરો બાંધવાના કારખાનાઓ ખોલવા દેવાની ઘણી પેરવીઓ ઉપર હિંદી સરકારે ઠંડું પાણી રેડયું છે. અમેરિકાએ હિંદના સૈનિક ઉદ્યોગોના વિકાસ માટે ગ્રેડી મિશન મોકલ્યું હતું. એની ભલામણો પુરી પ્રસિદ્ધિમાં મૂકવામાં આવી નથી. તેમ એને અમલમાં મૂકવાની પણ મંજુરી મળી નથી. એટલે દેશના ઉદ્યોગીકરણની આ તક હાથમાંથી સરી ગઇ છે. પારકાની આશા સદા નિરાશામાં જ છવાય છે. સરકારી પ્રકાશન ખાતું હિંદના ઉદ્યોગીકરણનાં જે બણગાં ફૂંકે છે તેમાંથી આઠ આના પણ ઉભું રહે તો સારૂં ગણાશે.

હવે હિંદના ઉદ્યોગોની સમાલોચના કરીએ. પરંતુ મુખ્ય તકલીફ યુદ્ધના સમયમાં યંત્રો મેળવવાની છે. દર વરસે હિંદ ૧૫થી ૧૬ કરોડ રૂપિયાની કિંમતના યંત્રો આયાત કરે છે, પરંતુ ૧૯૪૨થી આ યંત્રોની આયાત લગભગ બંધ જેવી છે. હિંદમાં તો સ્ક્રુ કે ટાંચણી પણ બનતી નથી. બધી પરદેશી વસ્તુઓની પેઠે મોટરો, સાઇકલો, રેડિયા, સીનેમા યંત્રો, વિજળીની વસ્તુઓ પણ પરદેશોથી આયાત થતી નથી. આ સિવાય સૌથી મોટી અગવડ તો યંત્રોના ભાગો મેળવીને ચાલુ ઉદ્યોગોને સારી હાલતમાં નભાવવાની તકલીફ છે. આ સિવાય યંત્રો બનાવવાને માટે જે ખાસ હથિયારો જોઇએ તે પણ હિંદમાં નથી. એટલે યુદ્ધ દરમિયાન હિંદના ઉદ્યોગોનો વિકાસ શક્ય નથી.

હિંદમાં હમણાં વેપાર લગભગ નહિ જેવો છે. ઘણોખરો વેપાર બંધ જ પડયો છે. આથી નાણાંની ખૂબ છૂટ છે. વ્યાજ સેંકડે ત્રણ ટકા પણ ઉત્પન્ન કરવાની ગુંજાશ નથી. હિંદના વેપારીઓના નાણાં બેંકોમાં વગર વ્યાજે પડયા રહે છે. આ સમયે અબજો રૂપિયા નવા ઉદ્યોગો શરૂ કરવા માટે મળી શકે તેમ છે. મુડીની છૂટ છે. સાહસ–શક્તિ પણ ખૂબ ખીલી છે. કાચા પદાર્થોની વિપુલતા છે, પરંતુ યંત્રો નથી. આથી હિંદની પ્રજા યંત્રો વગરના ઉદ્યોગોમાં નાણાં રોકે છે. આમાં પણ નવી નવી શરાફી બેંકોનો રાફડો છૂટયો છે. વીમા કંપનીઓ પણ ઘણી સ્થપાઇ છે. પરંતુ આ સર્વેનો મુખ્ય આધાર કારખાનાઓ સ્થાપવા ઉપર નિર્ભર છે કારખાનાઓ સ્થાપવા માટે યંત્રો નથી. હમણાં ખનીજ દ્રવ્યો માટે પણ મોટી માંગ નીકળી છે. હિંદમાં ખનીજ દ્રવ્યોનો અપરંપાર જથ્થો જમીનની અંદર છે. પરંતુ તેની ખાણો માટે પણ યંત્રો નથી.

હિંદના ઉદ્યોગોમાં હિંદી સરકાર ઘણીખરી ચાવીરૂપ જગ્યાઓ યુરોપિયનોની નિમણૂકોથી ભરી દે છે. પોતાની સંકુચિત રાજ્યનીતિને અનુકૂળ ઉદ્યોગનીતિ નિભાવવા માટે આવી નિમણૂકો થવાનો સંભવ છે. હિંદના ઉદ્યોગોના વિકાસમાં બધી અડચણો, અંકુશો અને સંકુચિતતા વિચારતાં પણ છેવટે આ યુદ્ધથી ઠીકઠીક પ્રગતિ થવાની સંભવિતતા છે. પરંતુ આ સર્વે ઉદ્યોગોને એક બીજાની સાથે જોડી કડીઓની એક સાંકળ બનાવવી જોઇશે. વગર યોજનાએ ઉદ્યોગોના વિકાસથી દેશને ફાયદો નથી. હમણાં પોતાની ઇચ્છા મુજબ એક ઉદ્યોગ કોઇ ઉદ્યોગપતિ ખોળે છે. બીજાઓ તેનું અનુકરણ કરી આ ઉદ્યોગની કેટલે દરજ્જે જરૂરિયાત છે તે વિચાર્યા વગર એ જ ઉદ્યોગોની પાછળ આંખો બંધ કરી પડે છે. આથી પ્લાન મુજબનો વિકાસ કરવાની મુખ્ય જરૂર છે.

**હિંદી સૈનિક ઉદ્યોગો**—હિંદમાં સપ્ટેંબર ૧૯૩૯થી માર્ચ ૧૯૪૦ સુધી ૨૮॥ કરોડ રૂપિયાનો સૈનિકમાલ પેદા થયેલ. એપ્રિલ ૧૯૪૦થી માર્ચ ૧૯૪૧ સુધી ૭૮॥ કરોડનો. તે પછીના બાર માસમાં ૧૮૪ કરોડ રૂપિયાનો અને તે પછીના છ માસમાં રૂ. ૧૧૭ કરોડની કિંમતનો માલ પેદા થયેલ છે. સાત કરોડ રૂપિયાની નવી મૂડી આ યોજનાઓ પાછળ ખર્ચવામાં આવી છે. સોળ કરોડ રૂપિયાની બીજી યોજનાઓ અમલમાં મૂકવા તૈયાર થાય છે. બ્રિટિશ સરકારના નાણાં આ યોજનાઓ પાછળ ખર્ચાય છે.

આથી આ યુદ્ધના ઉદ્યોગોની માલિકી બ્રિટિશ સરકારની રહેશે. બ્રિટિશ સરકાર આ ઉદ્યોગોનો યુદ્ધ પછી કદી પણ પોતાના ઇગ્લંડના ઉદ્યોગોને આડે આવે એવો ઉપયોગ કરવા દેશે નહિ. આ વિકાસના આંકડા આજે યુદ્ધને લીધે પ્રકટ થઇ શકે નહિ. લડાઇ પહેલાં હિંદમાં પોલાદની બનાવટોના નાના મોટા ૬૦૦ કારખાનાઓ હતા. હમણાં ૧૫૦૦ ચાલુ છે. બે વરસમાં પોલાદની પેદાશમાં ૧૦૦ ટકા વધારો થશે.

હિંદની બે લાખ લુમો અને ૧ કરોડ સ્પીન્ડલથી ૭૦ કરોડ વાર કાપડ ૧૯૪૧–૪૨માં સૈન્યોને પૂરૂં પડાયું છે. ૧૯૪૨–૪૩માં ૧૧ અબજકરોડ વાર કાપડ પૂરૂં પાડવાની ગોઠવણો થઇ છે. હિંદમાં ૪૦ લાખ જોડી બૂટ સૈન્યો માટે બને છે. ૩,૯૬,૦૦૦ ટન લાકડું હિંદમાંથી ખરીદવામાં આવ્યું હતું.

હિંદના મુખ્ય મુખ્ય ઉદ્યોગો સંબંધી હવે સંક્ષિપ્તમાં વિગતો નીચે મુજબ છે.

**કાપડ**—હિંદ એ કપાસ અને કાપડનું મૂળ સ્થાન છે. હિંદમાંથી આખું યુરોપ સત્તરમી સદી સુધી શ્રેષ્ઠ જાતનું કાપડ મેળવતું હતું. પરંતુ યંત્રવિદ્યા અને વરાળયંત્રની શોધ પછી હિંદના કાપડની પડતી આવી. યુરોપથી લગભગ ૬૦ કરોડ રૂપિયાનું કાપડ દર વરસે હિંદમાં આવવા માંડયું. પાછળથી હિંદમાં મિલોનો વિકાસ થતાં હવે ૪૦૦ મિલો ૧,૦૦,૦૦,૦૦૦ સ્પીન્ડલો અને બે લાખ લુમોમાં કાપડ પેદા થાય છે. યુદ્ધને લીધે પેદાશના આંકડાઓ જલદી પ્રસિદ્ધ કરાયાં નથી. પરંતુ યુદ્ધ પહેલાં લગભગ ૪૦ કરોડ વાર કાપડ હિંદમાં પેદા થતું હતું. લગભગ ચાર લાખ મજુરો આ ઉદ્યોગમાં કામ કરે છે. એમાં ૩૦ કરોડ રૂપિયાની મૂડી રોકાઇ છે. યુદ્ધના કાર્ય માટે સરકાર મોટી રકમનું કાપડ હિંદની મિલો પાસેથી ખરીદી લે છે. આથી પ્રજા માટે જોઇતું કાપડ મળતું નથી. કાપડના ભાવો ત્રણથી ચાર ગણા વધી ગયા છે. સરકારે ભાવ નિયમન અને બીજા અંકુશો દાખલ કર્યા છે. જાપાન અને બ્રિટનથી હિંદમાં કાપડ આવતું તે હવે બંધ થયું છે. કાપડ પેદા કરવાનું સૌથી મોટું સ્થાન મુંબઇ છે. પછી અમદાવાદ, કોઇમ્બતુર, કલકત્તા વગેરે છે. આ ઉદ્યોગ હમણાં સમૃદ્ધ છે. યંત્રો નહિ મળતા હોવાથી એનો વિકાસ અટકી ગયો છે.

**પોલાદ અને લોઢું**—યુદ્ધમાં આ વસ્તુની મુખ્ય જરૂર છે. હિંદી સૈનિકોને આધુનિક શસ્ત્રો પૂરાં પાડવા માટે પોલાદનો ઉપયોગ સર્વથી મોટો છે. જમશેદપુરમાં તાતાનું કારખાનું પોલાદ અને લોઢું બનાવવા માટે સૌથી હિંદમાં મોટું છે. હિંદી સરકારે નાના મોટા ૧૫૦૦ કારખાના પોલાદ અને લોઢાના શસ્ત્રાસ્ત્રો બનાવવા માટે કાઢયાં છે. એમાં રણગાડીઓ, તોપો, બોંબગોળાઓ, મશીનગનો અસંખ્ય

સંખ્યામાં બને છે. હિંદની ૧૯૩૨–૩૩માં પોલાદની પેદાશ ૬ લાખ ટનની હતી. હમણાં તેરથી ચૌદ લાખ ટનની થતી હશે. આ પોલાદમાંથી યુદ્ધના યંત્રો માટે હિંદમાં હવે ઊંચી જાતનું, કાટ ન ચડે તેવા રસાયણોની મદદથી પોલાદ બનાવાય છે. પોલાદની બીજી મિલો બંગાળામાં છે. એની કુલ ઉત્પન્નનો માલ હિંદી સરકાર બ્રિટનના શસ્ત્રો બનાવવા માટે લઇ લે છે. લોઢું પણ લગભગ પંદર લાખ ટન જેટલું થાય છે. તેનો મુખ્ય ભાગ પણ સૈનિક કામોમાં વપરાય છે.

પ્રજાને માટે પરદેશોથી લોઢું આવતું નથી. દેશના કારખાનાઓનો માલ બ્રિટન માટે હિંદી સરકાર ખરીદી લે છે. આથી દેશમાં નવા બાંધકામો અને જગ્યાઓ થતી નથી. લોઢા અને પોલાદનો ભંગાર પણ ખૂણેખાંચરેથી ભેગો થઈ રહ્યો છે. હિંદમાં લોઢા અને પોલાદની પ્રજા માટે ભારે અછત છે. ભાવતાલ આઠ–દશ ગણા થઇ ગયાં છે. ૧૯૩૯–૪૦માં ૧,૦૬,૫૦૦ ટન પોલાદ પરદેશોથી આવ્યું હતું, હમણાં તદ્દન બંધ છે.

**જ્યુટ મિલોનો ઉદ્યોગ**—આ ઉદ્યોગ મુખ્યત્વે કલકત્તામાં છે. એની બાર આના જેટલી મિલો યુરોપિયન મેનેજમેન્ટ નીચે છે. જ્યુટ મિલોમાં કોથળીઓ (sand bags) બનાવી યુદ્ધના મોરચાઓના રક્ષણ માટે મૂકવામાં આવે છે. આથી એનો મોટો ઉપાડ સૈનિક કામો માટે થાય છે જ્યુટનો ઉદ્યોગ સમૃદ્ધિશાળી ગણાય છે. જગતની ખપતી કરતાં વધારે જ્યુટના કોથળા જ્યારે પેદા થાય છે, ત્યારે મિલો એકસંપી કરીને પેદાશ ઉપર અંકુશ મૂકે છે. અમેરિકા જ્યુટના કાપડનું મોટું ખરીદનાર છે. આ ઉદ્યોગ બહુ મોટો છે. લગભગ ૧૦૦ જેટલી મિલોમાં ૨॥ લાખ મજૂરો કામ કરે છે. જ્યુટના કોથળા અને જ્યુટનું કાપડ એ યુદ્ધ પેદાશો છે. જ્યુટના કોથળાના ભાવો ખૂબ વધેલાં છે.

**ચાનો ઉદ્યોગ**—આસામ બંગાળમાં ચાના મુખ્ય બગીચા છે. કારખાના પણ મુખ્ય ત્યાં છે. બ્રિટનને ખૂબ ચા જોઇએ છીએ. અગાઉ જાવા પણ થોડી ચા પૂરી પાડતું હતું, પણ હવે હિંદ જ પૂરી પાડે છે હિંદમાંથી લગભગ ૩૫ કરોડ રતલ ચા દર વર્ષે પરદેશ જાય છે. આ સિવાય હિંદમાં ૧૦ કરોડ રતલ ચા લોકોના પીવા માટે વપરાય છે. ચાના બગીચાઓમાં ૭૫ ટકા ઉપર યુરોપિયન માલિકીના છે. ચાના ભાવો પણ વધેલા છે ઇ. સ. ૧૯૪૦માં આ ઉદ્યોગે સારો નફો કરેલ છે.

**કોલસા**—હિંદની જમીનમાં પુષ્કળ કોલસો છે, પણ ઊંચી જાતનો કોલસો થોડો છે. હમણાં કોલસાની મુખ્ય પેદાશ બિહારના ઝરીઆ શહેરની આસપાસ ખાણોમાંથી થાય છે. પછી રાણીગંજ (બંગાળા)ની ખાણો આવે છે. હિંદમાં ૧૯૩૬માં ૨ા કરોડ ટન, ૧૯૩૭માં ૨॥ કરોડ ટન, ૧૯૩૮ અને ૧૯૩૯ દરેકમાં ૨॥। કરોડ ટન અને ૧૯૪૦માં લગભગ ૩ કરોડ ટન કોલસો પેદા થયો હતો. હમણાં પણ ૩થી ૩ા કરોડ ટન કોલસો પેદા થાય છે. કોલસાનો ઉદ્યોગ ઘણા વરસોથી સારી હાલતમાં નહોતો. હવે સુધર્યો છે. સરકાર કોલસો સૈનિક જરૂરિયાત માટે ખરીદ કરે છે.

**ખાંડનો ઉદ્યોગ**—૨૦ વરસો પહેલાં ખાંડની દશ લાખ રતલની આમદાની જાવા અને યુરોપથી થતી હતી. દર વરસે ૧૬ કરોડ રૂપિયાનું બિલ આપણે ચૂકવવું પડતું હતું. હવે આમદાની બંધ છે. ખાંડના ઉદ્યોગમાં હિંદના ૨૦ કરોડ રૂપિયા રોકાય છે. ૧૯૩૯–૪૦માં ખાંડની કુલ પેદાશ ૧૨॥ લાખ ટન જેટલી થઈ હતી. ખાંડને દર હંડરવેટે રૂ. ૯/૨નું જકાતી રક્ષણ મળ્યું છે. ૧૯૪૦–૪૧માં ખાંડની પેદાશ ૧૧ લાખ ટનની થઈ હતી. ખાંડની ૧૯૭ મિલો કામ કરે છે. આ સિવાય ૨॥ લાખ ટન ખાંડ ગૃહઉદ્યોગ દ્વારા લોકોએ તૈયાર કરી હતી. ખાંડ ઉપર સરકારી ભાવબંધી છે.

**સિમેન્ટ**—આ ઉદ્યોગનો પણ વિકાસ સારો થયો છે. ઘણો ખરો માલ સૈનિક જરૂરીઆતો માટે ખરીદ થાય છે. સિમેન્ટની ઘણીખરી મિલો એક તંત્ર નીચે ભેગી થઈ કામ કરે છે. ૧૯૪૦માં ૨૮

લાખ ટન જેટલી સિમેન્ટ તૈયાર થઇ હતી. હિંદ માટે એ પુરતી છે. એટલે પરદેશોથી માલની આમદાની થશે નહિ. સરકાર લશ્કરી કામો માટે સિમેન્ટ ખરીદે છે. આથી બજાર માટે એ બહુ થોડી મળે છે. આથી એના ભાવો અનહદ વધી ગયા છે. પરદેશોની માંગ છે, પણ સ્ટીમરો નથી. તેમ સરકારને પણ પુષ્કળ જોઇએ છીએ.

**કાગળ**—આ વસ્તુ અતિ ઉપયોગની છે. હિંદમાં એની પેદાશ દેશના ઉઠાવ પૂરતી નથી. આથી પરદેશોથી મોટા પ્રમાણમાં કાગળો અને પસ્તીની આયાત કરાવી હતી. હિંદમાં કુલ ૧૫ મિલો છે. તેમાં ૧૭ાા લાખ હંડરવેટ કાગળો પેદા થાય છે. હમણાં યુદ્ધને લીધે પેદાશ વધી છે. સરકારે એની પેદાશના ૯૦ ટકા લેવાનું પ્રથમ જાહેર કર્યું હતું. હવે ૭૦ ટકા લેવા જાહેરાત કરી છે. કાગળોની ખૂબ અછતઅને ભાવો પણ ચાર પાંચ ગણા છે. ભાવબંધી જેવી સ્થિતિ ચાલે છે. માપબંધી પણ છે. ૧૯૪૦–૪૧ માં પરદેશોથી ૧૫ લાખ હંડરવેટ કાગળો આયાત થયા હતા. હવે આયાત લગભગ બંધ છે. આ ઉદ્યોગ માટે પ્રકાશમય ભવિષ્ય છે.

**સ્ટીમરો**—હિંદમાં સ્ટીમરો બાંધવા દેવાના ઉદ્યોગ તરફ હિંદી સરકારની મીઠી આંખ નહોતી. પરંતુ સિંધિયા કંપનીએ માથું ફેરવી વિઝાગાપટમના બંદર ખાતે સ્ટીમરો બાંધવાનું કારખાનું ઊભું કર્યું. સરકારે તે લઇ લીધું છે. એ અને બીજી ગોદીઓમાં હવે સરકારની જરૂરિયાત પ્રમાણે સૈનિક સ્ટીમરો બંધાય છે. ૧૯૪૨માં દર માસે એક સ્ટીમરથી વિકાસ કરાઇ છેવટે દર માસે ૬ નાની સ્ટીમરો જેટલી બંધાય છે. આમાંની ઘણીખરી સુરંગો શોધી ઉપાડી લેનારી અને સબમરિનોને નાશ કરનારી નાની સ્ટીમરો છે. હમણાં તો સાગરનો વેપાર લગભગ બંધ જેવો છે.

**વિમાનોનો ઉદ્યોગ**—હિંદમાં બેંગ્લોર ખાતે એક કારખાનું સિંધિયાના આશ્રય નીચે સ્થપાયેલ તેમાં વિમાનો બનાવવાની શરૂઆત થયેલ હતી. પરંતુ કેટલાં વિમાનો ત્યાં બને છે તે ખબર નથી. સરકારે એ કારખાનું લઈ લીધું છે. હિંદમાં આઠ વિમાની ટુકડીઓ ઊભી કરીને યુવકોને શિક્ષણ અપાય છે વિમાનો અમેરિકાથી લીઝ એન્ડ લેન્ડ સિસ્ટમથી આવે છે. થોડાં વિમાનીઓને લંડન તાલીમ માટે મૂકાયેલ છે. પરંતુ આ ઉદ્યોગ હિંદમાં સ્થપાય એવું હિંદી સરકારને પસંદ નથી. ભવિષ્યમાં વિમાની વ્યવહા ખૂબ વધશે. પરંતુ વિમાનો તો પરદેશોથી આવશે.

**રેલવે**—લશ્કરને લગતા વહેવારમાં રેલવે મોટે ભાગે રોકાયેલી રહે છે. બીજા પ્રવાસ અને દેશમ વાણિજ્યને લગતા પ્રવાસો ઉપર સરકાર અંકુશ મૂકવા ભલામણો કરે છે. હિંદમાં લગભગ ૪૧ હજા માઇલોની રેલવે છે. એમાંથી થોડી નાની રેલવે એમને એમ ઉપાડી પરદેશો ખાતે લઇ જવાન સમાચાર પ્રગટ થયા હતા, ૧૯૪૨–૪૩ના બજેટમાં ૩૬ા કરોડ રૂપિયાનો વધારો દેખાડ્યો છે. આવ વરસે પણ તેટલો જ વધારો થવાની આશા છે. રેલવેના એંજીનોની ખૂબ તાણ છે. હિંદની રેલવે હિંદના વેપારને અનુકૂળ રીતે વાપરવામાં આવતી નથી એવી ફરિયાદ છે.

હિંદમાં મુખ્ય ઉદ્યોગો ઉપર મુજબના છે. યુદ્ધના સમયમાં હિંદમાં ચામડાનો ઉદ્યોગ ખીલ્યો છે પરંતુ સૈનિક જરૂરિયાતો પૂરી થયે એ ઉદ્યોગનું ભવિષ્ય અત્યારે કહી શકાતું નથી. દિવાસળીનો ઉદ્યો એક પરદેશી કંપનીએ ખીલવ્યો છે. એણે ચાર પાંચ કારખાના સ્થાપ્યા છે. એ ઉદ્યોગમાં એને મોટ લાભ મળે છે. કાગળનો ઉદ્યોગ પણ મુખ્યત્વે પરદેશી કંપનીના હાથમાં છે. એ પણ ખૂબ સમૃદ્ધિશા થઇ છે. ઊનની ચાર પાંચ મિલો છે. એમાં પણ પરદેશીઓનું સાહસ છે. રસાયણો માટે સૌથી મો વિલાયતની કંપની ઇમ્પિરિયલ કેમીકલ્સે મોટા હકો મેળવી પંજાબમાં કારખાનું સ્થાપ્યું છે. આ સિવાય તાતા કંપનીએ પણ મોટું કારખાનું સ્થાપ્યું છે. હજી એમાં વિકાસ માટે ઘણી જગ્યા છે. કાચને

ઉદ્યોગ ઠીક ઠીક ખીલ્યો છે. તેમાં પણ ગૃહઉદ્યોગ તરીકે બંગડીઓ બનાવવાનો ઉદ્યોગ ઉત્તેજન પામ્યો છે પરંતુ હજી એમાં પણ ઘણો વિકાસ શકય છે.

કાગળનો ઉદ્યોગ પણ મૂડી તથા યંત્રોને રોકવા તૈયાર બેઠો છે એની મૂડી ખેંચાય તો કાંઇ વાંધો નથી. એલ્યુમિનમનું એક કારખાનું કલકત્તા બેલુર ખાતે સ્થપાયું છે. એની ધાતુ ત્રાવણકોરમાં પુષ્કળ છે. હજી બીજા પાંચ કારખાનાઓ માટે અવકાશ છે. રબરના ટાયરો બનાવવાનું કારખાનું ડનલોપ ટાયર કંપનીએ કાઢ્યું છે, પણ એ પરદેશી કંપનીનું કારખાનું હિંદની માંગ પૂરી પાડી શકશે નહિ. એવા બીજાં ચાર કારખાનાઓની દરકાર છે. પેટ્રોલિયમ અને ઘાસતેલ હિંદને આસામ તથા અટકના કૂવાઓથી મળે છે. પણ હિંદની જરૂરિયાતના પ્રમાણમાં એ પેદાશ પૂરતી નથી.

હિંદમાં એલોપેથિક પદ્ધતિ પ્રમાણે સરકારે દવા અને ચિકિત્સા સ્વીકાર્યાં છે. એને માટે કરોડો રૂપિયાની દવાઓ પરદેશથી હમેશાં આવે છે. યુદ્ધને લીધે આ દવાઓ આવી શકતી નથી. કવીનાઇન ૨૦ રૂપિયે રતલ મળતું તે હમણાં રૂ. ૧૫૦)ના રતલના ભાવથી માત્ર ડૉકટરો અને ધાર્મિક સંસ્થાઓને જ મળે છે. દર વરસે બે કરોડ રૂપિયાની દવાઓ પરદેશથી આયાત કરાય છે. હિંદમાં હમણાં કટોકટીને પ્રસંગે થોડી દવાઓ બનવા માંડી છે. પણ તે જુજ પ્રમાણમાં છે.

હિંદનો ગૃહઉદ્યોગ એ ઘણો પ્રાચીન ઉદ્યોગ છે. યુદ્ધને લીધે આ ઉદ્યોગને ઉત્તેજન મળ્યું છે. ઝુંપડાઓના આ ઉદ્યોગથી રેશમ, કાપડ, ગાલીચા, ઊનના વસ્ત્રો, કારીગરીની ચીજો, વાસણો, સાદડીઓ અનેક વસ્તુઓ બને છે. આ પાકી વસ્તુઓને માટે હિંદમાં બજારો પણ છે. કાચી વસ્તુઓ પુષ્કળ પ્રમાણમાં મળે છે. એની વ્યવસ્થિત યોજનાનો વિકાસ કરવાની જરૂર છે. જાપાને જેમ પોતાના ઝુંપડાના ઉદ્યોગોને કારખાનાના ઉદ્યોગના સહકારી બનાવીને વિસ્તૃત ઔદ્યોગિક વિકાસ કર્યો છે તેમ આપણે પણ કરવું જોઇએ છીએ. સૌથી મુખ્ય જરૂરિયાત હિંદમાં યંત્રો બનાવવાની છે.

યુદ્ધને લીધે ઉદ્યોગોની સામગ્રી, સૈનિકો અને સૈનિક સામગ્રીઓનું દબાણ હિંદી રેલવે ઉપર ખૂબ વધ્યું છે. રેલવેને પણ હિંદી સરકારે ભૂખે મારી છે. હિંદમાં એંજીનોનો મોટો ઘટાડો દેખાય છે. એ ઘટાડાની સંખ્યા ૧૬૦૦ થી પણ વધારે છે. છતાં ૨૦૦ એંજીનો અને ૧૦૦૦૦ ડબાઓ આફ્રિકામાં મોકલી તાણમાં વધારે તંગી લાવવામાં આવી છે. મોટર ગાડીઓની ખૂબ અછત છે. છેલ્લા અઢી વરસમાં નવથી દશ હજાર ગાડીઓની ઓછી આયાત થઈ છે. હિંદમાં ૪૫૦૦૦ લોરીઓ છે તેમાંથી ૧૦૦૦૦ લોરીઓ સરકારી કામમાં વપરાય છે. બાકી જૂની થઇ ગઇ છે. હિંદનું વહાણવટું જગતના પ્રમાણમાં માત્ર ૦•૨૪ ટકા જ છે તેને બદલે સેંકડો સ્ટીમરોની આવશ્યકતા છે.

હિંદમાં પરદેશી કંપનીઓની મૂડી લગભગ ૫૦૦ કરોડ રૂપિયાની છે. આ મૂડી ચા, ઊન, દિવાસળી, રસાયણ, જ્યુટ વિગેરે અનેક ઉદ્યોગોમાં રોકાયલી છે. આ મૂડીદાર યૂરોપિયનો મોટી લાગવગવાળાં છે. કાયદેસર રીતે એમની સંખ્યાના પ્રમાણમાં એમને મોટું રક્ષણ મળ્યું છે. રાજદ્વારી વગવસીલો પણ એમનો મોટો છે. હિંદની ઔદ્યોગિક સ્વતંત્રતા તરફ એમની દિલસોજી નથી. પરંતુ તેઓ ઘણી વખતે સ્વાર્થ વખતે નિસ્વાર્થતા અને ઉદારતાના પાઠો ભૂલી જાય છે.

હિંદના ઉદ્યોગોને માટે હમણાનો સમય ઘણો ઐશ્વર્યસંપન્ન છે. પરંતુ યુદ્ધ બંધ પડયા પછીના થોડાં વરસોમાં એના ઉપર રાહુની દશા બેસે એમ છે. ભૂખ્યું યુરોપ ધનસંપત્તિ યુદ્ધમાં હોમી પછાત પ્રજાને ચૂસવા માટે નીકળી પડશે. યુદ્ધના સમયના પરદેશોના પાંચ લાખ કારખાનાઓ અબજોની કિંમતની પાકી વસ્તુઓ વિશાળ સમૂહ પ્રમાણમાં તૈયાર કરવા માંડશે, ત્યારે હિંદી ઉદ્યોગો રક્ષણ માગશે. યુદ્ધના સમય કરતા પણ યુદ્ધ પછીનો સમય કપરો છે. એ સમય પછાત પ્રજાઓને માટે ભયંકર છે. આપણા ઉદ્યોગપતિઓ અને વેપારીઓ આ સમયે સંભાળ લે તો એમના માટે સારૂં છે.

હિંદને નીચેની વસ્તુઓની હમેશાં દરકાર પડે છે. પરદેશોથી તે વસ્તુઓ આયાત થાય છે. પરંતુ એ સર્વે વસ્તુઓ હિંદમાં બને તેમ છે. આ આંકડા ત્રણ સાલના છે. કરોડ રૂપિયામાં છે.

| વસ્તુ | ૧૯૩૮-૩૯ કરોડ રૂ. | ૧૯૩૯-૪૦ કરોડ રૂ. | ૧૯૪૦-૪૧ કરોડ રૂ. |
|---|---|---|---|
| પેક કરેલ ખાવાની વસ્તુઓ | ૨.૪૮ | ૨.૬૩ | ૨.૨૬ |
| ખાંડ | ૦.૪૬ | ૩.૩૨ | ૦.૩૬ |
| લાંબા તારનો કપાસ | ૧૨.૧૩ | ૮.૫૧ | ૮.૦૫ |
| રસાયણો, દવાઓ | ૫.૮૧ | ૭.૫૦ | ૮.૦૭ |
| પોલાદના નાના યંત્રો કટલરી, વીજળીનો સામાન | ૫.૯૧ | ૫.૫૭ | ૫.૨૫ |
| રંગો | ૪.૦૬ | ૪.૬૭ | ૬.૨૭ |
| યંત્રો | ૧૯.૭૨ | ૧૫.૩૭ | ૧૧.૮૪ |
| કાગળો | ૩.૦૯ | ૪.૧૧ | ૪.૫૧ |
| સુતર અને કાપડ | ૧૪.૧૫ | ૧૪.૦૫ | ૧૧.૭૫ |
| બીજી જાતનું કાપડ | ૭.૦૮ | ૮.૭૫ | ૯.૮૫ |

૧૯૩૮-૩૯માં કુલ રૂ. ૧૫૨.૭૭ કરોડની વસ્તુઓ, ૧૯૩૯-૪૦માં ૧૬૫.૨૮ કરોડની વસ્તુઓ, ૧૯૪૦-૪૧માં કુલ ૧૫૬.૭૯ કરોડની વસ્તુઓ આયાત થઈ હતી.

૧૯૪૦-૪૧માં હિંદમાંથી નીચેની ચીજો મુખ્યત્વે નિકાસ થઇ હતી.

| | | | |
|---|---|---|---|
| અનાજ | ૫.૯૨ કરોડ | ચામડાં | ૩.૧૪ કરોડ |
| ચા | ૧૭.૭૫ કરોડ | તેલીબિયાં | ૧૦.૦૫ કરોડ |
| કપાસ | ૨૪.૪૬ કરોડ | જ્યુટની બનાવટો | ૪૫.૩૮ કરોડ |
| જ્યુટ કાચું | ૭.૮૫ કરોડ | પરચુરણ | ૬૨.૩૧ કરોડ |

૧૯૩૭-૩૮માં ૧૮૦.૯૨ કરોડ, ૧૯૩૮-૩૯માં ૧૬૨.૭૯ કરોડ, ૧૯૩૯-૪૦માં ૨૦૩.૯૨ કરોડ, તથા ૧૯૪૦-૪૧માં ૧૮૬.૮૦ કરોડ રૂપિયાના માલની પરદેશ ખાતે નિકાસ થઈ હતી.

# હિંદનું આર્થિક અવલોકન

## ( ૧૯૩૯-૪૦-૪૧-૪૨-૪૩ )

અવલોકનાર : **શ્રી. ડુંગરશી ધરમશી સંપટ**

કોઈક કમનશીબે હિંદની પ્રજાને આર્થિક, રાજ્યદ્વારી અને ઔદ્યોગિક પરાધીનતા સ્વીકારવાની ફરજ પડી છે. જે દેશ વિપુલ સાધનો અને ઉપયોગી કાચાં દ્રવ્યોથી ભરેલો છે, જે દેશમાં પ્રાચીન સુસંસ્કૃત પ્રજા વસે છે, જે દેશમાં હોશિયાર કારીગરો, બુદ્ધિમાન કાર્યકરો, અતિ સમૃદ્ધિવાન જમીનદારો અને વેપારીઓ, જોઇતા દરેક જાતના રાસાયણિક દ્રવ્યો, દરેક જાતની ભૌતિક કાચી વસ્તુઓ, અને દરેક જાતની ઋતુ અને આબોહવાની સગવડો પૂરી પાડે છે, જે દેશના લોકોમાં સાહસિક બુદ્ધિ અને હામ, દામ અને

ઠામ છે, તે દેશ આજે તદ્દન પરાવલંબી થઈ રહ્યો છે. આપણે પરદેશીઓથી ચૂસાઇએ છીએ. આપણું ધન પરદેશી વસ્તુઓના મોહમાં ખેંચાઇ જાય છે. આપણો દેશ જગતમાં ગરીબમાં ગરીબ થઇ રહ્યો છે. આપણી ઔદ્યોગિક પડતી થઇ છે.

એક અમેરિકન ખેડૂતની વાર્ષિક પેદાશ ૯૦૦ રૂપિયાની આવે છે. એક અંગ્રેજ ખેડૂતની વાર્ષિક પેદાશ ચારસો રૂપિયા જેટલી છે. એક યુરોપિયન ખેડૂતની વાર્ષિક પેદાશ રૂ. ૧૦૦ થી ૪૦૦ સુધી સરેરાશ છે. જ્યારે એક હિંદી ખેડૂતની વાર્ષિક પેદાશ રૂ. ૪૫) જેટલી છે. વિલાયતના ખેડૂત કરતાં આપણો ખેડુત ⅑ પેદાશ ધરાવવાને ભાગ્યશાળી બને છે. એક અમેરિકન ધંધાદારીની ઔદ્યોગિક સરેરાશ પેદાશ રૂ. ૨૩૦૦) ગણાય છે. એક અંગ્રેજ ઔદ્યોગિક ધંધાદારીની પેદાશ રૂ. ૧૨૦૦ જેટલી વાર્ષિક છે. એક હિંદી ઔદ્યોગિક ધંધાદારીની પેદાશ રૂ. ૧૦૦)થી વધુ નથી.

શ્રી. દાદાભાઈ નવરોજીએ સને ૧૮૭૦માં એક હિંદીની વાર્ષિક પેદાશ રૂ. ૨૦) ગણી હતી. ઈ. સ. ૧૮૮૦ના દુકાળ કમિશને રૂ: ૨૭) ગણી હતી. લોર્ડ કર્ઝનના ભાષણોમાં હિંદીની વાર્ષિક સરેરાશ પેદાશ રૂ. ૩૦) ગણી હતી. સર રોબર્ટ ગ્રીફીને બે પાઉન્ડ ગણી હતી. મી. ફિન્લે શિરાઝે રૂ. ૧૧૬ જેટલી બહુ ઊંચી ગણી છે. પરંતુ તે માન્ય થઇ નથી. ઊંચામાં ઊંચી દૃષ્ટિથી એક હિંદીની માસિક પેદાશ રૂ. ૯) થી વધારે નથી. એક અમેરિકનની સરેરાશ માસિક પેદાશ પાંચ પાઉન્ડની છે. એક અંગ્રેજની પૌંડ ૪–૪–૬ છે. એક ફ્રેન્ચમેનની પૌંડ ૩–૪–૪ છે. એક જર્મનની પેદાશ પૌંડ ૨-૧૦–૦ છે. જ્યારે એક હિંદીની પેદાશ પૌંડ ૦॥। લગભગ છે. પણ તેનો આંકડો અતિશયોક્તિ ભર્યો છે.

સરખામણીની દૃષ્ટિએ એક હિંદીસ્તાનની સમૃદ્ધિની કક્ષાઓની ગણતરી અર્થશાસ્ત્રીઓ શાહ અને ખંભાતાએ કરી છે. તે નીચે મુજબ છે.

(૧) ૬૦૦૦ વ્યક્તિઓ દર વરસે એક લાખ રૂપિયાથી વધારે આમદાની ધરાવે છે. આમાં ઘણાં રાજાઓ, મોટા જમીનદારો, શાહ સોદાગરો અને ઉદ્યોગપતિઓ આવે છે.

(૨) ૨૩૦,૦૦૦ વ્યકિતઓને દર વરસે સરેરાશ દશ હજાર રૂપિયાથી વધારે આમદાની થાય છે. આમાં રાજાઓ, જમીનદારો, કારખાનાવાળાઓ, વેપારીઓ અને મોટા સરકારી અધિકારીઓની ગણત્રી છે.

(૩) ૨૭,૦૦,૦૦૦ વ્યકિતઓની સરેરાશ પેદાશ ૨૫૦૦૦ ની દર વરસે લગભગ આવે છે. આમાં નાના વેપારીઓ, નાના કારખાનાના વેપારીઓ, હજારો અમલદારો અને ઠાકોરોનો સમાવેશ છે. મધ્યમ સરકારી અમલદારો પણ ગણાય છે.

(૪) પચીસ લાખ વ્યકિતઓની સરેરાશ આમદાની રૂપિયા એક હજારથી વધારે છે. આમાં મધ્યમ વર્ગના લોકો છે.

(૫) સાડાત્રણ કરોડ મનુષ્યોની સરેરાશ પેદાશ રૂ. ૨૦૦) લગભગની છે.

(૬) બાકીની પ્રજા એટલે ૩૧ કરોડની પ્રજાની વાર્ષિક પેદાશ રૂા. ૫૦) પચાસથી વધારે નથી.

આપણી પ્રજાની સમૃદ્ધિના ટકાનું પ્રમાણ પણ જરા વાંચવા જેવું છે.

(૭) જીવનના સંપૂર્ણ ટકા પ્રમાણ સુખ–સગવડતા, મોજ વિલાસના પૂર્ણ સાધનો ધરાવે છે એવા કુબેર ભંડારીઓ } .૦૦૮૮

(૮) સુખ સગવડ મોજવિલાસ ઠીક પ્રમાણમાં ભોગવનારા............૦૭૨૧

(૯) સુખ સગવડ સાધારણ પ્રમાણમાં ભોગવનારા.....................૦૮૪૬

(૧૦) સુખ સગવડ ઓછા પ્રમાણમાં ભોગવનારા.................૭૮૩૬

(૧૧) જીવનનિર્વાહ ચલાવવા માટે મહેનત કરનારા છતાં વાજબી જીવન ભોગવનાર } ·૧૦૬૧૭

(૧૨) દુઃખ દીન ગરજુ ગરીબ,અજાણુ અને તંગીવાળા ... ૮૮·૦૮૫૮

૭ થી ૧૦ સુધી હિંદની વસ્તીનો બે ટકા જ ભાગ છે. દસ ટકા પ્રજા તો જીવન નાવને જરા તકલીફ છતાં વાજબી રીતે જગત સમુદ્રમાં તારી શકે છે. બાકીના ૮૮ ટકા તો પોતાની જીવન નૌકાઓને ભવસાગરના ઝંઝાવાતોમાંથી તરવા અથાગ શ્રમ કરવો પડે છે. ભૂખમરો, બેકારી, પશુજીવન, વસ્ત્ર-વિહીનપણું એમની સાથે મૈત્રી કરે છે. એક ટંક માંડ ખાવાનું મળે છે.

આપણી પ્રજાનું સરેરાશ આયુષ્ય પ્રમાણુ ૨૫–૨૬ વરસનું છે. યુરોપના સુધરેલા દેશો અને અમેરિકામાં ૫૦–થી ૫૨ નું છે. ન્યુઝીલાંડમાં ૬૦ નું આવે છે.

આપણે ત્યાં એક એકરે માત્ર ૮૦ રતલ કપાસ પાકે છે. ઇજીપ્તમાં એક એકરે આપણા કરતાં અઢી ગણો કપાસ કરે છે. આપણે ત્યાં એકર દીઠ એક ટન ગોળ પેદા થાય છે. જાવામાં એક એકર દીઠ પાંચ ટન ગોળ થાય છે. આપણે ત્યાં એકર દીઠ આઠસે રતલ ચોખા થાય છે. સ્પેનમાં એકરે ૩૩સે રતલ પેદા થાય છે. એ પ્રમાણે બીજા અનાજોની ખેતીમાં આપણે પછાત છીએ.

આવા ગરીબ દેશની સ્થિતિ યુદ્ધના ચાર વરસો દરમિયાન અવલોકીએ. આપણા હાથમાંથી ખૂબ અગત્યની પરદેશી બજારો નીકળી ગઇ છે. આપણું સૈનિક ખર્ચ ચાર ગણું થઇ ગયું છે. આપણું કર પ્રમાણુ ભયંકર થયું છે. આપણો સમુદ્રનો વેપાર ઘટયો છે. વહાણવટું અને રેલવે મુખ્યત્વે સૈનિક કાર્યો કરે છે. આપણે અંગ્રેજ સરકાર પાસે નાણાની મોટી રકમ માંગીએ છીએ. તેને પેટે માત્ર કાગળિયા જ મળે છે. આપણું ચલણ ૧॥॥ અબજમાંથી વધીને રૂ. ૭ અબજ ઉપર ગયું છે. દર અઠવાડિયે રૂ. ૭ કરોડના હિસાબે વધે છે. આપણે અમેરિકા પાસેથી ઉધારપટ્ટાથી લશ્કરી સામાન મેળવીએ છીએ તે પ્રશ્નનો કાંઇ નિર્ણય થયો નથી. અંગ્રેજી કમર્શિયલ કારપોરેશનને હિંદના પરદેશના વેપારની કેટલીક મોનોપોલી અપાઇ છે. ચલણના ફુગાવાથી રૂપિઆની કિંમત ઘટી છે. મોંઘવારત વધી છે. દેશ આખામાં ભાવબંધી આવી છે. કોઇ કોઇ સ્થળે માપબંધી આવી છે. આ મહાન પરિવર્તન છે. આથી આપણી આર્થિક સ્થિતિમાં મોટો ફેરફાર થયો છે. યુદ્ધના સમયથી આપણી આર્થિક સ્થિતિ કફોડી છે. પણ યુદ્ધ પછી તો આપણી આર્થિક સ્થિતિ ભયંકર થશે. ખરી સંભાળની ત્યારેજ જરૂર પડશે.

ગયા મહાયુદ્ધ પાસેથી આપણે ઘણું શિક્ષણ મેળવવાનું છે. કાચાં દ્રવ્યો આપણા દેશમાંથી યુદ્ધની જરૂરિયાત માટે મોટા પ્રમાણમાં ઉપડયાં હતા તેમાં આપણે સારો નફો કર્યો હતો, પરંતુ ઊંચું હુંડિયામણ ટકાવવા માટે હિંદી સરકારે આ નફો વેડફી નાખ્યો હતો. હિંદી સરકારની ભૂતકાળની આર્થિક નીતિ હિંદના લાભમાં નહોતી. હિંદમાં ઉદ્યોગો વધે તો હિંદની આર્થિક ઉન્નતિ થાય. હિંદમાં ઉદ્યોગો વધે તેવી રાજ્યનીતિને હિંદી સરકાર ઉત્તેજન આપતી નથી. ઇસ્ટર્ન ગ્રૂપ પરિષદની ભલામણો અને અમેરિકન ગ્રેડી મિશનની ભલામણને અભેરાઈ ઉપર ચડાવવામાં આવી છે.

હવે આપણા હિંદી સરકારના બજેટો ઉપર આવીએ. ૧૯૩૯–૪૦ના બજેટમાં પેદાશ રૂ. ૮૨·૧૫ કરોડ અને ખર્ચ ૮૨·૬૫ કરોડનું અને ઘટ રૂ. ૫૦ લાખની કલ્પવામાં આવી હતી. કપાસથી આમદાની ઉપર એક આનો કર વધારીને આ ઘટ પૂરી પાડવાની હતી. પરંતુ પરિણામમાં વર્ષની આખરે રૂ. ૭॥ કરોડનો ચોખ્ખો વધારો થયો. ૧૯૩૯ના સપ્ટેંબરથી યુદ્ધ શરૂ થયું. ૧૯૪૦–૪૧ના બજેટની ખાધ

રૂ. ૭·૧૬ કરોડની ગણવામાં આવી હતી. પરંતુ ખાધ વરસ આખરે રૂ. ૬·૫૩ની માલુમ પડી હતી. આ બંને વરસોમાં હિંદનું કરજ રૂ. ૫૩ લાખ જ વધ્યું હતું. ૧૯૪૧–૪૨માં બજેટના આંકડામાં પેદાશ રૂ. ૧૦૬·૩૯ કરોડ અને ખર્ચ રૂ. ૧૨૬·૮૫ કરોડના ગણાયાં હતાં. રૂ. ૨૦·૪૬ કરોડની ખાધ ગણવામાં આવી હતી. તેમાંથી વધારાના કરોથી રૂ. ૬·૬૧ પેદા થવાનો અડસટ્ટો હતો. રૂ. ૧૩·૮૫ કરોડની ખાધને બદલે રૂ. ૧૭·૨૭ કરોડની ખાધ યુદ્ધને લીધે થઈ હતી. ૧૯૪૨–૪૩માં સૈનિક ખર્ચ વધ્યું. બજેટ રૂ. ૧૮૭·૦૭ કરોડનો ખર્ચ અને ૧૪૦ કરોડની પેદાશ ખાધ ગણવામાં આવી રૂ. ૪૭·૦૭ કરોડની ગણવામાં આવી તેમાંથી રૂ. ૧૨ કરોડ કરો વધારીને અને બાકીના રૂ. ૩૫ કરોડ કરજમાં વધારો કરવાનો હતો.

આ બજેટમાં અમેરિકાના ઉધારપટ્ટાની રાહે ધીરેલી સૈનિક સામગ્રીઓના નાણાં રોકડા ચૂકાવવાના હતાં. પરંતુ તે ચૂકાવવા પડયા નથી. એટલે કરજમાં કાંઇ વધારો થયો નથી. ૧૯૪૩–૪૪નું કુલ ખર્ચ રૂ. ૨૮૯ાા કરોડ જેટલું હોવાનું અનુમાન કરવામાં આવ્યું છે, જેમાં યુદ્ધ ખર્ચ રૂ. ૨૩૪ કરોડ જેટલું છે.જાન્યુઆરી ૧૯૪૩ સુધીના દસ માસમાં રૂ. ૧૫૬ કરોડ જેટલું યુદ્ધ ખર્ચ થયું હતું. જ્યારે આગલા વરસના દસ માસમાં રૂ. ૭૭ાા કરોડ થયું હતું. દસ મહિનામાં હિંદના કરજમાં રૂ. ૨૭ાા કરોડ વધ્યા હતા. ફેબ્રુઆરી ૧૯૪૩ પછી યુદ્ધને લગતુ ખર્ચ વધતું જ જાય છે. અનુમાન પ્રમાણે દરરોજ રૂ. ૧ કરોડથી સહેજ ઓછું યુદ્ધ ખર્ચ હોવાનો સંભવ છે. ૧૯૪૩–૪૪ના બજેટમાં રૂ. ૬૦ કરોડ ખાધ ગણવામાં આવી છે. તેમાંથી ૨૦ કરોડની નવા કરોથી પૂરાશે. બાકી ૪૦ કરોડ રૂપિયા કરજમાં વધારો થશે.

કરોનો બોજો અનહદ થતો જાય છે. તમાકુની પેદાશ અને વેજીટેબલ ઘી ઉપરના કરો વધ્યા છે.

હિંદની ગરીબાઇના પ્રમાણમાં કરોનું ધોરણ ખૂબ વધ્યું છે. ગરીબ અને મધ્યમ વર્ગના લોકો માટે ખૂબ તકલીફનો સમય છે.

પ્રાંતોની પેદાશ અને ખર્ચ ૧૯૩૯–૪૦માં રૂ. ૯૦·૮૩ કરોડ અને રૂ. ૮૯·૨૨ કરોડ હતા. ૧૯૪૦–૪૧માં રૂ. ૯૭·૪૮ કરોડ અને રૂ. ૯૫·૧૮ કરોડ અનુક્રમે હતા. ૧૯૪૧–૪૨માં ૧૦૫·૬૫ અને ૧૦૫·૨૩ અનુક્રમે અને ૧૯૪૨–૪૩માં ૧૦૪·૧૫ અને ૧૦૪·૬૭ અનુક્રમે હતા. પ્રાંતોમાં પણ નવા કરો નાખવામાં આવે છે. કરોનો આ સમય છે. પ્રાંતોને ઇન્કમટેક્ષના ભાગના રૂ. ૧ા કરોડ ૧૯૩૮–૩૯માં મળ્યા હતા. ૧૯૪૨–૪૩માં એ રકમ વધીને રૂ. ૮·૩૭ કરોડ મળશે. પ્રાંતોનું કરજ ૧૯૩૮–૩૯માં રૂ. ૧૮·૦૭ કરોડનું હતું. તે ૧૯૪૧–૪૨માં રૂ. ૨૩·૦૨ કરોડનું થયું છે.

રેલવેની પેદાશ ૧૯૩૮–૩૯માં ૯૯·૮૫ કરોડ, ૧૯૩૯–૪૦માં ૯૮.૨૯ કરોડ ૧૯૪૦–૪૧માં રૂ. ૧૧૨·૭૯ કરોડ અને ૧૯૪૧–૪૨માં ૧૨૭·૯૪ કરોડ અને ૧૯૪૨–૪૩માં ૧૨૭·૦૬ કરોડની ગણવામાં આવી હતી. ૧૯૪૨–૪૩માં ૨૭·૯૫ કરોડનો વધારો હતો.

હિંદના વેપારને લગતા આંકડા હિંદના વેપારી અવલોકનમાં અપાઇ ગયા છે.

એકંદરે મહાયુદ્ધ આર્થિક રીતે હિંદના વેપારી લાભો અને ઔદ્યોગિક બાબતમાં બાધક થયું નથી એ એનો છેલ્લા ચાર વરસનો ઇતિહાસ બતાવે છે. પરંતુ હમણાં સ્થિતિ જોખમદાર બનતી જાય છે. ભાવબંધી, માપબંધી, અંકુશો અને વિકાસ પામેલી યુદ્ધપ્રવૃત્તિ આપણા આર્થિક હક્કોનું કેવું અને કેટલુંક નુકશાન કરશે એવી કદાચ વકી રખાય ખરી.

આપણા રાષ્ટ્રીય કરજમાં ૧૯૪૨–૪૩ સુધીમાં વધારો થવાને બદલે સહેજ ઘટાડો થયો છે. ૧૯૪૩–૪૪માં રાષ્ટ્રીય કરજ વધશે. હવે જેમ સમય જાય છે અને જેમ યુદ્ધ સંબંધી વિશેષ ભાર હિંદના ખભા ઉપર પડે છે તેમ તેમ હિંદના રાષ્ટ્રીય કરજ માટેની ચિંતાઓ સકારણ છે. હિંદનું

સ્ટર્લિંગ કરજ ભરાઇ ગયું છે. એ એક શાંતિ મેળવવાનું ઉત્તમ સાધન છે. પરદેશીઓનું કરજ પરદેશીઓની ધૂંસરી ચાલુ રાખવાનું એક કારણ છે. અંગ્રેજ વેપારીઓની મૂડી હિંદમાં લગભગ ૪૦૦-૫૦૦ કરોડની રોકાય છે તે પણ જો ભરપાઇ થવાની સગવડ બને તો સ્વરાજ્ય હિંદ માટે દૂર થશે નહિ. એ પણ તદ્દન અસંભવિત નથી. યુદ્ધના સમયમાં અવનવા બનાવો બને છે. હિંદે (આપણે) સ્ટર્લિંગ કરજ ભરપાઇ કર્યું છે તે સમયમાં હિંદનું રાષ્ટ્રીય રૂપિયાનું કરજ વધ્યું નથી. પરંતુ ૧૯૪૩-૪૪થી એ જરૂર વધશે.

## હિંદી સરકાર ઉપરનું રાષ્ટ્રીય કરજ

| વરસ | રૂપિયાની લોનો | સ્ટર્લિંગ પાઉંડની લોનો | કુલ રૂપિયા અને પાઉંડ |
|---|---|---|---|
| | કરોડ રૂ. | કરોડ રૂ. | કરોડ રૂ. |
| ૧૯૩૮-૩૯ | ૭૦૯.૯૬ | ૪૬૯.૧૦ | ૧૧૭૯.૦૬ |
| ૧૯૩૯-૪૦ | ૭૨૭.૭૯ | ૪૪૨.૪૯ | ૧૧૭૦.૨૮ |
| ૧૯૪૦-૪૧ | ૮૬૧.૧૭ | ૩૪૪.૯૩ | ૧૨૦૬.૧૦ |
| ૧૯૪૧-૪૨ | ૯૪૨.૨૯ | ૧૮૦.૦ | ૧૧૨૨.૨૯ |
| ૧૯૪૨-૪૩ અંદાજ | ૧૦૨૬.૮૭ | ... | ૧૦૨૬.૮૭ |

સને ૧૯૪૨ વરસ દરમ્યાન રાષ્ટ્રીય કરજમાં રૂ. ૮૪.૫૯ કરોડ જેટલો વધારો થયો. પરંતુ રૂ. ૪૭૦ કરોડનું સ્ટર્લિંગ કરજ ભરપાઈ થઈ ગયું છે.

હિંદી સરકારનું કરજ નીચેની વિગતે છે.

| વરસ | કરજ રૂપિયાનું | તિજોરીની હુંડીઓ | પોસ્ટ ઑફીસ સેવિંગ્સ બેંક |
|---|---|---|---|
| | કરોડ રૂ. | કરોડ રૂ. | કરોડ રૂ. |
| ૧૯૪૦-૪૧ | ૮૬૧ | ૬૯ | ૧૦૯ |
| ૧૯૪૧-૪૨ | ૯૪૨ | ૧૩૭ | ૯૫ |

તિજોરી હૂંડીઓ-આ ટૂંક મુદતનું (ત્રણ માસનું) થાલ વગરનું કરજ વધ્યું છે. બહુ જ ઓછા વ્યાજથી આ કરજ સરકારને મળે છે. સરકારી વ્યાજનો દર યુદ્ધ દરમ્યાન બહુ જ ઘટાડી નાંખવાની યોજના સફળ થઇ છે. ત્રણ ટકાથી વધારે વ્યાજની લોન હવે સરકાર કાઢતી નથી. ગયા મહાયુદ્ધમાં નવ ટકાના ભાવથી લોન કાઢી હતી. તીજોરી બિલ્સના વ્યાજ ભાવ ૦॥। ટકાથી સહેજ વધઘટ રહે છે. હિંદમાં વેપાર ઘટયો છે. ચલણ ખૂબ પ્રસર્યું છે. વેપારીઓને નાણું રોકવાના સ્થાનો નથી. વગર વ્યાજુ અથવા નહિ જેવા વ્યાજે બેંકોમાં વેપારીઓને મોટી રકમ રાખવાની ફરજ પડે છે. તિજોરી હૂંડીઓ વધીને ૧૯૪૨માં રૂ ૧૯૧ કરોડની થઈ હતી. આ યુદ્ધના સમયમાં હિંદી સરકારને મોટી આર્થિક તંગી ભોગવવી પડી નથી. કારણકે ૭ અબજથી વધારે નોટો ચલણમાં ફરે છે. ચલણના આ અનહદ વિકાસનું આગળ વર્ણન કરીશું.

હવે હિંદી સરકારના આર્થિક ખાતા (રિઝર્વબેંક)માં નીચે મુજબ સ્થિતિ તા. ૧ જુન ૧૯૪૩ સુધીમાં હતી.

| | | એક વરસ પહેલાં |
|---|---|---|
| | | કરોડ |
| નોટો તા. ૨૧ મે ૧૯૪૩ સુધી રિઝર્વબેંકમાં | ૧૧.૮૫ કરોડ | ૧૩.૨૬ |
| નોટો ચલણમાં ફરે છે | ૭૦૦.૬૧ કરોડ | ૪૨૮.૨૬ |

એની સામે મિલ્કત તરીકે જામીનગીરીઓ વગેરે.

| | | |
|---|---|---|
| સોનુ અને ચાંદી | ૪૪·૪૧ કરોડ | ૪૪·૪૧ કરોડ |
| સ્ટર્લિંગ જામીનગીરીઓ (લંડનના ચલણની નોટો) | ૫૨૯·૪૮ | ૨૫૧·૮૫ |
| ચાંદીના રૂપિયાના સિક્કા | ૧૨·૮૭ | ૨૭·૪૪ |
| રૂપિયાની જામીનગીરીઓ | ૧૨૫·૬૯ | ૧૪૯·૧૮ |
| | ૭૧૨·૪૫ | ૪૭૨·૮૯ |

સોનાના એક તોલાના ભાવ રૂા. ૮૫ અને ચાંદીના ૧૦૦ તોલાના રૂા. ૧૨૫ જેટલા ભાવો વધી ગયાં છે. એને સરસ રોકાણુની વસ્તુઓ ગણવામાં આવે છે. હિંદી સરકારે પોતાનું વધારાનું રૂપું લંડનમાં વેચ્યુ હતું. બજાર ભાવથી ઘણે ઓછે ભાવે વેચ્યું હતું. ૧૯૩૧ માં હિંદમાંથી ૫ અબજ રૂપિયાનું સોનું પરદેશખાતે નિકાસ થયું છે. હમણાના સોનાના ભાવો ગણીએ તો ૧૫ અબજ રૂપિઆનું સોનું નિકાસ થયું છે. સોના ચાંદીની તંગી હિંદ ભોગવી રહ્યું છે. અમેરિકામાં જગતનું બાર આના સોનું પડયું છે. ત્યાંથી લાવી શકાય તો હિંદમાં આર્થિક સવડતા વિકાસને પામે.

હવે નોટોના ચલણમાં કેટલો વધારો થયો છે તે આપણે તપાસીએ.—

| વરસ | ચલણમાં કુલ નોટ | અનામત રાખેલી સ્ટર્લિંગ જામીનગીરીઓ |
|---|---|---|
| ઓગસ્ટ ૧૯૩૯ | ૧૭૮·૮૯ કરોડ | ૫૯·૫૦ કરોડ |
| ૧૯૩૯–૪૦ સરેરાશ | ૨૦૮·૮૬ કરોડ | ૭૮·૩૨ ,, |
| ૧૯૪૦–૪૧ | ૨૪૧·૬૨ ,, | ૧૨૯·૯૭ ,, |
| ૧૯૪૧–૪૨ | ૩૦૮·૪૬ ,, | ૧૬૫·૪૪ ,, |
| જાન્યુ. ૨૨ ૧૯૪૩ | ૫૯૦·૭૨ ,, | ૩૫૫·૮૩ ,, |
| મે. ૨૧ ૧૯૪૩ | ૭૦૦·૬૧ ,, | ૫૨૯·૪૮ ,, |

હિંદની બેંકોમાં ખાનગી થાપણો વધતી જાય છે. ૧૯૩૯–૪૦માં ૧૪૦ કરોડની હતી. ૧૯૪૨ના ડીસેંબરમાં ૩૪૦ કરોડની અને હમણાં ૪૩૦ કરોડથી ઓછી હશે નહિ. બેંકોની ધીરાણ અને લોન પણ ઘટયા છે, ૧૯૩૯–૪૦માં ૫૩ ટકા જેટલી રકમ આ ધીરાણ, હૂંડી અને લોનમાં રોકાયલી હતી. જ્યારે ૧૯૪૨ની આખરમાં ફક્ત ૨૧ ટકા જેટલી જ હતી. એનું બીજું કારણ બેંકોમાં ડિપોઝીટો વધવાને લીધે પણ હતી. હિંદની બેંકોને મુદતી થાપણો બહુ ઓછા પ્રમાણમાં મળે છે. ૧૯૩૯–૪૦માં ૧૦૬ કરોડ રૂપિયાની હતી તે ૧૯૪૨ના ડિસેંબરમાં ૧૧૦ કરોડની થઇ હતી. પણ હિંદની બેંકોમાં ચાલુ થાપણો જે કોઇ પણ મુદતના બાધ વગર રાખવામાં આવી તેમાં મોટો વધારો દેખાય છે. ૧૯૩૯–૪૦માં ૧૪૦ કરોડની થાપણ વધીને ૧૯૪૨ના ડિસેંબરે ૩૪૦ કરોડ અને હમણાં ૪૦૦ કરોડ જેટલી થઇ હશે. આથી બેંકોને વધારે પુરાંત હાથમાં રાખી કોઇ ઓચિંતો દરોડો આવે તો પહોંચી વળવા માટેના સાધન રાખવા પડયાં છે. આગળ બેંક દશ ટકા રિઝર્વ બેંકમાં નાણા રાખતી હતી. હવે પંદર ટકા રાખે છે. વેપારીવર્ગ હમણાં મોટા પાયા ઉપર વેપારી પ્રવૃતિઓ કરી શકતો નથી. આ કારણથી બેંકોમાં મોટી ડિપોઝીટો પડી રહે છે.

રિઝર્વ બેંક સાથે સંબંધ ધરાવતી અને નોંધાયલી બેંકોની મૂડીમાં ફેરફાર થયો નથી. પરંતુ બહારની થાપણો રૂ. ૧૪૦ કરોડથી વધીને રૂ. ૩૪૦ કરોડ જેટલી થઇ છે. લોકોને ત્રણ ટકા સરકારી લોનોમાં નાણાં રોકવાનું સાધન છે. પરંતુ તેને બદલે નજીવા બ્યાજે બેંકોમાં લોકો થાપણો મૂકે છે. એમને

વેપારમાં એ થાપણો તરત રોકવી છે, ઉદ્યોગોમાં રોકવી છે, પરંતુ યુદ્ધ હજી બે વર્ષ સુધી ચાલશે, એટલે વેપાર તો અંકુશિત રહેશે. યંત્રો ન મળવાથી ઉદ્યોગોનો વિકાસ પણ મહાયુદ્ધ અને તેના પછી તરતના બેત્રણ વરસો સુધી શકય નથી. કારણ કે યુરોપમાં એટલા મોટા પ્રમાણમાં સંહાર અને મિલકતોનો નાશ થયો છે કે એ નાશ પામેલી કરોડો મિલકતોનો પુનરૂદ્ધાર કરતાં સહેજે ત્રણેક વર્ષો નીકળી જશે, એટલે યુરોપ આ સમય દરમિયાન પરદેશો માટે યંત્રો વિશેષ પ્રમાણમાં બનાવી શકશે નહિ.

નાણું બહુ મંદ ગતિથી હેરફેર થાય છે. વેપારીઓ પાસેથી નીકળી બેંકોમાં જમે થઇ ત્યાં શાંતિથી નિદ્રા લે છે. ક્લિયરીંગ હાઉસમાંથી નાણાંની રકમો ત્વરાથી પસાર થઇ ફરતી નથી. નાણાનો હમેશાં વિકાસ જેમ તેની વારાફેરી વધારે પ્રમાણમાં થાય તેમ વધે છે. "નાણું જેમ ફરે તેમ ચરે" પરંતુ યુદ્ધના સમયમાં વેપારની સંકુચિતતાથી નાણું ફરતું નથી. ૧૯૩૯–૪૦માં ક્લિયરીંગ હાઉસમાંથી ૨૩૦૮ કરોડની હેરફેર થઈ હતી. ૧૯૪૦–૪૧માં ૨૧૩૬ કરોડનું ક્લિયરીંગ થયું હતું. ૧૯૪૨ના એપ્રિલથી ડીસેંબર સુધી ૧૮૮૫નું ક્લિયરીંગ થયું હતું. મૂડી સુસ્ત થઇને પડી છે. સરકારી માપબંધી, ભાવબંધી અને અંકુશોને લીધે નાણાંની વારફેર ઘટતી જાશે.

હવે મોંઘારત અને રૂપિયાના સસ્તા થવાના કારણો તપાસીએ. કોઈ પણ વસ્તુની છત અને અછતના કારણે ભાવોમાં ફેરફાર થાય છે. હિંદમાં પરદેશી વસ્તુઓની આમદાની ખૂબ ઘટી હોવાથી તેના ભાવો ઘણા જ વધ્યા છે. અનાજની ખેંચ અને અંકૂશોને લીધે ખોરાકીના પદાર્થોના ભાવો પણ ખૂબ વધ્યાં છે. પરંતુ રૂપિયાની નોટોનું ચલણ ૧॥। અબજ ઉપર હતું તે વધીને સાત અબજ ઉપર ગયું છે. આથી રૂપિયાની નોટોની ખૂબ છત થઈ છે. ૪૦૦ ટકાનો નોટોના ફેલાવાનો વધારો ભયંકર છે. નોટોના વધારે પડતા એટલે ચાર ગણા વધારે ફેલાવાથી નોટોમાં ફુગાવો એટલે આફરો થયો છે. ઘણા અર્થશાસ્ત્રીઓ આ નાણાંની મોટી છતને હિંદમાં હમણાંની મોંઘારતનું મુખ્ય કારણ માને છે. એમની દલીલો વજનદાર છે. લોકોના માટે રૂપિયો સસ્તો થયો છે. અને સ્વાભાવિક રીતે વસ્તુઓ મોંઘી થયેલ છે. હમણાં જીંદગીની ટકાવારી ૧૦૦માંથી વધીને ૨૭૫ લગભગ પહોંચી છે. તેનું મુખ્ય કારણ નાણાંની જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં છત થઇ પડી છે. એમની દલીલ છે કે ચલણનો ફુગાવો શરૂ થયો એટલે એ ઝડપથી આગળ વધે છે.

યુદ્ધના પહેલા વર્ષમાં રૂા. ૪·૯૫ કરોડની નોટો વધારે ચલણમાં આવી. બીજે વર્ષે ૧૯·૧૧ કરોડની નોટો વધારે ફેલાઇ. ત્રીજા વર્ષમાં ૧૫૨·૪૦ કરોડની વધારે નોટો બજારમાં આવી. આ વર્ષે લગભગ ૩૦૦થી૩૫૦ કરોડ રૂપિયાની નોટો વધી છે. દરરોજની ૧ કરોડ રૂપિયાની અને અઠવાડિયામાં ૭ કરોડ રૂપિયાની નોટો ચલણમાં વધે છે.

હવે આ નાણાંનો મોટો આફરો શાથી થયો તેના કારણો તપાસીએ. હિંદ હવે મધ્યસ્થ સ્થળે યુદ્ધ માટે આવ્યું છે. મિત્રરાજ્યોના અનેક યુદ્ધક્ષેત્રોમાં આપણા હિંદમાંથી શસ્ત્રસામગ્રીઓ, વસ્ત્રો, ખોરાકી અને કાચા પદાર્થો મોકલવામાં આવે છે. આ સર્વે વસ્તુઓ માટે બ્રિટિશ સરકારે હિંદી સરકારને એજન્ટ નિમેલ છે. હિંદી સરકાર આ સર્વે વસ્તુઓ બજારમાંથી નોટોમાં રૂપિયા ચુકાવીને ખરીદ કરે છે. આ નાણાં બ્રિટિશ સરકાર ઉપર હિંદી સરકારના લેણાં રહે છે. બ્રિટિશ સરકાર આ કરજ સ્ટર્લિંગના પોતાની ચલણી નોટોમાં જમે કરે છે. આ બ્રિટિશ પાઉન્ડની નોટોને હિંદી સરકારને વિલાયતમાં કોઈ ખરીદ કરવા માટે વાપરવાની જરૂર નથી. કારણ કે વિલાયતમાં યુદ્ધને લીધે યંત્રો અને વસ્તુઓ તૈયાર થતાં નથી. આથી હિંદના નાણાં સ્ટર્લિંગ નોટોના સ્વરૂપમાં નકામા પડયા રહે છે. આથી બ્રિટન ઉપર હિંદની સરકારનું લેણું વધે છે.

આ સ્ટર્લિંગ એટલે પાઉન્ડનું લેણું અંગ્રેજ સરકાર ઉપર હિંદી સરકારનું ઊભું છે. દર અઠવાડિયે વધતું જ જાય છે. વસ્તુઓની ખરીદી હિંદમાં ચાલુ જ છે. એક તરફ હિંદી સરકાર છૂટથી ચલણી નોટો છાપીને બજારમાં આપે છે. હિંદી સરકાર ઉપર બ્રિટિશ સરકારનું રાષ્ટ્રિય કરજ ૪૬૯ કરોડ રૂપિયાનું હતું. એ સઘળું હિંદી સરકારે ચૂકવી દીધું છે. આ ઉપરાંત હિંદી સરકારનું પા અબજ રૂપિયા જેટલું બ્રિટિશ સરકાર ઉપર કરજ થયું છે. આ કરજ અઠવાડિયે વધતું જ જાય છે. યુદ્ધના વર્ષો સુધી આ કરજ કૂદકે અને ભૂસકે વધશે.

હિંદી સરકાર મોટા પ્રમાણમાં નોટો છાપીને વિલાયતની વસ્તુઓ માટે બજારમાં આપે છે. બજાર પાસે વેપાર નથી એટલે નોટોની ભારે છત થઈ પડી છે. નોટોની છતથી ચલણના રૂપિયાની કિંમત ઘટી છે અને વસ્તુઓની કિંમત વધી છે. જેમ જેમ આ નોટોનો ફેલાવો વધશે તેમ તેમ ચલણની કિંમત ઘટી વસ્તુઓની કિંમત વધી જશે. હિંદ દેવાદારને બદલે લેણદાર થયું છે.

લંડનમાં જેની પાસે હિંદ ઉપરના કરજની પાઉન્ડનાં ચલણમાં જામીનગીરીઓ હતી તેમને રિઝર્વ બેંકે પાઉન્ડમાં નાણાં ચૂકવી આપ્યા છે. હિંદમાં લોનો ઊભી કરી હિંદમાં એ કરજ રૂપિયામાં કરવામાં આવ્યું છે. સાથે ચલણનો પણ ભારે વધારો કરી એને ફુગાવવામાં આવ્યું છે. છાપખાનાની મદદથી હિંદી સરકાર કૃત્રિમ ખરીદશક્તિ વધારે છે. સ્ટર્લિંગની જામીનગીરીઓ માટે પણ ભવિષ્ય એટલું પ્રકાશિત નથી. એટલે હિંદી સરકારે સ્ટર્લિંગ જામીનગીરીઓને બદલે સોનું બ્રિટિશ સરકાર પાસેથી માગવું જોઈએ. પણ બ્રિટિશ સરકાર નોટો જ આપે છે. સોનું આપતી નથી. ગઈ લડાઈ દરમ્યાન ફ્રાન્સ, જર્મની, રશિયા અને બીજા દેશોમાં નાણાંની નોટોના ચલણમાં ફુગાવો અથવા આફરો આવ્યો હતો. તેના પરિણામો ભયંકર આવ્યા હતા. જર્મનીમાં એક બૂટની જોડના દશ લાખ માર્ક પડતા હતા.

આપણી આયાત ઓછી છે, નિકાસ વધારે છે. એપ્રિલ ૧૯૪૧થી સપ્ટેંબર ૧૯૪૨ સુધી ૩૯૬૬ લાખ અને ૧૯૪૧–૪૨માં ૭૯૬૦ લાખ રૂપિયાનો વધારો આપણા દેશની તરફેણમાં થયો હતો. વિલાયત કે પરદેશથી એના બદલામાં કોઈ માલ તો આપણે મેળવતા નથી. નિકાસ કરનારને વધારે નિકાસ માટે વધારે પ્રમાણમાં રૂપિઆ મળે છે. ૧૯૪૧–૪૨માં ૩૪૮૦ લાખ રૂપિયાની ખાધાખોરાકીની વસ્તુઓ અને ૩૧૨૦ લાખના સુતરાઉ વસ્ત્રોની હિંદમાંથી નિકાસ થઇ હતી.

લડાઈની શરૂઆતના વર્ષોમાં હિંદમાંથી પાંચ અબજ રૂપિયાની કિંમતનું સોનું (હમણાં એની કિંમત ૧૫ અબજ છે) નિકાસ થયું હતું. આ નિકાસની કિંમતના પૈસાના અમેરિકન ડૉલરો ખરીદ કરવામાં આવ્યાં હતા. તે ડૉલરો બ્રિટિશ સરકારને આપી દઈ હિંદી સરકારે એના બદલે સ્ટર્લિંગ પાઉન્ડ હિંદને ખાતે જમે કર્યાં હતા. હિંદમાં રૂપિયાની નવી નોટો છાપી સોનું ચડાવનારાને આપવામાં આવી હતી. સોના ચાંદીના હમણાના અછતના ભાવો આથી વધ્યા છે.

ફુગાવાને લીધે આપણું આર્થિક જીવન અનહદ મોંઘું થયું છે. હિંદને એમાંથી છૂટવાને માટે (૧) બ્રિટિશ સરકાર સોનું આપે (૨) હિંદમાં મોટા પ્રમાણમાં લોનો ઊભી કરાય (૩) બ્રિટિશ સરકાર હિંદમાં પોતાની આંટ ઉપર પોતાના માટે લોનો ઊભી કરે (૪) બ્રિટનની મિલકતો હિંદમાં છે તે હિંદના લોકોને વેચી નંખાય. આ ચારેમાંથી એકાદ અથવા બધાં પગલાં ભરીને હિંદી પ્રજાને ન્યાય અપાવી શકાય. હમણાં હિંદ પાસે આ સ્ટર્લિંગ જામીનગીરીઓ કાંઈ પણ ઉપયોગ વગર પડી છે. બ્રિટનને તેથી મોટો લાભ છે. કારણ કે પાંચ અબજ જેટલી સ્ટર્લિંગ જામીનગીરીઓ હિંદને ગળે વળગાડવામાં આવી છે. આથી બ્રિટનના ચલણના ફુગાવા ઉપર એક સરસ અંકુશ મૂકાયો છે. બ્રિટનને ભારે લાભ થયો છે. હિંદને કાગળિયાની દોલત મળી છે. ભવિષ્ય આથી પણ અંધકારમય છે. કારણ કે ભવિષ્યમાં આ

ના ભાવોમાં ઘટાડો ( યુદ્ધપછી ) જરૂર થશે. એટલે હુંડિયામણને ટકાવવા સ્ટર્લિંગ જામીનગીરીઓ ભાવે વેચવી પણ પડે. આથી અનહદ નુકશાન થશે.

બ્રિટન આ સ્ટર્લિંગનું દેવું કેવી રીતે ચૂકવશે તે માટે કાંઇ પ્રકાશ પડતો નથી. યુદ્ધ પછી યંત્રા માટે બ્રિટન આ કરજનો કદાચ ઉપયોગ કરે એવી વાતો થાય છે. આમ વધતા જતા સ્ટર્લિંગનો લડાઈ પછી કરવાની વાતો હિંદનો ખજાનચી કરે છે તે વાજબી નથી. કેનેડા અને દક્ષિણ આફ્રિકાએ ચીજો પૂરી પાડી તેના બદલામાં સોનું બ્રિટન પાસેથી લીધું હતું. કારણ કે લડાઈ પછી સ્ટર્લિંગ ની કિંમત માટે અત્યારથી જ સૌને ચિંતા થાય છે. આખો પ્રશ્ન હિંદને ખૂબ અન્યાય આપી રહ્યો છે.

હિંદમાં ફુગાવાને અટકાવવા માટે અને ચલણની કેટલીક નોટો ખેંચી લેવા માટે હિંદી સરકારે બહાર પાડીને વધારાના નફાના ૯૩॥ ટકા લેવાની આજ્ઞા આપી છે. પરંતુ આથી ધારી મુરાદ વીને ૨ અબજ રૂપિયાની નોટો ચલણમાંથી ખેંચાય તે વાત શકમંદ છે.

બ્રિટિશ સરકારે યુનાઇટેડ કિંગ્ડમ કોર્પોરેશન સ્થાપીને હિંદમાંથી પરદેશી વસ્તુઓ ખરીદી પરદેશોમાં ની મોનોપોલી આપી છે. આથી હિંદનો બધો પરદેશી વેપાર આ કંપનીના હાથમાં ગયો છે. આથી વેપારીઓને ઘણું નુકશાન છે.

અમેરિકાથી " ઉધાર અને પટ્ટા "ની પદ્ધતિથી હિંદી સરકાર સૈનિક સામગ્રીઓ ને માલ ખરીદે છે નાણાં ડૉલરમાં ચૂકવવા જોઇએ. હિંદી સરકારનું ડૉલરનું બધું હુંડિયામણ બ્રિટને લઇ લીધું હતું. હિંદી સરકાર એ નાણાં ચૂકવી શકતી નથી. આ સંબંધી અમેરિકન સરકાર સાથે કાંઇ ચોખવટ થી. એના ગર્ભમાં પણ હિંદને અન્યાય મળે તેવા માર્ગો છે.

સૌથી અગત્યનો પ્રશ્ન યુદ્ધ પછીનો છે. જ્યારે પરદેશી વસ્તુઓ ઢગલાબંધ આવી આપણા વેપારીઓના માં મોંઘે ભાવે પટકાશે, જ્યારે હુંડિયામણનો પ્રશ્ન ગંભીર બનશે, જ્યારે આપણી કાચી વસ્તુઓના તળીએ બેસશે, જ્યારે યુદ્ધમાંથી છૂટા થયેલા લગભગ બે કરોડ હિંદીઓની બેકારીનો પ્રશ્ન , જ્યારે હિંદના ચાલુ ઉદ્યોગોને હરિફાઇમાં પરદેશી ઉદ્યોગો સાથે ઉભા રહેવું પડશે, જ્યારે ચારે પુષ્કળ તકલીફો આવશે, ત્યારે હિંદને ખૂબ સંભાળવાનું છે. હિંદને યુદ્ધ રૂપી બિમારી પછીનો ભારે સંભાળથી પાર ઉતરવાનો છે.

---

## હિંદનો વેપાર

હિંદના વેપારની વિશિષ્ટતાઓ નીચે મુજબ છે.

પરદેશ સાથેનો વેપાર મુખ્યત્વે દરિયાઇ રસ્તે છે.

શણ, ચા, રૂ, ચામડાં અને ચોખા આ પાંચ વસ્તુઓ જ દેશના નિકાસ વેપારના અર્ધાથી વધારે ભાગમાં ઊભી રહે છે.

આયાતના ૭૫ ટકા તૈયાર માલ હોય છે.

આયાત અને નિકાસ બન્નેમાં રૂનો હિસ્સો મોટો છે.

અર્ધી આયાત ગ્રેટબ્રિટનમાંથી થાય છે.

હિંદની નિકાસ આયાત કરતાં વધારે છે.

હિંદના વેપાર વાણિજ્ય સાથે સંબંધ ધરાવતાં ખાતાંઓ નીચે મુજબ છે.

**વેપાર ખબરખાતું** (કમર્શિયલ ઇન્ટેલીજન્સ ડીપાર્ટમેન્ટ)–આ ખાતું ૧૯૦૫ માં કલકત્તા ખાતે ખોલવામાં આવ્યું છે. તેમાં આંકડાખાતાનો પણ સમાવેશ થાય છે. તે ખાતાનું જુદું અસ્તિત્વ ૧૯૨૨ માં બંધ પડયું. આ ખાતાનું મુખ્ય કાર્ય, નિકાસને દૃષ્ટિમાં રાખીને હિંદનાં વેપાર સંબંધી ખબર એકઠી કરીને તેનો પ્રચાર કરવાનું છે. ખાતું વેપાર સંબંધી પૂછપરછના જવાબ આપે છે, વેપારીઓની ઓળખાણ કરાવે છે, તથા બીજા દેશોમાં વેપાર સંબંધી કેવી તક છે તે સંબંધી ખબર આપે છે. તે જુદા જુદા વેપારી રિપોર્ટો તથા સામયિકો પ્રગટ કરે છે. આ ખાતાની હેઠળ, આંકડાના સંશોધનની શાખા ઉઘાડવામાં આવી છે. ખાતું, લંડન, હામ્બર્ગ તથા મિલાનના ટ્રેડ કમીશ્નરની મારફત, યુરોપના વેપારી કેંદ્રોના વેપારની ખીલવણીની ખબર રાખે છે. આ ખાતાની દેખરેખ હેઠળ વેપારી પુસ્તકાલય તથા વાચનાલય પણ છે.

**ભૂગર્ભવિદ્યા ખાતું**—આ ખાતાની પ્રવૃત્તિમાં હિંદના ભૂગર્ભનો નકશો તૈયાર કરવાનો તથા હિંદના ખનીજો સંબંધી માહિતી એકત્ર કરીને તેનો પ્રચાર કરવાનો સમાવેશ થાય છે. આ ખાતાના વડા હિંદી સરકારની ખનીજ સંબંધ પ્રવૃત્તિ પર અંકુશ ધરાવે છે. હિંદી સંગ્રહસ્થાનના ભૂગર્ભ વિભાગને વ્યવસ્થિત રાખવાની તથા તેની વ્યવસ્થા કરવાની જોખમદારી આ ખાતાપર છે. ખાતું અનેક પુસ્તકો પ્રગટ કરે છે. ભૂગર્ભનો સંગ્રહ, હિંદી સંગ્રહસ્થાનના ભૂગર્ભ વિભાગમાં રાખવામાં આવેલ છે. ખાતાનું સરસ પુસ્તકાલય છે.

**ખાણખાતું**—આ ખાતું ૧૯૦૨માં અસ્તિત્વમાં આવ્યું છે. તે હિંદની ખાણના કાયદાના અમલ માટે મુખ્યત્વે જોખમદાર છે. આ ખાતાનું મુખ્ય મથક ધનબાદ ખાતે છે. દેશની ખાણો સંબંધી કેળવણી સાથે આ ખાતું નિકટનો સંબંધ ધરાવે છે.

**પેટન્ટ ઓફીસ**—'કન્ટ્રોલર ઑફ પેટન્ટસ અને ડિઝાઇન્સ' નામથી ઓળખાતા એક અધિકારી આ ખાતું ચલાવે છે. તેની ઑફીસ કલકત્તામાં છે. 'પેટન્ટ' અને 'ડિઝાઇન' રજીસ્ટર કરવા સંબંધી બધો પત્રવ્યવહાર તેની સાથે કરવાનો હોય છે.

**જકાતખાતું**—હિંદી સરકારના મહેસુલખાતા સાથે જોડાયેલ 'સેન્ટ્રલ બોર્ડ ઑફ રેવન્યુ'ની સત્તા હેઠળ આ ખાતું છે. જકાતખાતાની મુખ્ય આવક આયાત જકાતને અંગે છે.

**હિંદી સ્ટોરખાતું**—'સ્ટોર્સ પરચેઝ કમીટી'ની ભલામણને અંગે આ ખાતું ૧૯૨૨ના જાન્યુઆરીમાં અસ્તિત્વમાં આવ્યું છે. માલ ખરીદીના નિયમો મુજબ પ્રાણઘાતક દારુગોળો, અનાજની વસ્તુઓ, દવાનો સામાન, સ્ટેશનરી અને બીજી કેટલીક વસ્તુઓ સિવાય, મધ્યસ્થ સરકાર માટે તથા નાના સ્થાનિક વહીવટ માટે હિંદ તથા પરદેશખાતે, બધી વસ્તુઓ ખરીદવાનું તથા ખાતાએ ખરીદ કરેલી અથવા તો બીજાં ખાતાઓએ સીધી મંગાવેલ વસ્તુઓની તપાસણી કરવાનું આ ખાતાનું મુખ્ય કાર્ય છે.

## હિંદના વેપારનાં તથા કારખાનાનાં મુખ્ય કેંદ્રો

**કલકત્તા** : કલકત્તા શણના ઉદ્યોગનું મુખ્ય મથક હોઇ હિંદના વેપારનું અગત્યનું કેંદ્ર છે. બંગાળાની શણની બધી મિલો હુગલીના કાંઠે આવેલી છે. કલકત્તામાં કેટલીક આટાની તથા કાગળની મિલો, દિવાસળીનાં કારખાનાંઓ, દવાના કારખાનાંઓ, ચોખાની મિલો, તેલની ઘણી મિલો, બીડનાં કારખાનાં તથા ચામડાનાં કારખાનાં છે. ચાની નિકાસનું પણ કલકત્તા મોટું કેંદ્ર છે, અને સાબુ, સુગંધી પદાર્થો, એનેમલનો સામાન, કાચનો સામાન, ગેલ્વેનાઇઝ સામાન, સેલ્યુલોઇડ તથા શીંગડામાંથી બનતી વસ્તુઓ, પૂંઠાની પેટીઓ, મોટી ટોપીઓ તથા વૉટરપ્રુફ કપડાં–આ રીતે ઘણા ઉદ્યોગોનું ઉદ્ભવ સ્થાન છે. ત્યાંના

વેપારમાં કોલસાનું સ્થાન પણ મહત્ત્વનું છે. કલકત્તા, કમાવ્યા વિનાના ચામડાંની મોટી નિકાસ કરે છે. ગયા વિશ્વયુદ્ધ પછીના કાળમાં કલકત્તાના. વેપારમાં મોટા ફેરફાર થયા હતા, પરંતુ ૧૯૨૧–૨૨ થી ૧૯૨૮–૨૯ સુધી એકધારી પ્રગતિ થઇ છે. ત્યાર પછી આર્થિક મંદીને અંગે વેપાર ઓછો થઇ ગયો છે. બીજા કોઇ પણ બંદર કરતાં કલકત્તાનો વેપાર ઘણો વધારે છે. કેમકે ગંગા નદીનું તે મુખ્ય બંદર છે.

**મુંબઇ**–મુંબઇની ઔદ્યોગિક વિશિષ્ટતા ત્યાંની રૂ તથા કાપડની મિલો છે. સાથોસાથ રૂની વહેંચણી માટેનું પશ્ચિમ હિંદનું તે મુખ્ય કેંદ્ર છે. મુંબઇનો મોટો વેપાર હિંદીઓના હાથમાં છે. મિલોનો મોટો ભાગ પણ હિંદી વ્યવસ્થા હેઠળ છે. તેલીબિયાં માટે મુંબઇની બજાર બહુ અગત્યની છે. ત્યાં તેલીબિયાં પીલવાનો તથા તેને શુદ્ધ કરવાનો મોટો ઉદ્યોગ છે.

**મદ્રાસ** : હિંદની બે અદ્યતન રૂ મિલો મદ્રાસમાં હોવા છતાં ઔદ્યોગિક દૃષ્ટિએ મદ્રાસનું સ્થાન અગત્યનું નથી. મગફળી, તમાકુ અને કમાવેલ ચામડાંની નિકાસ માટેનું મદ્રાસ મુખ્ય કેન્દ્ર છે. મદ્રાસમાં ચોખા, અનાજ, કોલસો, તેલ, કાગળ તથા સ્ટેશનરીની આયાત થાય છે. મદ્રાસમાં કૃત્રિમ બંદર બંધાયા પછી વેપાર ઘણો વધ્યો છે.

**રંગૂન** : રંગૂનનો મોટો ઉદ્યોગ ચોખાની મિલોનો છે, પરંતુ સાગ, તેલ, કાચું સીસું તથા મીણનો પણ મોટો નિકાસ વેપાર છે. પરદેશોમાંથી મુખ્ય આયાત, સુતરાઉ માલ, ધાતુઓ, દારુ, ચામડાનો સામાન વિગેરેની થાય છે. રંગૂનના મોટાં કારખાના યુરોપિયનોના હાથમાં છે. કેટલાક હિંદીઓ તથા ચીનાઓના હાથમાં છે. વેપારનો મોટો ભાગ દૂર પૂર્વના દેશો સાથે છે રંગૂન લાખનાં રમકડાં તથા દેવમંદિરો (પેગોડા) માટે પ્રસિદ્ધ છે.

**કરાચી** : કરાચી ઘઉંના વેપાર માટે પ્રસિદ્ધ છે. આ વેપાર મોટે ભાગે યુરોપિયન પેઢીઓના હાથમાં છે. છતાં પારસીઓ પણ ઠીક કાબુ ધરાવે છે. પંજાબ અને સિંધના ઘઉંની વહેંચણીનું કરાચી અગત્યનું કેંદ્ર છે. કરાચીની મુખ્ય આયાત ગરમ કાપડ, લોઢું અને પોલાદ, કોલસો અને કોક વિગેરે છે. ૧૯૨૯માં હવાઇ ટપાલની શરુઆત થતાં કરાચી હિંદનું અગત્યનું હવાઇ બંદર બન્યું છે.

**કાનપુર** : દેશના અંદરના ભાગના વેપાર માટે કાનપુર બહુ જ અગત્યનું છે. તે અગત્યનું રેલવે જંકશન છે. અને મુંબઇથી ૮૭૦ માઇલ તથા કલકત્તાથી ૬૩૦ માઇલ દૂર હોવાથી, આ બન્ને બંદરોએ માંચેસ્ટરથી આવતા કાપડ, લોખંડી સામાન તથા યંત્રોની વહેંચણી માટે સગવડતાભર્યું સ્થાન ભોગવે છે. કાનપુરના કારખાનામાં ચામડાનો માલ, ગરમ તથા સુતરાઉ માલ તથા તંબુઓ મોટા પ્રમાણમાં તૈયાર થાય છે. તે હિંદના આંતરભાગમાં આવેલ કારખાનાનું મુખ્ય કેંદ્ર છે.

**દિલ્લી** : અત્યારે હિંદી સામ્રાજ્યનું મથક છે. રેલવેની નવ લાઇનનું તે જંકશન છે. ત્યાં કાંતણ તથા વણાટની મિલો ઉપરાંત કેટલીક આટાની મિલો છે. ઝવેરાત, હાથીદાંતનું કોતરકામ તથા સોનેરી રૂપેરી ભરત જેવા કળામય ઉદ્યોગો માટે તે પ્રખ્યાત છે.

**અમદાવાદ** : મુંબઇ ઇલાકાનું અતિ ઉપયોગી ઔદ્યોગિક કેંદ્ર છે. ત્યાં સુતરાઉ કાપડની ૯૯ મિલો છે. હિંદમાં સુતરાઉ કાપડ બનાવવાનું બીજું સૌથી મોટું કેંદ્ર છે.

**અમૃતસર** : પંજાબનું અગત્યનું વેપારી શહેર. ચામડાનું મોટું કામકાજ ત્યાં થાય છે. શેતરંજી તથા શાળના ઉદ્યોગો માટે પ્રખ્યાત છે.

**આગ્રા** : શેતરંજીની બનાવટ ભરતકામ તથા પથ્થરના કામ માટે પ્રખ્યાત છે.

**આસનસોલ** : અગત્યનું રેલવે જંકશન છે અને હિંદના કોલસાના ઉદ્યોગ માટેના મુખ્ય કેંદ્રો પૈકીનું એક છે.

**બેંગલોર** : મુખ્યત્વે શેતરંજીઓ, સુતરાઉ તથા ગરમ માલ તથા ચામડાની બનાવટ માટે પ્રખ્યાત છે.

**લાહોર** : પ્રાંતની ખેતીવાડીના ઉત્પન્નના વેપારનું મુખ્ય કેંદ્ર છે.

**સિયાલકોટ** : રમતગમતના સાધનો બનાવતું પંજાબનું કેંદ્ર.

**બનારસ** : કલકત્તાથી વાયવ્ય ખૂણામાં લગભગ ૪૦૦ માઇલે આવેલું શહેર. હિંદુઓનું યાત્રાધામ. રેશમી વણાટ કામ, લાખની બંગડીઓ, હાથીદાંતની વસ્તુઓ તથા પિત્તળના સામાન માટે પ્રખ્યાત છે.

**નાગપુર** : નાગપુરમાં રૂના જીન, વણાટની મિલો, મેંગેનીઝની ખાણો તથા કારખાનાઓ છે, તથા સંતરા માટે પ્રખ્યાત છે.

**મિરઝાપુર** : પિત્તળના તથા શેતરંજીના ઉદ્યોગ માટે પ્રખ્યાત છે.

**જમશેદપુર** : દક્ષિણ બિહારના જંગલોમાં છુપાયેલ છે. બિહાર અને બંગાળાના લોઢા તથા કોલસાએ જમશેદપુરમાં મોટો ઉદ્યોગ જમાવ્યો છે. જમશેદપુર પોતે આખું પોલાદનું બનેલું શહેર છે.

**મદુરા** : રેશમ તથા રૂ વણવાનું તથા રંગવાનું કેંદ્ર.

**લશ્કર** : પથ્થરની ખાણો તથા પથ્થરના કોતરકામનું અગત્યનું કેંદ્ર. બીડી માટે પણ પ્રખ્યાત છે.

**ઢાકા** : હાથવણાટ, શંખલાની બંગડીઓ તથા સોના-રૂપાના નકશીદાર કામ માટે પ્રસિદ્ધ.

**શ્રીનગર** : ભરતકામ તથા લાકડાના કોતરકામ માટે પ્રખ્યાત; ત્યાં હિંદનું મોટામાં મોટું રેશમનું કારખાનું છે.

**જયપુર** ; રજપુતાનાનું મુખ્ય વેપારી કેંદ્ર; કળામય માટીનું કામ તથા પિત્તળના સામાન માટે પ્રખ્યાત.

**મહિસુર** ; દક્ષિણ હિંદનું ઉદ્યાન શહેર. સુખડના તેલ, હાથીદાંત તથા સુખડના કોતરકામ તથા અગરબત્તી માટે પ્રખ્યાત.

**મોરાદાબાદ** : સંયુકત પ્રાંતોમાં આવેલ શહેર; પિત્તળનાં વાસણો માટે પ્રખ્યાત.

**અલિગઢ** : સંયુકત પ્રાંતોમાં આવેલ શહેર, તાળાં તથા પિત્તળના બીજા સામાન માટે તથા માખણ માટે પ્રખ્યાત; મુસ્લીમ વિદ્યાપીઠનું કેન્દ્ર.

**લુધિયાણા** : પંજાબમાં આવેલું શહેર. ગંજીફરાક, મોજાં વગેરે માટે પ્રખ્યાત.

**જબલપુર** : મધ્યપ્રાંતનું પ્રસિદ્ધ ઔદ્યોગિક કેંદ્ર. સિમેન્ટ, ચૂનો તથા માટીના વાસણો માટે પ્રખ્યાત. બંદુકોનું મોટું કારખાનું છે.

## વેપારી મંડળો (ચેમ્બર્સ ઑફ કોમર્સ)

૧ એસોસિયેટેડ ચેમ્બર્સ ઑફ કોમર્સ ઑફ ઇન્ડિયા, રૉયલ એક્સ્ચેન્જ, કલકત્તા.
૨ બેંગાલ ચેમ્બર ઑફ કોમર્સ, ૨, કલાઇવ સ્ટ્રીટ, કલકત્તા.
૩ બેંગાલ નેશનલ ચેમ્બર ઑફ કોમર્સ, ૨, રૉયલ એકસ્ચેન્જ પ્લેસ, કલકત્તા.
૪ ઇન્ડિયન ચેમ્બર ઑફ કોમર્સ, કલકત્તા.
૫ મારવાડી ચેમ્બર ઑફ કોમર્સ, કલકત્તા.
૬ મુસ્લીમ ,, ,, કલકત્તા.
૭ ચિત્તાગોંગ ,, ,, ચિત્તાગોંગ.
૮ તિપેરા ,, ,, કોમિલા.

| | |
|---|---|
| ૯ બોમ્બે ચેમ્બર ઑફ કોમર્સ | બેલાર્ડ એસ્ટેટ, મુંબઇ. |
| ૧૦ ઇન્ડિયન મર્ચન્ટસ ચેમ્બર ઑફ કોમર્સ | મુંબઈ. |
| ૧૧ મહારાષ્ટ્ર ચેમ્બર ઑફ કોમર્સ, | બેલાર્ડ એસ્ટેટ, મુંબઈ |
| ૧૨ મહારાષ્ટ્ર ચેમ્બર ઑફ કોમર્સ | લક્ષ્મીરોડ, પૂના. |
| ૧૩ મારવાડી ,, ,, ,, | મુંબઈ, |
| ૧૪ મેમણ ,, ,, ,, | મુંબઈ. |
| ૧૫ આંધ્ર ,, ,, ,, | મદ્રાસ. |
| ૧૬ મદ્રાસ ,, ,, ,, | મદ્રાસ. |
| ૧૭ સધર્ન ઇન્ડિયા ,, ,, ,, | મદ્રાસ. |
| ૧૮ કોકનાડા ,, ,, ,, | કોકનાડા |
| ૧૯ ગોદાવરી ,, ,, ,, | ગોદાવરી, કોકનાડા. |
| ૨૦ કલિકટ ,, ,, ,, | બીચરોડ, કલિકટ. |
| ૨૧ મલબાર ,, ,, ,, | કલિકટ. |
| ૨૨ ઇન્ડિયન ,, ,, ,, | કોઇમ્બતુર. |
| ૨૩ તેલિચરી ,, ,, ,, | મલબાર કોસ્ટ, તેલિચરી. |
| ૨૪ ત્રાવણકોર ,, ,, ,, | એલ્લેપ્પી, ત્રાવણકોર. |
| ૨૫ મદુરા–રામનદ ,, ,, ,, | મદુરા |
| ૨૬ ઇન્ડિયન ,, ,, ,, | તુતીકોરીન |
| ૨૭ તુતીકોરીન ,, ,, ,, | તુતીકોરીન |
| ૨૮ બાયર્સ એન્ડ શિપર્સ ચેમ્બર, | બેલાસિસ સ્ટ્રીટ, કરાચી |
| ૨૯ કરાચી ચેમ્બર ઑફ કોમર્સ, | વૂડ સ્ટ્રીટ, કરાચી. |
| ૩૦ ફેડરેશન ઑફ ઇન્ડિયન ચેમ્બર્સ ઑફ કોમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રી. | ૨૮ ફિરોજશાહ રોડ, નવી દિલ્લી. |
| ૩૧ પંજાબ ચેમ્બર ઑફ કોમર્સ. | નવી દિલ્લી. |
| ૩૨ ઇન્ડિયન ,, ,, ,, | લાહોર. |
| ૩૩ નોર્ધર્ન ઇન્ડિયા ચેમ્બર ઑફ કોમર્સ. | લાહોર |
| ૩૪ મર્ચન્ટસ ચેમ્બર ઑફ યુનાઇટેડ પ્રોવિન્સીઝ | કાનપુર |
| ૩૫ યુનાઇટેડ પ્રોવિન્સીઝ ચેમ્બર ઑફ કોમર્સ | કાનપુર |
| ૩૬ અપર ઇન્ડિયા ,, ,, ,, | કાનપુર |
| ૩૭ બિહાર ,, ,, ,, | પટણા |
| ૩૮ બિહાર ,, ,, ,, | આકોલા |
| ૩૯ કોચીન ,, ,, ,, | કોચીન |
| ૪૦ કર્ણાટક ,, ,, ,, | કર્ણાટક |
| ૪૧ ગ્વાલિયર ,, ,, ,, | ગ્વાલિયર |
| ૪૨ જામનગર ,, ,, ,, | જામનગર |
| ૪૩ માઇસોર ,, ,, ,, | બેંગલોર સીટી |

## મોટરકારની આયાત

| સાલ | ગાડીઓની કુલ સંખ્યા | સાલ | ગાડીઓની કુલ સંખ્યા | સાલ | ગાડીઓની કુલ સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧૯૨૬–૨૭ | ૧૩,૧૯૭ | ૧૯૩૧–૩૨ | ૭,૨૨૦ | ૧૯૩૬–૩૭ | ૧૨,૧૧૬ |
| ૧૯૨૭–૨૮ | ૧૫,૧૨૨ | ૧૯૩૨–૩૩ | ૬,૨૦૧ | ૧૯૩૭–૩૮ | ૧૫,૬૯૭ |
| ૧૯૨૮–૨૯ | ૧૯,૫૬૭ | ૧૯૩૩–૩૪ | ૯,૭૫૯ | ૧૯૩૮–૩૯ | ૧૧,૦૫૯ |
| ૧૯૨૯–૩૦ | ૧૭,૩૯૯ | ૧૯૩૪–૩૫ | ૧૪,૪૩૪ | ૧૯૩૯–૪૦ | ૯,૯૭૨ |
| ૧૯૩૦–૩૧ | ૧૨,૬૦૧ | ૧૯૩૫–૩૬ | ૧૨,૭૭૭ | | |

## ઓમ્નિબસો તથા બીજી ગાડીઓની આયાત

| સાલ | સંખ્યા | સાલ | સંખ્યા |
|---|---|---|---|
| ૧૯૩૭–૩૮ | ૧૫,૦૭૭ | ૧૯૩૯–૪૦ | ૧૪,૫૩૭ |
| ૧૯૩૮–૩૯ | ૭,૮૦૮ | | |

## માલની આયાત—નિકાસ

| સાલ | બ્રિટિશ સામ્રાજ્ય તથા બીજા દેશોમાંથી થયેલી આયાત રૂપિયા | બ્રિટિશ સામ્રાજ્ય તથા બીજા દેશોમાં કરવામાં આવેલી નિકાસ રૂપિયા |
|---|---|---|
| ૧૯૩૩–૩૪ | ૧૧૫,૩૫,૭૦,૧૪૪ | ૧૪૭,૨૫,૦૬,૮૨૦ |
| ૧૯૩૪–૩૫ | ૧૩૨,૨૮,૬૪,૬૫૩ | ૧૫૧,૬૬,૯૭,૪૯૭ |
| ૧૯૩૫–૩૬ | ૧૩૪,૪૨,૩૨,૩૮૫ | ૧૬૦,૫૨,૩૬,૯૯૪ |
| ૧૯૩૬–૩૭ | ૧૨૫,૨૪,૦૫,૪૨૫ | ૧૯૬,૧૨,૪૬,૨૮૬ |
| ૧૯૩૭–૩૮ | ૧૭૩,૭૮,૭૬,૦૮૯ | ૧૮૦,૯૨,૪૭,૪૨૧ |
| ૧૯૩૮–૩૯ | ૧૫૨,૩૨,૭૫,૦૦૦ | ૧૬૨,૭૯,૧૬,૦૦૦ |
| ૧૯૩૯–૪૦ | ૧૬૫,૨૯,૨૧,૦૦૦ | ૨૦૩,૯૨,૧૨,૦૦૦ |

## પરદેશ સાથેના કુલ દરિયાઈ વેપારની કિંમત

### (બ્રિટિશ હિંદ)

| | આયાત | નિકાસ |
|---|---|---|
| | (લાખ રૂ.માં) | (લાખ રૂ.માં) |
| ગત યુદ્ધ પહેલાંની સરેરાશ | ૧૯૮,૮૭ | ૨૩૨,૫૫ |
| ગત યુદ્ધ સમયની સરેરાશ | ૧૯૮,૩૨ | ૨૩૩,૧૩ |
| ગત યુદ્ધ પછીની સરેરાશ | ૩૨૦,૨૧ | ૩૧૯,૬૪ |
| | (હજાર રૂ.માં) | (હજાર રૂ.માં) |
| ૧૯૩૭–૩૮ | ૧૮૧,૯૩,૩૪ | ૨૦૯,૫૩,૦૯ |
| ૧૯૩૮–૩૯ | ૧૫૮,૭૮,૮૬ | ૧૮૫,૦૨,૬૬ |
| ૧૯૩૯–૪૦ | ૧૭૫,૬૧,૫૬ | ૨૫૬,૭૪,૬૮ |

# કુલ આયાત નિકાસ

| | (લાખ રૂ.માં) | | (હજાર રૂ.માં) |
|---|---|---|---|
| ગત યુદ્ધ પહેલાંની સરેરાશ | ૪૩૧,૪૨ | ૧૯૩૬–૩૭ | ૩,૭૫,૯૨,૩૮ |
| ગત યુદ્ધની સરેરાશ | ૪૩૧,૪૫ | ૧૯૩૭–૩૮ | ૩,૯૧,૪૬,૪૩ |
| ગત યુદ્ધ પછીની સરેરાશ | ૬૩૯,૮૫ | ૧૯૩૮–૩૯ | ૩૪૩,૮૧,૫૨ |
| | | ૧૯૩૯–૪૦ | ૪૩૨,૩૬,૨૪ |

## કયા કયા દેશો સાથે વેપાર છે ?

### આયાતના ટકા

| દેશ | ૧૯૩૮–૩૯ | ૧૯૩૯–૪૦ | ૯૪૦–૪૧ | દેશ | ૧૯૩૮–૩૯ | ૧૯૩૯–૪૦ | ૧૯૪૦–૪૧ |
|---|---|---|---|---|---|---|---|
| બ્રિટિશ સામ્રાજ્ય | ૩૦·૫ | ૨૫·૨ | ૨૨·૯ | યુનાઇટેડ સ્ટેટ્સ | | | |
| જર્મની | ૮·૫ | ૪·૦ | ૦·૧ | ( અમેરિકા ) | ૬·૪ | ૯·૦ | ૧૭·૨ |
| જાપાન | ૧૦·૧ | ૧૧·૭ | ૧૩·૭ | ફ્રાન્સ | ૦·૯ | ૦·૯ | ૦·૪ |
| | | | | નેધર્લૅન્ડઝ | ૦·૯ | ૦·૯ | ૦·૩ |

### નિકાસના ટકા

| દેશ | ૧૯૩૮–૩૯ | ૧૯૩૯–૪૦ | ૧૯૪૦–૪૧ | દેશ | ૧૯૩૮–૩૯ | ૧૯૩૯–૪૦ | ૧૯૪૦–૪૧ |
|---|---|---|---|---|---|---|---|
| બ્રિટિશ સામ્રાજ્ય | ૩૪·૩ | ૩૫·૫ | ૩૨·૯ | યુનાઇટેડ સ્ટેટ્સ | | | |
| જર્મની | ૫·૦ | ૧·૭ | ...... | ( અમેરિકા ) | ૮·૪ | ૧૨·૭ | ૧૬·૧ |
| જાપાન | ૮·૮ | ૬·૬ | ૪·૬ | ફ્રાન્સ | ૩·૬ | ૩·૭ | ૨·૩ |
| | | | | નેધર્લૅન્ડઝ | ૨·૨ | ૧·૨ | ૦·૨ |

## બ્રિટિશ હિંદનો દરિયાઈ વેપાર

| સાલ | કુલ આયાત (૧૦૦૦ રૂ.માં) | કુલ નિકાસ (૧૦૦૦ રૂ.માં) | કુલ દરિયાઈ વેપાર (૧,૦૦૦ રૂ.માં) |
|---|---|---|---|
| ૧૯૨૭–૨૮ | ૨,૯૬,૪૧,૯૨ | ૩,૩૩,૩૯,૯૮ | ૬,૨૯,૮૧,૯૦ |
| ૧૯૨૮–૨૯ | ૩,૦૦,૬૯,૨૨ | ૩.૪૫,૫૦,૩૮ | ૬,૪૬,૧૯,૬૦ |
| ૧૯૨૯–૩૦ | ૨,૭૭,૫૩,૯૪ | ૩,૨૪,૧૩,૩૦ | ૬,૦૧,૬૭,૨૪ |
| ૧૯૩૦–૩૧ | ૧,૯૯,૯૨,૬૦ | ૨,૩૦,૫૦,૨૯ | ૪,૩૦,૪૨૮૯ |
| ૧૯૩૧–૩૨ | ૧,૩૭,૯૧,૦૯ | ૨,૨૭,૧૩,૦૭ | ૩,૬૫,૦૪,૧૬ |
| ૧૯૩૨–૩૩ | ૧,૩૮,૦૮,૮૯ | ૨,૦૬,૫૯,૪૯ | ૩,૪૪,૬૦,૩૮ |
| ૧૯૩૩–૩૪ | ૧,૧૯,૨૬,૬૦ | ૨,૧૬,૭૩,૭૯ | ૩,૩૬,૦૦,૩૯ |
| ૧૯૩૪–૩૫ | ૧,૩૯,૭૭,૪૨ | ૨,૧૯,૦૦,૧૮ | ૩,૫૮,૭૭,૬૦ |
| ૧૯૩૫–૩૬ | ૧,૪૪,૨૧,૨૫ | ૨,૧૦,૨૬,૫૬ | ૩,૫૪,૪૭,૮૩ |
| ૧૯૩૬–૩૭ | ૧,૪૩,૨૩,૦૩ | ૨,૩૨,૬૯,૩૫ | ૩,૭૫,૯૨,૩૮ |
| ૧૯૩૭–૩૮ | ૧,૮૧,૯૩,૩૪ | ૨,૦૯,૫૩,૦૯ | ૩,૯૧,૪૬,૪૩ |
| ૧૯૩૮–૩૯ | ૧,૫૮,૭૯,૬૮ | ૧,૮૫,૦૨,૬૬ | ૩,૪૩,૭૮,૩૪ |
| ૧૯૩૯–૪૦ | ૧,૭૫,૬૦,૫૫ | ૨,૫૬,૭૪,૬૮ | ૪,૩૨,૩૫,૨૩ |

## હિંદનો કાંઠાનો વેપાર

| સાલ | (હજાર રૂપિયામાં) | સાલ | (હજાર રૂપિયામાં) |
|---|---|---|---|
| ૧૯૨૮–૨૯ | ૨,૦૯,૨૯,૩૧ | ૧૯૩૪–૩૫ | ૧,૬૭,૩૩,૯૨ |
| ૧૯૨૯–૩૦ | ૨,૩૦,૨૫,૩૯ | ૧૯૩૫–૩૬ | ૧,૬૧,૮૪,૫૯ |
| ૧૯૩૦–૩૧ | ૧,૭૪,૧૬,૦૬ | ૧૯૩૬–૩૭ | ૧,૬૫,૪૮,૮૮ |
| ૧૯૩૧–૩૨ | ૧,૭૫,૬૪,૬૫ | ૧૯૩૭–૩૮ | ૮૭,૦૨,૮૬ |
| ૧૯૩૨–૩૩ | ૧,૫૩,૪૬,૪૧ | ૧૯૩૮–૩૯ | ૮૦,૨૪,૫૮ |
| ૧૯૩૩–૩૪ | ૧,૪૨,૦૩,૬૫ | ૧૯૩૯–૪૦ | ૭૩,૮૯,૯૧ |

## યુનાઇટેડ કિંગ્ડમમાંથી થયેલ આયાત–નિકાસ

| સાલ | આયાત (લાખ રૂપિયામાં) | નિકાસ (લાખ રૂપિયામાં) | સાલ | આયાત (લાખ રૂપિયામાં) | નિકાસ (લાખ રૂપિયામાં) |
|---|---|---|---|---|---|
| ૧૯૩૨–૩૩ | ૪૮,૮૦ | ૩૪,૮૧ | ૧૯૩૬–૩૭ | ૪૩,૯૬ | ૬૦,૪૦ |
| ૧૯૩૩–૩૪ | ૪૭,૫૯ | ૪૩,૬૦ | ૧૯૩૭–૩૮ | ૫૧,૯૬ | ૬૪,૪૩ |
| ૧૯૩૪–૩૫ | ૫૩,૭૩ | ૪૮,૯૮ | ૧૯૩૮–૩૯ | ૪૬,૭૩ | ૫૪,૯૩ |
| ૧૯૩૫–૩૬ | ૪૪,૭૭ | ૪૬,૦૬ | ૧૯૩૯–૪૦ | ૪૧,૬૨ | ૭૪,૮૭ |

## જાપાનમાંથી થયેલ આયાત–નિકાસ

| સાલ | આયાત (લાખ રૂ.માં) | નિકાસ (લાખ રૂ.માં) | સાલ | આયાત (લાખ રૂ.માં) | નિકાસ (લાખ રૂ.માં) |
|---|---|---|---|---|---|
| ૧૯૧૩–૧૪ | ૪,૭૮ | ૨૨,૬૯ | ૧૯૩૬–૩૭ | ૧૮,૮૯ | ૨૮,૦૫ |
| ૧૯૩૩–૩૪ | ૧૬,૩૬ | ૧૩,૬૩ | ૧૯૩૭–૩૮ | ૨૨,૧૯ | ૧૮,૫૧ |
| ૧૯૩૪–૩૫ | ૨૦,૮૦ | ૨૪,૮૧ | ૧૯૩૮–૩૯ | ૧૫,૦૦ | ૧૫,૦૦ |
| ૧૯૩૫–૩૬ | ૧૯,૪૮ | ૨૦,૫૪ | ૧૯૩૯–૪૦ | ૧૯,૨૯ | ૧૪,૧૬ |

## પરદેશ સાથેનો દરિયાઇ વેપાર

| સાલ | આયાત વેપારની વસ્તુઓ (રૂ.માં) | હીરા-મોતી વગેરે કીંમતી વસ્તુઓ (રૂ.માં.) |
|---|---|---|
| ૧૯૩૧–૩૨ | ૧,૩૦,૬૪,૨૮,૫૦૬ | ૭,૨૬,૮૦,૮૨૫ |
| ૧૯૩૨–૩૩ | ૧,૩૫,૦૧,૭૬,૦૫૪ | ૨,૯૯,૧૩,૧૮૮ |
| ૧૯૩૩–૩૪ | ૧,૧૭,૩૦,૪૫,૪૨૨ | ૧,૯૬,૧૫,૨૧૫ |
| ૧૯૩૪–૩૫ | ૧,૩૪,૫૮,૭૩,૨૭૭ | ૫,૧૯,૧૭,૧૬૫ |
| ૧૯૩૫–૩૬ | ૧,૩૬,૭૭,૬૮,૨૩૭ | ૭,૪૪,૮૮,૫૬૯ |
| ૧૯૩૬–૩૭ | ૨,૦૨,૩૮,૦૦,૦૦૦ | ૩૦,૦૦,૦૦,૦૦૦ |
| ૧૯૩૭–૩૮ | ૧૮,૯૨,૦૦,૦૦૦ | ૧૮,૯૫,૦૦,૦૦૦ |
| ૧૯૩૮–૩૯ | ૧,૫૧,૭૯,૦૦,૦૦૦ | ૧૩,૬૪,૦૦,૦૦૦ |
| ૧૯૩૯–૪૦ | ૧,૬૪,૭૫,૦૦,૦૦૦ | ૩૫,૦૧,૦૦,૦૦૦ |

## નિકાસ અને પુનર્નિકાસ

| સાલ | વેપારની વસ્તુઓ (રૂ.માં) | હીરા-મોતી વિગેરે કીમતી વસ્તુઓ (રૂ.માં) |
|---|---|---|
| ૧૯૩૧-૩૨ | ૧,૬૧,૨૦,૨૨,૩૨૫ | ૬૫,૯૨,૮૫,૨૬૫ |
| ૧૯૩૨-૩૩ | ૧,૩૫,૯૩,૩૪,૧૦૯ | ૭૦,૬૬,૧૫,૫૨૮ |
| ૧૯૩૩-૩૪ | ૧,૫૧,૧૭,૧૫,૨૦૯ | ૬૫,૫૬,૬૩,૯૦૮ |
| ૧૯૩૪-૩૫ | ૧,૫૫,૪૯,૭૧,૬૪૪ | ૬૩,૫૦,૪૬,૧૩૯ |
| ૧૯૩૫-૩૬ | ૧,૬૪,૫૯,૪૯,૫૧૩ | ૪૫,૬૬,૮૮,૧૪૭ |
| ૧૯૩૬-૩૭ | ૧,૨૫,૨૪,૦૦,૦૦૦ | ૧૫,૫૧,૦૦,૦૦૦ |
| ૧૯૩૭-૩૮ | ૧,૭૩,૭૦,૯૦,૦૦૦ | ૪,૫૯,૦૦,૦૦૦ |
| ૧૯૩૮-૩૯ | ૧,૬૯,૨૧,૦૦,૦૦૦ | ૧,૭૫,૦૦,૦૦૦ |
| ૧૯૩૯-૪૦ | ૧,૩૫,૯૫,૦૦,૦૦૦ | ૨,૫૪,૦૦,૦૦૦ |

## હિંદમાં થયેલ પીણાંની આયાત

| સાલ | રૂપિયા | સાલ | રૂપિયા | સાલ | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૧-૩૨ | ૧,૮૦,૧૦,૦૩૮ | ૧૯૩૫-૩૬ | ૨,૨૦,૧૬,૦૦૦ | ૧૯૩૯-૪૦ | ૨,૧૯,૧૫,૦૦૦ |
| ૧૯૩૨-૩૩ | ૧,૮૦,૦૦,૦૮૦ | ૧૯૩૬-૩૭ | ૨,૧૪,૬૪,૦૦૦ | ૧૯૪૦-૪૧ | ૨,૦૦,૩૭,૦૦૦ |
| ૧૯૩૩-૩૪ | ૧,૭૯,૩૦,૨૨૫ | ૧૯૩૭-૩૮ | ૨,૩૦,૩૪,૦૦૦ | | |
| ૧૯૩૪-૩૫ | ૧,૮૫,૮૭,૭૭૪ | ૧૯૩૮-૩૯ | ૨,૨૧,૦૦,૦૦૦ | | |

## તમાકુની આયાત

| સાલ | રૂપિયા | સાલ | રૂપિયા | સાલ | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧૯૩૧-૩૨ | ૯૪,૩૪,૩૫૪ | ૧૯૩૫-૩૬ | ૬૧,૫૬,૦૫૨ | ૧૯૩૯-૪૦ | ૧,૧૬,૯૯,૦૦૦ |
| ૧૯૩૨-૩૩ | ૯૬,૯૩,૫૯૬ | ૧૯૩૬-૩૭ | ૮૩,૧૧,૦૦૦ | ૧૯૪૦-૪૧ | ૧,૩૩,૯૫,૦૦૦ |
| ૧૯૩૩-૩૪ | ૭૨,૧૪,૬૨૧ | ૧૯૩૭-૩૮ | ૮૫,૪૮,૦૦૦ | | |
| ૧૯૩૪-૩૫ | ૬૧,૮૨,૪૩૦ | ૧૯૩૮-૩૯ | ૧,૦૪,૫૫,૦૦૨ | | |

## ૧૯૪૧ની વસ્તીગણુતરી

વસ્તીગણુતરીની કલ્પના પ્રાચીન હિંદમાં નવી નહોતી. મૌર્ય સામ્રાજ્યમાં વસ્તી ગણુતરીનું કાર્ય નિયમિતપણે ચાલતું હતું, પણ ઇસ્ટઇન્ડિયા કંપનીને હિંદના પોતાના મુલકમાં વસ્તી ગણુતરી કરવાનો વિચાર ૧૮૪૯માં આવ્યો અને મદ્રાસ સરકારે તે વિચાર પહેલવહેલો અમલમાં મૂક્યો.

હિંદમાં પહેલવહેલી નિયમિત વસ્તી ગણુતરી ૧૮૭૧ના શિયાળામાં કરવામાં આવી હતી. ત્યારપછી દર દશ વર્ષે વસ્તી ગણુતરી કરવામાં આવી છે. ૧૮૮૧, ૧૮૯૧, ૧૯૦૧, ૧૯૧૧, ૧૯૨૧, ૧૯૩૧, ૧૯૪૧.

જુદાજુદા દશકામાં વસ્તી વધવાનું પ્રમાણ સરખું નહોતું. જો વસ્તી ગણુત્રીનો આપણે ' ગ્રાફ ' દોરીએ તો ' ગ્રાફ 'ની લીટી ઉંચી જશે તથા નીચી પડશે. તેમ છતાં વસ્તી તો વધ્યા જ કરતી હતી. આગળ આવતાં આંકડાઓથી તે સ્પષ્ટ થશે.

હિંદની વસ્તીના વધારાનો આધાર માત્ર જન્મમરણના પ્રમાણ પર જ રહેતો નથી, પણ દુકાળ તથા રોગચાળા જેવા અસાધારણ કારણો પર પણ તે આધાર રાખે છે. ઈ. સ. ૧૮૮૧માં વસ્તીગણતરીના એક કમિશ્નરે લખ્યું હતું કે "જ્યારે ખાવાના સાંસાં પડતા હોય ત્યારે જન્મ પ્રમાણ ઓછું હોવાનો ખુશીથી સ્વીકાર થઇ શકે."

છેલ્લા અઢાર વર્ષ દરમિયાન હિંદ દુકાળ તથા મોટા રોગોમાંથી મુક્ત રહ્યું છે અને ૧૯૨૧-૩૧ના દશકામાં વસતીમાં દશ ટકાનો વધારો થયો હતો. તાજેતરની સરકારી જાહેરાતના જણાવ્યા પ્રમાણે ૧૯૪૧ના વર્ષમાં પૂરા થતા દશકામાં વધારો પંદર ટકા થયો છે. છેલ્લા સાઠ વર્ષમાં આવો મોટો વધારો થયો નથી.

૧૯૩૧-૪૧ ના દશકામાં આટલો મોટો વધારો થવાનું કારણ ગણતરીની પ્રથામાં થયેલ ફેરફારને અંગે પણ છે. એકી સાથે એક દિવસે ગણતરી કરવાની પ્રથાનો આ વખતે ત્યાગ કરવામાં આવ્યો હતો. ૧૯૪૧ ની હિંદની વસ્તી ગણતરી માટે નીમાયેલા કમિશ્નર મી. યીટસ કહે છે કે 'હિંદની પરિસ્થિતિમાં એકી સાથે ગણતરી કરવાના કાર્યમાં સિદ્ધાંતનો ભોગ અપાતો હતો.' પણ મોટે ભાગે આ વધારો, વસ્તીમાં થયેલ ખરા વધારાને આભારી છે.

૧૮૭૨-૧૯૩૧ ના ગાળાના ૫૯ વર્ષો દરમિયાન હિંદની વસ્તી ૩૧ ટકા વધી હતી. અથવા ગોળ આંકડામાં કહીએ તો ૬ કરોડ ૩૦ લાખ વધી હતી. પરંતુ ૧૯૩૧-૪૧ના દશકામાં થયેલ વધારો તો હિંદે કદી ન અનુભવેલ વધારો છે. દશ વર્ષમાં ૧૫ ટકાનો વધારો ખરેખર ચમકાવે તેવો છે, પણ તે ટકાને અંગે થયેલ દેશની વસ્તીમાં ૫ કરોડનો વધારો જોઇએ છીએ ત્યારે આપણને વધારે આશ્ચર્ય થાય છે. ફ્રાન્સની વસ્તી કરતાં એક કરોડનો વધારો અથવા તો સ્પેન કે પોલાંડની વસ્તી કરતાં કયાંય મોટો આ વધારો છે.

સમગ્ર ક્ષેત્રફળની દષ્ટિએ વસ્તીની ગીચતા એક ચોરસ માઇલે ૧૯૬ માણસોની ગણવામાં આવી છે. આ વખતે-૧૯૪૧માં-આ ગીચતા ૨૪૬ મનુષ્યોની થઇ છે. પરંતુ આ આંકડાને બહુ મહત્ત્વ આપવાની આવશ્યકતા નથી; કેમકે 'ગીચતા'માં ફેરફાર થયા જ કરે છે. બલુચિસ્તાનમાં ઓછામાં ઓછી ગીચતા દર ચોરસ માઈલે ૬·૫ મનુષ્યોની તથા દક્ષિણ પશ્ચિમ કાંઠા (કોચીન વિગેરે)ના ગ્રામ્યવિસ્તારોમાં દર ચોરસ માઇલે ૪,૦૦૦નો આંકડો આવે છે. સામાન્યતઃ એમ કહી શકાય કે વસ્તીની ગીચતાનો ફેરફાર વરસાદના આંકડા સાથે સંબંધ ધરાવે છે. ખૂબ ગીચ વસ્તીવાળા પ્રદેશો-જેવા કે કોચીન, પૂર્વ બંગાલ, સંયુકત પ્રાંતનો વાયવ્ય ખૂણો, અને બિહાર-માં, આસામ અને બર્માને બાદ કરતાં સરેરાશ ભારે વરસાદ પડે છે: આસામમાં જંગલો તથા ટેકરીઓ પુષ્કળ હોઇ, ક્ષેત્રફળના પ્રમાણમાં ત્યાં વસ્તી ઓછી છે.

ઉપર જણાવેલ પંદર ટકાનો વધારો, હિંદની વસ્તી ગણતરીમાં રેકર્ડ જેવો છે. પશ્ચિમ યુરોપમાં વધારાનું પ્રમાણ અત્યારે ઓછું છે. દાખલા તરીકે સ્વીડનને લઇએ. પહેલા વિશ્વવિગ્રહના પરિણામે ત્યાંના આંકડામાં નહિવત્ અસર થયેલી છે. ત્યાં થયેલ વધારો લગભગ ૩ ટકા છે, ત્યારે હિંદનો છેલ્લા દશકામાં ૧૧ ટકા તથા ચાલુ દશકામાં ૧૫ ટકા છે. પરંતુ એ ભૂલવું ન જોઇએ કે જગતના બીજા ભાગોમાં-દાખલા તરીકે પૂર્વ યુરોપમાં-વધારાનું પ્રમાણ ખૂબ મોટું છે, અને પૂર્વના દેશોમાં પણ હિંદમાં નોંધાયેલ વધારા જેવો વધારો અપવાદરૂપ નથી. ડચ ઇસ્ટ ઇન્ડીઝના બહારના ટાપુમાં થયેલ વધારો ૨૬ ટકાથી ઓછો નથી, ત્યારે જાવાનો તથા લંકાનો વધારો અનુક્રમે ૨૦ તથા ૧૮ ટકાનો છે.

પરદેશો સાથે સરખામણી કર્યા પછી આપણે હિંદની વસ્તીના આંકડાની વિગતોમાં ઉતરીએ. ૧૯૪૧ની વસ્તી ગણતરીમાં આપણને ખાસ જણાય છે કે બ્રિટિશ હિંદની સરખામણીમાં દેશી રાજ્યોની

વસ્તી ખૂબ વધતી હતી, તેમાં પીછેહઠ આવી ગઇ છે. ૧૯૨૧-૩૧ના દશકામાં બ્રિટિશ હિંદમાં થયેલ વધારો ૧૨.૯ ટકા હતો. ચાલુ દશકામાં બ્રિટિશ હિંદની વસ્તી ૧૫.૨ ટકા વધી, ત્યારે રાજ્યો અને એજન્સીની ૧૪.૩ ટકા વધી છે.

દેખીતી રીતે જ આવડી મોટી (૩૮૮,૦૦૦,૦૦૦)ની વસ્તીમાં પાંચ કરોડનો થયેલ વધારો આપણને ઘડીભર વિચારમાં નાંખી દે છે. આ પ્રકારનાં પુસ્તકમાં આપણે તે વિસ્તારથી ચર્ચી શકીએ નહિ. હિંદની વસ્તીના પ્રશ્ન પરના લેખકોએ ખાસ કરીને ખોરાકના ઉત્પાદનપર પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું છે. તેઓની એવી દલીલ છે કે, હિંદની વસ્તી અત્યારે જ ભૂખમરાની સ્થિતિમાં જીવી રહી છે. તેમાં વધારો થતાં ખોરાક પૂરો નહિ પડવાનું પરિણામ આવશે. પરંતુ તાજેતરનો અનુભવ આ વાતને શંકાસ્પદ બનાવે છે. ખોરાકની વસ્તુઓમાં આવેલ મંદી,* તથા ખેડૂતોને પોતાનું ઉત્પાદન વેચવામાં આવતી મુશ્કેલી બતાવી આપે છે કે ખોરાકની તંગીનો ભય, ગંભીર પ્રશ્ન નથી. સંભવિત છે કે ઓછા ઉત્પાદનના કાયદાને અંગે આપણે ધારીએ છીએ તે કરતાં આ પ્રશ્નનો આપણે વહેલો સામનો કરવો પડશે. વળી એ વસ્તુ પણ ભૂલાવી ન જોઇએ કે 'વધારેમાં વધારે શકય વસ્તી' વધારેમાં વધારે 'ઇચ્છનીય વસ્તી' નથી. હિંદની વસ્તીના ૭૩ ટકા તો ખેતીપર નિર્ભર છે. ખેતીના ધંધો મર્યાદિત છે. યુરોપમાં એવી ગણતરી કરવામાં આવી છે કે ખેતીવાડીને અંગે દર ચોરસ માઇલે ૨૫૦ મનુષ્યોનું ગુજરાન ચાલી શકે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં આ પ્રમાણ કંઇક વધારે ગણવામાં આવ્યું છે. વેસ્ટ ઇન્ડીઝમાં આવેલ પોર્ટોરિકોના ટાપુમાં એક ચોરસ માઇલે ૪૦૦ મનુષ્યોનું ગુજરાન ચાલે છે, કેમકે ત્યાંની વસ્તીનો મોટો ભાગ ખેડૂતોનો જ છે. અત્યારે હિંદની વસ્તીની ગીચતા દર ચોરસ માઇલે ૨૪૬ મનુષ્યોની છે. એટલે કાં તો આપણે નિર્ણિત મર્યાદાએ પહોંચી ગયા છીએ અથવા તો નજીકના ભવિષ્યમાં પહોંચવાની તૈયારીમાં છીએ. દેશની વસ્તીના પ્રશ્નની ચર્ચા કરનારા આર્થિક શાસ્ત્રીઓ, આંકડાશાસ્ત્રીઓ તથા ડૉકટરોનો મત એવો છે કે, અતિ ઝડપથી વધતી જતી વસ્તીને ખોરાક પૂરો પાડવા માટે તથા જીવનના નીચા ધોરણને વધારે પડતું નીચું થતું અટકાવવા માટે, દેશનું ઝડપી ઉદ્યોગીકરણ કરવું જોઇએ. ખેડૂતો પાસે વિશાળ પાયાપર ખેતી કરાવવી જોઇએ, અને વધતી વસ્તી અટકાવવા માટે સંતતિનિયમનનાં સાધનોનો બહોળો પ્રચાર થવો જોઇએ.

બીજા ગીચ વસ્તીવાળા દેશો તથા ભૂતકાળના સામ્રાજ્યો સાથે હિંદની વસ્તી ગણતરીની સરખામણી રસદાયક થઇ પડશે. અમુક ચોક્કસ વખતને આંકડા લાગુ પાડવા માટે આપણે ૧૯૩૧ના આંકડા લેશું તો ઠીક પડશે. એકલા હિંદની વસ્તી ૧૯૩૧માં ૩૩ કરોડ ૮૦ લાખ હતી. તે વખતે યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા)ની વસ્તી ૧૨ કરોડ ૫૦ લાખ, રશિયાની ૧૪ કરોડ ૭૦ લાખ, ચીનની, પ્રો. વિલિયનની તાજેતરની ગણતરી પ્રમાણે ૩૪ કરોડ ૨૦ લાખ અને રશિયાને બાદ કરતાં આખા યુરોપની વસ્તી ૩૭ કરોડ ૫૦ લાખની હતી. આખા જગતમાં દર પાંચમો મનુષ્ય હિંદી હોય છે. ચીનને બાદ કરતાં આખા જગતમાં હિંદ સૌથી વધારે વસ્તીવાળો દેશ છે. હિંદના વિસ્તાર અને વસ્તીની જગતના ઇતિહાસના મહાન સામ્રાજ્યો સાથે સરખામણી કરતાં, આ પ્રશ્નપર વેધક પ્રકાશ પડે છે. રોમન સામ્રાજ્ય સાથે હિંદની વિલક્ષણતા બતાવતાં બ્રાઇસ ૧૯૧૪માં લખે છે કે—રોમન સામ્રાજ્ય જ્યારે સમૃદ્ધિની ટોચે હતું (જ્યારે ડાસિયા તથા તે વખતે કેલેડોનિયા કહેવાતો અને અત્યારે સ્કૉટલંડ કહેવાય છે તેનો દક્ષિણ ભાગ તેના કબજામાં હતા) ત્યારે તેનો વિસ્તાર લગભગ ૨,૫૦૦,૦૦૦ ચોરસ માઇલનો હતો. તે વિસ્તારની વસ્તી અત્યારે લગભગ ૨૧ કરોડની છે. પ્રાચીન સમયમાં તે વસ્તી કેટલી હતી તેનું અનુમાન કરવાનું

* અનાજના ભાવમાં આવેલ ગજબનાક ઉછાળા પહેલાં આ લખાયું છે.

પણ કંઇ સાધન આપણી પાસે નથી, પણ તે અત્યારની વસ્તી કરતાં ઘણી ઓછી, લગભગ ૧૦ કરોડ હોવી જોઇએ; કારણ કે એશિયામાઇનર અને ટ્યુનિશિયાના ભાગ જેવા મોટા પ્રદેશો જો કે અત્યારે લગભગ ઉજ્જડ જેવા છે, ત્યાં તે વખતે ઉદ્યોગોને અંગે ખૂબ ગીચ વસ્તી હતી. ફ્રાન્સ અને ઈંગ્લંડની વસ્તીના વધારાએ આ ઘટાડાનો ખંગ વાળી દીધો છે. સોળમા અને સત્તરમા સૈકામાં અમેરિકાના સ્પેનિશ સામ્રાજ્યનો વિસ્તાર આથી પણ વધારે હતો પરંતુ રોમન સામ્રાજ્ય અથવા હિંદની વસ્તીની સરખામણીમાં સ્પેનિશ અમેરિકાની વસ્તી ઘણી જ ઓછી હતી.

પ્રાચીન સમયમાં હિંદની વસ્તી કેટલી હતી તેની આપણને ખબર નથી. ઐતિહાસિક સમયમાં હિંદની વસ્તી ગીચ હતી તે તો જાણીતી વાત છે. મી. ડબલ્યુ. એચ. મોર્લેન્ડ પોતાના પુસ્તક 'અકબરના મૃત્યુ સમયે હિંદ'માં તે વખતની વસ્તીનો અડસટ્ટો આપે છે. તે કહે છે કે, 'સમકાલીન લેખકોએ વર્ણવેલ પ્રવૃત્તિઓ ચલાવવા માટે હિંદમાં ઓછામાં ઓછા લગભગ દશ કરોડ મનુષ્યો હોવા જોઇએ.' તેને એમ જણાય છે કે તે સમયના આંકડા પ્રમાણે મુલતાનથી મોંઘીર સુધીના ઉત્તરના મેદાનોની વસ્તી ૩ કરોડથી વધારે અને ૪ કરોડથી સહેજ ઓછી હોવી જોઇએ. દક્ષિણના પાંચ રાજ્યોની તથા વિજયનગરના સામ્રાજ્યની એકંદર વસ્તી ત્રણ કરોડની—અત્યારની વસ્તી કરતાં અર્ધાથી ઓછી—હતી. મોર્લેન્ડ લખે છે કે, તે વખતની મળતી માહિતી પરથી, મને એમ લાગે છે કે, દક્ષિણના પરદેશોની વસ્તી ઓછામાં ઓછી ત્રણ કરોડની, સંભવ છે કે તેથી વધારે હતી.

જો કે મોર્લેન્ડનો અડસટ્ટો ઇ. સ. ૧૬૦૦ આસપાસની હિંદની વસ્તીનો આપણને ખ્યાલ આપે છે છતાં છેવટે તો તે કાચો અડસટ્ટો જ છે. મુલ્તાન અને મોંઘીર વચ્ચેના ઉત્તર હિંદની વસ્તીની ગણતરી કરવાની તેની રીત આ છે. ખેડાયેલ જમીનના એકરને દર એકર ખેડવા માટે જોઇતા મનુષ્યોની સંખ્યાથી ગુણતાં જે સંખ્યા આવે તે વસ્તી. આ રીત કેટલીક ટીકા માગી લે છે. પરંતુ દક્ષિણ હિંદની વસ્તીની ગણતરી, ૧૫૬૫ની તાલિકોટાની લડાઇ વખતે સામસામા લશ્કરની સંખ્યાપરથી તેણે કરી હતી. તેમાં અતિશયોક્તિ પણ ખૂબ કરવામાં આવી હતી, એટલે ઉત્તર હિંદની તેણે કરેલ ગણતરી વધારે વિશ્વાસ-પાત્ર છે. સીર-મુતખરિન તથા હેરોડોટસનાં પુસ્તકો એવું સૂચન કરે છે કે પૂર્વના લશ્કરોની કહેવાતી સંખ્યાનો પુરાવા તરીકે ઉપયોગ થઇ શકે નહિ; કેમકે તેમાં અતિશયોક્તિનું પ્રમાણ ૯૫ ટકા સુધીનું પણ હોય.

## વસ્તી ગણતરીનું ખર્ચ

એમ કહેવામાં આવે છે કે હિંદની વસ્તીગણતરીનું ખર્ચ જગતની વસ્તીના પ્રમાણમાં ઓછામાં ઓછું છે અને તે વાત સાચી છે. ૧૮૯૧માં આ સંબંધી કુલ ખર્ચ રૂ. ૨૫,૯૭,૧૬૧ થયું હતું. તે વસ્તીના દર હજારે ૧૦.૮૧ રૂ. હતું. ૧૯૨૧માં ખર્ચનો આંકડો ચાળીસ લાખ રૂપિયા લગભગનો હતો. જે વસ્તીના દર હજારે ૧૪ રૂ. આવતું હતું. ૧૯૩૧માં દર હજારે ખર્ચ ૧૨.૮ રૂ. હતું. કુલ ખર્ચ ૪૮,૭૬,૦૦૦ રૂ. થયું હતું. ૧૯૪૧માં ખર્ચનો અડસટ્ટો પચાસ લાખ રૂપિયાનો ગણવામાં આવ્યો છે. ઇંગ્લંડમાં વસ્તી ગણતરીનું ખર્ચ ઘણું વધારે આવે છે. ૧૯૨૧માં સરેરાશ ખર્ચ ૯ પૌ. ૫ શિ. ૬ પે. અથવા દર હજારે ૧૨૪ રૂ.નું થયું હતું.

આગલી વસ્તી ગણતરીમાં આખા હિંદમાં વીસ લાખથી વધારે ગણતરીદારોની જરૂર પડતી હતી. પણ ૧૯૪૧માં ગણતરીની પ્રથામાં ફેરફાર કરી આ સંખ્યા ૧૫ લાખની કરી નાખવામાં આવી હતી. પરંતુ સખત કરકસર છતાં ૪૭૦ ટન કાગળ તેમાં વપરાયો હતો.

## વિઘ્નો

હિંદની વસ્તી ગણતરીના ઇતિહાસમાં, રોગચાળો, દુકાળ, યુદ્ધ તથા અસહકારની હિલચાલ વિઘ્નરૂપ થઇ પડેલ હતાં. ૧૮૭૬–૭૮ના કારમા દુકાળે ૧૮૮૧ની વસ્તી ગણતરીમાં ઠીક મુશ્કેલી ઉપસ્થિત કરી હતી. ૧૯૧૧ની પહેલાના દશકામાં આખા હિંદમાં મરકી ફાટી નીકળી હતી. અને મોટા પ્રમાણમાં મનુષ્યોની જીવહાનિ થઇ હતી. ત્યાર પછીના દશકામાં, છેલ્લું મહાયુદ્ધ, ઇન્ફ્લ્યુએન્ઝાનો ભયંકર રોગચાળો અને અસહકારની હિલચાલ મુખ્ય અડચણરૂપ હતાં. ૧૯૩૧ની વસ્તી ગણતરી સાથે જ અસહકારનું બીજું મોજું ફરી વળ્યું હતું. બંગાળાના હિંદુઓએ આ વસ્તી ગણતરીનો બહિષ્કાર કર્યો હતો અને તેથી ગણતરીદારોને અટકળ કર્યા સિવાય બીજો રસ્તો ન હતો.

જો કે ૧૯૪૧ની વસ્તી ગણતરીને જાહેર તરફથી સંપૂર્ણ સહાનુભૂતિ મળી હતી, છતાં આગલી વસ્તી ગણતરીની માફક, બીજા વિશ્વયુદ્ધને અંગે તથા બંગાળાના કોમી કલહને અંગે તેમાં પણ થોડી અડચણ ઉપસ્થિત થઇ હતી.

## હિંદુસ્તાન

છેલ્લા દશ વર્ષમાં હિંદની વસ્તી ગણતરીમાં પાંચ કરોડનો ઉમેરો થતાં, અત્યારે વસતી લગભગ ૩૮૮,૦૦૦,૦૦૦ની છે. આ આંકડા છેલ્લા છે, અને વસ્તી ગણતરીના તજજ્ઞોના અડસટ્ટાની સાથે બંધ બેસતા આવે છે. બ્રિટિશ હિંદની વસ્તી ૨૯૬,૦૦૦,૦૦૦ છે. બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યો વચ્ચેનું આગલું ૩·૧નું પ્રમાણ જળવાઇ રહ્યું છે. ૧૯૩૧ ની વસ્તી ગણતરીમાં લગભગ ૧૦$\frac{૧}{૨}$ ટકાનો વધારો થયો હતો, ત્યારે ૧૯૪૧માં ૧૫ ટકાનો વધારો થયો છે. ૧૯૩૧ ની વસ્તી ગણતરી પહેલાં જેમ બર્માનો સમાવેશ કરવામાં આવતો તેમ આ વખતે પણ કરવામાં આવ્યો હોત તો આંકડો ૪૦૦,૦૦૦,૦૦૦ થી વધી જાત. ચીનની વસ્તી ગણતરી કરતાં ફક્ત બે કરોડ જ ઓછી વસ્તી થાત.

છેલ્લા પચાસ વર્ષમાં હિંદની વસ્તી ૧૦૦,૦૦૦,૦૦૦ની વધી છે. ૧૮૯૧માં વસ્તી ૨૮૭,૩૦૦,૦૦૦ વસ્તી હતી. આજે ૩૮૮,૦૦૦,૦૦૦ છે. ૧૯૩૧–૪૧ દરમિયાન થયેલ પાંચ કરોડનો વધારો છેલ્લા પચાસ વર્ષના દશકામાં ન થયેલ વધારા જેટલો છે. ૧૯૨૧–૩૧નો વધારો ૩૪,૦૦૦,૦૦૦ હતો, પણ તેમાં બર્માનો સમાવેશ થઈ જતો હતો.

બ્રિટિશ હિંદમાં કુલ જમીન ૬૬૭,૦૦૦,૦૦૦ એકર છે. તેમાં ફક્ત ૨૩૨,૦૦૦,૦૦૦ એકરમાં ખેતી થાય છે અને પાક વાવવામાં આવે છે, અમુક લાખ એકર ન ખેડી શકાય તેવી છે, ૧૫૪,૦૦૦,૦૦૦ એકર ખેડી શકાય તેવા હોવા છતાં અણખેડાયેલ પડી રહે છે ૧૪૫,૦૦૦,૦૦૦ એકર 'ન મળી શકે' તેવી છે અને ૮૯,૦૦૦,૦૦૦ એકરમાં જંગલો છે. જો બધી, ૬૬૭,૦૦૦,૦૦૦ એકર જમીન મળી શકતી હોય તો પણ વસ્તીના માથા દીઠ ૨·૪૪ એકર જમીન આવે. પરંતુ ખેડાયેલ અને વાવેતર કરેલ, ન ખેડી શકાય તેવી અને ખેડી શકાય તેવી હોવા છતાં અણખેડાયેલ જમીનની ગણતરી કરીએ તો ૪૮૧,૦૦૦,૦૦૦ એકરનો આંકડો થાય છે. વસ્તીના માથા દીઠ તેથી ૧·૭૫ એકર આવે છે. પણ થોડી ઘણી જમીન ઉજ્જડ પડી રહેવી જોઇએ અને થોડી ઘણી જમીનમાં અનાજ સિવાયનો બીજો પાક ઉગાડવો જોઇએ. ૧૯૩૩–૩૪માં અનાજના પાકની ખેતીવાળી જમીન ફક્ત ૨૦૬,૫૦૦,૦૦૦ એકર જ હતી. જેનું પ્રમાણ બ્રિટિશ હિંદમાં માથા દીઠ ૦·૭૨ એકર આવે છે. આટલા પ્રમાણમાં થતી ખેતીથી પૂરેપૂરો ખોરાક પૂરો પાડી શકાય નહિ. ખેતીનાં યાંત્રિક ઓજારો વાપરવાથી આ પરિસ્થિતિમાં સત્વર સુધારો થશે તેમ એક પક્ષ કહેશે, તો અર્થશાસ્ત્રીઓ એવી મતલબનું કહેશે કે હિંદના વધતા જતા હુન્નર ઉદ્યોગોથી વસ્તીના મોટા ભાગને પોષણ મળશે અને પરદેશમાં વસાહત કરવાથી પણ આ દિશામાં મદદ મળશે.

## સામાજિક સ્થિતિ

| હિંદુસ્તાનમાં કુલ | અપરિણીત | પરિણીત | વિધુર કે વિધવા | | અપરિણીત | પરિણીત | વિધુર કે વિધવા |
|---|---|---|---|---|---|---|---|
| પુરૂષો | ૪૭.૯ | ૪૬.૯ | ૫.૪ | સ્ત્રીઓ | ૩૪.૬ | ૪૯.૯ | ૧૫.૫ |
| હિંદુ | | | | મુસલમાન | | | |
| પુરૂષો | ૪૬.૩ | ૪૮.૦ | ૫.૭ | પુરૂષો | ૫૦.૦ | ૪૫.૬ | ૪.૪ |
| સ્ત્રીઓ | ૩૨.૪ | ૫૦.૭ | ૧૬.૯ | સ્ત્રીઓ | ૩૫.૮ | ૫૧.૩ | ૧૨.૯ |

## દર સો પુરૂષોએ સ્ત્રીઓની સંખ્યા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮૮૧ | ૯૫ | ૧૯૦૧ | ૯૬ | ૧૯૨૧ | ૯૫ |
| ૧૮૯૧ | ૯૬ | ૧૯૧૧ | ૯૫ | ૧૯૩૧ | ૯૪ |
| | | | | ૧૯૪૧ | ૯૩ |

## કોમવાર લોક સંખ્યા

| | | | |
|---|---|---|---|
| હિંદુ (અસ્પૃશ્યો સિવાયના) | ૨૦,૬૧,૧૭,૩૨૬ | પારસી | ૧,૧૪,૮૯૦ |
| અસ્પૃશ્ય વર્ગ | ૪,૮૮,૧૩,૧૮૦ | બાદ્ધ | ૨,૩૨,૦૦૩ |
| વન્યજાતિ | ૨,૫૪,૪૧,૪૮૯ | યાહુદી | ૨૨,૪૮૦ |
| મુસલમાન | ૯,૨૦,૫૮,૦૯૬ | ઇતર | ૪,૦૯,૮૭૭ |
| હિંદી-ખ્રિસ્તિ | ૬૦,૪૦,૬૬૫ | | |
| એંગ્લો-ઇન્ડિયન | ૧,૪૦,૪૨૨ | કુલ | ૩૮,૬૬,૬૬,૬૨૩ |
| ઇતર ખ્રિસ્તિ | ૧,૩૫,૪૬૨ | વર્ગીકરણમાં ન આવતા | ૨૩,૩૧,૩૩૨ |
| શીખ | ૫૬,૯૧,૪૪૭ | | |
| જૈન | ૧૪,૪૯,૨૮૬ | કુલ લોકસંખ્યા | ૩૮,૮૯,૯૭,૯૫૫ |

## શિક્ષિત વસ્તી

| સાલ | સંખ્યા | છેલ્લી વસ્તીગણતરી કરતાં વધારો | કુલ વસ્તી |
|---|---|---|---|
| ૧૯૨૧ | ૨૨,૬૨૩,૬૫૧ | | ૭ ટકા |
| ૧૯૩૧ | ૨૮,૧૩૧,૫૧૫ | + ૨૪.૪ | ૮ ટકા |

## બ્રિટિશ હિંદમાં સ્ત્રી પુરુષોનું પ્રમાણ

### દર હજારે સ્ત્રીઓની સંખ્યા

| બ્રિટિશ વિભાગ | ૧૯૩૧ | ૧૯૪૧ | બ્રિટિશ વિભાગ | ૧૯૩૧ | ૧૯૪૧ |
|---|---|---|---|---|---|
| ઓરિસ્સા | ૧૦૮૭ | ૧૦૬૯ | સરહદપ્રાંત | ૮૪૩ | ૮૪૦ |
| મદ્રાસ | ૧૦૨૧ | ૧૦૦૯ | પંજાબ | ૮૩૧ | ૮૪૭ |
| મધ્યપ્રાંત-વરાડ | ૯૯૯ | ૯૯૪ | કુર્ગ | ૮૦૩ | ૮૨૭ |
| બિહાર | ૯૯૩ | ૯૯૪ | સિંધ | ૭૮૨ | ૮૧૮ |
| મુંબઈ | ૯૨૯ | ૯૨૭ | દિલ્લી | ૭૨૨ | ૭૧૫ |
| બંગાળા | ૯૨૪ | ૮૯૯ | બલુચિસ્તાન | ૭૧૭ | ૭૦૩ |
| સંયુક્ત પ્રાંતો | ૯૦૨ | ૯૦૬ | | | |
| આસામ | ૯૦૦ | ૮૯૬ | | | |
| અજમેર-મેરવાડા | ૮૯૨ | ૯૦૦ | કુલ સરેરાશ | ૯૪૦ | ૯૩૩ |

## દેશી રાજ્યોમાં સ્ત્રી પુરુષોનું પ્રમાણ

### દર હજારે સ્ત્રીઓની સંખ્યા

| દેશી રાજ્યો | ૧૯૩૧ | ૧૯૪૧ | દેશી રાજ્યો | ૧૯૩૧ | ૧૯૪૧ |
|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૧૦૭૯ | ૧૦૫૧ | મધ્ય હિંદ | ૯૪૮ | ૯૪૭ |
| કોચીન | ૧૦૪૩ | ૧૦૪૨ | બંગાળા | ૯૪૪ | ૯૩૭ |
| ઓરિસ્સા | ૧૦૪૨ | ૧૦૩૧ | વડોદરા | ૯૪૨ | ૯૩૮ |
| આસામ | ૧૦૩૮ | ૧૦૨૭ | ગુજરાત | ૯૨૮ | ૯૩૧ |
| છત્તિસગઢ | ૧૦૧૬ | ૧૦૧૧ | પંજાબ હિલ્સ | ૯૨૭ | ૯૧૩ |
| ત્રાવણકોર | ૯૮૭ | ૯૯૩ | સંયુક્ત પ્રાંત | ૯૨૫ | ૯૩૦ |
| દક્ષિણ હિંદનાં | | | રજપુતાના | ૯૦૮ | ૯૦૭ |
| દેશી રાજ્યો | ૯૭૬ | ૯૮૨ | ગ્વાલિયર | ૮૮૭ | ૮૯૩ |
| કાઠિયાવાડ | ૯૭૪ | ૯૭૯ | કાશ્મીર | ૮૮૧ | ૮૮૮ |
| સિક્કિમ | ૯૬૭ | ૯૨૦ | સરહદ પ્રાંત | ૮૬૩ | ૮૯૨ |
| હૈદ્રાબાદ | ૯૫૯ | ૯૭૭ | બલુચિસ્તાન | ૮૫૫ | ૮૫૫ |
| મહિસુર | ૯૫૫ | ૯૪૯ | પંજાબ | ૮૨૪ | ૮૩૬ |

## હિંદની વસ્તીમાં થયેલ વધારો

| સાલ | કુલ વસ્તી | છેલ્લી ગણતરી પછી વધારો |
|---|---|---|
| ૧૮૭૨ | ૨૦૬,૧૬૨,૩૬૦ | |
| ૧૮૮૧ | ૨૫૩,૮૯૬,૩૩૦ | + ૨૩.૨ |
| ૧૮૯૧ | ૨૮૭,૩૧૪,૬૭૧ | + ૧૩.૨ |
| ૧૯૦૧ | ૨૯૪,૩૬૧,૦૫૬ | + ૨.૫ |
| ૧૯૧૧ | ૩૧૫,૧૫૬,૩૯૬ | + ૭.૧ |
| ૧૯૨૧ | ૩૧૮,૯૪૨,૪૮૦ | + ૧.૨ |
| ૧૯૩૧ | ૩૫૨,૮૩૭,૭૭૮ | + ૧૦.૬ |
| ૧૯૪૧ | ૩૮૮,૦૦૦,૦૦૦ | + ૧૫.૨ |

## હિંદની ભાષાઓ

હિંદમાં ૨૨૫ ભાષાઓ પ્રચલિત છે. મુખ્ય બોલાતી ભાષાઓ, હિંદુસ્તાની (ઉર્દૂ અને હિંદી) બંગાળી, મરાઠી, તામિલ, તેલુગુ, ગુજરાતી અને પંજાબી છે. બંગાળની ૯૨ ટકા વસ્તી બંગાળી ભાષા બોલે છે અને તેથી ભાષાની દૃષ્ટિએ બંગાળા હિંદના બીજા કોઈ પણ પ્રાંત કરતાં વધારે સમજાતીય છે. મધ્યપ્રાંતમાં ઉત્તરમાં હિંદી ભાષા પ્રચલિત છે ત્યારે પશ્ચિમમાં, મધ્ય ભાગમાં અને વરાડમાં મરાઠી ભાષા બોલાય છે, વસ્તીના ૫૬ ટકા હિંદી અને બાકીના મરાઠી બોલે છે.

મદ્રાસના લોકો દ્રાવિડિયન ભાષાઓ–દક્ષિણમાં તામિલ અને ઉત્તરમાં તેલુગુ–બોલે છે. મદ્રાસની ઉત્તરથી થોડા માઇલ દૂર આવેલા પ્રાંતોથી માંડીને દ્વીપકલ્પના પૂર્વ ભાગના છેક દક્ષિણ સુધી તેલુગુ ભાષા સામાન્ય રીતે બોલાય છે. ત્રાવણકોર, કોચીન અને મલબાર કાંઠાના દેશી રાજ્યોમાં મલાયલમ ભાષા બોલાય છે

ક્રમભાગ્યે હિંદના વિભાગો ભાષા પ્રમાણે, મનુષ્યજાતિશાસ્ત્ર પ્રમાણે કે સંસ્કૃતિ પ્રમાણે પાડવામાં આવેલા નથી. આ ભાગો તો કૃત્રિમ રીતે પાડવામાં આવેલા હોઇ તેમાં જુદા જુદા લોકોનો શંભુમેળો છે. સાયમિન કમિશનના રિપોર્ટમાં જણાવ્યા મુજબ, વિજયના પરિણામે, કે આગલા રાજાને દાબી દેવાના પરિણામે પ્રાંતોનો કંઇ પણ નિયમ વિના ઉદ્ભવ થયો છે.

મુંબઇ ઇલાકાના ત્રણ મુખ્ય વિભાગો છે. ગુજરાતી, મરાઠી અને કર્ણાટકી. મદ્રાસમાં તામિલ, તેલુગુ મલાયલમ તથા કાનડી છે. મધ્ય પ્રાંત અને વરાડમાં હિંદુસ્તાની અને મરાઠી છે. બિહારમાં છોટાનાગપુરની ભાષા પણ આવી જાય છે, આસામમાં મુખ્યત્વે બંગાળી છે તેમાં સિલ્હટ, કચાર અને ગોલપારા જેવા બંગાળી ભાગોનો સમાવેશ થાય છે. મહાસભાનો કાર્યક્રમ ભાષાના સિદ્ધાંત પર હિંદના નવેસરથી ભાગો પાડવાનો છે. મહાસભાના પ્રાંતોના વિભાગો બનતાં સુધી તે સિદ્ધાંત પર જ પાડેલા છે.

હિંદમાં પહેલી આર્ય ભાષા ' વૈદિક ' હતી. તેમાંથી વ્યાકરણના વિકાસના અંગે સાહિત્ય વિષયક ભાષા સંસ્કૃત થઇ. પછી બિહાર અને મરાઠાની પાલી અને મહારાષ્ટ્રી ભાષા થઇ, તેને પ્રાકૃત ભાષા કહેવામાં આવતી હતી. હિંદની નવી-આર્યન ભાષાઓ બંગાળી (બંગાળામાં) ઉડિયા (ઓરીસામાં) હિંદી (ઉપલા પ્રાંતોમાં) તથા પંજાબી, નેપાલના ગુરખાઓની નેપાલી, સિંધી (સિંધુ નદીના નીચલા પ્રદેશોમાં) કાશ્મીરી, મરાઠી, ગુજરાતી, આસામી, બ્રહુઇ (બલુચિસ્તાનની બે ભાષાઓ પૈકી એક) અને સિંહાલી (સીલોન ટાપુના દક્ષિણ ભાગમાં બોલાતી ભાષા) છે.

દ્રાવિડિયન સમૂહમાં બાર જુદી જુદી ભાષાઓ છે—તામિલ, તેલુગુ, કાનડી, મલાયલમ, તુલુ, કોડાગુ, તુડા, કોટા, ગોંડ, ખોંડ, ઓરાંવ તથા રાજમહાલ. આ ભાષાઓ હિંદના નીચે દર્શાવેલા ભાગોમાં અથવા પ્રદેશોમાં બોલવામાં આવે છે. દક્ષિણ-પૂર્વ, ઉત્તર-પૂર્વ, ઉત્તર-પશ્ચિમ, દક્ષિણ-પશ્ચિમ, મલબાર કાંઠો, કૂર્ગ (મલબાર કાંઠાને અડીને) નીલગિરિ ટેકરીઓ, મધ્ય હિંદ, ઉત્તર-પશ્ચિમ ઓરિસા તથા બંગાળાની રાજમહાલ ટેકરીઓ. સીલોનના ઉત્તર ભાગમાં તામિલ પણ બોલાય છે.

બંગાળાના ' કોલ ' લોકો પરથી કહેવાતા ' કોલેરિયન ' અથવા મુંડા વિભાગમાં દશ ભાષાઓનો સમાવેશ થાય છે. તેમાં સારી રીતે જાણીતી કહી શકાય તેવી બે ભાષાઓ છે. બંગાળાના નીચલા પ્રદેશની પશ્ચિમની સરહદ પર રહેતી જાતિ બોલે છે તે ' સંતાલી ' તથા મુંડા ભૂમિજ તથા લાર્કાકોલ લોકો બોલે છે તે ' મુંડારી. '

તિબેટો-બર્મન સમૂહની હજુ પૂરેપૂરી તપાસ થઇ શકી નથી. ગ્રેન્ડેથે તેના ૧૯ વિભાગ પાડ્યા છે. ફરટે ફક્ત પાંચ જ વિભાગ પાડ્યા છેઃ નેપાલ, સિકિમ, આસામ, મણિપુર-ચિત્તાગોંગ અને ટ્રાન્સ-હિમાલય વિભાગ.

## હિંદની અગત્યની ભાષાઓ

**ગુજરાતી**—ગુજરાતમાં, મુંબઈ ઇલાકાના ઉત્તરના દરિયાઇ કિનારા પરના પ્રાંતોમાં, વડોદરામાં તથા પાસેના દેશી રાજ્યોમાં બોલાય છે.

**રાજસ્થાની** : રજપુતાનામાં તથા પાસેના મધ્ય હિંદના ભાગોમાં બોલાય છે. રાજસ્થાનીની ઘણી ઉપભાષાઓ છે. દરેક રાજ્યમાં એકથી વધારે પ્રાંતિક ઉપભાષાઓ છે.

**પહાડી** : હિમાલયના નીચાણના પ્રદેશમાં, પૂર્વમાં નેપાલથી પશ્ચિમમાં પંજાબના ચંબા સુધી બોલાતી ઇન્ડો-આર્યન ભાષાને આ નામ અપાયેલ છે. આ ભાષાના ત્રણ વિભાગ પડે છે. નેપાલની ભાષા, પૂર્વની; સંયુક્ત પ્રાંતોની ઉત્તરમાં કુમાઉન અને ગઢવાલમાં બોલાતી, મધ્યની; સીમલાની આસપાસના પ્રદેશમાં તથા ચંબામાં બોલાતી, પશ્ચિમની.

**પંજાબી** : મધ્ય પંજાબની ભાષા. પંજાબી ભાષાનો કોશ પશ્ચિમ હિંદીને બહુ મળતો આવે છે.

**સિંધી** : ઇન્ડો–યુરોપિયન ભાષાઓના ઉત્તર–પશ્ચિમ વિભાગમાં આવે છે. સિંધી, પ્રાકૃતમાંથી સીધી આવી છે.

**મરાઠી** : પશ્ચિમ અને મધ્ય હિંદમાં બોલાતી ઇન્ડો–આર્યન ભાષા. બ્રિટિશ હિંદના બે પ્રાંતો મુંબઇ અને વરાડ સહિત મધ્ય પ્રાંતોમાં તે પ્રચલિત છે. પોર્ટુગીઝ હિંદમાં તથા નિઝામના મુલકના અમુક ભાગોમાં તે બોલાય છે.

**કોંકણી** : હિંદના પશ્ચિમ કિનારા પર વીસ લાખથી વધારે મનુષ્યો આ ભાષા બોલે છે. તેની એકથી વધારે લિપિ છે. તેને મરાઠીની ઉપભાષા કહી શકાય.

**બંગાળી** : ઇન્ડોઆર્યન ભાષાના પૂર્વ વિભાગમાં તેનો સમાવેશ થાય છે. તે માગધી પ્રાકૃતની સીધી વારસદાર છે. દક્ષિણ–પૂર્વમાં પ્રસરતાં તે બંગાળી બની ગઈ. બંગાળીને બે ઉપભાષા છે, પશ્ચિમની તથા પૂર્વની. પશ્ચિમની બંગાળી પ્રમાણભૂત ગણાય છે.

**બિહારી** : આધુનિક ઇન્ડો–આર્યન ભાષાના પૂર્વના સમૂહની છેક પશ્ચિમની ભાષા. આગ્રા પ્રાંતમાં તથા દક્ષિણમાં છોટા નાગપુરના લગભગ આખા પ્રાંતમાં તે બોલાય છે. નેપાલના તરાઇ વિભાગના રહેવાશીઓની પણ તે ભાષા છે. બિહારીને ત્રણ મુખ્ય ઉપભાષા છેઃ મૈથિલી, તિરહતિયા અને માગધી.

**હિંદુસ્તાની** : હિંદુસ્તાનીમાં ઉર્દૂ તથા હિંદી બન્નેનો સમાવેશ થાય છે. કારણ કે વ્યાકરણ તથા વાક્યયોજનાની દૃષ્ટિએ બન્ને ભાષાઓ લગભગ એક છે, તથા બન્ને ભાષામાં સામાન્ય એવાં શબ્દોની સંખ્યા ઘણી મોટી છે. બન્ને ભાષાઓને ત્રણ વસ્તુઓ જુદી પાડે છે. પહેલાં તો, હિંદી ભાષા દેવનાગરી લિપિમાં લખાય છે, ત્યારે ઉર્દૂ પરશિયન અરેબિક લિપિમાં લખાય છે. બીજું, અનેક ઐતિહાસિક તથા સમાજશાસ્ત્રના કારણોને અંગે હિંદી, હિંદુઓ સાથે તથા ઉર્દૂ મુસ્લીમો સાથે સંકળાયેલી છે, ત્રીજું ઉર્દૂ લેખકો પોતાના ભાષાકોશના વિસ્તાર માટે અરેબિક તથા પર્શિયન ભાષાનો આશ્રય લે છે, ત્યારે હિંદી લેખકોની દૃષ્ટિ સંસ્કૃત તરફ ઢળે છે.

**ઉર્દૂ** : અંગ્રેજીની માફક, ઉર્દૂ ભાષાનું મૂળ, ભાષા નામથી જાણીતી આર્ય ભાષાઓના સમૂહની ઉપભાષા પર રચાયેલું છે. જ્યારે મોગલોએ ઉત્તર હિંદનો કબજો લીધો, અને મુસલમાન વિજેતાઓની મોટી સંખ્યાએ ત્યાં વસવાટ કર્યો ત્યારે કુદરતી રીતે જ બન્નેની ભાષા પર એકબીજાની ભાષાની અસર થવા લાગી. મુસલમાની ભાષા બોલતા પર્શિયન તથા તુર્ક લોકો, હિંદુઓને બજારમાં, છાવણીમાં કે રણક્ષેત્રમાં મળતા ત્યારે પોતાની ભાષા સમજાય તે માટે તેમને મિશ્ર ભાષાનો ઉપયોગ કરવો પડતો. તેમણે હિંદુની ભાષાના કેટલાક શબ્દોને અપનાવી લીધા હતા. તેવી જ રીતે હિંદુઓએ પણ વિજેતાની ભાષાના કેટલાક શબ્દો અપનાવી લીધા હતા. ઉર્દૂ નામ તો તાજેતરમાં પ્રચલિત થયું છે. મૂળ તો તે ભાષા હિંદી તરીકે ઓળખાતી હતી.

## મુખ્ય ભાષાઓ તથા બોલનારાઓની સંખ્યા

| ભાષા | બોલનારાઓની સંખ્યા | ભાષા | બોલનારાઓની સંખ્યા |
|---|---|---|---|
| *પશ્ચિમની હિંદી | ૭૧,૫૪૭,૬૭૧ | પશ્ચિમની પંજાબી | ૮,૫૬૬,૦૫૧ |
| બંગાળી | ૫૩,૪૬૮,૪૬૯ | *પૂર્વની હિંદી | ૭,૮૬૭,૧૦૩ |
| તેલુગુ અથવા આંધ્ર | ૨૬,૩૭૩,૬૨૭ | ખેરવારી | ૪,૦૩૧,૯૭૦ |

| ભાષા | બોલનારાઓની સંખ્યા | ભાષા | બોલનારાઓની સંખ્યા |
|---|---|---|---|
| *બિહારી | ૨૭,૯૨૬,૫૫૯ | સિંધી | ૪,૦૦૬,૧૪૭ |
| મરાઠી | ૨૦,૮૯૦,૬૫૮ | પશ્ચિમની પહાડી | ૨,૩૨૫,૯૧૬ |
| તામિલ | ૨૦,૪૧૧,૬૫૨ | ભિલી | ૨,૧૮૯,૫૩૧ |
| પંજાબી | ૧૫,૮૩૯,૨૫૪ | આસામીઝ | ૧,૯૯૯,૬૫૭ |
| રાજસ્થાની | ૧૩,૮૯૭,૮૯૬ | ગોંડી | ૧,૮૬૪,૮૭૮ |
| કાનડી | ૧૧,૨૦૬,૩૮૦ | પુશ્તો | ૧,૬૩૪,૪૯૦ |
| ઉડિયા | ૧૧,૧૯૪,૨૬૫ | કાશ્મીરી | ૧,૪૩૮,૦૨૧ |
| ગુજરાતી | ૧૦,૮૪૯,૯૮૪ | કુરુખ અથવા ઓરાઉન | ૧,૦૩૭,૧૪૨ |
| મલાયલમ્ | ૯,૧૩૭,૬૧૫ | અંગ્રેજી | ૩૧૯,૩૪૯ |
| બર્મીઝ | ૮,૮૫૩,૫૩૮ | | |

## ૧૦૦,૦૦૦ ઉપરની વસ્તીવાળાં શહેરો

| | | | | | |
|---|---|---|---|---|---|
| કલકત્તા | ૨૧,૦૮,૮૯૧ | સોલાપુર | ૨,૧૨,૬૨૦ | જલંધર | ૧,૩૫,૨૮૩ |
| મુંબઇ | ૧૪,૮૯,૮૮૩ | શ્રીનગર | ૨,૦૭,૭૮૭ | કોલારની ખાણો | ૧,૩૩,૮૫૯ |
| મદ્રાસ | ૭,૭૭,૪૮૧ | ઇંદોર | ૨,૦૩,૬૯૫ | પેશાવર | ૧,૩૦,૯૬૭ |
| હૈદ્રાબાદ | ૭,૩૯,૧૫૯ | બરેલી | ૧,૯૨,૬૮૮ | કોઇમ્બિતુર | ૧,૩૦,૩૪૮ |
| લાહોર | ૬,૭૧,૬૫૯ | લશ્કર | ૧,૮૨,૪૯૨ | સાલેમ | ૧,૨૯,૭૦૨ |
| અમદાવાદ | ૫,૯૧,૨૬૭ | રાવલપિંડી | ૧,૮૧,૧૬૯ | ત્રિવેંદ્રમ | ૧,૨૮,૩૬૫ |
| દિલ્લી | ૫,૨૧,૮૪૯ | જબલપુર | ૧,૭૮,૩૩૯ | બિકાનેર | ૧,૨૭,૨૨૬ |
| કાનપુર | ૪,૮૭,૩૨૪ | જયપુર | ૧,૭૫,૮૧૦ | હૈદ્રાબાદ (સિંધ) | ૧,૨૭,૫૨૧ |
| અમૃતસર | ૩,૯૧,૦૧૦ | પટણા | ૧,૭૫,૭૦૬ | જોધપુર | ૧,૨૬,૮૪૨ |
| લખનૌ | ૩,૮૭,૧૭૭ | મીરજ | ૧,૭૧,૪૪૩ | કાલિકટ | ૧,૨૬,૩૫૨ |
| હાવરા | ૩,૭૯,૨૯૨ | મીરત | ૧,૬૦,૨૯૦ | ભટપાડા | ૧,૧૭,૦૪૪ |
| કરાચી | ૩,૫૯,૪૯૨ | ત્રિચિનોપલ્લી | ૧,૫૯,૫૬૬ | અલિગઢ | ૧,૧૨,૬૫૫ |
| નાગપુર | ૩,૦૧,૯૫૦ | બેંગલોરકેન્ટોન્મેન્ટ | ૧,૫૮,૪૨૬ | લુધિઆના | ૧,૧૧,૬૩૯ |
| આગ્રા | ૨,૮૪,૧૪૯ | વડોદરા | ૧,૫૩,૩૦૧ | શાહજહાંપુર | ૧,૧૦,૧૬૩ |
| બનારસ | ૨,૬૩,૧૦૦ | મહિસુર | ૧,૫૦,૫૪૦ | સહરાનપુર | ૧,૦૮,૨૬૩ |
| અલ્લાહાબાદ | ૨,૬૦,૬૩૦ | જમશેદપુર | ૧,૪૮,૭૧૧ | ગયા | ૧,૦૫,૨૨૩ |
| પૂના | ૨,૫૮,૧૯૭ | અજમેર | ૧,૪૭,૨૬૮ | ઝાંસી | ૧,૦૩,૨૫૪ |
| બેંગલોર | ૨,૪૮,૩૩૪ | મુલતાન | ૧,૪૨,૭૬૮ | ભાવનગર | ૧,૦૨,૮૫૧ |
| મદુરા | ૨,૩૯,૧૪૪ | મુરાદાબાદ | ૧,૪૨,૪૧૪ | | |
| ઢાકા | ૨,૧૩,૨૧૮ | શિયાલકોટ | ૧,૩૮,૩૪૮ | | |

* વસ્તી ગણતરી માટે ઉર્દૂ તથા હિંદીને હિંદુસ્તાનીના નામ નીચે એક ગણવામાં આવી છે, તેમની લિપિ જુદી હોવા છતાં તે એક ભાષા ગણાય છે.

## હિંદમાં દર હજારે જન્મ તથા મરણનું પ્રમાણ

| સાલ | દર હજારે જન્મના ટકા | દર હજારે મૃત્યુના ટકા | સાલ | દર હજારે જન્મના ટકા | દર હજારે મૃત્યુના ટકા | સાલ | દર હજારે જન્મના ટકા | દર હજારે મૃત્યુના ટકા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૫ | ૩૩·૬૫ | ૨૪·૭૨ | ૧૯૩૦ | ૩૫·૯૯ | ૨૬·૮૫ | ૧૯૩૫ | ૩૪·૯ | ૨૩·૦ |
| ૧૯૨૬ | ૩૩·૭૭ | ૨૬·૭૬ | ૧૯૩૧ | ૩૪·૩ | ૨૪·૯ | ૧૯૩૬ | ૩૫·૬ | ૨૨·૭ |
| ૧૯૨૭ | ૩૫·૨૭ | ૨૪·૮૯ | ૧૯૩૨ | ૩૩·૭ | ૨૧·૬ | ૧૯૩૭ | ૩૪·૫ | ૨૨·૪ |
| ૧૯૨૮ | ૩૬·૭૯ | ૨૫·૫૯ | ૧૯૩૩ | ૩૫·૫ | ૨૨·૪ | ૧૯૩૮ | ૩૪·૧ | ૨૪·૩ |
| ૧૯૨૯ | ૩૫·૪૭ | ૨૫·૯૫ | ૧૯૩૪ | ૩૩·૭ | ૨૪·૯ | ૧૯૩૯ | ૩૩·૬ | ૨૨·૨ |

## બીજા દેશો સાથે જન્મ તથા મરણપ્રમાણની સરખામણી (૧૯૩૭)

| દેશ | દર હજારે જન્મના ટકા | દર હજારે મૃત્યુના ટકા | દેશ | દર હજારે જન્મના ટકા | દર હજારે મૃત્યુના ટકા |
|---|---|---|---|---|---|
| બ્રિટિશ હિંદ | ૩૪·૫ | ૨૨·૪ | ઇજિપ્ત (૧૯૩૬) | ૪૪·૨ | ૨૮·૯ |
| ઇંગ્લંડ | ૧૪·૯ | ૧૨·૪ | પેલેસ્ટાઇન | ૪૧·૬ | ૧૮·૯ |
| જાપાન (૧૯૩૬) | ૨૯·૯ | ૧૭·૫ | ફેડરેટેડ મલાઇ સ્ટેટ્સ | ૩૭·૮ | ૧૯·૯ |

## બ્રિટિશ હિંદમાં જન્મમરણ

| સાલ | જન્મ | મરણ | સાલ | જન્મ | મરણ |
|---|---|---|---|---|---|
| ૧૯૨૫ | ૮,૧૨૫,૪૦૮ | ૫,૯૬૭,૯૧૮ | ૧૯૩૩ | ૯,૩૧૭,૯૧૮ | ૫,૮૭૦,૩૩૬ |
| ૧૯૨૬ | ૮,૩૯૫,૬૭૯ | ૬,૪૬૦,૬૧૦ | ૧૯૩૪ | ૮,૯૨૩,૧૬૯ | ૬,૬૦૬,૬૯૯ |
| ૧૯૨૭ | ૮,૫૧૬,૭૦૬ | ૬,૦૦૯,૭૨૯ | ૧૯૩૫ | ૯,૨૯૯,૦૨૧ | ૬,૩૩૧,૫૭૬ |
| ૧૯૨૮ | ૮,૮૮૨,૫૭૩ | ૬,૧૮૦,૧૧૪ | ૧૯૩૬ | ૯,૫૬૬,૩૭૯ | ૬,૧૧૧,૩૫૮ |
| ૧૯૨૯ | ૮,૫૬૫,૩૪૧ | ૬,૨૬૭,૩૯૧ | ૧૯૩૭ | ૯,૩૮૮,૪૫૭ | ૬,૧૧૨,૩૫૭ |
| ૧૯૩૦ | ૮,૬૯૦,૭૧૪ | ૬,૪૮૩,૪૪૯ | ૧૯૩૮ | ૯,૩૯૮,૦૧૧ | ૬,૬૮૫,૧૨૦ |
| *૧૯૩૧ | ૮,૮૧૪,૮૩૬ | ૬,૪૦૪,૯૯૦ | ૧૯૩૯ | ૯,૩૪૬,૧૪૫ | ૬,૧૬૫.૨૩૪ |
| ૧૯૩૨ | ૮,૭૧૮,૬૨૦ | ૫,૫૯૬,૨૪૬ | | | |

## બ્રિટશ હિંદમાં આયુષ્યમર્યાદા

| ઉમર વર્ષ | પુરુષ | | ઉમર વર્ષ | પુરુષ | સ્ત્રી | ઉમર વર્ષ | પુરુષ | સ્ત્રી |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૨૬·૯૧ | ૨૬·૫૬ | ૨૦ | ૨૯·૫૭ | ૨૭·૦૮ | ૫૦ | ૧૪·૩૧ | ૧૪·૬૫ |
| ૧ | ૩૪·૬૮ | ૩૩·૪૮ | ૩૦ | ૨૩·૬૦ | ૨૨·૩૦ | ૬૦ | ૧૦·૨૫ | ૧૦·૮૧ |
| ૧૦ | ૩૬·૩૮ | ૩૩·૬૧ | ૪૦ | ૧૮·૨૩ | ૧૮·૨૩ | ૭૦ | ૬·૩૫ | ૬·૭૪ |

## બ્રિટિશ હિંદમાં બાળમૃત્યુ પ્રમાણ

| વર્ષ | દર હજારે મૃત્યુ | વર્ષ | દર હજારે મૃત્યુ | વર્ષ | દર હજારે મૃત્યુ |
|---|---|---|---|---|---|
| ૧૯૨૯ | ૧૦૮ | ૧૯૩૩ | ૧૭૧ | ૧૯૩૭ | ૧૬૧ |
| ૧૯૩૦ | ૧૮૧ | ૧૯૩૪ | ૧૮૭ | ૧૯૩૮ | ૧૬૭ |
| ૧૯૩૧ | ૧૭૯ | ૧૯૩૫ | ૧૬૪ | | |
| ૧૯૩૨ | ૧૬૯ | ૧૯૩૬ | ૧૬૨ | | |

* ૧૯૩૧થી બર્મા સિવાયના આંકડા આપ્યા છે.

## આયુષ્ય મર્યાદા

આયુષ્ય મર્યાદાનો અર્થ એ કે અમુક ઉમરનો મનુષ્ય કેટલું વધારે જીવશે તે કોષ્ટકો પરથી શોધી નક્કી કરવું. જન્મ વખતે (ઉમર ૦) આયુષ્ય મર્યાદા કેટલી હોઇ શકે તે, જીવનના કોષ્ટક પ્રમાણે નવું જન્મેલ બાળક સામાન્ય સંજોગોમાં કેટલું જીવશે તેના આંકડા જેટલી થાય.

### યુનાઇટેડ સ્ટેટ્સ અમેરિકા

| (શ્વેત પ્રજા ૧૯૩૮) | | | (કાળી પ્રજા ૧૯૩૮) | | |
|---|---|---|---|---|---|
| ઉમર | પુરુષ | સ્ત્રી | ઉમર | પુરુષ | સ્ત્રી |
| ૦ | ૬૨·૧૨ | ૬૬·૨૦ | ૦ | ૫૨·૦૫ | ૫૪·૬૩ |
| ૧ | ૬૪·૩૧ | ૬૭·૮૪ | ૧ | ૫૫·૧૯ | ૫૭·૦૪ |
| ૧૦ | ૫૬·૫૭ | ૫૯·૯૮ | ૧૦ | ૪૭·૯૨ | ૪૯·૬૦ |
| ૨૦ | ૪૭·૩૩ | ૫૦·૫૭ | ૨૦ | ૩૯·૨૨ | ૪૧·૦૮ |
| ૩૦ | ૩૮·૪૦ | ૪૧·૫૧ | ૩૦ | ૩૧·૮૭ | ૩૩·૮૨ |
| ૪૦ | ૨૯·૭૫ | ૩૨·૬૪ | ૪૦ | ૨૫·૦૯ | ૨૬·૭૭ |
| ૫૦ | ૨૧·૭૮ | ૨૪·૧૭ | ૫૦ | ૧૯·૪૧ | ૨૦·૪૧ |
| ૬૦ | ૧૪·૭૯ | ૧૬·૪૨ | ૬૦ | ૧૪·૨૩ | ૧૪·૭૬ |
| ૭૦ | ૯·૨૦ | ૧૦·૦૪ | ૭૦ | ૯·૭૨ | ૧૦·૮૪ |

### હિંદુસ્તાન (૧૯૩૧)

| ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૨૬·૯૧ | ૨૬·૫૬ | ૨૦ | ૨૯·૫૭ | ૨૭·૦૮ | ૫૦ | ૧૪·૩૧ | ૧૪·૬૫ |
| ૧ | ૩૪·૪૮ | ૩૩·૪૮ | ૩૦ | ૨૩·૬૦ | ૨૨·૩૦ | ૬૦ | ૧૦·૨૫ | ૧૦·૮૧ |
| ૧૦ | ૩૬·૩૮ | ૩૩·૬૧ | ૪૦ | ૧૮·૬૦ | ૧૮·૩૩ | ૭૦ | ૬·૩૫ | ૬·૭૪ |

### જાપાન (૧૯૩૫–૩૬)

| ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૪૬·૯૨ | ૪૯·૬૩ | ૩૦ | ૪૦·૪૧ | ૪૩·૨૨ | ૬૦ | ૧૮·૮૫ | ૨૨·૧૫ |
| ૧૦ | ૫૧·૯૫ | ૫૪·૦૭ | ૪૦ | ૩૩·૮૯ | ૩૬·૮૮ | ૭૦ | ૧૨·૫૫ | ૧૫·૦૭ |
| ૨૦ | ૪૮·૨૫ | ૫૦·૪૭ | ૫૦ | ૨૬·૨૨ | ૨૯·૬૫ | ૮૦ | ૭·૬૨ | ૯·૦૪ |

### જર્મની [ ૧૯૩૨–૩૪ ]

| ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૫૯·૮૬ | ૬૨·૮૧ | ૩૦ | ૪૮·૧૬ | ૪૯·૮૪ | ૬૦ | ૨૨·૫૪ | ૨૩·૮૫ |
| ૧૦ | ૬૪·૪૩ | ૬૬·૪૧ | ૪૦ | ૩૯·૪૭ | ૪૧·૦૫ | ૭૦ | ૧૫·૧૧ | ૧૬·૦૭ |
| ૨૦ | ૫૭·૨૮ | ૫૯·૦૯ | ૫૦ | ૩૦·૮૩ | ૩૨·૩૩ | ૮૦ | ૯·૦૫ | ૯·૫૮ |

### ફિન્લેન્ડ [ ૧૯૩૧–૩૫ ]

| ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૫૩·૯૪ | ૫૮·૬૯ | ૩૦ | ૪૨·૯૦ | ૪૭·૪૦ | ૬૦ | ૨૦·૬૦ | ૨૩·૮૦ |
| ૧૦ | ૫૭·૪૮ | ૬૧·૭૭ | ૪૦ | ૩૫·૫૮ | ૩૯·૭૫ | ૭૦ | ૧૪·૨૫ | ૧૬·૨૨ |
| ૨૦ | ૫૧·૪૧ | ૫૫·૬૫ | ૫૦ | ૨૭·૯૨ | ૩૧·૭૬ | ૮૦ | ૯·૨૨ | ૯·૭૩ |

## ફ્રાંસ (૧૯૨૮–૩૩)

| ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૫૪·૩૦ | ૫૯·૦૨ | ૩૦ | ૪૩·૩૦ | ૪૭·૪૦ | ૬૦ | ૨૦·૩૩ | ૨૩·૩૯ |
| ૧૦ | ૫૮·૬૩ | ૬૨·૫૩ | ૪૦ | ૩૫·૪૨ | ૩૯·૫૪ | ૭૦ | ૧૩·૭૬ | ૧૫·૯૪ |
| ૨૦ | ૫૨·૦૬ | ૫૫·૯૫ | ૫૦ | ૨૭·૬૨ | ૩૧·૩૭ | ૮૦ | ૮·૨૯ | ૯·૫૮ |

## સોવિયેટ રશિયા [૧૯૨૬–૨૭]

| ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૪૧·૯૩ | ૪૬·૭૯ | ૩૦ | ૪૩·૨૪ | ૪૭·૩૬ | ૬૦ | ૨૦·૯૯ | ૨૪·૪૧ |
| ૧૦ | ૫૧·૪૦ | ૫૫·૪૬ | ૪૦ | ૩૫·૬૫ | ૩૯·૭૫ | ૭૦ | ૧૪·૮૫ | ૧૭·૦૭ |
| ૨૦ | ૫૧·૬૫ | ૫૫·૭૨ | ૫૦ | ૨૮·૦૨ | ૩૨·૧૨ | ૮૦ | ૯·૬૫ | ૧૦·૯૬ |

## ઇંગ્લંડ અને વેલ્સ [૧૯૩૭]

| ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી | ઉમર | પુ. | સ્ત્રી |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૬૦·૧૮ | ૬૪·૪૦ | ૩૦ | ૪૭·૧૦ | ૫૦·૪૦ | ૬૦ | ૨૧·૪૦ | ૨૪·૨૮ |
| ૧૦ | ૬૩·૩૩ | ૬૬·૭૯ | ૪૦ | ૩૮·૩૨ | ૪૧·૬૦ | ૭૦ | ૧૪·૩૨ | ૧૬·૪૮ |
| ૨૦ | ૫૬·૨૫ | ૫૯·૫૯ | ૫૦ | ૨૯·૫૭ | ૩૨·૭૮ | ૮૦ | ૮·૫૮ | ૯·૯૭ |

## જાહેર આરોગ્ય : આવક તથા ખર્ચ

| સાલ | આવક | ખર્ચ |
|---|---|---|
| ૧૯૩૨ | ૩,૭૬,૬૬,૭૨૯ | ૩,૭૭,૦૨,૦૬૨ |
| ૧૯૩૩ | ૩,૮૩,૦૫,૪૪૨ | ૩,૮૧,૬૮,૫૮૪ |
| ૧૯૩૪ | ૩,૮૭,૭૭,૬૦૦ | ૩,૮૨,૫૩,૬૩૩ |
| ૧૯૩૫ | ૩,૫૭,૨૩,૬૪૨ | ૩,૫૧,૧૮,૦૮૬ |
| ૧૯૩૬ | ૩,૬૫,૭૭,૦૧૮ | ૩,૬૨,૨૬,૮૩૧ |
| ૧૯૩૭ | ૩,૭૨,૯૨,૭૩૭ | ૩,૭૭,૬૬,૧૭૮ |
| ૧૯૩૮ | ૩,૮૭,૪૦,૩૮૧ | ૩,૮૯,૪૮,૬૧૭ |

## શહેરો અને ગ્રામ્યવિસ્તારના મરણનું પ્રમાણ

### [ દર હજારે મૃત્યુપ્રમાણ ]

| | શહેર | ગામડાં | | શહેર | ગામડાં | | શહેર | ગામડાં |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૧ | ૨૫·૪ | ૨૪·૮ | ૧૯૩૪ | ૨૪·૪ | ૨૪·૯ | ૧૯૩૭ | ૨૪·૭ | ૨૧·૨ |
| ૧૯૩૨ | ૨૪·૦ | ૨૧·૫ | ૧૯૩૫ | ૨૩·૯ | ૨૩·૪ | ૧૯૩૮ | ૨૬·૩ | ૨૪·૦ |
| ૧૯૩૩ | ૨૨·૨ | ૨૨·૪ | ૧૯૩૬ | ૨૨·૫ | ૨૫·૧ | ૧૯૩૯ | ૨૫·૩ | ૨૧·૮ |

## પુરૂષો અને સ્ત્રીઓનું જન્મપ્રમાણ તથા જન્મ મૃત્યુના પ્રમાણની સરખામણી

| | દર સો સ્ત્રીઓએ પુરૂષોનો જન્મ | મૃત્યુ કરતાં જન્મ વધારે (+) કે જન્મ કરતાં મૃત્યુ વધારે (−) દર હજાર વસ્તીએ | દર હજારની વસ્તીએ જન્મનું પ્રમાણ |
|---|---|---|---|
| ૧૯૩૧ | ૧૦૮ | + ૯·૪ | ૩૪·૩ |
| ૧૯૩૨ | ૧૦૮ | +૧૨·૧ | ૩૩·૭ |
| ૧૯૩૩ | ૧૦૮ | +૧૩·૧ | ૩૫·૫ |
| ૧૯૩૪ | ૧૦૮ | + ૮·૮ | ૩૩·૭ |
| ૧૯૩૫ | ૧૦૮ | +૧૧·૨ | ૩૫·૦ |
| ૧૯૩૬ | ૧૦૮ | +૧૨·૯ | ૩૫·૬ |
| ૧૯૩૭ | ૧૦૮ | +૧૨·૧ | ૩૪·૫ |
| ૧૯૩૮ | ૧૦૮ | + ૯·૮ | ૩૪·૧ |
| ૧૯૩૯ | ૧૦૯ | +૧૧·૪ | ૩૩·૬ |

## ઇસ્પિતાલો અને દર્દીઓ

| સાલ | ઇસ્પિતાલ ડિસ્પેન્સરી વગેરે | દર્દીઓ | સાલ | ઇસ્પિતાલ ડિસ્પેન્સરી વગેરે | દર્દીઓ |
|---|---|---|---|---|---|
| ૧૯૩૦ | ૪,૭૭૧ | ૫૭,૪૪૨,૯૧૬ | ૧૯૩૫ | ૫,૦૦૦ | ૬૪,૧૩૨,૫૫૯ |
| ૧૯૩૧ | ૪,૯૭૯ | ૬૨,૨૪૩,૭૬૪ | ૧૯૩૬ | ૫,૨૦૦ | ૬૭,૭૮૨,૮૬૭ |
| ૧૯૩૨ | ૫,૦૮૧ | ૬૩,૨૨૭,૫૬૪ | ૧૯૩૭ | ૫,૨૮૫ | ૭૧,૦૪૮,૨૫૩ |
| ૧૯૩૩ | ૫,૧૦૦ | ૬૫,૬૧૩,૪૫૦ | ૧૯૩૮ | ૫,૪૭૬ | ૭૬,૩૬૫,૯૦૬ |
| ૧૯૩૪ | ૫,૧૩૪ | ૬૫,૦૮૬,૭૫૦ | ૧૯૩૯ | ૫,૬૫૦ | ૭૯,૦૫૭,૪૬૫ |

## ઇસ્પિતાલનો સેવાપ્રદેશ

દરેક ઇસ્પિતાલ અથવા ડિસ્પેન્સરી કેટલા વિસ્તારને તથા વસ્તીને ઉપયોગી છે તે નીચે જણાવેલ છે:

| પ્રાંત | પ્રાંતમાં ઇસ્પિતાલ તથા ડિસ્પેન્સરીની કુલ સંખ્યા | દરેક ઇસ્પિતાલ સરેરાશ કેટલા ક્ષેત્રફળને ઉપયોગી છે? (ચો. મા.) | દરેક ઇસ્પિતાલ સરેરાશ કેટલી વસ્તીને ઉપયોગી છે? |
|---|---|---|---|
| મદ્રાસ | ૧,૧૩૪ | ૧૨૬ | ૪૧,૨૧૭ |
| મુંબઇ | ૪૨૯ | ૧૮૦ | ૪૧,૯૪૦ |
| બંગાળ | ૧,૪૪૯ | ૫૪૦ | ૩૪,૫૮૫ |
| સંયુક્તપ્રાંતો | ૫૯૭ | ૧૭૮ | ૮૧,૦૮૭ |
| પંજાબ | ૮૯૬ | ૧૧૧ | ૨૬,૩૧૮ |
| મધ્યપ્રાંતો | ૩૪૩ | ૨૯૧ | ૪૫,૨૧૨ |
| બિહાર | ૫૨૮ | ૧૩૧ | ૬૧,૩૧૦ |
| આસામ | ૩૪૩ | ૧૬૦ | ૨૫,૧૩૮ |
| સિંધ | ૧૦૮ | ૪૧૯ | ૩૫,૯૯૧ |
| ઓરિસ્સા | ૧૬૪ | ૧૪૫ | ૩૨,૩૫૫ |
| દિલ્લી | ૨૪ | ૨૪ | ૨૬,૫૧૦ |
| સરહદપ્રાંત | ૧૧૪ | ૧૧૮ | ૨૧,૨૭૨ |
| બલુચિસ્તાન | ૪૧ | ૧,૩૨૭ | ૧૧,૩૦૫ |
| અજમેર–મેરવડા | ૧૦ | ૨૭૧ | ૫૬,૦૨૯ |
| કૂર્ગ | ૧૧ | ૧૪૫ | ૧૪,૮૪૮ |

## મેડિકલ કૉલેજો

**પંજાબ** : કિંગ એડવર્ડ મેડિકલ કૉલેજ, લાહોર.

**દિલ્લી** : સ્ત્રીઓ માટે લેડી હાર્ડિંજ મેડિકલ કૉલેજ, ન્યુ દિલ્હી.

**સંયુક્તપ્રાંતો** : કિંગ એડવર્ડ મેડિકલ કૉલેજ, લખનૌ.

**બિહાર–ઓરિસ્સા** : પ્રિન્સ ઑફ વેલ્સ મેડિકલ કૉલેજ, પટણા.

**બંગાળા** : મેડિકલ કૉલેજ કલકત્તા; કાર્માઇકલ મેડિકલ કૉલેજ બેલ્ગેશિયા (કલકત્તા)

**મુંબઇ** : ગ્રાન્ટ મેડિકલ કૉલેજ, મુંબઇ; શેઠ ગોરધનદાસ સુંદરદાસ મેડિકલ કૉલેજ, મુંબઇ.

**મદ્રાસ** : મેડિકલ કૉલેજ, મદ્રાસ; મેડિકલ કૉલેજ, વિઝાગાપટમ.

## મેડિકલ સ્કૂલો

**પંજાબ** : મેડિકલ સ્કૂલ, અમૃતસર; સ્ત્રીઓ માટે પંજાબ મેડિકલ સ્કૂલ, લુધિયાણા.

**સંયુક્તપ્રાંતો** : મેડિકલ સ્કૂલ, આગ્રા; સ્ત્રીઓ માટે મેડિકલ સ્કૂલ, આગ્રા.

**બિહાર** : મેડિકલ સ્કૂલ, દરભંગા.

**ઓરિસ્સા** : ઓરિસ્સા મેડિકલ સ્કૂલ, કટક.

**બંગાળા** : કેમ્પબેલ સ્કૂલ, કલકત્તા; લિટન સ્કૂલ, માઇમેન્સિંગ; રોનાલ્ડશે સ્કૂલ, બર્દવાન; ચિત્તાગોંગ સ્કૂલ ચિત્તાગોંગ; જેકસન સ્કૂલ, જલપૈગુરી; બાંકુરા સમ્મિલની સ્કૂલ; નેશનલ મેડિકલ ઇન્સ્ટિટ્યુટ, કલકત્તા; ઢાકા મેડિકલ સ્કૂલ, ઢાકા; કલકત્તા મેડિકલ સ્કૂલ; સ્કૂલ ઑફ ટ્રોપિકલ મેડિસીન, કલકત્તા.

**મધ્યપ્રાંત** : રૉબર્ટસન મેડિકલ સ્કૂલ, નાગપુર.

**મધ્ય હિંદ** : કિંગ એડવર્ડ મેડિકલ સ્કૂલ, ઇંદોર.

**મુંબઈ** : બી. જે. મેડિકલ સ્કૂલ, પૂના; બી. જે. મેડિકલ સ્કૂલ, અમદાવાદ; નેશનલ મેડિકલ કૉલેજ, મુંબઈ.

**સિંધ** : મેડિકલ સ્કૂલ, હૈદ્રાબાદ (સિંધ)

**આસામ** : બેરી વ્હાઇટ મેડિકલ સ્કૂલ, દિબ્રુગઢ.

## વૈદકીય લૅબોરેટરીઝ તથા શોધખોળખાતાં

૧. સેન્ટ્રલ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ, કસોલી.
૨. ઑલ ઇન્ડિયા ઇન્સ્ટિટ્યુટ ઑફ હાઇજીન એન્ડ પબ્લિક હેલ્થ, કલકત્તા.
૩. સેન્ટ્રલ ડ્રગ્ઝ કન્ટ્રોલ લેબૉરેટરી, કલકત્તા.
૪. સ્કૂલ ઑફ ટ્રોપિકલ મેડિસીન, કલકત્તા.
૫. હાફકીન ઇન્સ્ટિટ્યુટ, મુંબઇ.
૬. કિંગ ઇન્સ્ટિટ્યુટ ઑફ પ્રિવેન્ટિવ મેડિસીન, મદ્રાસ.
૭. પાસ્તર ઇન્સ્ટિટ્યુટ ઑફ ઇન્ડિયા, કસાવલી.
૮. પાસ્તર ઇન્સ્ટિટ્યુટ ઑફ સધર્ન ઇન્ડિયા, કુનૂર.
૯. કિંગ એડવર્ડ સેવન્થ મેમોરિયમ પાસ્તર ઇન્સ્ટિટ્યુટ, શિલોંગ.
૧૦. મેલેરિયા ઇન્સ્ટિટ્યુટ ઑફ ઇન્ડિયા, કસોલી.

૧૧. પાસ્તર ઇન્સ્ટિટયુટ, કલકત્તા.
૧૨. પાસ્તર ઇન્સ્ટિટયુટ, મુંબઇ.
૧૩. પાસ્તર ઇન્સ્ટિટયુટ, પટણા.
૧૪. ઇમ્પિરિયલ વેટરનરી રિસર્ચ ઇન્સ્ટિટયુટ, ઇઝતનગર.
૧૫. ન્યુટ્રીશન રિસર્ચ લેબોરેટરીઝ. કૂનૂર.

## ક્ષય માટેનાં હિંદનાં આરોગ્યધામ

૧ યુનિયન મિશન ટયુબરકયુલોસિસ સેનેટોરિયમ, પોસ્ટ, આરોગ્યવરમ (મદનપલી નજીક) ડીસ્ટ્રીકટ ચિત્તુર (દક્ષિણ હિંદ)
(બધા પ્રકારની શસ્ત્રક્રિયા કરવામાં આવે છે. સમુદ્રની સપાટીથી ૨,૫૦૦ ફીટ ઊંચું) (જનરલ વોર્ડમાં મદ્રાસ ઇલાકાના દરદીઓને રાખવામાં આવે છે.)

૨ થાંબરમ ટયુબરકયુલોસિસ સેનેટોરિયમ, પોસ્ટ, ક્રોમેપેટ (મદ્રાસ) સુક્કી હવા. મદ્રાસ શહેરથી પંદર માઇલ દૂર. અલ્ટ્રાવાયોલેટ કિરણો (વીજળી દ્વારા તથા સૂર્યસ્નાન દ્વારા)ની સારવાર તથા અંતર શ્વસનની સારવાર તથા બીજી સારવાર કરવામાં આવે છે. વિદ્યાર્થીઓને ખાસ કિસ્સા તરીકે લાભ આપવામાં આવે છે.

૩ કિંગ એડવર્ડ ધી સેવન્થ ટયુબરકયુલોસિસ હોસ્પિટલ–ટેમ્પલ ગાર્ડન્સ, પોસ્ટ રોયપેટ્ટા, મદ્રાસ.

૪ વિશ્રાંતિપુરમ ટયુબરકયુલોસિસ સેનેટોરિયમ–રાજમહેન્દ્રી, ઇસ્ટ ગોદાવરી ડીસ્ટ્રીકટ (દક્ષિણ હિંદ).

૫ પ્રિન્સેસ કૃષ્ણરુપમણિ ટી. બી. સેનેટોરિયમ–મહિસુર. (મહિસુરના વતની ન હોય તેવાઓ માટે વધારે દર).

૬ ઝનાના મિશન ટી. બી. હોસ્પિટલ બેંગલોર. (બાળકો અને સ્ત્રીઓ માટે).

૭ હોસ્પિસિયો સેનેટોરિયો દ. એસ. જોસ. માર્ગાવ, સાલ્સેટ, ગોવા (પોર્ટુગીઝ હિંદ).

૮ હિલસાઇડ સેનેટોરિયમ, પોસ્ટ વેંગુર્લા, રત્નાગિરિ (મુંબઇ). (બધા પ્રકારની શસ્ત્રક્રિયા કરવામાં આવે છે. દરિયાની નજીક છે).

૯ કર્ણાટક હેલ્થ ઇન્સ્ટિટયુટ હુકેરી રોડ એમ. એસ. એમ. રેલવે.

૧૦ સર વિલિયમ વાન્લેસ ટી. બી. સેનેટોરિયમ, મીરજ (બધી જાતની શસ્ત્રક્રિયા કરવામાં આવે છે. સમુદ્રની સપાટીથી ૧,૮૦૦ ફીટ ઊંચું).

૧૧ ડૉ. બહાદુરજી મેમોરિયલ સેનેટોરિયમ દેવલાલી. (મુંબઇ).

૧૨ મહારાષ્ટ્ર ટયુબરકયુલોસિસ સેનેટોરિયમ, પંચવટી, નાસિક.

૧૩ ટર્નર સેનેટોરિયમ, ભોઇવાડા, પરેલ, મુંબઇ.

૧૪ મરાઠા હોસ્પિટલ, મુંબઈ.

૧૫ ક્ષયના દર્દીઓ માટે 'બેલએર' સેનેટોરિયમ, "દલકીથ" પંચગની. (ટેકરી પર આવેલું છે. સમુદ્રની સપાટીથી ૪,૨૦૦ ફીટ ઉંચું).

૧૬ ક્ષયના દર્દીઓ માટેનું હિંદુ સેનટોરિયમ, કાર્લા (મુંબઇ) (ચોમાસા દરમિયાન બંધ રહે છે).

૧૭ ટયુબરકયુલોસિસ સેનેટોરિયમ, જયસિંગપુર, કોલ્હાપુર.

૧૮ ટયુબરક્યુલોસિસ સેનેટોરિયમ, ઇંદોર.

૧૯ ટયુબરક્યુલોસિસ સેનેટોરિયમ, દેવાસ સિનિયર (મધ્યહિંદ) (ઇસ્પિતાલની સગવડ નથી. શહેરની સરહદ પરના ઘરમાં દરદીઓને રાખવામાં આવે છે).

૨૦ ટયુબરક્યુલોસિસ સેનેટોરિયમ પેન્ડ્રારોડ (મધ્યપ્રાંત) (સમુદ્રની સપાટીથી ૨,૩૮૦ ફીટ ઊંચું.

૨૧ મેરી વિલ્સન સેનેટોરિયમ, તિલૌનિયા (કિશનગઢ થઇને) (અજમેર પાસે) રજપુતાના (ફક્ત સ્ત્રીઓ માટે).

૨૨ કિંગ એડવર્ડ ધી સેવન્થ ટયુબરક્યુલોસિસ સેનેટોરિયમ, ધરમપુર, સીમલા હિલ્સ, પંજાબ. (સમુદ્રની સપાટીથી ૫,૦૦૦ ફીટ ઊંચું).

૨૩ સિલ્વર જ્યુબિલી ટયુબરક્યુલોસિસ સેનેટોરિયમ, કિંગ્સ વે, દિલ્લી (દિલ્લીના રહેવાશી ન હોય તેને જનરલ વૉર્ડમાં દાખલ કરવામાં આવતા નથી. ખાનગી મકાનોમાં પણ દિલ્લી પ્રાંતના રહેવાશીઓને પહેલી પસંદગી આપવામાં આવે છે.

૨૪ કિંગ એડવર્ડ ધી સેવન્થ ટયુબરક્યુલોસિસ સેનેટોરિયમ, ભોવાલી, નૈનિતાલ (સંયુક્તપ્રાંતો) (દરિયાની સપાટીથી ૬,૦૦૦ ફીટ ઉંચુ. સંયુક્તપ્રાંતોના રહેવાશી ન હોય તેને મફત દાખલ કરવામાં આવતા નથી. ખાનગી મકાનોમાં તેમને વધારે ચાર્જ ભરવાનો હોય છે).

૨૫ હિલક્રેસ્ટ સેનેટોરિયમ. ગેથિયા (નૈનિતાલ નજીક) કુમાઊન હિલ્સ, સંયુક્તપ્રાંતો. (દરિયાની સપાટીથી ૫,૦૦૦ ફીટ ઊંચું.)

૨૬ પંત્સ હોમ ફોર કન્ઝમ્પ્ટીવ્સ, આલ્મોરા (સંયુક્તપ્રાંતો) (૫,૭૦૦ ફીટ).

૨૭ આલ્મોરા ટયુબરક્યુલોસિસ સેનેટોરિયમ, આલ્મોરા (સંયુક્તપ્રાંતો) સ્ત્રીઓ તથા બાળકો માટે)

૨૮ શ્રી મંગલપ્રસાદ ટી. બી. સેનેટોરિયમ, સારનાથ (બનારસ નજીક)

૨૯ ટયુબરક્યુલોસિસ સેનેટોરિયમ, ઇટકી (રાંચી) (બિહાર) (૨,૩૫૦ ફીટ ઊંચું, બિહારીઓ માટે)

૩૦ લેડી ઇરવિન ટી. બી. સેનેટોરિયમ. પોસ્ટ સાનોવર, કસૌલી હિલ્સ.

૩૧. ડૉ. બર્મન્સ ટી. બી. સેનેટોરિયમ (જબલી આર. એસ.) પોસ્ટ ધરમપુર, સીમલા હિલ્સ (પંજાબ).

૩૨ નેશનલ ઇન્ફર્મરી, ૧૮૯ મણિકટલા મેઇનરોડ, કલકત્તા. (બધા દર્દીઓને મફત દાખલ કરવામાં આવે છે).

૩૩ જદબપુર ટયુબરક્યુલોસિસ સેનેટોરિયમ. પોસ્ટ જદબપુર કોલેજ. ચોવીસપરગણા, કલકત્તા.

૩૪ એસ. બી. ડે. ટી. બી. સેનેટોરિયમ, કુરસીઓંગ, દાર્જીલિંગ. બંગાળા. (જદબપુર સેનેટોરિયમની શાખા)

૩૫ જમિનિભૂષણ ટી. બી. હોસ્પિટલ, પટિપુકુર, પોસ્ટ ડમડમ (૨૪ પરગણા) (આયુર્વેદિક પદ્ધતિએ સારવાર કરવામાં આવે છે).

૩૬ મારવાડી ટી. બી. સેનેટોરિયમ, પોસ્ટ, ગર્ખાલ, કસૌલિ હિલ્સ (પંજાબ) (આયુર્વેદિક પદ્ધતિએ સારવાર કરવામાં આવે છે).

૩૭ આર. કે. મિશન, ટી. બી. હોસ્પિટલ, રાંચી.

૩૮ આર. કે. મિશન, ટી. બી. ક્લિનિક, દિલ્લી.

૩૯ લેડી લિન્લિથગો ટયુબરક્યુલોસિસ હૉસ્પિટલ પતિયાળા.

૪૦ દાદર ટયુબરક્યુલોસિસ સેનેટોરિયમ (હજરા, ડિસ્ટ્રિક્ટ, સરહદ પ્રાંત).

૪૧ ન્યુ દિલ્લી ટયુબરક્યુલોસિસ ક્લિનિક, ન્યુ દિલ્લી.

૪૬

## ડૉકટરોની સંખ્યા વગેરે

એવી ગણતરી કરવામાં આવી છે કે હિંદમાં પ્રેકિટસ કરતા કેળવાયેલ ડૉકટરોની સંખ્યા ૩૫,૦૦૦ થી ૪૦,૦૦૦ની છે. ડૉકટરોનું પ્રમાણ વસ્તીના દસ હજારે એકનું છે.

એક્સ–રે (ક્ષ–કિરણો)ની સગવડ કોઈ રીતે પૂરતી નથી. હિંદની ઇસ્પિતાલોમાં ફક્ત ૮૩ મોટા અને ૪૭ નાના સેટ છે. રેડિયમની સારવાર માટેની સગવડ તદ્દન મર્યાદિત છે. રેડિયમ માત્ર ૫,૧૩૧ મિલિગ્રામ મળી શકે છે અને ખાનગી ડૉકટરોની નાની સંખ્યા ઉપરાંત માત્ર મદ્રાસ, મુંબઈ, બંગાળા, પંજાબ, બિહાર, આસામ, ઓરિસ્સા અને દિલ્હીમાં મળી શકે છે.

## હિંદની મેડીકલ કાઉન્સિલ

૧૯૩૩ના મેડીકલ કાઉન્સિલ એકટથી હિંદની મેડીકલ કાઉન્સિલ અસ્તિત્વમાં આવી. આ કાયદાએ બ્રિટિશ હિંદમાં ડાકટરી લાઇનની ઉચ્ચ ડીગ્રી માટે એકસરખું ધોરણ જાળવી રાખવાની તેના પર જવાબદારી મૂકી. કાઉન્સિલે હિંદની બધી મેડીકલ કોલેજોની તથા તેના દ્વારા લેવાતી પરીક્ષાઓની વિગતવાર તપાસ કરી અને પરિણામે આંધ્ર યુનિવર્સિટી સિવાય બધી યુનિવર્સિટીઓની ડાકટરી ડીગ્રીની લાયકાતમાં પુનર્રચના કરવામાં આવી.

મેડીકલ કાઉન્સિલે ધંધાદારી કેળવણી માટે અનેક ભલામણો કરી. હિંદમાં વૈદકીય કેળવણીની જરૂરીઆત તથા ધોરણમાં આ ભલામણોનો અમલ કરવામાં આવેલ છે.

હિંદની વૈદકીય ડીગ્રીને બ્રિટિશ હિંદ બહાર માન્ય કરવામાં આવે તેમ જ બીજા દેશોની ડીગ્રીને હિંદમાં માન્ય કરવામાં આવે તે કાઉન્સિલનું બીજું કાર્ય છે. અરસપરસના ધોરણ પર સ્વીકારાએલ ડીગ્રીઓનો જ, આ કાઉન્સિલે અત્યારસુધી સ્વીકાર કર્યો છે. બ્રિટિશ હિંદની યુનિવર્સિટીઓની જે ડીગ્રીઓને આ કાઉન્સિલે માન્ય કરી હોય તેને જ ગ્રેટબ્રિટનની જનરલ મેડીકલ કાઉન્સિલ માન્ય રાખે છે.

ધંધાદારીઓની નોંધણી માટે વિવિધ પ્રકારના પ્રાંતિક કાયદાઓ છે, જેને અંગે દરેક પ્રાંતમાં મેડીકલ કાઉન્સિલની સ્થાપના થઈ શકે છે. લાયકાત ધરાવનારા ડાકટરોને ત્યાં રજીસ્ટર કરવામાં આવે છે. આ કાઉન્સિલના કાર્યપ્રદેશમાં વૈદકીય કેળવણી પર દેખરેખ રાખવાનો, પરીક્ષાઓ પર દેખરેખ રાખવાનો, ડાકટરો પર શિસ્ત રાખવાનો, અને જુદી જુદી ડાકટરી ડીગ્રીઓને માન્ય રાખવા સંબંધી સ્થાનિક સરકારને સલાહ આપવાનો સમાવેશ થાય છે.

## હિંદનું રાજ્યબંધારણ

### પૂર્વઇતિહાસ

હાલના હિંદની રાજ્યશાસનની પદ્ધતિ જાણવાપહેલાં તેનો ઇતિહાસ જાણવાની ખાસ જરૂર છે. ઇ. સ. ૧૬૦૦માં ઇલિઝાબેથે ઇસ્ટ ઇન્ડિયા કંપનીને જે પરવાનગી આપી તેમાં કાયદાની સત્તાનાં બીજ નખાયાં હતાં. આ પરવાનગીની એક કલમમાં તે કંપનીની વ્યવસ્થા માટે તથા તેના વેપારની પ્રગતિ માટે જરૂરી તથા સગવડભર્યા જણાય તે તે વાજબી કાયદા, બંધારણ, હુકમ તથા વટહુકમ ઘડવા તથા અમલમાં મૂકવાની છૂટ હતી.

**૧૭૭૩ના રેગ્યુલેટિંગ એકટને** અંગે ફોર્ટ વિલિયમ (બંગાળા) ઇલાકાના રાજવહીવટ માટે શહેનશાહ, ગવર્નર–જનરલ તથા તેને સલાહ આપવા ચાર સભાસદો નીમે તેમ નક્કી થયું. બીજા બે ઇલાકા મુંબઇ તથા મદ્રાસનો વહીવટ પ્રમુખ તથા કાઉન્સિલ કરે, પણ તે ગવર્નર–જનરલના તાબામાં

રહે. બંગાળામાં ફોર્ટ વિલિયમમાં ન્યાયની અદાલત સ્થાપવામાં આવી. ઇસ્ટ ઇન્ડિયા કંપનીની બોર્ડના ડિરેક્ટરોએ ફક્ત વેપાર પર તથા કંપનીની આર્થિક સ્થિતિ પર લક્ષ આપવાનું હતું અને બ્રિટિશ સત્તાથી નિમાયેલ ગવર્નર–જનરલ કંપનીના મુલકનો વહીવટ કરે. આ રીતે કંપનીના વહીવટ ઉપર પાર્લમેંટની સત્તા થઇ. ૧૭૮૪ના પિટ્ટના કાયદાને અંગે પાર્લમેંટે એક ડગલું આગળ ભર્યું અને કંપનીના રાજતંત્ર ઉપર અંકુશ મેળવવા ઇંગ્લેંડમાં બોર્ડ ઑફ કન્ટ્રોલ સ્થાપી, અને તેના પ્રમુખ હિંદના વહીવટ માટે પાર્લમેંટને જવાબદાર રહે એમ નક્કી થયું. આ બોર્ડના સભ્યોને શહેનશાહ નીમે તેવું ઠરાવવામાં આવ્યું. વળી તે સાથે હિંદમાં ગવર્નર–જનરલની સત્તા વધારવામાં આવી અને પોતાની કારોબારીની મરજી વિરુદ્ધ વર્તી શકે એવી સત્તા આપવામાં આવી.

ઇ. સ. ૧૮૧૩ના પરવાનાથી કંપનીનો હિંદના વેપારનો ઇજારો બંધ થતાં તે આખા ગ્રેટબ્રિટનને માટે ખુલ્લો થયો અને કંપનીના હાથમાં ચીનનો એકહથ્થુ વેપાર રહ્યો.

ઇ. સ. ૧૮૩૩ના પરવાનાથી કંપનીના વેપારી હક્ક ઝૂંટવી લેવામાં આવ્યા. આ કાયદાથી ગવર્નર–જનરલની સત્તા વધારે ચોક્કસ કરવામાં આવી. વળી ભારે પગારવાળી નોકરી હિંદીઓને પણ આપવાની નીતિ સ્વીકારાઇ, તે સાથે અંગ્રેજી કેળવણીની પ્રથા દાખલ કરવાનું ઠરાવવામાં આવ્યું. વળી ગવર્નર–જનરલની કારોબારી સભામાં કાયદાના સલાહકાર તરીકે એક સભાસદ નીમવામાં આવ્યો. કાયદા ઘડવાના હોય ત્યારે જ તે સભામાં બેસી શકતો.

૧૮૫૩માં એક વધારે પટ્ટો આપવામાં આવ્યો, આથી કાયદાના સભાસદને કાયમનો સભાસદ બનાવવામાં આવ્યો અને તેને ગમે તે બેઠકમાં બેસવાની છૂટ મળી. આ પટ્ટાની રૂએ **હિંદમાં ધારાસભાની સ્થાપના** થઇ. આમાં કુલ ૧૨ સભાસદો હતા. ગવર્નર–જનરલ, તેની કારોબારી, દરેક પ્રાંતનો એક એક પ્રતિનિધિ વગેરે. આના સભાસદો સરકારના વહીવટ સંબંધી પ્રશ્નો પૂછી શકતા.

**૧૮૫૮નો કાયદો** : ૧૮૫૭ના બળવા પછી ૧૮૫૮માં મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરાથી હિંદનો વહીવટ કંપની પાસેથી લઇ લેવામાં આવ્યો અને તે પાર્લમેંટ હસ્તક સોંપવામાં આવ્યો. હિંદી વજીરની નિમણૂક થઇ અને તેને મદદ કરવા પંદર સભ્યોની કાઉન્સિલ નિમાઇ. હિંદનો ગવર્નર–જનરલ વાઇસરૉય પણ કહેવાયો અને તેની કારોબારી સભામાં નાણાં-સભાસદની નિમણૂક કરવામાં આવી.

૧૮૬૧માં મહાન ફેરફારો થયા. દરેક ઇલાકાને કાયદો ઘડવાની છૂટ મળી. બંગાળા, મુંબઇ, મદ્રાસ, સરહદપ્રાંત અને પંજાબમાં પ્રાંતિક ધારાસભાઓ સ્થાપવામાં આવી, છતાં સભ્યો ચૂંટાયેલા નહોતા. આગળ આપેલો પ્રશ્નો પૂછવાનો હક્ક ઝૂંટવી લેવામાં આવ્યો. વાઇસરૉયને વટહુકમો બહાર પાડવાની સત્તા મળી.

**ઇ. સ. ૧૮૮૨નો કાયદો** : ઇ. સ. ૧૮૮૨માં લૉર્ડ રિપને સ્થાનિક સ્વરાજ્યનો કાયદો પસાર કરી હિંદીઓને રાજકીય શિક્ષણ લેવાની થોડીક સગવડ કરી દઇ શહેરસુધારાઇખાતામાં સરકારી દેખરેખ નીચે લોકોને વહીવટ કરવાની જોગવાઇ કરી આપી અને ઇલ્બર્ટ–બિલ મંજૂર કરાવી દેશી ન્યાયાધીશોને અર્ધ યુરોપિન અને અર્ધ દેશી પંચની સલાહથી યુરોપિયન ગુનેગારો પર કામ ચલાવવાનો હક્ક દીધો. ઇ. સ. ૧૮૯૨માં ધારાસભાના સભાસદોની સંખ્યા વધારવામાં આવી. વળી કેટલાક સભ્યો મ્યુનિસિપાલિટીઓ, લોકલ બોર્ડો અને વેપારી મંડળોની ભલામણ પ્રમાણે નીમવાનું નક્કી થયું, પણ હજુ ચૂંટણીનું ધોરણ સ્વીકારવામાં આવ્યું નહોતું. સભ્યોને પ્રશ્નો પૂછવાનો હક્ક અને ચર્ચા કરવાની છૂટ મળી પણ ઠરાવ પસાર કરવાની છૂટ ન હતી.

૧૯૦૯માં ઘણા અગત્યના સુધારા થયા. તે સુધારા મોર્લિ-મિન્ટો સુધારા તરીકે ઓળખાય છે. આથી હિંદી વજીરની કાઉન્સિલમાં તેમ જ ગવર્નર-જનરલની કાઉન્સિલમાં હિંદી સભ્ય નીમવો તેમ ઠર્યું. ધારાસભાના સભ્યોની સંખ્યા વધારવામાં આવી. વડી ધારાસભામાં સરકારી સભ્યોની બહુમતિ રાખવામાં આવી, પણ પ્રાંતિક ધારાસભામાં બિન-સરકારી સભ્યોની બહુમતિ રાખવામાં આવી. આ ધારાસભાઓને પ્રશ્નો પૂછવાનો, પેટા પ્રશ્નો પુછવાનો તેમજ ઠરાવો કરવાનો હક્ક આપવામાં આવ્યો, પણ તેમની ઇચ્છા પ્રમાણે કરવા અમલદારો બંધાયેલા ન હતા, છતાં ચૂંટણીમાં કોમી ધોરણ દાખલ કરી આ સુધારાએ હિંદુ અને મુસલમાનોના સંબંધ વચ્ચે ઝેર રેડયું.

મહાવિગ્રહ દરમિયાન હિંદે વધારે સુધારાઓ આપવા માટે દબાણ કર્યું. ઈંગ્લંડ તે વખતે ભયમાં હતું, એટલે ઈંગ્લંડે નમતું મેલ્યું. ૧૯૧૭ના ઓગસ્ટની ૨૦મી તારીખે હિંદી વજીર મોંટેગુએ મહત્ત્વની જાહેરાત કરી કે હિંદને ધીમે ધીમે જવાબદાર રાજતંત્ર આપવામાં આવશે અને હિંદના લોકોને રાજ્ય વહીવટથી વધારે પરિચિત કરવામાં આવશે. આ વચન મુજબ ૧૯૧૯માં મોન્ટેગુ-ચેમ્સફર્ડ સુધારા પસાર થયા. તે સુધારા મુજબ ઘણા અગત્યના ફેરફાર થયા. આથી હિંદી વજીર દર વર્ષે હિંદના વહીવટનો અહેવાલ પાર્લમેંટ સમક્ષ રજૂ કરે તેવું ઠર્યું. તેની કાઉન્સિલના સભાસદોની સંખ્યા ૧૫ની હતી તે હવે ૮થી ૧૨ની થઇ અને તેનો ખર્ચ હવેથી બ્રિટિશ સરકારે આપવો એમ નક્કી કર્યું. અત્યાર સુધી હિંદની સરકારને જોઇતા માલની ખરીદી હિંદી વજીર કરતો, હવેથી તે ખરીદી માટે હાઈ કમિશ્નર નિમાયો.

હિંદના ગવર્નર-જનરલને કેટલીક ખાસ સત્તાઓ આપવામાં આવી. તે ધારાસભાએ પસાર કરેલા બિલને નામંજૂર કરી શકે, ન પસાર કરેલા બિલને પસાર કરાવી શકે, વટહુકમો કાઢી શકે, વગેરે.

અત્યાર સુધી એક મધ્યસ્થ ધારાસભા હતી તેને બે બનાવવામાં આવી અને તેના સભ્યોની સંખ્યામાં પણ વધારો કરવામાં આવ્યો. બન્ને ધારાસભાના ચૂંટાયેલા સભ્યોની બહુમતિ રાખવામાં આવી અને તેને સત્તા પણ વધારે આપવામાં આવી, બન્નેના પ્રમુખોને સભ્યો જ ચૂંટતા, પણ કારોબારી ધારાસભાને જવાબદાર નહોતી.

પ્રાંતોમાં ગવર્નરોને ગવર્નર-જનરલ જેવી જ સત્તા આપવામાં આવી. તેની સાથે એક નવો અખતરો કરવામાં આવ્યો. ગવર્નરની કારોબારીના બે ભાગ પાડયા. અર્ધા સભ્યોને ગવર્નર મરજીમાં આવે તેમ નીમે અને તેઓ પોતાનાં કાર્યો માટે ધારાસભાને જવાબદાર ન રહે. તેમની પાસે રહેલાં ખાતાંઓ અનામત ખાતાંઓ (Reserved Departments) કહેવાતાં. બાકીના સભ્યોને ગવર્નર ધારાસભાના સભ્યોમાંથી નીમતા. તેઓ પ્રધાનો કહેવાતા અને ધારાસભાને જવાબદાર ગણાતા. તેમનાં ખાતાંઓ સોંપાયેલાં ખાતાંઓ (Transferred Departments) તરીકે ઓળખતાં. આ પદ્ધતિને દ્વિમુખી પદ્ધતિ (Dyarchy) કહે છે.

પ્રાંતની ધારાસભાના સભ્યોની સંખ્યા વધારવામાં આવી અને તેને ઠરાવ કરવાના, મત આપવાના વગેરે હક્ક આપવામાં આવ્યા. દેશી રાજાઓ માટે નરેન્દ્રમંડળ સ્થાપવાની સૂચના કરવામાં આવી. મ્યુનિસિપાલિટીઓ તેમજ લોકલ બોર્ડના પ્રમુખો ચૂંટાયેલા હોવા જોઇએ તેમ ઠર્યું અને ચૂંટાયેલા સભ્યોની બહુમતિ રાખવામાં આવી.

ઇ. સ. ૧૯૧૯ના ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા એકટમાં એક કલમ એવી હતી કે આ (૧૯૧૯માં યોજાયેલ) રાજ્યતંત્રની દસ વર્ષ અજમાયશ કરવી અને તે દસ વર્ષ પછી સુધારાના તંત્રનું કામ તપાસી રાજ્યતંત્રમાં ઘટતા સુધારાવધારા કરવા માટે પાર્લમેંટના સભ્યોનું એક રૉયલ કમિશન નીમવું. એ કલમ પ્રમાણે ઇ. સ. ૧૯૨૭માં પાર્લમેંટે સર જોન સાયમનના પ્રમુખપણા નીચે ૭ સભ્યોનું એક કમિશન નીમ્યું. એ કમિશનમાં એક પણ હિંદી ગૃહસ્થની નિમણૂક ન થયેલી હોવાથી હિંદી પ્રજા નારાજ થઈ અને તેનો વિરોધ કર્યો, એટલું જ નહિ પણ તેનો હિંદે બહિષ્કાર કર્યો.

હિંદી પ્રજાના વિરોધ છતાં કમિશને તો જોઈતા સુધારાની સૂચવણીનું કામ કર્યું અને તે બાબતનો રિપોર્ટ તૈયાર કરી પાર્લમેંટ સમક્ષ ઇ. સ. ૧૯૩૦માં રજૂ કર્યો.

રિપોર્ટ બહાર પડતાં હિંદી પ્રજા અતિ નારાજ થઈ. બ્રિટિશ સરકારને લાગ્યું કે જો સાયમન કમિશનની ભલામણ પર હિંદનું રાજ્યબંધારણ ઘડવામાં આવશે તો હિંદીઓ તેનો સ્વીકાર કરશે નહિ ને હિંદમાં કાયમનો રાજદ્વારી અસંતોષ રહેશે. તેથી હિંદના રાજતંત્ર વિષે નવેસરથી વિચાર કરવાને બ્રિટિશ સરકારે ઇ. સ. ૧૯૩૦માં લંડનમાં ગોળમેજી પરિષદ ભરી અને તેમાં ભાગ લેવાને હિંદના જુદા જુદા રાજકીય પક્ષના નેતાઓને, દેશી રાજાઓને તથા આગેવાન હિંદીઓને આમંત્રણ આપ્યું. એ પરિષદમાં ગયેલા દેશી રાજાઓએ એકાએક આખા હિંદુસ્તાનનું ફેડરેશન સ્થાપવાની ને તેમાં દાખલ થવાની ઇચ્છા ને ઈંતેજારી બતાવી. આથી નવા રાજ્યબંધારણમાં ત્રણ મુદ્દાઓ નક્કી થયા:

(૧) હિંદનું નવું રાજ્યતંત્ર ફેડરલ (સંયુક્ત) હોવું જોઇએ.

(૨) મધ્યસ્થ કે વડી સરકારમાં જવાબદારી.

(૩) હિંદને હિતકારી હોય એવી કેટલીક બાબતોની સલામતી (Safeguards).

ઇ. સ. ૧૯૩૦–૩૧માં હિંદુસ્તાનમાં અસહકારની ચળવળ પૂરજોસમાં ચાલી રહી હતી. મહાસભા-પક્ષના હજારો માણસોએ જેલનો સ્વીકાર કર્યો હતો. ઇ. સ. ૧૯૩૧ની શરૂઆતમાં ગાંધી–અર્વિન–કરારથી રાજદ્વારી સુલેહ થતાં લડત બંધ પડી અને મહાત્મા ગાંધીજી મહાસભાપક્ષના પ્રતિનિધિ તરીકે ઇ. સ. ૧૯૩૧ના સપ્ટેંબર મહિનામાં લંડનની બીજી ગોળમેજી પરિષદમાં ગયા. તેમાં કોમી પ્રતિનિધિત્વ વિષે હિંદીઓમાં સમજૂતી નહિ થવાથી બ્રિટિશ સરકારે ઇ. સ. ૧૯૩૨માં કોમી ચુકાદો આપ્યો. નવા રાજ્યબંધારણના મુદ્દાઓ હજુ વિચારાયા નહોતા તેથી ઈ. સ. ૧૯૩૨માં લંડનમાં ત્રીજી ગોળમેજી પરિષદ ભરવામાં આવી ને તેણે રાજ્યબંધારણનું રૂપ નક્કી કર્યું. ત્યારબાદ શાહી સરકારે હિંદના નવા રાજ્યતંત્રની રૂપરેખા દર્શાવતા (વ્હાઇટ પેપર) શ્વેત પત્ર પ્રગટ કર્યો ને નવા સુધારાના કાયદાનો ખરડો તૈયાર કર્યો. તેને પાર્લમેંટમાં મંજૂરી માટે રજૂ કરવામાં આવ્યો. એ ખરડો પાર્લમેન્ટની અમીરની ને આમની સભાની એક સંયુકત કમિટિએ બારીકાઈથી તપાસી તેમાં સુધારા–વધારાની ભલામણો કરી. તે પ્રમાણે અસલ ખરડામાં સુધારાવધારા કરવામાં આવ્યા. છેલ્લે તેને ઈ. સ. ૧૯૩૫માં પાર્લમેંટે મંજૂરી આપી. એ કાયદો 'ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા એકટ' તરીકે ઓળખાય છે.

આ રાજ્યબંધારણના બે મુખ્ય ભાગો છે–એક ફેડરેશનને લગતો ને બીજો પ્રાંતિક સરકારને લગતો. પ્રાંતોને લગતો ભાગ ૧૯૩૭ની સાલની ૧લી એપ્રિલથી અમલમાં આવ્યો છે ને ત્યાં તે દિવસથી નવા બંધારણ પ્રમાણે રાજ્યતંત્ર શરૂ થયું છે.

**હિંદી વજીર અને ઇન્ડિયા કાઉન્સિલ**—હિંદી વજીરનું સ્થાન નવા બંધારણમાં રહેલું છે ખરું, પરંતુ તેની સત્તામાં કેટલોક ફેરફાર થયો છે. હવેથી પ્રાંતિક ગવર્નરો અને હિંદના વાઇસરૉય બધી બાબતમાં તેને જવાબદાર રહેશે નહિ, પરંતુ પોતપોતાની ખાસ જવાબદારીની બાબતો પૂરતા જ જવાબદાર રહેશે. ઇન્ડિયા કાઉન્સિલ બંધ થશે પણ તેને બદલે હિંદી વજીર પોતાને માટે ત્રણથી છ જેટલા સલાહકારો રાખશે.

**મધ્યસ્થ સરકાર**—ભૂગોળની દૃષ્ટિએ હિંદુસ્તાન એક છે, છતાં રાજકીય દૃષ્ટિએ હિંદુસ્તાન બે છે: ૧ બ્રિટિશ હિંદુસ્તાન અને ૨ દેશી રાજ્યોનું હિંદુસ્તાન. બ્રિટિશ હિંદુસ્તાન પર શહેનશાહની હકૂમત સીધી છે ને દેશી રાજ્યો પર આડકતરી છે. બ્રિટિશ હિંદમાં શહેનશાહના નામથી રાજ્ય ચાલે છે ત્યારે દેશી રાજ્યોમાં શહેનશાહના સર્વોપરીપણા નીચે દેશી રાજ્યોના નામથી રાજ્ય ચાલે છે.

બન્ને હિંદુસ્તાનની પ્રજાનાં ઇતિહાસ, સાહિત્ય, સંસ્કૃતિ તથા ધર્મ સરખાં છે. બન્ને હિંદુસ્તાન એક છે. આથી નવા રાજ્યબંધારણમાં બ્રિટિશ પ્રાંતો તથા દેશી રાજ્યોનું એક સમવાયતંત્ર બનાવવામાં આવ્યું છે.

સમવાયતંત્રમાં બ્રિટિશ મુલકનો પ્રત્યેક પ્રાંત જેમ એક એકમ (Unit) તરીકે જોડાશે તેમ પ્રત્યેક દેશી રાજ્ય કે નાનાં રાજ્યોનું બનેલું ગ્રૂપ એક એકમ તરીકે જોડાશે. વડી ધારાસભામાં જેમ બ્રિટિશ પ્રજાના પ્રતિનિધિઓ હશે તેમ દેશી રાજ્યોના પણ હશે, એટલે હિંદની વડી સરકાર કે મધ્યસ્થ સરકારનું બંધારણ સમવાય કે ફેડરલ ધોરણે યોજવામાં આવ્યું છે.

**ગવર્નર-જનરલ**—હાલના રાજ્યબંધારણની માફક નવા રાજ્યબંધારણમાં પણ મધ્યવર્તી સરકારનો મુખ્ય હાકેમ ગવર્નર-જનરલ રહેશે. તે બ્રિટિશ શહેનશાહના પ્રતિનિધિનું કામ પણ કરશે. સંયુક્ત હિંદનું રાજ્યતંત્ર જુદા જુદાં ખાતાંઓમાં વહેંચી નાખવામાં આવેલું છે. કેટલાંક ખાતાંઓ ગવર્નર જનરલને હસ્તક છે અને કેટલાક પ્રધાનોને હસ્તક છે. ગવર્નર-જનરલના કાબૂ નીચેનાં ખાતાં અનામત રાખવામાં આવ્યાં છે.

(૧) હિંદુસ્તાનનું રક્ષણ, (૨) ધાર્મિક બાબતો, (૩) આંતરરાષ્ટ્રીય બાબતો તથા (૪) સરહદની કોમોને લગતાં ખાતાંઓ અનામત (Reserved) છે ને તેને માટે ગવર્નર-જનરલ પોતે જવાબદાર છે. આ ખાતાંઓના કામમાં મદદ કરવા એ ત્રણ સભ્યો નીમી શકે, તેમ જ જરૂર જણાય ત્યારે આ બાબતોના સંબંધમાં પ્રધાનોની સલાહ લેવી હોય તો લઇ શકે, પરંતુ છેલ્લો નિર્ણય તો તે પોતાને યોગ્ય લાગશે તે જ કરશે.

**પ્રધાનમંડળ**—ફેડરલ ધારાસભામાં ચૂંટાઇને જે પ્રતિનિધિઓ આવેલા હશે તેમાં ગવર્નર-જનરલ વધારેમાં વધારે દસ પ્રધાનો બહુમતિ ધરાવનાર પક્ષમાંથી નીમશે. આ પ્રધાનમંડળમાં લઘુમતિ કોમના પ્રતિનિધિ રહે તેની ગવર્નર-જનરલ ખાસ સંભાળ રાખશે. તેમના હોદ્દાની મુદત નક્કી હોતી નથી. ધારાસભાનો તેમનામાં વિશ્વાસ નહિ રહે ત્યારે તેઓ રાજીનામું આપશે. ગવર્નર-જનરલ પોતાને યોગ્ય લાગે ત્યારે આવા પ્રધાનમંડળને કાઢી શકે છે. તેમનો પગાર ધારાસભા નક્કી કરે છે.

ચાર અનામત બાબતો સિવાય બાકીનાં તમામ ખાતાં પ્રધાનોને હસ્તક રહેશે ખરાં, છતાં એ સોંપાયેલાં ખાતાંમાંની કેટલીક બાબતોમાં ગવર્નર-જનરલની ખાસ જવાબદારી છે. એ બાબતો નીચે પ્રમાણે છે: હિંદુસ્તાનની સુલેહશાંતિ, સમવાયતંત્રની નાણાંવિષયક આંટીઘૂંટી, લઘુમતિ કોમોનાં હિતનું રક્ષણ, સનંદી નોકરો તથા દેશી રાજ્યનું રક્ષણ અને બ્રિટિશ તથા બર્મીઝ વેપાર તરફ ધારાસભાનું વિરોધી વર્તન. આ બધી બાબતોમાં ગવર્નર-જનરલ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે વર્તી શકશે અને આ બધી બાબતોની તેના પર અંગત જવાબદારી રહેશે.

**ગવર્નર-જનરલ અને ધારાસભા**—સમવાયતંત્રની ધારાસભા બોલાવવાની, તેને મુલતવી રાખવાની, તેને બરખાસ્ત કરવાની અગર તેની મુદત વધારવાની સત્તા ગવર્નર-જનરલના હાથમાં છે.

**અ** લશ્કર, ધર્મ, પરદેશનીતિ વગેરે બાબતોનાં બિલ ગવર્નર-જનરલની સંમતિ લીધા વિના ધારાસભામાં રજૂ કરી શકાય નહિ. વળી જે બિલ પસાર થયાં હોય તેને નામંજૂર કરી તે અટકાવી શકે. ધારાસભાની બેઠક ચાલુ ન હોય ત્યારે ગવર્નર-જનરલ વટહુકમો (Ordinances) કાઢી શકે, તે ઉપરાંત તેને પોતાના નામે કાયમી કાયદો ધારાસભામાં મંજૂર કરાવવાનો પણ હક્ક હોય છે.

**બ** નાણાંને લગતું કોઈ પણ બિલ ગવર્નર-જનરલની રજા લીધા સિવાય ધારાસભામાં દાખલ ન થઈ શકે; ધારાસભા ખર્ચની કોઇ રકમ નામંજૂર કરે તો ગવર્નરજનરલ તે રકમ જરૂરી છે એમ લખી મંજૂર કરે છે. આ સત્તાને Power of certification કહે છે. નવો કર નાખવો હોય કે નવી લોન લેવી હોય તો ગવર્નર-જનરલની પહેલથી રજા લેવી જોઈએ.

કોઇ પણ સંયોગોમાં બંધારણીય આંટી ઉભી થાય અને વહીવટ ભયમાં આવી પડે તો ગવર્નર-જનરલ ફેડરલ કોર્ટ સિવાયનું આખું રાજ્યતંત્ર પોતાને હસ્તક લઇ લે અને બધો વહીવટ પોતે જ કરે, પણ છ મહિનાથી વધારે તેવો વહીવટ કરી શકે નહિ. છતાં પાર્લમેંટની સંમતિથી તેવો વહીવટ ત્રણ વર્ષ સુધી ચલાવી શકાય.

**વાઇસરોય તરીકેની સત્તા**--ગવર્નર-જનરલ તરીકેની ઉપરોક્ત સત્તાઓ ઉપરાંત તે રાજાના પ્રતિનિધિ તરીકે કેટલાક હક્ક ભોગવે છે. રાજાની જેમ તે પણ માનચાંદ આપે છે અને કેદીઓને માફી બક્ષે છે. પરદેશી રાજ્યોની સાથે તે રાજાના પ્રતિનિધિ તરીકે વર્તે છે. તે દેશી રાજ્યોની મુલાકાતે જાય છે. દરબારો ભરે છે. સલામતી લે છે વગેરે.

## ગવર્નર-જનરલ અને પ્રાંતિક સરકાર

જેવી રીતે હિંદી વજીર મધ્યસ્થ સરકારના વહીવટમાં માથું ન મારી શકે, તેવી રીતે ગવર્નર-જનરલ પ્રાંતિક સરકારના વહીવટમાં માથું ન મારી શકે; પણ જ્યાં ગવર્નર પોતાની ખાસ સત્તાઓનો ઉપયોગ કરે અગર જ્યારે તે પોતાના સ્વતંત્ર મત પ્રમાણે વર્તે અગર પોતાને યોગ્ય લાગે તેમ વર્તે ત્યારે ગવર્નર-જનરલ તેનાં કાર્યોમાં માથું મારી શકે, તે સિવાય નહિ.

**આજ્ઞાપત્ર**—ગવર્નર-જનરલની જ્યારે નિમણૂક થશે ત્યારે તેને શહેનશાહ તરફથી એક આજ્ઞાપત્ર આપવામાં આવશે અને તે પ્રમાણે જ તેને વર્તવું પડશે. અમલ દરમિયાન તેણે પોતાની સત્તા કઇ કઇ બાબતમાં અને કેવી રીતે વાપરવી તે આજ્ઞાપત્રમાં સ્પષ્ટ બતાવેલું હશે.

ગવર્નર-જનરલ પ્રધાનો ઉપરાંત કાયદાની બાબતમાં સલાહ લેવા માટે એક ઍડવોકેટ-જનરલની પણ નિમણૂક કરશે.

**ફેડરલ ધારાસભા**-સમવાયતંત્રને માટે કાયદા ઘડવા માટે ફેડરલ ધારાસભા હાલની માફક બે વિભાગવાળી થશે:

(૧) કાઉન્સિલ ઑફ સ્ટેટ (રાજ્યોની સભા)

(૨) હાઉસ ઑફ ઍસેમ્બ્લી (અથવા ફેડરલ ઍસેમ્બ્લી)

**કાઉન્સિલ ઑફ સ્ટેટ**—તેમાં નીચે પ્રમાણે એકંદર ૨૬૦ સભાસદો રહેશે.

**૧૫૦ બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ**

૭૫ જનરલ હિંદુઓ (હરિજનની ૬ જગ્યા સાથે)
૪૯ મુસલમાન
૪ શીખ
૬ સ્ત્રી
૬ પછાત કોમ

**૧૦૪ દેશી રાજયોના પ્રતિનિધિઓ**

હૈદ્રાબાદ ૫, વડોદરા ૩, મહિસુર ૩, કાશ્મીર ૩, ગ્વાલિયર ૩, ત્રાવણકોર ૨, કોચીન ૨, ઉદેપુર ૨, જયપુર ૨, જોધપુર ૨, સાંગલી અને સાંવતવાડી મળીને વારાફરતી ૧ તથા બીજાં નાનાં રાજ્યો વારાફરતી ૧ પ્રતિનિધિ મોકલી શકે છે.

**૬ સભાસદોની નિમણૂક ગવર્નર-જનરલ પોતે કરશે.**

---
૨૬૦

**સભાસદની લાયકાત**–બ્રિટિશ પ્રજાજન, સમવાયતંત્રમાં જોડાયેલ રાજા કે તેનો કોઇ પ્રજાજન, કાઉન્સિલ ઑફ સ્ટેટનો પ્રતિનિધિ થઇ શકશે. તેની ઉંમર ૩૦ વર્ષથી ઓછી હોવી ન જોઇએ. તે અમુક ઇન્કમટેક્સ ભરતો હોવો જોઇએ અથવા તે જમીનદાર હોવો જોઇએ. કાઉન્સિલ ઑફ સ્ટેટ સ્થાયી છે એટલે તેને કયારેય બરખાસ્ત કરવામાં આવશે નહિ, પણ દર ત્રણ ત્રણ વર્ષે તેના ત્રીજા ભાગના સભ્યો નિવૃત્ત થશે અને તેની જગ્યાએ તેટલા બીજા સભ્યો ચૂંટાશે, એટલે તેમાંના ત્રીજા ભાગની બેઠકોની ત્રણ વર્ષ માટે ચૂંટણી થશે, અને બીજા ત્રીજા ભાગની બેઠકોની છ વર્ષ માટે ચૂંટણી થશે અને બાકીના ત્રીજા ભાગની બેઠકોની નવ વર્ષ માટે ચૂંટણી થશે.

આ સભા પોતાના પ્રમુખને પોતામાંથી જ ચૂંટી કાઢશે અને તેને 'સ્પીકર' કહેવામાં આવશે.

**ફેડરલ એસેમ્બ્લી**—આમાં બધા મળીને ૩૭૫ સભાસદો છે. ૨૫૦ બ્રિટિશ હિંદના અને ૧૨૫ દેશી રાજ્યોના. બ્રિટિશ હિંદની ૨૫૦ જગ્યામાંની ૧૦૫ જનરલ હિંદુઓની (હરિજનોની ૧૯ સાથે) ૬ શીખોની, ૩૨ મુસલમાનોની, ૪ એંગ્લો–ઇન્ડિયનોની, ૮ યુરોપિયનોની, ૮ દેશી ખ્રિસ્તીઓની, ૧૧ વેપાર–ઉદ્યોગના પ્રતિનિધિઓની અને ૯ સ્ત્રીઓની, ૭ જમીનદારોની તથા ૧૯ પછાત કોમોની છે. આ બધા સભ્યોને હિંદના જુદા જુદા પ્રાંતો નીચે પ્રમાણે સંખ્યામાં ચૂંટીને મોકલશે. મુંબઈ ઈલાકો ૩૦, મદ્રાસ ૩૭, બંગાળા ૩૭, સંયુક્તપ્રાંતો ૩૭, પંજાબ ૩૦, બિહાર ૩૦, મધ્યપ્રાંતો ૧૫, આસામ ૧૦, સીમાપ્રાંત ૫, ઓરિસ્સા ૫, સિંધ–બલુચિસ્તાન ૧, દિલ્લી ૨, અજમેર–મેરવાડા ૧, કૂર્ગ ૧, પ્રાંતિક ૪.

દેશી રાજ્યો પોતપોતાની વસ્તીના પ્રમાણમાં ૧૨૫ પ્રતિનિધિઓ નીમશે. હૈદ્રાબાદ ૧૬, મહિસુર ૭, સાંગલી અને સાંવતવાડી મળીને ૧ અને બીજાં નાનાં રાજ્યો વારાફરતી ૧ પ્રતિનિધિ મોકલી શકશે.

સભાની મુદત પાંચ વર્ષની છે, પણ ગવર્નર–જનરલને ૫ વર્ષ પૂરાં થતાં પહેલાં એને બરખાસ્ત કરવાની કે મુલતવી રાખવાની સત્તા છે. આ મંડળને પોતાનો પ્રમુખ ચૂંટી કાઢવાની સત્તા છે.

**કાયદા ઘડવાની રીત**—બન્ને ધારાસભાઓ મળીને ફેડરલ હિંદને માટે જરૂરના કાયદા ઘડશે. નાણાંને લગતા બિલ (ખરડા) સિવાય કોઈ પણ બિલ બેમાંથી ગમે તે એક ધારાસભામાં લાવી શકાય. એક ધારાસભામાં પસાર થયેલું બિલ બીજી ધારાસભામાં રજૂ થશે અને ત્યાંથી પણ પસાર થશે તો તે સંમતિને માટે ગવર્નર–જનરલની પાસે જશે. ગવર્નર–જનરલ એને રાજાને નામે સંમતિ આપે કે રાજાના અભિપ્રાય માટે મુલતવી રાખે કે યોગ્ય લાગે તો તેમાં ફેરફાર કરી પાછું બન્ને મંડળોને ફરી વિચાર માટે મોકલી આપે. બન્ને મંડળોમાંથી પસાર થઈ ગવર્નર–જનરલની સંમતિ મળે ત્યારે બિલ કાયદો થાય છે. બંને ધારાસભાની વચ્ચે કોઈ બાબતમાં મતભેદ ઉત્પન્ન થશે ત્યારે બન્ને ધારાસભાની સંયુકત બેઠક થશે અને તેમાં વધુ મતે જે નિર્ણય થશે તે છેવટનો ગણાશે. નાણાંપ્રકરણને લગતું બિલ હાઉસ ઑફ એસેમ્બ્લીમાં જ રજૂ કરી શકાશે, તેને કાઉન્સીલ ઑફ સ્ટેટમાં રજૂ કરી શકાશે નહિ, તેમ જ નવો કર નાખવાને લગતું કોઈ બિલ હશે કે લોન લેવાને લગતુ બિલ હશે તો તેને એસેમ્બ્લીમાં રજૂ કરવા માટે પ્રથમ ગવર્નર–જનરલની મંજૂરી મેળવવી જોઇશે. તેમની મંજૂરી મળ્યા પછી તેવું બિલ હાઉસ ઑફ એસેમ્બ્લીમાં દાખલ કરી શકાશે.

**આવક–જાવકના અડસટ્ટા**—ફેડરલ સરકારનો નાણાંમંત્રી દર વર્ષે માર્ચ મહિનામાં આવતા વર્ષનો ઉપજ–ખર્ચનો અડસટ્ટો બન્ને ધારાસભા સમક્ષ મંજૂરી માટે રજૂ કરશે, પણ તેમાં નીચેની બાબતોના સંબંધમાં નાણાંમંત્રીને ધારાસભાની મંજૂરી લેવાની જરૂર નથી.

૧. ગવર્નર-જનરલનો પગાર અને ભથ્થું, ૨. પ્રધાનો અને ફેડરલ કોર્ટના જજોનો પગાર, ૩. અનામત ખાતાંઓને લગતો ખર્ચ, ૪. ગવર્નર-જનરલની ખાસ જવાબદારીને લગતી બાબતોનો ખર્ચ, ૫. જાહેર દેવાનું વ્યાજ.

ઉપર જણાવેલ ખર્ચ લગભગ કુલ ખર્ચના ૮૦ ટકા જેટલો છે, એટલે ધારાસભાનો કાબૂ ફક્ત ૨૦ ટકા જેટલા ખર્ચ પર કહેવાય.

ધારાસભાના સભ્યો રાજ્યતંત્રને લગતી કોઈ પણ બાબતના સંબંધમાં પ્રધાનોને પ્રશ્નો પૂછી શકશે, ઠરાવો પસાર કરી શકશે અને કોઇ જાહેર પ્રશ્ન એકાએક ઉપસ્થિત થયો હોય તો તેના પર વિચાર કરવા સભાનું કામ બંધ રાખવાની દરખાસ્ત (Motion for adjournment) લાવી શકશે.

**ગવર્નર-જનરલને કાયદા બનાવવાની ખાસ સત્તા**—ધારાસભાની બેઠક ચાલતી હોય તે વખતે કોઈ અસાધારણ સંજોગ ઉત્પન્ન થાય અને તેને પહોંચી વળવા માટે કોઈ ખાસ કાયદાની જરૂર પડે તો તેવો કાયદો ગવર્નર-જનરલ ઘડી શકશે અને તે કાયદો ધારાસભાએ પસાર કરેલા કાયદાના જેવો જ ગણાશે, પણ જ્યારે ધારાસભાઓની બેઠક મળે ત્યારે તેમાં તે કાયદો રજૂ કરવામાં આવશે. ધારાસભા તેને મંજૂર કરી શકે અથવા નામંજૂર પણ કરી શકે.

## પ્રાંતિક રાજ્યતંત્ર

નવા રાજ્યબંધારણ પ્રમાણે બ્રિટિશ હિંદના નીચે મુજબ ૧૭ રાજકીય વિભાગો કરવામાં આવેલા છે:

૧ મુંબઈ, ૨ મદ્રાસ, ૩ આસામ, ૪ બંગાળા, ૫ બિહાર, ૬ ઓરિસ્સા, ૭ સંયુક્તપ્રાંતો, ૮ પંજાબ, ૯ સરહદનો પ્રાંત, ૧૦ સિંધ, ૧૧ મધ્યપ્રાંતો, ૧૨ દિલ્લી, ૧૩ બલુચિસ્તાન, ૧૪ અજમેર-મેરવાડા, ૧૫ કૂર્ગ, ૧૬ આંદામાન તથા નિકોબાર, ૧૭ પંથ પિપોલડા.

બ્રહ્મદેશ હિંદથી અલગ થયો છે તેમ જ એડનનું થાણું અત્યાર સુધી મુંબઈ ઇલાકાની અંદર હતું તે હવે અલગ થયું છે.

પહેલા ૧૧ પ્રાંતોનો વહીવટ ગવર્નર અને કાઉન્સિલો દ્વારા ચાલે છે, ત્યારે બાકીના ૬ નાના પ્રાંતોનો વહીવટ ચીફ કમિશ્નરો દ્વારા ચાલે છે.

અત્યાર સુધી મોટા પ્રાંતોનું રાજ્યતંત્ર બે ભાગમાં વહેંચાયેલું હતું, એટલે કે રાજ્યવહીવટનાં કેટલાંક ખાતાં સરકારી અમલદારોને હસ્તક હતાં અને બાકીનાં ખાતાં ધારાસભામાં ચૂંટાઈને આવેલા પ્રજાના પ્રતિનિધિઓમાંથી નીમેલા પ્રધાનોને હસ્તક હતાં.

નવા રાજ્યબંધારણમાં રાજ્યવહીવટનાં તમામ ખાતાં ધારાસભાના સભ્યોમાંથી નિમાયેલા પ્રધાનોને હસ્તક રહેશે. વળી રાજકીય દૃષ્ટિથી જોતાં હવે પ્રાંતોને સ્વતંત્ર બનાવવામાં આવેલ છે એટલે કે પોતાની હકૂમત તળેના પ્રદેશમાં પ્રાંતિક સરકારોને સંપૂર્ણ સત્તા મળેલી છે.

**ગવર્નર**—દરેક મોટા પ્રાંતના અધિકારી તરીકે એક ગવર્નર રહેશે. ગવર્નરની નિમણૂક શહેનશાહ કરે છે. નિમણૂક કરતી વખતે શહેનશાહ એને એક આજ્ઞાપત્ર (Instrument of Instruction) આપે છે. તેમાં એણે એના અમલ દરમિયાન કયા નિયમો પ્રમાણે વર્તવું તે સ્પષ્ટ રીતે જણાવવામાં

આવે છે. જે વિષયને માટે એની ખાસ જવાબદારી છે તે સિવાયના બધા પ્રાંતિક વિષયોમાં એ પ્રધાનોની સલાહથી ચાલે છે.

પ્રાંતના ગવર્નર તરીકે તેની ખાસ જવાબદારી નીચેના બાબતોમાં રહેશે :

૧. પ્રાંતની સુલેહ–શાંતિ, ૨. ધર્મરક્ષણ, ૩. લઘુમતિ કોમોના કાયદેસર હક્કોનું રક્ષણ, અને ૪. જાહેર નોકરી કરનારાઓના હક્કોનું રક્ષણ. આ ચારે બાબતોમાં એ પ્રધાનોની સલાહ લેવી હોય તો લઇ શકે છે, પણ જો એ સલાહ એની ખાસ જવાબદારીની વિરુદ્ધ હોય તો એ એ સલાહ ઊંચી મૂકી શકે. એ ઉપરાંત જ્યારે એવા સંજોગો ઉપસ્થિત થાય કે પ્રાંતનું સમગ્ર રાજ્યતંત્ર ચલાવવાનું અશક્ય થઇ પડે ત્યારે તે પ્રધાનો પાસેથી બધાં ખાતાંનો રાજ્યવહીવટ પોતાને હસ્તક લઇ શકે છે અને પોતાને ઠીક પડે તે પ્રમાણે રાજ્યતંત્રને ચલાવી શકે છે.

ગવર્નર પોતાના પ્રાંતનું પ્રધાનમંડળ રચે છે. તેનો પગાર જુદા જુદા પ્રાંતોમાં ઓછોવત્તો છે. મુંબઇ, મદ્રાસ, બંગાળા ને સંયુક્તપ્રાંતો એ ચાર મોટા પ્રાંતોના ગવર્નરોને ૧ લાખ રૂપિયા, મધ્યપ્રાંતોના ગવર્નરને પોણો લાખ રૂપિયા ને બાકીના પ્રાંતોના ગવર્નરને ૬૬ હજાર રૂપિયા વાર્ષિક પગાર મળે છે.

**પ્રધાનમંડળ**—ધારાસભાની અંદર પ્રજા તરફથી ચૂંટાઇને પ્રતિનિધિ તરીકે જે સભ્યો આવેલા હોય તેમાંથી યોગ્ય જણાશે તેમને ગવર્નર પ્રધાનો તરીકે નીમશે. તેઓ પ્રાંતનો તમામ વહીવટ ચલાવશે.

મધ્યવર્તી સરકારમાં જેમ કેટલાંક ખાતાં ગવર્નર–જનરલને હસ્તક અનામત રાખવામાં આવેલ છે તેમ પ્રાંતિક વહીવટમાં નથી. રાજ્યવહીવટને લગતાં તમામ ખાતાં પ્રધાનોને સોંપવામાં આવેલાં છે.

દરેક પ્રધાનને હસ્તક રાજ્યવહીવટને લગતાં એક કે વધારે ખાતાં હોય છે. તે પોતાના હસ્તક રહેલાં ખાતાંના વહીવટ અને અમલને માટે ગવર્નરને જેમ જવાબદાર છે તેમ ધારાસભાને પણ જવાબદાર છે. વહીવટને લગતી બધી બાબતોમાં ગવર્નર પ્રધાનોની સલાહ લે છે અને પ્રધાનોની સલાહ પર ધારાસભા ચર્ચા કરી શકે છે. તેમનો પગાર ધારાસભા મંજૂર કરે છે. તેઓ પ્રધાનપદ પર રહે ત્યાં સુધી તે પગાર કાયમ રહે છે, તે ઘટાડી શકાતો નથી.

**પ્રાંતિક ધારાસભા**—પ્રત્યેક પ્રાંતમાં ધારાસભા છે. મુંબઇ, મદ્રાસ, બંગાળા, સયુક્તપ્રાંત, બિહાર અને આસામની ધારાસભા બે મંડળની બનેલી છે, ત્યારે બાકીના પ્રાંતોની ધારાસભામાં એક જ મંડળ છે. જ્યાં ધારાસભાનાં બે મંડળ છે ત્યાં તે લેજિસ્લેટિવ કાઉન્સિલ અને લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી કહેવાય છે, જ્યાં એક છે ત્યાં તે લેજિસ્લેટિવ એસેમ્બ્લી કહેવાય છે.

બધા પ્રાંતોની ધારાસભાનું બંધારણ એકસરખું નથી. દરેક પ્રાંતની પરિસ્થિતિ પ્રમાણે એ જુદું છે. ચૂંટણીનું ધોરણ કોમવાર રાખવામાં આવેલ છે, એટલે કે જુદી જુદી કોમોને પ્રાંતિક ધારાસભામાં તેમની વસ્તીના પ્રમાણમાં જગ્યાઓ આપવામાં આવી છે. દરેક કોમના લોકો પોતાની કોમના પ્રતિનિધિને જ મત આપી શકે. કોમો ઉપરાંત વેપાર–ઉદ્યોગનાં મંડળો, યુનિવર્સિટીઓ, જમીનદારો કે બીજા ખાસ વર્ગો કે મંડળોને પણ પોતાના પ્રતિનિધિઓ ધારાસભામાં મોકલવાનો હક્ક છે અને તેની ચૂંટણી તે તે મંડળો કરે છે. લેજિસ્લેટિવ કાઉન્સિલમાં થોડી બેઠકો તે પ્રાંતનો ગવર્નર પૂરે છે. મુંબઇમાં ૪, મદ્રાસમાં ૧૦, બંગાળામાં ૮, આસામમાં ૪, બિહારમાં ૪ અને સંયુક્તપ્રાંતોમાં ૮ બેઠકો પર તે તે પ્રાંતના ગવર્નર સભ્યોને નીમે છે.

## પ્રાંતવાર પ્રતિનિધિઓની સંખ્યા

| પ્રાંતનું નામ | લેજિસ્લેટિવ કાઉન્સિલ (પ્રતિનિધિઓની કુલ સંખ્યા) | લેજિસ્લેટિવએસેમ્બ્લી (પ્રતિનિધિઓની કુલ સંખ્યા) |
|---|---|---|
| ૧ મુંબાઈ | ૩૦ × | ૧૭૫ * |
| ૨ મદ્રાસ | ૫૬ | ૨૧૫ |
| ૩ બંગાળા | ૬૩ | ૨૫૦ |
| ૪ આસામ | ૨૨ | ૧૦૮ |
| ૫ બિહાર | ૩૦ | ૧૫૨ |
| ૬ સંયુક્તપ્રાંતો | ૬૦ | ૨૨૮ |
| ૭ પંજાબ | — | ૧૭૫ |
| ૮ સીમાપ્રાંત | — | ૫૦ |
| ૯ સિંધ | — | ૬૦ |
| ૧૦ મધ્યપ્રાંતો | — | ૧૧૨ |
| ૧૧ ઓરિસ્સા | — | ૬૦ |

ફેડરલ ધારાસભાની પેઠે પ્રાંતોની લેજિસ્લેટિવ કાઉન્સિલોની બેઠક કાયમી છે, પણ તેમાંના ત્રીજા ભાગના સભ્યો દર ત્રણ ત્રણ વર્ષે નિવૃત્ત થાય છે અને તેમની જગ્યાએ બીજાની ચૂંટણી થાય છે.

લેજિસ્લેટિવ એસેમ્બ્લીની ચૂંટણી દર પાંચ પાંચ વર્ષે થાય છે. લેજિસ્લેટિવ કાઉન્સલના અધ્યક્ષને પ્રેસિડન્ટ કહેવામાં આવે છે અને લેજિસ્લેટિવ એસેમ્બ્લીના પ્રમુખને સ્પીકર કહેવામાં આવે છે. તે તે મંડળના સભ્યો જ તેમને ચૂંટી કાઢે છે અને તેમને કેટલો પગાર આપવો તેનો નિર્ણય તે જ મંડળ કરે છે.

ધારાનું બિલ (ખરડો) ગમે તે મંડળમાં રજૂ કરાય. જો પસાર થાય તો તે ગવર્નરની મંજૂરી માટે મોકલવામાં આવે છે. જે પ્રાંતોમાં બે મંડળો છે, ત્યાં દરેક બિલ બન્ને મંડળોમાં પસાર થવું જોઇએ ને પસાર થયા પછી તે ગવર્નરને મંજૂરી માટે મોકલવામાં આવે છે. જો બન્ને મંડળો વચ્ચે મતભેદ પડે તો બન્નેના સભાસદો સાથે બેસે ને મત આપે ને જે નિર્ણય વધુ મતે થાય તે પ્રત્યેક મંડળનો નિર્ણય ગણાય. ગવર્નર બિલને મંજૂરી આપે કે નામંજૂર કરે કે ગવર્નર-જનરલના વિચાર માટે મુલતવી રાખે. વળી તેમાં સુધારા સૂચવી પાછું મંડળો પર વધુ વિચાર માટે મોકલી શકે. વળી શહેનશાહ ગમે તે કાયદો ગવર્નરે કે ગવર્નર-જનરલે તેની મજૂરી આપી હોય તે તારીખથી ૧૨ મહિનાની અંદર નાબૂદ કરી શકે છે.

લેજિસ્લેટિવ કાઉન્સિલનું કામ ચલાવવાનો ઓછામાં ઓછા ૧૦ સભ્યોની અને એસેમ્બ્લીનું કામ ચલાવવાને ઓછામાં ઓછા છઠ્ઠા ભાગના સભાસદોની હાજરી હોવી જ જોઇએ. આ બન્ને ધારાસભાની

---

× ૨૦ જનરલ, ૫ મુસલમાનો, ૧ યુરોપિયન, ૪ પર ગવર્નર જે કોઈ કોમ કે વર્ગને પ્રતિનિધિત્વ ન મળ્યું હોય તેના પ્રતિનિધિ નીમે છે.

* ૧૧૪ જનરલ હિંદુઓ માટે (૧૫ હરિજનો માટે), ૧ પછાત વર્ગ અને પછાત ભાગને માટે, ૨૯ મુસલમાનો માટે, ૨ એંગ્લો-ઇન્ડિનો માટે, ૩ યુરોપિયનો માટે, ૩ ઇન્ડિયન ક્રિશ્ચિયનો માટે ૭ વેપાર-ઉદ્યોગને માટે, ૨ જમીનદારો માટે, ૧ યુનિવર્સિટી માટે, ૭ મજૂરો માટે તથા ૬ સ્ત્રીઓ, ૧ મુસલમાન સ્ત્રી માટે છે. બીજા પ્રાંતોની કાઉન્સિલોનું બંધારણ લગભગ સરખું છે.

બેઠક વર્ષ દરમિયાન ઓછામાં ઓછી એક વખત તો મળવી જ જોઇએ. ઉપરાંત જરૂર જણાય ત્યારે ગવર્નર ધારાસભાની બેઠક બોલાવી શકે છે કે અમુક સમયને માટે બંધ રાખી શકે છે.

સભાની પ્રત્યેક બેઠકના પ્રારંભમાં ગવર્નર એક ભાષણ આપે છે અને કોઈ પણ બિલના સંબંધમાં પોતાના તરફનો સંદેશો ધારાસભાને મોકલી શકે છે.

ધારાસભામાં સભ્યો ઉપરાંત પ્રધાનો તથા ઍડવોકેટ-જનરલો બેસી શકે છે તેમ જ ચર્ચામાં ભાગ પણ લઈ શકે છે, પરંતુ તેઓ કોઇ પણ બાબત ઉપર મત આપી શકતા નથી.

**સભ્યોની યોગ્યતા**-લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીની ચૂંટણી સીધી છે. પ્રત્યેક મતદારસંઘ (Constituency) ના મતદારોની યાદી હોય છે. મતદારો પોતાના સંઘમાં જ મત આપી શકે છે. મતદારની લાયકાત પ્રાંતે પ્રાંતે જુદી છે; પણ સાધારણ રીતે જેની ઉમર ૨૧ વર્ષથી ઓછી ન હોય, તેવો માણસ (સ્ત્રી કે પુરૂષ) કર આપતો હોય, અમુક કિંમતની મિલકત ધરાવતો હોય, અથવા જેણે અમુક કેળવણી લીધી હોય તે મત આપી શકે છે. આવકવેરો ભરનાર, સરકારી અમલદારો, ફારેગ થયેલા કે પેન્શન પર ગયેલા કે નોકરીમાંથી છૂટા થયેલા સૈનિકો કે પોલીસો કે લશ્કરમાં ચાર વર્ષ સુધી ચાલુ નોકરી કરેલી હોય એવા સૈનિકો મતદાર છે. અમુક પછાત કોમોના મતદારો માટે ઓછી લાયકાત ઠરાવવામાં આવી છે. આ યોજના પ્રમાણે બધી પ્રાંતિક ઍસેમ્બ્લીઓને માટે પુરૂષ-મતદારોની સંખ્યા બે કરોડ ચાળીસ લાખ અડસટ્ટવામાં આવી છે. અને સ્ત્રી-મતદારોની સંખ્યા સાઠ લાખની અડસટ્ટવામાં આવી છે. ૧૯૧૯માં પુરુષ-મતદારની સંખ્યા સિત્તેર લાખ તથા સ્ત્રી-મતદારની સંખ્યા ત્રણ લાખ પંદર હજારની હતી. પ્રથમ મતાધિકાર ધરાવનારની સંખ્યા વસતિના માત્ર ૩ ટકા જેટલી હતી. પરંતુ હવે ૧૪ ટકા જેટલી કરવામાં આવી છે.

## ધારાસભાનું કાર્યક્ષેત્ર

**પ્રાંતને માટે કાયદા ઘડવા**—જેનો સંબંધ નાણાંપ્રકરણ સાથે ન હોય એવું કોઇ પણ બિલ જે પ્રાંતમાં બે ધારાસભા છે ત્યાં ગમે તે એકમાં દાખલ કરી શકાય છે. એક સભામાં મંજૂર થયેલું બિલ બીજી સભામાં દાખલ થાય છે અને ત્યાં પણ મંજૂર થાય તો પછી તેને ગવર્નરની મંજૂરી માટે મોકલવું પડે છે. ના. શહેનશાહની વતી ગવર્નર તેને મંજૂરી આપે છે કે નામંજૂર કરે છે કે તેના પર ફરી વિચાર કરવાને ધારાસભા પર પોતાના સંદેશ સાથે પાછું મોકલાવે છે.

એક સભામાં મંજૂર થયેલું બિલ બીજી સભામાં નામંજૂર થાય તેવે વખતે તે પર ફરી વિચાર કરવાને બન્ને ધારાસભાની એકત્ર બેઠક મળે છે અને તેમાં થયેલો નિર્ણય છેવટનો ગણાય છે.

દર વર્ષે ગવર્નર પ્રાંતના આવતા વર્ષના મહેસૂલ-ખર્ચના અડસટ્ટાનું બજેટ ધારાસભાનાં મંડળો આગળ રજૂ કરાવે છે. ગવર્નરનો પગાર અને ભથ્થું, પ્રધાનો ને હાઇકોર્ટના જજ્જોનો પગાર, પ્રાંતિક જાહેર દેવાનું વ્યાજ અને બાતલ રાખેલા મુલકો (Excluded areas)નો ખર્ચ, એ સિવાયનો સઘળો ખર્ચ નાણામંત્રી બન્ને મંડળો આગળ બહાલી માટે રજૂ કરે છે. જે જે બાબતના ખર્ચ માટે ધારાસભાની મંજૂરી મેળવવાની હોય છે તે બાબતનો ખર્ચ જરૂરનો અને વાજબી છે એવી જાતનું પ્રમાણપત્ર તેને પ્રથમ ગવર્નર તરફથી મળવું જોઇએ. ગવર્નરનું પ્રમાણપત્ર મળેલું હોય તે જ રકમ મંજૂરી માટે ધારાસભા પાસે મૂકી શકાય છે. બન્ને મંડળો એ ખર્ચની જુદી જુદી રકમ પર વિવેચન કરી શકે, પણ ઍસેમ્બ્લી એકલી જ તે મંજૂર કે નામંજુર કરી શકે. નાણાંને લગતું બિલ ફક્ત ઍસેમ્બ્લીમાં જ લાવી શકાય, કાઉન્સિલમાં તે લાવી શકાય નહિ.

કોઇ પ્રસંગે ગવર્નરને એમ લાગે કે, અમુક બાબત માટેની રકમ ધારાસભાએ નામંજૂર કરેલી છે તેને પરિણામે રાજ્યતંત્રમાં મુશ્કેલી ઊભી થાય, તો તે બિલ એસેમ્બ્લી પર પાછું મોકલવામાં આવે છે. નાણાંપ્રકરણને લગતાં બિલો લેજિસ્લેટિવ એસેમ્બ્લીમાં જ રજૂ કરી શકાય છે, તે લેજિસ્લેટિવ કાઉન્સિલમાં રજૂ કરી શકાતાં નથી.

**અસાધારણ સંજોગોમાં કાયદા બનાવવાને લગતી સત્તા**—જ્યારે જ્યારે કોઈ અસાધારણ સંજોગો ઉપસ્થિત થાય અને તે વખતે ધારાસભાની બેઠક ચાલુ ન હોય તો ગવર્નર–જનરલની પરવાનગી મેળવી ગવર્નર જરૂરનો કાયદો ઘડી અમલમાં મેલી શકે છે, પણ ત્યાર પછી જ્યારે ધારાસભાની બેઠક થાય ત્યારે તે કાયદો તેમાં રજૂ કરવામાં આવે છે અને ત્યાર પછી તેનો અમલ ૬ અઠવાડિયાં સુધી ચાલુ રાખવામાં આવે છે.

ધારાસભાની બેઠક ચાલુ હોય ત્યારે પણ ગવર્નર–જનરલની પરવાનગીથી ગવર્નર જરૂરનું ફરમાન કાઢી શકે છે, પણ તે ૭ મહિના માટે જ.

વળી જ્યારે રાજ્યતંત્ર ચલાવવાનું અશકય થઇ પડે એવા સંજોગો ઉત્પન્ન થાય ત્યારે ગવર્નર પ્રધાનો પાસેથી તમામ ખાતાંનો વહીવટ પોતાને હસ્તક લઇ શકે છે.

ફેડરલ ધારાસભાની માફક પ્રાંતિક ધારાસભા પણ જાહેર હિતને લગતી બાબતો સંબંધી પ્રધાનોને પ્રશ્ન પૂછી શકે છે, ઠરાવો પસાર કરી શકે છે અને કોઇ અગત્યની બાબત પર સરકારનું ધ્યાન ખેંચવાને ધારાસભાનું કામ બંધ રાખવાની દરખાસ્ત રજૂ કરી શકે છે.

## નાનાં પ્રાંતો

આગળ જણાવેલા ૧૧ મોટા પ્રાંતો સિવાયના ૬ પ્રાંતો વસ્તી અને વિસ્તારમાં છેક નાના છે:

(૧) દિલ્હી (૨) અજમેર–મેરવાડા (૩) બલુચિસ્તાન (૪) આંદામાન–નિકોબાર (૫) કૂર્ગ (૬) પંથ પિપોલડા.

આ પ્રાંતોનો વહીવટ ધારાસભાઓ અને પ્રધાનોની મદદથી ચલાવવા જતાં અતિશય ખર્ચ લાગે તેથી તેનો વહીવટ ફેડરલ સરકાર નીચેની એક કમિટીને હસ્તક રહેશે. આ પ્રાંતોમાં ધારાસભા નહિ હોવાથી તેને માટે જરૂરના કાયદા ફેડરલ સરકારનું કાયદામંડળ ઘડશે, પણ આંદામાન તથા નિકોબાર ટાપુ અને બલુચિસ્તાનને માટે તે કાયદા ઘડી શકશે નહિ. એ બે પ્રાંતોનું રાજ્યતંત્ર ગવર્નર–જનરલની ઇચ્છા પ્રમાણે ચાલશે. કૂર્ગનું રાજ્યતંત્ર જે રીતે હાલ ચાલે છે તે જ પ્રમાણે ચાલુ રાખવામાં આવશે. આ છએ પ્રાંતો પર ચીફ કમિશ્નરની સત્તા રહેશે.

**સમવાયતંત્ર અને પ્રાંતિક સરકારો વચ્ચેનો સંબંધ**–સમવાયતંત્ર અને પ્રાંતિક સરકારો કઇ કઇ બાબતોને લગતા કાયદા ઘડી શકે તથા તે દરેકને માટે ઊપજને લગતી બાબતોની વહેંચણી નક્કી કરવામાં આવી છે.

નવા રાજ્યબંધારણમાં કાયદા ઘડવાની સત્તા નીચેના અમલદારો તથા સભ્યોને આપવામાં આવી છે:

(૧) ફેડરલ ધારાસભા, (૨) ગવર્નર જનરલ, (૩) પ્રાંતિક ધારાસભા, (૪) ગવર્નર.

સમવાયતંત્રની ધારાસભાઓ આખા હિંદને માટે કે તેના કોઇ પ્રાંતને માટે કે કોઇ એક દેશી રાજ્યને માટે કાયદો ઘડી શકે છે. પ્રાંતિક ધારાસભા પોતાના પ્રાંત માટે કે તેના કોઇ એક વિભાગ માટે કાયદો ઘડી શકે છે. સમવાયતંત્રની ધારાસભા અને પ્રાંતિક ધારાસભાનું કાયદા બાંધવાનું ક્ષેત્ર ચોક્કસ રીતે નક્કી કરેલું છે અને તે ક્ષેત્રમાં પ્રત્યેક સ્વતંત્ર છે, છતાં પણ થોડી એક એવી બાબતો છે ખરી કે

જેને લગતા કાયદા સમવાયતંત્રની ધારાસભા પણ ઘડી શકે. એવે પ્રસંગે વિરોધ ઉત્પન્ન થાય તો સમાધાન કરવાના રસ્તા પણ મુકરર કરવામા આવેલ છે.

સમવાયતંત્રની ધારાસભાના વિષયો મુખ્યત્વે કરીને નીચે મુજબ છે :

૧. હિંદુસ્તાનનું રક્ષણ, ૨. પરદેશી રાજ્ય સાથે સંબંધ, ૩. ચલણ, ૪. રેલવે, ૫. ટપાલ તથા તાર, ૬. કરવેરા અને જકાત, ૭. આવકવેરો (Income Tax), ૮. મીઠું.

પ્રાંતિક ધારાસભાની સત્તાના વિષયો મુખ્યત્વે નીચે મુજબ છે :

૧. પ્રાંતની સુલેહશાંતિ, ૨. સ્થાનિક સ્વરાજ્ય, ૩. જાહેર તંદુરસ્તી, ૪. કેળવણી, ૫. નહેરખાતું, ૬. ખેતીવાડી ને જમીન–મહેસૂલ, ૭. કરવેરા (ઇન્કમટેકસ સિવાયના).

સમવાયતંત્રની તથા પ્રાંતિક ધારાસભા–બન્નેની સત્તાના વિષયો નીચે મુજબ છે:

૧ ફોજદારી કાયદો, ૨ સિવિલ કાયદો, ૩ કારખાનાં.

ત્રીજી યાદીના વિષયોમાં પ્રાંતિક ધારાસભા પોતાના પ્રાંતને માટે જ ધારા ઘડી શકે. જો બેથી વધુ પ્રાંતો પ્રાંતિક વિષય માટે સમવાયતંત્રની ધારાસભાને વીનવે તો તે ધારાસભા તે પ્રાંતોને માટે ધારા ઘડી શકે. ત્રીજી યાદીના કોઇ વિષય પર પ્રાંતિક ધારાસભા કાયદો ઘડે ને જો સમવાયતંત્રની ધારાસભાએ પહેલાં ઘડેલા કાયદાથી વિરુદ્ધ હોય તો જ્યાં સુધી પ્રાંતિક કાયદાને ગવર્નર–જનરલ કે શહેનશાહની સંમતિ નહિ મળે ત્યાં સુધી તે કાયદો નહિ ગણાય ને સમવાયતંત્રની ધારાસભાનો કાયદો જ અમલમાં રહે.

નવા રાજ્યતંત્રમાં પ્રાંતિક સરકારો લગભગ સ્વતંત્ર છે. અમુક બાબતમાં જ તેના પર ગવર્નર–જનરલ કે હિંદી વજીરનો કાબૂ છે. ફકત કટોકટી પ્રસંગે કે મહામુશ્કેલીનો પ્રસંગ જાહેર થાય ત્યારે જ ફેડરલ સરકાર પ્રાંતિક વિષયોને લગતા કાયદા ઘડી શકે.

**કારોબારી સત્તા**—ફેડરેશન ને પ્રાંતો વચ્ચે ધારાના વિષયોની વહેંચણી થયેલી છે, તેમ જ કારોબારી સત્તાના વિષયની પણ વહેંચણી થઇ છે. સાધારણ રીતે ફેડરલ સરકાર ને તેના અમલદારો ફેડરલ કાયદાનો અમલ કરે છે, અને પ્રાંતો અને રાજ્યો પાસે પોતાની સત્તાનો અમલ કરાવી શકે છે અથવા તેનો અમલ કરવાનું તેમને સોંપી શકે છે. પણ તેમ કરતાં તેણે પ્રાંતો તથા રાજ્યોનું હિત ભૂલવાનું નથી.

પ્રાંતિક સરકાર ધારાઓનાં હિત માટે જવાબદાર છે.

**આંતરપ્રાંતીય સંબંધ**—ફેડરેશન ને પ્રાંતોની વચ્ચે પોતપોતાનાં કાર્યપ્રદેશ, સત્તા ને અધિકાર વિષે કાયદા કે હકની તકરાર હોય તો તેનો ચુકાદો ફેડરલ કોર્ટ આપે છે. બીજી કોઇ તકરારનો નિકાલ કરવાને ગવર્નર—જનરલ એક આંતરપ્રાંતીય કાઉન્સિલ નીમશે.

કોઇ બે પ્રાંતો વચ્ચે પાણી વાળવાની તકરાર ઉત્પન્ન થશે તો ગવર્નર–જનરલ પાસે ફરિયાદ થઇ શકશે. ગવર્નર–જનરલ તે બાબત યોગ્ય તપાસ કરીને, અને જણાશે ત્યાં નિષ્ણાતોની સમિતિ દ્વારા તપાસ કરાવીને, યોગ્ય ફેંસલો આપશે. આ ફેંસલો ફરિયાદી પ્રાંતને રુચશે નહિ તો તે તકરારી બાબત ઇગ્લંડની શાહી સરકાર પાસે મૂકવા ગવર્નર–જનરલને વિનતિ કરશે.

**મહેસૂલના વિષયોની વહેંચણી**—મધ્યવર્તી સરકારની ઊપજની બાબતો નીચે મુજબ છે.

૧ આયાત-નિકાસ પર જકાત.

૨ તમાકુ પર ને બીજી હિંદુસ્તાનમાં પાકેલી ને બનાવેલી–પીવાનો દારૂ, અફીણ ને દવાઓ સિવાયની–વસ્તુઓ પર જકાત.

૩ કૉરપોરેશન ટૅક્સ ( કંપનીઓ પરનો કર ).
૪ ખેતીવાડીની આવક સિવાયની આવક પર વેરો.
૫ ખેતીવાડીની જમીન સિવાયની મિલકતની કુલ કિંમત પર વેરો અને કંપનીની મૂડી પર વેરો.
૬ ખેતીવાડીની જમીન સિવાયની બીજી મિલકતના વારસા પર કર.
૭ ચેક, હૂંડીઓ વગેરે પર સ્ટૅમ્પ–ડયુટી.
૮ ટર્મિનલ ટૅક્સ, વસ્તુઓ પર અથવા રેલવે કે એરોપ્લેનમાં જતા ઉતારૂઓ પર ને રેલવે–નૂર પર ટૅક્સ.

## પ્રાંતિક સરકારની મહેસૂલના વિષયો નીચે પ્રમાણે છે :

૧ જમીનનું મહેસૂલ.
૨ પીવાનો દારૂ, અફીણ, ભાંગ, ગાંજો વગેરે વસ્તુઓ પર એક્સાઇઝ ડયુટી.
૩ ખેતીવાડીની આવક પર આવકવેરો.
૪ જમીન તથા મકાનો પર વેરો.
૫ ખેતીવાડીના વારસા પર ( Succession ) કર.
૬ ખનિજ પદાર્થો પર કર.
૭ માથાવેરો ( Capitation Tax ).
૮ ધંધા–રોજગાર પર કર.
૯ પશુઓ પર કર.
૧૦ ચીજોનાં વેચાણ પર અને જાહેરખબર પર કર.
૧૧ અમુક સ્થાનિક લત્તામાં આવતી ચીજો પર કર.
૧૨ સિનેમા, નાટક, શરતો વગેરે મોજશોખની વસ્તુંઓ પર કર.
૧૩ ફેડરલ લિસ્ટમાં જણાવ્યા સિવાયની બીજી સ્ટૅમ્પ–ડયુટી.
૧૪ દેશની અંદર જળમાર્ગે થઈને જનારા ઉતારૂઓ ને વસ્તુઓ પર કર.
૧૫ નાકાવેરો.

આવકવેરામાંથી અમુક વર્ષ પછી જેટલો આવકવેરો દરેક પ્રાંતમાંથી ઉઘરાવાય તેમાંથી ૫૦ ટકા તે પ્રાંતને પાછો આપવાનું ઠર્યું છે, પણ પહેલાં પાંચ વર્ષ સુધી વડી સરકારની નાણાંસ્થિતિ એવી નથી કે એમાંથી ૫૦ ટકા પ્રાંતોને આપી શકે, પાંચ વર્ષ પછીનાં બીજાં પાંચ વર્ષમાં જો વડી સરકારની નાણાંની સ્થિતિ સુધરશે તો એ ભાગ અમુક પ્રમાણમાં આપવાનું શરૂ થશે ને ૧૦ વર્ષ પછી જો રેલવે–મહેસૂલમાં ઘટાડો નહિ થાય તો એ ૫૦ ટકા પ્રાંતોને મળશે.

બંગાળા, બિહાર ને ઓરિસ્સા શણની મોટી નિકાસ કરે છે. તે પ્રાંતોની શણના નિકાસવેરાની પેદાશમાંથી ૬૨½ ટકા જેટલી રકમ આપવામાં આવશે.

૫૦ ટકા આવકવેરો ૧૦ વર્ષ પછી નીચેના પ્રમાણમાં પ્રાંતોમાં વહેંચવામાં આવશે: મદ્રાસ ૧૫ ટકા, મુંબઈ ૨૦, બંગાળા ૨૦, સંયુક્તપ્રાંત ૧૫, પંજાબ ૮, બિહાર ૧૦, મધ્યપ્રાંત ૫, આસામ ૫, વાયવ્ય સરહદનો પ્રાંત ૧, ઓરિસ્સા ૨, સિંધ ૨.

આ ઉપરાંત વડી સરકાર તેના મહેસૂલમાંથી નીચે પ્રમાણેની રકમ નીચેના પ્રાંતોને આપશે:

સંયુક્તપ્રાંતને ૨૫ લાખ પાંચ વર્ષ સુધી.

આસામને ૩૦ લાખ.

વાયવ્ય સરહદના પ્રાંતને એક કરોડ પાંચ વર્ષ સુધી ને ત્યારપછી એ રકમ ફરીથી નક્કી કરવામાં આવશે.

ઓરિસ્સાને ૪૦ લાખ, પહેલે વર્ષે ૪૭ લાખ.

સિંધને એક કરોડ ને પાંચ લાખ, પહેલે વર્ષે ૧ કરોડ ને ૧૦ લાખ.

## ફેડરલ ન્યાયખાતું, સનંદી નોકરી, પબ્લિક સર્વિસ કમિશન વગેરે

**ફેડરલ કોર્ટ**—અત્યાર સુધી પ્રત્યેક મોટા પ્રાંતમાં ન્યાયની વરિષ્ઠ અદાલત તરીકે હાઇકોર્ટ છે. તે ઉપરાંત નવા બંધારણમાં ફેડરેશન માટે એક ફેડરલ કોર્ટ સ્થાપવાનું નક્કી કરવામાં આવ્યું છે. ફેડરલ કોર્ટ એક વડા ન્યાયાધીશ તથા બીજા ૬ ન્યાયાધીશોની બનશે. તેની નિમણૂક ના. શહેનશાહ તરફથી થશે. આ કોર્ટ હિંદના પાટનગર દિલ્લીમાં કે એનો વડો જજ ગવર્નર-જનરલની રજાથી ઠેરવે ત્યાં બેસી શકશે. એના જજોના પગાર ફેડરલ મહેસૂલમાંથી આપવામાં આવશે. ફેડરલ કોર્ટ કાયદાનો જે અર્થ કરે તે બ્રિટિશ હિંદુસ્તાનની ને કેટલેક અંશે ફેડરેશનમાં દાખલ થયેલાં દેશી રાજ્યની કોર્ટને માન્ય રાખવો પડશે.

ફેડરલ કોર્ટની સત્તા નીચેની બાબતોની રહેશે :

૧ સમવાયતંત્ર અને પ્રાંતો વચ્ચે, સમવાયતંત્ર અને દેશી રાજ્ય વચ્ચે કે કોઈ પણ બે પ્રાંતો વચ્ચે કોઈ પણ કાયદેસર હક્કની બાબતમાં તકરાર પડશે ત્યારે તેનો નિર્ણય આપવો.

૨ કાયદાની બારીકીને લગતી કોઈ અગત્યની બાબત હોય તો તેના પર અપીલ સાંભળવી.

અમુક બાબતોમાં એના ચુકાદાની સામે ઇંગ્લંડની પ્રિવિ કાઉન્સિલને અપીલ કરી શકાશે.

**હાઇકોર્ટો**—નવા કાયદા પ્રમાણે મુંબઇ, મદ્રાસ, કલકત્તા, અલ્લાહાબાદ, લાહોર, પટણા અને નાગપુરની હાઇકોર્ટો; અયોધ્યાની ચીફ કોર્ટ અને વાયવ્ય સરહદપ્રાંતની ને સિંધની જ્યુડીશિયલ કમિશ્નરની કોર્ટો હાઇકોર્ટો તરીકે ગણાશે. દરેક કોર્ટ એક વડો જજ ને બીજા કેટલાક ન્યાયાધીશોની બનેલી છે.

દરેક હાઇકોર્ટ પોતાના પ્રાંતમાં આવેલી સઘળી કોર્ટ પર દેખરેખ રાખે છે અને તેમનાં કામ માટે કાનુનો ઘડી શકે છે, તેમ જ કેટલાક સંજોગોમાં એક કોર્ટમાંથી બીજી કોર્ટમાં દાવા મોકલી શકે છે ને નીચલી કોર્ટના ચુકાદા સામે એ અપીલ સાંભળી શકે છે. એના ચુકાદાની સામે અમુક બાબતમાં ને સંજોગોમાં ફેડરલ કોર્ટને તથા અમુક બાબતમાં ને સંજોગોમાં ઇંગ્લંડની પ્રિવિ કાઉન્સિલને અપીલ થઇ શકે છે.

પ્રાંતિક ખાતામાં બીજા કંઇ ખાસ ફેરફારો કરવામાં આવ્યા નથી ને તે હાલમાં છે તેવું જ રહ્યું છે, પણ નવા કાયદા પ્રમાણે જિલ્લા જજની ફેરબદલી ને તેમના પગારની બઢતી ગવર્નરના હાથમાં છે, પરંતુ એ કરવામાં એને હાઇકોર્ટની સલાહ લેવાની છે. વળી જિલ્લા જજોની તાબા નીચેના જજોની નિમણૂક પ્રાંતિક પબ્લિક સર્વિસ કમિશને તૈયાર કરેલી યાદીમાંથી ગવર્નર કરે છે. તેમની ફેરબદલી તથા પગાર-બઢતી હાઇકોર્ટના હાથમાં છે. નીચલી પાયરીના મૅજિસ્ટ્રેટની નિમણૂક જિલ્લા મૅજિસ્ટ્રેટની સલાહથી કરવામાં આવે છે.

**સનંદી નોકરી**—સનંદી નોકરી નવા કાયદા પ્રમાણે ત્રણ પ્રકારની છે. આખા હિંદુસ્તાનની, મધ્યસ્થ સરકારની ને પ્રાંતિક સરકારની.

૧. આખા હિંદુસ્તાનની નોકરીમાં હિંદી વજીર ત્રણ જાતના નોકરો નીમે છે.

**(૧) હિંદી સિવિલ સર્વિસના, (૨) હિંદી પોલીસ સર્વિસના, (૩) હિંદી મેડિકલ સર્વિસ (Civil)ના.**

આ સિવાય બીજી કેટલીક મુકરર જગ્યાઓ પર હિંદી વજીર નિમણૂક કરે છે. આ નોકરોનાં પગાર ને પેન્શન ફેડરલ મહેસૂલમાંથી અપાય છે.

**ફેડરલ પબ્લિક સર્વિસ કમિશન**—મધ્યસ્થ સરકારની નોકરી જેવી કે જકાતખાતાની, ટપાલ તથા તારખાતાની ને રેલવેખાતાની. ફેડરલ કે મધ્યસ્થ નોકરીના ઉમેદવારોની પસંદગીને માટે એક ફેડરલ જાહેર નોકરીનું કમિશન નીમવામાં આવ્યું છે. તે પરીક્ષા લઇ લાયક ફતેહમંદ ઉમેદવારોની યાદી તૈયાર કરે છે. તેમાંથી ફેડરલ સરકાર નિમણૂક કરે છે.

**પ્રાંતિક પબ્લિક સર્વિસ કમિશન**—પ્રાંતિક નોકરીમાં પ્રાંતિક સરકાર નિમણૂક કરે છે. દરેક પ્રાંતમાં એક જાહેર નોકરીનું કમિશન છે. તે યોગ્ય તપાસ કરી કે પરીક્ષા લઇ લાયક ઉમેદવારોની યાદી તૈયાર કરે છે ને તેમાંથી પ્રાંતિક સરકાર નિમણૂક કરે છે.

**ફેડરલ રેલવેખાતું**—નવા રાજ્યબંધારણમાં રેલવેના વહીવટને લગતું સઘળું કામ ફેડરલ રેલવે ઓથોરિટિ (Authority)ને સોંપવામાં આવ્યું છે. આ Authorityનો પ્રમુખ તથા ૩/૭ સભાસદોને ગવર્નર-જનરલ નીમે છે.તેમની નોકરીની મુદ્દત પાંચ વર્ષની છે. તેમના હાથમાં રેલવેનો સઘળો વહીવટ છે. દેશનાં ખેતી, વેપાર-ઉદ્યોગ ને સામાન્ય હિત ધ્યાનમાં રાખીને તેણે રેલવેની નીતિ ઘડીને અમલમાં મૂકવાની છે. તે વિષે ગવર્નર-જનરલની જે સૂચના હોય તે લક્ષમાં રાખવાની છે. રેલવે ઓથોરિટિ ફેડરલ સરકારને દર વર્ષે અમુક રકમ ધારા મુજબ આપશે. ફેડરેશનની અને દેશી રાજ્યોની રેલવે વચ્ચે તકરાર થાય તો તેના નિકાલને માટે રેલવે ટ્રિબ્યુનલ નીમવાની છે.

**હિંદી વજીર (સેક્રેટરી ઑફ સ્ટેટ)**—હિંદી વજીરનો પાર્લમેંટ સાથેનો સંબંધ હાલમાં છે તેવો જ કાયમ રહેશે, પણ ગવર્નર-જનરલ ને ગવર્નરો તેમની ખાસ જવાબદારીના વિષયોમાં જ હિંદી વજીરને જવાબદાર રહેશે.

આજ સુધી હિંદી વજીરને સલાહ આપવા ઇન્ડિયા કાઉન્સિલ હતી તે નાબૂદ થશે ને તેની જગ્યાએ હિંદી વજીર ત્રણથી છ સલાહકારો નીમશે.

નવા રાજ્યબંધારણથી હિંદના કેટલાક મોટા અમલદારોના હોદ્દાનાં નામમાં નીચે પ્રમાણે ફેરફાર થયેલ છે.

| જૂનું નામ | નવું નામ |
|---|---|
| ૧ ગવર્નર-જનરલ | તાજના પ્રતિનિધિ |
| ૨ પશ્ચિમહિંદ રાજ્યોના ધી ઑનરેબલ એ. જી. જી. | પશ્ચિમ-હિંદ રાજ્યોના રેસિડન્ટ |
| ૩ મધ્યહિંદ રાજ્યોના ધી ઑનરેબલ એ. જી. જી. | મધ્યહિંદ રાજ્યોના રેસિડન્ટ |
| ૪ રજપૂતાનાના ધી ઑનરેબલ એ. જી. જી. | રજપૂતાનાના રેસિડન્ટ |
| ૫ પંજાબ-રાજ્યોના ધી ઑનરેબલ એ. જી. જી. | પંજાબ-રાજ્યોના રેસિડન્ટ |
| ૬ ગુજરાત-રાજ્યોના ધી એ. જી. જી. | ગુજરાત-રાજ્યોના રેસિડન્ટ |
| ૭ મદ્રાસ-રાજ્યોના ધી એ. જી. જી, | મદ્રાસ-રાજ્યોના રેસિડન્ટ |
| ૮ દક્ષિણ-રાજ્યોના ધી એ. જી. જી. | દક્ષિણ-રાજ્યોના રેસિડન્ટ |
| ૯ પૂર્વ-પ્રદેશનાં રાજ્યોના ધી એ. જી. જી. | પૂર્વ-પ્રદેશનાં રાજ્યોના રેસિડન્ટ |

ઇન્ડિયન પોલિટિકલ ડિપાર્ટમેન્ટને હવેથી ઇન્ડિયન પોલિટિકલ સર્વિસ કહેવામાં આવશે અને તેના મુખ્ય અમલદારનું ટૂંકું નામ પોલિટિકલ સેક્રેટરી રહેશે, પરંતુ સરકારી તુમાર-કામ પરત્વે તેઓ નામદાર તાજના પ્રતિનિધિના મંત્રી કહેવાશે.

# પ્રાંતો

## અજમેર–મેરવાડા

રજપૂતાનાના મધ્ય ભાગમાં બ્રિટિશસત્તા હેઠળનો આ નાનો ટાપુ છે. અજમેર અને મેરવાડા નામના બે પ્રાંતોનો તે બનેલો છે. રજપૂતાનાના ગવર્નર–જનરલ એજન્ટ અજમેર–મેરવાડાના એકસ–ઓફિશીઓ ચીફ કમિશનર છે. મુખ્ય શહેર અજમેર છે. પ્રાંતનું ક્ષેત્રફળ ૨,૭૧૧ ચોરસ માઈલનું છે તથા વસ્તી ૧૯૩૧ની વસ્તી કરતાં ૧૫ ટકાથી વધારે વધારો બતાવે છે. વસ્તી ૫૦૦,૦૦૦થી વધીને ૬૦૦,૦૦૦ થઈ છે, અજમેર શહેરની વસ્તી ૧૪૭,૦૦૦ની થઈ છે, તે ૨૩ ટકાનો વધારો બતાવે છે. અજમેરથી સાત માઈલ દૂર હિંદુઓનું અતિ પવિત્ર પુષ્કર તળાવ આવેલું છે.

## અજમેર અને રજપુતાના

૧૯૩૧ થી ૧૯૪૧ વચ્ચે રજપુતાના અને અજમેર મેરવાડાની વસ્તી ૧૨,૦૦૦,૦૦૦થી વધીને ૧૪,૦૦૦,૦૦૦ની થઈ છે એટલે કે ૧૬ ટકાથી વધારે વધારો થયો છે. છતાં છેલ્લા પચાસ વર્ષો દરમિયાન કુલ વધારો ૭.૧ ટકાથી વધારે થયો નથી. આ સમય દરમિયાન મોટી વધઘટ થઈ છે. ૧૮૯૮–૯૯ના ભયંકર દુષ્કાળને અંગે વસ્તીમાં મોટો ઘટાડો થયો હતો અને વસ્તી વધવાનું પ્રમાણ બહુ જ ધીમું હતું. રાજ્યોના પશ્ચિમ સમૂહમાં–ખાસ કરીને બિકાનેરમાં–છેલ્લા દશકામાં વસ્તીનો ખૂબ વધારો થયો છે, નહિતર કુલ વધારો હજુ પણ ઓછો થયો હોત. બિકાનેરનો ૩૮.૧ ટકાનો વધારો ગંગા નહેરની ખાલવણીને અંગે થયેલો છે. જેસલમીરનો ૨૨.૨ ટકાનો વધારો અંશતઃ જીવનનિર્વાહના સાધનોમાં થયેલ સુધારાને તથા અંશતઃ આ વખતની વસ્તી ગણુતરીની ચોક્કસતાને આભારી છે. રાજ્યોના પશ્ચિમ વિભાગમાં ગીચતા દર ચોરસ માઈલે ૬૬ છે ત્યારે દક્ષિણ વિભાગમાં ૧૪૭ અને પૂર્વ વિભાગમાં ૧૭૭ છે. શહેરોની વસ્તીમાં પણ સંતોષકારક સુધારો થયો છે. બિકાનેરમાં ૪૦ ટકા, જોધપુરમાં પણ ૪૦ ટકા અને અજમેરમાં ૨૩ ટકાનો વધારો થયો છે. હિંદુઓની બહુમતિ છે એટલુ જ નહિ પરંતુ ભૂત પ્રેતને માનનારાઓના ધર્માંતરથી તેમાં વધારો થાય છે. કુલ વસ્તીના ૧૦ ટકા મુસલમાનો છે. શીખોની વસ્તી ૧૮૮૧માં ૯ની હતી તે વધીને ૭૦,૦૦૦ થઈ છે. આ ગંગા નહેરના વિકાસને આભારી હોવાનું મનાય છે.

રજપુતાનાની શિક્ષિત વસ્તીમાં ૭૨ ટકા વધારો થયો છે. અજમેર મેરવાડામાં ૨૫ ટકા આખા વિસ્તારમાં, દશ વર્ષ પહેલાનાં કરતાં ૪૩,૦૦૦ વધારે અંગ્રેજી જાણનારા છે. કોમ તરીકે, જૈન કોમમાં શિક્ષિતતાનું પ્રમાણ અતિ ઉચ્ચ છે. પુરુષોમાં ૬૭ ટકા તથા સ્ત્રીઓમાં ૬૩ ટકા. રાજ્યોમાં શિક્ષિતતાનું પ્રમાણ જુદું જુદું છે. ઝાલાવાડમાં ૮ ટકા, બિકાનેરમાં ૧૭ તથા ધોલપુરમાં ૩ ટકા.

ધંધા સંબંધી, ૭૧ ટકા ખેતીમાં, ૬ ટકા વેપારમાં, ૪.૫ ટકા ધંધામાં તથા ૫.૫ ટકા પરચુરણ કામોમાં રોકાએલા છે. બીજા પ્રાંતોની માફક બેકારીનો પ્રશ્ન રજપુતાના તથા અજમેર–મેરવાડાના શહેરોમાં છે. ગામડાઓમાં તે પ્રશ્ન ભાગ્યે જ ઉપસ્થિત થાય છે. ગામડામાં બેકારીનો પ્રશ્ન, ગયા દુકાળમાં મરી ગયેલ ઢોરોને અંગે ઉપસ્થિત થયેલ છે.

## આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો

આ પ્રાંતનું ક્ષેત્રફળ લગભગ ૧૦૭,૦૦૦ ચોરસ માઈલ છે. તેની બે બાજુ કુદરતી હદ–ઉત્તરમાં હિમાલય પર્વત તથા પશ્ચિમે જમના નદી આવેલી છે. તેની આસપાસના પ્રદેશો, ઉત્તરમાં તિબેટ તથા નેપાળ, પશ્ચિમે પંજાબ તથા રજપુતાના, દક્ષિણમાં મધ્યહિંદ તથા પૂર્વમાં બિહાર આવેલાં છે. હિંદમાં

યુક્તપ્રાંત જેટલું પાણી કોઈ પ્રાંતમાં નથી. તેને અંગે તે હિંદની ખૂબ ગીચ વસ્તીવાળો પ્રદેશ છે. એકંદર હવાપાણી બંગાળ કરતાં ઠંડાં તથા સુક્કાં છે, પરંતુ ઉનાળામાં મેદાનોમાં અસહ્ય ગરમી પડે છે. યુક્તપ્રાંત ચોમાસાના પ્રદેશોની બરાબર અંદર છે અને તેથી પૂર્વ જેટલો ભારે વરસાદ ત્યાં પડતો નથી. બહારના હિમાલય પર વરસાદ વધારે છે, પણ પ્રાંતના મધ્યભાગમાં લગભગ ૪૦ ઇંચ પડે છે અને ગંગા નદીના દક્ષિણના મુલકના ૩૦ ઇંચથી ઓછો પડે છે. કુદરતી જળમાર્ગો બંગાળા જેટલા નથી, પરંતુ વરસાદને અંગે પાણીની પડતી તંગીની ખોટ નદીઓ તથા નહેરો પૂરી પાડે છે.

આ પ્રાંતમાં બીજા કોઈ પણ પ્રાંત કરતાં વધારે એકરમાં ખેતી થાય છે અને તેથી તે હિંદનું મુખ્ય અનાજ ઉત્પન્ન કરનાર સ્થળ બન્યું છે. મકાઈ અને તે જાતનાં બીજાં અનાજ તથા શેરડીમાં હિંદમાં તે અગ્રસ્થાન ભોગવે છે. બીજા પાક ઘઉં, કઠોળ તથા જવના છે. અફીણ તો આ એક જ પ્રાંતમાં ઉત્પન્ન થાય છે. વસ્તીના લગભગ ૭૨ ટકા ખેતી પર આધાર રાખે છે.

પ્રાંતોના ગામડાની વસ્તી ૨૬ ટકા અને શહેરની ૧૨ ટકા વધી છે. ગામડાં અને શહેરોની વસ્તીનું પ્રમાણ ૭:૧નું છે. કુટુંબમાં સરેરાશ પાંચ માણસો હોય છે. હિંદુ અને ખ્રિસ્તિઓની વસ્તી, મુસલમાન તથા શીખ વસ્તી કરતાં ઓછી ઝડપથી વધે છે. પશ્ચિમ તરફના ઘઉં ખાનારા પ્રાંતોમાં ખાસ કરીને પુરુષોની સંખ્યા સ્ત્રીઓની સંખ્યા કરતાં વધારે છે. અલબત્ત વસ્તીની ગીચતા વધતી જાય છે. પ્રાંતની સરેરાશ દર ચોરસ માઇલે ૫૨૭ની છે, ત્યારે જુદા જુદા સ્થળોએ ગીચતા ૬૨૨થી ૯૯૧ની છે. ખેડી શકાય તેવી બધી જમીન ખેડવામાં આવે છે અને હિમાલય તરફના પશ્ચિમના પ્રાંતોમાં જ વધારે વસ્તીનું ગુજરાન થઇ શકે તેમ છે.

છેલ્લા પચાસ વર્ષોમાં સંયુક્ત પ્રાંતોની વસ્તી ૪૭,૬૮૧,૦૧૧થી વધીને ૫૦,૩૪૬,૪૫૬ થઇ છે. ખાસ ધ્યાન ખેંચવા યોગ્ય વસ્તુ એ છે કે અર્ધી સદીમાં ફક્ત, ૮.૬૬૫,૪૪૫નો વધારો થયો ત્યારે છેલ્લા બે દશકામાં ૯,૮૩૬,૯૧૭ નો વધારો થયો અને તેમાં યે છેલ્લા દશકામાં તો ૬,૭૩૧,૯૦૪ નો વધારો થયો છે.

કેટલાક પ્રાંતોમાં કોમી હરીફાઇએ વસ્તી ગણતરીના કામમાં દખલ કરી હતી તેમ આ પ્રાંતોમાં થયું ન હતું. પ્રાંતોની માતૃભાષા 'હિંદી' ગણવી કે 'ઉર્દૂ' ગણવી તે બાબતની લાંબા સમય થયાં ચાલતી આવતી તકરાર પણ પડતી મૂકવામાં આવી હતી કેમકે છેલ્લી બે વસ્તી ગણતરીમાં માતૃભાષા 'હિંદુસ્તાની' લખાવવામાં આવી હતી.

સંયુક્ત પ્રાંતોના આંકડાઓમાં ગયા દશકા કરતાં ૧૩.૯ ટકાનો વધારો થઈ વસ્તી ૫૬,૩૪૬,૪૫૬ થઇ છે. આગ્રામાં ૪૧,૦૦૦,૦૦૦ (૧૫.૧ ટકાનો વધારો) અને અયોધ્યામાં ૧૪,૧૦૦,૦૦૦ (૧૦.૪ ટકાનો વધારો) થયેલ છે.

મોટામાં મોટું શહેર કાનપુર છે. તેની વસ્તી ગયા દશકા કરતા ૭૯ ટકા વધીને ૪,૩૭,૦૦૦ની થઇ છે લખનૌની વસ્તી ૩૮૨,૦૦૦, આગ્રાની ૨૮૪,૦૦૦, બનારસની ૨૫૯,૦૦૦ અને અલ્લાહાબાદની ૨૫૮,૦૦૦ની છે. બધી વસ્તી સારો સરખો વધારો બતાવે છે.

૧૯૨૦ સુધી આ પ્રાંતનો વહીવટ લેફ્ટેનન્ટ ગવર્નરના હાથમાં હતો. મોન્ટફર્ડ-સુધારા પછી તેને ગવર્નર-ઇન-કાઉન્સિલનો પ્રાંત બનાવવામાં આવ્યો. અનામત ખાતાંવાળા બે તથા સુપરત ખાતાંવાળા બે મળી કુલ ચાર પ્રધાનોએ ગવર્નરને મદદ કરવાની છે. ૧૯૩૭ની પહેલી એપ્રિલથી પ્રાંતિક સ્વાયત્ત શાસનની શરૂઆત થતાં સાત પ્રધાનોના પ્રધાનમંડળની સ્થાપના થઈ.

પ્રાંતમાં બે ધારાસભા, લેજિસ્લેટિવ કાઉન્સિલ તથા લેજિસ્લેટિવ એસેમ્બ્લી છે.

ગંગા તથા તેને મળનારી બીજી નદીઓના કાંઠા પર ઘણાં મોટાં શહેરો આવેલાં છે. મુખ્ય શહેરો અલ્લાહાબાદ, કાનપુર, આગ્રા, બનારસ, લખનૌ તથા અલિગઢ છે. પ્રાંતમાં પાંચ વિશ્વવિદ્યાલયો–અલ્લાહાબાદ આગ્રા, અલિગઢ, લખનૌ તથા બનારસમાં છે. કેટલાક પર્વત પર હવા ખાવાનાં સ્થળો પણ આવેલ છે– મસૂરી, નૈનિતાલ, દહેરાદુન વગેરે.

## આસામ

ઈ. સ. ૧૮૨૬ના પહેલા બર્મન–યુદ્ધ પછી આસામ બ્રિટિશ રક્ષણ તળે આવ્યો. ૧૮૩૨માં કચારને ખાલસા કરવામાં આવ્યો. ૧૮૩૫માં જૈન્શિયા ટેકરીઓના પ્રદેશનો ઈસ્ટ ઇન્ડિયા કંપનીના મુલકમાં સમાવેશ કરવામાં આવ્યો અને ૧૮૩૯માં ઉપલા આસામને બંગાળા સાથે જોડી દેવામાં આવ્યો. ૧૮૭૪માં આસામને બંગાળાથી જુદો પાડી ચીફ કમિશ્નરની સત્તા હેઠળ મૂકવામાં આવ્યો. ફરી ૧૯૦૫માં પૂર્વ બંગાળા સાથે તેને ભેળવી દઈ 'પૂર્વ બંગાળા અને આસામ' નામનો નવો પ્રાંત બનાવીને લેફ્ટેનન્ટ–ગવર્નરની સત્તા હેઠળ મૂકવામાં આવ્યો. તેની રાજધાની ઢાકામાં રાખવામાં આવી. ૧૯૧૨માં પૂર્વ બંગાળાને ફરીથી બંગાળા સાથે જોડી દેવામાં આવ્યો અને આસામનો નવો પ્રાંત બનાવવામાં આવ્યો. ૧૯૧૯માં હિંદી સરકારના કાયદાને અંગે તેને ગવર્નરની સત્તા હેઠળ મૂકવામાં આવ્યો. ૧૯૩૭માં તે સ્વાયત્તશાસિત પ્રાંત બન્યો અને તેને 'લેજિસ્લેટિવ કાઉન્સિલ તથા 'લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી' મળ્યાં.

આ પ્રાંતનો વિસ્તાર ૫૫,૦૧૪ ચોરસ માઇલનો છે. તેની ઉત્તરે તિબેટ તથા ભૂતાન, પશ્ચિમે બંગાળા અને અગ્નિખૂણામાં બર્મા આવેલાં છે.

**આસામમાં** (૧) સિલહટ અથવા સુરમા ખીણ અને ગોલપારા પરગણાં, (૨) આસામ અને કચાર ખીણ, (૩) બ્રિટિશની હકૂમત હેઠળના ખીણપ્રદેશો, (૪) પશ્ચિમ દુઆરના ભાગો ( આ ભાગો ભૂતાનની દક્ષિણે આવેલા છે અને ૧૮૬૪ની ભૂતાનની લડાઇ પછી ખાલસા કરવામાં આવ્યા છે )નો સમાવેશ થાય છે.

અરણ્યાચ્છાદિત ટેકરીઓ અને બે ઉપયોગી ખીણોનો આસામ બનેલો છે. અંદર આવેલ મુલકો પૈકી આસામ ખૂબ ભેજવાળો છે. ચોમાસાના મહિનાઓમાં વરસાદ સર્વત્ર પુષ્કળ પડે છે અને ૨૩·૩૯ ઈંચથી માંડીને ૨૪૧·૭૬ ઈંચ સુધી પડે છે. આસામના કેટલાક ભાગોમાં, ખાસ કરીને ખાસી ટેકરીઓમાં, જગતમાં સૌથી વધારે વરસાદ પડે છે. હિંદના ઇશાન ખૂણામાં આસામ આવેલું હોઇ તેની અગત્ય વધી છે. ખાસી ટેકરીઓમાં ચેરાપુંજીમાં વધારેમાં વધારે વરસાદ ૫૨૦·૦૯ ઈંચ પડે છે.

ચા અને ચોખા મુખ્ય પાક છે. આખા હિંદમાં ઉત્પન્ન થતી ચાનો બે તૃતીયાંશ ભાગ આસામમાં થાય છે. આખા હિંદમાં તેનાં જેટલાં કદી પણ ન કાપવામાં આવ્યાં હોય તેવાં જંગલો નથી અને તેથી સાગ પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન થાય છે.

ખનિજોમાં પેટ્રોલિયમ ખૂબ અગત્યનું છે. આસામની ખીણમાં રેશમ બનાવવામાં આવે છે અને રૂનું વણાટકામ મોટા પ્રમાણમાં ચાલે છે. ભીનાશવાળી ગરમ હવા રબરના ઝાડને ખૂબ અનુકૂળ પડે છે. આસામમાં મણિપુર નામનું એક રાજ્ય છે. તે બર્માની સરહદ પર પાર્વતીય પ્રદેશોમાં આવી રહેલું છે. તેની રાજધાનીનું શહેર ઇમ્ફાલ છે.

લોકો તિબેટો–બર્મન જાતિના છે. આસામી અને બંગાળી ભાષા પ્રચલિત છે. ખીણપ્રદેશનાં લોકો તિબેટો–બર્મન ભાષા બોલે છે. વસ્તીના ૪૩ ટકા બંગાળી અને ૨૧ ટકા આસામી ભાષા બોલે છે.

વિસ્તાર ૫૫,૦૧૪ ચોરસ માઇલ છે.

સરકારે આસામની વસ્તીના પ્રગટ કરેલ આંકડાઓમાંથી રસદાયક વિગતો જાણવાની મળી શકે છે.

આ હેતુ માટે વસ્તીના પાંચ વિભાગ પાડવામાં આવ્યા છે. શેડયુલ કાસ્ટ હિંદુઓ, બીજા હિંદુઓ, મુસલમાનો, પર્વતમાં રહેનારી જાતિઓ અને બીજાઓ.

દેશી રાજ્યો સહિત પ્રાંતની કુલ વસ્તી ૧,૦૯,૩૦,૩૮૮ની થઇ છે, જે ૧૯૩૧ની વસ્તી કરતાં ૧૮.૨ ટકાનો વધારો બતાવે છે—આ સંખ્યામાં ૫,૭૪૦,૭૯૬ પુરુષો અને ૫,૧૮૯,૬૪૨ સ્ત્રીઓ છે.

શેડયુલકાસ્ટ સિવાયના હિંદુઓની પ્રાંતોમાં બહુમતિ છે. મુસલમાનો ત્યાર પછી આવે છે.

ધર્મ પ્રમાણે વસ્તી નીચે મુજબ છે: હિંદુઓ ૪૫,૪૦,૪૯૭ (શેડયુલકાસ્ટ, ૬,૭૬,૫૫૬ અને બીજાઓ ૩૮,૬૩,૯૪૧) મુસલમાનો ૩૪,૭૪,૧૪૧, ખ્રિસ્તિઓ ૬૭,૧૮૪, પર્વતમાં રહેનારી જાતિઓ ૨૮,૨૪,૫૮૬, બૌદ્ધ ધર્મ પાળનારા ૮,૩૧૭, જૈનો ૬,૮૪૦, શીખો ૩,૮૪૫, પારસી ૨, યાહુદી ૯. બીજા વર્ગ વગરના, ૪,૯૬૭.

કુલ વસ્તીમાંથી ૧,૨૧૨,૬૫૦ શિક્ષિત છે, તેમાં ૧,૦૧૫,૬૫૬ પુરુષો તથા ૧૯૬,૯૯૬ સ્ત્રીઓ છે.

સુરમા ખીણ અને ખીણવિભાગની કુલ વસ્તી ૪૨,૧૮,૮૭૫ છે. મુસલમાનોની વસ્તી ૨,૧૨૭,૨૫૪ હોઇ તેઓની બહુમતિ છે. હિંદુઓ ૯૭૮,૧૧૩ છે અને શેડયુલકાસ્ટ હિંદુઓ ૪૧૬,૬૦૧ છે.

આસામ ખીણ વિભાગની કુલ વસ્તી ૫૯,૧૯,૨૨૮ છે. તેમાં હિંદુઓની બહુમતિ હોઇ તે સંખ્યા ૨,૫૪૧,૭૦૦ની છે. મુસલમાનોની સંખ્યા ૧,૩૧૪,૩૦૦ની છે.

વધારેમાં વધારે હિંદુ વસ્તીવાળો પહેલો પ્રાંત સિલ્હટ પ્રાંત છે. ત્યાં સંખ્યા ૭૮૫,૦૦૪ની છે. આ પ્રાંતમાં શિક્ષિતોની સંખ્યા પણ વધારેમાં વધારે છે.

૧૯૩૧ના આંકડાઓની સરખામણીમાં હિંદુઓની સંખ્યા ૬,૬૪,૧૫૩ની આસપાસ ઘટી છે ત્યારે મુસલમાનોની સંખ્યા લગભગ ૬,૯૩,૬૨૭ લગભગ વધી છે.

૧૯૩૫ના હિંદી સરકારના કાયદા મુજબ પ્રાંતના વહીવટ માટે પ્રધાનોની કાઉન્સિલ તથા કાયદા માટે બે ચેમ્બરો—લેજિસ્લેટિવ એસેમ્બ્લી (નીચલી સભા) તથા લેજિસ્લેટિવ કાઉન્સિલ (ઉપલી સભા)—આવી છે. નીચલી સભામાં ૧૦૮ બેઠકો તથા ઉપલી સભામાં વધારેમાં વધારે ૨૨ બેઠકો છે.

## ઓરિસ્સા

મહાભારતમાં દર્શાવવામાં આવેલ પ્રાચીન રાજ્ય ઉત્કલનો ઓરિસ્સા એક ભાગ હતો. આ રાજ્યનો વિસ્તાર એક વખત દક્ષિણમાં ગોદાવરી અને ઉત્તરમાં ગંગા વચ્ચે આવેલા વિશાળ પ્રદેશ સુધી હતો. સોળમા સૈકાની અધવચ સુધી તેનું સ્વાતંત્ર્ય જળવાઇ રહ્યું હતું. ત્યારબાદ ગોલકોંડાના કુતૂબશાહી વંશે ગંજામ પરગણાના ઉડિયા ભાષા બોલતા પ્રદેશો જીતી લીધા અને મોગલોએ ૧૫૯૨મા કટક, પુરી અને બાલાસોર પરગણાં જોડી દીધાં.

સ્વાતંત્ર્ય તથા આબાદીના આ લાંબા કાળ દરમિયાન સાહિત્ય, કળા તથા ધર્મની આબાદી થઇ અને ઉત્કલ પ્રાંત હિંદુઓનું પુણ્યધામ બન્યો. તેનું મુખ્ય શહેર પુરી હતું. પણ મુસ્લિમના વિજય પછી આવેલી—પડતીને અંગે દેશના ભાગલા પડી ગયા; જો કે ભાષા તથા સાહિત્ય તેમના જોડાણના અંકોડારૂપ રહ્યાં, પરંતુ લોકોએ તો આત્મભાન પણ ખોઇ દીધું હોય તેમ દેખાય છે.

બ્રિટિશોના આગમન સાથે ઉડિયા ભાષા બોલતા જુદા જુદા પ્રદેશો જુદે જુદે સમયે તેમની સત્તા હેઠળ આવ્યા અને તેમને જુદી જુદી સત્તા હેઠળ મૂકવામાં આવ્યા હતા. આમ સંબલપુરને મધ્યપ્રાંત

સાથે જોડી દેવામાં આવ્યો, ગંજામને મદ્રાસ સાથે અને કટક, પુરી, બાલાસોર તથા મિદનાપુર પ્રાંતો બંગાળામાં રહ્યા. મોટો ભાગ ઓરિસ્સાના રાજાના ખંડિયા રાજાઓની સત્તા હેઠળ રહ્યો. મધ્યસ્થ સત્તાની પડતી સાથે તેઓ સ્વતંત્ર થઇ ગયા.

૧૯૧૩માં હિંદી સરકારે ઉડિયા પ્રદેશને બ્રિટિશ હિંદમાં એકત્ર કરવાની દરખાસ્ત કરી અને આને પરિણામે સંબલપુર પરગણા (ચંદ્રપુર–પદ્મપુર તથા ફૂલઝરના અપવાદ સાથે)ને બંગાળા હેઠળ ઓરિસ્સામાં જોડી દેવામાં આવ્યું. પરંતુ મદ્રાસ સરકારના વિરોધને અંગે ગંજામ તથા જેયપુર એજન્સીની ફેરબદલી થઇ શકી નહિ. સંબલપુરને ઉડિયા સાથે એકત્ર કરવાથી ઉડિયાઓનાં હૃદયમાં આશા–સંચાર થયો. ૧૯૧૨માં બિહાર અને ઓરિસ્સા પ્રાંત બનાવવાથી આ આશા મજબૂત થઇ. અત્યાર સુધી જોડાણ કરવાની જ માગણી હતી, પરંતુ જુદા રાજ્યવહીવટ માટેનો પ્રશ્ન કદી ઉપસ્થિત થયો નહોતો, પણ ૧૯૧૭માં ઉત્કલ યુનિયન કૉન્ફરન્સે જુદા વહીવટની ચળવળ ઉપાડી. ઉડિયાને જુદો પાડવા માટે આ કૉન્ફરન્સે વાઇસરૉય તથા હિંદી પ્રધાન પર અરજીઓ મોકલી. મોંટેગુ–ચેમ્સફર્ડ રિપોર્ટમાં જણાવ્યું છે કે, "ઓરિસ્સા અને બિહારમાં પહેલી તકે નાના નાના પ્રાંતો બનાવવાની સંભવિતતા વિષે વિચાર કરવો જોઇએ તેમ અમને લાગે છે."

૧૯૨૧માં બંગાળા, યુકતપ્રાંત, બિહાર–ઓરિસ્સા અને મદ્રાસની પ્રાંતિક સરકારોએ જુદા પાડવાનો પ્રશ્ન તપાસ્યો અને જુદા જુદા પ્રકારની ભલામણો કરવામાં આવી હતી. હવે હિંદ સરકારે ફિલિપ ડફ કમિટી નીમી. તે કમિટીએ 'મદ્રાસ પ્રાંતના ઉડિયા રહેવાસીઓનો, ઓરિસ્સા પ્રાંતના જે પ્રદેશોમાં તેઓ રહેતા હોય તે પ્રદેશોને જોડી દેવાના પ્રશ્ન સંબંધી મત જાણવાનો હતો.' કમિટીએ રિપોર્ટ કર્યો કે શિક્ષિત ઉડિયા વર્ગના મનમાં ઉડિયા ભાષા બોલતા પ્રદેશોને ઓરિસ્સા સાથે એક રાજ્યસત્તા હેઠળ જોડી દેવાની લાંબો સમય થયા પ્રબળ ઇચ્છા હતી."

૧૯૨૭માં હિંદી સ્ટેચ્યુટરી કમિશનની નિમણૂક થતાં જુદા પાડવાનો પ્રશ્ન મોખરે આવ્યો.

ઉડિયા ભાષા બોલતા દેશોની પુનર્રચનાની કમિશનને એટલી બધી જરૂર જણાઇ કે મેજર એટલીના પ્રમુખપણા નીચે તે પ્રશ્નની તપાસને માટે સબ કમિટી નીમવામાં આવી. આ કમિટીએ ઓરિસ્સાને જુદો પ્રાંત બનાવવાની ભલામણ કરી, તે કમિશને મંજૂર રાખી.

પરંતુ સ્ટેચ્યુટરી કમિશને તે ભલામણ મંજૂર ન કરી. તે કમિશને જણાવ્યું કે કમિશનની ભલામણ મુજબ બધા પ્રાંતોમાં ઉડિયાની લઘુમતિ થતાં ઉડિયાની સ્થિતિ બગડ્ય થશે. સરહદની પુનર્રચના માટે તેઓએ સરહદ–કમિશન નીમવાની સૂચના કરી.

ગોળમેજી પરિષદમાં આ પ્રશ્ન ફરીથી મોખરે આવ્યો. વડી ધારાસભામાં મિ. બી. દાસનો આ બાબતનો ઠરાવ પસાર થયો. આ રીતે સિંધ તથા ઓરિસ્સાનો પ્રશ્ન સાથે સંકળાયો. સિંધ અને ઓરિસ્સાની સાંકળને અંગે ઓરિસ્સાને જલદીથી નવો પ્રાંત બનાવવામાં આવ્યો.

**ખેતી તથા હુન્નર–ઉદ્યોગ**—ખેતીની તથા ઔદ્યોગિક દૃષ્ટિએ ઓરિસ્સા સૌથી પછાત છે, પરંતુ ત્યાં વિધવિધ પ્રકારના ગૃહઉદ્યોગો છે. હાથવણાટ હિંદના બીજા ભાગોની માફક ખૂબ ચાલુ છે. પિત્તળકામ પણ ઉચ્ચ કક્ષાએ પહોંચ્યું છે. કટકમાં રૂપેરી લેસનું કામ પણ સુંદર થાય છે. 'એન્ડી' અને 'ટસર'નું કામ, કટલરી તથા શીંગડાંની વસ્તુઓ પણ બને છે. કુદરતે ખનીજ અને જંગલોની મહેર ઓરિસ્સા પર વરસાવી છે. કેટલાંક ખનીજો ખોદીને કાઢવામાં આવે છે, બીજાંની શોધખોળ હજુ થઇ નથી.

મુખ્ય ખનીજો લોઢું, કોલસો, મેંગેનીઝ તથા અબરખ છે. જંગલોમાંથી સાગ તથા વાંસ મળી આવે છે. ચામડાનો ઉદ્યોગ પણ નાના પ્રમાણમાં ચાલુ છે.

કાચું લોઢું મયૂરભંજ, કીઓંઝાર તથા બોનાઇમાં મળી આવે છે. આ બધાં ખંડિયા રાજ્યો છે. આસપાસના પ્રદેશોમાં ખૂબ કાચી ધાતુઓ મળી આવવા સંભવ છે. હિંદમાં મળી આવતા કાચા લોઢાની કુલ પેદાશના ૬૦ ટકાથી વધારે ઓરિસ્સાના ઉપલા પ્રદેશોમાંથી આવે છે. બંગાળ અને બિહાર જેવી કોલસાની વિશાળ ખાણો ઓરિસ્સામાં નથી, પરંતુ અંગુલ, સંબલપુર તથા ગંગપુર, તાલ્ચેર અને અથમલિકનાં ખંડિયા રાજ્યોમાં કોલસા મળી આવે છે. તાલ્ચેરમાં કોલસાની મોટી ખાણો છે અને તેના ઉત્પન્નમાં પ્રગતિ થયા કરે છે. ૧૯૨૮માં ૩૮,૨૩૭ ટન કોલસા મળી આવ્યો હતો. ૧૯૩૪માં ૩૧૬,૫૩૯ ટનનું ઉત્પન્ન થયું હતું અને અત્યારે ઓરિસ્સાની ઔદ્યોગિક જરૂરિયાતને પૂરું પડે તેટલું ઉત્પન્ન થયું છે.

માછલી પકડવાનો ધંધો પણ ઓરિસ્સાનો મુખ્ય ઉદ્યોગ છે. ચિલ્કા સરોવર તથા પુરીમાંથી વિશાળ પ્રમાણમાં માછલીઓ મળી આવે છે. સરેરાશ ૫૦,૦૦૦ મણ તાજી માછલીઓ દર વર્ષે કલકત્તા ચડાવવામાં આવે છે.

ઓરિસ્સાના બે મુખ્ય પાક શેરડી તથા શણ છે. આ બન્નેનું વાવેતર વધતું જાય છે.

જંગલોમાંથી કીમતી સાગ તથા બળતણ મળી આવે છે. જો બરાબર વિકાસ કરવામાં આવે તો આ પેદાશમાં ખૂબ વધારો થવાના સંજોગો છે.

ઓરિસ્સામાંથી મોટા પ્રમાણમાં ચામડાની નિકાસ કરવામાં આવે છે અને જો પૂરતું ઉત્તેજન મળે તો સરસ ચર્માલયો થઇ શકે તેમ છે.

**પ્રાણીઓ**—ઓરિસ્સામાં ખનીજો પૂરતા પ્રમાણમાં નથી તો શિકારી પ્રાણીઓ પુષ્કળ છે. હાથીઓ મોટા પ્રમાણમાં મળી આવે છે. બીજે નંબરે વાઘ આવે છે. દરિયા નજીક કાળિયાર મળી આવે છે. જંગલી ભૂંડ પણ જોવામાં આવે છે. ચિલ્કા સરોવરમાં મરઘાં-બતકાં લાખોના પ્રમાણમાં મળી આવે છે. નદીના મુખના પ્રદેશોમાં મગરનો શિકાર થઇ શકે છે.

પ્રાંતનું ક્ષેત્રફળ ૩૨,૦૦૦ ચોરસ માઇલ છે.

૧૯૪૧ની વસ્તી ગણતરી પ્રમાણે બ્રિટિશ ઓરિસ્સાની વસ્તી ૮,૭૨૮,૫૪૪ની છે. તેમાં ૪,૨૧૮,૧૨૧ પુરૂષો તથા ૪,૫૧૦,૪૨૩ સ્ત્રીઓ છે. કોરાપુટ પ્રાંત સિવાય બધા પ્રાંતોમાં સ્ત્રીઓની સંખ્યા પુરૂષો કરતાં વધારે છે, પરંતુ બાલાસોરના ઉપવિભાગ 'સદર'માં પુરૂષોની સંખ્યા વધારે છે. કુલ વસ્તીના ફક્ત ૩·૮ ટકા શહેરોમાં રહે છે. બાકીના ગામડાઓમાં રહે છે. ઓરિસ્સાનું મોટામાં મોટું શહેર કટક છે. તેની વસ્તી ૭૪,૨૯૧ છે. ત્યાર પછી બહેરામપુર, પુરી તથા પાર્લાકીમેડી આવે છે. તેની વસ્તી અનુક્રમે ૪૩,૫૬૬, ૪૧,૦૫૫ અને ૩૧,૦૪૨ની છે. ૧૦,૦૦૦થી વધારે વસ્તીવાળાં શહેરો ભદ્રક, બાલાસોર, સાંબલપુર, જેપોર તથા કેંદ્રવારા છે. છેલ્લા દશ વર્ષમાં 'કોરાપુટ' પ્રાંતની વસ્તી વધારેમાં વધારે–૧૮·૭૭ ટકા વધી છે. નવરંગપુર તાલુકામાં ૩૩ ટકા વસ્તી છે.

કટક પ્રાંતની વસ્તી બહુ જ ગીચ દર ચોરસ માઇલે ૬૬૫ની છે. આ પ્રાંતમાં જજપુર થાણામાં દર ચોરસ માઇલે ૯૦૨ની વસ્તી છે. કોરાપુર પ્રાંતની વસ્તી–ઓછામાં ઓછી ગીચ–દર ચોરસ માઇલે ૧૧૪ની છે. તેમાં મલકાનગીરી તાલુકામાં તો ચોરસ માઇલે ૩૯ની છે.

પ્રાંતની કુલ વસ્તીના ૪૫ ટકા તો ૫૦૦ થી ઓછી વસ્તીવાળા ગામડાઓમાં રહે છે. ૫૦૦થી ૧૦૦૦ની વસ્તીવાળા ગામડાઓમાં ૨૮ ટકા તથા ૧૦૦૦થી ૨૦૦૦ની વસ્તીવાળા ગામોમાં ૧૮ ટકા વસ્તી રહે છે. ૨,૦૦૦થી ૫,૦૦૦ની વસ્તીવાળા ગામોમાં ફક્ત ૫ ટકા રહે છે અને બાકીના ૪ ટકા

શહેરોમાં અગર ૫,૦૦૦થી વધારે વસ્તીવાળા ગામોમાં રહે છે. આખા પ્રાંતમાં શહેરો તથા ગામડાંઓની કુલ સંખ્યા ૨૬,૬૭૦ની છે.

પ્રાંતમાં હિંદુઓની સંખ્યા ૬,૮૩૨,૭૦૬ની છે. મુસલમાનોની સંખ્યા ૧૪૬,૩૦૧ની તથા હિંદી ખ્રિસ્તિઓની સંખ્યા ૨૫,૫૮૪ની છે. તે ઉપરાંત ૭૮૯ એંગ્લો ઇન્ડિયનો, ૪૫૪ બૌદ્ધધર્મ પાળનારાઓ, ૩૧૭ યુરોપીઅનો, ૨૩૨ શીખો અને ૧૩૯ જૈનો છે.

મયુરભંજ, પટણા તથા કલહંદી સહિત ઓરિસ્સાના રાજ્યોની કુલ વસ્તી ૪,૬૪૧,૨૭૩ની છે તેમાં ૨,૨૯૧,૬૭૩ પુરૂષો તથા ૨,૩૪૯,૬૦૦ સ્ત્રીઓ છે. રાજ્યોની ફક્ત ૨ ટકા વસ્તી શહેરોમાં રહે છે. બાકીની ૯૮ ટકા ગામડામાં રહે છે. મુખ્ય શહેરો, બોલંગીર, ભવાનીપટના, સોનેપુર, કીંઓજરગઢ, ધેનકનાલ અને બારીપદા છે.

છેલ્લા દશ વર્ષમાં દાસપલ્લા (૨૪·૦૩), તાલચેર (૨૪) ત્યાં અને પાલલહરા (૨૨·૦૧)માં ૨૦ ટકાથી વધારે વસ્તીનો વધારો થયો છે. વસ્તીની ગીચતા તિપિરિયામાં છે. ત્યાં દર ચોરસ માઇલે ૫૭૩ની વસ્તી છે.

વસ્તીમાં ૩,૧૨૩,૭૦૨ હિંદુઓ, ૧,૪૯૦,૨૧૭ મૂળજાતિના સભ્યો, ૧૪,૯૨૭ મુસલમાનો, ૧૦,૦૪૨ હિંદી ખ્રિસ્તિઓ, ૧,૪૩૫ બૌદ્ધધર્મ પાળનારાઓ, ૬૨૬ જૈનો અને ૨૨૯ શીખો છે.

એકંદર છેલ્લા દશ વર્ષમાં પ્રાંતની વસ્તીનાં ૮·૭૬ ટકાનો તથા રાજ્યોમાં ૧૨·૯૬ ટકાનો વધારો થયો છે.

ઓરિસ્સા પ્રાંતમાં નીચેના પ્રદેશોનો સમાવેશ થાય છે:

(૧) બિહાર અને ઓરિસ્સાના પ્રાંતનો ભાગ જે ઓરિસ્સા-વિભાગ તરીકે ઓળખાતો હતો.

(૨) મદ્રાસ ઇલાકાના અધિકારમાંથી ફેરવવામાં આવેલ પ્રદેશો:

(અ) ગંજામ એજન્સીના પ્રદેશો.

(બ) ગંજામ પ્રાંતના એજન્સી તાબામાં નહિ તેવા મુલકો, ધુમસર, અસ્ક, સુરાઠા, કોડાલા, ચત્રપુર, ઇચ્છાપુર તથા બહેરામપુર તાલુકાના કેટલાક ભાગો.

(ક) ઉપલી સરહદમાં આવેલ પાર્લાકીમેડી જાગીરનો ભાગ.

(ડ) વિઝાગાપટ્ટમ પ્રાંતના નીચેના પ્રદેશો: જેપોર જાગીર અને તે જાગીરમાં ન આવેલ પોટંગી તાલુકાનો ભાગ.

(૩) મધ્યપ્રાંતના અધિકારમાંથી ફેરવવામાં આવેલ પ્રદેશો:

(૧) રાયપુર પરગણા ખરિયાર જમીનદારી.

(૨) બિલાસપુર પરગણાનો પદ્મપુરનો મુલક.

## કૂર્ગ

કૂર્ગ મહિસુરના નૈઋત્ય ખૂણામાં આવેલ નાનું રાજ્ય છે, તેનું ક્ષેત્રફળ ૧૫૯૩ ચોરસ માઇલ તથા વસ્તી ૧,૬૮,૭૨૫ મનુષ્યોની છે. પુરુષો ૯૨,૩૬૦ તથા સ્ત્રીઓ ૭૬,૩૬૫ છે. રાજધાનીનું શહેર મર્કારા છે. ચીફ કમિશ્નર તેનો વહીવટ ચલાવે છે.

## દિલ્લી

દિલ્લી અને આસપાસના પ્રદેશને ચીફ કમિશ્નરની સત્તા હેઠળ મૂકીને દિલ્લીને ૧૯૧૨માં જુદો પ્રાંત બનાવવામાં આવ્યો છે. તેનું ક્ષેત્રફળ ૫૭૩ ચોરસ માઇલનું તથા વસ્તી ૬૩૬,૨૪૫ની છે. રાજધાનીનું

શહેર દિલ્લી છે. તેની વસ્તી ૫૨૧,૮૪૯ની છે. ૭ જુદી જુદી રેલવે ત્યાં છે. અત્યારનું શહેર જૂના દિલ્લીના કેટલાયે અવશેષ પર બંધાયેલું છે. શહેરના ઉદ્યોગોમાં ઝવેરાત, તાંબાપિત્તળનું કામ, હાથીદાંતનું કોતરકામ, કુંભારકામ, વણાટકામ, સોનેરી–રૂપેરી ભરત વગેરે છે. શહેર સમદ્રની સપાટીથી લગભગ ૭૦૦ ફીટ ઊંચું છે.

## પંજાબ

પંજાબની પૂર્વે સંયુક્ત પ્રાંત, ઉત્તરે કાશ્મીર, પશ્ચિમે સરહદ પ્રાંત તથા બલુચિસ્તાન અને દક્ષિણે સિંધ અને રજપૂતાના આવેલાં છે. પ્રાંતનું ક્ષેત્રફળ ૯૯,૨૦૦ ચોરસ માઈલ છે. પંજાબ દોઆબ તથા રણનો મુલક છે. જમણા પગ કરતાં ડાબો પગ વધારે લાંબો હોય તેવો આ પ્રાંત દેખાય છે. પંજાબના ત્રણ ભાગ પડે છે: (૧) ઉત્તરમાં તથા ઇશાન ખૂણામાં આવેલ પર્વતનો પ્રદેશ, (૨) વાયવ્ય ખૂણામાં આવેલ પર્વતનો પ્રદેશ તથા (૩) પૂર્વ તથા પશ્ચિમમાં આવેલ મેદાનો. હાથની આંગળીઓ માફક સિંધુ નદીની પાંચ શાખાઓ આખા પ્રાંતમાં ફરી વળે છે.

સુક્કી હવાને અંગે ઉનાળામાં સખત ગરમી તથા શિયાળામાં સખત ઠંડી પડે છે. પંજાબ ખરા ચોમાસાના પ્રદેશની બહાર હોવાને અંગે વરસાદ બહુ થોડો–લાહોરમાં લગભગ ૨૦ ઇંચ અને પશ્ચિમે તથા દક્ષિણે જતાં તેથી પણ ઓછો–પડે છે. વરસાદનો અભાવ, કુદરતી જળમાર્ગોની ખામી, સુક્કી હવા તથા પ્રાંત દૂર હોવાથી તે નહેરોનો પ્રદેશ બન્યો છે. પંજાબ જેટલી નહેરો જગતના કોઈ પણ દેશમાં નથી.

પંજાબની જમીન ફળદ્રુપ છે. ઘઉં, જવ, બાજરો, રૂ, તમાકુ, શેરડી તથા કાંગ્રાખીણમાં ચાનું વાવેતર કરવામાં આવે છે. છેલ્લાં થોડાં વર્ષો થયાં જગતમાં પંજાબ જેટલા ઘઉં કોઇ દેશમાં થતા નથી.

પંજાબ ઘણી રીતે હિંદનો ખૂબ આબાદ પ્રાંત છે. વધતા જતા ખેતીના પાક પર તે મુસ્તાક છે. ઘઉં પંજાબનો મુખ્ય પાક છે. ત્યાં રૂ, બાજરી તથા તેલી બિયાં પણ ઊગે છે, પણ ઔદ્યોગિક દૃષ્ટિએ તે દક્ષિણ જેટલો પ્રગતિશીલ નથી. પંજાબમાં અટકમાં પેટ્રોલ મળી આવે તેવાં સ્થાનો છે.

વસ્તીના ૫૭ ટકા મુસલમાનો તથા ૨૭ ટકા હિંદુઓ છે. પંજાબ તથા પંજાબનાં રાજ્યોમાં શીખની વસ્તી ૪,૦૭૨,૦૦૦ની છે. સરેરાશ વસ્તી દર ચોરસ માઇલે ૧૮૫ છે.

મુખ્ય ભાષા પંજાબી છે. બીજી બોલાતી ભાષા ઉર્દૂ છે.

### વસ્તી

| ૧૯૩૧ | ૨૩,૫૮૦,૮૫૨ | ૧૯૩૨ | ૨૦,૬૮૫,૪૭૮ |
|---|---|---|---|

## બલુચિસ્તાન

બલુચિસ્તાન હિંદની છેક પશ્ચિમે આવેલું છે અને તેને હિંદની બહાર ગણી શકાય. તેના મુખ્ય ભાગો નીચે મુજબ છે:

(૧) પ્રાંતના ઈશાન ખૂણામાં આવેલો તથા બ્રિટિશ મુલક.

(૨) ખિલાત અને લારબેલાનાં રક્ષિત દેશી રાજ્યો.

(૩) તાયફાવાળાના અર્ધ–સ્વતંત્ર પ્રદેશો, જે પોલિટિકલ એજન્ટની સત્તા હેઠળ છે.

બલુચિસ્તાનમાં પર્વતો ઘણા છે. કેટલાક ભાગો ઉજ્જડ છે.

બલુચિસ્તાન વરસાદના પ્રદેશની બહાર હોવાથી ત્યાં વરસાદ થતો નથી તેથી હવા ઘણી સુક્કી છે. શિયાળામાં સખત ઠંડી પડે છે. મેદાન પર સરેરાશ વરસાદ ૫ ઇંચ પડે છે. ઘઉં, બાજરો, ખારેક તથા દ્રાક્ષ મુખ્ય પાક છે.

કુલ વસ્તી ઘણી ઓછી છે. લોકો મુસલમાન છે તથા જૂના રીતરિવાજોને વળગી રહે તેવા છે. તેઓ પોતાની જમીનમાં ખેતી કરે છે.

ચીફ કમિશ્નર તથા એજન્ટ ટુ ધી ગવર્નર–જનરલની તેના પર સત્તા ચાલે છે. મહેસૂલની વ્યવસ્થા માટે એક રેવન્યુ અધિકારી પણ છે. તે પ્રાંતના જ્યુડિશિયલ કમિશ્નર તરીકે હાઈકોર્ટનું કામ કરે છે. અંદર અંદરના કજિયાની પતાવટ માટે વૃદ્ધોનું મંડળ હોય છે તેને જીરગા કહે છે; તે અંદર અંદરના કજિયાની પતાવટ કરે છે.

પ્રાંતનું ક્ષેત્રફળ ૧૩૪,૬૩૮ ચોરસ માઈલનું તથા વસ્તી ૮૬૮,૬૧૭ની છે. ૧૯૩૫ના મે મહિનાની એક રાત્રે હિંદમાં અગાઉ કદી ન આવી હોય તેવી કુદરતી આફત બલુચિસ્તાન ઉપર ઉતરી. ધરતીકંપથી ક્વેટાનો નાશ થયો અને ૭૦,૦૦૦ની વસ્તીમાંથી ૩૦,૦૦૦ મનુષ્યો મૃત્યુ પામ્યા.

## બિહાર

બિહાર પ્રાંતમાં બિહાર તથા છોટાનાગપુરનો સમાવેશ થાય છે. ૧૯૧૨માં બંગાળાની પુનર્રચના થઇ ત્યાં સુધી આ પ્રાંતો બંગાળા અને સંબલપુરના ભાગરૂપ હતા. ૧૯૦૫ માં મધ્ય પ્રાંતની સત્તામાંથી સંબલપુરને બંગાળા નીચે મૂકયું. ઓરિસ્સા પણ તાબાનો પ્રાંત હતો, તેને હવે જુદો પ્રાંત બનાવવામાં આવ્યો છે. બિહારની ઉત્તરે નેપાળ, પશ્ચિમે સંયુક્ત પ્રાંતો, મધ્યહિંદ તથા મધ્ય પ્રાંતો, દક્ષિણમાં ઓરિસ્સા તથા પૂર્વમાં બંગાળા છે.

આ પ્રાંતની હવા ખૂબ ગરમ તથા ખૂબ ઠંડી છે. અનેક જાતનાં ફળો તથા શાકભાજી ત્યાં થાય છે. કાંઠા પર વરસાદ બહુ સખત પડે છે, પણ બિહાર અને છોટાનાગપુરમાં ઘણો ઓછો પડે છે. બંગાળાની માફક ચોખાનો પાક મોટા પ્રમાણમાં થાય છે. ખેતીને લાયક જમીનના લગભગ અર્ધા ભાગમાં ચોખાનું વાવેતર કરવામાં આવે છે. મકાઇ, શેરડી, ચા, ગળી, તેલી બિયાં તથા તમાકુનું વાવેતર કરવામાં આવે છે. સિગારેટના કારખાનાને અંગે તમાકુના વાવેતરને ઉત્તેજન મળ્યું છે. મોંઘીરનું સિગારેટનું કારખાનું જગતમાં સૌથી મોટું છે.

હિંદમાં થતાં કોલસા તથા અબરખ મોટા પ્રમાણમાં આ પ્રાંતની ખીણોમાંથી મળી આવે છે. લોઢું પણ મળી આવે છે અને જમશેદપુરમાં લોઢાનું તથા પોલાદનું મોટું કારખાનું પણ છે. કોલસો ગિરિદિહમાંથી તથા બીજાં સ્થળોએથી તથા અબરખ હજારીબાગમાંથી મળે છે. છોટાનાગપુરમાંથી તાંબું મેંગેનીઝ તથા એલ્યુમિનમ મળી આવે છે. ૧૯૧૯ સુધી આ પ્રાંત લેફ. ગવર્નર તથા તેની કાઉન્સિલની સત્તા હેઠળ હતો, પણ ૧૯૨૧થી ૧૯૩૫ સુધી ગવર્નર અને તેની ધારાસભા તેનો વહીવટ કરતાં હતાં. તેમાં ૨૬ ખંડિયાં રાજ્યોનો સમાવેશ થાય છે. ગંગા નદીના કાંઠે આવેલ પટણા મુખ્ય શહેર છે. મોંઘીર તથા ભાગલપુર બીજાં અગત્યનાં શહેરો છે. ગયા હિંદુઓ તથા બૌદ્ધો માટે યાત્રાનું અગત્યનું ધામ છે. બુદ્ધિસ્ટ વિશ્વવિદ્યાલયના અવશેષો ત્યાં છે. છોટાનાગપુરની વસ્તી બહુ ઓછી છે. તેનાં બે શહેરો જ કંઇક મહત્ત્વનાં છે–રાંચી અને હજારીબાગ. રાંચી ઉનાળાનું રાજધાનીનું શહેર છે. બિહારમાં અનેક જાતના લોકો વસે છે, ભાષાઓ પણ ઘણી બોલાય છે, તેમાં પશ્ચિમ હિંદી મુખ્ય છે.

૧૯૪૧ ની વસ્તીગણતરી પ્રમાણે બિહારની કુલ વસ્તી ૩૬,૩૭૦,૧૫૧ની છે. તેમાં ૧૮,૨૨૪,૪૨૮ પુરૂષો તથા ૧૮,૧૧૫,૭૨૩ સ્ત્રીઓ છે.

આખા પ્રાંતનો વધારો ૧૨.૩ ટકા છે. ૧૯૨૧–૩૧નો વધારો ૧૧.૫ ટકા હતો.

૧૯૩૧–૪૧ દરમિયાન પ્રાંતોમાં વસ્તીનો વધારો નીચે મુજબ થયો હતો :

પટણા ૧૭૦૧, ગયા ૧૬૦૨, શાહબાદ ૧૬૦૮, સારણ ૧૫૦૦, ચંપારણ ૧૧૦૭, મુઝફ્ફરપુર ૧૦૦૩, દરભંગા ૯૦૧, મોંઘીર ૧૨૦૧, ભાગલપુર ૧૬૦૮, પુર્ણિયા ૪૦૭, સંતાલ પરગણા ૮૦૯, હઝારીબાગ ૧૫૦૪, રાંચી ૬૦૯, માનભૂમ ૧૨૦૨ અને સિંગભૂમ ૨૩૦૧. ૧૨૦૩ નો પ્રાંતિક વધારો છેલ્લા ચાળીશ વર્ષો દરમિયાન વધારેમાં વધારે છે.

બિહારના શહેરોની વસ્તી નીચે મુજબ હતી. પટણા ૧,૭૫,૭૦૬, ગયા, ૧,૦૫,૨૨૩, ભાગલપુર ૯૩,૨૫૪ અને જમશેદપુર ૧,૪૮,૭૧૧. શહેરોની વસ્તીમાં નોંધપાત્ર બીના એ છે કે જમશેદપુરની વસ્તી ૧૯૩૧ કરતાં બમણી થઇ ગઇ છે.

આખા પ્રાંતમાં ખૂબ ગીચ વસ્તીવાળો વિભાગ મુઝફ્ફરપુર છે. તેમાં દર ચોરસ માઇલે ૧,૦૬૯ ની વસ્તી છે. ખૂબ ઓછી વસ્તીવાળો વિભાગ પાલામો છે. તેમાં દર ચોરસ માઇલે ૧૮૫ ની વસ્તી છે.

છોટાનાગપુરનો ઉચ્ચ પ્રદેશ જગતમાં સૌથી વધારે ખનીજો મળતાં હોય તેવો પ્રદેશ છે. અબરખનો તો જગતમાં તેનો ઇજારો છે. આ ઉપરાંત મેંગેનીઝ, સોનું, ક્રોમાઇટ, રૂપું, નીકલ, તાંબું અને સીસું પણ મોટા પ્રમાણમાં મળી આવે છે. ઝરિયા, ગિરિદિહ, બોકારો, રામગઢ, કરમપરા ઉત્તરખીણ, ચોપ, ઇટ્કોનોરી, ઓરાન્ગા, હતાર, ડાલ્ટનગંજ અને કુંદીતમાં કોલસા મળી આવે છે. છોટાનાગપુર પ્રદેશમાં કીંમતી જંગલો પણ છે. આ જંગલોનો વિસ્તાર ૧,૭૫૯,૧૦૦ એકર અથવા ૨,૭૪૭ ચોરસ માઇલનો છે.

સુવર્ણરેખા નદીની રેતીમાંથી સોનું મળી આવે છે. પટણા તથા મોંઘીરમાંથી સુરોખાર મળે છે.

## બંગાળા

બંગાળા બ્રિટિશ હિંદનો એક મોટો પ્રાંત છે. તેની દક્ષિણે બંગાળાનો અખાત, પશ્ચિમે નેપાળ, બિહાર અને ઓરિસ્સા, ઉત્તરે સિક્કીમ અને ભૂતાન અને પૂર્વે આસામ અને બર્મા આવેલાં છે. તેમાં બર્દવાન, રાજશાહી ઇલાકો, ઢાકા અને ચિત્તાગોંગ અને કૂચબિહાર તથા ત્રિપુરાનાં અર્ધ-સ્વતંત્ર દેશી રાજ્યોનો સમાવેશ થાય છે. પહેલવહેલાં તો તેમાં ઉત્તર તથા મધ્યહિંદનો ઘણોખરો ભાગ આવી જતો તેથી તે ખૂબ મોટો હતો, પાછળથી તેમાં બંગાળા, બિહાર, ઓરિસ્સા અને છોટાનાગપુરનો સમાવેશ થતો હતો. ૧૯૦૫માં સંબલપુર પરગણાને મધ્યપ્રાંતમાંથી લઇ બંગાળા સાથે ભેળવવામાં આવ્યું અને રાજશાહી, ઢાકા અને ચિત્તાગોંગને જુદાં પાડીને આસામ સાથે ઉમેરવામાં આવ્યાં. આ ભાગલા ૧૯૧૧માં રદ કરવામાં આવ્યા અને ૧૯૧૨માં બંગાળાની પુનર્રચના કરવામાં આવી. બિહાર ઓરિસ્સા અને છોટાનાગપુરનો જુદો પ્રાંત બનાવવામાં આવ્યો. તે જ વર્ષમાં બંગાળાના લેફ. ગવર્નરને ગવર્નર બનાવવામાં આવ્યો.

તેરમી સદીની શરૂઆતમાં મુસલમાનોએ બંગાળા જીતી લીધું. મુસ્લિમ શહેનશાહોએ નીમેલા ગવર્નરો પહેલાં તો તેના પર અમલ ચલાવતા હતા. ત્યાર પછી બસો વર્ષ સુધી ગવર્નરોએ સ્વતંત્ર સત્તા ચલાવી. ૧૫૭૬માં તે મહાન મોગલ સામ્રાજ્યનો ભાગ બન્યો અને ત્યાર પછીનાં ૨૦૦ વર્ષો સુધી મોગલ ગવર્નરોએ તે પર શાસન ચલાવ્યું. ૧૭૬૫ માં તે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના તાબામાં આવ્યો. આ કંપનીએ ૧૬૩૩માં પોતાની કોઠીઓ બંગાળામાં નાખી હતી. ૧૮૫૮માં તે સત્તા શહેનશાહને સુપ્રત કરવામાં આવી. ઓગણીસમી સદીની શરૂઆતમાં આ પ્રાંતમાં આસામ તથા અત્યારે યુક્ત પ્રાંતો તરીકે ઓળખાતા પ્રદેશનો સમાવેશ થતો હતો. ૧૮૩૬માં આ પ્રાંતોને જુદી રાજ્યવ્યવસ્થા હેઠળ મૂકવામાં આવ્યા અને ૧૮૭૪માં આસામને જુદો પાડવામાં આવ્યો. ૧૯૦૫માં ફરી એક વાર પુનર્રચના કરવામાં આવી. પૂર્વ બંગાળાને આસામ સાથે જોડી દઇ તેને લેફ્ટેનન્ટ ગવર્નરની સત્તા હેઠળ મૂકવામાં આવ્યો અને બંગાળા અને મધ્યપ્રાંત વચ્ચે પ્રાંતોનો અદલોબદલો કરવામાં આવ્યો. ૧૯૧૨માં પૂર્વ બંગાળાને ફરીથી

બંગાળા સાથે જોડી દેવામાં આવ્યો અને આસામનો જુદો પ્રાંત બનાવવામાં આવ્યો. બંગાળાને ગવર્નરની સત્તા હેઠળ ઈલાકો બનાવવામાં આવ્યો.

બંગાળાનું ક્ષેત્રફળ અત્યારે ૮૨,૨૭૭ ચોરસ માઈલનું છે, તેમાંથી ૭૬,૮૪૩ ચોરસ માઈલનો બ્રિટિશ મુલક છે. જમીન બધે ફળદ્રુપ છે. ઉત્તર હિમાલય નજીક સિંગલીલા પર્વતની હાર ૧૨,૦૦૦ ફીટની ઊંચાઈએ આવેલ છે. ચિત્તાગોંગ પર્વતના પ્રદેશો ૪,૩૦૦ ફીટ છે. અને ટિપેરા ટેકરી ૩,૦૦૦ ફીટ છે, બંગાળા જળમાર્ગો માટે ખાસ જાણીતું છે. ગંગા–બ્રહ્મપુત્રા નદીને અંગે જ તેનું અસ્તિત્વ છે. બન્ને નદીનાં મુખ વચ્ચેનો ભાગ ઈંગ્લંડ અને વેલ્સના ક્ષેત્રફળ જેટલી જગ્યા રોકે છે.

બંગાળાનો મુખ્ય ઉદ્યોગ શણનો છે. હુગલીના બન્ને કાંઠા પર કુલ ૯૨ મિલો આવેલ છે. રૂની ૧૯ મિલો છે. આ ઉદ્યોગ ધીકતો થતો જાય છે. કોલસાની ખાણનો ઉદ્યોગ પણ મોટો છે. બર્દવાન જિલ્લામાં આવેલ રાણીગંજ કોલસાનું મુખ્ય સ્થળ છે. ચા ઉત્પન્ન કરવાનો તો જાણે બંગાળાએ ઇજારો રાખ્યો છે. દાર્જિલિંગ અને જલપૈગુરી પ્રાંતમાં તે ઊગે છે. બીજા ઉદ્યોગોમાં કુલ્ટીના લોઢું તથા પોલાદના ઉદ્યોગો, કાગળની મિલ, તેલની મિલ, સાકરનાં કારખાનાં વગેરેને ગણી શકાય.

ચોખાનો પાક મુખ્ય છે. ખેડાયેલી જમીનના ⅘ ભાગમાં તેની ખેતી થાય છે. વર્ષમાં ત્રણ પાક ઊતરે છે. શણ, તમાકુ, સાકર, તેલીબિયાં તથા રૂ પણ ઉગાડવામાં આવે છે અને ઉત્તર તથા પૂર્વમાં ચાના મોટા બગીચાઓ છે. હાવરા શણનું મુખ્ય મથક છે. ત્યાં ઘણાં કારખાનાં છે. ઢાકામાં રૂનું વણાટકામ કરવામાં આવે છે. ઢાકા મલમલ માટે એક વખત પ્રસિદ્ધ હતું. રેશમ ત્રણ–ચાર સ્થળોએ બનાવવામાં આવે છે. મુખ્ય ખનીજ કોલસા છે. બિહારની સરહદ પર આવેલ રાણીગંજમાં સૌથી મોટી ખાણ આવેલી છે. લોઢું, તાંબું, તથા મીઠું પણ મળી શકે છે. કુદરતી વસ્તુઓ પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે અને ઉપર દર્શાવ્યા ઉપરાંત ગળી, લાખ, ખસખસ, તીખાં, કવીનાઈન, સૂંઠ, તેજાના, ઔષધિઓ, સાગ વગેરે પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે. મનુષ્યજીવનને આવશ્યક એવી દરેક વસ્તુ મળી આવે છે. નદીમાં તથા દૂર કાંઠા પર માછલાં પકડવાનો ધંધો ખૂબ ચાલે છે. એક વખત ગીચ જંગલવાળા પ્રદેશોમાં અત્યારે ખેતરો ખેડાઈ રહ્યાં છે, છતાં હજુ ૧૨,૦૦૦ ચોરસ માઈલમાં જંગલો છે. આ જંગલો ૧૮૫૪થી બંગાળાના જંગલખાતાની દેખરેખ હેઠળ છે અને તેમાંથી ખૂબ આવક થાય છે.

હાથી, જંગલી ભેંસ વાઘ, ચિત્તા, ગેંડા, રીંછ, વરુ અને બીજાં જંગલી પ્રાણીઓ આગળ જેટલા પ્રમાણમાં મળી આવતાં નથી, પણ દૂરના પ્રદેશોમાં હજુ તે મળી આવે છે. બંગાળાનાં હવાપાણી ગરમ તથા ભીનાશવાળાં છે, બંગાળામાં વરસાદ ખૂબ થાય છે, પણ જુદા જુદા પ્રાંતો તથા જુદી જુદી ઋતુઓ પ્રમાણે તેમાં ફેરફાર થાય છે. ચોમાસુ એટલું અનિયમિત છે કે કોઈ વાર ભયંકર પૂર આવે છે તો કોઈ વાર અનાવૃષ્ટિ હોય છે. ધરતીકંપ પ્રસંગોપાત થાય છે અને વાવાઝોડાથી કોઈ મોટું નુકસાન થાય છે. બંગાળામાં સરેરાશ વાર્ષિક ૬૦ ઈંચ વરસાદ પડે છે. હુગલી નદીના કાંઠે આવેલ કલકત્તા મુખ્ય શહેર તથા બંદર છે. બ્રહ્મપુત્રા પર આવેલ ઢાકા તથા કલકત્તાની સામે આવેલ હાવરા એ અગત્યનાં શહેરો છે. કલકત્તા પછી બીજે નંબરે ચિત્તાગોંગમાં રેલવેની બહુ સગવડ છે. નદીઓ તથા નહેરોનો જળમાર્ગ અમૂલ્ય છે અને રસ્તાઓ પણ એકંદરે સરસ છે. મોટી નદીઓમાં નિયમિત રીતે ઉતારુઓને લઈ જવાની સ્ટીમરની સગવડ છે અને સમુદ્રમાં ફરતી સ્ટીમરો કલકત્તાને નજીકનાં તથા દૂરનાં બંદરો સાથે જોડે છે.

કૂચ બિહાર તથા તિપેરાના રાજ્યો સહિતની બંગાળાની કુલ વસ્તી ૬૧,૪૬૦,૦૦૦ છે અને બંગાળાના બ્રિટિશ મુલકની વસ્તી ૬૦,૩૦૦,૦૦૦ની છે.

બંગાળાના બ્રિટિશ પ્રદેશની કુલ વસ્તીમાં ૩૩,૦૦૦,૦૦૦ મુસલમાનો છે તથા ૨૬,૪૫૦,૦૦૦ હિંદુઓ છે.

મુસલમાનોની વસ્તીનો વધારો લગભગ ૨૦ ટકા છે. ત્યારે હિંદુઓની વસ્તીનો વધારો લગભગ ૨૨ ટકા છે. ૧૯૩૧ની વસ્તીગણતરી પ્રમાણે મુસલમાનોની સંખ્યા ૨૭,૪૯૭,૦૦૦ની તથા હિંદુઓની ૨૧,૫૭૦,૦૦૦ની હતી.

અત્યારની વસ્તીગણતરી પ્રમાણે મુસલમાનોનું પ્રમાણ ૫૪.૭૩ ટકા અને હિંદુઓનું ૪૩.૮ ટકા છે.

ગઇ વસ્તીગણતરીના આંકડાની સાથે સરખાવતાં ટકાના આંકડાઓમાં હિંદુઓ .૮ ટકા વધ્યા છે અને મુસલમાનો .૧૪ ટકા ઘટયા છે.

૧૯૩૧માં બંગાળામાં વસ્તીગણતરીનું ખર્ચ ૮ લાખ રૂપીઆ થયું હતું. ૧૯૪૧માં લગભગ સાડાત્રણ લાખ રૂપીઆ ખર્ચ થયું છે.

હિંદી સરકારના નવા કાયદા હેઠળ બંગાળામાં રાજ્યવહીવટ માટે પ્રધાનમંડળ તથા લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી ( નીચલી સભા ) તથા લેજિસ્લેટિવ કાઉન્સિલ ( ઉપલી સભા ) મળશે. નીચલી સભામાં ૨૫૦ સભ્યો તથા ઉપલી સભામાં ૬૫થી વધારે નહિ તેટલા સભ્યો રહેશે.

વસ્તીના ૯૨ ટકા લોકો બંગાળી ભાષા બોલે છે. ભૌગોલિક, ભાષાની તથા જાતિની દૃષ્ટિએ બ્રિટિશ હિંદના બીજા કોઇ પ્રાંત કરતાં બંગાળા વધારે સમજાતીય ( Homogeneous ) છે.

બંગાળાની લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી ( નીચલી સભા )ના ૨૫૦ સભ્યોની નીચે પ્રમાણે વહેંચણી કરવામાં આવી છેઃ સામાન્ય ૮૦ ( બે સ્ત્રીઓ સહિત ), મુસલમાન ૧૧૯ ( બે સ્ત્રીઓ સહિત ), હિંદી ખ્રિસ્તીઓ ૨, ઍંગ્લો-ઇન્ડિયન ૪ ( એક સ્ત્રી સહિત ), યુરોપિયન ૧૧, વિશિષ્ટ ( વેપાર ઉદ્યોગ, ખાણુ ) ૧૯, જમીનદારો ૫, યુનિવર્સિટી ૨ અને મજૂર ખાતું ૮. ૮૦ સામાન્ય બેઠકોમાંથી ૩૦ બેઠકો શૅડ્યુલ વર્ગના હિંદુઓ માટે અનામત રાખવામાં આવી છે. ૧૯ વિશિષ્ટ ( વેપાર, ઉદ્યોગ તથા ખાણુ ) બેઠકોની વહેંચણી નીચે મુજબ કરવામાં આવી છેઃ મુસ્લિમ ચેમ્બર આફ કૉમર્સ ૧, ઇન્ડિયન ચેમ્બર ઑફ કૉમર્સ ૧, મારવાડી ઍસોસિયેશન ૧, બેંગાલ નેશનલ ચેમ્બર ઑફ કૉમર્સ ૨, યુરોપિયન ધંધાદારી મંડળો તરફથી ૧૪ નીચેની વિગતેઃ બેંગાલ ચેમ્બર ઑફ કૉમર્સ ૭, કલકત્તા ટ્રેડઝ ઍસોસિયેશન ૨, જ્યુટ મિલ ઍસોસિયેશન ૨, ઇન્ડિયન ટી ઍસોસિયેશન ૨ તથા ઇન્ડિયન માઇનીંગ ઍસોસિયેશન ૧. બંગાળ લેજેસ્લેટિવ કાઉન્સિલ ( ઉપલી સભા )માં ઓછામાં ઓછા ૩૬ અને વધારેમાં વધારે ૬૫ સભ્યો રહે છે. તેમાં ગવર્નર ૬થી ઓછા નહિ અને ૮થી વધારે નહિ તેટલા સભ્યોની નિમણૂક કરે છે. બેંગાલ લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીના સભ્યો ૨૭ની, યુરોપિયનો ૩ની, મુસલમાનો ૧૭ તથા સામાન્ય મતદારમંડળો ૧૦ સભ્યોની ચૂંટણી કરે છે.

### મદ્રાસ

લગભગ આખો ઇલાકો કૃષ્ણા તથા તુંગભદ્રા નદીની દક્ષિણે આવેલો છે. આખા ઇલાકામાં દરિયામાં ફરતાં વહાણોની સગવડ કરે તેવું એક પણ કુદરતી બંદર નથી.

પશ્ચિમઘાટ ( કામોરિન ) કન્યાકુમારી ભૂશિરના પશ્ચિમકાંઠે આવેલ છે. આ ઘાટમાં ૭,૦૦૦ ફીટની ઊંચાઇનો નીલગિરિ પર્વત આવેલ છે. તેનું ઊંચું શિખર દોદાબેટા ૮,૬૪૦ ફીટ છે. નીલગિરિની બરાબર દક્ષિણે પાલઘાટ આવેલ છે. તે મલબાર અને કર્ણાટક વચ્ચેનો ઘાટ છે. તે ૧,૦૦૦ ફીટ ઊંચો તથા ૨૦ માઇલ પહોળો છે. પૂર્વઘાટ તો ખરી રીતે છોટાનાગપુરના ઉચ્ચપ્રદેશોનું અનુસંધાન છે.

મુખ્ય નદીઓ : ગોદાવરી, કૃષ્ણા, ઉત્તર પેન્નાર, પલ્લાર, દક્ષિણ પેન્નાર અને કાવેરી છે.

હવાપાણી સખતાઈમાંથી મુક્ત છે.

ચોખા ગોદાવરી, કૃષ્ણા તથા કાવેરીના પ્રદેશમાં તથા પશ્ચિમકાંઠા પર ઉગાડવામાં આવે છે. બાજરી, રગી, તથા કઠોળ પણ ઉગાડવામાં આવે છે. તિનવેલી, કોઈમ્બટુર તથા બેલારિની કાળી જમીનમાં રૂ ઉગાડવામાં આવે છે. તમાકુ મદુરા તથા કોઈમ્બટુરમાં ઉગાડવામાં આવે છે. ચા નીલગિરિમાં ઉગાડવામાં આવે છે. તેજાના છેક દક્ષિણમાં ઉગાડવામાં આવે છે.

લોકો દ્રાવિડી છે અને દ્રાવિડી ભાષાઓ–દક્ષિણમાં તામિલ તથા ઉત્તરમાં તેલુગુ–બોલે છે. મદ્રાસની ઉત્તરે થોડા માઈલ દૂર આવેલ પ્રાંતોથી શરૂ કરી, મદ્રાસના પૂર્વ ભાગના દક્ષિણ છેડા સુધી તેલુગુ ભાષા બોલવામાં આવે છે. પશ્ચિમકિનારા પર મલયાલમ ભાષા બોલાય છે.

ત્રાવણકોર, કોચીન તથા મલબારકાંઠામાં મલાયલમ બોલાય છે.

ઈલાકાની વસ્તી ૪૯,૩૦૦,૦૦૦ની છે, તે પુરુષો તથા સ્ત્રીઓમાં સરખી રીતે વહેંચાયલી છે. છેલ્લા દશકામાં પ્રાંતની વસ્તીમાં ૧૧·૬ ટકાનો વધારો થયો છે.

અત્યારસુધી વિઝાગાપટ્ટમનું સ્થાન પહેલું હતું તે હવે મલબારને જાય છે. તેની વસ્તી ૩,૯૦૦,૦૦૦ની છે, ત્યારે ઉત્તરના પ્રાંતની ૩,૮૦૦,૦૦૦ની છે. મદ્રાસ અને નીલગિરિના કૃત્રિમ પ્રાંતને બાદ કરતાં મદ્રાસના કોઈ પણ પ્રાંતમાં દશ લાખથી ઓછી વસ્તી નથી. ૨૩માંથી ૧૧ પ્રાંતોમાં વીસ લાખથી વધારે રહેવાશીઓ છે.

મદ્રાસ શહેરની વસ્તીમાં ૨૦ ટકાનો વધારો થઈ તે આંકડો ૭૭૭,૦૦૦ પહોંચ્યો છે. નીલગિરિમાં ૨૪ ટકાનો વધારો થયો છે.

નીચે આપેલ વિગત પરથી કઈ ભાષા બોલાય છે તે સમજાશે :

| ભાષા | બોલનાર લોકો | ભાષા | બોલનાર લોકો | ભાષા | બોલનાર લોકો |
|---|---|---|---|---|---|
| **દ્રાવિડી** | | મલયાલમ | ૮,૭૨૭,૨૫૪ | **ઈંડો–આર્યન** | |
| તામિલ | ૧૮,૮૯૬,૭૧૮ | કેનેડી | ૧,૬૮૫,૫૪૩ | ઉડિયા | ૧,૮૪૭,૪૪૯ |
| તેલુગુ | ૧૭,૭૮૨,૮૯૮ | | | હિંદુસ્તાની | ૧,૨૩૦,૩૧૩ |

## મધ્યપ્રાંત અને વરાડ

૧૮૧૮ની પિંઢારા–લડાઈ પછી સિંધિયા તથા નાગપુરના ભોંસલે પાસેથી સગર તથા નર્મદાપ્રદેશ તરીકે જાણીતા કેટલાક પ્રાંતોને બ્રિટિશોએ પોતાના મુલક સાથે જોડી દીધા. રાજાની સગીર અવસ્થા દરમિયાન ભોંસલેના બાકીના રાજ્યનો વહીવટ પણ બ્રિટિશ કરતા હતા. રાજા નિઃસંતાન ગુજરી જતાં નાગપુર પ્રાંત સરકારે ખાલસા કર્યો. ૧૯૦૫માં જ્યારે પૂર્વ બંગાળા તથા આસામનો નવો પ્રાંત બનાવવામાં આવ્યો ત્યારે હિંદી ભાષા બોલતા છોટાનાગપુરમાં આવેલાં પાંચ હિંદી રાજ્યોનો વહીવટ બંગાળામાંથી લઈને મધ્યપ્રાંતમાં ફેરવવામાં આવ્યો. બીજી બાજુએ મદ્રાસની સરહદ પર આવેલા મધ્યપ્રાંતના પૂર્વભાગનાં ઉડિયા ભાષા બોલતાં પાંચ દેશી રાજ્યોને ઓરિસ્સા વિભાગમાં મૂકવામાં આવ્યાં. ૧૯૩૫ના હિંદી સરકારના કાયદાની રૂએ રાયપુર તથા વિલાસપુર પરગણાંના કેટલાક ભાગો ઓરિસ્સાના નવા પ્રાંતમાં બદલાવવામાં આવ્યા છે.

વરાડ ૧૮૫૩થી બ્રિટિશ સરકાર નીચે છે. તે વર્ષમાં હૈદ્રાબાદના નિઝામ સાથે થયેલા કરારની રૂએ નિઝામ રાજ્યના રક્ષણ માટે 'હૈદ્રાબાદ કોન્ટિજન્ટ' નામનું લશ્કર રાખવાનું બ્રિટિશ સરકારે માથે લીધું. તેના બદલામાં તે લશ્કરના નિભાવ માટે હૈદ્રાબાદના નિઝામે બ્રિટિશ સરકારને વરાડપ્રાંત આપી દીધો,

૧૯૦૨માં લૉર્ડ કર્ઝનના સમયમાં નવી શરતો કરવામાં આવી. તેમાં દર વર્ષે ૨૫ લાખ રૂપિયા લેવાની શરતે નિઝામે હમેશને માટે વરાડ પ્રાંત સરકારને પટ્ટે આપ્યો. આ કર્ઝન–શરતો મુજબ વરાડ ઉપર નિઝામની નામની સત્તા રહેવાની હતી, રાજ્યવહીવટ તો સરકારે કરવાનો હતો. આ શરતો તથા ગોઠવણના પરિણામે હૈદ્રાબાદ રાજ્યમાં અસંતોષ વધતો ગયો.

૧૯૩૬માં નામદાર શહેનશાહ તથા નામદાર નિઝામ વચ્ચે નવી શરતો કરવામાં આવી છે. લૉર્ડ કર્ઝને કરેલ શરતોને બદલે નવી શરતો અમલમાં આવશે અને તેથી ઉત્તરોત્તર વધતા જતા અસંતોષનો અંત આવશે. આ નવા કરારોમાં વરાડ ઉપર નિઝામની સત્તાનો સ્વીકાર કરવામાં આવ્યો છે. આ સત્તાને અંગે ના. નિઝામ તથા તેમના વંશજો હૈદ્રાબાદ તથા વરાડના નિઝામ તરીકે ઓળખાશે. ગાદીવારસ વરાડના શાહજાદા તરીકે ઓળખાશે. જાણે તે એક બ્રિટિશ પ્રાંત હોય તેમ પ્રદેશની વ્યવસ્થા કરવાનું મધ્યપ્રાંત અને વરાડમાં અત્યારની માફક રહેશે. નિઝામને નીચે પ્રમાણે હક્ક પણ આપવામાં આવ્યા છે: (૧) મધ્ય પ્રાંત તથા વરાડના ગવર્નરની નિમણૂક કરતી વખતે નિઝામની સલાહ લેવામાં આવશે, (૨) બ્રિટિશ ધ્વજની સાથે નિઝામનો ધ્વજ ઉડાડવામાં આવશે, (૩) વરાડમાં દરબાર ભરવાનો તથા ખિતાબો આપવાનો હક્ક, વાઈસરૉયની સંમતિ સાથે, નિઝામને રહેશે, (૪) મધ્ય પ્રાંત અને વરાડની રાજધાનીમાં નિઝામનો એજન્ટ રહેશે, (૫) અત્યારે મળે છે તેમ નિઝામને બ્રિટિશ સરકાર તરફથી ૨૫ લાખ રૂપિયા મળ્યે જશે.

રાજ્યવહીવટ ખાતર પ્રાંતના ચાર વિભાગો પાડવામાં આવ્યા છે: નાગપુર વિભાગ (મથક નાગપુર); જબલપુર વિભાગ (મથક જબલપુર); છત્તીશગઢ વિભાગ (મથક રાયપુર); વરાડ વિભાગ (મથક અમરાવતી).

મધ્ય પ્રાંત અને વરાડની જમીન ખૂબ ફળદ્રુપ છે. રૂનું વાવેતર ખૂબ કરવામાં આવે છે. વરાડ તો તેનું કેન્દ્ર છે. બીજા પાક ચોખા, બાજરી, તેલીબિયાં અને ઘઉં છે. નાગપુરની દક્ષિણે વરોરામાંથી કોલસા મળી આવે છે. વરાડ કપાસનું ઘર છે અને હિંદમાં તે બીજે નંબરે આવે છે. વરાડની કાળી જમીન રૂને ખૂબ અનુકૂળ છે, જો કે તે જમીન ફક્ત ૧૭,૮૨૪ ચોરસ માઈલ છે, પણ વેપારી દૃષ્ટિએ તે ખૂબ ઉપયોગી છે. ખેતી કરેલ જમીન ૪૬ ટકા રૂ આપે છે. જુવાર, ઘઉં અને તેલીબિયાં ઉત્પન્નમાં ત્યારપછીના અનુક્રમમાં આવે છે.

૧૯૪૧ની વસ્તીગણતરીના કામચલાઉ આંકડા પ્રમાણે મધ્ય પ્રાંત અને વરાડની વસ્તી અત્યારે ૧૬,૮૩૨,૦૦૦ની છે. દશ વર્ષમાં ૯.૮ ટકાનો વધારો થયો છે.

મધ્યપ્રાંતોમાં દશ લાખથી વધારે વસ્તીવાળા ફક્ત ચાર જ પ્રાંતો છે. તેમાં મોટો વિલાસપુર છે. તેની વસ્તી ૧,૫૫૦,૦૦૦ છે. વધારાનું પ્રમાણ પણ ખૂબ ફેરફારવાળું છે. ૦.૫ ટકાથી માંડીને ૧૮.૩ ટકા.

નાગપુર શહેરની વસ્તી ત્રણ લાખની છે, જે છેલ્લા દશકામાં ૪૧ ટકાનો વધારો બતાવે છે. જબલપુરની ૧,૮૪,૦૦૦ની છે. તેમાં વધારાનું પ્રમાણ ૪૭.૬ ટકા છે.

હિંદુધર્મ પ્રવર્તે છે. ૮૦ ટકા લોકો હિંદુ છે. ભૂતપ્રેતને માનનારા ખીણોમાંના ગોંડ અને ભીલ મોટી સંખ્યામાં છે. પ્રાંતનો ભાષાવિભાગ ખાસ અગત્યનો છે, કેમકે તેને અંગે વારંવાર સખત રાજકીય સ્પર્ધા ઉત્પન્ન થાય છે. ઉત્તર અને પૂર્વમાં હિંદી ભાષા બોલનારાઓની સંખ્યા વધારે છે, ત્યારે પશ્ચિમમાં મધ્યભાગમાં તથા વરાડમાં મરાઠી ભાષાનું પ્રાબલ્ય છે. વસ્તીના ૫૬ ટકા હિંદી અને બાકીના મરાઠી બોલે છે. હવાપાણી અતિશયતામાંથી મુક્ત છે, અને દરેક સ્થળે સારો વરસાદ પડે છે. જમીનનો મોટો ભાગ જંગલો તથા અરણ્યોવાળો છે. પર્વતના ઢાળ પર કીમતી સાગનું લાકડું મળે છે. જંગલમાંથી લાખ મળી આવે છે. સૌથી વધારે અગત્યનું વાવેતર ઉમરા રૂનું છે.

## મુંબઈ

મુંબઈ ઇલાકો છેક પશ્ચિમમાં આવેલો તથા સૌથી નાનો ઇલાકો છે. તેમાં બ્રિટિશ પ્રાંતો તથા ગવર્નરની સત્તા હેઠળનાં હિંદનાં રાજ્યોનો સમાવેશ થાય છે. મુંબઇનો ટાપુ હિંદના મુલક તરીકે પહેલવહેલો બ્રિટિશોના તાબામાં આવ્યો હતો, કેમકે ૧૬૬૧માં બીજા ચાર્લ્સનાં પોર્ટુગીઝ શાહજાદી કેથરાઇન સાથે લગ્ન થતાં કરિયાવરમાં તે આપવામાં આવ્યો હતો. પછીથી તે ઇસ્ટ ઇન્ડિયા કંપનીને આપવામાં આવ્યો. ૧૯મા સૈકામાં આ ઇલાકો ધીમે ધીમે બ્રિટિશોના તાબામાં આવ્યો. ત્રણ મરાઠા-વિગ્રહ પછી નવો મુલક તેમાં ઉમેરાતો ગયો. આ પ્રાંતમાં ચાર કમિશ્નરો છે તથા ૨૬ પ્રાંતો છે. ત્રણ વિભાગો નીચે મુજબ છે: (૧) ઉત્તરભાગ અથવા ગુજરાત, (૨) મધ્ય અથવા દક્ષિણ વિભાગ, (૩) દક્ષિણ અથવા કર્ણાટક. દેશી રાજ્યો મુંબઇના ગવર્નરની દેખરેખ હેઠળ છે અને તેના ઐતિહાસિક તથા ભૌગોલિક દૃષ્ટિએ બે વિભાગ પડે છે: (૧) ઉત્તર અથવા ગુજરાત વિભાગમાં વડોદરા, કચ્છ, પાલણપુર, રેવાકાંઠા આવે છે. (૨) દક્ષિણ અથવા મરાઠા વિભાગમાં કોલ્હાપુર, અક્કલકોટ, સાંવતવાડી, સતારા તથા મરાઠા-જાગીરો આવે છે. મુખ્ય પર્વતોમાં પશ્ચિમઘાટ, વિંધ્યાચળ તથા સાતપુડા છે. મુખ્ય નદીઓમાં તાપી, નર્મદા તથા લુણી છે. દક્ષિણ વિભાગમાં કૃષ્ણા અને કાવેરીની શાખાઓ છે. હવાપાણી ખૂબ ફેરફારવાળા છે.

મુંબઇમાં વરસાદ લગભગ ૭૫ ઇંચ પડે છે. ઘાટની પૂર્વના કરતાં પશ્ચિમમાં ઘણો વધારે વરસાદ પડે છે. કચ્છ તથા ગુજરાતમાં ગરમી સખત પડે છે. દક્ષિણનાં હવાપાણી એકંદરે ખુશનુમા છે. મરાઠા-પ્રદેશની પણ તે જ સ્થિતિ છે. મુંબઇના ટાપુમાં દરિયાની ઠંડી લહરો આવવા છતાં મે તથા ઓકટોબરમાં સખત ગરમી પડે છે.

કાઠિયાવાડ જ હિંદનો એવો ભાગ છે કે જેમાં સિંહ મળી શકે છે,

મુંબઇ શહેરમાં હિંદના પારસીઓની અર્ધી સંખ્યા વસે છે. મુખ્ય ભાષાઓ મરાઠી તથા ગુજરાતી છે.

મુંબઈ શહેરની વસ્તી છેલ્લા દશકામાં ૨૮ ટકા વધીને અત્યારે ૧,૪૯૦,૦૦૦ની થઈ છે. આખા ઇલાકાની વસ્તી ૨૦,૯૦૦,૦૦૦ની છે. તે ૧૯૩૧ કરતાં ૧૫.૯ ટકાનો વધારો બતાવે છે.

મુંબઈ શહેર અને પરાંઓને બાદ કરતાં અમદાવાદમાં ૩૭ ટકા અને સુરતમાં ૨૭ ટકાનો વધારો થયેલ છે. અમદાવાદની વસ્તી ૫૯૨,૦૦૦, પૂનાની ૨૩૮,૦૦૦ અને શોલાપુરની ૨૦૪,૦૦૦ની છે.

મુંબઇ શહેર સુદ્ધાંત, ઇલાકાના ૨૦ પ્રાંતોમાંથી ૧૧માં દશ લાખથી વધારે વસ્તી છે. મોટા પ્રાંતો રત્નાગીરી (૧,૩૭૦,૦૦૦) તથા અમદાવાદ છે, તથા નાનામાં નાનો કાનડા (૪૪૧,૦૦૦) છે. ઉત્તર કરતાં દક્ષિણમાં વસ્તીનો વધારો ઓછો થયો છે. ધારવાડ, કોલાબા, રત્નાગીરી અને કાનડામાં ૧૦ ટકાથી ઓછો વધારો થયો છે.

મુખ્ય ધંધો ખેતીનો છે, પણ રૂના કાપડ માટે આખા હિંદમાં મુંબઈ પહેલું આવે છે.

૧૯૩૫ના હિંદી સરકારના કાયદા હેઠળ પ્રાંતના રાજ્યવહીવટ માટે પ્રધાનોની સભા તથા બે ચેમ્બર્સ-લેજિસ્લેટિવ એસેમ્બલી (નીચલી સભા) તથા લેજિસ્લેટિવ કાઉન્સિલ (ઉપલી સભા)-મુંબઇમાં છે. નીચેની સભામાં ૧૭૫ સભ્યો તથા ઉપલી સભામાં ૩૦થી વધારે નહિ તેટલા સભ્યો બેસે છે.

## સરહદપ્રાંત

આ પ્રદેશ ૧૮૪૯માં સાથે જોડી દેવામાં આવ્યો છે.

ઉત્તરમાં ચિત્રાલથી માંડીને દક્ષિણમાં વઝીરિસ્તાન સુધીની સરહદની એજન્સીઓને પંજાબની સરહદના પ્રાંતો સાથે ભેળવીને એક સત્તા હેઠળ મૂકી ૧૯૦૧માં આ પ્રાંત બનાવવામાં આવ્યો. આ પ્રાંતના ચાર વિભાગ છે: (૧) દરાજત સરહદ, (૨) કુરમ ખીણ, (૩) પેશાવર સરહદ, (૪) ચિત્રલ.

આખા દેશમાં પુષ્કળ પર્વતો છે. સિંધુ નદીની શાખાઓ પૂર્વથી પશ્ચિમ વહે છે. મુખ્ય નદીઓ ચાર છે. તે બધી સિંધુની શાખાઓ છેઃ કાબુલ, કુરમ, તોચિ, અને ગોમલ. પર્વતોમાં હિંદુકુશ, સેફેદકોહ તથા સુલેમાન પર્વત છે.

હવાપાણી જુદા જુદા પ્રકારનાં છે. દેરાઇસ્માઇલખાન જેટલી ગરમી આખા હિંદમાં ક્યાંયે પડતી નથી. ઉનાળામાં આ સ્થાનમાં ૧૧૩ ડીગ્રીથી ૧૧૮ ડિગ્રી સુધી ગરમી પડે છે. પેશાવરમાં ૧૨૦ ડિગ્રી તથા દેરાઇસ્માઇલિખાનમાં ૧૨૨ ડિગ્રી ગરમી પડે છે, પણ શિયાળામાં પેશાવરમાં હવામાન ૩૨ ડિગ્રી નીચે તથા દેરાઇસ્માઇલિખાનમાં ૩૦ ડિગ્રી નીચે થઇ જાય છે. આખો પ્રાંત ચોમાસાના માર્ગની બહાર છે. વરસાદ બહુ થોડો છે અને ટેકરીઓ સિવાય ખેતીવાડી નહિ જેવી થાય છે. મુખ્ય પાક ઘઉં તથા જવ છે. ત્યાર બાદ મકાઇ, બાજરો તથા જુવાર આવે છે. ફળો મોટા પ્રમાણમાં ઉગાડવામાં આવે છે, તેમાં મુખ્ય દાડમ છે.

**સરહદની** એજન્સીઓ બાદ કરતાં સરહદ પ્રાંતની વસ્તી ૩૦,૩૮,૦૬૭ની છે. ૧૯૩૧માં તે આંકડો ૨૪,૨૫,૦૭૬નો હતો. છેલ્લા દશકા કરતાં આ વધારો ૨૫ ટકાનો અથવા તો ૬,૧૨,૯૯૧ નો છે.

એજન્સીઓની વસ્તી ૨૩,૭૭,૫૯૯ની ગણવામાં આવે છે. ત્યાં ગીચતા દર ચોરસ માઇલે ૯૫ ની છે.

પ્રાંતનાં સ્થિર થયેલા ભાગોમાં મુસલમાનોની સંખ્યા ૨૭,૮૮,૭૯૭ની છે અને હિંદુઓની સંખ્યા ૧,૮૦,૩૨૧, શીખોની સંખ્યા ૫૭,૯૩૯ની તથા બીજી કોમોના મનુષ્યોની સંખ્યા ૧૧,૦૧૦ની છે.

સરહદમાં દર એકસો પુરૂષોએ ૮૩·૯ સ્ત્રીઓ છે. પુરૂષોની સંખ્યા ૧૬,૫૧,૨૧૪ તથા સ્ત્રીઓની ૧૩,૮૬,૮૫૩ ની છે.

વસ્તીનો મોટો ભાગ પઠાણોનો છે. તેઓ પુસ્તો ભાષા બોલે છે. વસ્તીના ૯૦ ટકાથી વધારે મુસલમાનો છે, મોટો ભાગ ખેતીવાડી કરે છે. અફઘાનિસ્તાન તથા મધ્યહિંદ સાથે સરહદના રસ્તાને જોડતો હોઇ આ પ્રાંત વેપારી દૃષ્ટિએ અગત્યનું સ્થાન ભોગવે છે. આ પ્રાંત ચીફ કમિશ્નરની સત્તા હેઠળ હતો, પણ ૧૯૩૨માં તેને ગવર્નર અને તેની ધારાસભા નીચે મૂકવામાં આવ્યો.

વસ્તીનો મુખ્ય આધાર ખેતીવાડી પર છે. કોઈ પણ જાતનાં કારખાનાં નથી.

## સિંધ

મુંબઈ ઈલાકા સાથે લગભગ એકસો વર્ષ રહીને ૧૯૩૬ના એપ્રિલની ૧લી તારીખે સિંધને જુદો પ્રાંત બનાવવામાં આવ્યો છે.

તાજેતરની શોધખોળ પરથી જણાય છે કે પ્રાચીનકાળમાં સિંધ સંસ્કૃતિનું ધામ હોવું જોઇએ. સિંધના લારખાના પરગણામાં મોહન–જો–ડેરોમાં મહાન સિંધુ નદીની ખીણની સંસ્કૃતિના અવશેષો મળી આવ્યા છે. જે નામથી આખા હિંદને પાશ્ચિમાત્ય લોકો ઓળખે છે તે નામ ગ્રીક લોકોને સિંધમાંથી મળી આવ્યું હતું. સિકંદરે સિંધને જીત્યો. ઇસ્લામનો પ્રવેશ પણ સિંધમાં જ થયો હતો. આઠમા સૈકામાં મહમદ–બીન–કાસમે બ્રાહ્મણવંશને હરાવ્યો હતો. હુમાયુ જ્યારે આશ્રય માટે રખડતો હતો ત્યારે સિંધના રણમાં ઉમરકોટમાં મહાન અકબરનો જન્મ થયો હતો.

ઘણા ફેરફારો પછી ૧૮૪૩માં સર ચાર્લ્સ નેપિયરની સરદારી હેઠળ મુંબઇની ટુકડીએ આ પ્રાંતને બ્રિટિશ મુલક સાથે જોડી દીધો. થોડા સમય સુધી સિંધને મિલિટરી ગવર્નર નીચે રાખ્યો અને ત્યાર પછી મુંબઇ ઇલાકા સાથે ભેળવી દેવામાં આવ્યો.

સિંધનાં હવાપાણી આકરાં છે. ઉનાળામાં સખત ગરમી પડે છે તથા શિયાળામાં સખત ઠંડી પડે છે. ભીનાશના અભાવને આ આભારી છે. દિવસના ભાગમાં સુકકી રેતી ગરમી સાથે ભળી જાય છે ને રાત્રે તેટલી જ ઝડપથી ગરમીને છૂટી કરે છે. સિંધમાં દર વર્ષે ફકત ૪ ઈંચ વરસાદ પડે છે. ચોમાસામાં વરસાદ નહિ જેવો પડે છે. સિંધના મુખ્ય શહેરો સક્કર, શિકારપુર, હૈદ્રાબાદ અને કરાચી છે. કરાચી બંદર તરીકે વિકાસ પામતું જાય છે. પંજાબનાં ઘઉં તથા બિયાંનો વેપાર એટલી હદે વધ્યો છે કે છેલ્લાં થોડાં વર્ષોમાં કરાચીની અગત્ય વેપારી દૃષ્ટિએ ખૂબ વધી છે.

આ પ્રાંતનું ક્ષેત્રફળ ૪૬,૩૭૮ ચોરસ માઇલનું છે.

૧૯૪૧ની વસ્તી ગણતરી સિંધ માટે પહેલી જુદી વસ્તી ગણતરી છે. ભૂતકાળમાં તે કાર્ય મુંબઇની દેખરેખ હેઠળ થતું હતું.

કામચલાઉ આંકડા દર્શાવે છે કે પ્રાંતની વસ્તી ૧૯૩૧ કરતાં ૧૬·૭ ટકા વધી છે અને અત્યારે ૪,૫૦૦,૦૦૦ની છે. કરાચીની વસ્તી ૩૬૦,૦૦૦ની છે. ગયા દશકામાં તેમાં ૪૪·૭ ટકાનો વધારો થયો છે.

મોટામાં મોટો પ્રાંત હૈદ્રાબાદ છે. તેની વસ્તી ૭૫૮,૦૦૦ની છે. ત્યાર પછી કરાચી આવે છે. ઉપલા સિંધની સરહદ બાદ કરતાં, દાદુ નાનામાં નાનો પ્રાંત છે. તેની વસ્તી ૩૮૯,૦૦૦ ની છે.

પ્રાંતોમાં સૌથી મોટો વધારો થરપાકર પરગણામાં ૨૪ ટકા થયો છે, અને ઓછામાં ઓછો સક્કરમાં ૧૧ ટકા થયો છે.

૭૩ ટકા લોકો મુસલમાન છે. મુખ્ય ભાષા સિંધી છે.

સિંધુ નદીમાં આવતી રેલ પર ખેતીવાડીનો આધાર છે. મુખ્ય પેદાશ ઘઉં તથા જવની છે, અલબત્ત તે શિયાળામાં વાવવામાં આવે છે. તાજેતરમાં તૈયાર કરવામાં આવેલ સક્કર બેરેજ તથા સિંધની બીજી નહેરો તથા સિંધુ નદી ૭,૫૦૦,૦૦૦ એકર જમીનને પાણી પૂરું પાડે છે. ૧૯૨૩માં શરૂ થયેલ અને ૧૯૩૨માં પૂરી થયેલ લોઇડ બેરેજ ખૂબ પ્રખ્યાત છે. તે લગભગ એક માઇલ લાંબી છે.

## પોર્ટુગીઝ હિંદ

પોર્ટુગીઝ હિંદમાં ગોવા ( મુખ્ય શહેર નોવાગોવા અથવા પાંજીમ ) તથા આંજિદિવ, સાઓજોર્જ તથા તથા મોર્સેગોસના ટાપુઓ, ગુજરાતના કિનારે આવેલ દાદરા તથા નાગરઅવેલી પ્રાંતો સહિત દમણ, તથા કાઠિયાવાડ દ્વીપકલ્પના કિનારે આવેલ ગોગોલા તથા સાંબોરપ્રાંતો સહિત દીવનો સમાવેશ થાય છે. સંસ્થાનોનું ક્ષેત્રફળ ૧,૬૩૭ ચોરસ માઇલ તથા ૧૯૩૧ની વસ્તીગણતરી પ્રમાણે વસ્તી ૫૭૯,૯૬૯ની છે. તેમાં ૫૦૭ મીઠાનાં કારખાનાં તથા ૨૧ મેંગેનીઝની ખાણો છે. મુખ્ય નિકાસ નાળિયેર, માછલી, તેજાના, મીઠું, કોપરું.

## ફ્રેંચ હિંદ

ફ્રેંચ સંસ્થાનોમાં નીચે મુજબ સમાવેશ થાય છે : પોંડિચરી, કારિકલ, ચંદ્રનગર, માહી તથા યાનાન.

આ પાંચે પ્રાંતોનાં સંસ્થાનનો વહીવટ ચૂંટાયેલ ધારાસભા કરે છે.

ગવર્નર પોંડિચરીમાં રહે છે. પારીસની પાર્લમેંટમાં એક સેનેટર તથા એક ડેપ્યુટી આ સંસ્થાનોની વતી બેસે છે. મુખ્ય પાક ચોખા તથા મગફળી છે. મુખ્ય ઉદ્યોગ ખેતીવાડીનો છે. મુખ્ય નિકાસ તેલી બિયાંની છે. પોંડિચરીમાં રૂની પાંચ મિલો છે.

ઇ. સ. ૧૬૭૪માં ફ્રેંચ ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ પોંડિચરીની સ્થાપના કરી. આઠ વખત હાથ-બદલો કર્યા પછી ૧૮૧૪માં આખરે તે ફ્રાન્સની સત્તા હેઠળ આવ્યું અને રહ્યું.

## નેપાળ

નેપાળ હિંદની ઇશાન સરહદ પર આવેલ સ્વતંત્ર હિંદુ રાજ્ય છે, અને બ્રિટિશ હિંદ તથા તિબેટ વચ્ચે આવેલું છે. તેનું ક્ષેત્રફળ લગભગ ૫૪,૦૦૦ ચો. મા. અને વસ્તી ૫,૬૦૦,૦૦૦ની છે. તેના બે પ્રદેશો છે : (૧) દક્ષિણ સરહદ પર આવેલ ખેડાયેલ તથા જંગલની જમીન, તરાઇ (૨) ઉત્તર તરફનો પર્વતનો પ્રદેશ. લોકો મોંગોલિયન વર્ગના છે અને હિંદુધર્મ પાળે છે. ઉત્તરમાં ભોટિયા અથવા તિબેટન લોકો, પશ્ચિમમાં ગુરુંગ તથા મગાર, મધ્ય ભાગમાં સુર્મી ગુરખા તથા નેવાર; પૂર્વમાં કિરાતી, લિંબુ અને લેપ્ચા લોકો રહે છે. હિંદુસ્તાનમાંથી મુસલમાન લોકોએ બ્રાહ્મણો તથા રજપૂતોને હાંકી કાઢયા તેના વંશજો ગુરખાઓ છે. પરદેશ સાથેના સંબંધ પરત્વે તથા આંતરિક વ્યવસ્થા પરત્વે નેપાળ તદ્દન સ્વતંત્ર છે. કોર્ટમાં રાખવામાં આવતો બ્રિટિશ એલચી કેવળ રાજ્યદ્વારી અધિકારી જ છે. નામદાર મહારાજા સાર્વભૌમ સત્તા ધરાવે છે. વસ્તુતઃ ખરી સત્તા તો વડા પ્રધાનના હાથમાં છે, જે સૈન્યના પણ વડા અધિકારી છે. વડા પ્રધાન હેઠળ એક કાઉન્સિલ છે તેમાં રાજાના સગાઓ, ગુરુરાજ, લશ્કરના વડાઓ તથા બીજા થોડા અધિકારીઓનો સમાવેશ થાય છે.

## હિંદના પ્રાંતોનાં શિયાળાનાં તથા ઉનાળાનાં મથકો

| પ્રાંત | શિયાળાનું મથક | ઉનાળાનું મથક | પ્રાંત | શિયાળાનું મથક | ઉનાળાનું મથક |
|---|---|---|---|---|---|
| બંગાળા | કલકત્તા | દાર્જીલિંગ | પંજાબ | લાહોર | સીમલા |
| મદ્રાસ | મદ્રાસ | ઉટાકામંદ | સરહદ પ્રાંત | પેશાવર | નાથીઆગલી |
| મુંબઇ | મુંબઇ | મહાબળેશ્વર | સિંધ | કરાચી | કરાચી |
| આસામ | શિલોંગ | શિલોંગ | મધ્ય પ્રાંત | નાગપુર | પચમઢી |
| બિહાર | પટણા | રાંચી | બલુચિસ્તાન | ક્વેટા | ઝિયારત |
| ઓરીસા | કટક | કટક | અજમેર–મેરવડા | અજમેર | માઉન્ટ આબુ |
| સંયુક્ત પ્રાંતો | અલ્લાહાબાદ | નૈનીતાલ | કૂર્ગ | બેંગલોર | બેંગલોર |

### એસેમ્બ્લી અને કાઉન્સિલ

#### પ્રાંતિક એસેમ્બ્લીમાં સભ્યોની કુલ સંખ્યા

| પ્રાંત | એસેમ્બ્લી | કાઉન્સિલ |
|---|---|---|
| આસામ | ૧૦૮ | ૨૨ |
| બંગાળા | ૨૫૦ | ૬૫થી વધારે નહિ, અને ૬૩થી ઓછી નહિ. |
| બિહાર | ૧૫૨ | ૩૦ |
| મુંબઇ | ૧૭૫ | ૨૯થી ઓછી નહિ, ૩૦થી વધારે નહિ. |
| મધ્યપ્રાંત અને વરાડ | ૧૧૨ | — |
| મદ્રાસ | ૨૧૫ | ૫૬થી વધારે નહિ, ૫૪થી ઓછી નહિ. |
| સરહદપ્રાંત | ૫૦ | — |
| ઓરિસ્સા | ૬૦ | — |
| પંજાબ | ૧૭૫ | — |
| સિંધ | ૬૦ | — |
| સંયુક્ત પ્રાંતો | ૨૨૮. | ૬૦ |

## પ્રમુખો અને સ્પીકરો

| | | |
|---|---|---|
| મદ્રાસ : | લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સ્પીકર | ... ... ... ... ... |
| | લેજિસ્લેટિવ કાઉન્સિલના પ્રમુખ | ઑન. મિ. યુ. રામરાવ |
| મુંબઇ : | લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સ્પીકર | ઑન. મિ. જી. વી. માવલંકર |
| | લેજિસ્લેટિવ કાઉન્સિલના પ્રમુખ | ઑન. મિ. એમ. એમ. પકવાસા |
| સંયુક્ત પ્રાંતો : | લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સ્પીકર | ઑન. મિ. પુરુષોત્તમદાસ ટંડન |
| | લેજિસ્લેટિવ કાઉન્સિલના પ્રમુખ | ઑન. રાયબહાદુર સર સીતારામ |
| બિહાર : | લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સ્પીકર | ઑન. મિ. રામદયાલુસિંહ |
| | લેજિસ્લેટિવ કાઉન્સિલના પ્રમુખ | ઑન. સર રાજીવરંજન પી. સિંહા |
| પંજાબ : | લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સ્પીકર | સર ચોધરી શહાબુદ્દીન |
| મધ્ય પ્રાંતો : | લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સ્પીકર | ઑન. મિ. ધનશ્યામસિંગ ગુપ્તા |
| આસામ : | લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સ્પીકર | ઑન. મિ. બી. કે. દાસ |
| | લેજિસ્લેટિવ કાઉન્સિલના પ્રમુખ | ઑન. મિસિસ ઝુબિદા અતૌર રહેમાન |
| સરહદ પ્રાંત : | લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સ્પીકર | ઑન. મિ. મલિક ખુદાબક્ષ ખાન |
| ઓરિસ્સા : | લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સ્પીકર | ઑન. મિ. મુકુંદપ્રસાદ દાસ |
| સિંધ : | લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સ્પીકર | ઑન. સૈયદ મિરાન મહમદ શાહ ઝૈનુલાબ્દિન શાહ |
| બંગાળા : | લેજિસ્લેટિવ એસેમ્બ્લીના સ્પીકર | ખાલી જગ્યા |
| | લેજિસ્લેટિવ કાઉન્સિલના પ્રમુખ | ખાલી જગ્યા |

## કાઉન્સિલ ઑફ સ્ટેટના સભ્યો

પ્રમુખ—ધી ઑન. સર માણેકજી બેરામજી દાદાભાઇ, કે. સી. એસ. આઇ., કે. સી. આઇ. ઇ., બેરિસ્ટર-એટ-લૉ.

### સરકારે નિયુક્ત કરેલા સભ્યો

(પ્રમુખ સહિત ૨૬)

#### અ આધિકારીઓ ૧૧

૧ નામદાર ફીલ્ડ માર્શલ સર એ. વેવલ
૨ ધી ઑન. મલિક સર ફીરોઝખાન નૂન
૩ ,, ,, મિ. જી. એસ. બોઝમેન
૪ ,, ,, મિ. ઇ. કોરન-સ્મિથ
૫ ,, ,, સર એલન લોઇડ
૬ ધી ઑન. મિ. એસ. એન. રૉય
૭ ,, ,, એ. ડી. વિલિયમ્સ
૮ ,, ,, સી. ઇ. જોન્સ
૯ ,, ,, એસ. એ. લાલ

#### બ. બિન-આધિકારીઓ ૧૫

૧ ધી ઑન. મિ. સર ડેવિડ ડેવડોસ
૨ ,, ,, સર રમુન્નિ મેનન
૩ ,, ,, સર એ. પી. પેટ્રો
૪ ધી ઑન. સર રહિમતુલ્લા ચીનાઈ
૫ ,, ,, સર જોસ્ના ઘોષલ
૬ ,, ,, રાયબહાદુર સત્યેન્દ્રકુમાર દાસ

૭ ધી ઑન. સર સત્યચરણ મુકરજી
૮ „ „ સર મહમદ યાકુબ
૯ „ „ સરદાર નિહાલસિંગ
૧૦ „ „ રાજા ચરણજીતસિંગ
૧૧ „ „ નવાબજાદા ખુરશેદ અલીખાન
૧૨ ધી ઑન. ખાનબહાદુર શમ્સુદ્દીન હૈદર
૧૩ „ „ સર માણેકજી બેરામજી દાદાભાઇ
૧૪ „ „ સર એસ. હિસામુદ્દીન બહાદુર
૧૫ „ „ સરદાર બહાદુર સોભાસિંગ

## ચૂંટાયેલ બિન-અધિકારી ૩૨

૧ ધી ઑન. રાવબહાદુર કે. ગોવિંદાચારી
૨ „ „ મિ. એમ. ચિદામ્બરમ્ ચેટિયર
૩ „ „ મિ. નારાયણદાસ ગિરધરલાલ
૪ „ „ „ વી. રામદાસ પંતુલુ
૫ „ „ સૈયદ મહમદ પાદશા
૬ „ „ મિ. ગોવિંદલાલ શિવલાલ મોતીલાલ
૭ „ „ „ શાંતિદાસ આશકરણ
૮ „ „ „ માણેકજી એન. દલાલ
૯ „ „ સર સુલેમાન કાસમ હાજી મીઠા
૧૦ „ „ અલીબક્ષ મહમદ હુસેન
૧૧ „ „ આર. એચ. પાર્કર
૧૨ „ „ કુમારશંકર રાય ચોધરી
૧૩ „ „ કુમાર એન. એન. સિંહા
૧૪ „ „ એસ. કે. રાય ચોધરી
૧૫ „ „ સૈયદ ઇહતિશામ હૈદર ચોધરી
૧૬ „ „ અબ્દુલરઝાક હાજી અબ્દુલસતાર
૧૭ ધી ઑન. આર. આર. હેડો
૧૮ „ „ રાજા યુવરાજ દત્તસિંઘ
૧૯ „ „ પંડિત હ્રદયનાથ કુંઝરૂ
૨૦ „ „ પંડિત પ્રકાશનારાયણ સપરુ
૨૧ „ „ હાજી સૈયદ મહમદહુસેન
૨૨ „ „ ચોધરી નિયામતુલ્લાહ
૨૩ „ „ લાલા રામશરણ દાસ
૨૪ „ „ સરદાર બુતાસિંગ
૨૫ „ „ ચોધરી અતુલ્લાખાન તરાર
૨૬ „ „ સર કામેશ્વરસિંગ (દરભંગા)
૨૭ „ „ રાય બહાદુર શ્રી. નારાયણ મહેતા
૨૮ „ „ મિ. નિકુંજકિશોર દાસ
૨૯ „ „ મિ. હુસેન ઇમામ
૩૦ „ „ મિ. વી. વી. કલિકર
૩૧ „ „ મિ. બ્રિજલાલ નંદલાલ બિયાણી
૩૨ „ „ મૌલવી અલી અશગરખાન

## ધારાસભાના સભ્યો

પ્રમુખ—ધી ઑન. સર અબ્દુરરહિમ, કે. સી. એસ. આઇ.

ડેપ્યુટી પ્રમુખ—અખિલચંદ્ર દત્ત

## ચૂંટાયેલ બિન-અધિકારી ૧૪૧

### (૧) મદ્રાસ ૧૬

૧ રંગૈયા નાયડુ
૨ કે. એસ. ગુપ્તા
૩ એ. સત્યનારાયણમૂર્તિ
૪ પ્રો. એન. રંગા
૫ એમ. અનંતશયનમ્ આયંગર
૬ ટી. એસ. અવિનાશ લિંગમ ચેટિયર
૭ કે. સીતારામ રૈડિયર
૮ કે. સંતાનમ્
૯ શ્રીમતી કે. રાધાબાઇ સુબ્બાયન
૧૦ ખાનબહાદુર જીનરાય હેગાડી
૧૧ ઉમરઅલી શાહ
૧૨ મૌલવી સૈયદ મુરતુઝા સાહેબ બહાદુર
૧૩ હાજી આહમદ સતાર હાજી ઇસાક શેઠ
૧૪ એફ. ઇ. જેમ્સ
૧૫ સર રાજા ટી. માનવેદત
૧૬ વેંકટાચેલમ ચેટિગરૂ સ્વામી

**(૨) મુંબઈ ૧૬**

૧૭ ડૉ. જી. વી. દેશમુખ
૧૮ સર કાવસજી જહાંગીર
૧૯ દીવાન લાલચંદ નવલરાય
૨૦ ભુલાભાઈ જીવણજી દેસાઈ
૨૧ હુસેનભાઈ એ. લાલજી
૨૨ રાજમલ લખીચંદ
૨૩ જમનાદાસ એમ. મહેતા
૨૪ એસ. કે. હોસમાણી
૨૫ મહમદઅલી ઝીણા
૨૬ નબીબક્ષ ઇલાહીબક્ષ ભુતો
૨૭ શેઠ હાજી સર અબ્દુલ્લા હારૂન
૨૮ જે. ડી. બોઇલ
૨૯ ઇ. એલ. સી. ગ્વિલ્ટ
૩૦ મનુ સૂબેદાર
૩૧ મિયાં ગુલામ કાદિર મહમદ શાહબાન
૩૨ સર વિઠ્ઠલ એન. ચંદાવરકર

**(૩) બંગાળા ૧૭**

૩૩ એન. સી. ચંદ્ર
૩૪ ડૉ. પી. એન. બેનરજી
૩૫ અમરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય
૩૬ પંડિત લક્ષ્મીકાંત મૈત્ર
૩૭ અખિલચંદ્ર દત્ત
૩૮ સર અબ્દુર રહિમ
૩૯ હાજી ચોધરી મહમદ ઇસ્માઇલખાન
૪૦ સર અબ્દુલહલિમ ગઝનવી
૪૧ કે. સી. નિયોગી
૪૨ ચોધરી સિકંદર અલી
૪૩ શેખ રફિઉદ્દીન આહમદ સીદીકી
૪૪ ડૉ. હિબિબર રહેમાન
૪૫ સી. સી. મિલર
૪૬ સી. પી. લૉસન
૪૭ ટી. ચોપમૅન મોર્ટિમર
૪૮ ડી. કે. લહિરી ચોધરી
૪૯ બૈજનાથ બજોરિયા

**(૪) સંયુક્ત પ્રાંતો ૧૬**

૫૦ પ્રો. ચંદ્રભાલ જોહરી
૫૧ ચોધરી રઘુવીરનારાયણસિંગ
૫૨ પંડિતશ્રી કૃષ્ણદત્ત પાલિવાલ
૫૩ બદ્રીદત્ત પાંડે
૫૪ શ્રી પ્રકાશ
૫૫ ખેહનલાલ
૫૬ મોહનલાલ સકસેના
૫૭ રાજા જે. પ્રતાપ એન. સિંગ
૫૮ સૈયદ રઝાઅલી
૫૯ કાઝી મહમદ આહમદ કાઝમી
૬૦ સર મહમદ યમીનખાન
૬૧ નવાબઝાદા એમ. લિકાયતખાન
૬૨ ડૉ. ઝિયાઉદ્દીન અહમદ
૬૩ મહમદ અઝહરઅલી
૬૪ બી. એલ. ગ્રે.
૬૫ રાજા બહાદુર કુશાલપાલસિંગ

**(૫) પંજાબ ૧૨**

૬૬ લાલા શામલાલ
૬૭ રાયજાદા હંસરાજ
૬૮ ભાઈ પરમાનંદ
૬૯ સૈયદ ગુલામભીક નૈરંગ
૭૦ મૌલાના ઝફરઅલી ખાન
૭૧ એચ. એમ. અબ્દુલ્લા
૭૨ સર મહમદ મેહરશાહ
૭૩ ખાનબહાદુર શેખ ફઝલીહક પિરાચા
૭૪ ખાન બહાદુર નવાબ એમ. એમ. હુસેન કુરેશી
૭૫ સરદાર મંગલસિંગ
૭૬ સરદાર સંતસિંગ
૭૭ એમ. ગિયાસુદ્દીન

**(૬) બિહાર-ઓરિસ્સા ૧૨**

૭૮ સત્યનારાયણ સિંહા
૭૯ હરિશરણપ્રસાદ શ્રીવાસ્તવ
૮૦ બી. દાસ
૮૧ પંડિત નીલકંઠદાસ
૮૨ રામાયણપ્રસાદ
૮૩ ગૌરીશંકરસિંગ
૮૪ કૈલાસ બિહારીલાલ
૮૫ રામનારાયણસિંગ
૮૬ મહમદ નૌમાન
૮૭ મહમદ અહસન
૮૮ મૌલવી મહમદ અબ્દુલગની
૮૯ મહારાજા બહાદુરરામ રણવિજયપ્રસાદસિંગ

**(૭) મધ્યપ્રાંત-વરાડ ૬**

૯૦ ગોવિંદ વિનાયકરાવ દેશમુખ
૯૧ શેઠ ગોવિંદદાસ
૯૨ પંડિત શંભુદયાલ મિશ્ર
૯૩ નવાબ સીદીક અલીખાન
૯૪ શેઠ શેવદાસ ડાગા
૯૫ વામનરાવ જોશી

(૮) આસામ ૪

૯૬ કુલધાર ચલિહા
૯૭ અનંગમોહન દાસ
૯૮ અબ્દુલ રશીદ ચોધરી
૯૯ પી. જે. ગ્રિફિથ્સ

(૯) દિલ્હી ૧

૧૦૦ એમ. અસફઅલી

(૧૦) અજમેર-મેરવાડા ૧

૧૦૧ રાયબહાદુર શેઠ ભાગચંદ સોની

(૧૧) સરહદ પ્રાંત ૧

૧૦૨ અબ્દુલ કયામ

**સરકારે નિયુક્ત કરેલા સભ્યો અ અધિકારીઓ (૨૦)**

૧૦૩ ધી ઑન સર મહમદ ઝફરૂલ્લાખાન
૧૦૪ ધી ઑન. સર એન્ડ્ર્યુ કલો
૧૦૫ „ „ સર જેરેમિ રૈસમૅન
૧૦૬ ધી ઑન. સર એ. રામસ્વામી મુદાલિયર
૧૦૭ ધી ઑન. સર જી. એસ. બજપાઇ
૧૦૮ ધી ઑન. બી. એમ. સ્ટેગ
૧૦૯ „ „ ઇ. કોન્રાન સ્મિથ
૧૧૦ સર જ્યૉર્જ સ્પેન્સ
૧૧૧ સી. એમ. જી. ઓગલ્વિ
૧૧૨ ઓ. કે. કેરો
૧૧૩ એસ. એચ. વાય. ઉલ્સનેમ
૧૧૪ કે. સંજીવરાવ
૧૧૫ સર ગુરુનાથ બેવૂર
૧૧૬ જે. એ. મેકાઉન
૧૧૭ જે. એન. તાલુકદાર
૧૧૮ બી. એમ. મેનન
૧૧૯ ટી. એસ. પીલૈ
૧૨૦ એન. એમ. ખાન
૧૨૧ જી. સી. સેન
૧૨૨ અબ્દુલ હમીદ

**બ બિન-અધિકારી (૧૭)**

૧૨૩ સરદાર બહાદુર સર જવાહરસિંગ
૧૨૪ એન. એમ. જોશી.
૧૨૫ ડૉ. આર. ડી. દલાલ
૧૨૬ ડૉ. ફ્રાન્સિસ ઝેવિયર ડીસોઝા
૧૨૭ મેજર નવાબ સર આહમદ નવાઝખાન
૧૨૮ ખાન બહાદુર સર અબ્દુલ હમીદ
૧૨૯ લેફ. કર્નલ એમ. એ. રહેમાન
૧૩૦ રાવસાહેબ એન. શિવરાજ
૧૩૧ શમ્સ-ઉલ-ઉલ્મા કમાલુદ્દીન આહમદ
૧૩૨ સર અનમલૈ ચેટિયર
૧૩૩ મુઝામ સાહેબ બહાદુર
૧૩૪ નવરોજી એમ. ડુમસિયા
૧૩૫ શેઠ સુંદરલાલ દાગા
૧૩૬ હાજી ઇસ્માઇલ અલીખાન
૧૩૭ સરદાર બહાદુર દલપતસિંગ
૧૩૮ એસ. હૈદર ઇમામ
૧૩૯ મેજર ઠાકુરસિંગ

## રાષ્ટ્રીય સંરક્ષણ સમિતિ

### બ્રિટિશ હિંદના સભ્યો

બોબિલીના રાજા, કે. સી. આઇ. ઇ.
ધી ઑન. એ. કે. ફઝલુલ હક્ક
રાજા સૈયદ આહમદ અલીખાન (સાલમપુર)
ચેટીનદના કુમારરાજા સર મુથિયા ચેટિયાર
દરભંગાના ધી ઑન. મહારાજાધિરાજ
મિ. એમ. આર. દેશમુખ, એમ. એલ. એ.
મિ. ફ્રેન્ક. આર. એન્થનિ
સર કાવસજી જહાંગીર બેરોનેટ, કે. સી. આઇ. ઇ.
ખલિકોટના રાજા બહાદુર, એમ. એલ. એ.
ધી ઑન. મલિક ખુદાબક્ષ ખાન, એમ. એલ. એ.
મિ. જમનાદાસ. એમ. મહેતા, એમ. એલ. એ.
મિ. જી. બી. મોર્ટન, ઓ. બી. ઇ.
સર વીરેન મુકરજી
લેફ. સરદાર નૌનિહાલસિંગ માન, એમ. એલ. એ.

બેગમ શાહનવાઝ, એમ. એલ. એ.
રાવબહાદુર એમ. સી. રાજા
પ્રો. ઇ. આહમદ શાહ
મિ. આર. પી. મસાણી

પંડિત રાજનાથ કુંઝરૂ
પાર્લાકિમેડીના મહારાજા
ઑન. હીરેન્દ્રચંદ્ર ચક્રવર્તી
ઑન. સરદાર મિરાન મહમદ શાહ

## દેશી રાજ્યોના સભ્યો

આ સંબંધી નીચેના રાજ્યકર્તાઓએ વાઇસરૉયના આમંત્રણનો સ્વીકાર કર્યો છે. ભાગલપુર, વડોદરા, ભોપાળ, બિકાનેર, કૂચબિહાર, ધોલપુર, ફરીદકોટ, ગ્વાલિયર, હૈદ્રાબાદ, ઇંદોર, જયપુર, જોધપુર, જુનાગઢ, કપુરથલા, કોટા, મહિસુર, નવાનગર, પાલણપુર, પતિયાળા, રામપુર, રેવા, ત્રાવણકોર અને ઉદેપુર.

કાઉન્સિલની કોઇ પણ બેઠક માટેના સભ્યોની સંખ્યા મર્યાદિત હોઈ ઉપલા રાજ્યોનું પ્રતિનિધિત્વ વારાફરતી આવે તે આવશ્યક છે. આથી રાજ્યોના પ્રતિનિધિઓના ત્રણ વિભાગો પાડવામાં આવ્યા છે. તે વારાફરતી સભામાં હાજરી આપશે. નવાનનગરના મહારાજા જામસાહેબ, નરેન્દ્ર મંડળના ચેન્સેલર હોઇ, બધી સભાઓમાં હાજર રહેશે.

## ગવર્નરોના પગાર તથા ભથ્થું

### વાર્ષિક ભથ્થું

| પ્રાંતો | વાર્ષિક પગાર ૧,૦૦૦ રૂ. માં | નવા ફર્નિચર માટે | ફર્નિચર સારી સ્થિતિમાં રાખવા ૧૦૦ રૂ. | યુદ્ધ મંત્રીના ખાતા માટે ૧૦૦૦ રૂ. | સર્જનના ખાતા માટે | બેન્ડ અને બોડીગાર્ડ ૧૦૦૦ રૂ. | મુસાફરી ખર્ચ ૧૦૦૦ રૂ. | ખર્ચ ખાતું ૧૦૦૦ રૂ. | પરચુરણ તથા મોટર ૧૦૦૦ રૂ. | કુલ | યુરોપમાં નિમણુક થતાં મુસાફરી ખર્ચ તથા તૈયારી ખર્ચ પૌંડમાં | રજાનો પગાર રૂ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| આસામ | ૬૬ | ૧,૦૦૦ | ૪૦ | ૬૩ | ... | ... | ૫૫ | ૬ | ૧૪૧૧ | ૧૪૩,૧૦૦ | ૧,૨૦૦ | ૨,૭૫૦ |
| બંગાળા | ૧૨૦ | ૨૦,૫૦૦ | ૩૪૦ | ૧૨૧ | ૩૪,૮૦૦ | ૧૫૦ | ૧૨૨ | ૨૫ | ૧૦૦૦ | ૬૦૭,૩૦૦ | ૨,૦૦૦ | ૪,૦૦૦ |
| બિહાર | ૧૦૦ | ૪,૫૦૦ | ૧૩૦ | ૭૫ | ... | ... | ૬૦ | ૬ | ૨૧૭ | ૧૮૦,૦૦૦ | ૧,૫૦૦ | ૪,૦૦૦ |
| મુંબઇ | ૧૨૦ | ૨૩,૫૦૦ | ૨૫૦ | ૧૩૬ | ૩૨,૬૦૦ | ૧૨૩ | ૬૫ | ૨૫ | ૧૦૮૦ | ૫૩૮,૦૦૦ | ૨,૦૦૦ | ૪,૦૦૦ |
| મધ્યપ્રાંત અને વરાડ | ૭૨ | ૨,૯૦૦ | ૯૮ | ૬૧ | ... | ... | ૨૬ | ૬ | ૧૬૬ | ૧૨૨,૩૦૦ | ૧,૨૦૦ | ૩,૦૦૦ |
| મદ્રાસ | ૧૨૦ | ૧૪,૦૦૦ | ૨૧૫ | ૧૧૨ | ૩૬,૬૦૦ | ૧૬૯ | ૧૧૩ | ૧૮ | ૯૨૦ | ૫૭૬,૧૦૦ | ૨,૦૦૦ | ૪,૦૦૦ |
| સરહદ પ્રાંત | ૬૬ | ૧,૭૫૦ | ૫૦ | ૬૮ | ... | ... | ૧૮ | ૬ | ૧૪૧ | ૧૧૨,૮૫૦ | ૧,૨૦૦ | ૨,૭૫૦ |
| ઓરીસા | ૬૬ | ૨,૫૦૦ | ૮૦ | ૪૦ | ... | ... | ૩૫ | ૬ | ૧૧૫ | ૧૦૩,૦૦૦ | ૧,૨૦૦ | ૨,૭૫૦ |
| પંજાબ | ૧૦૦ | ૩,૦૦૦ | ૧૦૫ | ૮૮ | ... | ... | ૬૦ | ૧૨ | ૨૧૭ | ૧૯૫,૨૦૦ | ૧,૫૦૦ | ૪,૦૦૦ |
| સિંધ | ૬૬ | ૧,૦૦૦ | ૪૦ | ૫૯ | ... | ... | ૩૦ | ૮ | ૧૭૮ | ૧૧૯,૮૦૦ | ૧,૨૦૦ | ૨,૭૫૦ |
| સંયુક્ત પ્રાંતો | ૧૨૦ | ૪,૦૦૦ | ૧૪૫ | ૧૧૬ | ... | ... | ૧૨૫ | ૧૫ | ૨૩૦ | ૨૯૭,૫૦૦ | ૧,૮૦૦ | ૪,૦૦૦ |

ચીફ કમિશ્નરો આંદામાન અને નિકોબાર વાર્ષિક ૩૬,૦૦૦ રૂ. અજમેર–મેરવડા વાર્ષિક ૪૮,૦૦૦ રૂ. બલુચિસ્તાન વાર્ષિક ૪૮,૦૦૦ રૂ. કુર્ગ, વાર્ષિક ૪૮,૦૦૦ રૂ. દીલ્હી વાર્ષિક ૩૬,૦૦૦ રૂ.

## આસામ

ગવર્નર—નામદાર સર એન્ડ્રયુ ગુર્લે ક્લો કે. સી. એસ. આઇ., સી. આઇ. ઇ., આઇ. સી. એસ. (૧૯૪૨ના મેની ૪થી તારીખે હોદ્દો સંભાળ્યો.) (રૂ. ૫,૫૦૦)

### પ્રધાનમંડળ ( મિશ્ર ) ( સ્થાપના ૨૫ ઑગસ્ટ ૧૯૪૨ )

૧ ઑન. મૌલવી સૈયદ સર મહમદ સાદુલ્લા એમ. એ. બી. એલ. ( મુસ્લીમ લીગ ) વડા પ્રધાન ( ગૃહ અને પુરવઠાખાતું )
૨ ઑન. મિ. નવકુમાર દત્ત ( ખેતીવાડી તથા પશુરોગ ચિકિત્સા )
૩ ઑન. મૌલવી મન્તરઅલી ( મહેસુલ તથા જંગલખાતું )
૪ ઑન. મિ. હીરેન્દ્રચંદ્ર ચક્રવર્તી ( જકાત, મજુર તથા સ્થાનિક સ્વરાજ્ય ખાતું )
૫ ઑન. ખાનસાહેબ મૌલવી મુદાવીર હુસેન ચોધરી, બી. એલ. (નાગરિક સંરક્ષણ તથા કાયદાખાતું)
૬ ઑન. ડૉ, મહેન્દ્રનાથ સૈકિયા, એલ. એમ. પી. (હુન્નર ઉદ્યોગ તથા સહકાર)
૭ ઑન. મૌલવી અબ્દુલમાટિન ચોધરી. બી. એલ. (નાણાખાતું)
૮ ઑન. ખાનબહાદુર મૌલવી સૈયદુર રહેમાન (કેળવણી અને જાહેર બાંધકામ)
૯ ઑન. મિસ મેવિસ ડન, બી. એ, બી. ટી. બી. એલ. (વૈદક તથા જાહેર આરોગ્ય)
૧૦ ઑન. મિ. રૂપનાથ બ્રહ્મા

## ઓરિસ્સા

ગવર્નર—સર વિલિયમ હોથર્ન લુઈ, એમ. એ. (કેન્ટબ), કે. સી. એસ. આઈ. કે. સી. આઈ. ઈ. આઈ. સી. એસ. જે. પી. (૧૯૪૧ના એપ્રિલની ૧ લી તારીખથી)

### પ્રધાનમંડળ ( મિશ્ર )

૧ ઑન. કેપ્ટન મહારાજાશ્રી શ્રી શ્રીકૃષ્ણચંદ્ર ગજપતિ નારાયણદેવ, પાર્લાકીમેડીના મહારાજા. વડા પ્રધાન ( ગૃહ, જાહેર બાંધકામ તથા સંસ્થાનિક સ્વરાજ્ય ખાતું )
૨ ઑન. પંડિત ગોદાવરી મિશ્ર ( નાણાખાતું, પ્રચાર, કેળવણી તથા વિકાસ ખાતું )
૩ ઑન. મૌલવી અબ્દુલ સોભનખાન (મહેસુલ, કાયદો, વેપાર, તથા આરોગ્ય)

## પંજાબ

ગવર્નર—નામદાર સર બર્ટ્રાન્ડ ગ્લાન્સિ, કે. સી. એસ. આઈ, કે. સી. આઇ. ઈ. (૧૯૪૧ના એપ્રિલની ૭ મી તારીખે ચાર્જ લીધો)

### પ્રધાનમંડળ ( સંયુક્ત )

૧. ઑન. મેજર નવાબજાદા મલિક ખિજર હયાતખાન તિવાના ઓ. બી. ઈ. વડાપ્રધાન (સામાન્ય વહીવટ, કાયદો, જાહેર બાંધકામ વિગેરે) (યુનિયનિસ્ટ)
૨. ઑન. રાવબહાદુર ચોધરી સર છોટુરામ (મહેસુલ)
૩. ઑન. સર મનોહરલાલ, એમ. એ. બાર-એટ-લૉ (નાણાખાતું તથા હુન્નર ઉદ્યોગ)
૪. ઑન. મિયાં અબ્દુલ હયે (કેળવણી, વૈદકીય સારવાર તથા જાહેર આરોગ્ય)
૫. ઑન. સરદાર બલદેવસિંગ (વિકાસ ખાતું)
૬. ઑન. મેજર શૌકત હયાતખાન (જાહેર આરોગ્ય તથા સંસ્થાનિક સ્વરાજ્ય)

## બંગાળા

ગવર્નર—નામદાર સર જહૉન આર્થર હર્બર્ટ, જી. સી. આઈ. ઈ. (૧૯૩૯ ની નવેંબર ૧૮ મીએ નિમાયા) (રૂા. ૧૦,૦૦૦)

### પ્રધાનમંડળ

૧ ખ્વાજા સર નાઝીમુદીન વડા પ્રધાન (સ્વદેશ ખાતું)
૨ ઑન. મિ. એચ. એસ. સુહરાવર્દી (સિવિલ સપ્લાઇ)
૩ ઑન. મિ. ટી. સી. ગોસ્વામી (નાણું ખાતું)
૪ ઑન. મિ. નઝીમુદીનખાન (કેળવણી ખાતું)
૫ ઑન. મિ. વી. પી. પૈ, (વ્યવહાર ખાતું)
૬ ઑન. ખાન બહાદુર મુઝમુદીનહુસેન (ખેતીવાડી તથા ગ્રામ્ય પુનર્રચના)
૭ ઑન. મિ. તારકનાથ મુકરજી (મહેસુલ ખાતું)
૮ ઑન. ખાન બહાદુર નવાબ મશરફહુસેન (ન્યાય ખાતું)
૯ ઑન. ખ્વાજા શાહબુદીન (વ્યાપાર, કામદાર અને ઉદ્યોગ ખાતું)
૧૦ ઑન. મિ. આઇ. એચ. બર્મન (જંગલ અને આબકારી ખાતું)
૧૧ ઑન. ખાનબહાદુર, હલાલુદીન અહમદ (જાહેર તંદુરસ્તી અને સ્થાનિક સ્વરાજ્ય ખાતું)
૧૨ ઑન. મિ. પુલીનવિહારી માલ્લિક (પ્રકાશન ખાતું)
૧૩ ઑન. મિ. જોગેન્દ્રનાથ મંડળ (સહકારી આંટ ખાતું)

## બિહાર

ગવર્નર—નામદાર ટોમસ જ્યૉર્જ રૂથર ફોર્ડ, સી. એસ. આઇ; સી. આઇ. ઈ. આઈ. સી. એસ. (૧૯૪૩ના ફેબ્રુઆરીમાં આગલા ગવર્નર માંદગીની રજા પર જતાં હોદ્દો સંભાળ્યો.) (રૂ. ૮,૩૩૩–૫–૪)

મહાસભાના પ્રધાનમંડળે રાજીનામું આપતાં ગવર્નરે નીચેના સલાહકારોની મદદથી પોતાના હાથમાં સત્તા લીધી છે.

૧. ઈ. આર. જે. આર. કઝિન્સ, સી. આઇ. ઇ., આઇ. સી. એસ. (૧૯૩૯ના નવેંબરની ૬ઠ્ઠી તારીખથી)
૨. આર. ઈ. રસેલ, સી. એસ. આઈ, સી. આઈ. ઈ., આઇ. સી. એસ. (૧૯૩૯ના નવેંબરની ૪થી તારીખથી)

## મદ્રાસ

ગવર્નર—નામદાર, કેપ્ટન ધી ઑન. સર આર્થર ઓસ્વાલ્ડ જેમ્સ હોપ, જી. સી. આઈ. ઇ. એમ. સી. (૧૯૪૦ના માર્ચની ૧૨મી તારીખે હોદ્દો સંભાળ્યો).

૧૯૩૯ની પાનખર ઋતુમાં મહાસભાવાદી પ્રધાનમંડળે રાજીનામું આપતાં ગવર્નરે નીચેના સલાહકારોની મદદથી પાતાના હાથમાં સત્તા લીધી છે.

૧. સર જ્યૉર્જ બોગ, કે. સી. આઇ. ઇ, સી. આઇ. ઇ. આઇ. સી. એસ.
૨ સર હ્યુ હૂડ, કે. સી. આઇ. ઇ., સી. એસ. આઇ. આઇ. સી. એસ.
૩ ટી. જી. રૂથરફોર્ડ, સી. એસ. આઇ. સી. આઇ. ઇ., આઇ. સી. એસ.
૪ એસ. વી. રામમૂર્તિ, સી. આઈ. ઈ. આઈ. સી. એસ.

## મધ્યપ્રાંત અને વરાડ

ગવર્નર–: નામદાર સર હેન્રી ટિવનામ, કે. સી. એસ. આઇ., સી. આઇ. ઇ., આઇ. સી. એસ. (૧૯૪૦ના ઑક્ટોબરની ૨જી તારીખે હોદ્દો સંભાળ્યો.)

મહાસભાના પ્રધાનમંડળે રાજીનામું આપતાં નીચેના સલાહકારોની મદદથી ગવર્નર રાજકારભાર ચલાવે છે.

(૧) સર જ્યોર્જ પોનોલ બર્ટન, કે. સી. આઇ. ઇ., આઇ. સી. એસ.

(૨) હેન્રિ ચેલન ગ્રીનફીલ્ડ, સી. એસ. આઇ., સી. આઇ. ઇ., આઇ. સી. એસ.

## મુંબઇ

ગવર્નર–: નામદાર કર્નલ ધી રાઇટ ઑનરેબલ, ડી. જે. કોલ્વિલ (૧૯૪૩ના માર્ચથી).

મહાસભાવાદી પ્રધાનમંડળે રાજીનામું આપતાં ૧૯૩૯ના નવેંબરની ૪થી તારીખે ગવર્નરે નીચેના સલાહકારોની મદદથી પોતાના હાથમાં સત્તા લીધી છે.

૧ હેન્રિ ફોલીનાઇટ, સી. એસ. આઇ, સી. આઇ. ઇ., આઇ. સી. એસ.

૨ ચાર્લ્સ હોલ્ડિચ બ્રિસ્ટો, સી. આઇ. ઇ., આઇ. સી. એસ.

૩ ગોડફ્રે ફર્ડિનાન્ડો સ્ટ્રેટફર્ડ કોલિન્સ. સી. એસ. આઇ., સી. આઇ. ઇ., ઓ. બી. ઇ., આઇ. સી. એસ.

## સરહદ પ્રાંત

ગવર્નર—નામદાર સર જ્યોર્જ કનિંગહામ. કે. સી. એસ. આઇ., કે. સી. આઇ. ઇ., ઓ. બી. ઇ., આઇ. સી. એસ. (૧૯૩૭ના ૨જી માર્ચે હોદ્દો લીધો).

### પ્રધાનમંડળ

ઑન. સરદાર મહમદ ઔરંગઝેબખાન વડાપ્રધાન (ન્યાય અને મહેસુલખાતું)

ઑન. સરદાર અબ્દુરરબ મિસ્તાર (નાણાં, તબીબી, સ્થાનિક સ્વરાજ્ય)

ઑન. ખાન. સમીનજાનખાન (કેળવણી, તુરંગ, ધારાખાતું)

ઑન. સરદાર અજીતસિંહ (જાહેર બાંધકામ)

ઑન. રાજાબહાદુર રહેમાન (પ્રકાશન અને ખીલવણી)

## સંયુક્ત પ્રાંતો

ગવર્નર—નામદાર સર મોરિસ ગાર્નિયર હેલેટ, કે. સી. એસ. આઇ., સી. આઇ. ઇ., આઇ. સી. એસ. (૧૯૩૯ના ૭ ડીસેંબરે હોદ્દો સંભાળ્યો).

મહાસભાવાદી પ્રધાનમંડળે રાજીનામું આપતાં નીચેના સલાહકારોની મદદથી ગવર્નર રાજકારભ ચલાવે છે.

૧ ડૉ. પન્નાલાલ, એમ. એ. બી. એસ. સી, એલ. એલ. બી. બાર. એટ–લૉ, સી. એસ. આઇ., સી. આઇ. ઇ., આઇ. સી. એસ. (કેળવણી, હુન્નરઉદ્યોગ. સ્થાનિક સ્વરાજ્ય, જાહેર આરોગ્ય).

૨ સર ટી. સ્લોન. એમ. એ. કે. સી. આઇ. ઇ, સી. એસ. આઇ., આઇ. સી. એસ. (ગૃહખ : નાણાખાતું, ન્યાય તથા જેલખાતું).

૩ એ. જી. શિરેફ. બી. એ. જે. પી. આઇ. સી. એસ. (મહેસુલ, ગ્રામ્યવિસ્તાર, ખેતીવાડી, જંગલ વિગેરે).

## સિંધ

ગવર્નર—નામદાર સર હ્યુ ડો, કે. સી. એસ. આઇ., સી. આઇ. ઇ., આઇ. સી. એસ. (૧૯૪૧ન એપ્રિલની ૧ તારીખથી).

### પ્રધાનમંડળ (સંયુક્ત) (૧૯૪૨ ના ૧૦ ઓકટોબરથી)

૧ ઑન. સર ગુલામહુસેન હિદાયતુલ્લા, કે. સી. એસ. આઇ. વડાપ્રધાન (નાણાખાતું તથા નાગરિક સંરક્ષણખાતું).

૨ ઑન. ખાનબહાદુર મહમદ અયુબ એસ. ખુહરો (મહેસુલ, રજીસ્ટ્રેશન તથા સહકાર).
૩ ઑન. પીર ઇલાહીબક્ષ નવાઝઅલી (કેળવણી, જકાત, જંગલ, કેળવણી, ગ્રામ્ય પુનર્ઘટના).
૪ ઑન. હાજીમહમદ હાસીમગઝદર. (ગૃહ, કાયદો, રાજ્ય પ્રકરણી તથા પરચુરણ).
૫ ઑન. રાવસાહેબ ગોકળદાસ ચેવલદાસ રોચલાની (જાહેર બાંધકામ અને સ્થાનિક સ્વરાજ્ય).
૬ ઑન. ડૉ. હેમનદાસ રૂપચંદ વઢવાણી (વૈદકીય, જાહેર આરોગ્ય, પશુચિકિત્સા શાસ્ત્ર અને હુન્નરઉદ્યોગ)

**દિલ્હીના ચીફ કમિશનર**—એ. વી. ઍસકવિથ, આઈ. સી. એસ.

**આંદામાન અને નિકોબારના ચીફ કમિશનર**—સી. એફ. વૉટરફૉલ. સી. એસ, આઇ., સી. આઈ. ઇ., આઈ. સી. એસ.

**કૂર્ગના ચીફ કમિશનર**—જે. ડબલ્યુ પ્રીચાર્ડ આઇ. સી. એસ.

**બલુચિસ્તાનના ચીફ કમિશનર**—ઑન. સર ઑબ્રિમેટકાફ

**અજમેર-મેરવાડાના ચીફ કમિશનર**—સર આર્થર લોથિયન, કે. સી. આઇ. ઇ.

## ફર્સ્ટ ક્લાસ રેસિડન્ટો

એજન્ટ ટુ જી. જી. રેસિડન્ટ અને બલુચિસ્તાનના ચીફ કમિશ્નર ઑન. સર ઑબ્રિ મેટકાફ કે. સી. આઇ. ઇ., સી. એસ. આઈ.

પર્શિયન ગલ્ફના પોલિટિકલ રેસિડન્ટઃ લેફ. કર્નલ જી. જી. પ્રાયર, સી. આઇ. ઇ.

હૈદ્રાબાદના રેસિડન્ટ—ઑન. મિ. સી. એચ. ગિડનિ, સી. એસ. આઈ., સી. આઈ. ઈ.

મહીસુરના રેસિડન્ટ તથા કૂર્ગના કમિશ્નર ઑન. લેફ. કર્નલ જે દ લા હે ગોર્ડન, સી. આઈ ઈ., ઓ. બી. ઈ., એમ. સી.

મધ્ય હિંદના રેસિડન્ટ તથા પંથ પિપોલ્ડાના ચીફ કમિશ્નર—ઑન. લેફ. કર્નલ જી. ટી. ફિશર, સી. આઈ. ઈ.

રજપુતાનાના રેસિડન્ટ તથા અજમેર-મેરવાડાના ચીફ કમિશ્નર—ઑન. લેફ. કર્નલ જી. વી. બી. ગીલાન

પશ્ચિમ હિંદનાં રાજ્યોના રેસિડન્ટ—ઑન. કર્નલ ગેઇસફર્ડ.

પંજાબનાં રાજ્યોના રેસિડન્ટ—ઑન. મિ. સી. પી. સ્કીન, ઓ. બી. ઈ.

## હિંદી પ્રધાનની ઑફિસ

હિંદી પ્રધાન—ઑન. મિ. એલ. એસ. એમરી (૫,૦૦૦ પાઉંડ)
કાયમના નાયબ હિંદી પ્રધાન—સર એફ. સ્ટુઅર્ટ, જી. સી. આઇ. ઈ., સી. એસ. આઇ.
પાર્લમેંટરી નાયબ પ્રધાન—ડયુક ઑફ ડેવનશાયર
ડેપ્યુટી નાયબ હિંદી પ્રધાન—સર એલ. ડી. ક્રૉફ્ટ, સી. આઇ. ઇ.

હિંદી પ્રધાનના સલાહકારો—સર હોરેસ વિલિયમસન, સર જોસફ કલે, સર કુર્ટને લેટિમર, કે. સી. આઇ. ઈ., સી. એસ. આઇ., આઈ. સી. એસ., સર હસન સુહરાવર્દી, ઓ. બી. ઇ., સર ગિલ્બર્ટ વાઇલ્સ, દીવાન બહાદુર, એસ. ઇ. રંગનાથન, સર જ્હૉન વૂડહેડ, કે. સી. એસ. આઇ., સર એ. સી. ચેતરજી, સર જ્હૉન હબક, કે. સી. આઈ. ઇ. અને સર ફ્રેડરિક સેયર્સ, સી. આઇ. ઈ. (દરેકને ૧,૩૫૦ પાઉંડ)

હિંદના હાઇ કમિશ્નર—સર મહમદ અઝીઝ-ઉલ-હક, સી. આઈ. ઇ.
ડેપ્યુટી હાઇ કમિશ્નર—એસ. લાલ, આઈ. સી. એસ.
હિંદ માટેના ટ્રેડ કમિશ્નર—સર ડી. બી. મીક

## હિંદી પ્રધાનો

લૉર્ડ સ્ટેન્લિ ૧૮૫૮
સર ચાર્લ્સવૂડ ૧૮૫૯
અર્લ દ ગ્રે એન્ડ રિપન ૧૮૬૦
વાઇકાઉન્ટ ક્રેન્બોર્ન ૧૮૬૬
સર એસ. નોર્થકોટ ૧૮૬૭
ડ્યુક ઑફ આર્જાઇલ ૧૮૬૮
માર્ક્વિસ ઑફ સેલિસ્બરી ૧૮૭૪
જી. હાર્ડી ૧૮૭૮
માર્ક્વિસ ઑફ હાર્ટિંગ્ટન ૧૮૮૦
અર્લ ઑફ કીંબર્લી ૧૮૮૨
લૉર્ડ રેન્ડોલ્ફ ચર્ચિલ ૧૮૮૫
અર્લ ઑફ કીંબર્લી ૧૮૮૬
સર આર. એ. ક્રોસ ૧૮૮૬
અર્લ ઑફ કીંબર્લી ૧૮૯૨
એચ. એચ. ફાઉલર ૧૮૯૪
લૉર્ડ જ્યૉર્જ હેમિલ્ટન ૧૮૯૫
સર જ્હૉન બ્રોડ્રિક ૧૯૦૩
જ્હૉન મોર્લિ ૧૯૦૫
અર્લ ઑફ ક્યુ ૧૯૧૦
વાઇકાઉન્ટ મોર્લિ ૧૯૧૧
અર્લ ઑફ ક્યુ ૧૯૧૧
ઑસ્ટિન ચેમ્બર્લેઇન ૧૯૧૫
ઇ. એસ. મેંટેગુ ૧૯૧૭
વાઇકાઉન્ટ પીલ ૧૯૨૨
સર એસ. ઑલિવર ૧૯૨૪
અર્લ ઑફ બર્કનહેડ ૧૯૨૪
વાઇકાઉન્ટ પીલ ૧૯૨૮
ડબલ્યુ વેજવૂડ બેન ૧૯૨૯
સર એસ. હોર ૧૯૩૧
માર્ક્વિસ ઑફ ઝેટલેન્ડ ૧૯૩૫
કર્નલ એલ. એસ. એમરી ૧૯૪૦

## ગવર્નર-જનરલ અને વાઇસરૉય

### બંગાળાના ગવર્નર-જનરલ

૧૭૭૪ વૉરન હેસ્ટિંગ્સ
૧૭૮૫ સર જ્હૉન મેકફર્સન
૧૭૮૬ અર્લ કોર્નવાલિસ
૧૭૯૩ સર જ્હૉન શૉર
૧૭૯૮ સર આલ્ફ્રેડ ક્લાર્ક
૧૭૯૮ લૉર્ડ વેલસ્લિ (અર્લ ઑફ મોર્નિંગ્ટન)
૧૮૦૫ લૉર્ડ કૉર્નવાલિસ (બીજી વખત)
૧૮૦૫ સર જ્યૉર્જ બાર્લો
૧૮૦૭ અર્લ ઑફ મિન્ટો પહેલો
૧૮૧૩ લૉર્ડ હેસ્ટિંગ્સ (અર્લ ઑફ મોઇરા)
૧૮૨૩ જ્હૉન ઍડમ
૧૮૨૩ અર્લ આમ્હર્સ્ટ
૧૮૨૮ ડબલ્યુ. બી. બેઇલિ
૧૮૨૯ લૉર્ડ ડબલ્યુ. કેવેન્ડિશ બેન્ટિક

### હિંદના ગવર્નર-જનરલ

૧૮૩૩ લૉર્ડ ડબલ્યુ. કેવેન્ડિશ બેન્ટિક
૧૮૩૫ સર ચાર્લ્સ મેટકાફ
૧૮૩૬ લૉર્ડ ઑકલેન્ડ
૧૮૪૨ લૉર્ડ એલનબરો
૧૮૪૪ સર હેનરી હાર્ડિંજ
૧૮૪૮ અર્લ ઑફ ડેલહાઉસી
૧૮૫૬ લૉર્ડ કેનિંગ

### ગવર્નર-જનરલ અને વાઇસરૉય

૧૮૫૮ લૉર્ડ કેનિંગ
૧૮૬૨ અર્લ ઑફ એલ્જિન પહેલો
૧૮૬૩ સર રૉબર્ટ નેપિયર*
૧૮૬૩ સર વિલિયમ ડેનિસન
૧૮૬૪ સર જ્હૉન લૉરેન્સ
૧૮૬૯ અર્લ ઑફ મેયો
૧૮૭૨ સર જ્હૉન સ્ટ્રેચિ*
૧૮૭૨ લૉર્ડ નેપિયર*
૧૮૭૨ લૉર્ડ નૉર્થબ્રુક
૧૮૭૬ અર્લ ઑફ લિટન
૧૮૮૦ લૉર્ડ રિપન
૧૮૮૪ અર્લ ઑફ ડફરિન
૧૮૮૮ લૉર્ડ લેન્સડાઉન
૧૮૯૪ અર્લ ઑફ એલ્જિન બીજો
૧૮૯૯ લૉર્ડ કર્ઝન
૧૯૦૪ લૉર્ડ ઍમ્પથિલ*
૧૯૦૪ લૉર્ડ કર્ઝન
૧૯૦૫ અર્લ ઑફ મિંટો બીજો
૧૯૧૦ લૉર્ડ હાર્ડિંજ
૧૯૧૬ લૉર્ડ ચેમ્સ્ફર્ડ
૧૯૨૧ લૉર્ડ રીડીંગ
૧૯૨૬ લૉર્ડ ઇરવીન
૧૯૨૯ લૉર્ડ ગોશેન*
૧૯૩૧ લૉર્ડ વિલિંગ્ડન
૧૯૩૪ સર જ્યૉર્જ સ્ટેન્લિ*
૧૯૩૬ લૉર્ડ લિન્લિથગો
૧૯૪૩ વાઇકાઉન્ટ વેવેલ

* વાઇસરૉયની ગેરહાજરીમાં કામચલાઉ

## હિંદી સરકાર

**ગવર્નર જનરલ** : હિઝએક્સેલન્સી ફીલ્ડમાર્શલ સર આર્કિબાલ્ડ પર્સિવલ વેવેલ, જી. સી. બી; સી. એમ. જી. એમ. સી. એ. ડી. સી. (રૂ. ૨૦,૯૦૦ માસિક) (૧૯૪૩ના ઓક્ટોબરથી).

**હિંદી સેનાધિપતિ** : સર ક્લૉડ જ્હૉન ઇયર ઓશિન્લેક, જી. સી. આઇ. ઇ; સી. બી., સી. એસ. આઇ., ડી. એસ. ઓ. ઓ. બી. ઇ., એ. ડી. સી.

**હિંદના ડેપ્યુટી સેનાધિપતિ** : જનરલ સર એલન ફ્લેમિંગ હાર્ટલિ.

### કારોબારીસભાના સભ્યો (દરેકને માસિક રૂ. ૫,૫૫૫)

ધી ઓન. મલિક સર ફીરોઝખાન નૂન, કે. સી. એસ. આઇ., કે. સી. આઇ. ઇ. (રક્ષણખાતું)

ધી ઓન. સર મહમદ અઝીઝુલ હક (વેપારખાતું)

ધી ઓન. સર અશોકકુમાર રૉય (કાયદો)

ધી ઓન. સર સુલતાન આહમદ (માહિતી અને બ્રોડકાસ્ટિંગ)

ધી ઓન. સર રેજીનાલ્ડ મેક્સવેલ, કે. સી. એસ. આઇ., સી. આઇ. ઈ., આઇ. સી. એસ. (ગૃહમંત્રી)

ધી ઓન. દીવાન બહાદુર સર રામસ્વામી મુદાલિયર કે. સી. એસ. આઇ. (બ્રિટિશ યુદ્ધમંડળમાં તથા લંડનમાં પેસિફિક વૉર કાઉન્સિલમાં હિંદના પ્રતિનિધિ) (સામગ્રીખાતાના સભ્ય)

ધી ઓન. ડૉ. બી. આર. આંબેડકર (મજુરખાતું)

ધી ઓન. સર ઇ. સી. બેન્થોલ (યુદ્ધની અવરજવરખાતું)

ધી ઓન. સર જેરેમી રૈસમેન, કે. સી. એસ. આઇ., સી, આઇ. ઇ., આઇ. સી. એસ. (મહેસૂલ)

ધી ઓન. ખાનબહાદુર સર મહમદ ઉસ્માન, કે. સી. આઇ. ઈ. (ટપાલ તથા હવાઇ ખાતું)

ધી ઓન, ડૉ. એન. બી. ખરે (દરિયાપારનુંખાતું)

ધી ઓન. સર જે. પી. શ્રીવાસ્તવ, કે. બી. ઇ. (નાગરિક સંરક્ષણ)

ધી ઓન. સર જોગેન્દ્રસિંગ (કેળવણી, આરોગ્ય તથા જમીન)

ધી ઓન. જનરલ સર ક્લૉડ જ્હૉન ઇયર ઓશિન્લેક જી. સી. આઇ., ઇ. સી. બી., સી. એસ. આઇ., ડી. એસ. ઓ., ઓ. બી. ઇ., એ. ડી. સી. (યુદ્ધ ખાતું)

### હોમ ડિપાર્ટમેન્ટ

| | |
|---|---|
| ઇ. કોન્રન સ્મિથ, સી. આઇ. ઇ. | મંત્રી |
| એમ. ડબલ્યુ. ડબલ્યુ. એમ. યીટ્સ. | વસ્તીગણતરીના કમિશ્નર |

### રાજકીય ખાતું

| | |
|---|---|
| ઓન. સર હેન્રિ ડી. ક્રેઇક, બેરોનેટ, જી. સી. આઇ. ઇ. | રાજકીય સલાહકાર |
| સર કેનેથ ફિટ્ઝ, કે. સી. આઇ. ઈ. | મંત્રી |

### પરદેશ સાથેના સંબંધનું ખાતું

| | |
|---|---|
| ઓ. કે. કેરો. સી. આઇ. ઇ. | મંત્રી |
| એચ. વેઈટમેન, સી. આઇ. ઈ. | જોડિયા મંત્રી |

## મહેસૂલખાતું

| | |
|---|---|
| સી. ઇ. જોન્સ, સી. આઇ. ઇ., આઈ. સી. એસ. | મંત્રી |
| એ. સી. ટર્નર, આઇ. સી. એસ. | વધારાના મંત્રી |
| જે. એફ. શીહી. સી. એસ. આઇ. | સેન્ટ્રલ બોર્ડ ઑફ રેવન્યુના સભ્ય |
| એમ. સ્લેઇડ, સી. આઇ. ઇ., આઈ. સી. એસ. | ,, ,, ,, |
| પી. એમ. રાઓ | એકાઉન્ટન્ટ જનરલ સેન્ટ્રલ રેવન્યુ |
| સર કેમેરોન, બેડેનોક, આઈ. સી. એસ. | ઑડીટર–જનરલ |
| ઇ. આર. સેશુ આયર | ડીરેકટર, રેલવે ઑડીટ |

## કાયદાખાતું

સર જ્યૉર્જ સ્પેન્સ, સી. એસ. આઇ., સી. આઇ. ઈ., આઇ. સી. એસ., મંત્રી.

| | |
|---|---|
| ડી. એન. મિત્ર | હિંદી સરકારના સોલિસિટર |
| સર બ્રિજેન્દ્ર મિતર, કે. સી. એસ. આઇ, | ફેડરલ એડવોકેટ–જનરલ |

## વેપારખાતું

| | |
|---|---|
| સર એલન લૉઇડ, | વેપારખાતાના મંત્રી |
| એન. આર. પીલાઈ | વધારાના મંત્રી |
| ડૉ. સર એસ. એસ. ભટનગર ડી. એસ. સી. | વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક શોધખોળના ડીરેકટર |
| ડૉ. કે. રામ પૈ | પેટન્ટ તથા ડીઝાઇનના નિયામક |
| ડૉ. ટી. ઇ. ગ્રેગરી | આર્થિક સલાહકાર |
| જે. વી. જોશી, એમ. એ. પી. | વેપારના ખબરના તથા આંકડાખાતાના ડીરેકટર |
| સર એ. રામસ્વામી મુદાલિયર | આર્થિક સંશોધનની બોર્ડના પ્રમુખ |
| રામચંદ્ર, આઇ. સી. એસ. | આયાતખાતાના મુખ્ય નિયામક |

## મજુરખાતું

| | |
|---|---|
| એચ. સી. પ્રાયર, આઈ. સી. એસ. | મંત્રી |
| આર. કે. મિત્ર. આઇ. સી. એસ. | છાપખાના તથા સ્ટેશનરીના નિયામક |
| સી. એસ. ફૉકસ, ડી. એસ. સી. | ભૂસ્તરખાતાના વડા. |

## રેલવેખાતું

| | |
|---|---|
| સર લિયોનાર્ડ વિલ્સન | રેલવેના ચીફ કમિશ્નર |
| ટી. એસ. શંકર આયર | ફીનેન્શિયલ કમિશ્નર |
| ડી. સી. કેમ્પબેલ | રેલવેના હિસાબખાતાના કન્ટ્રોલર |

## પુરવઠાખાતું

| | |
|---|---|
| આર. ડબલ્યુ. ટાર્જેટ, સી. આઈ. ઈ. | પુરવઠાખાતાના ડીરેકટર–જનરલ. |
| ઈ. એમ. જેન્કિન્સ, આઈ. સી. એસ. | મંત્રી. |
| ગુલામ મહમદ | વધારાના મંત્રી |
| કે. જી. મોર્શેદ, આઇ. સી. એસ. | ખરીદખાતાના મુખ્ય નિયામક. |
| એચ. સુર | સ્ટોરખાતાના મુખ્ય નિયામક. |

## કેળવણી, આરોગ્ય તથા જમીનખાતું

| | |
|---|---|
| જે. ડી. ટાઇસન, આઇ. સી. એસ. | મંત્રી. |
| એસ. એચ. હાવર્ડ, આઇ. એફ. એસ. | જંગલખાતાના ઇન્સ્પેક્ટર–જનરલ |
| જ્હૉન સાર્જન્ટ | હિંદના કેળવણી કમિશ્નર |
| મેજર જનરલ સર ગૅાર્ડન જોલિ, | હિંદી તબીબી ખાતાનાના ડીરેકટર–જનરલ |
| લેફ્. કર્નલ ઈ. કોટર, આઈ. એમ. એસ. | હિંદના જાહેર આરોગ્યખાતાના કમિશ્નર. |
| કર્નલ ઈ. ઓ. વ્હીલર | હિંદના સર્વેયર–જનરલ. |
| રાવ બહાદુર કે. એન. દીક્ષિત | હિંદના શોધખોળખાતાના વડા. |
| ડૉ. વેણીપ્રસાદ, ડી. એસ. સી. | ડીરેકટર ઝુઓલૉજિકલ સર્વે |

## નાગરિક સંરક્ષણખાતું

| | |
|---|---|
| એ. ડબલ્યુ. ઈબ્બિટસન, સી. આઈ. ઈ. | મંત્રી |
| એન. વી. સાયમન્સ | જોડિયા મત્રી. |

## માહિતી તથા બ્રોડકાસ્ટિંગખાતું

સર ફ્રેડરિક પકલ, કે. સી. આઈ. ઈ. મંત્રી

| | |
|---|---|
| એફ્. વૉટસન. | સામાપ્રચારકાર્યના ડીરેકટર |
| બી. જે. ફિર્યનેર | વર્તમાનપત્રોના મુખ્ય સલાહકાર |
| જે. નટરાજન | માહિતીખાતાના મુખ્ય અધિકારી |
| એ. એસ. બુખારી | બ્રોડકાસ્ટિંગના નિયામક |

## અવરજવરખાતું

| | |
|---|---|
| એસ. એન. રૉય, આઇ. સી. એસ. | અવરજવરખાતાના મંત્રી |
| સી. એમ. ત્રિવેદી આઇ. સી. એસ. | વધારાના મંત્રી |
| લેફ્. કમાન્ડર ડબલ્યુ. એચ. વૅાટ, સી. આઇ. ઈ. | એવિયેશનના ડીરેકટર |
| ડબલ્યુ. એચ. શૂમર્ટ, આઇ. સી. એસ. | ટપાલ તથા તારખાતાના ડીરેકટર–જનરલ |
| સી. ડબલ્યુ. બી. નોર્મંડ, | વેધશાળાના વડા. |

## વડીધારાસભા ખાતું

| | |
|---|---|
| મિયાં મહમદ રફી | વડી ધારાસભાખાતાના મંત્રી |

## પરદેશના હિંદીઓનું ખાતું.

| | |
|---|---|
| ઑન. જી. એસ. બોઝમેન, આઈ. સી. એસ. | મંત્રી |

## અનાજ ખાતું

| | |
|---|---|
| બી. જી. હોલ્ડઝ વર્થ, આઇ. સી. એસ. | મંત્રી |

## મહેસૂલની સેન્ટ્રલ બૉર્ડ

| | |
|---|---|
| એમ. સ્લેડ, આઇ. સી. એસ. | સભ્ય |
| જે. એફ્. શિહી, આઇ. સી. એસ. | સભ્ય |

## ફેડરલ જાહેરનોકરીનું કમિશન

મિ. એફ. ડબલ્યુ, રૉબર્ટસન, આઇ. સી. એસ. પ્રમુખ
સર કે. સંજીવરાવ, ડબલ્યુ. આર. જી. સ્મિથ, સી. આઈ. ઈ. લેફ. કર્નલ એમ. એ. રહેમાન (સભ્યો)
એફ. એફ. સી. એડમંડઝ—મંત્રી

## પરચુરણ નિમણૂકો

| | |
|---|---|
| સર ગિરજાશંકર બાજપાઇ. | યુનાઇટિડ સ્ટેટસ (અમેરિકા)માં હિંદી સરકારના એજન્ટ જનરલ |
| મિ. કે. સી. મહિન્દ્ર | અમેરિકામાં હિંદની ખરીદખાતાના મિશનના વડા |
| સર શાફત અહમદખાન | દક્ષિણ આફ્રિકામાં હિંદના હાઇકમિશ્નર |
| સર એસ. ઈ. રંગનાથન | ઇંગ્લંડમાં હિંદના હાઇકમિશ્નર |
| એન. આર અહુઝા | કેનેડામાં હિંદના ટ્રેડકમિશ્નર |

## બ્રિટિશ યુદ્ધ પ્રધાનમંડળ તથા પેસિફિક વોર કાઉન્સીલ (લંડન)માં હિંદના પ્રતિનિધિઓ

ધી ઑન. દિવાન બહાદુર સર રામસ્વામી મુદાલિયર, કે. સી. એસ. આઈ.
નવાનગરના મહારાજા જામસાહેબ, જી. સી. આઇ. ઇ. કે. સી. એસ. આઇ. એ. ડી. સી.

# શાહી કુટુંબ
## ( વિંડસર વંશ )

**રાજા**—નામદાર જ્યૉર્જ છઠ્ઠા (આલ્બર્ટ ફ્રેડરિક આર્થર જ્યૉર્જ ઑફ વિંડસર) કે. જી. કે. ટી., કે. પી., જી. સી. એમ. જી. ઇશ્વરની કૃપાથી ગ્રેટબ્રિટન આયર્લેન્ડ અને દરિયાપારના બ્રિટિશ મુલકોના રાજા, ધર્મના રક્ષક, હિંદના શહેનશાહ. જન્મ ૧૪ ડિસેંબર ૧૮૯૫. રાજા પાંચમા જ્યૉર્જના બીજા પુત્ર. મોટાભાઇ એડવર્ડ આઠમાના ગાદીત્યાગથી ૧૯૩૬ના ૧૨મી ડિસેંબરે રાજા થયા. તેમનું લગ્ન નામદાર મહારાણી ઇલિઝાબેથ સાથે ૧૯૨૩ના ૨૬મી એપ્રિલે થયું છે. નામદાર મહારાણીનો જન્મ ઈ. સ. ૧૯૦૦ના ઑગસ્ટની ૪થી તારીખે થયો છે.

**રાજાની પુત્રીઓ**—હર રૉયલ હાઇનેસ પ્રિન્સેસ ઇલિઝાબેથ અલેકઝાંડ્રા મેરી. જન્મ ૧૯૨૬ના એપ્રિલની ૨૧મી. હર રૉયલ હાઇનેસ પ્રિન્સેસ માર્ગરેટ રોઝ, જન્મ ૧૯૩૦ના ઑગસ્ટની ૨૧મી તારીખે.

**રાજાનાં ભાઇબહેનો**—રાજા જ્યૉર્જના મોટાભાઇ ડયુક ઑફ વિંડસર, આગલા રાજા એડવર્ડ આઠમા, ૧૯૩૬ના જાન્યુઆરીની ૨૦મી તારીખે ગાદીએ આવ્યા, પરંતુ લગ્નના પ્રશ્નને અંગે પોતાના નાના ભાઇની તરફેણમાં ૧૯૩૬ના ૧૦ મી ડિસેંબરે ગાદીત્યાગ કર્યો. ૧૯૩૭ના જૂનની ૩જી તારીખે મિસિસ વૉલિસ વૉરફિલ્ડ સાથે લગ્ન કર્યું.

**હિઝ રૉયલ હાઇનેસ ડયુક ઑફ ગ્લુસેસ્ટર**—જન્મ ૩૧ માર્ચ ૧૯૦૦. ૧૯૩૫ના નવેંબરની ૬ઠ્ઠી તારીખે લેડી એલિસ મૉંટેગુ ડગલાસ સ્કૉટ, ડચેસ ઑફ ગ્લુસેસ્ટર સાથે લગ્ન થયું. ડચેસનો જન્મ ૧૯૦૧ના ડિસેંબરની ૨૫.

**હર રૉયલ હાઇનેસ પ્રિન્સેસ રૉયલ વિક્ટોરિયા અલેકઝાન્ડ્રા ઍલિસ મેરી, કાઉન્ટેસ ઑફ હેરવૂડ**—જન્મ ૧૮૯૭ના એપ્રિલની ૨૬મી. લગ્ન ૧૯૨૨ના ફેબ્રુઆરીની ૨૮મીએ વાઇકાઉન્ટ લેસિલિસ, અત્યારે હેરવૂડના ૬ઠ્ઠા અમીર, સાથે થયા. બે પુત્રો, ઑન. જ્યૉર્જ હેન્રિ હર્બર્ટ લેસિલિસ તથા ઑન. જિરાલ્ડ ડેવિડ લેસિલિસ.

# બ્રિટિશ પાર્લમેંટ

બ્રિટિશ પાર્લમેંટના બે વિભાગ છે. અમીરસભા, યુનાઇટેડ કિંગ્ડમના ઉમરાવો, શાહી ડ્યુકો, આર્કબિશપો, ડ્યુકો, મારક્વિસો, અર્લો તથા વાઇકાઉન્ટોની બનેલી છે. ચોવીસ બિશપ તથા બેરનોને તથા આયર્લેન્ડના ૨૮ ઉમરાવોને જિંદગી માટે તથા સ્કૉટલેંડના ૧૬ ઉમરાવોને પાર્લમેંટ ચાલતી હોય ત્યાં સુધી ચૂંટી કાઢવામાં આવે છે. અમીરસભાના કુલ સભ્યોની સંખ્યા લગભગ ૭૪૦ની છે.

આમસભામાં ૬૧૫ સભ્યોને બેલેટથી ચૂંટી કાઢવામાં આવે છે. પાર્લમેંટ ચાલુ રહે ત્યાં સુધી કેટલાક પ્રાંતોમાંથી ૬૧૫ સભ્યોને બેલેટથી ચૂંટી કાઢવામાં આવે છે. ઇંગ્લંડના ૪૯૨ સભ્યો, વેલ્સના ૩૬, સ્કૉટલેંડના ૭૪, તથા ઉત્તર આયર્લેન્ડના ૧૩ સભ્યો હોય છે. આમસભાના સભ્યને ઇ. સ. ૧૯૧૧થી વાર્ષિક ૪૦૦ પાઉંડ આપવામાં આવતા હતા તે રકમ વધારીને ૧૯૩૭ માં વાર્ષિક ૬૦૦ પાઉંડ કરવામાં આવી છે.

# શાહી કુટુંબને સાલિયાણું

નામદાર શહેનશાહ તથા રાજ્યકુટુંબનાં સભ્યોને વાર્ષિક અપાતી રકમ 'સિવિલ લિસ્ટ' તરીકે ઓળખાય છે.

| | પાઉંડ | | પાઉંડ |
|---|---|---|---|
| નામદાર શહેનશાહને ખાનગી ખર્ચ માટે | ૧૧૦,૦૦૦ | રાજમાતા મેરી | ૭૦,૦૦૦ |
| | | શાહજાદી ઇલિઝાબેથ | ૬,૦૦૦ |
| ઘરના નોકરો તથા નિવૃત્ત થયેલ નોકરોના પગાર | ૧૩૪,૦૦૦ | ગ્લુસેસ્ટરના ડ્યુક | ૩૫,૦૦૦ |
| | | કેન્ટના ડ્યુક | ૨૫,૦૦૦ |
| ઘર ખર્ચ | ૧૫૨,૦૦૦ | શાહજાદી રૉયલ | ૬,૦૦૦ |
| શાહી સાલિયાણું | ૧૩,૦૦૦ | શાહજાદી લુઇ | ૬,૦૦૦ |
| | | કૉનોટના ડ્યુક | ૨૫,૦૦૦ |
| | **૪૧૦,૦૦૦** | શાહજાદી બીએટ્રીસ | ૬,૦૦૦ |

# બ્રિટિશ રાષ્ટ્રીય પ્રધાનમંડળ

## યુદ્ધમંડળ

| | |
|---|---|
| વડા પ્રધાન તથા રક્ષણખાતાના પ્રધાન | ધી રાઇટ ઑન. મિ. વિન્સ્ટન ચર્ચિલ |
| ડુમિનિયનના પ્રધાન તથા ડેપ્યુટી વડા પ્રધાન | ,, ,, કિલમંટ રિચર્ડ એટલી |
| લૉર્ડ પ્રેસિડન્ટ ઑફ કાઉન્સિલ | ,, ,, સર જ્હૉન એન્ડર્સન |
| કામદારખાતું તથા રાષ્ટ્રીય સેવાખાતાના પ્રધાન | ,, ,, મિ. ઇ. બેવિન |
| વિદેશમંત્રી | ,, ,, મિ. એન્થની ઇડન |
| ગૃહમંત્રી | ,, ,, હર્બર્ટ મોરિસન |
| ઉત્પાદન ખાતાના પ્રધાન | ,, ,, ઑલિવર લિટલટન |
| રાજમંત્રી (મધ્ય પૂર્વ) | ,, ,, આર. જી. કેસી |

## યુદ્ધમંડળમાં ન હોય તેવા પ્રધાનો

| | |
|---|---|
| ચેન્સેલર ઑફ એક્સ્ચેકર | ધી રાઇટ ઑન. સર એચ. કિંગ્સ્લીવૂડ |
| લડાઇખાતાના પ્રધાન | ,, ,, સર જેમ્સ ગ્રીગ |
| હવાઇખાતાના પ્રધાન | ,, ,, સર આર્ચીબાલ્ડ સિંકલેર |
| ફર્સ્ટ લૉર્ડ ઑફ ઍડમિરલ્ટી | ,, ,, આલ્બર્ટ વિક્ટર અલેક્ઝાંડર |
| લૉર્ડ ચેન્સેલર | ,, ,, વાઇકાઉન્ટ સાઇમન |
| હવાઇ ઉત્પાદનખાતાના પ્રધાન | ,, ,, સર સ્ટેફર્ડ ક્રિપ્સ |
| સંસ્થાનોના મંત્રી | ,, ,, કર્નલ ઑલિવર સ્ટેન્લી |
| હિંદ અને બર્માના પ્રધાન | ,, ,, એલ. એસ. એમરી |
| લેંકેસ્ટરની ડચીના ચેન્સેલર | ,, ,, આલ્ફ્રેડ ડફ કૂપર |
| અનાજખાતાના પ્રધાન | ,, ,, લૉર્ડ વૂલ્ટન |
| સ્કૉટલાંડ માટેના પ્રધાન | ,, ,, ટોમસ જ્હોન્સ્ટન |
| બૉર્ડ ઑફ ટ્રેઇડના પ્રમુખ | ,, ,, હ્યુ ડાલ્ટન |
| લૉર્ડ પ્રીવીસીલ | ,, ,, વાઇકાઉન્ટ ક્રેન્બોર્ન |
| કેળવણીમંડળના પ્રમુખ | ,, ,, આર. એ. બટલર |
| તંદુરસ્તીખાતાના પ્રધાન | ,, ,, આલ્ફ્રેડ અર્નેસ્ટ બ્રાઉન |
| ખેતીવાડીખાતાના પ્રધાન | ,, ,, રોબર્ટ હડસન |
| અવરજવરખાતાના પ્રધાન | ,, ,, લૉર્ડ લેધર્સ |
| ખબરખાતાના પ્રધાન | ,, ,, બ્રેન્ડન બ્રેકન |
| પેન્શન ખાતાના પ્રધાન | ,, ,, સર ડબલ્યુ જે. વૉમર્સ્લી |
| આર્થિક યુદ્ધખાતાના પ્રધાન | ,, ,, અર્લ ઑફ સેલ્બોર્ન |
| ઍટર્ની જનરલ | ,, ,, સર ડી. સોમર્વેલ |
| મકાન તથા બાંધકામ ખાતાના પ્રધાન તથા ફર્સ્ટ કમિશનર ઑફ વર્ક્સ | ,, ,, લૉર્ડ પોર્ટલ |
| પુરવઠાખાતાના પ્રધાન | ,, ,, સર ઍન્ડ્રયુ રી ડંકન |
| સૉલિસિટર જનરલ | મેજર સર ડી. પી. મેક્સવેલ ફાઇફ |
| પેમાસ્ટર જનરલ | ધી રાઇટ ઑન. સર વિલિયમ એ. જોવિટ |
| પોસ્ટમાસ્તર જનરલ | ,, ,, મિ. ડબલ્યુ. એસ. મોરીસન |
| નૌકાખાતાના સિવિલ લૉર્ડ | ,, ,, કેપ્ટન આર. એ. પિલ્કિંગ્ટન |
| સ્કૉટલૅન્ડના સોલીસીટર | જનરલ સર ડી. ડી. કિંગ મરે |

## યુદ્ધખાતાની નિમણૂકો

| | |
|---|---|
| શાહી જનરલ સ્ટાફના વડા | જનરલ સર ઍલન બ્રૂક. |
| ઇન્સ્પેક્ટર જનરલ, ટ્રેઇનિંગ | લેફ. જનરલ સર કલાઇવ, જી. લિડેલ |
| કમાન્ડર ઇન ચીફ, હોમ ફોર્સીઝ | લેફ. જનરલ સર બર્નાર્ડ પેજેટ. |

## હિંદનું ન્યાયખાતું

### હિંદની ફેડરલ કોર્ટ

હિંદના વડા જજ—ઑન. ડબલ્યુ. પી. સ્પેન્સ, ઓ. બી. ઇ. કે. સી.
(એપ્રિલ ૧૯૪૩) થી (રૂ. ૭,૦૦૦)

જજો—ઑન. સર શ્રીનિવાસ વર્દાચારિયર (રૂ. ૫,૦૦૦)

ઑન. સર. મહમદ ઝફરૂલાખાન ઑન. મી. જસ્ટિસ રોલેન્ડ (કામ ચલાઉ)

## હાઇકોર્ટના વડા જજો

કલકત્તા—ઑાન. સર હેરોલ્ડ ડર્બીશાયર, કે. સી. (વાર્ષિક ૭૨,૦૦૦ રૂ.)
મુંબઈ—ઑાન. સર રૉબર્ટ બ્રૂકફીલ્ડ ૧૧–૪–૪૨થી (વાર્ષિક ૬૦,૦૦૦ રૂ.)
મદ્રાસ—ઑાન. લાયોનલ લીચ (વાર્ષિક ૬૦,૦૦૦ રૂ.)
પટણા—ઑાન. સર સૈયદ ફઝલઅલી (વાર્ષિક ૬૦,૦૦૦ રૂ.)
અલ્લાહાબાદ—ઑાન. સર. ઇકબાલ આહમદ (વાર્ષિક ૬૦,૦૦૦ રૂ.)
પંજાબ—ઑાન. સર આર્થર ટ્રેવરહેરિસ (વાર્ષિક ૬૦,૦૦૦ રૂ.)
નાગપુર—સર ગિલ્બર્ટ સ્ટોન (વાર્ષિક ૫૦,૦૦૦ રૂ.)
અયોધ્યા—[ચીફ કોર્ટ] ઑાન. જી. ટી. ટોમસ (વાર્ષિક ૪૮,૦૦૦ રૂ.)

## પ્યુનિ જજો (કલકત્તા દરેકને રૂ. ૪,૦૦૦)

ઑાન. મિ. એફ. ડબલ્યુ. જેન્ટલ
,, ,, જે. આઈ. વાય. રૉકસબર્ગ
,, ,, સર. ટી. અમીરઅલી
,, ,, મિ. એ. એલ. બ્લેન્ક
,, ,, જી. ડી. મેકનેર
,, ,, એચ. નાસિમઅલી
,, ,, એ. જી. આર. હેન્ડરસન
,, ,, એન. જી. એ. એજલી

ઑાન. મિ. આર. સી. મિતર
,, ,, બી. કે. મુકરજી
,, ,, સી. સી. વિશ્વાસ
,, ,, એ. એન. ખુંદકર
,, ,, એ. એન. સેન.
,, ,, આર. એફ. લૉજ. આઈ. સી. એસ.
,, ,, એ. એસ. એમ. અક્રામ
,, ,, એસ. આર. દાસ
,, ,, આર. બી. પાલ.

## લાહોર (દરેકને રૂ. ૪,૦૦૦)

ઑાન. મિ. એફ. ડબલ્યુ. સ્કેમ્પ
,, સર એમ. વી. ભીડે
,, મિ. અબ્દુલરશીદ
,, ,, એસ. દીનમહમદ
,, ,, બ્લેકર
,, ,, સેઇલ

ઑાન. મિ. રામલાલ દીવાન
,, ,, બક્ષી ટેકચંદ
,, ,, કુંવર દલીપસિંહ
,, ,, જે. એચ. મનરો
,, ,, આર. બી. બૅકેટ

## મદ્રાસ (દરેકને રૂ. ૪,૦૦૦)

ઑાન. સર એસ. બર્ન
,, ,, વી. પાંડુરંગરાવ
,, મિ. એ. જે. કીંગ
,, ,, કે. પી. લક્ષ્મણરાવ
,, ,, વી. મેકેટ
,, ,, એસ. વડર્ઝવર્થ
,, ,, કે. એસ. કૃષ્ણસ્વામી આયંગર

ઑાન. મિ. બી. સોમૈયા
,, સર એમ. પતંજલિશાસ્ત્રી
,, મિ. એલ. સી. હોર્વિલ
,, ,, સી. એન. કુપ્પુસ્વામી આયર
,, ,, પી. વેંકટરામરાવ નાઇડુ
,, ,, સૈર અબ્દુલ રહેમાન

### મુંબાઇ ( દરેકને રૂ. ૪,૦૦૦ )

ઑન. મિ. જે. બી. બ્લેગડન
,, ,, બી. જે. વાડિયા
,, ,, એચ. જે. કણિયા
,, ,, એન. જે. વાડિયા
,, ,, એચ. વી. દિવેટિયા
,, ,, એ. એસ. આર. મેકિલન

ઑન. મિ. કે. બી. વાસુદેવ
,, ,, કે. સી. સેન
,, ,, આર. એસ. બ્રુમફિલ્ડ
,, ,, જે. બ્રિજમોહનલાલ
,, ,, એન. સી. લોકુર
,, ,, જે. ઇ. વેસ્ટન

### પટણા (દરેકને રૂ. ૪૦૦૦)

ઑન. સર આલ્ફ્રેડ વોર્ટ
,, ,, એસ. ફઝલીઅલી
,, ,, કર્નલ પીટર હીબારી લોઇડબરો
,, ,, સી. એમ. અગરવાલા
,, ,, એસ. પી. વર્મા

ઑન. મિ. એફ. જી. રોલેન્ડ
,, ,, એફ. મનોહરલાલ
,, ,, એસ. સી. ચેતરજી
,, ,, એસ. એચ. આર. મેરેથ

### અલ્હાહાબાદ (દરેકને રૂ. ૪૦૦૦)

ઑન. મિ. યુ. એસ. બાજપાઇ
,, ,, એચ. જે. કોલિસ્ટર
,, ,, જે. જે. ડબલ્યુ–ઑલ્સોપ
,, ,, મહમદ ઇસ્માઇલ
,, ,, ટી. એન. મુલ્લા
,, ,, એસ. કે. દાર

ઑન. મિ. હેમિલ્ટન
,, ,, યોર્ક
,, ,, પ્લાવડન
,, ,, મથુર
,, ,, કમલાકાંત વર્મા

### નાગપુર ( દરેકને રૂ. ૩૦૦૦ )

ઑન. મિ. બી. એસ. નિયોગી
,, ,, આ. ઇ. પોલક
,, ,, વિવિયન બોઝ

ઑન મિ. એચ. જી. ગ્રયુઅર
,, ,, એફ. એલ. ગ્રીલ
,, ,, ડિગ્બી

### અયોધ્યા ( ચીફ કોર્ટ )

ઑન. મિ. પી. સી. અગરવાલ
,, ,, ગુલામહુસેન

ઑન. મિ. લક્ષ્મીશંકર મિશ્ર

### જ્યુડિશિયલ કમિશ્નર કોર્ટ–સિંધ

ઑન. મિ. જી. ડેવિસ
,, ,, સી. એમ. લોબો

ઑન. મિ. ઇ. વેસ્ટન
,, ,, હકીમ બી. તૈયબજી

### જ્યુડિશિયલ કમિશ્નર કોર્ટ–સરહદપ્રાંત

ઑન. મિ. એમ. જે. આલમન્ડ
,, ,, કે. બી. મીર આહમદ કાઝી

ઑન. મિ. એમ. એ સુરી

## જજોની સંખ્યા

| કોર્ટ | વધારેમાં વધારે સંખ્યા |
|---|---|
| હાઈકોર્ટ મદ્રાસ | ૧૫ જજો |
| હાઈકોર્ટ મુંબઈ | ૧૩ ,, |
| હાઈકોર્ટ કલકત્તા | ૧૯ ,, |
| હાઈકોર્ટ અલ્લાહાબાદ | ૧૨ ,, |
| હાઈકોર્ટ લાહોર | ૧૫ ,, |
| હાઈકોર્ટ પટણા | ૧૧ ,, |
| હાઈકોર્ટ નાગપુર | ૭ ,, |
| હાઈકોર્ટ અયોધ્યા | ૫ ,, |
| સિંધના જ્યુડિશિયલ કમિશ્નરની કોર્ટ | ૩ આસિસ્ટન્ટ જ્યુડિશિયલ કમિશ્નર |
| સરહદ પ્રાંતના જ્યુડિશિયલ કમિશનરની કોર્ટ | ૨ આસિસ્ટન્ટ જ્યુડિશિયલ કમિશ્નર |

## દેશી રાજ્યો

દેશી રાજ્યોના નીચે પ્રમાણે સમૂહો પાડી શકાય.

(૧) કાશ્મીર સહિત રજપુત રાજ્યો (૨) હૈદ્રાબાદ અને મુસ્લીમ રાજ્યો (૩) મરાઠા રાજ્યો (૪) શીખ રાજ્યો (૫) મહિસુર અને દક્ષિણ હિંદનાં રાજ્યો (૬) ઓરીસ્સાના ખંડિયા રાજ્યો. રજપુત રાજ્યો આખા રજપુતાના તથા કાઠિયાવાડમાં આવેલાં છે. બિહારના અને ઓરીસ્સાના ખંડિયા રાજ્યોમાં તથા મધ્ય પ્રાંતોમાં પણ રજપુત રાજ્યો મળી આવે છે. વસ્તુતઃ સિંધુ નદીથી બંગાળાના ઉપસાગર સુધી અર્ધ-સ્વતંત્ર દેશી રાજ્યોની એક મોટી પટ્ટી આવેલી છે. મુખ્ય મુસલમાન રાજ્યો, હૈદ્રાબાદ, ભોપાળ, ભાવલપુર, ખેરપુર, જુનાગઢ અને રામપુર છે.

પતિયાળા, નભા, ઝીંદ, કપુરથલા વિગેરેના શીખ રાજ્યોની સ્થાપના, ગુરુ નાનકના અનુયાયીઓએ સ્થાપેલ ધાર્મિક મંડળ શીખ ખાલસાના લશ્કરી સરદારોએ કરી હતી.

બિહાર અને ઓરિસાના ૨૬ ખંડિયા રાજ્યો તથા મધ્ય પ્રાંતના બીજાં ૧૪ રાજ્યોને એકત્ર કરીને ૧૯૩૩ના એપ્રિલની પહેલી તારીખે 'ઇસ્ટર્ન સ્ટેટસ એજન્સી'ની સ્થાપના કરવામાં આવી. ૧૯૨૯માં બટલર કમીટીની તપાસ પછી આ રાજ્યોને પ્રાંતિક સરકાર હેઠળથી લઈ લેવામાં આવ્યાં અને મધ્યસ્થ સરકાર સાથેના સીધા સંબંધમાં મૂકવામાં આવ્યાં. ગવર્નર-જનરલ, એજન્ટ ટુ ધી ગવર્નર જનરલની મારફત પોતાની સત્તાનો ઉપયોગ કરે છે. એજન્ટ ટુ ધી ગવર્નર જનરલનું મથક રાંચી ખાતે રાખવામાં આવ્યું. તેની નીચે બે પોલીટીકલ એજન્ટો કામ કરતા હતા. એક ઓરીસ્સાના ૨૬ રાજ્યો માટે. તેનો મુકામ સાંબલપુર ખાતે તથા બીજાનો મુકામ રાયપુર (મધ્ય પ્રાંતો) ખાતે હતો. થોડા વર્ષો પહેલાં ત્રિપુરા ને કૂચબિહારને એજન્સીમાં ઉમેરવામાં આવ્યાં અને એજન્ટ ટુ ધી ગવર્નર જનરલનો મુકામ કલકત્તા ફેરવી તેનો હોદ્દો રેસિડન્ટનો કરવામાં આવ્યો.

દેશી રાજ્યોની સંખ્યા ૫૮૪ની છે. ત્રણ મોટાં રાજ્યો ૮૨,૬૯૮ ચોરસ માઇલના ક્ષેત્રફળવાળું દક્ષિણમાં હૈદ્રાબાદ, ૮૫,૮૮૫ ચો. મા.ના ક્ષેત્રફળવાળું ઉત્તરમાં જમ્મુ અને કાશ્મીર, અને ૭૩,૨૭૮ ચો. મા.ના ક્ષેત્રફળવાળું કલાત. નાનામાં નાનું રાજ્ય બિલ્બારીનું છે. તેની વસ્તી ૨૭ માણસોની તથા વાર્ષિક આવક એંશી રૂપિયાની છે.

# દેશી રાજ્યોનાં નામ

૧ હૈદ્રાબાદ
૨ મહિસુર
૩ કાશ્મીર
૪ ગ્વાલિયર
૫ વડોદરા
૬ કલાત
૭ સિક્કિમ
૮ રામપુર
૯ બનારસ
૧૦ ત્રાવણકોર
૧૧ કોચીન
૧૨ પુદુકોટા
૧૩ બાંગનપાલ
૧૪ સાન્દુર
૧૫ ઉદેપુર
૧૬ જયપુર
૧૭ જોધપુર
૧૮ બિકાનેર
૧૯ અલ્વર
૨૦ કોટા
૨૧ ભરતપુર
૨૨ ટોંક
૨૩ ધોલપુર
૨૪ કરોલી
૨૫ બુંદી
૨૬ શિરોહી
૨૭ ડુંગરપુર
૨૮ બાંસવાડા
૨૯ પ્રતાપગઢ
૩૦ ઝાલાવાડ
૩૧ જેસલમીર
૩૨ કિસનગઢ
૩૩ ઈંદોર
૩૪ ભોપાળ
૩૫ રેવા
૩૬ દતિયા
૩૭ ઓરછા
૩૮ ધાર
૩૯ દેવાસ સિનિયર
૪૦ દેવાસ જુનિયર
૪૧ જાવરા
૪૨ રતલામ
૪૩ પન્ના
૪૪ સંથાર
૪૫ અજયગઢ
૪૬ બીજાવર
૪૭ ચરખારી
૪૮ છતરપુર
૪૯ બવાણી
૫૦ નગોડ
૫૧ મહીઅર
૫૨ બરૂંધા
૫૩ બરવાણી
૫૪ અલિરાજપુર
૫૫ શાહપુર
૫૬ ઝાબુઆ
૫૭ સયલાણા
૫૮ સીતામઉ
૫૯ રાજગઢ
૬૦ નરસિંહગઢ
૬૧ ખીલાચીપુર
૬૨ કચ્છ
૬૩ ઈડર
૬૪ નવાનગર
૬૫ ભાવનગર
૬૬ જુનાગઢ
૬૭ રાજપીપળા
૬૮ પાલનપુર
૬૯ ધ્રાંગધ્રા
૭૦ ગોંડળ
૭૧ પોરબંદર
૭૨ મોરબી
૭૩ રાધનપુર
૭૪ વાંકાનેર
૭૫ પાલીતાણા
૭૬ ખંભાત
૭૭ ધરમપુર
૭૮ વાડાસિનોર
૭૯ બારીઆ
૮૦ છોટાઉદેપુર
૮૧ સંત
૮૨ લુણાવાડા
૮૩ વાંસદા
૮૪ સચીન
૮૫ જવર
૮૬ દાંતા
૮૭ ધ્રોળ
૮૮ લીંબડી
૮૯ વઢવાણ
૯૦ રાજકોટ
૯૧ કોલ્હાપુર
૯૨ સાંગલી
૯૩ સાંવતવાડી
૯૪ જંજીરા
૯૫ મુધાલ
૯૬ ભોર
૯૭ જમખંડી
૯૮ મીરજ સિનિયર
૯૯ મીરજ જુનિયર
૧૦૦ કુરંદવાડ સિ.
૧૦૧ કુરંદવાડ જુ.
૧૦૨ અકલકોટ
૧૦૩ ફલટન
૧૦૪ જઠ
૧૦૫ ઔંધ
૧૦૬ રામદુર્ગ
૧૦૭ પતિયાળા
૧૦૮ ભાવલપુર

| | | |
|---|---|---|
| ૧૦૯ ખૈરપુર | ૧૨૨ કુચબિહાર | ૧૩૫ બામરા |
| ૧૧૦ કપુરથલા | ૧૨૩ ત્રિપુરા | ૧૩૬ સેરાઇકેલા |
| ૧૧૧ જીંદ | ૧૨૪ મણિપુર | ૧૩૭ બૌદ |
| ૧૧૨ નભા | ૧૨૫ મયુરભંજ | ૧૩૮ બોનાઈ |
| ૧૧૩ મંડી | ૧૨૬ સોનપુર | ૧૩૯ બસ્તર |
| ૧૧૪ વિલાસપુર | ૧૨૭ પટણા | ૧૪૦ સુરગુજા |
| ૧૧૫ સુકેત | ૧૨૮ કલહંદી | ૧૪૧ રાયગઢ |
| ૧૧૬ તેરીગઢવાલ | ૧૨૯ કીઅંજર | ૧૪૨ નંદગામ |
| ૧૧૭ સીરમુર | ૧૩૦ ધેનકાનલ | ૧૪૩ ખૈરગઢ |
| ૧૧૮ ચંબા | ૧૩૧ નયાગઢ | ૧૪૪ જશપુર |
| ૧૧૯ ફરીદકોટ | ૧૩૨ તાલચેર | ૧૪૫ કાંકેર |
| ૧૨૦ માલેરકોટલા | ૧૩૩ નિલગિરી | ૧૪૬ કોરીઆ |
| ૧૨૧ લોહારૂ | ૧૩૪ ગંગપુર | ૧૪૭ સરણગઢ |

## દેશી રાજ્યોનો દરજ્જો

સમવાયતંત્ર હેઠળ, રાજાઓ તેમના નિમેલા પ્રતિનિધિઓ સાથે, ફેડરલ ધારાસભામાં હિંદી પ્રાંતોના પ્રતિનિધિત્વ ધરાવતા પ્રગતિશીલ તત્ત્વોના માર્ગમાં અંતરાયરુપ નીવડશે.

સમવાયતંત્રમાં રાજાઓની સ્થતિ વિશિષ્ઠ પ્રકારની રહેશે. નીચેની સભામાં દેશી રાજ્યોનું પ્રતિનિધિત્વ ૩૩ ટકા તથા ઉપલી સભામાં ૪૦ ટકા રહેશે. આને અંગે બન્ને ધારાસભામાં રૂઢિચુસ્ત તથા બીનપ્રગતિશીલ તત્ત્વોનું પ્રમાણ મોટું રહેશે. જો દેશી રાજ્યોના પ્રતિનિધિઓની ચૂંટણી લોકો તરફથી થતી હોય તો ઘણો વાંધો દૂર થાય. હિંદી સરકારના કાયદાના બીજા શિડયુલમાં ચોક્કસપણે નક્કી કરવામાં આવ્યું છે કે જ્યાં સુધી રાજાઓ સમવાયતંત્ર કબૂલ ન રાખે ત્યાંસુધી તેના બંધારણમાં કંઇ સુધારો થઇ શકતો નથી. ઉપરાંત તેમાં 'રક્ષણાત્મક' ધારાઓની મોટી યાદી આપેલ છે. નિમણૂક કરવાનો સિદ્ધાંત, રક્ષણાત્મક ધારાઓ, ગવર્નર જનરલની ધારા ઘડવાની સત્તા, અને ડેવિડસન કમીટીએ ભલામણ કર્યા મુજબની અયોગ્ય નાણાં સંબંધી ગોઠવણ—આ બધાંનું જ્યાં અસ્તિત્વ હોય ત્યાં સમાનતા પર સ્થપાએલ 'સમવાયતંત્ર'નો પ્રશ્ન જ ઉદ્‌ભવતો નથી.

૧૯૩૭ના એપ્રિલથી ગવર્નર–જનરલ ઇન કાઉન્સિલ, તાજના કામ તથા દેશી રાજ્યોના સંબંધી કામ કરતી બંધ પડી. હવે આ બધાં કાર્યો 'દેશી રાજ્યોના સંબંધ માટે તાજના કામ માટે નીમવામાં આવેલ નામદાર શહેનશાહના પ્રતિનિધિ' કરે છે. તેની નિમણૂક શહેનશાહ કરે છે. જે વ્યક્તિ ગવર્નર–જનરલનો હોદ્દો ધરાવતા હોય તે જ તાજના પ્રતિનિધિનું સ્થાન સંભાળે છે. આ બન્ને અધિકાર ધરાવનાર 'વાઇસરૉય' કહેવાય છે.

હિંદના દેશી રાજ્યોને સાર્વભૌમ રાજ્યો કહી ન શકાય. કેમકે તેઓ કોઈપણ પરદેશી સત્તા સાથે રાજકીય સંબંધ રાખી શકતા નથી કે તેમને લડાઇ કે સુલેહ કરવાનો કે એક બીજા રાજ્યોમાં કે બહારના રાજ્યોમાં એલચી મોકલવાનો હક્ક નથી. અમુક મર્યાદામાં રહીને તેઓ લશ્કર રાખે છે. દેશી રાજ્યો સંધિને અંગે સાર્વભૌમ સત્તા સાથે જોડાયેલા છે અને બાહ્ય સંબંધો સાથે લાગેવળગે છે ત્યાં સુધી તેઓએ પોતાનું સાર્વભૌમત્વ ગુમાવ્યું છે. સાર્વભૌમત્વ શબ્દની સ્પષ્ટ વ્યાખ્યા થઈ નથી તેથી તેના પર કોઇ પણ પ્રકારની મર્યાદા મૂકી શકાય નહિ. સમયની જરૂરીઆતને સાર્વભૌમત્વ પણ અનુકૂળ થતું જાય છે.

## ચેમ્બર ઑફ પ્રિન્સિઝ (નરેન્દ્રમંડળ)

૧૯૧૯ના મોંટેગુ–ચેમ્સફર્ડ રિપોર્ટના પરિણામે 'ચેમ્બર ઑફ પ્રિન્સિઝ' અસ્તિત્વમાં આવી. ચેમ્બર નરેન્દ્ર મંડળ તરીકે પણ જાણીતી છે. ૧૯૨૧ના ફેબ્રુઆરીની ૮ તારીખે નામદાર ડયુક ઑફ કૅનોટે તે ખૂલ્લી મૂકી. દર વર્ષે એક વખત તેની બેઠક નિયમિતપણે મળે છે. તે સલાહકારક મંડળ હોઈ, રાજાઓની બાબતો, તથા શાહી બનાવોમાં તેમનું સ્થાન તથા તેમના હક્કો વિગેરેની યોજના કરે છે.

નરેન્દ્રમંડળના બંધારણના નવા નિયમોને વાઇસરોયે સંમતિ આપી છે અને તે ગેઝેટમાં પ્રગટ કરવામાં આવ્યા છે. એવું નક્કી કરવામાં આવ્યું છે કે હવે પછી ચેન્સેલર તથા વાઇસ–ચેન્સેલરની ચૂંટણી રાજાઓની સ્ટેન્ડીંગ કમિટી, નરેન્દ્ર મંડળના સભ્યોમાંથી કરશે. તોપોની સલામી આ ચૂંટણીમાં ધ્યાનમાં લેવાની નથી, માત્ર મંડળે તે ચૂંટણીને ઔપચારિક સંમતિ આપવી પડશે. કોઈ પણ રાજા બેથી વધારે વખત, ચેન્સેલર કે પ્રો. ચેન્સેલર તરીકે ચાલુ રહી શકે નહિ.

૩૩થી ૩૫ સભ્યોનું એક પ્રધાનમંડળ થશે. સામાન્યતઃ સભ્યો બે વર્ષ સુધી હોદ્દા ઉપર રહેશે પરંતુ તેઓ ફરીથી ચૂંટાઈ શકશે. નરેન્દ્રમંડળના ચેન્સેલર કે સ્ટેન્ડીંગ કમિટી, આ કમિટીને જે કંઈ પૂછશે તે બાબતમાં તે સલાહ આપશે. આવી જે બાબત પૂછવામાં આવે તેમાં કમિટી પોતાનો મત માત્ર ચેન્સેલરને જ જણાવશે. હિંદી સરકારના કાયદાને અંગે ઉપસ્થિત થતી બધી બાબતોમાં ન પૂછવામાં આવ્યું હોય, તો પણ કમિટી પોતાનો મત ચેન્સેલરને મોકલાવશે, પરંતુ કમિટીને પોતાનો મત વ્યક્તિગત રાજ્યોને દર્શાવવાનો હક્ક રહેશે, પરંતુ કમિટી નરેન્દ્ર મંડળને સ્ટેન્ડીંગ કમિટીની તથા પ્રધાનોની સ્ટેન્ડીંગ કમિટીમાં પ્રતિનિધિત્વ ધરાવતા રાજ્યોની અગાઉથી પરવાનગી મેળવ્યા સિવાય કોઇ પણ સત્તા સાથે પત્રવ્યવહાર કરી શકશે નહિ તેમજ વાટાઘાટો ચલાવી શકશે નહિ. કમિટીનું કાર્ય સલાહ આપવા પૂરતું છે.

### સ્ટેન્ડીંગ કમિટી

રાજાઓની સ્ટેન્ડીંગ કમિટી નીચે મુજબ સભ્યોની બનશે. ચેન્સેલર અને પ્રો. ચેન્સેલર એકસ ઓફીશિયો રહેશે. (૧) વડોદરા, ગ્વાલિયર, હૈદ્રાબાદ, કાશ્મીર અને મહિસુર, દરેકના એક સભ્ય (૨) ભાવલપુર, બિકાનેર, ભોપાલ, કોચીન, ઇંદોર, જયપુર, જોધપુર, કોલ્હાપુર, પતિયાળા, રેવા, ત્રાવણકોર અને ઉદેપુર તેમના વિભાગમાંથી એટલે કે, રજપુતાનાનાં રાજ્યો, મધ્ય હિંદનાં રાજ્યો, પંજાબનાં રાજ્યો, દક્ષિણ હિંદ તથા દક્ષિણના રાજ્યોમાંથી દશ સભ્યો મોકલશે. (૩) ભાવનગર, કચ્છ, જુનાગઢ, નવાનગર, ખંભાત, જંજીરા, મોરબી અને પોરબંદર બે સભ્યો મોકલશે. પહેલાં ચાર રાજ્યોમાંથી બે સભ્યો મોકલવા. (૪) અલ્વર, ભરતપુર, બુંદી, કૂચબિહાર, કરૌલી, કોટા, રામપુર અને ટોંક બે સભ્યો મોકલે. (૫) બાકીના દક્ષિણ હિંદના તથા દક્ષિણનાં રાજ્યો એક સભ્ય મોકલે (૬) બાકીના રજપુતાનાનાં રાજ્યો બે સભ્યો મોકલે (૭) બાકીના મધ્ય હિંદના રાજ્યો તથા બનારસ રાજ્ય ચાર સભ્યો મોકલે (૮) બાકીનાં પંજાબના રાજ્યો ત્રણ સભ્યો મોકલે (૯) બાકીનાં પશ્ચિમ હિંદના રાજ્યો એક સભ્ય મોકલે (૧૦) બાકીના ગુજરાતનાં રાજ્યો એક સભ્ય મોકલે (૧૧) બાકીનાં પૂર્વનાં રાજ્યો તથા સિક્કિમ બે સભ્યો મોકલે અને (૧૨) ચેમ્બરના પ્રતિનિધિ સભ્યો એક સભ્ય મોકલે. કમિટીમાં એકંદર ૭૬ સભ્યો રહેશે.

ચેન્સેલર કે પ્રો. ચેન્સેલર તરીકે ચૂંટાયેલ કોઇ પણ રાજ્યકર્તા, જો સ્ટેન્ડીંગ કમિટીના સભ્યોની ૩/૪ સંખ્યાની સંમતિ હોય તો ફરીથી ચેન્સેલર કે પ્રો. ચેન્સેલર તરીકે ચૂંટાઇ શકે છે.

# હિંદની મુખ્ય રાજકીય નિમણૂકો

## દેશી રાજ્યો સાથે સંબંધ ધરાવતી નિમણૂકો

**અધિકારીઓ**

**આસામ**—ના. ગવર્નર (શિલોંગ)
ખાસ રાજ્યો માટે પોલીટીકલ ઓફીસર (શિલોંગ)
ખાસી અને જૈન્તિયા ટેકરીઓ માટે ડેપ્યુટી કમિશ્નર (શિલોંગ)
મણિપુર–પોલીટીકલ એજન્ટ અને સુપ્રીન્ટેન્ડન્ટ (મણિપુર)

**વડોદરા અને ગુજરાત રાજ્યોની એજન્સી**—વડોદરા અને ગુજરાતના રાજ્યો માટેના રેસિડન્ટ (વડોદરા)

**મધ્યહિંદ**—રેસીડન્ટ (ઈંદોર)
ભોપાલ—પોલીટીકલ એજન્ટ (ભોપાલ)
બુંદેલખંડ—પોલીટીકલ એજન્ટ (નાવગોંગ)
માળવા—પોલીટીકલ એજન્ટ (ઈંદોર)

**પૂર્વનાં રાજ્યો**—રેસીડન્ટ (કલકત્તા)
ગ્વાલિયર, રામપુર અને બનારસ—ગ્વાલિયરમાં રેસિડન્ટ, અને રામપુર તથા બનારસ માટે પોલીટીકલ એજન્ટ (ગ્વાલિયર)

**હૈદ્રાબાદ**—રેસિડન્ટ (હૈદ્રાબાદ)

**કાશ્મીર**—રેસિડન્ટ (શ્રીનગર)

**કોલ્હાપુર અને દક્ષિણનાં રાજ્યોની એજન્સી**—કોલ્હાપુર અને દક્ષિણના રાજ્યો માટે રેસિડન્ટ (કોલ્હાપુર)

**મદ્રાસનાં રાજ્યો**—રેસિડન્ટ (ત્રિવેન્દ્રમ)

**મહિસુર**—રેસિડન્ટ (બેંગલોર)

**પંજાબનાં રાજ્યો**–રેસિડન્ટ (લાહોર)
પંજાબ હિલ સ્ટેટ્સ. પોલીટીકલ એજન્ટ (સિમલા)

**રજપુતાના**–રેસિડન્ટ (માઉન્ટ આબુ)
પૂર્વ રજપુતાનાનાં રાજ્યો–પોલીટીકલ એજન્ટ (ભરતપુર)
જયપુર. રેસિડન્ટ (જયપુર)
મેવાડ રેસિડન્ટ (ઉદયપુર) અને દક્ષિણ રજપુતાનાનાં રાજ્યો માટે પોલીટીકલ એજન્ટ (ઉદયપુર)
પશ્ચિમ રજપુતાનાનાં રાજ્યો રેસિડન્ટ (જોધપુર)

**પશ્ચિમ હિંદનાં રાજ્યો**–રેસિડન્ટ (રાજકોટ)
પૂર્વ કાઠિયાવાડ એજન્સી પોલીટીકલ એજન્ટ (વઢવાણ)
સાબરકાંઠા પોલીટીકલ એજન્ટ (સાદરા)
પશ્ચિમ કાઠિયાવાડ એજન્સી પોલીટીકલ એજન્ટ (રાજકોટ)

## બહારના ખાતા સાથે સંબંધ ધરાવતી નિમણૂકો

**બલુચિસ્તાન**–એજન્ટ ટુ ધી ગવર્નર–જનરલ, રેસિડન્ટ અને ચીફ કમિશ્નર (કવેટા)
કલાત પોલીટીકલ એજન્ટ અને બોલનઘાટ અને ચગઇ પ્રાંતના પોલીટીકલ એજન્ટ (મસ્તુંગ)

**ભૂતાન**–સીકીમના પોલીટીકલ ઓફીસર (ગંગટોક)

**સરહદ પ્રાંત**–ગવર્નર (પેશાવર)

દર સ્વાત અને ચિત્રલના પોલીટીકલ એજન્ટ (મલકંદ)

**સિક્કિમ**–પોલીટીકલ એજન્ટ (ગંગટોક)

(કૌંસમાં આપેલ નામ દરેક એજન્સીના વડાનું મથક છે)

# હિંદના દેશી રાજાઓને મળતી કાયમી સલામી

## ૨૧ તોપની સલામી

વડોદરાના મહારાજા ગાયકવાડ
ગ્વાલિયરના મહારાજા સિંધિયા
હૈદ્રાબાદના નિઝામ
જમ્મુ અને કાશ્મીરના મહારાજા
માઇસોરના મહારાજા

## ૧૯ તોપની સલામી

ભોપાળના નવાબ
ઇંદોરના મહારાજા હોલ્કર
ખિલાતના ખાન (વલી)
કોલ્હાપુરના મહારાજા
ત્રાવણકોરના મહારાજા
ઉદેપુરના મહારાજા

## ૧૭ તોપની સલામી

ભાવલપુરના નવાબ
ભરતપુરના મહારાજા
બિકાનેરના મહારાજા
બુંદીના મહારાવ રાજા
કોચીનના મહારાજા
કચ્છના મહારાવ
જયપુરના મહારાજા
કરૌલીના મહારાજા
કોટાના મહારાવ
જોધપુર (મારવાડ)ના મહારાજા
પતિયાળાના મહારાજા
રેવાના મહારાજા
ટોંકના નવાબ

## ૧૫ તોપની સલામી

અલ્વરના મહારાજા
બાંસવાડાના મહારાવલ
દતિયાના મહારાજા
દેવાસ (સિનિયર)ના મહારાજા
દેવાસ (જુનિયર)ના મહારાજા
ધારના મહારાજા
ધોલપુરના મહારાજ રાણા
ડુંગરપુરના મહારાવળ
ઇડરના મહારાજા
જેસલમીરના મહારાવળ
ખેરપુરના મીર
કિસનગઢના મહારાજા
ઓરછાના મહારાજા
પ્રતાપગઢના મહારાવત
રામપુરના નવાબ
સીકીમના મહારાજા
શિરોહીના મહારાવ

## ૧૩ તોપની સલામી

બનારસના મહારાજા
ભાવનગરના મહારાજા
કૂચબિહારના મહારાજા
ધ્રાંગધ્રાના મહારાજા
જાવરાના નવાબ
ઝાલાવાડના મહારાજા રાણા
ઝીંદના મહારાજા
જુનાગઢના નવાબ
કપુરથલાના મહારાજા
નભાના મહારાજા
નવાનગરના મહારાજા જામસાહેબ
પાલનપુરના નવાબ
પોરબંદરના મહારાજા રાણાસાહેબ
રાજપીપળાના મહારાજા
રતલામના મહારાજા
ત્રિપુરાના મહારાજા

## ૧૧ તોપની સલામી

અજયગઢના મહારાજા
અલિરાજપુરના રાજા
બઉનીના નવાબ
બરવાણીના રાણા
બિજાવરના મહારાજા
બિલાસપુરના રાજા
ખંભાતના નવાબ
ચંબાના રાજા
ચરખરીના મહારાજા
ચત્તરપુરના મહારાજા
ચિત્રાળના મહેતર
ફરીદકોટના રાજા
ગોંડળના મહારાજા
જંજીરાના નવાબ
ઝાબુઆના રાજા
માલરકોટલાના નવાબ
મંડીના રાજા
મણિપુરના મહારાજા
મોરબીના મહારાજા
નરસિંગઢના મહારાજા

પન્નાના મહારાજા
પુદુકોટાના મહારાજા
રાધનપુરના નવાબ
રાજગઢના રાજા
સલિયાનના રાજા
સંથારના રાજા
સીરમુરના મહારાજા
સીતામઉના રાજા
સુકેતના રાજા
તેહરીના રાજા
વાંકાનેરના મહારાણા રાજસાહેબ

## ૯ તોપોની સલામી

વાડાસિનોરના નવાબ
બગનપેલના નવાબ
વાંસદાના રાજા
વરાંધના રાજા
બારિયાના રાજા
બોરના રાજા
છોટાઉદેપુરના રાજા
દાંતાના મહારાણા
ધરમપુરના રાજા
ધ્રોળના ઠાકોરસાહેબ
જવહરના રાજા
કલહંદીના રાજા
હૈપોના સાબાવા
કાંગટુંગના સાબાવા
ખિલ્ચપુરના રાવબહાદુર
લીંબડીના ઠાકોરસાહેબ
લોહારૂના નવાબ
લુણાવાડાના રાજા
મયુરભંજના મહારાજા
મુધોલના રાજા
નાગોડના રાજા
પાલીતાણાના ઠાકોરસાહેબ
પટણાના મહારાજા
રાજકોટના ઠાકોરસાહેબ
સચીનના નવાબ
સાંગલીના ચીફ
સંતના રાજા
સાંવતવાડીના સર દેસાઇ
શાહપુરાના રાજા
સોનપુરના મહારાજા
વઢવાણના ઠાકોરસાહેબ
યાંગ્વેના સાબાવા

# તોપોની સલામીનું અંગતમાન

## ૧૭ તોપોની સલામી

ધોલપુર, લેફ્ર કર્નલ.
હિઝહાઇનેસ સર ઉદયભાણસિંહ

## ૧૫ તોપોની સલામી

ઝીંદ, હિઝહાઇનેસ મહારાજા
સર રણવીરસિંગ
રાજેન્દ્ર બહાદુર.
જુનાગઢ, હિઝહાઇનેસ નવાબ સર
મહમદ રસુલખાન
કપુરથલા સર જગતજીતસિંગ
બહાદુર

## ૧૧ તોપોની સલામી

આગાખાન સર સુલતાન
મહમદશાહ.
બારિયાના રાજા હિઝહાઇનેસ
સર રણજીતસિંગ માનસિંગ
ધરમપુર, હિઝહાઇનેસ સર
વિજય મોહનદેવજી
સાંગલી, સર ચિંતામણરાવ

## ૯ તોપોની સલામી

બશારના રાજા પદ્મસિંગ

## તોપોની સલામી (સ્થાનિક)

## ૨૧ તોપોની સલામી

ભોપાળના નવાબ
ઇંદોરના મહારાજા હોલ્કર
ઉદેપુર (મેવાડ)ના મહારાજા.

## ૧૯ તોપોની સલામી

ભરતપુરના મહારાજા
બિકાનેરના મહારાજા
કચ્છના મહારાવ
જયપુરના મહારાજા
જોધપુરના મહારાજા
પતિયાળાના મહારાજા

## ૧૭ તોપોની સલામી

અલ્વરના મહારાજા
ખૈરપુરના મીર

## ૧૫ તોપોની સલામી

બનારસના મહારાજા
ભાવનગરના મહારાજા
ઝીંદના મહારાજા
જુનાગઢના નવાબ
કપુરથલાના મહારાજા
નભાના મહારાજા
નવાનગરના મહારાજા જામસાહેબ
રતલામના મહારાજા

## ૧૩ તોપોની સલામી

જંજીરાના નવાબ

## ૧૧ તોપોની સલામી

સાંવતવાડીના રાજા

## મુખ્ય દેશી રાજ્યો

| | ક્ષેત્રફળ ચો. મા. | સરેરાશ વાર્ષિક આવક (રૂ.) | સરકારને ખંડણી (રૂ.) |
|---|---|---|---|
| **આસામ** | | | |
| મણિપુર | ૮,૬૩૮ | ૭,૬૮,૦૦૦ | ૩૦,૦૦૦-૦-૦ |
| **બલુચિસ્તાન** | | | |
| કલાત | ૭૩,૨૭૮ | ૧૪,૪૦,૦૦૦ | ...... |
| **વડોદરા અને ગુજરાતનાં રાજ્યો** | | | |
| વડોદરા | ૮,૧૬૪ | ૨,૩૮,૩૭,૦૦૦ | ...... |
| વાડાસિનોર | ૧૮૯ | ૨,૮૩,૮૨૦ | ૯,૭૬૬-૦-૦ |
| વાંસદા | ૨૧૫ | ૭,૩૮,૦૦૦ | ૧૫૪-૦-૦ |
| બારિયા | ૮૧૩ | ૧૧,૭૪,૦૦૦ | ૨૧,૯૨૪-૦-૦ |
| ખંભાત | ૩૯૨ | ૧૩,૦૭,૪૬૨ | ...... |
| છોટાઉદેપુર | ૮૯૦ | ૧૧,૨૬,૦૦૦ | ૯,૦૦૦-૦-૦ |
| ધરમપુર | ૭૦૪ | ૮,૭૨,૫૫૧ | ...... |
| જવ્હાર | ૩૦૮ | ૪,૨૨,૦૦૦ | ૯,૨૩૧-૦-૦ |
| લુણાવાડા | ૩૮૮ | ૫,૬૦,૦૦૦ | ...... |
| રાજપીપળા | ૧,૫૧૭ | ૨૫,૫૪,૪૦૬ | ...... |
| સચીન | ૪૯ | ૩,૭૯,૦૦૦ | ...... |
| સંત | ૩૯૪ | ૩,૯૦,૮૧૯ | ૫,૩૮૫-૦-૦ |
| **ભૂતાન** | | | |
| ભૂતાન | ૧૮,૦૦૦ | ૩,૫૦,૦૦૦ | ...... |
| **મધ્યહિંદ (ભોપાળ એજન્સી)** | | | |
| ભોપાળ | ૬,૯૨૪ | ૮૦,૦૦,૦૦૦ | ૧,૬૧,૨૯૦-૫-૦ |
| દેવાસ (સિનિયર) | ૪૪૯ | ૬,૫૦,૦૦૦ | ૧૪,૩૩૭-૪-૭ |
| દેવાસ (જુનિયર) | ૪૧૯ | ૬,૮૩,૦૦૦ | ૧૪,૨૩૭-૪-૭ |
| ખિલ્ચિપુર | ૨૭૩ | ૨,૯૨,૦૦૦ | ૧૧,૧૩૪-૩- |
| નરસિંહગઢ | ૭૩૪ | ૭,૪૨,૦૦૦ | ...... |
| રાજગઢ | ૯૬૨ | ૧૦,૭૯,૦૦૦ | ...... |
| **મધ્યહિંદ (બુંદેલખંડ એજન્સી)** | | | |
| અજયગઢ | ૮૦૨ | ૩,૪૫,૦૦૦ | ૭,૦૧૩-૧૨-૦ |
| બાઉનિ | ૧૨૧ | ૧,૫૦,૦૦૦ | ...... |
| બરોંધા | ૨૧૮ | ૫૩,૦૦૦ | ...... |
| ચરખરી | ૮૮૦ | ૬,૩૦,૦૦૦ | ૮,૫૮૩-૯-૬ |
| છતરપુર | ૧,૧૩૦ | ૭,૫૫,૦૦૦ | ...... |
| દતિયા | ૯૧૨ | ૧૩,૬૬,૦૦૦ | ...... |
| મૈહર | ૪૦૭ | ૪,૦૮,૦૦૦ | ...... |

| | | | |
|---|---|---|---|
| નાગોડ | ૫૦૧ | ૨,૩૬,૦૦૦ | ...... |
| ઓરછા | ૨,૦૮૦ | ૧૩,૮૨,૦૦૦ | ...... |
| પના | ૨,૫૯૬ | ૮,૬૬,૦૦૦ | ૯,૯૫૫-૦-૦ |
| સંથાર | ૧૭૮ | ૩,૫૦,૦૦૦ | ...... |
| **મધ્યહિંદ (ઇંદોર એજન્સી)** | | | |
| ઇંદોર | ૯,૯૦૨ | ૧૨૬,૪૫,૦૦૦ | ...... |
| રેવા | ૧૩,૦૦૦ | ૫૧,૮૦,૦૦૦ | ...... |
| **મધ્યહિંદ (માળવા)** | | | |
| અલિરાજપુર | ૮૩૬ | ૪,૯૬,૦૦૦ | ૧,૨૭૧-૦-૦ |
| બરવાણી | ૧,૧૭૮ | ૧૦,૮૩,૦૦૦ | ૩,૩૮૯-૦-૦ |
| ધાર | ૧,૮૦૦ | ૧૭,૬૦,૦૦૦ | ૬,૬૦૧-૦-૦ |
| જાવરા | ૬૦૨ | ૧૨,૪૪,૦૦૦ | ૧,૩૭,૧૨૭-૦-૦ |
| ઝાબુઆ | ૧,૩૩૬ | ૪,૨૮,૦૦૦ | ૧,૨૭૧-૦-૦ |
| રતલામ | ૬૯૩ | ૧૦,૦૦,૦૦૦ | ૪૨,૦૦૦-૦-૦ |
| સૈલાના | ૨૯૭ | ૨,૬૧,૦૦૦ | ૨૧,૦૦૦-૦-૦ |
| સિતામઉ | ૨૦૨ | ૨,૭૧,૦૦૦ | ...... |
| **પૂર્વનાં રાજ્યો (બંગાળ સ્ટેટ્સ એજન્સી)** | | | |
| કૂચબિહાર | ૧,૩૧૮ | ૨૬,૯૩,૦૦૦ | ૬૭,૭૦૦-૧૫-૦ |
| ત્રિપુરા | ૪,૧૧૬ | ૨૬,૪૪,૦૦૦ | ...... |
| મયૂરભંજ | ૪,૨૪૩ | ૨૯,૪૧,૦૦૦ | ૧,૦૬૮—૦-૦ |
| **પૂર્વનાં રાજ્યો (છત્તિસગઢ સ્ટેટ્સ એજન્સી)** | | | |
| કલહંદી | ૩,૭૪૫ | ૬,૨૫,૦૦૦ | ૧૬,૦૦૦—૦-૦ |
| પટણા | ૨,૫૧૧ | ૯,૦૭,૦૦૦ | ૧૩,૦૦૦—૦-૦ |
| **પૂર્વનાં રાજ્યો (ઓરિસ્સા સ્ટેટ્સ એજન્સી)** | | | |
| સોનેપુર | ૯૩૬ | ૪,૯૨,૦૦૦ | ૧૨૦૦૦—૦-૦ |
| **ગ્વાલિયર બનારસ અને રામપુર** | | | |
| ગ્વાલિયર | ૨૬,૩૬૭ | ૨,૬૭,૬૫,૦૦૦ | ...... |
| બનારસ | ૮૭૫ | ૧૯,૩૮,૩૦૮ | ૨,૧૯,૦૦૦—૦-૦ |
| રામપુર | ૮૯૨ | ૪૫,૫૦,૦૦૦ | ...... |
| **હૈદ્રાબાદ** | ૮૨,૬૯૮ | ૮,૪૨,૧૩,૦૦૦ | ...... |
| **જમ્મુ અને કાશ્મીર** | ૮૫,૮૮૫ | ૨,૫૪,૭૯,૦૦૦ | બે કાશ્મીરી શાલ તથા ત્રણ રૂમાલ |
| **કોલ્હાપુર અને દક્ષિણનાં રાજ્યો** | | | |
| કોલ્હાપુર | ૩,૨૧૭ | ૪૯,૯૦,૦૦૦ | ...... |
| ભોર | ૯૧૦ | ૫,૭૦,૦૦૦ | ૪,૬૮૪—૦-૦ |
| જંજીરા | ૩૭૯ | ૧૧,૬૦,૦૦૦ | ...... |
| મુધોલ | ૩૬૮ | ૩,૩૬,૦૦૦ | ૨,૬૭૨—૦-૦ |

| | | | |
|---|---|---|---|
| સાંગલી | ૧,૧૩૬ | ૧૫,૩૫,૦૦૦ | ...... |
| સાંવતવાડી | ૯૩૦ | ૬,૬૬,૦૦૦ | ...... |
| **મદ્રાસનાં રાજ્યો** | | | |
| કોચીન | ૧,૪૮૦ | ૮૭,૫૮,૦૦૦ | ૨,૦૦,૦૦૦—૦–૦ |
| પુદુકોટા | ૧,૧૭૯ | ૨૦,૪૭,૦૦૦ | ...... |
| ત્રાવણકોર | ૭,૬૨૫ | ૨,૪૫,૨૮,૦૦૦ | ૭,૯૬,૪૩૦—૦–૦ |
| મહીસુર | ૨૯,૪૭૫ | ૩,૬૬,૯૬,૦૦૦ | ૨૪,૫૦,૦૦૦—૦–૦ |
| **સરહદપ્રાંત** | | | |
| ચિત્રાલ | ૪,૦૦૦ | આંકડામળ્યા નથી | હિંદી સરકાર તરફથી એલાવન્સ મળે છે. |
| **પંજાબનાં રાજ્યો** | | | |
| ભાવલપુર | ૧૬,૪૩૪ | ૪૨,૫૬,૦૦૦ | ...... |
| ચંબા | ૩,૧૨૭ | ૯,૧૪,૦૦૦ | ૨,૩૦૭—૪–૦ |
| ફરીદકોટ | ૬૪૩ | ૧૭,૮૪,૦૦૦ | ...... |
| ઝીંદ | ૧,૨૬૮ | ૨૫,૨૩,૦૦૦ | ...... |
| કપુરથલા | ૫૯૯ | ૩૨,૪૯,૦૦૦ | ...... |
| ખૈરપુર | ૬,૦૬૦ | ૨૧,૯૯,૦૦૦ | ...... |
| લોહારુ | ૨૨૬ | ૧,૧૯,૦૦૦ | ...... |
| માલરકોટલા | ૧૬૫ | ૮,૭૭,૦૦૦ | ...... |
| મંડી | ૧,૧૩૯ | ૧૨,૦૬,૦૦૦ | ૧,૦૦,૦૦૦—૦–૦ |
| નાભા | ૯૪૭ | ૨૭,૯૧,૦૦૦ | ...... |
| પતિયાળા | ૫,૯૪૨ | ૧,૩૮,૭૫,૦૦૦ | ...... |
| સુકેત | ૪૨૦ | ૨,૬૦,૦૦૦ | ૧૧,૦૦૦—૦–૦ |
| **રજપૂતાના (રજપૂતાના એજન્સી)** | | | |
| બિકાનેર | ૨૩,૩૧૭ | ૧,૨૨,૬૪,૦૦૦ | ...... |
| શિરોહી | ૧,૯૬૪ | ૧૦,૦૩,૦૦૦ | ...... |
| સિક્કિમ | ૨,૮૧૮ | ૪,૭૨,૦૦૦ | ...... |
| **પશ્ચિમ હિંદનાં રાજ્યો** | | | |
| ભાવનગર | ૨,૯૬૧ | ૧,૪૭,૭૬,૨૭૩ | ૧,૨૮,૦૬૦—૦–૦ |
| કચ્છ | ૮,૨૪૯ | ૨૬,૩૩,૨૭૦ | ૨,૨૫૭–૧૫–૦ |
| ધ્રાંગધ્રા | ૧,૧૬૭ | ૨૩,૦૦,૦૦૦ | ૪૦,૬૭૧—૦–૦ |
| ધ્રોળ | ૨૮૨ | ૨,૫૨,૭૦૮ | ...... |
| ગોંડળ | ૧,૦૨૪ | ૫૦,૦૦,૦૦૦ | ૪૯,૦૯૬—૦–૦ |
| ઇડર | ૧,૬૬૯ | ૨૧,૦૦,૦૦૦ | ...... |
| જંજીરા | ૩૭૯ | ૧૦,૦૦,૦૦૦ | ...... |
| જુનાગઢ | ૩,૩૩૭ | ૧,૧૦,૦૦,૦૦૦ | ૨૮,૩૯૪—૦–૦ |
| લીંબડી | ૩૪૩ | ૭,૮૯,૭૦૭ | ૫૪,૫૧૭—૧–૦ |

| | | | |
|---|---|---|---|
| મોરબી | ૮૨૨ | ૫૬,૩૯,૦૦૦ | ૯,૨૬૩—૦—૦ |
| નવાનગર | ૩,૭૯૧ | ૯૨,૬૭,૫૦૭ | ૫૦,૩૧૨—૦—૦ |
| પાલીતાણા | ૨૮૯ | ૮,૧૨,૦૦૦ | ...... |
| પોરબંદર | ૬૪૨ | ૨૦,૦૦,૦૦૦ | ૨૧,૩૦૨—૦—૦ |
| રાધનપુર | ૧,૧૫૦ | ૫,૮૭,૦૦૦ | ...... |
| રાજકોટ | ૨૮૨ | ૧૪,૦૪,૫૯૭ | ૧૮,૯૯૧—૦—૦ |
| વઢવાણ | ૨૪૨ | ૫,૭૦,૦૦૦ | ૨૬,૦૦૯—૮—૮ |
| વાંકાનેર | ૪૧૭ | ૭,૩૫,૦૦૦ | ૧૭,૪૨૨—૦—૦ |
| **પંજાબ હિલ સ્ટેટ્સ** | | | |
| બશર | ૩,૪૩૯ | ૪,૨૫,૦૦૦ | ૩,૯૪૫—૦—૦ |
| વિલાસપુર | ૪૫૩ | ૨,૯૦,૦૦૦ | ૮,૦૦૦—૦—૦ |
| સિરમુર (નાહન) | ૧,૧૦૦ | ૧૭,૫૦,૦૦૦ | ...... |
| તેહરી—ગઢવાલ | ૪,૫૦૨ | ૨૦,૩૪,૦૦૦ | ...... |
| **રજપૂતાના (પૂર્વનાં રજપૂતાનાનાં રાજ્યો)** | | | |
| ભરતપુર | ૧,૯૭૨ | ૩૩,૭૪,૦૦૦ | ...... |
| બુંદી | ૨,૨૨૦ | ૧૨,૧૯,૦૦૦ | ૧,૨૦,૦૦૦—૦—૦ |
| ધોલપુર | ૧,૧૭૩ | ૧૫,૭૬,૦૦૦ | ...... |
| ઝાલાવાડ | ૮૧૩ | ૭,૩૫,૦૦૦ | ૩૦,૦૦૦—૦—૦ |
| કરોલી | ૧,૨૪૨ | ૭,૨૧,૦૦૦ | ...... |
| કોટા | ૫,૬૮૪ | ૪૭,૯૩,૦૦૦ | ૨,૩૪,૭૨૦—૦—૦ |
| **રજપૂતાના (જયપુર એજન્સી)** | | | |
| અલ્વર | ૩,૧૫૮ | ૩૪,૦૪,૦૦૦ | ...... |
| જયપુર | ૧૬,૬૮૨ | ૧,૩૪,૬૩,૦૦૦ | ૪,૦૦,૦૦૦—૦—૦ |
| કીસનગઢ | ૮૫૮ | ૭,૫૦,૦૦૦ | ...... |
| શાહપુરા | ૪૦૫ | ૪,૩૨,૦૦૦ | ૧૦,૦૦૦—૦—૦ |
| ટોંક | ૨,૫૫૩ | ૨૨,૪૯,૦૦૦ | ...... |
| **રજપૂતાના (મારવાડ અને દક્ષિણ રજપૂતાનાનાં રાજ્યો)** | | | |
| બાંસવાડા | ૧,૯૪૬ | ૪,૧૩,૦૦૦ | ૧૭,૫૦૦—૦—૦ |
| ડુંગરપુર | ૧,૪૬૦ | ૬,૩૭,૦૦૦ | ૧૭,૫૦૦—૦—૦ |
| પ્રતાપગઢ | ૮૮૯ | ૫,૮૭,૦૦૦ | ૩૬,૩૫૦—૦—૦ |
| ઉદેપુર | ૧૨,૭૫૩ | ૭૩,૩૨,૦૦૦ | ૨,૬૬,૦૦૦—૦—૦ |
| **રજપૂતાના (પશ્ચિમ રજપૂતાનાનાં રાજ્યો)** | | | |
| દાંતા | ૩૪૭ | ૨,૦૧,૦૦૦ | ...... |
| જેસલમીર | ૧૬,૦૬૨ | ૪,૩૪,૦૦૦ | ...... |
| જોધપુર | ૩૬,૦૭૧ | ૧,૫૮,૩૨,૦૦૦ | ૨,૧૩,૦૦૦—૦—૦ |
| પાલણપુર | ૧,૧૭૪ | ૧૧,૩૪,૦૦૦ | ...... |

# દેશી રાજ્યોના રાજ્યકર્તાઓ

**મણિપુર** : આસામનું પહાડી રાજ્ય; અત્યારના મહારાજા હિઝ હાઇનેસ ચૂડચંદ્રસિંહ છે. રાજ્યનું ક્ષેત્રફળ ૮,૬૩૮ ચો. મા. છે. રાજધાની ઇમ્ફાલ.

**કલાત** : બલુચિસ્તાન એજન્સીમાં આવેલું દેશી રાજ્ય. અત્યારના રાજ્યકર્તા કેપ્ટન હિઝ હાઇનેસ બેગ્લર બેગી મીર સર આહમદ યારખાન જી. સી. આઇ. ઇ. છે. રાજધાની કલાત.

**વડોદરા** : અંશતઃ ગુજરાતમાં તથા અંશતઃ કાઠિયાવાડમાં આવેલું છે. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ મહારાજા સર પ્રતાપસિંહરાવ ગાયકવાડ સેના ખાસખેલ શમશેર બહાદુર છે.

**રાજપીપળા** : ગુજરાત સ્ટેટ્સ એજન્સીનું અગ્રગણ્ય રાજ્ય છે. અત્યારના રાજ્યકર્તા મેજર હિઝ હાઇનેસ મહારાણાશ્રી સર વિજયસિંહજી છત્રસિંહજી, કે. સી. એસ. આઇ. છે.

**ભૂતાન** : અત્યારના મહારાજા હિઝ હાઇનેસ સર જીગ્મે વાંગચુક, કે. સી. આઇ. ઇ. છે. રાજધાનીનું શહેર પુનાખા. ભૂતાનનો વિસ્તાર હિમાલયના મધ્ય પ્રદેશના દક્ષિણના ઢોળાવ તરફ ૧૯૦ માઇલ પશ્ચિમ છે.

**ભોપાળ** : મધ્યહિંદમાં આવેલ મુખ્ય મુસલમાની રાજ્ય છે. હિંદના મુસલમાની રાજ્યોમાં અગત્યતાની દૃષ્ટિએ તેનું સ્થાન હૈદ્રાબાદ પછીનું આવે છે. અત્યારના શાસક વંશની સ્થાપના ૧૭૦૮માં દોસ્ત-મહમદ નામના અફઘાને કરી હતી. અત્યારના રાજ્યકર્તા લેફ. કર્નલ હિઝ હાઇનેસ સર મહમદ હમીદુલ્લાખાન બહાદુર જી. સી. એસ. આઇ, જી. સી. આઇ. ઈ, સી. વી. ઓ. બી. એ. છે.

**ઈંદોર** : હોલ્કર વંશના સ્થાપક મલ્હારરાવનો જન્મ ૧૬૯૪માં થયો હતો. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ મહારાજા યશવંતરાવ હોલ્કર બહાદુર, જી. સી. આઇ. ઇ. કે. સી. એસ. આઈ. છે. મધ્ય હિંદમાં ઈંદોર મોટામાં મોટું રાજ્ય છે.

**કૂચબિહાર** : કૂચબિહારનો રાજવંશ ઘણે ભાગે 'કોચ' નામની અનાર્ય જાતિનો છે. આ લોકો ટિબેટ અથવા દ્રાવિડિયન છે અને ઇશાન સરહદ પર મોટા પ્રમાણમાં છુટાછવાયા મળી આવે છે. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ મહારાજા જગદીપેન્દ્ર નારાયણ ભૂપબહાદુર છે. તે ૧૯૨૨ ના ડીસેમ્બરની ૨૦ મી તારીખે ગાદીએ આવ્યા છે.

**ગ્વાલિયર** : ગ્વાલિયર રાજ્યના સ્થાપક સિંધિયા વંશ મરાઠા ઇતિહાસમાં ખૂબ પ્રસિદ્ધ છે. હિંદના અઢારમી સદીના ઇતિહાસનો તે સર્જક હતો. તેની શરૂઆત રાણોજી સિંધિયાથી થાય છે. ત્યાર પછીની મહાન વ્યક્તિ માધોજી સિંધિયા હતા. તે પોતાના સમયમાં મહાન સૈનિક, વ્યવસ્થાપક તથા રાજપટુ પુરુષ હતા. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ મહારાજા જ્યોર્જ જીવાજીરાવ સિંધિયા બહાદુર છે.

**બનારસ** : ૧૯૧૧ના એપ્રિલની ૧લી તારીખે આ રાજ્યની સ્થાપના કરવામાં આવી. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ મહારાજા વિભૂતિ નારાયણસિંહ બહાદુર છે.

**નભા** : પંજાબના મુખ્ય શીખ રાજ્યો પૈકીનું એક છે. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ મહારાજા પ્રતાપસિંહ માલવેન્દ્ર બહાદુર છે.

**હૈદ્રાબાદ** : મીર કમરૂદીન અલીખાને આ રાજ્યની સ્થાપના કરી. તેઓ ઔરંગઝેબના સરદારના પુત્ર હતા. અત્યારના રાજ્યકર્તા લેફ. જનરલ, હિઝ એક્ઝોલ્ટેડ હાઇનેસ અસફઝા મુઝફર–ઉલ–મુલ્ક વલ મામલિક નિઝામ–ઉલ–મુલ્ક નિઝામ–ઉદ–દૌલા નવાબ સર મીર ઉસ્માન અલીખાન બહાદુર, ફત્તેહજંગ, જી. સી. એસ. આઈ, જી. બી. ઇ, હૈદ્રાબાદ અને વરાડના નિઝામ છે.

**જમ્મુ અને કાશ્મીર** : હિમાલયના વાયવ્ય ખૂણામાં આવેલું છે અને તેનો વિસ્તાર લગભગ ૮૫,૦૦૦ ચોરસ માઇલનો છે. ક્ષેત્રફળની દૃષ્ટિએ વસ્તુતઃ તે મોટામાં મોટું દેશી રાજ્ય છે. અત્યારના રાજ્યનું સંગઠન કાશ્મીરના ગવર્નર ગુલાબસિંહે, શીખ રાજાઓના સમયમાં કર્યું હતું. બ્રિટિશોએ શીખોને પંજાબમાં હરાવ્યા પછી, શીખ રાજા યુદ્ધનું ખર્ચ ન આપી શકયા ત્યારે બ્રિટિશોને ૭૫ લાખ રૂપિયા આપીને ગુલાબસિંહે આ રાજ્ય ખરીદી લીધું. અત્યારના મહારાજા લેફ. જનરલ હિઝ હાઇનેસ મહારાજા સર હરિસિંગ જી. સી. એસ. આઇ, જી. સી. આઇ. ઈ. કે. સી. વી. ઓ. એ. ડી. સી. છે.

**કોલ્હાપુર** : મહાન શિવાજીના પુત્ર રાજારામ (પહેલા)ની વીરાંગના પત્ની તારાબાઇએ આ રાજ્યની સ્થાપના કરી છે. રાજ્યકર્તાઓ છત્રપતિ મહારાજ કહેવાય છે.

**કોચીન** : ઉત્તરે મલબાર પ્રાંત અને દક્ષિણે ત્રાવણકોર વચ્ચે આવેલું છે. હિંદી મહાસાગર તેની પશ્ચિમની સરહદ છે. તેનું ક્ષેત્રફળ ૧,૪૮૦ માઇલનું છે. રાજ્યનો ત્રીજો ભાગ જંગલો છે. તેનું બંદર સારૂં છે. અત્યારના મહારાજા હિઝ-હાઇનેસ સર શ્રી રામવર્મા, જી. સી. આઈ. ઈ. છે.

**ત્રાવણકોર** : દેશી રાજ્યોમાં છેક હિંદની દક્ષિણમાં આવેલું છે હિંદી દ્વીપકલ્પનો દક્ષિણ-પશ્ચિમ ભાગ રોકે છે. દક્ષિણ હિંદનો તે બહુ રમણીય પ્રદેશ છે. તેમાં વિશાળ ટેકરીઓનો પ્રદેશ અસંખ્ય નદીઓ તથા જંગલો છે. શિક્ષિતતા તથા સ્ત્રી કેળવણીની દૃષ્ટિએ તે હિંદમાં સૌથી આગળ પડતું રાજ્ય તથા પ્રાંત છે. પુરૂષોની શિક્ષિતતાનું પ્રમાણ ૪૦ ટકા તથા સ્ત્રીઓની શિક્ષિતતાનું પ્રમાણ ૭૧ ટકા જેટલું ઉંચુ છે. અત્યારના મહારાજા હિઝ-હાઇનેસ સર પદ્મનાભદાસ વંચીપાલ સર બલરામ વર્મા જી. સી. આઈ. ઈ. છે.

**મહિસુર** : દક્ષિણ હિંદમાં આવેલું એક હિંદુ રાજ્ય. અત્યારનો રાજ્યવંશ ઇ. સ. ૧૩૯૯માં શરૂ થયો છે. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ મહારાજા શ્રી જયચામરાજ વડિયાર બહાદુર છે. આ રાજ્ય હિંદમાં સોનું ઉત્પન્ન કરનાર મુખ્ય કેન્દ્ર છે. કોલરની સોનાની ખાણમાંથી આ ધાતુ મળી આવે છે.

**કપુરથલા** : અત્યારના રાજ્યકર્તા રાજ-ઇ-રાજગણ મહારાજા સર જગતજીતસિંહ બહાદુર, જી. સી. એસ. આઈ., જી. સી. આઇ. ઇ., જી. બી. ઇ. છે.

**પતિયાળા** : પંજાબનું અગ્રગણ્ય રાજ્ય છે અને શીખ રાજ્યોમાં સૌથી મોટું તથા સૌથી અગત્યનું છે. પતિયાળાનો રાજવંશ ચંદ્રવંશી છે. તે અફગાનિસ્તાનમાં ગીઝની શહેરની છઠ્ઠા સૈકામાં સ્થાપના કરનાર મહારાજા ગઝના વંશજો હોવાનું મનાય છે. અત્યારના રાજ્યકર્તા મહારાજા યાદવેન્દ્રસિંહ છે.

**અલવર** : રજપુતાનામાં આવેલું દેશી રાજ્ય. ક્ષેત્રફળ ૩,૧૫૮ ચો. મા. છે. અલવરના રાજ્યકર્તા કચ્છવાહા રજપુત છે. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ મહારાજા સવાઇ તેજસિંધી બહાદુર છે.

**જયપુર** : જયપુરના મહારાજા રજપુતોની કચ્છવાહા શાખાના આગેવાન છે અને તેઓ સૂર્યવંશી છે. રામના પુત્ર કુશના વંશના હોવાનો તેમનો દાવો છે. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ મહારાજાધિરાજ સવાઇ સર માનસિંહ બહાદુર છે. તે ૧૯૨૨ના ૭મી સપ્ટેમ્બરે ગાદીએ આવ્યા છે. વસ્તી, દોલત તથા સામાન્ય પ્રગતિમાં જયપુર, રજપુતાના રાજ્યોમાં આગળ પડતું છે.

**નવાનગર** : કાઠિયાવાડના વાયવ્ય ખૂણામાં, કચ્છના અખાતના દક્ષિણ કિનારા પર આવેલું કાઠિયાવાડનું મોટામાં મોટું રાજ્ય છે. નવાનગરના રાજાઓ જાડેજા રજપુતો છે. અને તેઓ યદુવંશી છે. ૧૫૩૫-૩૭માં કચ્છના રાજાના ભાઈ જામરાવળે સોરઠ તરીકે જાણીતો થયેલ કાઠિયાવાડનો ભાગ જીતી લઈ નવાનગરની સ્થાપના કરી. તેનું બીજું નામ જામનગર છે. અત્યારના રાજ્યકર્તા લેફ. કર્નલ. હિઝ હાઇનેસ મહારાજા જામશ્રી સર દિગ્વિજયસિંહજી રણજીતસિંહજી જાડેજા, કે. સી. એસ. આઈ. છે.

**ઉદેપુર** : હિંદના રજપૂત રાજાઓમાં ઉદેપુરનું કુટુંબ દરજ્જા તથા માનમરતબામાં ઊંચામાં ઊંચું છે. હિંદુઓ મહારાજાને રામના પ્રતિનિધિ માને છે. રામના વંશજ કનકસેને ઇ. સ. ૧૪૪માં અત્યારના વંશની સ્થાપના કરી. હિંદના કોઇ પણ રાજ્યે મુસલમાન આક્રમણ સામે ઉદેપુર જેટલી હિમતભરી કે લાંબી ટક્કર ઝીલી નથી. કોઈ પણ મુસલમાન શહેનશાહ વેરે દીકરી ન પરણાવ્યાની તેઓની મગરૂબી છે. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ મહારાજાધિરાજ મહારાણા સર ભૂપાલસિંહ બહાદુર છે.

**જોધપુર** : રજપુતાનાના ત્રણ મુખ્ય રાજ્યો પૈકીનું એક. મહારાજા રજપુતોના રાઠોડ વિભાગના વડા છે. અત્યારના રાજ્યકર્તા કર્નલ હિઝ હાઇનેસ સર ઉમેદસિંહ બહાદુર છે,

**બીકાનેર** : બીકાનેરના રાજ્યકર્તાઓ રાઠોડ રજપુત છે. જોધપુરના સ્થાપક, મારવાડના રાવ જોધાજીના પુત્ર રાવ વિકાજીએ ૧૪૬૫માં આ રાજ્યની સ્થાપના કરી. રજપુત રાજ્યોમાં તે બીજું તથા હિંદના દેશી રાજ્યોમાં તે સાતમું છે. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ મહારાજા શાર્દૂલસિંહજી બહાદુર છે.

**સિક્કિમ** : અત્યારનો રાજવંશ તિબેટનો હોવાનો તથા ચીનના શાસક વંશ સાથે પોતાના પૂર્વજ ગુરુ તાશી મારફત સંબંધ ધરાવવાનો દાવો કરે છે. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ સર તાશી નામગ્યાલ. કે. સી. આઇ. ઇ. છે.

**ભાવનગર** : કાઠિયાવાડ દ્વીપકલ્પમાં ખંભાતના અખાતના મુખપર આ રાજ્ય આવેલું છે. આ રાજ્યનું મહત્ત્વ તેના બંદરોમાં આવેલું છે. આ બંદરોનો હિંદના કિનારા સાથે મોટો વેપાર છે. અત્યારના મહારાજા લેફ. એચ. એચ. મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજી ભાવસિંહજી છે.

**ગોંડલ** : અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ શ્રી. સર ભગવતસિંહજી સંગ્રામજી, જી. સી. એસ. આઇ. જી. સી. આઇ. ઇ. પશ્ચિમ હિંદ એજન્સીના રાજ્યોમાં આ એક જ રાજ્ય એવું છે કે ત્યાં સ્ત્રી કેળવણી ફરજીઆત છે.

**ભાવલપુર** : પંજાબનું મોટામાં મોટું મુસલમાની રાજ. અત્યારના રાજ્યકર્તા મેજર હિઝ હાઇનેસ નવાબ સર સાદીક મહમદખાન ખાનસાહેબ બહાદુર અબ્બાસી પાંચમા છે.

**રેવા** : મધ્ય હિંદ એજન્સીમાં આવેલું મોટામાં મોટું રાજ્ય. રાજ્યકર્તાઓ પ્રસિદ્ધ સોલંકી વંશના વાઘેલા રજપુતો છે. અત્યારના રાજ્યકર્તા હિઝ હાઇનેસ બંદાવેશ મહારાજા સર ગુલાબસિંહજી બહાદુર, જી. સી.આઈ. ઇ. છે.

**રામપુર** : અઢારમી સદીમાં સ્થપાયું છે. રોહિલખંડના મોટાભાગનો તેમાં સમાવેશ થાય છે. અત્યારના રાજ્યકર્તા હિઝહાઇનેસ નવાબ સર સૈયદ મહમદ રઝાઅલી ખાનબહાદુર છે.

## હિંદનું રક્ષણ

૧૬૮૧માં બંગાળામાં બ્રિટિશ ફોજના માણસોની સંખ્યા ૨૦ હતી, અને તે એક 'કારપોરલ'ના તાબામાં હતી. મુર્શિદાબાદના નવાબે તેટલી જ ફોજની મર્યાદા નક્કી કરી હતી. હિંદના રાજાઓને નેપોલિયન અંગ્રેજો સામે મદદ કરે તે અટકાવવા માટે, અઢારમી સદીના છેલ્લા દશકામાં ત્રણે ઇલાકામાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ પોતાની ફોજો વધારી, ઈસ્ટ ઇન્ડિયા કંપની પાસેથી તાજ પાસે હિંદની સત્તા જતાં, કંપનીના અંગ્રેજી લશ્કરને બ્રિટિશ લશ્કર સાથે ભેળવી દેવામાં આવ્યું. એમ પણ નક્કી કરવામાં આવ્યું કે હિંદમાં બ્રિટિશ લશ્કરની સંખ્યા, કોઈ પણ સમયે ૮૦,૦૦૦ માણસો તથા અધિકારીઓથી વધારે હોવી ન જોઇએ.

હિંદમાં લશ્કર રાખવાના હેતુઓ, ૧૯૧૯ની ઇશર કમીટીના મત મુજબ, નીચે પ્રમાણે ગણી શકાય :

(૧) હિંદની સરહદ પર દેશી દુશ્મનોનું આક્રમણ થતું અટકાવવું અગર હુમલા પાછા વાળવા.

(૨) બ્રિટિશ હિંદમાં અગર તાબાના રાજ્યોમાં સશસ્ત્ર બળવો થતો અટકાવવો.

વેલ્બી કમિશને એવો મત દર્શાવ્યો કે હિંદના લશ્કરી ખર્ચમાં થતો વધારો મુખ્યત્વે ત્રણ કારણોને આભારી છે. (૧) માથાંદીઠ ગણતરીનો વધારો (૨) હિંદમાં બ્રિટિશ લશ્કરની ભરતી (૩) વિલંબની પ્રથાની શરૂઆત.

૧૯૨૩માં નીમાયેલ ઇન્ચેકેપ કમિટીએ લખ્યું કે : "યુનાઇટેડ કિંગડમની બહાર બ્રિટિશ સૈનિકો મોટા પ્રમાણમાં હિંદમાં રહે છે. આ લશ્કરની વ્યવસ્થામાં આશાભર્યા ફેરફારો કર્યા પહેલાં હિંદી સરકાર સાથે તેની સંપૂર્ણ ચર્ચા ચલાવવી જોઇએ અને હિંદને લાગેવળગે છે ત્યાં સુધી આવી દરખાસ્તોનો સંપૂર્ણ વિચાર કરવાની તેને તક મળવી જોઇએ.

વડી ધારાસભામાં પસાર કરવામાં આવેલ ઠરાવની અન્વયે ૧૯૨૭માં હિંદી સરકારે નીચેની બાબતોનો વિચાર કરવા એક કમિટી નીમી.

હિંદના લશ્કરનું હિંદીકરણ કરવાના પ્રમાણની તપાસ કરવી.

હિંદમાં લડાયક તાલીમ માટે કોલેજની સ્થાપના કરવી અને લશ્કરને લગતી બીજી બાબતોની તપાસ કરવી.

કમિટીના છેલ્લા રીપોર્ટમાં નીચેની અગત્યની સૂચનાઓનો સમાવેશ થાય છે.

(૧) ૧૯૫૨ પહેલાં 'કીંગ્સ કમિશન'માં કુલ ૫૦ ટકા હિંદીઓને નીમવા.

(૨) ૧૯૩૨ પહેલાં હિંદમાં લડાયક તાલીમ માટે કૉલેજ ઉઘાડવી. સાઇમન કમિશને ૧૯૨૯માં કરેલા રીપોર્ટમાં હિંદના બ્રિટિશ તથા હિંદી લશ્કરની સત્તા, 'જવાબદાર' પ્રધાનોને સોંપવા સંબંધી બધી દરખાસ્તોનો ભારપૂર્વક ઇન્કાર કર્યો હતો.

ગોળમેજી પરિષદની, રક્ષણ માટે નીમાયેલ સબ કમિટીએ નોંધ કરી હતી કે રક્ષણ સંબંધી જે રાજકીય સિદ્ધાંત ઉપર અમારે મત દર્શાવવાનો છે તે એ છે કે 'હિંદ પોતાનું રક્ષણ સત્વર સંભાળી લે તેવી સ્થિતિમાં હોવું જોઇએ.'

રક્ષણ સબ કમિટીની સૂચના મુજબ, હિંદી સરકારે તજજ્ઞોની એક કમિટી નીમી. તેમાં અધિકારીઓ, બીનઅધિકારીઓ તથા દેશી રાજ્યના પ્રતિનિધિઓનો સમાવેશ થતો હતો. તે વખતના સેનાપતિ સર ફીલીપ ચેટવૂડ તેના પ્રમુખ હતા. કમિટીએ હિંદમાં લડાયક તાલીમ આપનારી કૉલેજની સ્થાપના વિષે વિચાર કરવાનો હતો. કમિટીની પ્રાથમિક સભામાં જ, હિંદી સરકારની વતી પ્રમુખે જાહેર કર્યું કે જે લશ્કરી કૉલેજ સ્થાપવાની હતી તેમા વાર્ષિક ૬૦ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવશે. દેશી રાજ્યના લશ્કરના કેડેટોને તે ઉપરાંત દાખલ કરવામાં આવશે.

આ સભામાં વડા સેનાપતિએ એવી પણ જાહેરાત કરી કે, હિંદી લશ્કરમાં હિંદી યુનિટને લાગેવળગે છે ત્યાં સુધી વાઇસરૉયના કમિશનને કાઢી નાખવાનો હિંદી સરકારે કયારનો નિર્ણય કરી નાખ્યો હતો અને હવે પછી તે જગ્યાઓ હિંદી લશ્કરી એકેડેમીમાંથી ઉત્તીર્ણ થનાર કેડેટોથી ભરવામાં આવશે.

શાહી હિંદી નૌકાસૈન્ય સંબંધી ૧૯૩૭ના કરારોમાં એક વાતની પ્રતીતિ થતી હતી કે, હિંદની સ્થાનિક સરહદ ઉપરાંતના રક્ષણના પગલાંમાં હિંદને સીધો સંબંધ છે. લૉર્ડ ચેટફીલ્ડની કમિટીએ સામાન્ય સિદ્ધાંત તરીકે એવી ભલામણ કરી કે 'હિંદમાં રહેતું લશ્કર ફક્ત સ્થાનિક બચાવ પૂરતું જ નહિ પરંતુ હિંદના બાહ્ય રક્ષણમાં મદદ કરી શકે તેટલું-પૂરતું હોવું જોઇએ. વળી હિંદે એ વાતનો સ્વીકાર કરવો જોઇએ કે, માત્ર પોતાની જમીનની સરહદ અને કાંઠાના સ્થાનિક રક્ષણ પૂરતી જ હિંદની પોતાની

જોખમદારી મર્યાદિત રહે તે તેના હિતની વાત નથી. કમિટીએ લશ્કરના બધા વિભાગોની હિંદમાં રાખવામાં આવતી વાયુટુકડીની તથા શાહી હિંદી નૌકાસૈન્યની પુનર્સંજજતા માટે યોજનાની ભલામણ કરી.

તે વખતના વડા સેનાધિપતિ સર રૉબર્ટ એ. કેસલ્સે ૧૯૩૯ના ૫મી સપ્ટેમ્બરે અખિલ હિંદ રેડિયો પર બોલતાં જણાવ્યું કે, પૂર્વમાં સિંગાપોર, મલાયા અને બર્મા અને પશ્ચિમમાં ઇજીપ્ત, એડન અને ઈરાની અખાતની જમીન હિંદના રક્ષણના થાણાં હોવાં જોઇએ. હિંદના રક્ષણ માટેના સૈન્યને અદ્યતન બનાવવાની તથા દેશના ઔદ્યોગિક વિકાસના પ્રમાણમાં તથા કંઇક અંશે રાષ્ટ્રીય આવકના પ્રમાણમાં, જમીન પરના, દરિયાઈ તથા વિમાની લશ્કરને આધુનિક શસ્ત્રોથી સજ્જ કરવાની તેણે ભલામણ કરી. સાથે સાથે તેણે હિંદના સશસ્ત્ર લશ્કરના લડાયક ગુણોને અંજલિ આપી અને યુદ્ધ ઉદ્યોગોને બને તેટલી ઝડપે વિકસાવવાનું કહ્યું. ૧૯૪૧ના સપ્ટેમ્બરની ત્રીજી તારીખે તે વખતના વડા સેનાપતિ સર આર્ચીબાલ્ડ વેવલ, જી. સી. બી., સી. એમ. જી., એમ. સી.એ વાયુ વાર્તાલાપ દ્વારા યુદ્ધમાં હિંદે લીધેલ ભાગ સંબંધી જણાવ્યું કે :

ગયે વર્ષે આ વખતે હિંદ નિકાસના કાર્યક્રમમાં પગલાં ભરી રહ્યું હતું. સરખામણીમાં પરદેશમાં હિંદી લશ્કર બહુ ઓછું હતું, જો કે કેટલાકે સોમાલીલેન્ડના બહાદુરીભર્યા બચાવમાં ભાગ લીધો હતો અને ઇજીપ્તની સરહદ ઉપર ચોકી કરતી એક હિંદી ટુકડી ઉભી હતી. એક લાખ સૈનિકોનો પહેલો વિસ્તાર તે સમયે પૂરો થયો નહોતો, જો કે આજે તો પરદેશમાં હિંદી લશ્કરની સંખ્યા એક લાખથી વધારે છે અને લડાઇમાં રોકાયેલ હિંદી લશ્કરની સંખ્યા તો દશ લાખે પહોંચી જાય છે.

એક વર્ષ પહેલાં શાહી હિંદી નૌકાદળના વહાણો શાંતિથી તથા અસરકારક રીતે હિંદી મહાસાગરમાં તથા રાતા સમુદ્ર સુધી વળાવિયા તરીકેનું અગત્યનું તથા મહેનતવાળું કાર્ય કરી રહ્યા હતા. તે સમય દરમિયાન, સાંકડા જળપ્રદેશમાં ઇટલિના સંખ્યાબંધ યુદ્ધ જહાજો હોવા છતાં, માત્ર એક જ વહાણ સુરંગથી મસાવાથી દૂર ડૂબી ગયું હતું. છેલ્લા વર્ષ દરમિયાન શાહી હિંદી નૌકાદળે હિંદના ઇતિહાસમાં અપૂર્વ એવો વિકાસ સાધ્યો છે અને થોડા જ સમયમાં તે એક કીંમતી દળ થઈ પડશે. સમુદ્રના દૃશ્યથી દૂર રહેતા હિંદીઓએ પણ દરિયાઇ પ્રવૃત્તિ માટે વલણ બતાવ્યું છે અને દરિયાઇ યુદ્ધ ભવિષ્યમાં હિંદની કીંમતી વસ્તુ થઇ પડશે. ઘણાં નાનાં યુદ્ધ જહાજો હિંદમાં જ બાંધવામાં આવે છે. શાહી વાયુદળના નાના સહોદર જેવું હિંદી વાયુદળ વિકાસ પામી રહ્યું છે, જો કે હું ઇચ્છું છું તેટલી ઝડપથી તો નહિ ૦૮. હિંદમાં વાયુયાનો ભેગાં કરવામાં આવ્યાં છે.

## હિંદમાં રેડિયો

હિંદમાં બ્રોડકાસ્ટિંગની પહેલી શરુઆત ૧૯૨૪માં મદ્રાસ ખાતે રેડિયો કલબની સ્થાપનાથી થઈ ગણાય. પણ સાચી શરુઆત તો ૧૯૨૭ના જુલાઇની ૨૩મી તારીખે ઇન્ડિયન બ્રોડકાસ્ટિંગ કંપની લિમિટેડે મુંબઇના સ્ટેશનની સ્થાપના કરી ત્યારે થઇ ગણાય. કંપનીની મૂડી ૧૫ લાખ રૂપિયાની હતી, જેમાંથી ૬ લાખની થાપણના શેરો બહાર પાડવામાં આવ્યા હતા અને તે પૂરેપૂરા ભરાઇ ગયા હતા. ૧૯૨૭ના ઑગસ્ટની ૨૬મી તારીખે કલકત્તા સ્ટેશનની સ્થાપના થઇ. આ તારીખ પહેલાં હિંદના જુદા જુદા ભાગોમાં ઓછી શક્તિવાળા સ્ટેશનોએ કામકાજ ચાલતું હતું. પરવાનાની ફીના ૮૦ ટકા કંપનીને મળવાના હતા, પણ પરવાના ફી આપવામાં વપરાતી ચાલાકીને લઇ આ આવક બહુ જ ઓછી થતી હતી અને રેડિયોની આયાત પર નાખવામાં આવેલ સરચાર્જના ૧૦ ટકા લેવાનું કાર્ય અસંભવિત નીવડયું. કાર્યક્રમના ખર્ચમાં કાપકૂપ કરવી પડી અને નિષ્ફળતાનાં બે કારણો પૈકી આ એક મુખ્ય કારણ હતું–લોકોને આકર્ષક લાગે તેવો કાર્યક્રમ આપવા માટે વધારે મૂડીની જરુર હતી–બીજું કારણ રેડિયોના સારા સેટની કીંમત બહુ આકરી હતી અને લોકો ખરીદી શકે તેવા સેટ સારું કામ આપતાં નહોતા.

આ મુશ્કેલીઓનો નિષ્ફળ સામનો કર્યા પછી ૧૯૩૦ના માર્ચની ૧ તારીખે કંપની ફડચામાં ગઈ. ૧૯૩૦ના એપ્રીલની પહેલી તારીખથી સરકારે આ ખાતું હાથમાં લીધું. ૧૯૩૦ના માર્ચ માસ દરમિયાન સરકારી ખર્ચે ફડચા અધિકારીએ કામકાજ ચલાવ્યું હતું. આર્થિક નુકસાન તથા કરકસરની અનિવાર્ય આવશ્યકતાને અંગે ૧૯૩૧ના ઓક્ટોબરની ૯મી તારીખે સરકારે તે ખાતું બંધ કરવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો. તેની સામે ખાસ કરીને બંગાળામાં ચળવળ ઉપાડવામાં આવી. વચગાળાના સમય દરમિયાન કામકાજ ચાલુ રાખવાને સરકારને સમજાવવામાં આવ્યું. આ સમય દરમિયાન ખાનગી કંપની તે ખરીદી લે તેવી દરખાસ્ત કરવાની હતી. આ દરખાસ્તો અસંતોષકારક જણાતાં આખરે ૧૯૩૧ના ૫ મી મેએ રાજ્યની દેખરેખ હેઠળ ખાતું ચાલુ રાખવાનો નિર્ણય કરવામાં આવ્યો. બ્રોડકાસ્ટિંગ સાહસની સફળતા માટે ધારાસભામાં બે કાયદા પસાર કરવામાં આવ્યા. એક કાયદાથી બીનતારી યંત્ર પરની જકાત ૫૦ ટકા કરવામાં આવી. આ જકાત, ખર્ચ કાઢવા માટે પૂરતી હતી. બીજા કાયદાથી, રેડિયો રાખનાર પરવાના ફી આપવામાંથી ન છટકી જાય તેની તપાસ રાખવાની હતી. સાથે સાથે બ્રિટિશ બ્રોડકાસ્ટિંગ કોરપોરેશને સામ્રાજ્યમાં નિયમિત પ્રોગ્રામ બ્રોડકાસ્ટ કરવા શરુ કર્યા, જેથી કરીને રેડિયો સેટના ખરીદનારાઓની સંખ્યામાં મોટો વધારો થયો, અને સેટની કીંમત પણ ઠીક પ્રમાણમાં ઘટાડવામાં આવી હતી. જો કે હજુ મુંબઇ કલકત્તાના સ્ટેશનોથી જ બ્રોડકાસ્ટ થતા હતા, છતાં પહેલી જ વાર ૧૯૩૨–૩૩માં ખર્ચ કરતાં આવક ૧,૨૬,૦૦૦ રૂ. વધી અને ૧૯૩૩–૩૪માં ૨,૮૮,૦૦૦ રૂ. વધી.

૧૯૩૪થી વિકાસનો સમય શરુ થયો. તે સાલમાં હિંદી સરકારે દીલ્લીમાં સ્ટેશન ખોલવા માટે અઢી લાખ રૂ.ની ગ્રાન્ટ આપી અને ત્યાર પછીના બજેટમાં વિકાસ માટે વીસ લાખની ગ્રાન્ટની તથા મી. લાયોનલ ફીલ્ડનની નિમણૂકની ગોઠવણ કરી. ત્યાર પછીના વર્ષે મળેલી વીસ લાખની ગ્રાન્ટથી વિકાસની યોજનાને ટેકો મળ્યો.

અત્યારે બ્રોડકાસ્ટિંગ મજબુત પાયા પર દેખાય છે અને તેની પ્રગતિ સંતોષકારક છે. ૧૯૩૫ સુધી હિંદમાં ફક્ત બે સંચારકો (Transmitters) હતા. ત્યાર પછીના ચાર વર્ષોમાં આ સંખ્યા વધીને પંદરની થઇ છે. (તેમાં એક કામચલાઉ છે). આથી વિકાસનો કંઇક ખ્યાલ આવશે. હૈદ્રાબાદ રાજ્યમાં એક ચાલુ હાલતમાં છે અને બીજું તૈયાર થાય છે. ત્રાવણકોર, મહિસુર, ગ્વાલિયર અને વડોદરા દરેક એકને માટે વિચાર ચલાવે છે.

## આવક ખર્ચના આંકડા

| | પરવાનાની સંખ્યા | કુલ આવક (રૂપીઆ) | કુલ ખર્ચ (રૂપીઆ) | +નફો અને –નુકસાન |
|---|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૮,૦૭૯ | ૧,૭૨,૫૦૨ | ૩,૩૭,૫૭૨ | –૧,૬૫,૧૭૦ |
| ૧૯૩૧–૩૨ | ૮,૧૦૯ | ૨,૧૨,૭૨૪ | ૩,૨૩,૪૮૩ | –૧,૧૦,૭૫૯ |
| ૧૯૩૨–૩૩ | ૯,૨૭૫ | ૩,૮૫,૭૩૧ | ૨,૯૭,૩૩૨ | + ૮૮,૩૯૯ |
| ૧૯૩૩–૩૪ | ૧૨,૦૩૭ | ૫,૭૦,૦૭૬ | ૩,૪૪,૯૦૬ | +૨,૨૫,૧૭૦ |
| ૧૯૩૪–૩૫ | ૧૭,૮૮૧ | ૯,૮૧,૦૯૬ | ૪,૩૯,૭૯૪ | +૫,૪૧,૩૦૨ |
| ૧૯૩૫–૩૬ | ૨૮,૦૬૬ | ૧૩,૯૦,૬૫૪ | ૬,૬૬,૨૫૬ | +૭,૨૪,૩૯૮ |
| ૧૯૩૬–૩૭ | ૪૨,૧૫૨ | ૧૮,૪૬,૫૧૮ | ૧૧,૮૯,૨૫૪ | +૬,૫૭,૨૬૪ |
| ૧૯૩૭–૩૮ | ૫૨,૮૮૩ | ૨૨,૧૫,૬૯૪ | ૧૬,૩૨,૮૧૬ | +૫,૮૨,૮૭૮ |
| ૧૯૩૮–૩૯ | ૭૨,૨૮૨ | ૨૨,૬૯,૮૦૩ | ૨૫,૧૩,૩૩૫ | –૨,૪૩,૫૩૨ |
| ૧૯૩૯–૪૦ | ૯૭,૫૩૭ | ... | ... | ... |
| ૧૯૪૧ | ૧,૨૫,૩૪૭ | ... | ... | ... |

## ચાલુ રહેલા પરવાના

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૨૭ | ૩,૫૯૪ | ૧૯૩૨ | ૮,૫૫૭ | ૧૯૩૭ | ૫૦,૬૮૦ |
| ૧૯૨૮ | ૬,૧૫૨ | ૧૯૩૩ | ૧૦,૮૭૨ | ૧૯૩૮ | ૬૪,૪૮૦ |
| ૧૯૨૯ | ૭,૭૭૫ | ૧૯૩૪ | ૧૬,૧૭૯ | ૧૯૩૯ | ૯૨,૭૮૨ |
| ૧૯૩૦ | ૭,૭૧૯ | ૧૯૩૫ | ૨૪,૮૩૯ | ૧૯૪૦ ઑક્ટોબર | ૧,૧૪,૮૧૭ |
| ૧૯૩૧ | ૮,૦૫૬ | ૧૯૩૬ | ૩૭,૭૯૭ | ૧૯૪૧ નવેમ્બર | ૧,૪૩,૮૧૨ |

હિંદમાં બ્રોડકાસ્ટીંગની મોટી મુશ્કેલી ભાષાઓના પ્રશ્નની તથા જાતિ વિભાગની છે. વળી મોટા ભાગની વસ્તીની ગરીબાઇનો પ્રશ્ન પણ છે. હિંદમાં બ્રોડકાસ્ટિંગના વિકાસનો વિચાર કરતાં પહેલાં આ વસ્તુઓ ધ્યાનમાં રાખવી ઘટે છે.

કલકત્તા, મુંબઈ, મદ્રાસ, દીલ્લી, લાહોર, લખનૌ, ત્રિચિનોપલી, પેશાવર અને ઢાકા નવ 'મિડિયમ વેવ' સ્ટેશનો છે. કલકત્તા, મુંબઈ મદ્રાસ અને દીલ્લીમાં 'શોર્ટ વેવ ટ્રાન્સમિટરો' પણ છે.

દીલ્લીમાં રૂા. ૯,૩૩,૦૦૦ના ખર્ચે નવું સ્ટેશન બંધાઈ રહ્યું છે. ખબર આપવા માટે દીલ્લી ખાતે 'સેન્ટ્રલ ન્યુસ ઓર્ગનીઝેશન' છે. બધાં રેડિયો સ્ટેશનો તેની સાથે સંકળાયેલાં છે. દીલ્લીથી જુદી જુદી ભાષામાં અપાતા ખબરનાં બુલેટિન, ચોક્કસ સમયે બીજાં સ્ટેશનોએથી બ્રોડકાસ્ટ કરવામાં આવે છે. મધ્યસ્થ ખબરસંસ્થા તરફથી સોળ જુદી જુદી ભાષામાં ત્રીસ બુલેટિન બ્રોડકાસ્ટ કરવામાં આવે છે. તેમાં કુલ ૬ કલાકનો સમય જાય છે. ૧૯૪૦–૪૧માં ખબર સંબંધી ૧૦,૦૦૦ વાતચીતો થઈ હતી અને સામાન્ય હિતની તથા ધંધા સંબંધી વાર્તાલાપની સંખ્યા ૬,૦૪૦ની હતી.

હિંદમાં બ્રોડકાસ્ટિંગ સંબંધી મુશ્કેલી હવામાનની છે. 'શોર્ટવેવ' પર તથા વાર્તાલાપ પર આની બહુ વિપરીત અસર થાય છે. મેથી ઓક્ટોબર સુધી આની બહુ ખરાબ અસર થાય છે.

રેડિયો સેટની હિંદમાં થતી આયાત સંબંધી જણાવવાનું કે, યુનાઇટેડ કિંગ્ડમમાંથી મોટામ મોટી આયાત થાય છે. ૧૯૩૯ના એપ્રિલની ૧ થી ૩૧ જાન્યુઆરી ૧૯૪૦ના દશ મહિના દરમિયા જુદા જુદા દેશોમાંથી આયાત થયેલ સેટોની કુલ કિંમત ૪૦,૦૫,૮૦૫ રૂ.ની હતી. આમાંથ ૧૪,૦૭,૯૪૫ રૂ. યુનાઇટેડ કિંગ્ડમના ફાળે આવતા હતા. ૧૨,૫૯,૫૨૨ રૂ. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સન ફાળે, ૮,૬૩,૫૯૧ રૂ. નેધર્લેન્ડઝના ફાળે અને ૪,૭૪,૭૪૭ રૂ. બીજા દેશોના ફાળે આવતા હતા.

હિંદની ચાળીસ કરોડની વિશાળ વસ્તીની ગણતરીએ રેડિયોની સંખ્યા અતિ અલ્પ ગણી શકાય યુરોપ, અમેરિકા અને જાપાનમાં તો તેને અનિવાર્ય આવશ્યકતા ગણવામાં આવે છે. હિંદની વસ્તીન ગરીબાઈ તેમાં ગંભીર વિઘ્નરુપ છે અને જ્યાં સુધી સસ્તી કીંમતના રેડિયોસેટ હિંદમાં ન બનાવવામાં આ ત્યાં સુધી બહુ પ્રગતિ થવાની આશા નથી.

## ખબરનો કાર્યક્રમ

| | | | | |
|---|---|---|---|---|
| અંગ્રેજીમાં ખબર | સવારે ૮–૧૫ | બપોરે ૧–૩૦ | સાંજે ૬–૦ | રાત્રે ૯–૨૦ (બધાં સ્ટેશનોથા |
| બંગાળીમાં ખબર | સવારે ૭–૫૫ | ... | સાંજે ૫–૫૫ | રાત્રે ૮–૪૫ |
| હિંદુસ્તાનીમાં ખબર | સવારે ૮—૫ | બપોરે ૧૨–૫૭ | સાંજે ૬–૫ | રાત્રે ૯–૦ |
| મરાઠીમાં ખબર | સવારે ૮–૫૦ | ... | સાંજે ૫–૪૦ | રાત્રે ૮–૦ |
| તામિલમાં ખબર | સવારે ૭–૪૦ | બપોરે ૨—૦ | ... | રાત્રે ૭–૪૫ |
| તેલુગુમાં ખબર | સવારે ૭–૩૦ | બપોરે ૨–૫ | ... | રાત્રે ૭–૩૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ગુજરાતીમાં ખબર | સવારે ૯—૦ | ... | સાંજે ૫–૪૫ | રાત્રે ૮–૧૫ |
| પુશ્તુમાં ખબર | ... | બપોરે ૨–૩૦ | સાંજે ૫—૦ | ... |
| | | | સાંજે ૬–૪૫ | ... |
| પર્શિયનમાં ખબર | ... | બપોરે ૨–૧૦ | સાંજે ૬–૪૫ | રાત્રે ૧૦–૦ |
| અરેબિકમાં ખબર | ... | ... | ... | રાત્રે ૧૧–૦ |

ફ્રેન્ચ ખબર, સંગીત, વાર્તાલાપ (મુંબઈથી) રાતના ૧૧–૦થી ૧૧–૩૦ ૩૩–૧૭ મિટર ઉપર

## હિંદમાં બ્રોડકાસ્ટિંગની અગત્યની તારીખો

૧૯૨૪ : ૧૬મી મે ૧૯૨૪ના રોજ હિંદમાં મદ્રાસ ખાતે પહેલી રેડિયો કલબની સ્થાપના થઈ.

૧૯૨૭ : ઈંડિયન બ્રોડકાસ્ટિંગ કંપનીનું મુંબઈનું સ્ટેશન જુલાઈ ૨૩ ખુલ્લું મુકાયું અને કલકત્તા સ્ટેશન ઑગસ્ટ ૨૬ ખુલ્લું મૂકાયું.

૧૯૩૦ : માર્ચ મહિનામાં ઇન્ડિયન બ્રોડકાસ્ટિંગ કંપની ફડચામાં ગઈ. બ્રોડકાસ્ટિંગ હિંદી સરકારની સીધી દેખરેખ હેઠળ મૂકાયું. અને તેનું નામ બદલીને 'ઇન્ડિયન સ્ટેટ બ્રોડકાસ્ટિંગ સર્વિસ' રાખવામાં આવ્યું.

૧૯૩૬ : ઇન્ડિયન બ્રોડકાસ્ટિંગ સર્વિસનું નામ 'ઑલ ઇન્ડિયા રેડિયો' રાખવામાં આવ્યું.

## ઑલ ઇન્ડિયા રેડિયો અને યુદ્ધનું પ્રચારકાર્ય

૧૯૩૯ના સપ્ટેમ્બરથી ઑલ ઇન્ડિયા રેડિયોએ લડાઈ સંબંધી બ્રોડકાસ્ટ કરવામાં લગભગ ૭,૦૦૦ કલાક આપ્યા છે. દરરોજના સરેરાશ ૭૦,૦૦૦ શબ્દો લગભગ ૭૫૦,૦૦૦ શ્રોતાઓને સંભળાવવામાં આવ્યા હતા

આવકનાં મુખ્ય સાધનો નીચે મુજબ છે: વાયરલેસ સેટ પરની જકાત, પરવાના ફી, રેડિયોના વર્તમાનપત્રોનું લવાજમ તથા જાહેરખબરની આવક.

હિંદી સંગીતના ઇતિહાસમાં ઑલ ઇન્ડિયા રેડિયોએ એક અપૂર્વ ઘટનાનું સર્જન કર્યું છે. ૧૯૪૦ના માર્ચમાં તેણે બધા સ્ટુડિયોમાં હાર્મોનિયમનો બહિષ્કાર કર્યો.

## શેર બજારો

**મુંબઇ શેર બજાર :** હિંદના શેર બજારોમાં મુંબઈનું શેર બજાર સૌથી જુનું છે. શેરના કામકાજની શરૂઆત તો ઓગણીસમી સદીના પહેલા ત્રીસ વર્ષની શરૂઆતમાં થઇ હતી. ૧૮૪૦ માં મુંબઇમાં ૬ શેરદલાલ હતા. તે સંખ્યા વધીને ૧૮૬૦ માં ૬૦ ની થઇ હતી. ૧૮૬૩–૬૫ માં તે સંખ્યા વધીને ૨૫૦ ની થઇ. તે સમયે મુંબઈના દલાલોનું કોઇ મંડળ નહોતું અને તેઓ ખુલ્લામાં કામકાજ કરતા હતા.

૧૮૭૫ ના જુલાઇની ૯મી તારીખે નેટીવ શેર એન્ડ સ્ટૉક બ્રોકર્સ એસોસીએશન નામની સંસ્થા અસ્તિત્વમાં આવી. ૧૮૮૭માં કરવામાં આવેલા 'ડીડ ઑફ એસોસીએશન' તથા 'ડેકલેરેશન ઑફ ટ્રસ્ટ' પ્રમાણે આ સંસ્થાનું કામકાજ ચાલે છે. ૧૮૭૫ માં સભ્યોની નોંધાયેલ સંખ્યા ૩૦૦ની હતી. અત્યારે સંખ્યા ૪૭૦ ઉપર છે. શરૂઆતમાં પ્રવેશ ફી ફક્ત પાંચ રૂપીઆ હતી. તે વધીને ૧૯૨૦ માં ૪૮,૧૧૧ ના આંકડાએ પહોંચી હતી. પરંતુ અત્યારે તેની કીંમત ૨૦,૦૦૦ રૂ. ગણી શકાય.

એસોસીએશનના બંધારણ, વ્યવસ્થા, ધારાધોરણ, નિયમો, અને કામ કરવાની પદ્ધતિ વિષે તપાસ કરવાને સરકારે ૧૯૨૩માં સર વિલ્ફ્રેડ એટલેના પ્રમુખપણા હેઠળ કમિટી નીમી હતી. કમિટીનો રિપોર્ટ ૧૯૨૪ માં પ્રગટ થયો. તેમાં એક જ સભ્ય વિરુદ્ધ મત ધરાવતા હતા. બહુમતિ રિપોર્ટે સુધારા માટે

વિવિધ ભલામણો કરી હતી. તેમાંની મુખ્યનો હેતુ એકહથ્થુ ખેલો અટકાવવાનો તથા દલાલો સાથે ગ્રાહકો તરફથી થતી ફરિયાદને સગવડો આપવાનો હતો. પરંતુ 'ખેલા' સંબંધે એસોસીએશન લઘુમતિના રિપોર્ટ સાથે સંમત થઈ.

૧૯૨૫ના જુનમાં ખોટાં વેચાણો વધી પડતાં મુંબઇ શેર બજારમાં કટોકટીનો પ્રસંગ ઉપસ્થિત થતાં, શેર બજારને થોડા સમય માટે બંધ કરવામાં આવ્યું ને બધું કામકાજ બંધ પાડવામાં આવ્યું. કાયદેસર પગલાં લેવાની જનતાની માગણીને અંગે 'બોમ્બે સિક્યુરીટીઝ કન્ટ્રોલ ઍક્ટ' ૧૯૨૫માં પસાર થયો. પરિણામે વાયદાના કામકાજમાં એસોસીએશને ગવર્નર–ઇન–કાઉન્સિલે પસંદ કરેલ ધારા હેઠળ કામ કરવાનું હતું.

૧૯૩૬ના નવેમ્બરમાં સરકારે મી. ડબલ્યુ. બી. મોરિસનના પ્રમુખપણા હેઠળ બીજી કમિટીની નિમણૂક કરી. આ કમિટીએ શેર બજારની સંસ્થાનું કામકાજ તપાસી તે સંબંધી રિપોર્ટ કરવાનો હતો અને પૈસા રોકતી જનતાના હિત માટે કંઇ સુધારા આવશ્યક હોય તો તે સંબંધી વિચાર કરીને ભલામણ કરવાની હતી. સંપૂર્ણ તપાસ પછી કમિટીનો એવો મત થયો કે શેર બજારમાં સટ્ટાનું તત્ત્વ અમુક અંશે જરૂરી હોઇ તે માટે યોગ્ય સગવડો આપવાની જરૂરી હતી. પરંતુ મુંબઈ શેર બજારના કામકાજનો મોટો ભાગ સટ્ટા રૂપે જ હતો.

**કલકત્તા શેર બજાર** : શોધખોળ પરથી એમ જણાયું છે કે સરકારી જામીનગીરી અથવા ઇસ્ટ ઇન્ડિયા કંપનીની જામીનગીરીઓનું કામકાજ કલકત્તામાં અઢારમી સદીના અંતમાં થતું હતું. પણ તે વખતે શેરોનું કામકાજ અવ્યવસ્થિત રીતે થતું હતું. દલાલોની દોરવણી માટે કંઇ નિયમો નહોતા. અત્યારે ચાર્ટર્ડ બેંક ઑફ ઇન્ડિયા, તથા જેમ્સ ફિન્લે કું. ની ઑફીસો આવેલી છે તે જગ્યાએ લીમડાના ઝાડ નીચે તેઓનું કામકાજ ચાલતું હતું.

૧૯૦૮ના મે માસમાં બનેલા એક બનાવથી ખુલ્લી જગ્યામાં કામકાજ કરવાની અગવડ તથા માનહાનિ સમજાયાં. ત્યાર પછી એક મંડળની સ્થાપના કરવા માટે હિંદી અને યુરોપિયન દલાલો ભેગા થયા અને ૧૯૦૮માં જ 'કલકત્તા સ્ટૉક એક્સચેન્જ એસોસીએશન'ના નામથી નં. ૨ ન્યુ ચાઇના બજારમાં એક મંડળની સ્થાપના કરવામાં આવી. શરુઆતમાં સભ્યોની સંખ્યા ૧૫૦ની હતી. શેર તથા જામીનગીરીઓના વેપારની વ્યવસ્થાની શરૂઆત થતાં કલકત્તા શેર બજારે ખૂબ પ્રગતિ સાધી. આ સમય દરમિયાન એસોસીએશનને, કામ ચલાવવા માટે પૈસાની તંગી જણાઈ. સંભાળ તથા કુનેહભરી વ્યવસ્થાથી પૈસા સંબંધી સ્થિતિ સદ્ધર થઇ. પછી તો છેલ્લું વિશ્વયુદ્ધ જાગ્યું. યુદ્ધ દરમિયાન અને પાછળથી તેજીનો જે ઉછાળો આવ્યો તેણે કલકત્તાના શેરના કામકાજને ખૂબ પ્રોત્સાહન આપ્યું. જો કે એસોસીએશનની વ્યવસ્થા સંકલિત નહોતી તથા સમૂહગત કામ લેવાની શકિત નહોતી, તો પણ પંદર વર્ષ સુધી તો તેણે ઠીક કામ બજાવ્યું. ૧૯૨૩ના જુનની ૭મી તારીખે એસોસીએશનને ત્રણ લાખની સત્તાવાર થાપણથી રજીસ્ટર કરવામાં આવી. આ મૂડી રૂા. ૧૦૦૦ના ત્રણસો શેરોમાં વહેંચાયેલી હતી. રજીસ્ટર થયાં પહેલાં એક મહિને એક કરાર કરવામાં આવ્યો હતો. તેથી જુની સંસ્થામાં ૨૧૦ સભ્યોને દરેકને નવી એસોસીએશનનો પૂરો ભરપાઇ થયેલ એક શેર આપવામાં આવ્યો. રજીસ્ટર કરાવ્યા પછી એસોસીએશનનો ભાગ્યોદય થયો.

૧૯૩૧ સુધી એસોસીએશનના પ્રમુખ યુરોપીઅનને જ ચૂંટવામાં આવતા. તે સાલમાં એક હિંદીની પ્રમુખ તરીકે ચૂંટણી કરવામાં આવી. ૧૯૩૬માં એસોસીએશને 'કલકત્તા સ્ટૉક એક્સચેન્જ ઑફીશિયલ ઇયરબૂક' પ્રગટ કરવાનો નિર્ણય કરીને હિંમતભર્યું પગલું લીધું.

એસોસીએશનના નિયંત્રણ તથા વ્યવસ્થા એક કમિટીના હાથમાં છે. પહેલાં તો કમિટીમાં ૯ સભ્યો—૫ યુરોપિયનો તથા ૪ હિંદી—હતા. ૧૯૨૧માં આ સંખ્યા વધારીને ૧૪ની કરવામાં આવી. તેમાં ૪ યુરોપિયન, ૪ મારવાડી, ૪ બંગાળી અને બીજી હિંદી કોમના ૨નો સમાવેશ થાય છે. દર વર્ષે ડીસેમ્બરમાં મળતી જનરલ મીટીંગમાં કમિટીની ચૂંટણી થાય છે.

અત્યારનું કલકત્તાનું શેર બજાર આખા જગતમાં પ્રગતિશીલ અને સુવ્યવસ્થિત સંસ્થા માંહેનું એક ગણાય છે. હિંદની તેવા પ્રકારની સંસ્થાઓમાં તેનું સ્થાન અજોડ હોવાનાં અનેક કારણો છે. કામકાજના દિવસોએ ત્યાં કામ કરવાનો સમય સવારના ૧૧–૩૦થી ૩–૩૦ સુધીનો છે; શનિવારે ૧૧–૩૦થી ૧–૩૦ સુધી કામ ચાલે છે. એસોસીએશનના સભ્ય થવા માટે પહેલાં તો એસોસીએશનનો એક શેર ખરીદવો પડે છે, અને રૂ. ૫,૦૦૦)ની પ્રવેશ ફી આપવી પડે છે. એસોસીએશનના શેરની મૂળ કીંમત તો રૂ. ૧૦૦૦) છે, પણ અત્યારે બજાર ભાવ લગભગ ૨૫,૦૦૦ રૂ. છે. તાજેતરના વર્ષોમાં એસોસીએશને દર શેર દીઠ રૂ. ૫૦૦)નું બોનસ જાહેર કર્યું છે. ૧૯૩૦ તથા ૧૯૩૪ અપવાદનાં વર્ષો હતાં. તે વર્ષોમાં બોનસ ૧,૦૦૦ રૂ. આપવામાં આવ્યું હતું. મેમ્બરો ઉપરાંત, તેમનો કોઈ ભાગીદાર અથવા તો સત્તા ધરાવતો મદદનીશ બજારમાં હોલમાં કામ કરી શકે છે. તેને અમુક રકમ પ્રવેશફી તરીકે આપવાની હોય છે, તથા માસિક રૂ. ૪) આપવાના હોય છે. એસોસીએશનની યાદી મુજબ પેઢીઓની સંખ્યા ૨૨૩ તથા સભ્યોની સંખ્યા ૭૧૪ની છે.

એસોસીએશનનું મકાન નં. ૭ લ્યોન્સ રેન્જમાં આવેલું છે.

કલકત્તા શેર બજારમાં કામકાજ રોકડેથી થાય છે. કોન્ટ્રેકટની તારીખ પછીના કામકાજના બીજા દિવસે અથવા ત્યાર પછી, ત્રણ વાગ્યા પહેલાં રોકડ રકમ લઇને શેરોની ડીલીવરી આપવાની હોય છે.

**પંજાબ શેર બજાર**—ચાલુ સદીની શરૂઆતનાં વીસ વર્ષોમાં કેટલીક અગ્રગણ્ય વ્યક્તિઓએ પંજાબમાં, રજીસ્ટર કરેલ શેર બજાર ખોલવાનો યત્ન કર્યો હતો. પણ અનેક કારણોને લઇ તેમના યત્નોને સફળતા મળી નહિ. ૧૯૩૪ માં લાહોરના ચાર પાંચ શેર દલાલોએ 'લાહોર શેર બજાર'ના નામથી ખાનગી મંડળની સ્થાપના કરી અને શેર તથા જામીનગીરીનું કામકાજ શરૂ કરી દીધું. પરંતુ 'પંજાબ સ્ટૉક એકસ્ચેન્જ લીમીટેડ' નામની રજીસ્ટર થયેલ સંસ્થા તો ૧૯૩૬ના જાન્યુઆરીમાં સ્થાપવામાં આવી. આ સંસ્થાએ 'લાહોર શેર બજાર' નામથી જાણીતી થયેલ સંસ્થાનું લેણુ-દેણુ લઇ લીધું અને જુની સંસ્થાના બધા સભ્યો, નવા બજારના સભ્યો થયા. સંસ્થાની મૂડી એક લાખ રૂપીઆની છે. રૂ. ૧૦૦ના પૂરી રકમ ભરાયેલ ઓર્ડીનરી શેરોમાં તે વહેંચી નાખવામાં આવી છે. શેરોનો અત્યારનો બજારભાવ રૂ. ૧,૪૦૦ છે, સભ્યોને ૫૦૦ રૂ. દાખલ ફીના તથા ૧૫ રૂ. માસિક લવાજમના આપવા પડે છે. જ્યારે ભાગીદારો તથા મદદનીશોને ૫૦ રૂ. દાખલ ફીના તથા ૧૦ રૂ. માસિક ફીના આપવા પડે છે.

કલકત્તાની માફક ત્યાં પણ રોકડેથી જ કામકાજ થાય છે.

**મદ્રાસ શેર બજાર**—મદ્રાસમાં પહેલું શેર બજાર, ૧૯૨૦ ના એપ્રિલની ૬ઠ્ઠી તારીખે અસ્તિત્વમાં આવ્યું. શરૂઆતમાં સભ્યોની સંખ્યા ૧૦૦ની હતી. પાછળથી તે કામકાજ કરતું બંધ પડયું. ૧૯૩૭ માં બીજું શેર બજાર જે 'ધી મદ્રાસ સ્ટૉક એકસ્ચેન્જ લીમીટેડ' તરીકે જાણીતું છે તેની મદ્રાસમાં સ્થાપના થઇ.

શેર બજારમાં જે કોઇને દલાલ તરીકે કામ કરવાની ઇચ્છા હોય તેણે એસોસીએશનમાં ૫,૦૦૦ રૂ. અનામત મૂકવા પડે છે અને દર મહિને ૨૫ રૂ. ભરવાના હોય છે. કોઇ પણ સભ્ય પોતાના તરફથી બે મદદનીશોને બજારમાં કામકાજ કરવાની સત્તા આપી શકે છે. બે અથવા વધારે ભાગીદારોની પેઢી આવા ચાર મદદનીશો રાખી શકે છે. બજારમાં હોય ત્યારે આવા મદદનીશે 'પટો' પહેરવાનો હોય છે.

કામકાજ વાયદાનું અગર રોકડેથી થાય છે. જો ખાસ નિર્દેશ ન કરવામાં આવ્યો હોય તો શેર તથા જામીનગીરીમાં કરવામાં આવેલ વાયદાનું કામકાજ ચાલુ વાયદાનું જ ગણાય છે. ચાલુ અને ત્યાર પછીના વાયદા સિવાય કરેલું વાયદાનું કોઇ પણ પ્રકારનું કામકાજ કાયદેસર ન ગણાતાં રદ કરવામાં આવે છે. દરેક મહિનામાં નક્કી કરવામાં આવતી તારીખે આવતા વાયદાનું કામકાજ શરૂ થાય છે. તૈયારના કામકાજમાં, વેચાણ પછી સાત દિવસમાં વેચનાર તથા સાક્ષીની સહીવાળું ટ્રાન્સફર ફોર્મ આપી દેવું પડે છે.

**કાનપુર શેર બજાર**–હિંદમાં છેલ્લામાં છેલ્લું શેર બજાર કાનપુરમાં ૧૯૪૦ ના જાન્યુઆરીમાં ખોલવામાં આવેલ છે. આ બજારમાં રોકડાનું તથા વાયદાનું કામકાજ કરવામાં આવે છે.

## હિંદમાં યુદ્ધ પછીની પુનર્રચના

૧૯૪૧ના જુન માસમાં હિંદી સરકારે યુદ્ધ પછીની હિંદની આર્થિક પુનર્રચના કમિટીની સ્થાપના કરી. આ કમિટીમાં નીચેની પેટા કમિટીઓનો સમાવેશ થાય છે. (૧) પુનર્રચના કમિટી (મજુર અને સૈન્ય વિખેર) (૨) પુનર્રચના કમિટી (વિનિયોગ અને કોન્ટ્રેક્ટ,) (૩) પુનર્રચના કમિટી (જાહેર બાંધકામ અને સરકારી ખરીદી (૪) પુનર્રચના કમિટી (વેપારી, આંતરરાષ્ટ્રીય વેપારનીતિ અને ખેતીવાડી વિકાસ.)

### મજુરો અને સૈન્ય વિખેર

अ યુદ્ધની જરૂરીઆતો–જેવી કે દારૂગોળા તથા કપડાંનાં કારખાનાં એન્જીનિયરીંગ, મિલો વિગેરેથી જે ઉદ્યોગોને પ્રાથમિક અસર થઈ હોય તેવા ઉદ્યોગોમાં નોકરોના વધતા જતા પ્રમાણ સંબંધી યોગ્ય આંકડાઓ મેળવવાનું આવશ્યક થશે.

ब અમુક કાર્યમાં રહેલા મજુરોને પુનઃ તાલીમ આપ્યા સિવાય બીજા કાર્યમાં કેટલે અંશે રોકી શકાય તે વિચારવાનું આવશ્યક થશે; જરૂર પડે તો પુનઃ તાલીમ માટે કેવી અને કેટલી ગોઠવણ થઇ શકે છેવટે, રાહતકાર્ય વિગેરે માટે કાંઇ ગોઠવણ કરવી જરૂરી થશે કે કેમ અને જો જરૂર હોય તો કયાં. શું પગાર આપવો, શું શરતોથી, તે નક્કી કરવું જોઇશે.

क લશ્કરી અધિકારીઓ સાથે નિકટના સંપર્કમાં રહેવાની આવશ્યકતા રહેશે, જેથી કરીને દુશ્મનાવટ બંધ પડતાં તેમના સૈન્ય વિખેરને અંગે બેકારીનો પ્રશ્ન વધારે ઉગ્ર ન બને.

ड યુદ્ધના અંતે દેશના નોકરો સંબંધી જે વિષમ પરિસ્થિતિ થાય તે દૃષ્ટિએ નોકરીની શોધખોળ માટે પ્રવર્તતી સગવડો પૂરતી છે કે કેમ તેના પર વિચાર ચલાવવાનું જરૂરી થઇ પડશે.

**વિનિયોગ અને યુદ્ધ કોન્ટ્રેકટ** : યુદ્ધ ઉત્પાદન અચાનક બંધ પડવાથી આખું આર્થિક તંત્ર ગબડી પડે તે અટકાવવા માટે ગોઠવણ કરવાની જરૂર પડશે. વેપારી માગ પ્રમાણે યુદ્ધ ઉત્પાદનને ઓછું કરવાનો હેતુ હોવો જોઇએ. જે માલ ખરીદ થઇ ગયો હોય અને કોન્ટ્રેકટ પ્રમાણે આવવાનો હોય તેનો વ્યવસ્થિત નિકાલ કરવા માટે પણ ગોઠવણો કરવી પડશે.

**સરકારી ખરીદનીતિ** : જેમ જેમ યુદ્ધની વિવિધ માગણીઓ ઘટતી જાય તે પ્રમાણમાં જાહેર બાંધકામમાં વધારો થતો જાય તેવી જાહેર બાંધકામની નીતિ નક્કી કરવાનું કાર્ય બહુ અગત્યનું છે. એ તો દેખીતું છે કે જાહેર બાંધકામના વિવિધ પ્રકારોને લઇ સીધી યા આડકતરી રીતે, મજુર, સાધનો વગેરેના પ્રકારને અંગે વિવિધ પ્રકારના માણસોને નોકરી મળશે. કોઇ ચોક્કસ નીતિ ગ્રહણ કરવામાં આવે તે પહેલાં આ બાબતની પૂરી તપાસ કરવી પડશે. ઘરની યોજનામાં ઝડપી શકય વધારો, અને ખાનગી મૂડીની યોજનાને બને તેટલો ટેકો આપવાનો પણ વિચાર કરવો પડશે.

**યુદ્ધ પછીની વેપારની સ્થિતિ અને ખેતી** : યુદ્ધ પછી વહાણવટાની સ્થિતિમાં થતા ક્રમિક સુધારાને અંગે આયાતના પ્રમાણમાં વધારો થશે. અત્યારના કહેવાતા ઇજારાને અંગે જે ઉદ્યોગો વિકાસ પામ્યા છે તેની સ્થિતિને અસર કરશે અને નકામાં થઇ પડેલા યંત્રોનો પ્રશ્ન ઉદ્‌ભવ પામશે અથવા તો ઉદ્યોગના રક્ષણ અર્થે 'ટેરીફ'ના પગલાંનો પ્રશ્ન ઉપસ્થિત થશે. આંતરરાષ્ટ્રીય વેપારનીતિ તથા 'ટેરીફ' નીતિને અંગે કેટલાક પાકો,—જેવા કે, રૂ, ઘઉં, તેલીબિયાં વિગેરે, પર ખૂબ અસર થશે. ખેતીવાડીના ઉત્પાદનને નવી લાઇન પર લઇ જવાની શકયતાનો વિચાર કરવો પડશે.

યુદ્ધ પછીની પુનર્રચનાનું બીજું પગલું, યુદ્ધ પછીની પુનર્રચનાના રસ્તા સૂચવવા માટે વિવિધ યુનિવર્સિટીઓમાંથી, અર્થશાસ્ત્રીઓની સલાહકાર કમિટી નીમવાનું હતું.

## હિંદનું યુદ્ધ ઉત્પાદન

૧૯૪૨ના જુન સુધી સશસ્ત્ર લશ્કરો માટે ખરીદાયેલ કાપડની કીંમત રૂ. ૧૨૦ કરોડની હતી. આ વર્ષે લગભગ ૭૦ કરોડની ખરીદી થશે. ચાલુ વર્ષમાં તંબુની કીંમત ૧૨ કરોડ તથા લશ્કરી ધાબળાની કીંમત રૂ. ૫ કરોડની છે.

ઘોડાના સાજ તથા જીન બનાવનારા સરકારી કારખાનાનો સ્ટાફ ૨,૦૦૦ માણસોનો હતો તે વધીને ૧૫,૦૦૦ માણસોનો થયો છે. ઉપરાંત ઉત્પાદનની પૂર્તિ માટે લગભગ ૭૦૦ કોન્ટ્રેકટરોએ ૩૪,૦૦૦ માણસોને રોકેલા છે. કુલ સંયુક્ત ઉત્પાદન વાર્ષિક લગભગ ૨૦ કરોડનું કહેવાય છે. દારૂગોળાના ક્ષેત્રમાં હિંદમાં યુદ્ધ પૂર્વના ઉત્પાદન કરતાં, અનેકગણું વધી ગયું છે. યુદ્ધ પહેલાંનાં ઉત્પાદન કરતાં રાયફલોનું ઉત્પાદન છગણું, યાંત્રિક તોપોનું આઠગણું, સંગીન (બેયોનેટ)નું દશગણું, તોપના દારૂગોળાનું ચોવીસગણું અને તોપ અને તોપ લઇ જવાની ગાડીઓનું નવગણું વધ્યું છે. ઉત્પાદનમાં આ વધારો કરવા માટે વિસ્તારની યોજનામાં રૂા. ૭,૦૦,૦૦,૦૦૦ ખર્ચાઇ ગયા છે અને રૂા. ૧૬,૦૦,૦૦,૦૦૦ના ખર્ચની વિસ્તાર યોજના હાથ પર છે. શેલની નવી જાતો, નવી જાતની બંદુકો—૩·૭ એન્ટી—એરક્રેફટગન્સ સહિત—નું નિયમિત રીતે ઉત્પાદન થાય છે.

**નાનાં હથિયારો** : દારૂગોળાના ઉત્પાદન માટે તથા યુદ્ધની બીજી જરૂરિયાતો માટે જોઇતાં નાનાં હથિયારો પૈકી ૫,૦૦૦માંથી ૪,૫૦૦ એટલે ૯૦ ટકા હિંદમાં બનાવવામાં આવે છે.

**વૈદકીય પુરવઠો** : સશસ્ત્ર લશ્કરો માટે જોઇતા વૈદકીય પુરવઠાની વસ્તુઓના ૬૦ ટકા અત્યારે હિંદમાં બનાવવામાં આવે છે. યુદ્ધ પહેલાં માત્ર ૨૫ ટકા જ બનતા હતા. ૩૫૦ જાતની દવાઓ જેની અગાઉ આયાત કરવી પડતી હતી, તે અત્યારે સરકારી મેડીકલ સ્ટોર ખાતાના કારખાનામાં બનાવવામાં આવે છે. આયાત થતી ઘણી દવાઓને બદલે દેશી દવાઓ વપરાવા માંડી છે.

**પુરવઠા ખાતું** : "યુદ્ધના પહેલા ૬ મહિનામાં, કોન્ટ્રેકટોની કીંમત લગભગ ૨૯ કરોડ હતી. એપ્રિલથી ઓકટોબર ૧૯૪૨ સુધીના ૬ મહિનામાં તે ૧૩૭ કરોડ હતી. ૧૯૪૨ના ઓકટોબરની આખર સુધીના બધા સમય દરમિયાન તે કીંમત ૪૨૮ કરોડથી ઓછી નહોતી. આ આંકડાઓમાં દારૂગોળાના કારખાનામાં થયેલ કામની કીંમત ગણવામાં આવી નથી." ૧૯૪૨ના ડીસેંબર માસમાં કલકત્તા ખાતે એસોશીએટેડ ચેમ્બર ઓફ કોમર્સ સમક્ષ વાઇસરોયે આપેલ ભાષણ.

**યુદ્ધ સમયના ઓર્ડરો** : યુદ્ધના પહેલા વર્ષ દરમિયાન હિંદે કુલ ૮૩ કરોડ રૂપિયાના યુદ્ધ ઓર્ડરો પૂરા પાડયા હતા. બીજા વર્ષની આખરે તે સંખ્યા વધીને લગભગ ૧૬૫ કરોડ રૂપિયાની થઇ હતી અને ૧૯૪૨ના જુલાઇની ૩૧મી તારીખે તે સંખ્યા ૩૬૫ કરોડની થઇ હતી. અત્યારે માસિક લગભગ ૨૦ કરોડ રૂપિયાના હિસાબે યુદ્ધના ઓર્ડરો અપાય છે.

**લશ્કરી બૂટનું ઉત્પાદન** : હિંદમાં લશ્કરી બૂટનું ઉત્પાદન ૧૯૪૧માં સાડાબાર લાખ જોડીનું હતું. તે વધીને અત્યારે ૪૦ લાખ જોડીનું થયું છે.

**કપડાનું ઉત્પાદન** : હિંદમાં દર મહિને એક કરોડથી વધારે કપડાનું છે. યુદ્ધ પહેલાં માત્ર એક જ કારખાનું લશ્કરને કપડાં પૂરૂં પાડતું હતું. અત્યારે કપડાનાં દશ કારખાનાં છે. સીવણ કામનાં કેન્દ્રોની સંખ્યા પણ મોટી છે. બધાં કારખાનામાં ૧૦૦,૦૦૦ માણસો કામ કરે છે. પેરેશુટનાં સાધનો માટે પેરેશુટ કારખાનાની પણ સ્થાપના કરવામાં આવી છે.

**દવા અને ડ્રેસિંગ**ની લગભગ ૩૦૦ ચીજો અત્યારે હિંદમાં બનાવવામાં આવે છે, પહેલાં આ વસ્તુની આયાત કરવી પડતી હતી. એક સરકારી મેડીકલ સ્ટોર ખાતું દર મહિને દશ લાખ ડ્રેસિંગ તૈયાર કરે છે. ત્યારે બીજું કારખાનું માસિક ૧૨૦,૦૦૦ રતલ (Cotton wool) પીંજેલું રૂ તથા ૧૮,૦૦૦ રતલ લીંટ તૈયાર કરે છે.

**મિશ્ર પોલાદ** : હિંદે મિશ્ર પોલાદ તૈયાર કરવાનું કાર્ય પણ માથે ઉપાડયું છે. હિંદમાંથી મળી આવતી કાચી ધાતુઓ—ફેરોટંગ્સ્ટન તથા વેનેડિયમની અંદર શું શું રહેલું છે તે માટે પ્રયોગો થઇ રહ્યા છે અને નવાં મશીનોનો ઑર્ડર અપાઈ ચૂકયો છે.

આધુનિક ઉદ્યોગ માટેની કાચી ધાતુઓ તથા સાધનો માટે 'ફેરો-સિલિકન' એક કારખાનામાં બની રહ્યું છે અને હિંદની ઓછામાં ઓછી અર્ધી જરૂરિયાત તો અહીંથી મળી શકશે. હિંદમાં એલ્યુમિનિયમ બનાવવાનું પણ ટૂંકા વખતમાં શરૂ કરવામાં આવશે. છેવટે આ ધાતુની જરૂરીઆત માટે હિંદને બીજા દેશો પર આધાર રાખવો નહિ પડે તેટલા મોટા પ્રમાણમાં આ ધાતુ બની શકશે.

યુદ્ધ સામગ્રીની યોજના ફળીભૂત કરવા માટે ઘણાં મોટાં સિવિલ એન્જીનિયરીંગ કારખાનાં અસ્તિત્વમાં આવ્યાં છે. યુદ્ધની શરૂઆતમાં લગભગ ૬૦૦ ધંધાદારી કારખાના હોવાનું જણાવ્યું હતું. યુદ્ધ સામગ્રી ઉત્પાદનના ડીરેકટર જનરલ અત્યારે ૧૫૦૦ એન્જીનિયરીંગ કારખાનાંનો ઉપયોગ કરી રહ્યા છે. ૮૪૦ જનરલ એન્જીનિયરીંગ કામકાજ માટે, ૩૦૦ નાના હથિયારો માટે અને ૩૪૫+૨૩ રેલવેનાં કારખાનાંનો દારૂગોળા માટે જોઇતી ચીજો માટે.

સરકાર સાથે સીધો સંબંધ ધરાવતાં કારખાનાઓને બાદ કરતાં બીજાં નાનાં કારખાનાં પણ છે.

**કાપડની ખરીદ** જુન ૧૯૪૨ સુધી સશસ્ત્ર લશ્કર માટે ૧૨૦ કરોડ રૂપિયાનું કાપડ ખરીદવામાં આવ્યું હતું.

ચાલુ વર્ષે લગભગ ૭૦ કરોડ રૂપીઆનું કાપડ ખરીદવામાં આવશે તેમ મનાય છે. ગયા વર્ષ દરમિયાન ૧૨ કરોડ રૂપીઆના તંબુઓ તથા ૫ કરોડ રૂપીઆના લશ્કર માટે ધાબળાઓ ખરીદ કરવામાં આવ્યા હતા.

**સાગનું ઉત્પાદન** : ૧૯૪૦-૪૧માં ૨૪૨,૦૦૦ ટન હતું. ૧૯૪૧-૪૨માં તે વધી ને ૩૯૬,૦૦૦ ટન થયું છે અને ૧૯૪૨-૪૩માં વધીને લગભગ ૫૦૦,૦૦૦ ટન થવાનો સંભવ છે. તેની કીંમત લગભગ ૬ કરોડ રૂપીઆની થશે. લાકડાના સામાનના ઉદ્યોગમાં ૧૯૪૨-૪૩નું ઉત્પાદન ચાર કરોડ રૂ. સુધી પહોંચશે તેમ ધારવામાં આવે છે.

વહાણ બાંધવાના ઉદ્યોગમાં લગભગ ૩૦,૦૦૦ માણસો રોકાયેલ છે.

**બીજી બાબતો** : દર વર્ષે પચાસ લાખ 'પીથ હેલ્મેટ' (Pith helmets) તથા સુતરાઉ કાપડ લગભગ એક અજબ વાર ઉત્પન્ન થાય છે. ઉનનો ઉદ્યોગ તો સો એ સો ટકા યુદ્ધનો ઉદ્યોગ બની ગયો છે. મિલના ઉદ્યોગે તો કુલ ઉત્પાદનના ૩૫ ટકા યુદ્ધ માટે જુદા જ રાખ્યા છે. ઉપરાંત હિંદના લોકોની વધતી જરુરીઆતો પૂરી પાડે છે, તથા નિકાસમાં આવશ્યક ઘટાડો કરવામાં આવે છે.

# વિશ્વદર્શન

## (વિભાગ ત્રીજો)

## પહેલો નંબર

ઊંચું શિખર : માઉન્ટ એવરેસ્ટ (૨૯,૧૪૧ ફીટ*)

મોટું પુસ્તકાલય : નેશનલ લાયબ્રેરી (યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ સોવિયેટ રશિયા)

મોટું રણ : સહરા (આફ્રિકા)

મોટું મકાન : ગીઝેહ (ઇજિપ્ત)ની પિરામિડ

ઊંચું મકાન : સોવિયેટ પેલેસ (રશિયા) ૧,૩૦૦ ફીટ

મોટો મહેલ : વેટિકન (રોમ)

મોટી સ્ટીમર : કવીન ઇલિઝાબેથ (૮૫,૦૦૦ ટન)

મોટું શહેર : લંડન (૮,૭૮૭,૧૪૩ મનુષ્યો)

ઊંચું બાવલું : ન્યુયૉર્કમાં 'સ્વાતંત્ર્ય દેવી'નું બાવલું ૧૫૧ ફીટ ઊંચું

મોટું દેવળ : સેંટ પિટર્સ (રોમ)

ઊંચું દેવળ : જર્મનીમાં 'ઉલ્મ' દેવળ ૫૩૨ ફીટ ઊંચું

મોટું સરોવર : સુપીરિયર (ઉત્તર અમેરિકા, ક્ષેત્રફળ ૩૧,૮૨૦ ચો. મા.)

તાજા પાણીનું મોટું સરોવર : કાસ્પિયન સી (એશિયા, ૬૮૦ માઇલ લાંબું)

મોટો હીરો : ધી કયુલિનન

વધારે વરસાદવાળું સ્થળ : ચેરાપુંજી (આસામ)

મોટો અને ઊંડો સમુદ્ર : પાસિફિક મહાસાગર

લાંબી પરસાળ : દક્ષિણ હિંદમાં રામેશ્વરના મંદિરની. લગભગ ૪૦૦૦ ફીટ લાંબી.

લાંબું રેલવે-પ્લેટફૉર્મ : બિહારમાં સોનેપુર સ્ટેશન

મોટું મોતી : બેરસ્ફૉર્ડ-હોપ મોતી, વજન ૧૮૦૦ ગ્રામ

લાંબો રેલવે-રસ્તો : રિગાથી વ્લેડિવૉસ્ટૉક ૬,૦૦૦ માઇલ

મોટું દૂરબીન : કૅલિફૉર્નિયામાં માઉન્ટ પેલોમરની વેધશાળામાં ૨૦૦ ઇંચના વ્યાસના પ્રતિબિંબ-યંત્રવાળું

મોટું સંગ્રહસ્થાન : બ્રિટિશ મ્યુઝિયમ (લંડન)

લાંબી નદી : મિસિસિપિ-મસુરી

મોટી નદી : આમાઝોન

મોટું રેલવે-સ્ટેશન : ન્યુયૉર્કનું ગ્રાન્ડ સેન્ટ્રલ ટર્મિનસ, ૪૭ પ્લૅટફૉર્મ છે.

મોટો ઘુંમટ : વિજાપુરનો ગોળ ગુંબજ, ૧૩૪ ફીટના વ્યાસવાળો

લાંબી દીવાલ : ચીનની મોટી દીવાલ, ૧૫૦૦ માઇલથી વધારે લાંબી. ઈ. સ. પૂર્વે ૨૧૪માં બાંધવામાં આવી.

લાંબી નહેર : સ્ટેલિનની શ્વેત બાલ્ટિક સમુદ્રની નહેર

મોટું દરિયાઇ લશ્કર : ગ્રેટબ્રિટન

લાંબું ભોંયરું : પિરિનીઝની નીચે (૨૫ માઇલ લાંબું)

મોટું લડાયક વહાણ : એચ. એમ. એસ. હૂડ

મોટો દ્વીપકલ્પ : હિંદુસ્તાન

મોટો ખંડ : એશિયા (વસ્તી તથા ક્ષેત્રફળ બંનેમાં)

મોટો દેશ : બ્રાઝિલ (દક્ષિણ અમેરિકા) ૩,૨૮૫,૩૧૯ ચો. મા. નું ક્ષેત્રફળ

મોટો પુસ્તો : લોઇડ બૅરેજ (સક્કર, સિંધ)

ઊંચો પુસ્તો બુલ્ડર ડૅમ (યુ. સ્ટે. અ.)

મોટો ટાપુ : ગ્રીનલૅન્ડ (૮૨૭,૩૦૦ ચો. મા.)×

મોટું ડિરિજીબલ : મૅકૉન (યુનાઇટેડ સ્ટેટ્સ)

મોટો વસ્તીવાળો દેશ : હિંદુસ્તાન

---

* આ ઊંચાઇ સંબંધી હજી મતભેદ છે

× ઑસ્ટ્રેલિયાનો વિસ્તાર ત્રણગણો હોવા છતાં, ભૌગોલિક દૃષ્ટિએ ટાપુ હોવા છતાં તેને ખંડ ગણવામાં આવે છે.

મોટો ઘંટ. : મોસ્કોનો ઘંટ. ૧૭૩૩માં ઢાળ પાડવામાં આવ્યો. ૨૧ ફીટ ઊંચો, તેટલા જ વ્યાસવાળો, વજનમાં ૨૦૦ ટન

મોટામાં મોટી હીરાની ખાણુ : કૉમ્બર્લી (દક્ષિણ આફ્રિકા)

મોટામાં મોટો જ્વાળામુખી : મૌના લોવા (હવાઇ, ૧૩૭૬૦ ફીટ) તેના મુખનો વ્યાસ ૧૨,૪૦૦ ફીટ.

ગીચમાં ગીચ વસ્તી : જાવા (દર ચોરસ માઇલે ૮૧૭)

અતિશય ગરમીવાળા પ્રદેશો : ઉત્તર પશ્ચિમ સહરા, રાતા સમુદ્ર તથા ઇરાની અખાતના કાંઠા, તથા થારનું રણુ. ત્યાં કેટલીકવાર ૧૩૦° ફેરન્હિટ ગરમી પડે છે.

અતિ શીત પ્રદેશ : ઉત્તર–પૂર્વ સાઇબિરિયામાં વર્ખોયેનેક. ત્યાં શૂન્ય નીચે ૮૫° પારો જાય છે.

છેક ઉત્તરમાં આવેલ શહેર : નોર્વેમાં હામર્ફેસ્ટ. ઉત્તર ધ્રુવની ઉત્તરે ૨૭૫ માઇલ

મોટો ગ્રહ : જ્યુપિટર

મોટું બોગદું : નિપર સ્ટ્રોઈ (રશિયા) પાસે

મોટી રેલવે : ટ્રાન્સ–સાઇબીરિયન રેલવે

મોટો બાગ : યલોસ્ટોન નેશનલ પાર્ક, યુનાઇટેડ સ્ટેટ્સ (૩૩૫૦ ચોરસ માઇલ)

એક સત્તા હેઠળનું મોટામાં મોટું રાજ્ય : સોવિયેટ રશિયા

મોટી કમાન : સિડની હાર્બર બ્રિજ (ઑસ્ટ્રેલિયા)

મોટું લશ્કર : રશિયાનું રેડ આર્મી*

મોટું સિનેમાગૃહ : ન્યુયૉર્કનું 'રોક્ષી' તેમાં ૬,૦૦૦ લોકો સમાઇ શકે છે

મોટું બલૂન : એક્સ્પ્લોરર સેકન્ડ (અમેરિકા)

મોટું હવાઇ વહાણુ : હિન્ડનબર્ગ (જર્મની)

મોટી યુદ્ધનૌકા : કિંગ જ્યૉર્જ ધી સિક્સ્થ (બ્રિટન)

મોટો પુલ : સાનફ્રાન્સિસ્કો–ઑકલેન્ડ બે (૮½ માઇલ, યુ. સ્ટે. અ.)

મોટું ઘડિયાળ : કોલ્ગેટ બિલ્ડિંગ (યુ. સ્ટે. અ.)

## જાણવા જેવું

"આખા જગતમાં સૌથી વધારે રબર મલાયા દ્વીપકલ્પમાં થાય છે.
"આખા જગતની કૉફીની પેદાશના બે ભાગ બ્રાઝીલમાં થાય છે.
"હંગરીમાં ઝીલનું બૂટનું કારખાનું જગતમાં સૌથી મોટું છે.
"યુરોપમાં જૂનામાં જૂનું પ્રજાસત્તાક રાજ્ય સ્વિટ્ઝર્લૅન્ડનું છે.
"જગતમાં વિરલ વસ્તુ રેડિયમ છે. માત્ર દસ ઔંસ હજુ સુધી મળી શક્યું છે.
"જર્મન સ્ટેટ રેલવે યુરોપમાં મોટામાં મોટી વેપારી પેઢી છે.
"ફિલાડેલ્ફિયામાં વહાણુનો ઉદ્યોગ સૌથી મોટા પ્રમાણુમાં છે.
"આખા જગતની તમાકુનો ત્રીજો ભાગ યુનાઇટેડ સ્ટેટ્સમાં ઉગાડવામાં આવે છે.
"આખા જગતના પેટ્રોલિયમનો ¾ ભાગ યુનાઇટેડ સ્ટેટ્સની જમીનમાંથી નીકળે છે.
"યુનાઇટેડ સ્ટેટ્સમાંથી જગતના રૂનો અર્ધાથી વધારે ભાગ આવે છે.
"જગતને જોઈતું લગભગ અર્ધું લોઢું અને ત્રીજા ભાગથી વધારે કોલસો યુનાઇટેડ સ્ટેટ્સમાં થાય છે.
"જગતને જોઇતો 'કોકો'નો લગભગ અર્ધો ભાગ આફ્રિકાના સુવર્ણ કિનારામાંથી આવે છે.
"હિંદ જગતને જોઇતી ચાનો અર્ધો જથ્થો પૂરો પાડે છે.
"રૂ ઉગાડનારા દેશોમાં હિંદનો બીજો નંબર છે.
"દક્ષિણુ આફ્રિકામાં સૌથી વધારે હીરા મળી આવે છે.
"કલકત્તા જગતનું શણુનું મોટું બંદર છે."

* હજુ સુધી તે સાચું છે કે કેમ તે નક્કી કરવાનું મુશ્કેલ છે.

# કાળ પરિમાણ

**જ્યોતિષશાસ્ત્ર** : જ્યોતિષશાસ્ત્રને અત્યારની ઉચ્ચ સ્થિતિએ પહોંચાડવાનું માન આર્યભટ્ટ (શક ૬૯૮) વારામિહિર (શક ૫૨૭) તથા બ્રહ્મગુપ્ત, (શક ૫૨૦) વગેરે પ્રાચીન પંડિતોના ફાળે જાય છે. જયપુર, કાશી, ઉજ્જન, મથુરા, તક્ષશિલા વગેરે સ્થળોએ આકાશના ગ્રહ તથા નક્ષત્રો જોવા માટે વેધશાળાઓ હતી.

જ્યોતિષશાસ્ત્ર વિષે અનેક ગ્રંથો મળી શકે છે. કહેવાય છે કે ૧૮ સિદ્ધાંતો લખાયા છે, તેમાં પારાશર તંત્ર, ગર્ગસંહિતા, બ્રહ્મસિદ્ધાંત, સૂર્યસિદ્ધાંત, વશિષ્ટસિદ્ધાંત, રોમકસિદ્ધાંત તથા પુલસ્તસિદ્ધાંત પ્રસિદ્ધ છે. ત્યાર બાદ પાંચ સિદ્ધાંતો પર વારામિહિરે 'પંચ સિદ્ધાંતિકા' નામે જ્યોતિષ ગ્રંથ લખ્યો.

**કાળ વિભાગ** : પ્રાચીન આર્ય મતાનુસાર સમય અથવા કાળ અનાદિ અને અનત છે. તેનું અનાદિ તથા અનંતપણું નીચે લખેલ વિવેચનથી સ્પષ્ટ થશે.

**મનુ તથા મન્વન્તર** : બ્રહ્મદેવને જગતના નિયંતા માનવામાં આવે છે. મનુષ્યોની કાળની ગણતરી પ્રમાણે જ્યારે ૪ અબજ ૭૨ હજાર વર્ષ વીતી જાય છે ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે. આવા દિવસોનાં ૧૦૦ વર્ષ વીતે ત્યારે બ્રહ્મદેવ તથા તેમની સૃષ્ટિનો લય થાય છે. બ્રહ્મદેવે જગતની ઉત્પત્તિ કરી તેને ૫૦ વર્ષો વીતી ગયાં છે. આને અંગે જગત ક્યારે ઉત્પન્ન થયું તે શોધી શકાય. બ્રહ્મદેવના એક દિવસની અંદર ૧૪ મન્વંતર હોય છે. તેમાંથી સ્વયંભૂ, સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત તથા ચાક્ષુષ પૂરા થઇ અત્યારે વૈવસ્વત મન્વન્તર ચાલુ છે. ત્યાર પછી, સાવર્ણિ, દક્ષસાવર્ણિ, બ્રહ્મસાવર્ણિ ધર્મસાવર્ણિ, રૂદ્રસાવર્ણિ, દૈવસાવર્ણિ તથા ઇન્દ્રસાવર્ણિ એમ સાત મન્વન્તર આવશે.

**યુગ** : પ્રત્યેક મનુ ૭૧ મહાયુગ સુધી રહે છે. એક મહાયુગ, ૪૩,૨૦,૦૦૦ વર્ષો સુધી ચાલે છે. અત્યાર સુધીમાં ૨૭ મહાયુગ વીતી ગયા છે અને ૨૮મો ચાલે છે, આ મહાયુગમાંથી કૃતયુગ (સતયુગ) ૧૭,૨૮,૦૦૦ વર્ષનો, ત્રેતાયુગ ૧૨,૯૬,૦૦૦ વર્ષનો, દ્વાપરયુગ ૮,૬૪,૦૦૦ વર્ષોનો–એમ ત્રણ યુગ વીતી ગયા છે. ચોથો યુગ કલિયુગ ૪,૩૨,૦૦૦ વર્ષનો ચાલે છે તેમાંથી ૫૦૩૨ વર્ષ વીતી ગયાં છે.

**યુગોની ઉત્પત્તિ** : સતયુગની ઉત્પત્તિ કાર્તિક સુદ ૭ પ્રથમ પ્રહરમાં થઇ હતી. તેમાં ૧૬૦૦ સૂર્યગ્રહણ તથા ૧૦,૦૦૦ ચંદ્રગ્રહણ થયાં હતાં. તે યુગમાં મનુષ્યનું આયુષ્ય એક લાખ વર્ષનું હતું તથા ઊંચાઇ ૨૧ હાથની હતી. દ્રવ્યમાં રત્નો હતાં, વાસણ સોનાનાં હતાં, પ્રાણ બ્રહ્માંડમય તથા તીર્થસ્થાન પુષ્કર હતાં.

ત્રેતાયુગની ઉત્પત્તિ વૈશાખ સુદ ૩ બીજા પ્રહરમાં થઈ હતી. આ યુગમાં ૧૮૦૦ સૂર્યગ્રહણ તથા ૧૧,૦૦૦ ચંદ્રગ્રહણ થયાં હતાં. મનુષ્યનું આયુષ્ય ૧૦,૦૦૦ વર્ષનું હતું તથા ઊંચાઇ ૧૪ હાથની હતી. દ્રવ્યમાં સોનું તથા વાસણો રુપાનાં હતાં. તીર્થસ્થાન–નૈમિષારણ્ય હતું. દ્વાપરયુગની ઉત્પત્તિ મહા વદ અમાસ શુક્રવાર ધનિષ્ઠા નક્ષત્રમાં થઇ હતી. આ યુગમાં સૂર્યગ્રહણ ૩,૬૦૦ તથા ચંદ્રગ્રહણ ૨૦,૦૦૦ થયાં હતાં. મનુષ્યનું આયુષ્ય ૧૦૦૦ વર્ષ તથા ઊંચાઇ ૭ હાથની હતી, ચાંદીના સિક્કા ચાલતા હતા. વાસણો તાંબાના હતા. તીર્થસ્થાન કુરુક્ષેત્ર.

કલિયુગની ઉત્પત્તિ ભાદરવા વદ ૧૩ રવિવારે આશ્લેષા નક્ષત્રમાં થઈ છે. મનુષ્યનું આયુષ્ય ૧૦૦ વર્ષનું તથા ઊંચાઈ સાડાત્રણ હાથની. વાસણો માટીના. તીર્થસ્થાન ગંગા.

વેદકાળના જ્યોતિષશાસ્ત્રજ્ઞોએ કાળનું માપ નક્કી કરી તેના વિભાગો પાડ્યા છે. વર્ષ, ઋતુ, માસ, વાર.

સૂર્યની આસપાસ પૃથ્વીને એક પ્રદક્ષિણા પૂરી કરતાં જે સમય લાગે છે તેને સૌર વર્ષ કહે છે. સૌર વર્ષના ૩૬૫ દિવસ ૫ કલાક ૪૮ મિનિટ તથા ૪૭ાા સેકંડ હોય છે; ચંદ્ર પણ પૃથ્વીની આસપાસ ફરે છે. તેને ફરતાં, ૨૭ દિ. ૧૨ ક. ૪૮ મિ. ૪૭ાા સે. લાગે છે, પરંતુ એક અમાસથી બીજી અમાસ સુધીમાં જે વખત જાય છે તેને ચંદ્ર માસ કહેવામાં આવે છે. આવા બાર માસનું એક ચાંદ્ર વર્ષ થાય છે. ચાંદ્ર વર્ષમાં ૩૫૪ દિ. ૯ ક. ૪૮ મિ. ૩૩., ૪૪ સે. હોય છે.

પ્રાચીન કાળમાં કેટલાક સમય સુધી ૫ સૌર વર્ષોનો એક લઘુ યુગ તથા ૫ ગુરુવર્ષો એટલે ૬૦ વર્ષોનો એક 'યુગ' કહેવાની પ્રથા પ્રચલિત હતી. પંચવાર્ષિક યુગનાં નામ નીચે મુજબ હતાં. સંવત્સર, પરિવત્સર, ઇદાવત્સર, અનુવત્સર. ઇદવત્સવ. ૬૦ સૌર માસ અથવા ૬૨ ચંદ્ર માસના એક યુગમાં અથવા સંવત્સરમાં ૩૬૫ દિવસો, પરિવત્સરમાં ૩૫૦ દિવસો, ઇદાવત્સરમાં ૩૮૪ દિવસો, અનુવત્સરમાં ૩૫૪ દિવસો તથા ઇદવત્સરમાં ૩૮૩ દિવસો ગણવામાં આવતા હતા. આના માનમાં યજ્ઞમાં આહુતિ દેવાતી હતી. પરંતુ અત્યારે આ યુગોને માનવાની પ્રથા નથી. બૃહસ્પતિને સૂર્યની આસપાસ ફરતાં બાર વર્ષ લાગે છે, તેથી આવા પ્રકારના વર્ષને બાર્હસ્પત્ય અથવા ગુરુવર્ષ કહેવામાં આવે છે. આવા પ્રકારના પાંચ ગુરુવર્ષોમાં ૬૦ સાધારણ વર્ષો અથવા સંવત્સર હોય છે. દરેક સંવત્સરનું નામ હોય છે. પહેલાનું નામ પ્રભાવ તથા છેલ્લાનું નામ ક્ષય. સંવત્સરોના આ નામ અદ્યાપિ ચાલુ છે.

**ઋતુ** : ઋતુ ૬ છે. વસંત (ચૈત્ર-વૈશાખ) ગ્રીષ્મ (જેઠ–અષાડ) વર્ષા (શ્રાવણ–ભાદ્રપદ) શરદ (આસુ–કારતક) હેમંત (માગશર–પોષ) શિશિર (માઘ–ફાગણ)

તૈત્તિરેય સંહિતામાં પણ ઉપલી ઋતુઓનાં નામ આપેલાં છે, કોઇ સ્થળે હેમંત તથા શિશિરને એક ઋતુ ગણી. ફક્ત પાંચ ઋતુઓ ગણવામાં આવે છે. વસંત વિગેરે ત્રણ ઋતુઓ દેવોની માનવામાં આવે, બાકીની પિતૃઓની. આ કારણને લઇને ભીષ્મપિતામહે દક્ષિણાયનમાં (પિતૃઓની ઋતુઓમાં) પ્રાણત્યાગ કરવાનું યોગ્ય માન્યું નહિ.

**માસ** : ચંદ્રની સાંવત્સરિક ગતિ ૨૭ નક્ષત્રો દ્વારા થાય છે. જે નક્ષત્રમાં જે પૂર્ણિમાના ચંદ્રનો ઉદય થાય તે પ્રમાણે તે માસનું નામ રાખવામાં આવે છે. દાખલા તરીકે જે પૂર્ણિમા ચિત્રા નક્ષત્રમાં આવે તે ચૈત્ર માસ. આ પ્રમાણે વિશાખા, જ્યેષ્ઠા, અષાઢા, શ્રવણ વિગેરે નક્ષત્રો પ્રમાણે માસનાં નામો આપવામાં આવ્યા છે. કોઇ વાર આ નક્ષત્રોનો ઉદય આગળ પાછળ પણ હોય છે.

**વાર** : વારનાં નામ વેદમાં નથી–વારને બદલે 'વાસર' શબ્દ મળી આવે છે. યાજ્ઞવલ્કય સ્મૃતિમાં શ્લોક છે કે—

**सूर्यः सोमो महीपुत्रः सोमपुत्रो बृहस्पतिः ।**
**शुक्रः शनैश्चरो राहुः केतुश्चेते ग्रहाः स्मृताः ॥**

ઉપરના શ્લોકમાં નવ ગ્રહોનાં નામ છે. તે ઉપરથી જણાય છે કે યાજ્ઞવલ્કય ઋષિના સમયમાં વારનાં નામ પ્રચલિત થઇ ગયાં હશે.

## પંચાંગ

જેમાં તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ એ પાંચ અંગ હોય તેને પંચાંગ કહેવાય. આને લઇને જે પુસ્તકમાં વર્ષ સંબંધી ગ્રહો તથા નક્ષત્ર, રાશિ વિગેરે સંબંધી જ્ઞાન હોય તેને પંચાંગ કહેવાની પ્રથા પડી છે.

**તિથિ** : અમાસના દિવસે સૂર્ય અને ચંદ્ર એક સ્થાને હોય છે. પછી દરરોજ હઠતાં હઠતાં પૂર્ણિમા સુધી જાય છે. ફરીથી પાછો આવી અમાસે સૂર્યની સાથે એક સ્થાનમાં પાછો આવી જાય છે. આ ગતિના ૩૬૦ અંશ થાય છે. આ ૩૬૦ અંશમાં ત્રીસ તિથિઓ હોય છે. એટલે એક ચાંદ્રમાસમાં ૩૬૦ અંશ અને ૩૦ તિથિઓ થાય છે. બીજી રીતે કહીએ તો ૧ તિથિમાં ચંદ્ર સૂર્યથી ૧૨ અંશ દૂર જાય છે. ૬૩.૯ દિવસોમાં ૧ તિથિનો લોપ થાય છે. એટલે ૧૨ ચંદ્ર માસમાં ૫–૬ તિથિનો લોપ થાય છે. બે દિવસ સૂર્યોદયપર એક તિથિ રહેવાથી તિથિની વૃદ્ધિ અને સૂર્યોદય પર તે તિથિ ન હોવાથી તિથિનો ક્ષય થાય છે.

**વાર** : સૂર્યોદયથી શરૂ કરી બીજા સૂર્યોદયના સમયને વાર કહેવામાં આવે છે.

**નક્ષત્ર** : નક્ષત્રમંડળના ૨૭ ભાગ કરવામાં આવેલા છે. દરેક ભાગમાં ૮૦૦ કળા હોય છે. આ પ્રત્યેક ભાગમાં ફરવાને ચંદ્રને જેટલો સમય લાગે તેને નક્ષત્ર કહેવામાં આવે છે. તારાઓના વિશિષ્ટ સમૂહને પણ નક્ષત્ર કહેવામાં આવે છે. નક્ષત્ર ૨૭ છે.

**યોગ** : સૂર્ય કે ચંદ્રના અમુક સ્થાનમાં આવવાથી થતા ૨૭ વિશિષ્ટ અવસરોમાંનો દરેક 'યોગ' કહેવાય છે.

**કરણ** : તિથિના અર્ધા સમય–૩૦ ઘડી–ને કરણ કહેવાય છે.

## કોષ્ટક

### મનુષ્યોનું વર્ષ

| | | | |
|---|---|---|---|
| ૧૮ નિમિષ | = ૧ કાષ્ટા | ૬૦ ઘડી | = ૧ રાત્રિ દિવસ |
| ૩૦ કાષ્ટા | = ૧ મુહૂર્ત | ૧૫ રાત દિવસ | = ૧ પખવાડિયું |
| ૩૦ મુહૂર્ત | = ૧ અહોરાત્રિ | ૨ પખવાડિયાં | = ૧ મહિનો |
| ૬૦ વિપળ | = ૧ પળ | ૧૨ મહિના | = વર્ષ |
| ૬૦ પળ | = ૧ ઘડી | | |

### દેવોનું વર્ષ

| | | | |
|---|---|---|---|
| ૬ મહિના (મનુષ્યોના) | = ૧ દિવસ | ૩૬૦ દિવસ રાત્રિ (દેવોના) | = ૧ વર્ષ |
| ૬ મહિના ( ,, ) | = ૧ રાત્રિ | ૧૨૦૦૦ વર્ષ (દેવોના) | = ૧ યુગ |
| ૧૨ મહિના ( ,, ) | = ૧ દિવસ રાત્રિ | ૪૩૨૦૦૦૦ મનુષ્યોના વર્ષ | = ૧ યુગ |

### કલ્પમાન

| | | | |
|---|---|---|---|
| ૪૩૨૦૦૦ (મનુષ્યોના) વર્ષ | = કલિયુગ | ૪૩૨૦૦૦ (મનુષ્યોના) વર્ષ | = ચતુર્યુગ મહાયુગ |
| ૮૬૪૦૦૦ ( ,, ) વર્ષ | = દ્વાપર યુગ | ૧૦૦૦ મહાયુગ | = ૧ કલ્પ |
| ૧૨૯૬૦૦ ( ,, ) વર્ષ | = ત્રેતા યુગ | | |
| ૬૭૨૮૦૦૦ ( ,, ) વર્ષ | = કૃત યુગ | | |

### બ્રહ્માયુ પરિમાણ

| | | | |
|---|---|---|---|
| ૧ કલ્પ | = ૧ બ્રાહ્મ દિવસ | ૧૦૦ બ્રાહ્મ વર્ષ<br>૭૨૦૦૦ કલ્પ | = બ્રહ્માનું આયુષ્ય |
| ૧ કલ્પ | = ૧ બ્રાહ્મ રાત્રિ | ૩૧૧૦૪૦૦૦૦૦૦૦૦૦ (મનુષ્યોના) વર્ષ | = બ્રહ્માનું આયુષ્ય = ૧૦૦ બ્રાહ્મ વર્ષ |
| ૨ કલ્પ | = ૧ બ્રાહ્મ રાત્રિ દિવસ | | |
| ૩૬૦ દિવસ રાત્રિ<br>૭૨૦ કલ્પ | = ૧ બ્રાહ્મ વર્ષ | | |

### પશ્ચિમની ગણતરી

| | | | |
|---|---|---|---|
| ૧ પળ | = ૨૪ સેકંડ | ૨૪ કલાક | = રાત્રિ દિવસ |
| ૬૦ સેકંડ | = ૧ મિનિટ | ૧ ઘડી | = ૨૪ મિનિટ |
| ૬૦ મિનિટ | = ૧ કલાક | ૩૬૫ દિ. ૬ કલાક | = ૧ વર્ષ |

# પ્રચલિત સંવતો

હિંદમાં અનેક સંવતો પ્રચલિત છે. તેમાંના કેટલાકનું ટૂંક વર્ણન નીચે આપવામાં આવ્યું છે :

**સપ્તર્ષિ કાલ**–સમય ગણવાની આ પદ્ધતિ કાશ્મીર તથા તેની નજીકના પ્રાંતોમાં ચાલુ છે. આને 'લૌકિક કાલ' અથવા 'શાસ્ત્ર કાલ' પણ કહેવામાં આવે છે. સપ્તર્ષિ સમૂહ અશ્વિનીથી રેવતી સુધીના પ્રત્યેક નક્ષત્રમાં સો વર્ષ રહે છે.

આ પ્રકારે ૨૭૦૦ વર્ષમાં પ્રદક્ષિણા પૂરી થાય છે. આ સિદ્ધાંત પર આ કાલની ગણતરી નક્કી કરવામાં આવી છે. દર સો વર્ષ પૂરાં થતાં શતાબ્દિનો આંકડો છોડી ફરીથી ૧ થી શરૂઆત કરવામાં આવે છે.

**વિક્રમ સંવત**–ઉત્તર હિંદુસ્તાનમાં (બંગાળાને બાદ કરતાં) આ સંવત પ્રચલિત છે. ઇસ્વીસનના ૫૬ વર્ષ પહેલાં આ સંવતની શરૂઆત માનવામાં આવે છે, પરંતુ ત્યાર પછીના ૬૦૦ વર્ષ પછીના પ્રાચીન ગ્રંથોમાં પણ આ સંવતનો ઉલ્લેખ મળતો નથી, એવો વિદ્વાનોનો મત છે. એમ પણ કહેવામાં આવે છે કે લગભગ ઇસ્વી સન ૬૦૦માં ઉજ્જનના પ્રખ્યાત રાજા વિક્રમાદિત્યે શક રાજાઓનો પરાજય કર્યો. તે કારણથી વિક્રમાદિત્યના નામ પર આ સંવત ચાલુ થયો. કેટલાક વિદ્વાનોનો એવો પણ મત છે કે આ સંવત ઈ. સ. પૂર્વે ૫૬ થી માલવ લોકોમાં ચાલુ હતો, વિક્રમાદિત્યના સમયમાં માલવ જાતિની ઉન્નતિ થતાં તે લોકોએ તેનું નામ આ સંવત સાથે જોડી દીધું.

**શાલિવાહન શક**–આ માટે દંતકથા એવી પ્રચલિત છે કે શાલિવાહન નામના એક કુંભારના પુત્રે માટીની સેના તૈયાર કરી, તેમાં જીવ ભરી દીધો અને આ માટીની સેનાથી શક જાતિને હરાવી. સ્પષ્ટ અર્થ એ છે કે, માટીના જેવી નિર્જીવ પ્રજાને ઉત્તેજીત કરી શાલિવાહને યુદ્ધ માટે તૈયાર કરી અને શક જાતિના યોદ્ધાઓને હરાવીને નસાડી મૂકયા. આ વિજયને અંગે શાલિવાહન શકની શરુઆત થઇ. મલબાર તથા તિનવલ્લી પ્રાંતોને બાદ કરતાં આખા દક્ષિણ હિંદમાં આ સંવત ચાલે છે. આનું વર્ષ ચાંદ્ર અથવા સૌર વર્ષ છે. ઉત્તર હિંદના અનેક પ્રાંતોમાં સ્થાનિક સંવત્સરો ઉપરાંત શક પણ ચાલે છે. તેની શરૂઆત ઇ. સ. ૭૮ માં થઈ છે. કેટલાક ઇતિહાસકારોનું એવું કહેવું છે કે ઇસ્વીસનના પહેલા સૈકામાં શકરાજા કનિષ્કના નામથી આ શકની શરૂઆત થઈ એટલે કે આ શક બૌદ્ધ ધર્મના રાજાનો છે. આ રાજાએ કાશ્મીર અને પશ્ચિમ ભારતપર પોતાની સત્તા જમાવી તેને અંગે શક પ્રચલિત થયો. તિબેટ, બ્રહ્મદેશ, જાવા, સિંહલદ્વીપ ઇત્યાદિ દેશોમાં શક પ્રચલિત હતો. પ્રાચીન લેખોમાં ' શકનૃપકાલ ' ' શકેન્દ્રકાલ ' એવું વર્ણન છે.

**હિજરી સંવત**—આ સન અરબસ્તાનનો છે. મુસલમાની ધર્મના સંસ્થાપક મહમદ પયંગબરને ધર્મની સુધારણા કરવાના પ્રયત્નોમાં, પોતાના પ્રાણ બચાવવાને માટે મક્કાથી મદીના ભાગી જવું પડયું. આ સમય હિજરી અથવા પલાયનકાળ નામથી પ્રસિદ્ધ થયો. આ હિજરતના ખરા દિવસથી આ સનની શરૂઆત થઈ નથી. ખરો દિવસ ૧૫મી જુલાઇ છે, ત્યારે તેની શરૂઆત ૧૬મી જુલાઇ ૬૨૨ થી થઇ છે. શાલિવાહન શક ૫૪૪ (વિક્રમ સંવત ૫૬૬) શ્રાવણ સુદ ૨ ગુરુવાર રાતથી અથવા મુસલમાની શુક્રવાર રાતથી આ સનની શરૂઆત થઇ. હિજરી વર્ષ ચાંદ્ર વર્ષ છે. બાર ચંદ્ર માસ મળીને ૩૫૪–૫૫ દિવસોનું હિજરી વર્ષ થાય છે. વારની શરૂઆત સૂર્યાસ્તથી થાય છે. આ સન મુસલમાન રાજ્યકર્તાઓના સમયમાં હિંદમાં દાખલ થયો.

**બંગાળી સંવત** : બંગાળી સંવત બંગાળામાં પ્રચલિત છે. તેની શરૂઆત ઇ.સ. ના ૫૯૩ વર્ષ પછી થઇ. વર્ષની શરૂઆત મેષ (ચૈત્ર–વૈશાખ) સંક્રાંતિથી થાય છે. શરૂઆતના મહિનાને વૈશાખ કહેવામાં આવે છે.

**વિલાયતી સંવત કે અમલી સંવત** : ઉડિયા પ્રાંતના રાજા ઇંદ્રદ્યુમ્નની જન્મતિથિ ભાદરવા સુદ ૧૨થી અમલી વર્ષની શરુઆત થાય છે. ચંદ્ર વર્ષની ગણત્રી કરવામાં આવે છે.

વિલાયતી સન બંગાળાના કેટલાક ભાગોમાં–ખાસ કરીને ઓરિસ્સા પ્રાંતમાં પ્રચલિત છે. આનું વર્ષ સૂર્ય વર્ષ છે પણ માસોનાં નામ ચંદ્રની ગતિ પ્રમાણે છે. વર્ષની શરૂઆત ભાદરવા માસથી થાય છે.

**ફસલી સંવત** : અકબરે આ સંવતની શરૂઆત કરી છે. અકબર ઈ. સ. ૧૫૫૬માં ગાદીએ આવ્યો. ત્યારથી ફસલી સંવતની શરૂઆત થઇ. વર્ષની શરૂઆત આસો વદ ૧ થી થાય છે. ઇસ્વીસનથી ફસલી સંવત ૫૯૨–૯૩ વર્ષ પાછળ છે. આ સંવત ખેતીવાડી તથા મહેસૂલની ગણતરી ઉપર શરૂ થયો છે.

**સૂર સંવત** : આ સંવત મરાઠા રાજ્ય દરમિયાન શરૂ થાય છે. તેને 'શાહૂર' સંવત પણ કહેવામાં આવે છે. કોઇ કોઇ સ્થળે તે ચાલે છે. ઇસ્વીસનથી ૫૯૯–૬૦૦ વર્ષ તે પાછળ છે. મહિનાઓનાં નામ મુસલમાની છે.

**મગી સંવત** : આ સંવત ચિત્તાગોંગ આસપાસ પ્રચલિત છે. બંગળી સંવતથી ૪૫ વર્ષ પાછળ હોવા સિવાય તેમાં બીજો ફેર નથી.

**કોલ્લમ અથવા પરશુરામકોલ** : આ સંવત કેરાળા પ્રદેશ એટલે કે મલબારમાં પ્રચલિત છે. માસના નામ રાશિઓ પ્રમાણે છે. કન્યા રાશિનું 'કન્ની' તથા સિંહ રાશિનું 'ચિંગભ' અપભ્રંશ છે. મલબારના ઉત્તર ભાગમાં કન્યા રાશિમાં સૂર્ય આવે ત્યારે (ભાદરવામાં) વર્ષની શરૂઆત થાય છે. બીજા સ્થળોમાં સિંહ રાશિમાં સૂર્ય આવે ત્યારે (શ્રાવણમાં) વર્ષની શરૂઆત થાય છે. એક હજાર વર્ષનું એક ચક્ર થાય છે. અત્યારે ચોથું ચક્ર ચાલે છે, એમ તે બાજુના લોકોનું કહેવું છે. આ સંવત ઇસ્વીસનથી ૮૨૪–૨૫ વર્ષ પાછળ છે. પરશુરામે કેરલપ્રદેશને સમુદ્રથી મુક્ત કર્યો તે કારણથી આ સંવત તેના નામથી ચાલુ થયો તેવી લોકવાયકા છે.

**રાજ સંવત** : શ્રી છત્રપતિ શિવાજી મહારાજે જેઠ સુદ ૧૩ આનંદ નામ સંવત્સર શાકે ૧૫૯૬થી ચાલુ કર્યો. તે તિથિથી વર્ષ બદલાય છે. આ સંવત ઇસ્વીસનની ૧૬૭૩–૭૪ વર્ષ પાછળ છે.

**વીર સંવત** : જૈનોના છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામીના નિર્વાણથી જે સંવત ગણાય છે એને વીર સંવત કહેવામાં આવે છે. એનો પ્રચાર મોટે ભાગે જૈન ગ્રંથોમાં છે. વિક્રમ સંવતમાં ૪૭૦ ભેળવવાથી તે સંવત આવે છે.

**ઇસ્વીસન** : હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ અમલની સ્થાપના થતાં આ સન હિંદમાં ચાલુ થયો. પ્રસિદ્ધ ધર્મ સંસ્થાપક ઇસુ ખ્રિસ્તની જન્મતિથિથી આ સનની શરૂઆત થઇ છે. પહેલી જાન્યુઆરીથી નવા વર્ષની શરૂઆત થાય છે.

રોમન પંચાંગનું મૂળ રોમની સ્થાપનામાં હતું. રોમની સ્થાપના ઇ. સ. પૂર્વે ૭૫૩માં થયાનું માનવામાં આવે છે. આ પંચાંગ રોમ્યુલસે નક્કી કરેલ પંચાંગમાંથી વિકાસ પામ્યું છે. રોમ્યુલસે ૩૦૪ દિવસના દશ વિભાગ કર્યા હતા. વર્ષની શરૂઆત માર્ચ માસથી થતી હતી. ન્યુમાએ તેમાં જાન્યુઆરી અને ફેબ્રુઆરી મહિના ઉમેરી વર્ષના બાર મહિના કર્યા

**યાહુદી સંવત** : સૃષ્ટિના આરંભકાળથી શરૂ થયો છે. ખ્રિસ્તિ સંવતની શરૂઆત કરતાં તે ૩૭૬૦ વર્ષ અને ૩ મહિના આગળ છે.

**બુદ્ધ સંવત** : બુદ્ધના મૃત્યુથી ઈ. સ. પૂર્વે ૫૪૩થી ગણવામાં આવે છે. (મૃત્યુ તો ઈ. સ. પૂર્વે ૪૮૭માં થયું હતું.)

## ખ્રિસ્તિ પંચાંગ

અતિ પ્રાચીન કાળમાં પંચાંગની ગણુતરી લગભગ ચંદ્રની ગતિ પર જ થતી હતી. એક પૂર્ણિમાથી બીજી પૂર્ણિમા સુધીનો મહિનો ગણાતો હતો. તેના દિવસો લગભગ ૨૯.૫ અથવા ચાર અઠવાડિયાથી સ્હેજ વધારે હતા. ત્યાર બાદ મહિનાની ગણુતરી થઇ અને એક વર્ષના બાર મહિના ગણવામાં આવ્યા. પરંતુ ચંદ્રની ગતિ પ્રમાણે ૧૨.૪ મહિના થતા હોવાથી, વર્ષની સાથે ઋતુઓનો મેળ બંધ બેસતો આવતો નહિ.

આ ગોટાળો આમ ચાલ્યા કરતો હતો, પણ ઇ. સ. પૂર્વે ૪૫માં જ્યુલિયસ સીઝરે આજ્ઞા કરી કે 'હવેથી ત્રણ વર્ષ ૩૬૫ દિવસનાં ગણવાં અને ચોથું વર્ષ ૩૬૬ દિવસનું ગણવું.'' આને જ્યુલિયન પંચાગ તરીકે ઓળખવામાં આવે છે. વર્ષમાં લગભગ ૩૬૫¼ દિવસો હોવાથી ઘણાં વર્ષો સુધી આ ગોઠવણુ સંતોષકારક રીતે ચાલી, પણ વર્ષના ૩૬૫¼ દિવસો બરાબર ન હોવાથી સૈકાઓ વીતતાં આ ભૂલ મોટી થઇ ગઇ.

૧૫૮૨માં પોપ ગ્રેગરી તેરમાએ બોલાવેલ ખગોળશાસ્ત્રીઓની પરિષદે તે વર્ષમાં ૧૧ દિવસ પડતા મૂકીને સુધારો કર્યો. સાથે સાથે તેણે લીપ ઇયરનો નિયમ પણ દાખલ કર્યો. ગ્રેગોરિયન પંચાંગનો ઉપયોગ ધીમેધીમે પશ્ચિમ યુરોપમાં થવા લાગ્યો. ઇંગ્લંડે તે ૧૭૫૨માં દાખલ કર્યું. અમેરિકન સંસ્થાનોમાં પણ લગભગ તે સમયે દાખલ થયું. પરંતુ પૂર્વ યુરોપમાં ગ્રીક દેવળનું સામ્રાજ્ય હોવાથી જૂની જુલિયન પદ્ધતિ જ ચાલુ રહી. ઇ. સ. ૧૯૧૭માં તુર્કસ્તાને ગ્રેગોરિયન પદ્ધતિ દાખલ કરી અને રશિયાએ ઇ. સ. ૧૯૧૮માં દાખલ કરી. ઇ. સ. ૧૯૨૩માં પૂર્વના સનાતની દેવળના મંડળે આખા જગતમાં વપરાતી ગણુતરી દાખલ કરવાનો હુકમ કર્યો. સુધરેલા દેશોમાં અત્યારે ગ્રેગોરિયન પંચાંગ એકસરખી રીતે વપરાય છે.

## મહિનાનાં નામો

અંગ્રેજી મહિનાનાં નામો લૅટિન નામો પરથી આવ્યાં છે. સપ્ટેંબર એટલે સાત (Septem) ઑક્ટોબર એટલે આઠ (Octo.) નવેંબર એટલે નવ (Novem.) અને ડિસેંબર એટલે દસ (Decem). વર્ષ માર્ચથી શરૂ થતું હોઇ સપ્ટેંબર સાતમો મહિનો હતો. જુલાઇને પહેલાં 'ક્વિન્ટસ' (પાંચમો) ઉપરથી 'ક્વિન્ટિલિયસ' કહેવામાં આવતો, પરંતુ જ્યારે જુલિયસ સીઝરે પંચાંગમાં સુધારો કર્યો ત્યારે તેણે પોતાના માનમાં મહિનાનું નામ 'જુલિયસ' કરી નાખ્યું અને 'જુલિયસ'નું અંગ્રેજી 'જુલાઇ' થયું. તે જ પ્રમાણે સૅકટસ' (છઠ્ઠો) ઉપરથી 'સેક્સ્ટિલસ'નું નામ શહેનશાહ ઑગસ્ટસે પોતાના નામ પરથી 'ઑગસ્ટસ' પાડયું. અંગ્રેજીમાં તે 'ઑગસ્ટ' થયો.

જાન્યુઆરીનું નામ પ્રવેશદ્વારના દેવ 'જેનસ' પરથી પડયું છે. રોમન લોકો ફેબ્રુઆરી મહિનામાં શુદ્ધિકરણનો મોટો મહોત્સવ કરે છે તેને 'ફેબ્રુઆ' કહે છે, તે પરથી તે મહિનાનું નામ પડયું છે. 'માર્શિયસ' માર્સદેવનો મહિનો છે. માર્સ મૂળ ખેતીવાડીનો દેવ હતો. સામાન્યરીતે જે મહિનામાં વાવણી થાય તે તેનો મહિનો. એપ્રિલના મૂળની ખબર નથી. રોમન દેવ મરકર્યુરી (બુદ્ધિ)ની માતા 'મેરિયા' ઉપરથી મે અને સ્ત્રીઓની તથા લગ્નની દેવી 'જ્યુનો' પરથી જૂન નામ પડયું છે.

## પંચાંગનાં વર્ષો

અત્યારનું પંચાંગ રોમન પંચાંગપર ઘડાયેલ છે. સૂર્યની આસપાસ પૃથ્વીને ફરતાં જે સમય લાગે તેને તે પંચાગમાં વર્ષ ગણવામાં આવતું. રોમન પંચાંગમાં પહેલાં ફક્ત દશ જ મહિના હતા. ન્યુમાએ તેમાં જાન્યુઆરી તથા ફેબ્રુઆરી વધાર્યા. વર્ષની શરુઆત માર્ચ મહિનાથી થતી હતી અને તેને અંગે જ

સપ્ટેમ્બર, ઓકટોબર, નવેમ્બર અને ડીસેમ્બર નામ ખોટાં પડયાં છે. જ્યુલિયસ સીઝરે વર્ષની લંબા
૩૬૫ દિવસની નક્કી કરી. સૂર્યના સમય સાથે આને સરખું કરવાને દર ચાર વર્ષે (લીપઇયર) એક વધારાન
દિવસ ઉમેરવાનું તેણે નક્કી કર્યું. પણ આમ છતાં વર્ષ અગિયાર મિનિટ લાંબું થતું હતું અને સૈકાર
વીતતાં તે સૂર્યથી ખૂબ આગળ વધી ગયું. ૧૫૮૨માં પોપ ગ્રેગરી તેરમાએ ઓકટોબરમાં ૧૧ દિવસ કા
નાખીને નવા પંચાંગની શરૂઆત કરી અને ૧૫૮૩થી સરખું વર્ષ શરૂ થયું. બ્રિટને આ સિદ્ધાંતનો ૧૭૫૨
સ્વીકાર કર્યો હતો અને સપ્ટેમ્બરને ૧૧ દિવસ ટૂંકાવી નાખ્યો હતો. ફરીથી ભૂલ ન થાય તે ખાત
સૈકાઓના જે વર્ષોને ૪૦૦થી ભાગી શકાય તેને 'લીપઇયર' ગણવામાં આવે છે. દા. ત. ૧૬૦૦, ૨૦૦

વર્ષો ગણવાની શરૂઆત માટે ગ્રીક લોકોએ જે વર્ષો ઓલિમ્પિક રમતો રમવામાં આવી હતી ત
પહેલું વર્ષ ગણ્યું. રોમન લોકોએ રોમની સ્થાપનાના ધારવામાં આવતા વર્ષથી શરૂઆત ગણી. ખ્રિ
લોકોએ ઇસુ ખ્રિસ્તિના જન્મદિવસથી શરૂઆત કરી અને મુસલમાન લોકોએ મહમદ પેગમ્બર મદીના ના
ગયા ત્યારથી-ઇ. સ. ૬૨૨થી-શરૂઆત કરી.

## વર્ષ

પંચાગનું વર્ષ ૩૬૫ દિવસનું હોય છે; સૂર્યની આસપાસ પૃથ્વીને ફરતાં ૩૬૫ દિ. ૬ ક. ૧૩ ૃ
લાગે છે. સૂર્યની સાથે પંચાંગના વર્ષનો મેળ રાખવા માટે દર ચોથા વર્ષના ૩૬૬ દિવસ ગણવા
આવે છે; તેરમા સૈકા સુધી પંચાગનું વર્ષ નાતાલના દિવસે શરૂ થતું. ત્યારપછી ૨૫મી માર્ચે શરૂ થ
સોળમા સૈકા પછી નવુ વર્ષ ૧લી જાન્યુઆરીથી શરૂ થાય છે.

## પંચાંગની વિચિત્રતા

કોઇ પણ સૈકો બુધ, શુક્ર અથવા રવિવારે શરૂ થતો નથી. ઓકટોબર તથા જાન્યુઆરી, એપ્રિલ ત
જુલાઇ અને સપ્ટેંબર તથા ડિસેંબર અઠવાડિયાના એક જ દિવસે શરૂ થાય છે. ફેબ્રુઆરી, માર્ચ ત
નવેંબર પણ એક જ દિવસે શરૂ થાય છે. મે, જૂન તથા ઓગસ્ટ કોઇ પણ નિયમને વશ થતા ન
લીપ ઇયરને આ નિયમો લાગુ પડતા નથી.

## લીપ ઇયર

**(૧૮૦૦ અને ૨૦૦૦ વચ્ચેના)**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૦૪ | ૧૮૨૮ | ૧૮૫૨ | ૧૮૭૬ | ૧૯૦૪ | ૧૯૨૮ | ૧૯૫૨ | ૧૯ |
| ૧૮૦૮ | ૧૮૩૨ | ૧૮૫૬ | ૧૮૮૦ | ૧૯૦૮ | ૧૯૩૨ | ૧૯૫૬ | ૧૯ |
| ૧૮૧૨ | ૧૮૩૬ | ૧૮૬૦ | ૧૮૮૪ | ૧૯૧૨ | ૧૯૩૬ | ૧૯૬૦ | ૧૯ |
| ૧૮૧૬ | ૧૮૪૦ | ૧૮૬૪ | ૧૮૮૮ | ૧૯૧૬ | ૧૯૪૦ | ૧૯૬૪ | ૧૯ |
| ૧૮૨૦ | ૧૮૪૪ | ૧૮૬૮ | ૧૮૯૨ | ૧૯૨૦ | ૧૯૪૪ | ૧૯૬૮ | ૧૯ |
| ૧૮૨૪ | ૧૮૪૮ | ૧૮૭૨ | ૧૮૯૬ | ૧૯૨૪ | ૧૯૪૮ | ૧૯૭૨ | ૧૯ |
| | | | | | | | ૨૦ |

નિયમ એવો છે કે ચારની સંખ્યાથી જે વર્ષને વિનાશેષે ભાગી શકાય છે તે લીપ ઇયર. જો
વધે તો લીપ ઇયર નહિ. સૈકા માટે એવો નિયમ છે કે જેને ૪૦૦થી ભાગવાથી શેષ ન વધે તે વર્ષ
ઇયરવાળું ગણવું. દા. ત. ૧૯૦૦ને ૪૦૦થી ભાગતાં શેષ વધે માટે તે વર્ષ લીપ ઇયર હોઇ શકે ન

ઇ. સ. ૦ એવું કોઇ વર્ષ નહોતું. ઇ. સ. ૧ પહેલાનું વર્ષ ઇ. સ. પૂર્વે ૧ હતું. માટે ઇસ્વી
પૂર્વે અને ઇસ્વીસનના વર્ષનો તફાવત કાઢવો હોય તો સરવાળો કરી ૧ બાદ કરવો.

## દિવસો લાંબા ટૂંકા કેમ થાય છે?

પૃથ્વીની બે ગતિ છે. (૧) પોતાની ધરીની આસપાસની દૈનિક ગતિ તથા (૨) સૂર્યની આસપાસની પરિભ્રમણની વાર્ષિક ગતિ.

પોતાની ધરીની આસપાસ એક આંટો ફરી રહેતાં પૃથ્વીને ૨૪ કલાક લાગે છે. તે સમયને આપણે દિવસ કહીએ છીએ. જે ભાગ સૂર્યની સામે હોય તે ભાગ ઉપર અજવાળું હોય છે, જ્યારે બીજી બાજુના ભાગ પર અંધકાર હોય છે. જેને રાત્રિ કહેવામાં આવે છે. પૃથ્વી પરના દરેક ભાગમાં એકી સાથે દિવસ અને રાત્રિ હોતાં જ નથી, કારણ કે પૃથ્વી સપાટ નથી.

વર્ષના કેટલાક મહિનાઓમાં, દિવસ રાત્રિ કરતાં લાંબો હોય છે, તો કેટલાક મહિનામાં રાત્રિ દિવસ કરતાં લાંબી હોય છે. કેટલાક મહિનાઓમાં અતિશય ગરમી પડે છે તો કેટલાક મહિનાઓમાં અતિશય ઠંડી પડે છે. ઋતુઓના ફેરફાર સાથે રાત્રિ દિવસની લંબાઇ સંકળાયેલી છે. આ ફેરફાર થવાનું કારણ એ છે કે કક્ષામાં ફરતાં પૃથ્વીની ધરી કક્ષાની સપાટી સાથે કાટખૂણે આવેલી નથી પરંતુ તે ૬૬½ ડીગ્રીનો ખૂણો બનાવે છે.

વર્ષમાં માત્ર બે જ દિવસ ૨૧ માર્ચ તથા ૨૨ સપ્ટેમ્બરના દિવસે સૂર્ય બરાબર વિષુવવૃત્ત ઉપર હોવાથી પૃથ્વીની ધરી સૂર્ય તરફ ઢળતી હોતી નથી એટલે ઉત્તર ગોળાર્ધ અને દક્ષિણ ગોળાર્ધમાં સરખું અજવાળું અને સરખો અંધકાર હોય છે. સર્વ ઠેકાણે દિવસ અને રાત્રિ બાર કલાકનાં જ હોય છે. ૨૧મી જુનને દિવસે પૃથ્વીની ધરીનો ઉત્તરનો છેડો સૂર્ય તરફ ઘણો જ નમેલો હોય છે તેથી ઉત્તરગોળાર્ધમાં દિવસ લાંબામાં લાંબો તથા રાત્રિ ટૂંકામાં ટૂંકી હોય છે. ધરીનો દક્ષિણ વિભાગ સૂર્યથી દૂર હોય છે એટલે સૂર્યનાં કિરણો સીધાં પડતાં નથી. આથી દક્ષિણ ગોળાર્ધમાં દિવસો ટૂંકા હોય છે અને રાત્રિઓ લાંબી હોય છે; ૨૧મી ડિસેમ્બરે ઉત્તર ગોળાર્ધમાં સૂર્યનાં કિરણ સીધાં પડતાં નથી તેથી દિવસો ટૂંકા હોય છે ત્યારે દક્ષિણ ગોળાર્ધમાં દિવસો લાંબા હોય છે. માર્ચની ૨૧મીથી સપ્ટેમ્બરની ૨૨મી સુધી ઉત્તર ગોળાર્ધમાં દિવસો રાત્રિ કરતાં લાંબા હોય છે. ૨૨ સપ્ટેમ્બરથી માર્ચની ૨૧ સુધી ઉત્તર ગોળાર્ધમાં દિવસો રાત્રિ કરતાં ટૂંકા હોય છે. દક્ષિણ ગોળાર્ધમાં આથી ઉલટું જ હોય છે.

ઉત્તર ગોળાર્ધમાં લાંબામાં લાંબો દિવસ જૂન ૨૧ તથા ટૂંકામાં ટૂંકો દિવસ ડીસેમ્બર ૨૧ છે. વિષુવવૃત્ત પર ટૂંકામાં ટૂંકા દિવસો માર્ચ ૨૧ તથા સપ્ટેમ્બર ૨૨ તથા લાંબામાં લાંબા દિવસો જૂન ૨૧ તથા ડીસેમ્બર ૨૧ હોય છે.

## સૂર્યોદય અને સૂર્યાસ્ત

સૂર્ય બપોરે બાર વાગ્યે મધ્યાહ્ન રેખાએ વર્ષમાં ચાર વખત–૧૫ એપ્રિલ, ૧૪ જૂન, ૧ સપ્ટેંબર અને ૨૫ ડિસેંબરે-પહોંચે છે. બીજા દરેક વખતે તે એકથી સોળ મિનિટ આગળ અથવા પાછળ હોય છે. આનું કારણ એ છે કે સૂર્યની આસપાસનો પૃથ્વીનો રસ્તો અથવા તો સૂર્યનો દેખીતો રસ્તો ગોળ નથી, પરંતુ લંબવર્તુલ છે અને તે વિષુવવૃત્તની સાથે સમાંતર નથી પરંતુ ૨૩½ ડિગ્રીના કાટખૂણે આવી રહેલ છે. પ્રાચીનકાળમાં જ્યારે સૂર્ય ઘડી અથવા બપોરની નિશાનીનો ઉપયોગ કરવામાં આવતો હતો ત્યારે સૂર્યની આ દેખાતી અનિયમિત ગતિનું વખતના સમીકરણમાં ધ્યાન રાખવામાં આવતું અને બાર કલાકમાં તેટલો સમય ઉમેરવામાં અગર બાદ કરવામાં આવતો હતો. સૂર્યની સાથે યાંત્રિક રીતે ગતિ રાખી શકે તેવું કોઈ પણ ઘડિયાળ, ગમે તેટલા પૈસા ખર્ચતાં પણ, બની શકે તેમ ન હોવાથી એક કૃત્રિમ સૂર્યની યોજના કરવામાં આવી હતી. તેની ગતિ એકધારી હતી અને તેથી તેનો સમય પણ સરખો હતો.

અવસ્થિત દેખીતા સમયથી ઓળખવા માટે આને 'મધ્યવર્તી' (Mean) સમય કહેવામાં આવતો હતો. સૂર્યોદયથી બપોરના બાર સુધીના તથા બપોરના બારથી સૂર્યાસ્ત સુધીનાં અંતર મુખ્યત્વે કરીને આ કલ્પિત સમયને આભારી છે. સૂર્યોદય અથવા સૂર્યાસ્ત અને મધ્યાહ્નરેખાની વચ્ચેનું અંતર સદા સરખું હોય છે. 'દેખીતા' સમયમાં આવી કોઇ વિલક્ષણતા હોતી નથી, પણ આ તફાવત સૂર્યોદય તથા સૂર્યાસ્તમાં એકધારા જુદા હોય છે, ત્યારે 'મધ્યવર્તી' સમયમાં આ તફાવતનો સરવાળો સમયના સમીકરણમાં વત્તા અથવા ઓછાના પ્રમાણમાં ૩૩ મિનિટ જેટલો હોય છે. સવારના અને બપોરના સમયમાં આ તફાવતને વિરોધી નિશાનીઓ લગાડવામાં આવે છે. 'આગળ' અથવા 'પાછળ'ના ફેરફાર સાથે આ નિશાનીઓને ઉલટાવવામાં આવે છે અને ઉપર બતાવેલી તારીખો સિવાય તે કદી સરખી હોતી નથી.

## અક્ષાંશ–રેખાંશ

ભૌગોલિક હેતુ માટે વિષુવવૃત્ત પૃથ્વીના મધ્યમાં એક વર્તુલ પૂર્વ–પશ્ચિમ દોરે છે અને પૃથ્વીના બે સરખા ભાગ કરે છે. પૃથ્વીના ગોળા પર આ સૌથી મોટામાં મોટું વર્તુલ છે. આવી રીતે વિષુવવૃત્ત અને ધ્રુવની વચ્ચે ૯૦ વર્તુલો વિષુવવૃત્તના સમાન્તરે તેની ઉત્તરે અને તે જ પ્રમાણે દક્ષિણમાં આવેલાં છે. એકંદરે બન્ને ગોળાર્ધમાં ૧૮૦ વર્તુલો આપણે કલ્પી લેવાનાં છે. વિષુવવૃત્તથી આવેલાં નાનાં સમાન્તર વર્તુલોને આપણે અક્ષાંશવૃત્તના નામથી ઓળખીએ છીએ.

બીજું એક વર્તુલ એવું કલ્પવામાં આવ્યુ છે જે ઉત્તર ધ્રુવથી શરૂ થઈ દક્ષિણધ્રુવ સુધી પૃથ્વીની આસપાસ ઉત્તર-દક્ષિણ ફરી વળે. આ વર્તુલને રેખાંશવૃત્ત કહેવામાં આવે છે.

## અધિક માસ કયો આવે તેની સમજ

જે અંક શાલિવાહન શકનો હોય તે અંકમાંથી ૧૬૬૬ બાદ કરવા અને બાકી વધે તેને ૧૯થી ભાગવા. જો કંઇ ન વધે તો જેઠ માસ, ૮ વધે તોપણ જેઠ માસ અધિક જાણવો. બે વધે તો આસો, ત્રણ વધે તો ચૈત્ર, પાંચ વધે તો શ્રાવણ, અગિયાર વધે તો વૈશાખ, તેર વધે તો ભાદ્રપદ, ૧૬ વધે તો અષાડ અધિક ગણવો. આમાંનો કોઇ આંકડો વધતી રકમમાં ન હોય તો તે વર્ષમાં અધિક માસ નથી એમ સમજવું.

## ક્ષયમાસની સમજ

જે ચાંદ્રમાસમાં સૂર્યની બે સંક્રાંત્તિઓ થતી હોય તેને ક્ષયમાસ કહે છે, કેમકે સુદ પડવાને દિવસે એક સંક્રાંતિ બેસે અને તેના તે જ માસની વદ અમાસ પૂરી થવાની અંદર બીજી સંક્રાંતિ બેસે તેને ક્ષયમાસ અથવા એક માસના બે માસ ગણે છે, એટલે એક માસ ઓછો ગણે છે. તેથી તે ૧૧ માસનું વર્ષ થાય છે. એમ થવાનું કારણ સૂર્યની સ્પષ્ટ ગતિ વધારે હોય ત્યારે થોડી મુદ્દતમાં સૂર્ય એક રાશિથી બીજી રાશિમાં પ્રવેશ કરે છે ત્યારે એક ચાંદ્રમાસની અંદર એક સૌરમાસ સમાઇ રહે છે. એવી વધારેમાં વધારે ગતિ વૃશ્ચિક, ધન, અને મકર એવી સંક્રાંતિઓમાં થાય છે. એ ઉપરથી એવો અંદાજ કર્યો છે કે ક્ષયમાસ જ્યારે આવે ત્યારે કારતક, માગશર, પોષ, માઘ એટલામાં જ આવે એવો નિયમ કેટલાંએક વર્ષ સુધી રહેશે, પણ પછી ઉલટાશે. ક્ષયમાસ લખવાનો રિવાજ એવી રીતે છે કે કારતક–માગશરનું યુગ્મ (જોડ) માગશર–પોષનું યુગ્મ, પોષ–મહાનું યુગ્મ, એ રીતે લખાય છે. સંવત ૧૮૯૮ની સાલમાં પોષ સુદી પડવાને દિવસે મકરસંક્રાંતિ થઇ હતી તેથી તે વખતે પોષ અને તેના પછી માઘ એ બન્નેનું યુગ્મ લખાયું હતું. તેમાં પોષનો ક્ષય સમજવો.

એક વખતે ક્ષયમાસ આવ્યા પછી ઘણું કરીને ૧૪૧ વર્ષે અથવા કોઇ વખતે ૧૯ વર્ષે ફરી ક્ષયમાસ આવે છે. ક્ષયમાસ પહેલાં ત્રણ માસ અગાઉ એક અધિક માસ આવે અને ક્ષયમાસ પછી ત્રણ માસને અંતરે બીજો અધિક માસ આવે છે. હાલ ચાલુ છે તે પંચાંગના માનથી આ લખેલું છે. તે માન પ્રમાણે શક ૧૭૪૪માં માર્ગશીર્ષનો ક્ષય થયો હતો. હવે પછી શક ૧૮૮૫માં તે માર્ગશીર્ષનો ક્ષય થશે.

## સંવત ૧૯૧૨થી સંવત ૨૦૧૨ સુધીનાં વર્ષોના અધિક માસની નોંધ

| સાલ | અધિક માસ | સાલ | અધિક માસ | સાલ | અધિક માસ |
|---|---|---|---|---|---|
| ૧૯૧૪ | જેઠ | ૧૯૪૬ | ભાદરવો | ૧૯૭૯ | જેઠ |
| ૧૯૧૬ | આસો | ૧૯૪૯ | અષાઢ | ૧૯૮૨ | ચૈત્ર |
| ૧૯૧૯ | શ્રાવણ | ૧૯૫૨ | જેઠ | ૧૯૮૪ | શ્રાવણ |
| ૧૯૨૨ | જેઠ | ૧૯૫૪ | આસો | ૧૯૮૭ | અષાઢ |
| ૧૯૨૫ | વૈશાખ | ૧૯૫૭ | શ્રાવણ | ૧૯૯૦ | વૈશાખ |
| ૧૯૨૭ | ભાદરવો | ૧૯૬૦ | જેઠ | ૧૯૯૨ | ભાદરવો |
| ૧૯૩૦ | અષાઢ | ૧૯૬૩ | ચૈત્ર | ૧૯૯૫ | શ્રાવણ |
| ૧૯૩૩ | જેઠ | ૧૯૬૫ | શ્રાવણ | ૧૯૯૮ | જેઠ |
| ૧૯૩૫ | આસો | ૧૯૬૮ | અષાઢ | ૨૦૦૧ | ચૈત્ર |
| ૧૯૩૮ | શ્રાવણ | ૧૯૭૧ | વૈશાખ | ૨૦૦૩ | શ્રાવણ |
| ૧૯૪૧ | જેઠ | ૧૯૭૩ | આસો | ૨૦૦૬ | અષાઢ |
| ૧૯૪૪ | ચૈત્ર | ૧૯૭૬ | શ્રાવણ | ૨૦૦૯ | વૈશાખ |
| | | | | ૨૦૧૧ | ભાદરવો |

## પારસીઓનું વર્ષ

પારસીઓના ૩૦ રોજનાં નામો

| | | |
|---|---|---|
| ૧ અહુરમજદ | ૧૧ ખોરશેદ | ૨૧ રામ |
| ૨ બેહમન | ૧૨ મોહોર | ૨૨ ગોવાદ |
| ૩ અરદી બેહેશત | ૧૩ તીર | ૨૩ દેપદીન |
| ૪ શેહેરેવર | ૧૪ ગોશ | ૨૪ દીન |
| ૫ સફંદારમદ | ૧૫ દેપમેહેર | ૨૫ અરશેસંગ |
| ૬ ખોરદાદ | ૧૬ મેહેર | ૨૬ આસતાદ |
| ૭ અમરદાદ | ૧૭ સરોશ | ૨૭ આસમાન |
| ૮ દેપાદર | ૧૮ રસને | ૨૮ જમિયાદ |
| ૯ આદર | ૧૯ ફરવરદીન | ૨૯ મરિસફંદ |
| ૧૦ આવાં | ૨૦ બેહરામ | ૩૦ અનેરાન |

## બાર મહિનાનાં નામો

| | | |
|---|---|---|
| ૧ ફરવરદીન | ૫ અમરદાદ | ૯ આદર |
| ૨ અરદીબેહસ્ત | ૬ શેહેરેવર | ૧૦ દે |
| ૩ ખોરદાદ | ૭ મેહેર | ૧૧ બહમન |
| ૪ તીહ | ૮ આવાં | ૧૨ સફંદારમદ |

## મુસલમાન મહિનાઓનાં નામ

૧ મોહરમ
૨ સફર
૩ રબીઉલઅવલ
૪ રબીઉલઆખર
૫ જમાદીઉલઅવલ
૬ જમાદીઉલઆખર
૭ રજબ
૮ સાબાન
૯ રમજાન
૧૦ સવાલ
૧૧ જીલકાદ
૧૨ જીલહજ

## બંગાળી મહિનાઓનાં નામ

૧ વૈશાખ
૨ જયેષ્ઠ
૩ આષાઢ
૪ શ્રાવણુ
૫ ભાદ્ર
૬ આશ્વિન
૭ કાર્તિક
૮ અગ્રાહયન
૯ પૌષ
૧૦ માઘ
૧૧ ફાલ્ગુન
૧૨ ચૈત્ર

## તેલુગુ તથા કેનેડી મહિનાઓનાં નામ

૧ ફાલ્ગુન
૨ ચૈત્રમ
૩ વૈશાખ
૪ જયેષ્ઠ
૫ અષાઢ
૬ શ્રાવણુ
૭ ભાદ્રપદ
૮ અશ્વિયુજ
૯ કાર્તિક
૧૦ માર્ગશીર
૧૧ પુષ્યમ
૧૨ માધમ

## તામિલ-મલાયલમ મહિનાઓનાં નામ

૧ અવની ચિંગમ્
૨ પુરતસી-કન્ની
૩ અપ્પીસી-તુલમ્
૪ કાર્તિકેય-વૃશ્ચિકમ્
૫ માર્ગલી-ધનુપ
૬ થૈ-મકરમ્
૭ મસી-કુંભમ્
૮ પંગુની-મીનમ્
૯ ચિત્રૈ-મેષમ્
૧૦ વૈકસી-વૃષભમ્
૧૧ અની-મિથુનમ્
૧૨ આદિ-કાર્તિકમ્

## ઋતુઓનાં નામ

વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત, શિશિર

## વારનાં નામ

| હિંદુ | મુસલમાન | આરબ | હિંદુ | મુસલમાન | આરબ |
|---|---|---|---|---|---|
| રવિ | આઇતવાર | એકશમબા | ગુરુ | જુમેરાત | પંજશમબા |
| સોમ | પીર | દો શમબા | શુક્ર | જુમ્મા | જુમેઆદીના |
| મંગળ | મંગળ | સીશમબા | શનિ | શનિવાર | શમબા-હફતા |
| બુધ | બુધ | ચારશમબા | | | |

## નક્ષત્રનાં નામ

૧ અશ્વિની
૨ ભરણી
૩ કૃતિકા
૪ રોહિણી
૫ મૃગશીર્ષ
૬ આર્દ્રા
૭ પુનર્વસુ
૮ પુષ્ય
૯ આશ્લેષા

Radicals : ઉદ્દામવાદી; બહુમતિના વિચારોથી તદ્દન જુદા રાજકીય વિચારો ધરાવનાર વ્યક્તિઓ અથવા જે લોકો રાજતંત્ર અથવા કાયદામાં ધરમૂળના ફેરફાર કરવાની તરફેણમાં હોય તે.

Reciprocity : વેપારી હક્કોનો વિનિમય. જ્યારે એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રને જકાત સંબંધી ખાસ હક્કો આપે છે ત્યારે તેનો અનુભવ થાય છે.

Reconnaissance : દુશ્મન દેશના સાધનોની અથવા લશ્કરની હીલચાલની ખબર મેળવવા માટે લશ્કરની અથવા વિમાનોની હીલચાલ માટે વાપરવામાં આવતો શબ્દ.

Red Army : લાલ લશ્કર; સોવિયેટ યુનિયનના લશ્કર માટે વપરાતો શબ્દ; આ લશ્કરની સંખ્યા લગભગ બે કરોડની ગણવામાં આવે છે.

Red Cross : મનુષ્યોનાં દુઃખો—ખાસ કરીને યુદ્ધ સમયે માંદા તથા ઘાયલ મનુષ્યોને રાહત આપવી—ઓછાં કરવા માટે આંતરરાષ્ટ્રીય સંસ્થા. હેન્રિ ડુમાંએ કરેલ સૂચનાઓની ચર્ચા કરવા માટે ૧૮૬૩ ના ફેબ્રુઆરીની ૯મી તારીખે જીનિવામાં મળેલ સભા વખતે તેની સ્થાપના થઇ કહી શકાય.

Referendum : જનમતનિર્ણય; એક જાતની પદ્ધતિ, જેમાં કોઈ પણ કાયદો પસાર કરતાં પહેલાં તેની ઉપર સમસ્ત મતદારોના મત લેવામાં આવે છે.

Regent : રાજ્યરક્ષક; જ્યારે રાજા સગીર વયનો હોય, અથવા ગાંડો થઇ ગયો હોય અથવા તો બીજી કોઇ રીતે રાજ્ય ચલાવવા નાલાયક હોય ત્યારે તેને બદલે વહીવટ ચલાવવા માટે 'રાજ્ય-રક્ષક' નીમવાની પ્રથા સામાન્ય છે.

Reichstag : રિશ્ટેગ; જર્મન પાર્લમેન્ટ.

Reparations : યુદ્ધ દરમિયાન થયેલ નુકશાન ભરપાઇ કરવું તે.

Republic : ગણરાજ્ય; કોઇ પણ રાજાની સત્તા ન હોય તેવું રાજ્ય. જનસમૂહે ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓના હાથમાં સત્તા હોય છે.

Right and Left : ધારાસભામાં સ્થિતિચુસ્ત પક્ષ, પ્રમુખ અથવા સ્પીકરના જમણા હાથ તરફ બેસે છે, અને ઉદ્દામવાદી અથવા ઉગ્ર પરિવર્તનવાદી વર્ગ ડાબા હાથ પર બેસે છે. એને અંગે આ શબ્દોનો ઉપયોગ સ્થિતિચુસ્ત તથા ઉદ્દામવાદી પક્ષો માટે થવા લાગ્યો છે. મધ્યસ્થ પક્ષ માટે 'કેન્દ્ર' શબ્દ વપરાય છે.

Sabotage : પહેલાં તો આ શબ્દનો અર્થ એવો થતો હતો કે મજૂરોની તકરારમાં પોતાની માગણીનો બળજબરીથી સ્વીકાર કરાવવા માટે મજૂરો યંત્રો અથવા કાચા માલને બગાડીને અથવા તેનો નાશ કરીને માલિકને નુકશાન પહોંચાડવાનો પ્રયત્ન કરે છે તે; અત્યારે તેનો વિશાળ અર્થમાં ઉપયોગ થઇ રહ્યો છે. તે એકે જનસમાજની અનિવાર્ય જરૂરિયાત પૂરી પાડનાર કારખાનાં અને મિલકતનો દ્વેષ ભાવથી નાશ કરવો તે.

Sanctions : આંતરરાષ્ટ્રીય કરારોનું પાલન કરાવવા માટે અમલમાં આવેલાં પગલાં. આ પગલાંમાં કોઈ પણ રાષ્ટ્ર સાથે વેપાર કરવાની, તેને પૈસા ઉછીના આપવાની ના પાડવી વગેરેનો સમાવેશ થાય છે.

Scorched Earth policy : ધીખતીધરાની નીતિ; પરાજિત પ્રદેશ ખાલી કર્યા પૂર્વે અથવા તેમાંથી પીછેહઠ કર્યા પૂર્વે દુશ્મનને ઉપયોગી થઇ પડે તેવી વસ્તુ અથવા કારખાનાનો સદંતર નાશ કરવો તે.

**Scuttling** : કોઈ પણ કારણસર વહાણને તળીએ અથવા તૂતક પર કે બાજુએ કાણાં પાડી અંદર પાણી ભરાવા દેવું તે.

**Self-determination** : આત્મનિર્ણય; રાજકીય બાબતોમાં રાષ્ટ્રની દરેક પ્રજાને પોતાનું સ્વાતંત્ર્ય તથા રાજ્યબંધારણ તથા રાજકીય ભાવિ નક્કી કરવાનો હક્ક હોવો જોઈએ તેવો સિદ્ધાંત.

**Semitic** : ખરો અર્થ તો કોકેશિયન જાતિની પ્રાચીન શાખા 'સેમાઈટ'ને લગતું થાય છે. નોઆના ત્રણ પુત્રો પૈકી એકનું નામ શેમ હતું. તેના તેઓ વંશજ હોવાનું માનતા હતા. 'સેમાઈટ'માં માત્ર યાહુદીઓનો જ નહિ, પરંતુ એસિરિયન, બેબિલોનિયન, ફીનિશિયન અને દક્ષિણ-પશ્ચિમ એશિયાના બીજા લોકોનો સમાવેશ થતો હતો. અત્યારે યાહુદીઓ માટે આ શબ્દ વપરાય છે.

**Sit-down Strike** : મજૂરોની હડતાળનો એક પ્રકાર. તેમાં મજૂરો કારખાનું છોડીને બહાર ન જતાં દિવસ-રાત અંદર બેસી રહે છે.

**Socialism** : રાજ્યની માલિકીની તરફેણમાં જમીન તથા ઉત્પાદક મૂડીની ખાનગી માલિકી બંધ પડે તે સિદ્ધાંત.

**Soviet** : સમિતિ માટેનો રશિયન શબ્દ; અત્યારે તો સ્ટેલિનની સત્તા નીચેનું બૃહદ્ રશિયા. ૧૯૦૫ની ક્રાંતિ પછી આ શબ્દ રશિયામાં પ્રચલિત થયો. તે સમયે મજુરો તથા સૈનિકો જ મત આપી શકે તેવા પ્રતિનિધિમંડળની સ્થાપના કરવાની યોજના હતી. રશિયાના જુદા જુદા પ્રાંતોમાં જુદી જુદી પંચાયત અથવા સોવિયેટ સમિતિઓ છે, અને ત્યાં ગ્રામ-સોવિયેટ, કસબા-સોવિયેટ, જીલ્લા-સોવિયેટ, પ્રાંત-સોવિયેટ વગેરે છે.

**Spy** : ગુપ્તચર; યુદ્ધ સમયે દુશ્મન વિરૂદ્ધ માહિતી એકઠી કરનાર.

**Statute of Westminster** : ૧૯૩૧ના નવેમ્બરની ૨૪મી તારીખે આમસભાએ પસાર કર્યો. તેમાં ૧૯૨૬ તથા ૧૯૩૦ની શાહી પરિષદોના ઠરાવને સંમતિ આપવામાં આવી. આ શાહી પરિષદોમાં ગ્રેટબ્રિટન અને ઉત્તર આયર્લેંડ તથા કેનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલંડ, દક્ષિણ આફ્રિકા, આઈરિશ ફ્રી સ્ટેટ તથા ન્યુફાઉન્ડલેન્ડના પ્રધાનોએ ભાગ લીધો હતો. ઇંગ્લંડ અને બીજાં ડુમિનિયનો વચ્ચે સરખાં રાજ્યો જેવી મૈત્રી છે. તાજ પ્રત્યેની વફાદારી તેમને જોડતી સાંકળ છે. ડુમિનિયનો સ્વતંત્ર રીતે રાષ્ટ્રસંઘના સભ્યો છે અને તેઓ ઘણા દેશોમાં પોતાના રાજકીય પ્રતિનિધિઓ નીમે છે.

**Strafe** : 'શિક્ષા' માટેનો જર્મન શબ્દ.

**Syndicalism** : મજૂર-મહાજનવાદ; તેનો ઉદ્દેશ ઉત્પત્તિ તથા વહેંચણીના તમામ સાધનો શ્રમજીવી-સંઘોની માલિકીનાં બનાવી દેવાનો છે.

**Tariff** : દેશમાં આવતા પરદેશી માલ પર નાખવામાં આવતી જકાતનો દર.

**Thailand** : સિયામનું નવું નામ.

**Third Degree** : રાજકીય મંડળોમાં, કેદી પાસેથી કબૂલાત કરાવવા માટે તેના પર કરવામાં આવતો અત્યાચાર; આ સખ્તાઈની ખબર પડવી મુશ્કેલ છે, કેમકે તે ખાનગીમાં આચરવામાં આવે છે.

**Third Reich** : જર્મનીનું નાઝીરાજ્ય દર્શાવવા આ શબ્દ વાપરવામાં આવે છે. મધ્યકાલીન જર્મની 'પહેલું સામ્રાજ્ય' હતું; હોહેઝોલર્ન (૧૮૭૧-૧૯૧૮) બીજું સામ્રાજ્ય હતું. હવે ત્રીજું સામ્રાજ્ય અથવા 'રિચ' છે.

nmany Hall : ન્યુયોર્કની રાજકીય સંસ્થા; આ પક્ષની સ્થાપના ૧૭૮૯ માં થઈ હતી. શહેરની તથા રાજ્યની રાજકીય બાબતોમાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

alitarian : આ પદ્ધતિ પ્રમાણે રાષ્ટ્રમાં એક જ પક્ષ હોય અને તેના હાથમાં સર્વ સત્તા હોય. વ્યક્તિનું અસ્તિત્વ રાષ્ટ્રથી ભિન્ન હોય એમ મનાતું નથી.

al War : અત્યારે પ્રચલિત યુદ્ધનીતિ. તેમાં 'સિવિલિયન' વસ્તીને પણ મુક્તિ મળતી નથી. લડાયક કે બીનલડાયક પક્ષ વચ્ચે તેમાં કંઈ મતભેદ રહેતો નથી.

de Unions : પોતાની સ્થિતિ સુધારવા માટે સ્થાપવામાં આવેલ મજૂર સંઘો.

U. C : ટ્રેડ યુનિયન કોંગ્રેસનું સંક્ષિપ્ત રુપ

S. S. R : 'યુનિયન ઑફ સોસ્યાલિસ્ટ સોવિયેટ રિપબ્લિકસ'નું સંક્ષિપ્ત રુપ

o : ધારાસભાએ પસાર કરેલા ઠરાવને રદ કરવાનો ખાસ અધિકાર.

ip : રાજકીય પક્ષનો સભ્ય; તેનું કાર્ય પોતાના પક્ષના સભ્યોના મત મેળવવા તેમને એકત્ર કરવાનું તથા પક્ષની નીતિને તેઓ અનુસરે તે જોવાનું છે.

ite Paper : શ્વેતપત્ર; બ્રિટિશ સરકાર પોતાની નીતિનું સ્પષ્ટીકરણ કરવા માટે વખતોવખત જે નિવેદન બહાર પાડે છે તે શ્વેતપત્ર તરીકે ઓળખાય છે.

nism : યાહૂદીની રાષ્ટ્રીય ચળવળ; પેલેસ્ટાઇનમાં યાહુદીઓ માટે નિવાસસ્થાન સ્થાપવા માટે ૧૮૯૭ માં 'ઝિયોનિસ્ટ સંસ્થા'ની સ્થાપના કરવામાં આવી હતી, પરંતુ ૧૯૨૧ પહેલાં કંઈ નિર્ણિત પગલું લેવામાં આવ્યું નહોતું.

## મુખ્ય ખિતાબો તથા ચંદ્રકો

**ર્સ ઑફ ધી સ્ટાર ઑફ ઇન્ડિયા** (૧૮૬૧)માં, એકસ્ટ્રા નાઇટ ગ્રાન્ડ કમાન્ડર (જી. સી. એસ. આઇ.) ઓનરરી નાઇટ ગ્રાન્ડ કમાન્ડર (જી. સી, એસ. આઇ.) ઓનરરી નાઇટ કમાન્ડર (કે. સી. એસ. આઈ.) ઓનરરી કંપેનિયન (સી. એસ. આઇ.) નાઇટ ગ્રાન્ડ કમાન્ડર (જી. સી. એસ. આઇ) નાઇટ કમાન્ડર (કે. સી. એસ. આઇ) તથા કંપેનિયન (સી. એસ. આઈ.)નો સમાવેશ થાય છે.

**ર્સ ઑફ ધી ઇન્ડિયન એમ્પાયર** (૧૮૭૭) માં એકસ્ટ્રા નાઇટ ગ્રાંડ કમાન્ડર (જી. સી. આઇ. ઇ.) ઓનરરી નાઇટ ગ્રાંડ કમાન્ડર (જી. સી. આઇ. ઇ.) ઓનરરી નાઇટ કમાન્ડર (કે. સી. આઇ. ઇ.), નાઇટ કમાન્ડર (કે. સી. આઇ, ઇ.) ઓનરરી કંપેનિયન (સી. આઇ. ઇ.) તથા કંપેનિયન (સી. આઇ. ઈ.)નો સમાવેશ થાય છે.

**ઇમ્પિરિયલ ઑર્ડર ઑફ ધી ક્રાઉન ઑફ ઈંડિયા** (સ્ત્રીઓ માટે) સી. આઇ. (જાન્યુ. ૧,૧૮૭૮)

**ોરિયા ક્રોસ** (૧૮૫૬) બહાદુરી તથા આત્મ-ભોગ માટે.

**ર્જ ક્રોસ** (૧૯૪૦) શૂરવીરતા માટે.

**ટરી ક્રોસ**-એમ. સી. (૧૯૧૫) કેપ્ટનો, લેફ્ટેનન્ટો તથા વૉરંટ ઓફીસરો માટે.

**ટંગ્વિશ્ડ ફ્લાઈંગ ક્રોસ**-ડી. એફ. સી. (૧૯૧૮) શાહી હવાઇદળના આફીસરો તથા વૉરંટ ઓફીસરો માટે.

**ટંગ્વિશ્ડ ફ્લાઈંગ મેડલ**-શૌર્ય, હિંમત અને એકાગ્રતા માટે. નોન-કમીશન્ડ ઓફીસરો તથા શાહી હવાઇદળના માણસો માટે.

ઇંડિયન ઑર્ડર ઑફ મેરીટ (૧૮૩૭) હિંદી આફીસરો તથા માણસોને અંગત બહાદુરીના બદલા તરીકે.

કૈસરે હિંદ મેડલ–પ્રથમ વર્ગ સુવર્ણચંદ્રક. બીજો વર્ગ રજતચંદ્રક. ૧૯૦૦; હિંદમાં અગર હિંદ માટે બજાવેલી ઉપયોગી સેવા માટેના બદલા તરીકે ગમે તેને.

ધી જ્યૉર્જ મેડલ–જી. એમ. ૧૯૪૦

ઇંડિયન ડિસ્ટિંગ્વિશ્ડ સર્વિસ મેડલ : ૧૯૦૭

ઇંડિયન પોલીસ મેડલ : બહાદૂરી માટે.

ઇંડિયન પોલીસ મેડલ : પ્રશસ્ય સેવા માટે.

ઇંડિયન લોંગ સર્વિસ એન્ડ ગૂડ કૉન્ડક્ટ મેડલ : હિંદી લશ્કરના યુરોપિયનો માટે.

ઇંડિયન મેરીટોરિયસ સર્વિસ મેડલ : (આઇ. એમ. એસ. એમ. ૧૮૮૮) હિંદી લશ્કરના યુરોપિયનો માટે

ઇંડિયન લોંગ સર્વિસ એન્ડ ગૂડ કૉન્ડક્ટ મેડલ : હિંદી લશ્કર માટે.

ઇંડિયન મેરીટોરિયસ સર્વિસ મેડલ : હિંદી લશ્કર માટે.

ઇમ્પિરિયલ સર્વિસ ઑર્ડર : (૧૯૦૨) સનંદી નોકરીના વહીવટી તથા કારકુની શાખાના સભ્યો માટે.

ડિસ્ટિંગ્વિશ્ડ સર્વિસ ક્રોસ : બધા દરિયાઇ આફીસરો માટે.

ડિસ્ટિંગ્વિશ્ડ કૉન્ડક્ટ મેડલ : લશ્કરના નોનકમીશન્ડ આફીસરો તથા માણસો માટે.

ઇંડિયન ડિસ્ટિંગ્વિશ્ડ સર્વિસ મેડલ : (આઇ. ડી. એસ. એમ. ૧૯૦૭) નોંધપાત્ર નોકરી માટે.

## તંદુરસ્તી તથા આરોગ્યસંરક્ષણ

**દૂધ** : ચા અથવા કૉફીને બદલે પૂરતા પ્રમાણમાં દૂધ પીઓ.

**લીલોતરી** : લીલોતરી શાક તથા ફળ હમેશાં ખાઓ.

**હવા** : જે હવા આપણે શ્વાસમાં લઇએ તે તાજી તથા ચોખ્ખી હોવી જોઇએ. રાત્રે હવા આવવા માટે શયનગૃહની બારીઓ ખુલ્લી રાખવી જોઈએ. માત્ર ઠંડો પવન ન લાગે તે સંભાળ રાખવી.

**પાંડુરોગ** : લોહી પાતળું પડી જવાથી આ રોગ થાય છે. ખરાબ અથવા ઓછો ખોરાક, કબજિયાત વગેરેથી આ રોગ થાય છે.

**ઍન્ટિસેપ્ટિક** : સડો અટકાવવા માટે વપરાતી ચીજ. કંઈ કપાયું હોય ત્યારે તથા ઘામાં ખૂબ ઉપયોગી છે. દાખલા તરીકે, આયોડિન.

**સ્નાન** : શરીરને સ્વચ્છ તથા રોગમુક્ત રાખવા માટે સ્નાન ખૂબ જરૂરી છે. હિંદ જેવા ગરમ પ્રદેશમાં હમેશાં સ્નાન કરવાની જરૂર છે.

**જખમ** : ઉપર 'આર્નિકા'ને પાણી સાથે મેળવીને વારંવાર લગાડવું.

**શયન** ; નાની ઉમરનાં બાળકોએ કઠણ પથારી પર સૂવું. પથારી કદી ભીંત બરાબર રાખવી નહિ.

**કાડલીવર–ઑઇલ** : ખૂબ વિટામિનવાળું છે. પોષક પણ બહુ છે. નબળાં તથા કંઠમાળવાળાં બાળકોને આપવું જોઇએ.

**ડિપ્થિરિયા** : ગળામાં કલેબ લોફ્લર જંતુનો પ્રવેશ થવાથી થતું ભયંકર ચેપી દર્દ. પીવાના પાણી, ખોરાક કે થૂંક મારફત આ જંતુઓ પ્રવેશ કરે છે. પહેલાં તાવ આવીને ગળાંનો દુખાવો થાય

છે. ધ્રુજારી, ઊબકા તથા રસગ્રંથિનો સોજો થઈ આવે છે. નરમ જંતુનાશક દવાથી નાકમાં પિચકારી લેવી અથવા તે જ દવાથી કોગળા કરવાની સાવચેતી રાખવાની જરૂર છે.

**કૂતરાનું કરડવું** : પહેલાં તો કરડને સાફ કરી નાખી જેમ બને તેમ જલદી હડકવા–વિનાશક સારવાર શરૂ કરવી. કલકત્તા, શિલોંગ અને કસૌલિમાં આવા દર્દીની સારવાર કરવામાં આવે છે.

**આગ લાગે ત્યારે** : જ્યારે કપડાને આગ લાગે ત્યારે જાડો ધાબળો ઓઢી લેવો અને દોડવું નહિ પરંતુ આળોટવું.

**સડાનું ઝેર** : સડી ગયેલ ખોરાકની વસ્તુ જેવી કે ઈંડાં, માંસ, આઇસ્ક્રીમ, ડબ્બામાં રાખેલો ખોરાક લેવાથી શરીરમાં નુકશાન કરે તેવા જંતુઓ પ્રવેશ કરે છે અને તેને અંગે ઝેર ઉત્પન્ન થાય છે. તેથી ઝાડા, ઊલટી, ચકરી વગેરે રોગો થાય છે.

**ઊંઘ** : લોકોએ રાત્રે આઠ કલાકથી ઓછી ઊંઘ કદી લેવી ન જોઈએ. બાળકોને વધારે ઊંઘની જરૂર છે.

**દાંત** : દાંતના પોલાણમાં રહી ગયેલ ખોરાકથી ઉત્પન્ન થતા ઍસીડથી દાંત સડવા માંડે છે. દર વખતે જમ્યા પછી દાંતમાં જરા પણ ખોરાક ન રહી જાય તેની સાવચેતી રાખવી જોઈએ. દાંત સાફ કરવા માટે 'ટૂથબ્રશ' કરતાં લીંબડા કે બાવળનું દાતણ સારું છે. 'ટૂથબ્રશ'માં જંતુઓ ઉત્પન્ન થતા હોવાથી વાપર્યા પહેલાં દર વખતે તેને ઉકળતા પાણીમાં સાફ કરવું જોઈએ. દંતમંજન માટે ચાક સરસ છે. હમેશાં જમ્યા પછી દાંત જરૂર સાફ કરવા જોઈએ.

**પાણી** : પીતાં પહેલાં પાણીને ખૂબ ઉકાળવું જોઈએ. જ્યારે કોઈ ચેપી રોગ ચાલતો હોય ત્યારે તો આ ખાસ જરૂરનું છે. જો ફિલ્ટર કરવાનું સાધન હોય તો ઉકાળ્યા પહેલાં તેમ કરી લેવું. માણસના શરીરનો ૬૦ ટકા ભાગ પાણી છે. હમેશાં પાણીના ૫–૬ પ્યાલા પીવા. જમ્યા પહેલાં એક કલાકે પાણી પીવું ફાયદાકારક છે.

**કૂવા** : દર ઉનાળામાં કૂવાનું પાણી સાફ કરાવવું તથા ૧૦ થી ૨૦ શેર સુધી કળીચૂનો નાખવો. જ્યારે કંઈ ગંદકીનો વહેમ આવે ત્યારે 'બ્લીચીંગ પાવડર' નાખવો. રોગચાળા દરમિયાન પાણીને સાફ કરવા માટે ક્લોરોજન વાપરવું.

**દાઝવા પર** : થોડાઘણા દાઝયા હો તો પાણીમાં બેકીંગ સોડા અથવા પેટ્રોલિયમનો મલમ અથવા દાઝવા પરનો કોઈ મલમ અથવા ચામડી ન તતડે તેવું તેલ લગાડો. વધારે અથવા ઊંડા દાઝયા પર સ્વચ્છ પાણીમાં ભીંજવેલ 'પિકરિક ગૉઝ' અથવા બેકીંગ સોડાના ગરમ સોલ્યુશનમાં ભીંજવેલ સાદું ગૉઝ વાપરો (ખૂબ મોટા જખમમાં તેની અંદરથી રૂઝ લાવવાના ઇરાદાથી પુષ્કળ બારીક જાળા જેવું કપડું વાપરવામાં આવે છે. તેને ગૉઝ કહે છે). જો ગૉઝ ન મળી શકે તો કોઇ સારો દાઝવા પરનો મલમ વાપરો પણ કોઇ અસ્વચ્છ પદાર્થ વાપરતા નહિ.

**આંખની ઇજા** : પોપચામાં કોઇ છુટું રજકણ પડયું હોય તો સ્વચ્છ રૂમાલ અથવા દીવાસળી પર સ્વચ્છ રૂ વીંટીને તે કાઢી નાખો. જો આ રીતે સહેલાઇથી ન નીકળે તો વધારે યત્ન કરતા નહિ. પોપચામાં અથવા ડોળાને અડીને પડેલ પદાર્થ માટે સર્જન પાસે જવું. આ નિયમનો ભંગ કરવાથી કદાચ અંધાપામાં પરિણામ આવે. આંખને સખત ઇજા થઇ હોય તો બરફ જેવા ઠંડા પાણીમાં ભીંજવેલ સ્વચ્છ કપડાથી આંખને ઢાંકી દઇ, દરદીને સર્જન પાસે અથવા ઇસ્પિતાલમાં મોકલવો.

**ખુલ્લા જખમ** : ઉઝરડા અથવા સહેજ જખમ થયો હોય ત્યારે આયોડીન લગાડવું, ગંદા જખમ હોય તો તેને ગૉઝ અને પાટાથી ઢાંકી દેવા. કદી પણ આંગળી વડે જખમને સ્પર્શ કરશો નહિ

અથવા તો ધોશો નહિ. ગૉઝનો જે ભાગ જખમને સ્પર્શ કરતો હોય તેને પણ આંગળી વડે અડતા નહિ. કદી પણ કરોળિયાનું પડ, તમાકુ, અથવા તેલ વાપરતા નહિ કેમ કે તેથી લોહીમાં ઝેર પ્રસરવાનો સંભવ છે.

**ઝેરી જીવડાનો કરડ** : ઝેરી જીવડા કરડે ત્યારે એમોનિયા, તેલ, મીઠાનું પાણી કે આયોડિન લગાડવું.

**ફીટ** : ફીટ આવે ત્યારે દરદીને નીચે પકડી રાખવાનો યત્ન કરતા નહિ. જીભ ન કરડે તે માટે દાંત વચ્ચે કંઈક નાની વસ્તુ મુકવી. દર્દી પોતાને ઇજા ન કરી બેસે તે ખાસ ધ્યાનમાં રાખવું.

## ચેપી દર્દો

| નામ | ચેપી રોગ વળગવાનો તથા તેનું પરિણામ નીપજે તે બે વચ્ચેનો સમય | ચેપ લાગવાનો સમય |
|---|---|---|
| કૉલેરા | ૧—૬ દિવસ | ૭–૧૪ દિવસ. |
| ડિપ્થિરિયા | ૨–૧૦ ,, | જંતુની પરીક્ષા પર આધાર રહે છે. |
| ઓરી | ૭–૧૮ ,, | ૭–૧૬ દિવસ. |
| પ્લેગ | ૨—૮ ,, | તદ્દન સાજો થાય ત્યાંસુધી. |
| શીતળા | ૧૨–૧૪ ,, | બધાં ભીંગડાં ઊખડી જાય ત્યાંસુધી. |
| ડેન્ગ્યુ | ૩—૬ ,, | ૪–૫ મો દિવસ. |
| ઇન્ફ્લ્યુએન્ઝા | ૧—૪ ,, | ,, ,, |
| અછબડા | ૧૨–૧૪ ,, | બધા ભીંગડાં ઉખડી જાય ત્યાંસુધી. |
| કર્ણમૂળ (કાન નીચે થતો સોજો) | ૧૦–૨૦ ,, | ૨૧–૨૬ દિવસ. |
| ટાઇફૉઇડ | ૧૦–૧૪ ,, | જંતુની પરીક્ષા પર આધાર રાખે છે. |
| સસણી. | ૭—૧૪ ,, | ૪–૫ મો દિવસ. |
| | ૧—૩ ,, | ૭–૧૨ દિવસ. |

## બચપણમાં થતા ઊડતા રોગો

| રોગોનાં નામ | કેટલા દિવસોમાં ચિહ્નો દેખાય છે? | હુમલો આવવાની રીત | ચિહ્નો અને લક્ષણો | બાળકને કેટલા દિવસ નિશાળે મોકલવું નહિ? |
|---|---|---|---|---|
| માતા (નીકળવા) | ૪ થી ૧૪ | હવામાં ભીંગડાં ઊડયાથી, કપડાં અને શ્વાસ મારફતે | તાવ, ગુલાબી રંગના દાણા, પાછળથી પરુવાળા દાણા. | ૧૮ |
| અછબડા | ૧૪ | હવા, કફ અને શ્વાસ મારફત | સળેખમ, તાવ, મોઢા અને પેટ પર લાલ ઝીણા દાણા. | ૧૬ |
| ગાલપચોરિયાં | ૧૪ થી ૧૮ | અડકવાથી | ગળા પર સોજો અને તાવ. | ૨૪ |
| સસણી (Whooping Cough | ૪ થી ૧૪ | શ્વાસ અને કપડાં મારફત. | ઉધરસ અને સુચની ખાંસી. | ૬ અઠવાડિયાં |
| ટાઇફૉઇડ તાવ | ૧૪ થી ૨૧ | દૂધ, પાણી, ખોરાક, પેશાબ–ઝાડા મારફત. | ચાલુ તાવ, પાતળા ઝાડા. | ૪ થી ૫ અઠવાડિયાં |
| આંખ આવવી | ૨ થી ૪ | ચેપી પ્રવાહી, વાપરેલો ટુવાલ વગેરે મારફતે. | આંખમાં પરુ થવું, સોજો, દુખાવો. | |

## બાળકને દૂધ આપવાનો કોઠો

(ઈન્ડિયન રેડક્રોસ સોસાયટીના સૌજન્યથી)

આ કોઠો માતાના દૂધને પણ લાગુ પડે છે.

| બાળકની ઉમર | દિવસે દર કેટલા કલાકે? | રાત્રે એકંદર કેટલી વાર? | ૨૪ કલાકમાં કેટલી વાર | દર વખતે કેટલા ઔંસ? |
|---|---|---|---|---|
| ૧ થી ૪ દિવસ | ૨ | ૨ | ૬ થી ૧૦ | ૧ થી ૨ |
| ૫ થી ૭ દિવસ | ૨ | ૨ | ૧૦ | ૧ થી ૨ |
| ૨ જું અઠવાડિયું | ૨॥ | ૨ | ૮ | ૨ થી ૨॥ |
| ૩ જું અઠવાડિયું | ૨॥ | ૨ | ૮ | ૨ થી ૩॥ |
| ૪ થી ૮ મું ,, | ૨॥ | ૧ | ૭ | ૨॥ થી ૪॥ |
| ૩ જો મહિનો | ૨॥ | ૧ | ૭ | ૩ થી ૫ |
| ૪ થો ,, | ૩ | ૧ | ૬ | ૩॥ થી ૬॥ |
| ૫ મો ,, | ૩ | ૧ | ૬ | ૪ થી ૭ |
| ૬ થી ૧૦મો મહિનો | ૩ | ૦ | ૫ | ૬ થી ૯ |

## પ્રસૂતિનો કોઠો

| ૨૭૩ દિવસ | | | | ૨૮૦ દિવસ | | | |
|---|---|---|---|---|---|---|---|
| જાન્યુઆરી | ૧ | સપ્ટેંબર | ૩૦ | જાન્યુઆરી | ૧ | ઑક્ટોબર | ૮ |
| ફેબ્રુઆરી | ૧ | ઑક્ટોબર | ૩૧ | ફેબ્રુઆરી | ૧ | નવેંબર | ૮ |
| માર્ચ | ૧ | નવેંબર | ૩૦ | માર્ચ | ૧ | ડિસેંબર | ૬ |
| એપ્રિલ | ૧ | ડિસેંબર | ૩૧ | એપ્રિલ | ૧ | જાન્યુઆરી | ૬ |
| મે | ૧ | જાન્યુઆરી | ૩૧ | મે | ૧ | ફેબ્રુઆરી | ૫ |
| જૂન | ૧ | ફેબ્રુઆરી | ૨૮ | જૂન | ૧ | માર્ચ | ૮ |
| જુલાઇ | ૧ | માર્ચ | ૩૧ | જુલાઇ | ૧ | એપ્રિલ | ૭ |
| ઑગસ્ટ | ૧ | એપ્રિલ | ૩૦ | ઑગસ્ટ | ૧ | મે | ૮ |
| સપ્ટેંબર | ૧ | મે | ૩૧ | સપ્ટેંબર | ૧ | જૂન | ૮ |
| ઑક્ટોબર | ૧ | જૂન | ૩૦ | ઑક્ટોબર | ૧ | જુલાઇ | ૮ |
| નવેંબર | ૧ | જુલાઇ | ૩૧ | નવેંબર | ૧ | ઑગસ્ટ | ૮ |
| ડિસેંબર | ૧ | ઑગસ્ટ | ૩૧ | ડિસેંબર | ૧ | સપ્ટેંબર | ૭ |

છેલ્લા રજોદર્શન પછી ૨૭૩ અને ૨૯૦ દિવસો વચ્ચે સુવાવડ આવે છે. આપણે ૨૮૦ દિવસ લઇએ. દાખલા તરીકે જો છેલ્લું રજોદર્શન જુલાઇની ૨૦મી તારીખે થયું હોય તો વહેલામાં વહેલી પ્રસુતિ લગભગ ૩૧ માર્ચ + ૨૦ દિવસ એટલે ૨૦ મી એપ્રિલે થશે. અથવા લગભગ ૭ એપ્રિલ + ૨૦ દિવસ એટલે કે ૨૭ મી એપ્રિલે.

## શ્વાસોચ્છ્વાસ

### દરમિનિટે

| | | | |
|---|---|---|---|
| ૨ મહિનાથી ૨ વર્ષ સુધી | ૩૫ | ૧૨ વર્ષથી ૧૫ વર્ષ સુધી | ૧૮ |
| ૨ વર્ષથી ૬ ,, ,, | ૨૩ | ૧૫ ,, ૨૧ ,, ,, | ૧૬ થી ૧૮ |
| ૬ વર્ષથી ૧૨ ,, ,, | ૨૦ | આધેડ વયે | ૧૬ થી ૧૮ |

## જુદી જુદી વયે માણસની નાડીના ધબકારા

| વય | દર મિનિટે ધબકારા | વય | દર મિનિટે ધબકારા |
|---|---|---|---|
| જન્મ વખતે | ૧૩૦ થી ૧૪૦ | ૭ થી ૧૪ વર્ષ | ૮૦ થી ૯૦ |
| પહેલું વર્ષ | ૧૧૫થી ૧૩૦ | ૧૪ થી ૨૧ વર્ષ | ૭૫ થી ૮૫ |
| બીજું વર્ષ | ૧૦૦ થી ૧૧૫ | ૨૧ થી ૬૦ | ૭૦ થી ૭૫ |
| ત્રીજું વર્ષ | ૯૫ થી ૧૦૫ | ૬૦ પછી | ૭૫ થી ૮૫ |

## સ્નાન

| | | | | |
|---|---|---|---|---|
| અતિશીત | ૩૨°–૫૫° (ફેરનહિટ) | ગરમ | ૯૨°–૯૮° (ફેરનહિટ) |
| ઠંડું | ૫૫°–૬૫° ,, | કકડતું | ૯૮°–૧૦૪° ,, |
| મંદશીત | ૬૫°–૮૦° ,, | અતિગરમ | ૧૦૪° થી વધારે |
| કોકરવરણું | ૮૦°–૯૨° ,, | | |

## આપણો ખોરાક

આપણા ખોરાક ઉપર અત્યારે જે ધ્યાન અપાઇ રહ્યું છે તે કરતાં વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. આપણા દેશના લોકો–ખાસ કરીને કેળવાયેલ વર્ગ–આદર્શ ખોરાક સંબંધી કશું જાણતા નથી એમ તો કહી શકાય નહિ. પરંતુ જે થોડું ઘણું આપણે જાણીએ છીએ તેથી આપણે 'ધૂની' (faddists) બની ગયા છીએ. એટલે આપણે ત્યાં કઈ રસોઇ કરવી તે નક્કી કરતાં પહેલાં આપણે ખોરાકશાસ્ત્રના મુખ્ય સિદ્ધાંતો જાણવા જોઇએ.

આપણો ખોરાક સામાન્યતઃ પાણી, ખનીજક્ષાર, કર્બુદિત (carbohydrates) ચરબી, નત્રજ, રેસા, તથા પ્રજીવકો (વિટામિન્સ) એ, બી, સી, ડી, ઈ, નો બનેલો છે. પાણી તથા ખનીજક્ષાર તાજી શાકભાજીમાં રહેલાં છે. કર્બુદિત, શર્કરા તથા મંડજ (starch)ના બનેલ છે અને પટાટા, રોટી, જલેબી, સાકર તથા ઘઉં તથા જવ જેવા અનાજમાંથી મળી આવે છે. ચરબીથી શક્તિ તથા ગરમી ઉત્પન્ન થાય છે. નત્રજ, માછલી, ઇંડાં, વટાણા, કઠોળ, મસુર અને મઠામાંથી મળી આવે છે. માંસપેશીના ક્ષય માટે તથા શરીરના બંધારણ માટે નત્રજની જરૂર છે. તેથી બાળકોને પોતાના શરીરની વૃદ્ધિ માટે મોટા કરતાં વધારે નત્રજની જરૂર પડે છે.

આપણા ખોરાકનો ન પચે તેવો બધો ભાગ તે રેસા. શરીર તેને નકામું ગણી ફેંકી દે છે, પણ આંતરડાની મારફત પસાર થતાં ન પચી શકવાને લીધે તે આંતરડાને મદદ કરે છે અને કબજીયત અટકાવે છે.

ખોરાકની નીચેની બાબતો માટે જરૂર પડે છે. (૧) શરીરની વૃદ્ધિ માટે (૨) શરીરનો માંસ-પેશીનો ઘસારો અટકાવવા માટે તથા (૩) શક્તિ તથા ગરમી ઉત્પન્ન કરવા માટે. નત્રજ શક્તિ ઉત્પન્ન કરે છે અને ઘસારાની ખોટ પૂરી પાડે છે. કર્બુદિત તથા ચરબી શક્તિ તથા ગરમીને ઉત્પન્ન કરે છે.

ખોરાકની ખરી કીંમત જાણવા માટે તે આપણને કેટલી ગરમી આપે છે તે જોવાનું છે. જેમ વજન કરવા તોલાંનો ઉપયોગ થાય છે તેમ ખોરાકની તાકાતનું–એટલે કે તેની ગરમી આપવાની શક્તિનું માપ લેવા 'કેલરી'નું માપ વપરાય છે. અત્યારસુધી આપણી પાસે બીજું સગવડતાવાળું માપ નથી.

રાષ્ટ્રસંઘના એક તજજ્ઞ કમિશને 'કેલરી'ની જરૂરિયાત સંબંધી નીચેની યાદી તૈયાર કરી છે.

(અ) સામાન્ય જીવન ગાળતા, સમશીતોષ્ણ હવા પાણીમાં રહેતા તથા શારીરિક મજૂરીના કાર્યમાં ન રોકાયેલ પુખ્ત ઉમરના સ્ત્રી પુરુષને પ્રમાણ રૂપ ગણી તેની સાથે બીજી ઉમરની વ્યક્તિઓની જરૂરિયાતની સરખામણી કરવામાં આવી છે. આવા સ્ત્રી પુરૂષ માટે દૈનિક ૨૪૦૦ કેલરીને પૂરતી ગણવામાં આવી છે.

(બ) આ જરૂરિયાત ઉપરાંત, મહેનતના કામ માટે નીચે પ્રમાણે વધારો કરવો જોઇએ.

| | |
|---|---|
| હળવું કામ | દર કલાકના કામ માટે ૭૫ કેલરી સુધી. |
| સાધારણ કામ | દર કલાકના કામ માટે ૭૫ થી ૧૦૦ કેલરી. |
| સખત કામ | દર કલાકના કામ માટે ૧૫૦ થી ૩૦૦ કેલરી. |
| ઘણું સખત કામ | દર કલાકના કામ માટે ૩૦૦ કેલરી કે તેથી વધારે. |

પરંતુ આ દેશમાં ગરમીની જરૂરિયાત કંઇક ઓછી રહેશે. આ કાર્ય માટે પોષણના કાર્યકર્તાઓએ હિંદને માટે નીચેનું પ્રમાણ નક્કી કર્યું છે.

## કેલરીની જરૂરિયાતનું સરેરાશ પ્રમાણ

| | | | |
|---|---|---|---|
| ૧૪ વર્ષની ઉપરના પુરુષને | ૨,૬૦૦ | ૬–૭ વર્ષની ઉમરના બાળકને | ૧,૩૦૦ |
| ૧૪ વર્ષની ઉપરની સ્ત્રીને | ૨,૧૦૦ | ૪–૫ વર્ષની ઉમરના બાળકને | ૧,૦૦૦ |
| ૧૨–૧૩ વર્ષની ઉમરના બાળકને | ૨,૧૦૦ | ગર્ભવતી સ્ત્રીઓને | ૨,૪૦૦ |
| ૧૦–૧૧ વર્ષની ઉમરના બાળકને | ૧,૮૦૦ | બાળકને ધવરાવતી સ્ત્રીઓને | ૩,૦૦૦ |
| ૮–૯ વર્ષની ઉમરના બાળકને | ૧,૬૦૦ | | |

ગરમીની આ જરૂરિયાત ખોરાકના વિવિધ ભાગો–નત્રજ, ચરબી, અને કર્બોદિત–માં વહેંચાઇ જવી જોઇએ.

નત્રજ–જુદી જુદી અવસ્થાવાળા મનુષ્યોને નીચે પ્રમાણે નત્રજની જરૂર પડે છે.

| | દરરોજ ગ્રામ | | દરરોજ ગ્રામ | | દરરોજ ગ્રામ |
|---|---|---|---|---|---|
| ૧૮ થી ૬૦ વરસનો પુરુષ | ૬૫ | ૧૦ થી ૧૭ વર્ષનો છોકરો | ૮૦ | ૬ થી ૯ વર્ષનું બાળક | ૬૦ |
| ૧૮ થી ૬૦ વરસની સ્ત્રી | ૫૫ | ૧૦ થી ૧૭ વર્ષની છોકરી | ૭૦ | ૨ થી ૭ વર્ષનું બાળક | ૪૦–૫૦ |

બાળકોને હમેશાં આઠ ઔંસથી વધારે દૂધ આપવામાં આવે તે ઇચ્છનીય છે. દૂધ, પનીર અને પાંદડાવાળાં લીલાં શાકોમાં કેલ્શિયમ પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે. મોટાઓ કરતાં બાળકોને પ્રમાણમાં વધારે કેલ્શિયમની તથા બીજા ખનીજોની જરૂર પડે છે. પ્રોટીનનું પણ તેમજ છે. ચોખામાં કેલ્શિયમની ખૂબ ખામી છે.

જો મિલના ચોખા જ મુખ્ય ખોરાક હોય તો મિલના ચોખા સાથે બીજા રક્ષણાત્મક ખોરાકો–દૂધ, લીલાં શાક, ફળો, વગેરે–ની વધારે જરૂર પડે છે.

કઠોળમાં 'પ્રોટીન'નું ખૂબ પ્રમાણ છે અને કેટલાકમાં તો પ્રજીવક બ છે. મગફળીમાં વિવિધ પ્રકારનાં તત્ત્વો હોઇ તેનો પણ વધારે ઉપયોગ કરવો ઘટે છે. તેમાં પ્રજીવક બ પણ છે. હમેશં સવાથી અઢી તોલા લેવાથી ચોખાના ખોરાકમાં જે ઊણપ છે તે પૂરી કરવા મદદ કરશે.

બાળકોના ખોરાકમાં ફળોનો સમાવેશ કરવો જોઇએ. કેળાં સારો ખોરાક છે. પણ ટમેટાં, મોસંબી તથા બીજાં રસાળ ફળો પણ પ્રજીવકોથી ભરપુર છે.

હવે નત્રજ, કર્બુદિત તથા ચરબીવાળા ખોરાકની સાથે પ્રજીવકોવાળો બીજો ખોરાક મિશ્રિત કરવામાં ન આવે તો શરીરની વૃદ્ધિ થશે નહિ તથા ઘસારાની ખોટ પૂરી પડશે નહિ. આ પ્રજીવકો શું છે તેનું સ્પષ્ટ વર્ણન આપવાનું સંભવિત નથી. તમારી પાસે મોટરકાર હોય અને પેટ્રોલ તથા તેલથી તમે તેને ચલાવતા હો, પરંતુ એન્જીનની અંદરના દાહક મિશ્રણને વીજળીના ચમકારાથી તમે પ્રજ્વલિત ન કરો ત્યાંસુધી ગમે તેટલા પેટ્રોલથી પણ ગાડી ચાલશે નહિ. આપણા ખોરાક સંબંધી પણ તેવું જ છે. પ્રજીવકો સિવાય આપણો ખોરાક નકામો છે. અત્યારસુધી સાત પ્રજીવકો જણાઈ શકાયા છે. સાત પ્રજીવકો **अ, ब, क, ड, इ, पफ, जी**, નામથી ઓળખાય છે.

પ્રજીવક **अ**–શરીરની વૃદ્ધિ માટે આની જરૂર છે અને તે શરીરને ચેપથી મુક્ત રાખે છે. તે વૃદ્ધિને ઉત્તેજન આપે છે. શરીર સ્વાસ્થ્ય માટે બધી અવસ્થામાં તેની જરૂર છે. પીળા અથવા લીલા રંગના ખોરાકમાં આ પ્રજીવક પુષ્કળ હોય છે. લીલાં શાક, માંસ, દૂધ, પાલખ, લીલી મસુર, પાલખની ભાજીનાં પાંદડાં, ગાજર, શકરિયાં, વટાણા, પીળી લુગદી, લાલ તથા પીળાં ટમેટાં, જરદાલુ, સાકરટેટી, અનનસ, પોપૈયું, નારંગી, આલુ, તરબુચ, મલાઇ, માખણ, ઈંડાની દાળ, કોડલીવર ઓઇલ તથા સાલ્મન, હેરીંગ તથા મેકેરેલ પ્રકારની માછલીઓમાં મળી આવે છે. આ પ્રજીવકની ખામીને અંગે નુકતાન થઇ જાય છે. આંખનું પડ કઠણ થઇ જવાનો ભય છે, કાન તથા ગળાના ચેપી રોગો થાય છે અને કોઇવાર મૂત્રાશયના રોગ પણ થાય છે. બંધ કરેલા વાસણમાં સામાન્ય રીતે રાંધવાથી આ પ્રજીવકનો નાશ થતો નથી પણ ગરમ કરતી વખતે હવા લાગવાથી તેનો નાશ થાય છે. માટે દૂધ ગરમ કરતી વખતે વાસણ ઉપર ઢાંકણુ રાખવું જોઇએ. શાકભાજી સંબંધમાં પણ તેમ જ કરવું જોઇએ.

પ્રજીવક **ब**–શરીરની વૃદ્ધિ માટેનું તત્ત્વ છે અને સારી ભૂખ લાગવા માટે તથા પાચનક્રિયાને સામાન્ય ઉત્તેજન આપનાર છે. આ પ્રજીવકની તદન ખામી હોય તો માંસપેશીનો પક્ષઘાત અથવા 'બેરી–બેરી' નામથી ઓળખાતું દર્દ થાય છે. આ પ્રજીવક નીચેનામાં મળી આવે છે (૧) લીલાં શાક (૨) પટેટાં (૩) ગાજર (૪) સુક્કા આલુ (૫) ઈંડાની દાળ (૬) ફળો (૭) યકૃત (લીવર) (૮) થૂલાંવાળો આટો (૯) સુકાં ફળ, વટાણા, મસુરની દાળ (૧૦) યીસ્ટ (ખમીર) (૧૧) ડુંગળી (૧૨) મૂળા, (૧૩) શકરિયાં (૧૪) ખાટાં લીંબુ, નારંગી, અનનસ, કેળાં, સફરજન, પીચ, દ્રાક્ષ, તાજાં આલુ, ખારેક, ચેરીફળ, કોબી ફ્લાવર વગેરેમાંથી મળી આવે છે.

લીલાં શાકભાજી તથા ઈંડાની દાળ ( yolk )માં '**अ**' તથા '**ब**' પ્રજીવકો હોય છે. માટે દરેક જણના ભોજનમાં આ બેમાંથી એક વસ્તુ હોવી જ જોઇએ. પ્રજીવક '**ब**' પાણીમાં' સહેલાઇથી ભળી જાય છે એટલે જો વધારે પડતા પાણીમાં શાકભાજી બાફવામાં આવે તો પ્રજીવક '**ब**' પાણીમાં ચાલ્યું જાય છે અને ફેંકી દેવામાં આવે છે, એટલે શાકભાજીને બાફવા કરતાં વરાળથી પકાવવી જોઇએ. '**ब**' પ્રજીવકની ખામીને લઇ જ્ઞાનતંતુનો સોજો. તથા 'એપેન્ડીસાઇટિસ' જેવા આંતરડાના વ્યાધિ ઉત્પન્ન થાય છે. તેથી આપણે ચેપી દર્દના સહેલાઇથી ભોગ બનીએ છીએ. '**ब**' પ્રજીવકવાળા બધા ખોરાકો કબજીયાત દૂર કરે છે અને આ રીતે તબિયત સુધારે છે.

પ્રજીવક '**क**' નીચેનામાંથી મળી આવે છે.

(૧) જો સોડા (સાજીના ફૂલ) નાખ્યા વિના અથવા વીસ મિનિટથી વધારે વખત શાકભાજી ચૂલા પર ન રાખ્યા હોય તો. (૨) પટાટા (૩) રાંધેલાં ફળો (૩) રેવંચીની (૫) મોસંબી, નારંગી, ખાટાં લીંબુ, દ્રાક્ષ સિવાયનું કોઇ પણ નાનું ફળ, તથા કાચી લીલી કચુંબર.

ગરમ કરવાથી અને સુકવવાથી પ્રજીવક **क** નો નાશ થાય છે. **क** પ્રજીવકની સારી અસર ઉત્પન્ન કરવા માટે હમેશાં કાચી શાકભાજી અમુક પ્રમાણુમાં લેવાવી જોઇએ. કોટા ફુટેલ અનાજમાં પણ પ્રજીવક **क** મળી આવે છે પણ તે કોટા ફુટયા પછી જ તેમાં હોય છે, પહેલાં નહિ. કોટા ફુટેલ વટાણા, મસુર અથવા ચણા આના માટે ઉપયોગમાં લઇ શકાય છે. બાળકો અને મોટાઓ માટે પ્રજીવક **क**ની હમેશાં જરૂરિયાત પડે છે, "દાંતના પોષણ"ની જે લોકો જરૂરિયાત સ્વીકારે છે તેઓ ખોરાકમાં **क** પ્રજીવકના પૂરતા જથ્થા પર ખાસ ભાર મૂકે છે. **क** પ્રજીવક લોહીને તંદુરસ્ત રાખીને, શરીરને ચેપથી દૂર રાખે છે. ચામડીનાં દર્દો, તથા શરીર પર થતાં ગુમડાં, **क** પ્રજીવક પુષ્કળ પ્રમાણમાં લેવાથી મટી જાય છે. તે 'સ્કર્વી' (એક જાતનો મોં આવવાનો રોગ)ને અટકાવે છે.

પ્રજીવક **ड** વિષે વિજ્ઞાનીઓને હજુ સુધી બહુ ઓછી ખબર પડી છે. તેનું મુખ્ય કાર્ય આપણા ખોરાકમાં રહેલ ચુનાને (કેલ્શિયમ) એકત્ર કરી તેનો ઉપયોગ કરવાનું છે. ચુનો હાડકાં બાંધવામાં અગત્યનો ભાગ ભજવે છે. ચુનાના અભાવથી બાળકો સુકતાન થઇ જાય છે. આ પ્રજીવક કૉડલીવર ઓઇલમાં તથા તડકામાં મુખ્યત્વે મળી આવે છે. ત્વિષ કિરણો (ultra-violet rays)માંથી પણ પ્રજીવક **ड** મળી આવે છે. જ્યારે ખોરાકને આ કિરણો આપવામાં આવે છે ત્યારે બાળકો સુકતાન મટી જાય છે.

પ્રજીવક **ई** સંતાનોત્પત્તિ માટે જરૂરી ગણાય છે અને તેથી તે 'વંધ્યત્વ નિવારક' પ્રજીવક ગણાય છે. આ પ્રજીવકનું મુખ્ય કાર્ય ખોરાકમાંથી લોહ ભેગું કરવાનું છે. **ई** પ્રજીવકની ખામીને લઇ તે લોકો પાળા તથા ફીક્કા પડી જાય છે. તે એમ બતાવે છે કે લોહી પાતળું પડી ગયું છે અને તેમાં લોહની ખામી છે. આ પ્રજીવક તેલીબિયાં, વનસ્પતિ તેલો, (કોકોજેમ જેવાં) તથા કેળાંમાં મળી આવે છે, પણ ફણગા ફુટેલ ઘઉંના દાણામાં તે ખૂબ પ્રમાણમાં હોય છે.

પ્રજીવક **पफ** 'બેરી બેરી' નામનો રોગ થતો અટકાવે છે. રાંધવાથી આ પ્રજીવકનો સત્વર નાશ થાય છે.

પ્રજીવક **जी** જીવનની બધી અવસ્થામાં ખાસ ઉપયોગી છે, કેમકે તે અકાળે આવતા વૃદ્ધત્વને અટકાવી રાખે છે. આ પ્રજીવકની સતત ખામીને લઇને વજન વધતું નથી અથવા તો ઘટી જાય છે, મોઢામાં ચાંદાં પડે છે, પાચન સંબંધી તકલીફ પડે છે અને વખત જતાં ચામડીનો સોજો થાય છે. આ પ્રજીવકના અભાવથી જીવનશક્તિ ઓછી થાય છે, આંખો તથા માથું દુખવા આવે છે તથા શરીરના સ્નાયુઓમાં ઇજા થાય છે. આ પ્રજીવક દૂધ, છાશ, પનીર, ઈંડાં, માંસ, યકૃત, લીલાં પાંદડાં, રાઇ, મૂળા, તથા કેળાં વગેરેમાં મળી આવે છે.

નીચેના ખોરાકમાં બિલકુલ પ્રજીવક હોતાં નથી. ઓલિવ તેલ, ડબાનું માંસ, સૂપ, મીઠું, ધોળી માછલી, ડબાના ફળ તથા શાક, ચોકલેટ, ચા, કોફી, મેંદો તથા તેની બનાવટો, સાબુચોખા, સીરપ અને મુરબ્બો.

## કયા ખોરાકમાં કયા વિટામિનો છે?

| | अ | ब | क | ड |
|---|---|---|---|---|
| બદામ | ૧ | ૨ | | |
| સફરજન | ૧ | ૨ | ૨ | |
| કેળાં | ૦૦ | ૧ | ૧ | |
| પાલખનાં કંદ | ૦ | ૧ | ૧ | |

| | अ | ब | क | ड |
|---|---|---|---|---|
| પ્રેઇન્સ (એક જાતનું કંદ) | ૧ | ૨ | ૦૦ | ૧ |
| દૂધમાં બનાવેલ રોટી | ૧ | ૧ | ૦ | ૧ |
| પાણીમાં બનાવેલ રોટી | ૦ | ૧ | ૦ | ૦ |

| | अ | ब | क | ड |
|---|---|---|---|---|
| માખણુ | ૨ | ૨ | ૦ | |
| છાશ | ૧ | ૨ | ૧ V | |
| કોબીજ (ચૂલે મુકી તુરત ઉતારી લીધેલ) | ૨ | ૨ | ૧ | |
| ગાજર (રાંધેલ) | ૨ | ૧ | ૧ V | |
| ગાજર (કાચાં) | ૨ | ૧ | ૧ | |
| કોલી ફ્લાવર | ૧ | ૨ | ૦૦ | |
| પનીર (મઠો) | ૨ | ૨ | ૦ | |
| નાળિયેર | ૧ | ૨ | ૦ | ૧ |
| મલાઈ | ૩ | ૨ | ૧ V | |
| સુકવેલ દૂધ (મલાઇવાળું) | ૩ | ૨ | ૧ V | |
| ઈંડું (મરઘીનું) | ૨ | ૨ | | ૩ |
| ઈંડું (બતકનું) | ૨ | ૧ | | ૨ |
| માછલી (ચરબી) | ૧ | ૧ | ૦૦ | ૦ |
| માછલી (ઈંડા) | ૧ | ૨ | ૦૦ | ૧ |
| દ્રાક્ષ | ૦૦ | ૨ | ૨ | ૦ |
| દ્રાક્ષનો રસ | ૦૦ | ૧ | ૧ | ૦ |
| લીલાં વટાણા | ૨ | ૨ | | |
| હૃદય | ૧ | ૧ | ૧ | ૧ |
| મૂત્રાશય | ૨ | ૨ | ૧ | ૧ |
| લીંબુનો રસ | ૦ | ૨ | ૩ | |
| લીવર (યકૃત) | ૨ | ૨ | ૦૦ | ૦ |
| પાકલ કેરી | ૨ | | ૩ | |
| મક્કાઈ | ૧ | ૨ | ૦ | |
| દૂધ (જમાવેલ) | ૩ | ૨ | ૧ V | ૧ |
| દૂધ (ગરમ કરેલું) | ૩ | ૨ | ૦૦ | |
| તાજું દૂધ (પેસ્ચ્યુરાઇઝ ન કરેલ) | ૩ | ૨ | ૨ V | ૨ |
| જવ | ૧ | ૨ | ૦ | ૦ |
| ડુંગળી | ૦૦ | ૨ | ૨ | |
| મોસંબીનો રસ | ૧ | ૨ | ૩ | |
| પોપૈયું | ૨ | ૧ | ૩ | |

| | अ | ब | क | ड |
|---|---|---|---|---|
| મૂળા | ૦ | ૨ | ૦૦ | |
| વટાણા (સુકા) | ૧ | ૨ | | |
| પીચ (કાચાં અથવા | ૨ | | | |
| ડબાના) | ૨ | ૧ | ૨ | |
| વટાણા તાજા | ૨ | ૨ | ૩ | |
| કોબીજ (અથાણું) | -- | -- | ૨ | |
| અનનસ (કાચું અથવા ડબાનું) | ૨ | ૨ | ૩ | |
| પટાટાં (રાંધેલા) | ૧ | ૨ | ૨ | |
| કોળું | ૨ | ૦૦ | ૦૦ | |
| રાસ્પબરી (કાચાં અથવા ડબાના) | -- | -- | ૩ | |
| ચોખા (પોલિશ કરેલા) | ૦ | ૦ | ૦ | ૦ |
| ચોખા (હાથે ખાંડેલ) | ૧ | ૩ | | |
| જવ (દળેલા) | ૧ | ૨ | ૦૦ | |
| કોબીજ (કાચું) | ૨ | ૩ | ૩ | |
| મલાઈ કાઢી લીધેલું દૂધ | ૧ | ૧ | ૧ V | |
| સ્પાઇનેક (તાજા) | ૩ | ૩ | ૩ | |
| સ્પાઇનેક (ડબાના) | ૩ | ૧ | ૩ | |
| સ્વીડનના મૂળા | ૦ | ૨ | ૩ | |
| શક્કરિયાં | ૨ | ૧ | ૦૦ | |
| ટમેટાં (કાચાં અથવા અથાણાના) | ૨ | ૩ | ૩ | |
| મૂળા | ૦ | ૨ | ૩ | |
| સામાન્ય અખરોટ | -- | ૨ | -- | |
| ધોળાં અખરોટ (અમેરિકન) | -- | ૨ | -- | |
| ઘઉંની રોટી (દૂધમાં બનાવેલ) | ૨ | ૨ | ૦૦ | ૧ |
| ઘઉની રોટી (પાણીમાં બનાવેલ) | ૧ | ૨ | ૦ | ૦ |
| ઘઉંનું ચૂલું | ૨ | ૩ | | |
| ઘઉં (દાણા) | ૨ | ૩ | ૦ | ૧ |
| જવ (આખા) | ૧ | ૨ | ૦ | |

**સંજ્ઞાની સમજણુઃ—** ૧ વિટામિન છે. ૨ વિટામિનનું પ્રમાણુ ઊંચુ. ૩ વિટામિનનું પ્રમાણુ ઘણું ઊંચું ૦ વિટામિન ખાસ કીંમતી નથી. ૦૦ વિટામિનનું અસ્તિત્વ શંકાસ્પદ છે -- નક્કી નથી. V પ્રમાણુ વત્તું ઓછું.

# ખોરાક સંબંધી જાણવાજોગ

## જુદી જુદી ખોરાકની વસ્તુઓને પચવામાં લાગતો સરેરાશ સમય

| | ક. મિ. | | ક. મિ. | | ક. મિ. |
|---|---|---|---|---|---|
| જવ (ઉકાળેલ) | ૨—૦ | બતક (પકાવેલ) | ૪—૦ | દૂધ (ઉકાળેલુ) | ૩—૦ |
| બ્રેડ | ૨-૩૦ | મચ્છી | ૨-૪૦ | મટન (પકાવેલ) | ૩-૧૫ |
| | | | | બટાટા (શેકેલ) | ૨-૩૦ |
| માખણ | ૩-૩૦ | મરઘી (પકાવેલ) | ૪—૦ | ચોખા (ઉકાળેલ) | ૧—૦ |
| મરઘીનું બચ્ચું | ૨-૪૦ | દૂધ (ઠંડું) | ૨-૧૫ | સાબુચોખા (ઉકાળેલ) | ૧-૪૫ |

## જુદી જુદી જાતના દારૂમાં આલ્કોહોલ (મદ્યસાર)નું પ્રમાણ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રમ | ૫૩.૭ | જીન | ૫૧.૬ | પોર્ટ | ૨૩.૩ | એઇલ | ૭.૪ |
| બીર | ૪.૦ | બ્રાન્ડી | ૫૩.૪ | શેરિ | ૧૯.૦ | વ્હિસ્કિ | ૫૪.૩ |
| વરમથ | ૧૯.૦ | શેમ્પેન | ૧૨.૬૧ | કલેરેટ | ૧૩.૩ | | |

## દૂધનું પૃથક્કરણ

| | બકરીનું દૂધ | ગાયનું દૂધ | સ્ત્રીનું ધાવણ | | બકરીનું દૂધ | ગાયનુ દૂધ | સ્ત્રીનું ધાવણ |
|---|---|---|---|---|---|---|---|
| પાણી | ૮૬.૪૫ | ૮૭.૪૦ | ૮૬.૪૦ | એલ્બ્યુમિન | ૧.૦૦ | .૪૦ | ૧.૨૦ |
| કેસિન | ૩.૦૦ | ૩.૦૦ | ૧.૦૦ | ચરબી | ૪.૨૦ | ૩.૭૫ | ૩.૫૦ |
| સુક્કો પદાર્થ | .૮૫ | .૭૫ | .૯૦ | સાકર | ૪.૫૦ | ૪.૭૦ | ૭.૦૦ |

## ‘વિટામિન’ (પ્રજીવકો)

૧. ‘પ્રોટીન[૧]’ની ઊણપથી માનસિક દરદો થાય છે.

૨. ક્ષારો[૨]ની ઊણપથી સજોખમ અને બીજાં દરદો થાય છે.

૩. ઘઉંની સાથે ઘી વધારે પ્રમાણમાં લેવું જોઇએ.

૪. દૂધની અંદર વિટામિનો, ક્ષાર અને પ્રોટીન છે.

૫. વિટામિનોથી ચહેરાની સુંદરતા જળવાઇ રહે છે, જુદા જુદા પ્રકારના ચામડીના રોગો ખાસ કરીને Scurvy (સ્કર્વી) થી રક્ષણ મળે છે.

૬. પાણી પુષ્કળ પીવાથી દસ્ત સાફ આવે છે તથા માથાનો દુખાવો અને બીજાં દરદો મટે છે.

૭. જે ખોરાકની ટેવ હોય તે એકદમ છોડી બીજો લેવાથી નુકસાન થાય છે. ખોરાકમાં હળવે હળવે ફેરફાર કરવો.

---

૧. પ્રોટીન નીચેની વસ્તુઓમાં સારા પ્રમાણમાં છે—આખા ઘઉં, વટાણા, મગફળી, મગફળીનો ખોળ, તલ, ચણા, સોયાબીન, મસુર ૨. ક્ષાર નીચેની વસ્તુઓમાં સારા પ્રમાણમાં છે—સોયાબીન, મસુર, ગોળ, ફરડના ચોખા, બાજરો, જુવાર, વટાણા, મગફળી, મગફળીનો ખોળ, ચણા.

| વિટા-મિન | ખાસ અસર | ઊણપથી થતાં દરદ | ગુણ | શેમાં હોય છે? |
|---|---|---|---|---|
| અ | ૧ ચેપને અટકાવનાર<br>૨ નીચેનાંનું રક્ષણ કરનાર<br>૧ આંતરડાં<br>૨ આંખો<br>૩ શ્વાસનળીઓ<br>૪ મૂત્રમાર્ગ<br>૫ જ્ઞાનતંતુઓ<br>૩ શરીરની વૃદ્ધિમાં મદદ કરે છે. | ૧ આંખનું પડ કઠણ થઈ જાય છે.<br>૨ રતાંધળાપણું<br>૩ લોહીનું ઊડી જવું<br>૪ ચેપી રોગ માટે શરીરની તૈયારી<br>૫ બ્રોન્કાઇટિસ, ન્યુમોનિયા, પેટનાં ગૂમડાં, ઝાડા, મરડો, કીડનીમાં પથરી, બ્લેડરમાં પથરી | ૧ હવા લાગવાથી નાશ થાય છે.<br>૨ બંધ વાસણમાં ગરમ કરવાથી નાશ થતો નથી.<br>૩ પ્રકાશથી નાશ થાય છે.<br>૪ ઘી–તેલમાં ગળી જાય તેવું. | દૂધ, માખણ, કોબીજનાં બહારનાં પાન. લીલા કોબીજ અને માખણના એક સરખા વજનમાં એક સરખા પ્રમાણમાં વિટામિન 'અ' હોય છે.<br>પીળાં ગાજર, ટમેટાં, કેળાં, પોપૈયાં, કેરી, નારંગીની બહારની છાલ, લીલા વાંસની ઉપરની જીભ, મૂળા, કોંટા ફૂટેલ ચણા, પીળી મકાઈ. |
| બ | ૧ શરીરની વૃદ્ધિ તથા ટકાવ માટે જરૂરનું<br>૨ જ્ઞાનતંતુને મજબૂત કરનાર<br>૩ ચામડીના રોગથી રક્ષણ કરનાર<br>૪ દસ્તની કબજિયાત દૂર કરનાર | ૧ સોજા<br>૨ ખોરાકની અરુચિ<br>૩ પાંડુરોગ<br>૪ બાળકની માતાને દૂધ ઓછું થવું<br>૫ જ્ઞાનતંતુના દરદો<br>૬ સંધિવા | ૧ શેકવાથી નાશ થતો નથી.<br>૨ સોડા અથવા બેકિંગ પાવડરથી તુરત જ નાશ થાય છે.<br>૩ ડબાવાળા ખોરાકમાં બિલકુલ હોતું નથી.<br>૪ સૂકવવાથી અથવા હવા લાગવાથી નાશ થતો નથી.<br>૫ ચોખાનું ધોવણ કાઢી નાખવાથી પાછળ રહેતા ચોખા વિટામિન 'બ' વિનાના થઈ જાય છે.<br>૬ પાણીમાં ગળી જાય તેવું | ૧ આખા દાણા<br>૨ કોબીજ<br>૩ બટાટા<br>૪ ગાજર<br>૫ વટાણા<br>૬ લીલાં ફળ<br>૭ ગાયનું તાજું દૂધ |

| વિટા-મિન | ખાસ અસર | ઊણપથી થતાં દરદ | ગુણ | શેમાં હોય છે? |
|---|---|---|---|---|
| ક | ૧ ચામડીના રોગોથી રક્ષણ કરનાર | ૧ સ્કર્વી (પોપચાં અને લોહી નીકળતાં અવાળુ)<br>૨ હાડકાં અને દાંત નરમ થઈ જવાં | ૧ પાણીમાં ગળી જાય તેવું<br>૨ બીજમાંથી કાંટા ફૂટતી વખતે ઉત્પન્ન થાય છે.<br>૩ સોડા અને બેકિંગ પાવડરથી નાશ થાય છે<br>૪ તડકામાં સૂકવવાથી નાશ થાય છે. | ૧ ખારિયાં થઇ શકે તેવી તમામ ચીજો.<br>૨ લીંબુનો રસ<br>૩ નારંગીનો રસ<br>૪ ટમેટાં<br>૫ પોપૈયાં<br>૬ કોબીજ<br>૭ કાંટા ફૂટેલા મગ, વટાણા, મસુર<br>૮ ઉકાળ્યા વગરનું દૂધ |
| ડ | ૧ ચૂનો અને ફોસ્ફરસ શરીર ગ્રહણ કરે અને હાડકાં ને દાંત મજબૂત કરવામાં મદદ કરે છે.<br>૨ ચૂનાની ઊણપને લીધે થતાં દરદો અટકાવે છે. | ૧ પગ દોરડી, પેટ ગાગરડી<br>૨ હાડકાં નરમ થવા<br>૩ દાંતની ખામી<br>૪ બાળકોનાં આંગળાં ઠરડાઈ જવાં<br>૫ ગમે તે દ્વારા લોહી પડવાની આદત | ૧ ઘી–તેલમાં ગળી જાય તેવું.<br>૨ ખોરાકમાં ક્ષાર સારા પ્રમાણમાં, અને મેંદા-વાળા ખોરાક ઓછા લેવાતા હોય ત્યારે સારી અસર કરે છે.<br>૩ શ્રમ પડે તે પ્રસંગે વધારે જરૂર રહે છે. દાખલા તરીકે, બાળ-કોની વૃદ્ધિ વખતે, સગર્ભાવસ્થામાં અને ધાવણું બાળક હોય ત્યારે. | ૧ કોડલીવર ઓઇલ<br>૨ માખણ<br>૩ પાંદડાંવાળાં શાક<br>૪ ટમેટાં<br>૫ પીળાં ગાજર<br>૬ ઘઉં અને મકાઇના અંકુર<br>૭ સફેદ ચામડીવાળાઓએ સૂર્યનો તડકો કાળી ચામડીવાળા કરતાં ઓછો ખાવો<br>૮ શરીરે તેલ ચોળી તડ-કામાં બેસવાથી આ વિટામિન 'ડી' ઉત્પન્ન થાય છે. |
| ઇ | | ૧ પુરૂષ અથવા સ્ત્રીમાં વાંઝિયાપણું<br>૨ કસુવાવડ | ૧ ઘી અને તેલમાં ગળી જાય તેવું. | ૧ લીલાં પાંદડાં<br>૨ ઘઉં અને બીજના અંકુર<br>૩ ગાજર<br>૪ કોબી ફ્લાવર<br>૫ કાકડી<br>૬ લીલાં તીખાં<br>૭ કાચાં બટેટાં<br>૮ લીલા વટાણા<br>૯ મૂળાં<br>૧૦ કેળાં<br>૧૧ દૂધ<br>૧૨ માખણ |

# તાજાં ફળોનું મહત્વ

## (યુનાઇટેડ સ્ટેટસના ખેતીવાડીખાતા તરફથી)

| ફળનું નામ | પાણીના ટકા | પ્રોટીનના ટકા | ચરબી ટકા | શર્કરા ટકા | અગ્નિ ઉત્પાદન કેલરીઝ |
|---|---|---|---|---|---|
| શેબફળ | ૮૪.૧ | ૦.૩ | ૦.૪ | ૧૧.૧ | ૨૯૦ |
| જરદાલુ | ૮૫.૪ | ૧.૦ | ૦.૧ | ૧૦.૪ | ૨૫૫ |
| એવોકેડોસ[૧] | ૬૫.૪ | ૧.૭ | ૨૬.૪ | ૦.૬ | ૧,૨૦૦ |
| સોનેરી કેળાં | ૭૪.૮ | ૧.૨ | ૦.૨ | ૧૯.૨ | ૪૪૫ |
| ગૌરીફળ | ૮૫.૩ | ૧.૨ | ૧.૧ | ૬.૧ | ૨૮૫ |
| બ્લ્યુબેરી | ૮૩.૪ | ૦.૬ | ૦.૬ | ૯.૭ | ૩૧૦ |
| જંગલી શેબફળ | ૮૧.૧ | ૦.૪ | ૦.૩ | ૧૨.૬ | ૩૪૦ |
| ચેરીફળ | ૮૩.૦ | ૧.૧ | ૦.૫ | – – | ૩૧૦ |
| ક્રેનબેરી[૨] | ૮૭.૪ | ૦.૪ | ૦.૭ | ૪.૨ | ૨૪૦ |
| સુક્કી દ્રાક્ષ | ૮૪.૭ | ૧.૬ | ૦.૪ | ૫.૭ | ૨૭૫ |
| ગુઝબેરી[૩] | ૮૮.૩ | ૦.૮ | ૦.૪ | ૪.૨ | ૨૧૫ |
| અંજીર | ૭૮.૦ | ૧.૪ | ૦.૪ | ૧૬.૨ | ૩૯૫ |
| ગ્રેપફ્રુટ | ૮૮.૮ | ૦.૫ | ૦.૨ | ૬.૫ | ૨૦૦ |
| દ્રાક્ષ | ૮૧.૯ | ૧.૪ | ૧.૪ | ૧૧.૫ | ૩૫૫ |
| જામફળ | ૮૦.૬ | ૧.૦ | ૦.૬ | ૬.૧ | ૩૫૫ |
| લીંબુ (લેમન્સ) | ૮૯.૩ | ૦.૯ | ૦.૬ | ૨.૨ | ૨૦૦ |
| આમ્લક લીંબુ | ૮૬.૦ | ૦.૮ | ૦.૧ | ૦.૫ | ૨૪૦ |
| સેતુર | ૮૨.૮ | ૧.૨ | ૦.૬ | ૯.૪ | ૩૧૦ |
| કેરી | ૮૧.૪ | ૦.૭ | ૦.૨ | ૧૩.૭ | ૩૩૫ |
| ખડબુચું | ૯૨.૮ | ૦.૬ | ૦.૨ | ૫.૪ | ૧૨૫ |
| નેકટેરિન્સ[૪] | ૮૨.૯ | ૦.૫ | ૦.૧ | ૧૧.૮ | ૩૦૫ |
| નારંગી | ૮૭.૨ | ૦.૯ | ૦.૨ | ૮.૮ | ૨૩૦ |
| પપૅાઝ[૫] | ૭૬.૬ | ૫.૨ | ૦.૯ | – – | ૪૩૫ |
| પપૈયાં | ૮૮.૭ | ૦.૬ | ૦.૧ | ૯.૦ | ૧૯૫ |
| પીચ | ૮૬.૯ | ૦.૫ | ૦.૧ | ૮.૭૮ | ૨૩૦ |
| પર્સીમન્સ | ૭૮.૨ | ૦.૮ | ૦.૪ | ૧૫.૯ | ૩૯૫ |
| પાઇન એપલ | ૮૫.૩ | ૦.૪ | ૦.૨ | ૧૧.૯ | ૨૬૦ |
| કેળાં | ૬૪.૭ | ૧.૩ | ૦.૪ | ૨૫.૩ | ૬૩૫ |
| સુક્કીદ્રાક્ષ | ૮૫.૭ | ૦.૭ | ૦.૨ | ૮.૩ | ૨૫૫ |
| દાડમ | ૭૫.૮ | ૧.૫ | ૧.૨ | ૧૧.૯ | ૪૫૫ |
| આલુ | ૭૬.૫ | ૦.૯ | ૦.૨ | ૧૩.૩ | ૪૨૦ |
| સફરજન | ૮૫.૩ | ૦.૩ | ૦.૧ | ૬.૩ | ૨૬૦ |
| રાસ્પબેરી[૬] | ૮૦.૭ | ૧.૫ | ૧.૬ | ૭.૯ | ૩૭૫ |
| રુબાબ[૭] | ૯૪.૯ | ૦.૫ | ૦.૧ | ૦.૪ | ૮૦ |
| સ્ટ્રોબેરી[૮] | ૯૦.૦ | ૦.૮ | ૦.૬ | ૫.૨૭ | ૧૮૫ |
| તરબુચ | ૯૨.૧ | ૦.૫ | ૦.૨ | ૬.૦ | ૧૪૦ |

૧ અમેરિકા અને વેસ્ટ ઇન્ડીઝમાં થતું એક જાતનું ફળ. ૨ એક જાતનું લાલ તથા ખાટું ફળ. ૩ એક જાતનું ખાટું ફળ. ૪ બોર જેવું એક જાતનું ફળ. ૫ પોપૈયાને મળતું ફળ. ૬ એક જાતનું ખાટુંમીઠું ફળ. ૭ રેવંચિની. ૮ બોરને મળતું એક જાતનું ફળ.

## રાજકીય પક્ષોનાં નામ

**વફ્દ** : ઇજીપ્તનો રાષ્ટ્રીય પક્ષ.

**ઝિયોનિસ્ટ** : પેલસ્ટાઇનમાં યહુદી રાજ્યની પુનઃ સ્થાપના કરવાની હિલચાલને ટેકો આપનાર સભ્યો.

**નાઝી** : જર્મની રાષ્ટ્રીય સમાજવાદી પક્ષના સભ્યો.

**કુઓ મીન્ટાંગ** : ડૉ. સુન યાટ સેને સ્થાપેલ ચીનનો રાષ્ટ્રીય પક્ષ.

**ફેલેન્જિસ્ટ** : જનરલ ફ્રાંકોની આગેવાની હેઠળનો સ્પેનનો ફેસિસ્ટ પક્ષ.

**ફેસિસ્ટ** : મુસોલિનીની આગેવાની હેઠળનો ઇટલિનો રાષ્ટ્રીય પક્ષ.

**કૉમિન્ટર્ન** : 'કૉમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ'નું ટૂંકું નામ.

**ફિયાના ફેઇલ** : આયર્લૅન્ડમાં દ વેલેરાનો ઉદ્દામવાદી રાષ્ટ્રીય પક્ષ.

**આઈ. એલ. પી.** : ઈંગ્લંડનો સ્વતંત્ર મજુરપક્ષ. તેનો કાર્યક્રમ માર્કસવાદી છે. મજૂરપક્ષ અને કૉમ્યુનિઝમ વચ્ચેનો પક્ષ.

**કૉન્ઝર્વેટિવ પક્ષ** : બ્રિટિશ પાર્લમેન્ટનો એક પક્ષ; અઢારમી તથા ઓગણીસમી સદીના ટોરી પક્ષનો અનુગામી પક્ષ. પક્ષની રાજનીતિ રાષ્ટ્રીય તથા શાહીવાદી લાગણીઓ છે.

**ડેમોક્રેટિક પક્ષ** : અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના બે મોટા પક્ષોમાંનો એક. તેને યુનાઇટેડ સ્ટેટસનો 'લિબરલ' પક્ષ કહી શકાય.

**મજુરપક્ષ** : ટ્રેડ યુનિયન, સમાજવાદી અને સહકારી મંડળીઓનો બનેલો બ્રિટિશ સમાજવાદીપક્ષ. તેમનો કાર્યક્રમ વિનીત અને પ્રજાસત્તાક રાજ્યની હિમાયત કરનારો છે.

**ઉદારમતવાદીપક્ષ** : ઈંગ્લંડનો પ્રગતિવાદીપક્ષ. મુક્ત વ્યાપારનો હિમાયતી. અઢારમી તથા ઓગણીસમી સદીમાં 'વ્હિગ' પક્ષ તરીકે જાણીતો હતો. એક સમયે તેનો રાજકીય પ્રભાવ ખૂબ પડતો હતો પણ અત્યારે તે પક્ષ બળહીન છે.

**પૉપ્યુલર ફ્રન્ટ પાર્ટી** : ફેસિઝમ સામે રચાયેલ, કૉમ્યુનિસ્ટ, સમાજવાદી તથા બીજા પ્રજાપક્ષના હિમાયતીઓનો જુદા જુદા દેશોમાં રચાયેલ રાજકીય પક્ષ. ફેસિસ્ટની સામે તેઓ બધા એકત્ર થઇને સામે થાય છે. તે પક્ષ ધરમૂળના ફેરફારનો હિમાયતી છે.

**રિપબ્લિકન પક્ષ** : અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસનો મોટો રાજકીય પક્ષ. તે પક્ષ વેગળા રહેવામાં માને છે.

**આઇસોલેશનિસ્ટ** : યુરોપના રાજકારણમાં બીનદખલગીરીની હિમાયત કરનાર જુદા જુદા દેશોના પક્ષ. મોટો ભાગ અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં છે.

## વર્તમાનપત્રોમાં આવતાં કેટલાંક નામો

### ઈંગ્લંડ

| | |
|---|---|
| બિગબેન | વેસ્ટમિન્સ્ટરના ઘડિયાળનો ઘંટ |
| બાલ્મોરલ | ઈંગ્લંડના રાજાનો કિલ્લો |
| બકીંગહામ પૅલેસ | ઈંગ્લંડના રાજાનું લંડનનું રહેઠાણ |
| ધી સેનોટાફ | વ્હાઇટ હૉલમાં ઊભું કરવામાં આવેલ ગયા વિશ્વયુદ્ધનું સ્મારક |

| | |
|---|---|
| ૧૦ ડાઉનિંગ સ્ટ્રીટ | બ્રિટિશ વડા પ્રધાનનું રહેઠાણુ તથા ઑફિસ |
| લંડન ગિલ્ડહૉલ | લંડન શહેરની કૉરપોરેશનનો હૉલ |
| પોલમૉલ | પશ્ચિમ લંડનનો પ્રસિદ્ધ રસ્તો |
| રૉટન રૉ | ઘોડેસવારી કરવા માટે અનામત રાખવામાં આવેલ હાઇડપાર્કનો જાહેર રસ્તો |
| સેંટ જેમ્સ પૅલેસ | શાહીમહેલ; અત્યારે જાહેર પરિષદો માટે વપરાય છે. હિંદની ગોળમેજી અહીં ભરવામાં આવી હતી. |
| સ્કૉટલૅન્ડ યાર્ડ | લંડન શહેરની પોલીસનું મુખ્ય થાણું. છૂપી પોલીસ માટે જગતભરમાં પ્રખ્યાત છે. |
| વેસ્ટમિન્સ્ટર ઍબી | વેસ્ટમિન્સ્ટરમાં આવેલ પ્રખ્યાત દેવળ |
| વ્હાઇટ હૉલ | સરકારી ઑફિસોવાળી લંડનની શેરી |
| વિન્ડસર કૅસલ | ટેમ્સ નદીના કાંઠે આવેલું ઇંગ્લંડના રાજાનું રહેઠાણુ |

## ફ્રાન્સ

| | |
|---|---|
| ઇફિલ ટાવર | પારિસમાં આવેલ લોઢાનું ગંજાવર બાંધકામ; બિનતારી સંદેશા મોકલવાનું સ્ટેશન |
| ઇલિસીઝ | ફ્રાન્સના પ્રમુખનું નિવાસસ્થાન |
| પારિસ બુર | પારિસની શૅરબજાર |

## અમેરિકા

| | |
|---|---|
| બ્રાડવે | ન્યુયૉર્ક શહેરનો મુખ્ય જાહેર રસ્તો |
| વૉલ સ્ટ્રીટ | ન્યુયૉર્કમાં આવેલ જગતનું મોટું વેપારધામ |
| ધી વ્હાઇટ હાઉસ | અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખનું વૉશિંગ્ટન ખાતેનું રહેઠાણુ |

## હિંદ

| | |
|---|---|
| બેલ્વિડિયર | કલકત્તામાં આવેલું વાઇસરૉયનું રહેઠાણુ |
| ફૉર્ટ સેંટ જ્યૉર્જ | મદ્રાસ ઇલાકાની રાજધાનીનું શહેર |
| ફૉર્ટ વિલિયમ | કલકત્તા. બંગાળ ઇલાકાની રાજધાનીનું શહેર |
| ન્યુ દિલ્લી | હિંદી સરકારનું ધામ |

## ઇટલી

| | |
|---|---|
| ધી વૅટિકન | રોમમાં આવેલ પોપનું નિવાસસ્થાન |
| સેંટ પીટર્સ | રોમન કૅથલિક લોકોનું મુખ્ય દેવળ |

## બીજા દેશો

| | |
|---|---|
| ધી બ્રાઉન હાઉસ | નાઝી લોકોનું મુખ્ય સ્થાન |
| ક્રેમલિન | મોસ્કોમાં ઝારનું એક વખતનું નિવાસસ્થાન |

## સો શ્રેષ્ઠ ક્રિકેટ રમનારા

વીસમી સદીના સો શ્રેષ્ઠ ક્રિકેટ રમનારાઓની યાદી આપતાં મિ. ઇ. એલ. રૉબર્ટ્સ જણાવે છે કે, વીસમી સદીમાં પ્રથમ પંક્તિના ક્રિકેટમાં જેઓએ ભાગ લીધો છે તેમનાં જ નામો આ યાદીમાં આપવામાં આવેલાં છે. આ મર્યાદાને અંગે આ સૈકાની શરૂઆત થયા પહેલાં જેમની કારકિર્દીનો અંત આવ્યો છે તેવા મહાન ખેલાડી લોહમૅન, પીલ અને ગ્રિગ્ઝનાં નામોનો આમાં સમાવેશ થતો નથી. આ યાદી ટીકાથી પર હોવાનું લેખક પણ માનતા નથી.

**બૅટસમૅન**—આર. એબલ, ડી. કૉમ્પ્ટન, ડી. ડેન્ટન, કુ. શ્રી. દુલિપસિંહજી, આર. ઇ. ફૉસ્ટર, સી. બી. ફ્રાય, જી. ગન, ડબલ્યુ. ગન, ડબલ્યુ. આર. હૅમન્ડ, ઇ. હેન્ડ્રેન, જે. બી. હૉબ્સ, કે. એલ. હચિંગ્સ, એલ. હટ્ન, ડી. આર. જાર્ડિન, એમ. લીલેન્ડ, એ. સા. મેકલરિન, સી. પી. મીડ, એલ. સી. એચ. પેલેરેટ, ડબલ્યુ. જી. કવૈફ, કુ. શ્રી. રણજીતસિંહજી, એ. શ્રુઝબરી, આર. એચ. સ્પૂનર, એચ. સટક્લિફ, ઇ. ટિલ્ડસ્લી, જે. ટી. ટિલ્ડસ્લી અને પી. એફ. વૉર્નર.

**પરદેશના રમનારાઓ**–ડબલ્યુ. બાર્ડસ્લિ, ડી. જી. બ્રેડમેન, જી. ચેલેનર, સી. એસ. ડેમ્પ્ટર, જી. હેડલિ, સી. જી. મેકકાર્ટનિ, એસ. જે. મેકકેબ, બી. મિચેલ, ડબલ્યુ. એલ. મર્ડોક, સી. કે. નાયડુ, એ. ડી. નુર્સ, એચ. ડબલ્યુ. ટેઇલર અને વી. ટી. ટ્રમ્પર.

**બૉલરો**–એસ. એફ. બાર્નિસ, સી. બ્લાઇથ, ડબલ્યુ. ઇ. બૉવિસ, એ. પી. ફ્રીમેન, ટી. ડબલ્યુ. ગોડાર્ડ, એસ. હેગ, જે. ટી. હર્ન, એન. એ. નોકસ, જી. મૅકોલે, સી. એસ. મેરિયટ, ડબલ્યુ મીડ, સી. ડબલ્યુ. એલ. પાર્કર, ટી. રિચર્ડસન, સા. એલ. ટાઉનસેન્ડ, એ. ઇ. ટ્રોટ, એચ. વેરીટી, સી. ડબલ્યુ. વેલ્સ અને જે. સી. વ્હાઇટ.

**પરદેશના**–અમરસિંગ, સી. વી. ગ્રીમેટ, ડબલ્યુ. પી. હોવેલ, જે. બી. કીંગ, ડબલ્યુ. જે. ઓરિલિ, એચ, ટ્રમ્બલ, આર. ઓ. શ્વાર્ઝ અને એ. ઈ. વોગ્લર.

**ઓલ રાઉન્ડર્સ**–ઇ. જી. આર્નોલ્ડ, બી. જે. ટી. બોસાંકે, જે. એન. ક્રાફર્ડ, જે. ડબલ્યુ. એચ. ટી. ડગલાસ, પી. જી. એચ. ફેન્ડર, એફ. આર. ફૉસ્ટર, ડબલ્યુ. જી. ગ્રેસ, જે. ડબલ્યુ. હર્ન, જી. એચ. હર્સ્ટ, એફ. એસ. જેકસન, જી. એલ. જેસપ, ડબલ્યુ. એચ. લોકવૂડ, જે. આર. મેસન, એમ. એસ. નિકલ્સ, ડબલ્યુ. રૂહોડઝ, એફ. એ. ટેરન્ટ, એમ. ડબલ્યુ. ટેઇટ, જી. જે. ટૉમસન, એસ. એમ. જે. વૂડઝ અને એફ. ઇ. વૂલી.

**પરદેશના**–ડબલ્યુ. ડબલ્યુ. આર્મસ્ટ્રૉંગ, એલ. એન. કૉન્સ્ટન્ટાઇન, જી. એ. ફૉકનેર, જે. એમ. ગ્રેગરી અને એમ. એ. નોબલ.

**વિકેટ કીપરો**–એલ. ઇ. જી. એમ્સ, જી. ડકવર્થ, એ. એ. લિલિ, જી. મેકગ્રેગર, એચ. માર્ટિન અને એચ. સ્ટ્રડવિક.

**પરદેશના**–એચ. બી. કૅમેરોન, ઇ. એ. હાલિવેલ અને ડબલ્યુ. એ. ઓલ્ડફિલ્ડ.

કેટલાક શ્રેષ્ઠ ક્રિકેટરોનાં નામ આ યાદીમાં દેખાશે નહિ. તેનું કારણ એ નથી કે તેમની શ્રેષ્ઠતા ઓછી છે, પણ ફક્ત સો નામની પસંદગી કરવાની હોઇ તેમનાં નામ પડતાં મૂકવાં પડયાં છે.

## જાણીતા સહચાર (Associatons)

| | | | |
|---|---|---|---|
| આલ્ફા સેન્સોલો | કામળા | બી. સી. પી. ડબલ્યુ | દવાઓ |
| ઓલ્સોપ્સ | બીર (દારૂ) | બેકસ | બીર |
| ઓમેગા | ઘડિયાળો | બીગબેન | ઘડિયાળના ડબા |
| એરિસ્ટોટલ | તત્ત્વજ્ઞાન | બ્લેકબર્ડ | ફાઉન્ટનપેન |
| આશાહી | બીર (દારૂ) | બ્રિટાનિયા | બિસ્કીટ |
| ઉબેરૉય | ક્રિકેટના દડા | બ્રુકબૉન્ડ | ચા |
| બાટ | પગરખાં | બરોઝ એન્ડ વેલ્કમ | દવાઓ |
| બેયર | દવાઓ | બી. એસ. એ. | સાઇકલ |

| | |
|---|---|
| બર્મા કોરપોરેશન | પેટ્રોલિયમ |
| કેવેન્ડર | સીગારેટ |
| કેલ્ટેક્સ | તેલ |
| કોરોના | ટાઇપરાઇટર |
| કોટસ | જીનદારૂ |
| શેવ્રોલેટ | મોટર |
| સિન્ઝાનો | વર્મથ દારૂ |
| કુકસ | ચશ્માના કાચ |
| ક્રીયુસોટ શ્નેડીર | મોટર |
| ડિટમાર | ફાનસ |
| ડેવી | સંરક્ષક ફાનસ |
| ડયુક | ક્રિકેટના દડા |
| ડન્લોપ | ટાયર |
| દયાળ બાગ | ચામડાની વસ્તુઓ |
| ડોહેટી ભાઇઓ | લૉન ટેનિસ |
| ધારીવાલ | ગરમ કાપડ |
| ધ્યાનચંદ | હૉકી |
| યુક્લિડ | ભૂમિતિ |
| એડસુ | કુમાસ |
| એકશો | બ્રાન્ડી |
| એક્કો | રેડિયો |
| ફાયરસ્ટોન | ટાયર |
| ફ્લીટ | મચ્છર તથા માખી નાશક |
| ફિલિપ્સ | ફાનસો |
| ફ્લેક્સ | પગરખાં |
| ફોર્ડ | મોટર |
| ફેરેડે | વીજળી |
| ફ્રૂડ | માનસ પૃથક્કરણ |
| જીલેટ | સેફટીરેઝર |
| ગોદરેજ | સાબુ તથા તિજોરી |
| ગોલ્ડ ફ્લેક | સીગારેટ |
| ગૂડ ઇયર | ટાયર |
| જી. ઇ. સી. | રેડિયો |
| ગયા | બુદ્ધભગવાન |
| ગિલ્બર્ટ | વીજળી |
| ગ્લેક્સો | બિસ્કિટ તથા દૂધમાંથી બનતી વસ્તુઓ |
| હવાના | રેશમ |
| હિક્સ | થર્મોમિટર |
| હન્ટલિ એન્ડ પામર | બિસ્કિટ |
| હોમર | કાવ્ય |
| હૂકર | અધ્યાત્મવિદ્યા |
| હોરેક્રિસિઝ | રૂની બનાવટો |
| જાવા | ખાંડ |
| જહૉની વૉકર | વ્હિસ્કિ |
| જસ્ટિનિયન | કાયદો |
| કોડક | ફીલ્મ તથા કેમેરા |
| ક્રોપ | અસ્ત્રા |
| કેલી | જગતની ડીરેક્ટરી |
| કોહીનૂર | પેન્સિલ |
| લાલીમલી | ગરમ કાપડ |
| લિપ્ટન | ચા |
| લિવર બ્રધર્સ | સાબુ બનાવનારાઓ |
| લૉર્ડ મેલ્કેટ | રસાયણનો ઉદ્યોગ |
| લૉર્ડ કિલસન્ટ | વહાણવટું |
| લુશીમાઉથ | રામ્સે મેકડોનલ્ડ |
| મેંડેરિના | ઘડિયાળો |
| મર્ક | દવાઓ |
| માર્શલ | શારીરધર્મ વિદ્યા |
| ન્યુટન | ગણિતશાસ્ત્ર |
| ઓક્સ | સિગાર |
| પાર્કર | ફાઉન્ટનપેન |
| પિયર્સ | સાબુ; સર્વસંગ્રહ |
| પ્લેયર્સ | સિગારેટ |
| પોલ્સન | કૉફી; માખણ |
| પાસ્કલ | ગણિતશાસ્ત્ર |
| પોઈંકાર | વાયુચક્રશાસ્ત્ર |
| રેમિંગ્ટન | ટાઇપરાઇટર |
| રાલી બ્રધર્સ | રૂ તથા ઘઉંના વેપારી |
| આર. સી. એ. | રેડિયો |
| રૉજર્સ | ચાકાં, કાંટા |
| માલ્થસ | વસ્તીનો સિદ્ધાંત |
| શેરિંગ | દવા |
| સીઝર્સ | સિગારેટ |

| | | | |
|---|---|---|---|
| શાલીમાર | રંગ | ટામસ કૂક | વહાણવટું તથા શરાફી |
| શેફીલ્ડ | કટલરી | | |
| શેલ | પેટ્રોલ | થેકર | હિંદની ડીરેક્ટરી |
| સ્લેઝન્જર | ટેનિસના દડા | ટેટ અને લાઇલ | ખાંડનો વેપાર |
| સ્વાન | શાહી તથા ફાઉન્ટન-પેન | અન્ડરવૂડ | ટાઇપરાઇટર |
| | | વેલેટ | સેફ્ટી રેઝર |
| | | વીનસ | પેન્સિલ |
| સ્ટેન્સ | કોફી | વોટરમેન | ફાઉન્ટનપેન તથા શાહી |
| શાંતિનિકેતન | રવીન્દ્રનાથ ટાગોર | | |
| સોક્રેટીસ | તત્ત્વજ્ઞાન | વ્હાઇટ હોર્સ | વ્હિસ્કી |
| તાતા | લોઢું અને પોલાદ | ઝીલ | થર્મોમિટર |
| ટેનેન્ટસ | બીર | ઝીસ | ચશ્માના કાચ |
| ટીટાઘર | કાગળ | ઝીગઝેગ | સિગારેટના કાગળ |

## રાગ–રાગણી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ભૈરવી | બિલાવલ | રાગેશ્રી | જોગી | દરબારી કાનડો | બિહારી |
| ભીમપલાસ | વડહંસ | તોડી | ભૈરવ | વણજારો | પહાડી કવાલી |
| માલકોશ | અડાણા | દીપક | કેદાર | ભૂપાલી | ગઝલ |
| કલ્યાણ | કૌશિયા | માઢ | ગારા | નટકેદાર | સિંધ કાફી |
| કાલિંગડા | હમીર | પુર્વી | કાનડા | ઝિંઝોટી | તિલક કામોદ |
| યમન કલ્યાણ | શંકરા | દેસ | શ્રી | લાવણી | પટદીપ |
| બહાર | તિલંગ | માંડ | મરવા | હિંદોલ | મુલતાની |
| ખમાચ | ભવાની | દુર્ગા | માલગુંજી | ઠુમરી | જયજયવંતી |
| બિહાગ | બસંત | પીલુ | ગૌડસારંગ | સારંગ | શ્યામ |
| દાદરો | પૂરિયા | સોહિની | મેઘ | પ્રભાત | |
| પહાડી | જિલ્લા | પરજ | આશાવરી | ધનાશ્રી | |
| સિંધુડો | જોનપુરી | નટ | બાગેશ્રી | બિભાસ | |

## કઇ વસ્તુ કયા દેશમાં વધારે થાય છે?

| વસ્તુ | દેશ |
|---|---|
| જવ | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) રશિયા, જર્મની |
| કોલસો | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) યુનાઇટેડ કિંગ્ડમ, જર્મની |
| કોકો | સુવર્ણકિનારો, બ્રાઝિલ |
| કોફી | બ્રાઝિલ, કોલંબિયા |
| તાંબું | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), ચિલિ |
| રૂ | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), હિંદ, ઇજિપ્ત |
| હીરા | દક્ષિણ આફ્રિકા, બેલ્જિયન કોંગો, સાઉથ વેસ્ટ આફ્રિકા |
| શણ | રશિયા, પોલંડ |

| વસ્તુ | દેશ |
|---|---|
| સોનું | ટ્રાન્સવાલ, યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), કેનેડા, રશિયા, મેક્સિકો, દક્ષિણ રોડેશિયા, ઓસ્ટ્રેલિયા, હિંદ |
| લોઢું | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), જર્મની, ફ્રાન્સ, યુનાઇટેડ કિંગડમ |
| શણ | હિંદુસ્તાન |
| સીસું | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા, મેક્સિકો, ઓસ્ટ્રેલિયા |
| મકાઇ | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), આર્જેન્ટાઇન |
| મેંગેનીઝ | રશિયા, હિંદ |
| અબરખ | હિંદુસ્તાન, યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) |
| પારો | ઇટલી, સ્પેન |
| ઓટ (જવની જાતનું એક પ્રકારનું અનાજ) | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), રશિયા, કેનેડા |
| પેટ્રોલિયમ | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), વેનેઝુઈલા |
| પ્લેટિનમ | રશિયા |
| રેડિયમ | બેલ્જિયન કોંગો |
| ચોખા | ચીન, હિંદુસ્તાન, જાપાન |
| રબર | બ્રિટિશ મલાયા, ડચ ઇસ્ટ ઇન્ડિઝ; બ્રાઝીલમાં જંગલી રબર |
| રેશમ (કાચું) | જાપાન, ચીન |
| રેશમ (બનાવટી) | યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), ઇટલી |
| સાબુચોખા | સ્ટ્રેઇટ સેટલમેન્ટસ અને ફેડરેટેડ મલાઇ રાજ્યો, સારવક |
| રૂપું | મેક્સિકો, યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા), કેનેડા, ક્યુબા, હિંદુસ્તાન, જાવા |
| બીટમાંથી બનતી ખાંડ | જર્મની, રશિયા, ઝેકોસ્લોવેકિયા |
| ગંધક | ઉત્તર અમેરિકા [ટેકસસ] |
| ચા | ચીન, હિંદુસ્તાન, જાપાન |
| કલઈ | ફેડરેટેડ મલઇ રાજ્યો, બોલિવિયા, ડચ ઇસ્ટ ઈંડિઝ |
| તમાકુ | યુનાઇટેડ સ્ટેટસ [અમેરિકા], હિંદુસ્તાન |
| ઘઉં | યુનાઇટેડ સ્ટેટસ [અમેરિકા], રશિયા, કેનેડા, હિંદ |
| દારૂ | ફ્રાન્સ, ઇટલી, સ્પેન, પોર્ટુગલ |
| ઊન | ઓસ્ટ્રેલિયા, યુનાઇટેડ સ્ટેટસ [અમેરિકા] |
| લાકડાનો માવો | યુનાઇટેડ સ્ટેટસ [અમેરિકા], કેનેડા, સ્વિડન |
| જસત | યુનાઇટેડ સ્ટેટસ [અમેરિકા], ઓસ્ટ્રેલિયા |

## ઉદ્યોગો સાથે સંકળાયેલાં શહેરો

| | | |
|---|---|---|
| અમદાવાદ | (હિંદુસ્તાન) | કાપડની મિલો |
| અમૃતસર | (હિંદુસ્તાન) | શાલ, શેતરંજી |
| બાકુ | (રશિયા) | પેટ્રોલિયમ |
| બેંકોક | (સિયામ) | વહાણ બાંધવાનું |
| બરેલી | (હિંદુસ્તાન) | લાકડાનું ફર્નિચર |
| બેલફાસ્ટ | (આયર્લેન્ડ) | શણની બનાવટ તથા વહાણું બાંધવાનું |
| બનારસ | (હિંદુસ્તાન) | રેશમ તથા પિત્તળનો સામાન |
| બહેરામપુર | (હિંદુસ્તાન) | રેશમ તથા વાસણો |

| શહેર | ઉદ્યોગ |
|---|---|
| બ્યુએનોસ એર્સ (દ. અમેરિકા) | વસ્તુઓને ઠંડી રાખવાનું તથા દૂધમાં બનતી વસ્તુઓ |
| ભાગલપુર (હિંદુસ્તાન) | રેશમ |
| મુંબઇ (હિંદુસ્તાન) | કાપડની મિલો |
| કેડિઝ (પોર્ટુગલ) | બૂચ |
| કાનપુર (હિંદુસ્તાન) | કાપડની મિલો તથા બૂટ |
| ચિકાગો (યુ. સ્ટે. અ.) | ખેતીનાં ઓજારો, દાણો |
| કોલોન (જર્મની) | યુ-દ-કોલોન |
| ઢાકા (હિંદુસ્તાન) | મલમલ |
| દાર્જિલિંગ (હિંદુસ્તાન) | ચા, સિંકોના |
| ડેટ્રોઇટ (યુ. સ્ટે. અ.) | મોટરો |
| ધારીવાલ (હિંદુસ્તાન) | ગરમ કાપડ |
| ડીંડીગલ (હિંદુસ્તાન) | સિગાર અને તમાકુ |
| ડમડમ (હિંદુસ્તાન) | દારુગોળો |
| ડન્ડી (સ્કોટલંડ) | શણુ અને શણનું કાપડ |
| ઇસેન (જર્મની) | બાંધકામનો સામાન |
| ગ્લાસગો (સ્કૉટલંડ) | સાંચાકામ |
| હવાના (કયુબા) | સિગાર અને તમાકુ |
| હોલીવૂડ (યુ. સ્ટે. અ.) | સિનેમાની ફીલ્મ |
| જમશેદપુર (હિંદુસ્તાન) | લોઢું અને પોલાદ |
| જોહન્સબર્ગ (દક્ષિણ આફ્રિકા) | સોનાની ખાણો |
| કટની (હિંદુસ્તાન) | સીમેન્ટ |
| કીમ્બર્લી (દક્ષિણ આફ્રિકા) | હીરાની ખાણો |
| કૃષ્ણગર (હિંદુરતાન) | માટીના વાસણો |
| કોલાર (હિંદુસ્તાન) | સોનાની ખાણો |
| લીડઝ (ઈંગ્લંડ) | ગરમ કાપડ |
| લુધિયાણા (હિંદુસ્તાન) | ગરમ કાપડ |
| લંડન | રેશમ |
| લ્યોન્સ (ફ્રાન્સ) | ચામડાની બનાવટ, વહાણ બાંધવા વગેરે |
| મદુરા (હિંદુસ્તાન) | રેશમ |
| મેલ્બોર્ન (ઓસ્ટ્રેલિયા) | ચોકલેટ |
| મિલાન (ઈટલિ) | રેશમ |
| મિરઝાપુર (હિંદુસ્તાન) | શેતરંજી |
| મોરાદાબાદ (હિંદુસ્તાન) | વાસણો |
| મોરોક્કો (ઉત્તર આફ્રિકા) | ચામડું |
| મુલતાન (હિંદુસ્તાન) | માટીનાં વાસણો |
| મ્યુનિચ (જર્મની) | કાચ |
| ન્યુ ઓર્લીન્સ (યુ. સ્ટે. અ) | રુ |
| નોટિંગહામ (ઈંગ્લંડ) | ફીત, ગુંથેલી દોરી |
| પ્લિમથ (ઈંગ્લંડ) | વહાણુ બાંધવાનું |
| પિટસબર્ગ | લોઢા અને પોલાદનો સામાન |
| રાણીગંજ (હિંદુસ્તાન) | કોલસો |
| શેફીલ્ડ (ઈંગ્લંડ) | કટલરી |
| સિઆલકોટ (હિંદુસ્તાન) | રમત ગમતનો સામાન |
| શ્રીનગર (હિંદુસ્તાન) | રેશમી તથા ગરમ શાલ |
| સિલ્હટ (હિંદુસ્તાન) | ચા તથા નારંગી |
| ટિટાગર (હિંદુસ્તાન) | કાગળ, શણુ |
| વેનિસ (ઇટલિ) | કાચ બનાવવાનું |
| વિયેના (ઓસ્ટ્રેલિયા) | કાચ બનાવવાનું |
| વેલિંગ્ટન | વસ્તુઓને ઠંડી રાખવાનું તથા દૂધમાંથી બનતી વસ્તુઓ |
| ઝાંઝીબાર | લવીંગ |
| યેનાગયાંગ | પેટ્રોલિયમ |

## મોટાં શહેરોમાં જોવા જેવાં સ્થળો

ડોવર : શેકસપીઅર્સ કિલફ.

લંડન : ટ્રફાલગર સ્કવેર, ધી રોયલ એકસ્ચેન્જ, બકિંગહામ પેલેસ, વેલિંગ્ટન આર્ક, ટાવરબ્રિજ, બિલિંગ્સ ગેઇટ, ગ્રબસ્ટ્રીટ, કેન્સિંગ્ટન ગાર્ડન, વ્હાઇટ હોલ, ડાઉનિંગ સ્ટ્રીટ, પોલમોલ, વેસ્ટમિન્સ્ટર એબી, વ્હાઇટ લૉજ, મેન્શન હાઉસ, ગીલ્ડ હોલ, કાર્લટન હાઉસ.

લિવરપૂલ : ગ્લેડસ્ટન ડૉક, નોસ્લી.
રોમ : સેંટ પીટર્સ કેથિડ્રલ, કોલોઝિયમ.
ડાર્ટમૂર : રૉકીંગ સ્ટોન.
એડિન્બર્ગ : પ્રિન્સિઝ સ્ટ્રીટ, હોલીરુડ પેલેસ.
કાન્ડી : દંતમંદિર.
આગ્રા : તાજમહાલ, કિલ્લો, ઇત્તીમદ-ઉદ-દૌલાની કબર.
દિલ્લી : કુતુબમિનાર, ચાંદનીચોક, કાઉન્સિલ ચેમ્બર, જુમા મસજીદ.
અમૃતસર : સુવર્ણમંદિર.
કલકત્તા : વિક્ટોરિયા મેમોરિયલ, કાલીઘાટ મંદિર, ચિડિયાખાનું.
મોન્ટ્રિયલ : પ્લેસ દ આર્મ્સ.
ઓટાવા : ટાવર ઑફ પીસ.
આલ્બર્ટા : જેસ્પર નેશનલ પાર્ક.
બુલ્વાયો : સેસિલ હ્રોડસનું બાવલું.
વૉશિંગ્ટન : વ્હાઇટ હાઉસ, કોંગ્રેસનું પુસ્તકાલય.
રંગૂન : શ્વેડેગોન.
રીઓ દ જાનેરો : એવેનિડારિયો બ્રાન્કો.
પ્લીમથ : ડ્રેઇકનું બાવલું.
પેકિંગ : સ્વર્ગ મંદિર.
વેનિસ : બ્રિજ ઑફ સાઇઝ. (નિઃશ્વાસપૂલ)
વિયેના : રિંગ સ્ટ્રેસ, બર્ગ થીએટર.
કરાચી : કિલફ્ટન બીચ.
લાહોર : રણજીતસિંહની સમાધિ, જહાંગીર તથા નૂરજહાંની કબર.
અલાહાબાદ : ખુશરુની કબર.
મુંબઇ : હોર્નબી રોડ.
બર્લિન : અન્ટર ડનલિંડન.
ન્યુયૉર્ક : બ્રોડવે, વૉલસ્ટ્રીટ, ન્યુસ્ટ્રીટ,
મોસ્કો : ક્રેમલિન, ઝાર કોલોકોલ બેલ.
પેરિસ : નોત્રદામ, પેન્થીઓન, બિબ્લિઓથેક નેશનલ, ગ્રાન્ડ ઓપેરા, ધી લુવ્ર.
સિંગાપોર : રેફલ્સ મ્યુઝિયમ.
સ્ટૉકહોમ : સ્ટેડન, નોરમલ્મ

## પ્રખ્યાત મકાનો તથા બાગો

એવેનિડા રિયો બ્રાંકો : રિઓ દ જાનેરોનો પ્રખ્યાત રસ્તો.
અલહમ્બ્રા : સ્પેનના મૂર રાજાઓનો લાલ કિલ્લો.
બાલ્મોરલ : નામદાર શહેનશાહનું શાહીનિવાસસ્થાન.
બ્રોમ્પ્ટન ઓરેટરી : લંડનની ક્ષયના દર્દીઓની ઇસ્પિતાલ.
બેલ્વિડિયર : કલકત્તા ખાતેનું વાઇસરૉયનું નિવાસસ્થાન.
બ્રૉડવે : ન્યુયૉર્કનું વેપારનું કેન્દ્ર.
બુર્સ : પેરિસના શેરબજારનું નામ.
બ્રાઉન હાઉસ : જર્મનીમાં નાઝી હિલચાલનું મુખ્ય મથક.
ધી બંડ : શાંઘાઈમાં સાંજના ફરવાનું સ્થાન.
બુલંદ દરવાજા : ફત્તેહપુર સીક્રીનું પ્રવેશ દ્વાર.
બર્લિંગટન હાઉસ : લંડનમાં પિકેડિલીમાં કેટલાક વિદ્વન્મંડળોનું મથક.
કેપિટલ : ન્યુયૉર્કમાં ધારાસભાનું મિલનસ્થાન.
સેનોટાફ : ગયા વિશ્વયુદ્ધમાં મૃત્યુ પામેલાનું સ્મરણ રાખવા માટેનો સ્તંભ. વ્હાઇટ હૉલમાં આવેલ છે.
ચેટસવર્થ : ડેવનશાયરના ડ્યુકનું આલિશાન નિવાસસ્થાન.
કોલિઝિયમ : રોમમાં આવેલ રંગભૂમિ.
કૉર્સો : રોમની મુખ્ય ગલ્લી.
ચેકર્સ : બ્રિટિશ વડા પ્રધાનોનું ગ્રામ્ય નિવાસસ્થાન.
કૉલિન્સસ્ટ્રીટ : મેલ્બોર્નની પ્રખ્યાત ગલી.

| પ્રકાર | જગતનો પુરુષોનો રેકર્ડ | જગતનો સ્ત્રીઓનો રેકર્ડ | હિંદનો પુરુષોનો રેકર્ડ |
|---|---|---|---|
| ૧,૦૦૦ વાર | જે. મેડિકા (યુ. સ્ટે. અ) ૧૧ મિ. ૩૭·૪ સે. ૧૯૩૫ | મિસ ટી. પીટર્સન (ડેન્માર્ક) ૧૩ મિ. ૧૫·૯ સે. ૧૯૩૮ | ... |
| ૧ માઈલ | આર. ફ્લેનેગન (યુ. સ્ટે. અ) ૨૦ મિ. ૪·૨ સે. ૧૯૩૩ | મિસ ફિલિસ ડેવાર (કેનેડા) ૨૩ મિ. ૩૨·૪ સે. ૧૯૩૮ | નલિન મલ્લિક (બંગાળા) ૨૫ મિ. ૩ સે. ૧૯૩૧ |
| ૫૫૦ વાર | ... | મિસ આર. વેગર (ડેન્માર્ક) ૬ મિ. ૧૪·૮ સે. ૧૯૩૬ | ડી. દાસ (બંગાળા) ૨૧ મિ. ૫૬·૬ સે. |
| **બેક સ્ટ્રોક** | | | |
| ૧૦૦ મિટર | એ. કીફર (યુ. સ્ટે. અ) ૧ મિ. ૪·૮ સે. ૧૯૩૬ | મિસ કોર કિન્ટ (હોલંડ) ૧ મિ. ૧૩·૫ સે. ૧૯૩૮ | રાજારામ સાલુ (બંગાળા) ૧ મિ. ૯·૬ સે. ૧૯૪૧ |
| ૨૦૦ મિટર | એ. કીફર (યુ. સ્ટે. અ) ૨ મિ. ૨૪ સે. ૧૯૩૦ | મિસિસ ઇ. એચ. જેરેટ (યુ. સ્ટે. અ) ૨ મિ. ૪૮·૭ સે. ૧૯૩૬ | ... |
| ૪૦૦ મિટર | એ. કીફર (યુ. સ્ટે. અ) ૫ મિ. ૧૩·૪ સે. ૧૯૩૬ | મિસ જે. વાન ફેગેલન (હોલંડ) ૫ મિ. ૪૧·૪ સે. ૧૯૩૮ | ... |
| ૧૫૦ વાર | એ. કીફર (યુ. સ્ટે. અ) ૧ મિ. ૩૨·૭ સે. ૧૯૩૬ | મિસ આર. વેગર (ડેન્માર્ક) ૧ મિ. ૪૯·૮ સે. ૧૯૩૭ | ... |
| ૨૦૦ વાર | સી. એ. વ્યાટ (યુ. સ્ટે. અ) ૨ મિ. ૪૫·૮ સે. ૧૯૩૬ | ... | ... |
| ૧૦૦ વાર | ... | મિસ જે. વાન. ફેલેગન (હોલંડ) ૧ મિ. ૭ સે. ૧૯૩૯ | રણવીરલાલ (પંજાબ) ૧ મિ. ૩૦ સે. ૧૯૩૧ |
| **બ્રેસ્ટ સ્ટ્રોક** | | | |
| ૧૦૦ મિટર | જે. બાલ્ક (જર્મની) ૧ મિ. ૯·૪ સે. ૧૯૩૮ | મિસ ફ્રો. એચ. હિલ્ઝર (જર્મની) ૧ મિ. ૨૦·૨ સે. ૧૯૩૬ | ... |
| ૨૦૦ મિટર | કે. કેસ્લી (યુ. સ્ટે. અ) ૨ મિ. ૩૭·૨ સે. ૧૯૩૬ | મિસ જે. વાલ્બર્ગ (હોલંડ) ૨ મિ. ૫૬·૯ સે. ૧૯૩૭ | એચ. બેનરજી (બંગાળા) ૩ મિ. ૬·૪ સે. ૧૯૪૧ |
| ૪૦૦ મિટર | એ. હીના (જર્મની) ૫ મિ. ૪૩·૮ સે. ૧૯૩૮ | મિસ એચ. માયેહટા (જાપાન) ૬ મિ ૨૪·૪ સે. ૧૯૩૩ | ... |
| ૫૦૦ મિટર | જે. બાલ્ક (જર્મની) ૭ મિ. ૨૩·૩ સે. ૧૯૩૮ | મિસ. એચ. માયેહટા (જાપાન) ૮ મિ. ૩·૮ સે. ૧૯૩૩ | ... |
| ૨૦૦ વાર | કે. કેસ્લિ (યુ. સ્ટે. અ) ૨ મિ. ૨૨·૫ સે. ૧૯૩૬ | મિસ જે. વાલ્બર્ગ (હોલંડ) ૨ મિ. ૪૧·૪ સે. ૧૯૩૭ | (૨૨૦ વાર) આલ્બર્ટ ડુન્સ (પંજાબ) ૩ મિ. ૩૯ સે. ૧૯૩૪ |

## કેટલાક જાણવા-જોગ રેકર્ડ

### પેરેશૂટમાંથી ભૂસકો

વિમાની જીવડો કિનોસ, પેરેશ્યુટની દોરી ખેંચ્યા પહેલાં ૨૦,૦૦૦ ફૂટથી નીચે પડયો. ત્યાર પછી તે ૨૦૦૦ ફીટ ધીમે ધીમે પૃથ્વી પર આવ્યો. આ જગતનો રેકર્ડ છે.

### સ્ટ્રેટોસ્ફિયરનું અવતરણ

૧. સોવિયેટ સ્ટ્રેટોસ્ફિયર બલૂન 'ઓસોવિયેખિમ' સિરિયસ (જાન્યુ. ૩૦, ૧૯૩૪) ૧૨·૮ માઇલ
૨. સોવિયેટ બલૂન યુ. એસ. એસ. આર. (સપ્ટે. ૧૯૩૩) ૧૧$\frac{3}{4}$ માઇલ

૩. જી. ટી. સેટલ (અમેરિકન વિમાની) (નવે. ૧૯૩૩) લગભગ ૧૧½ માઇલ
૪. પ્રોફેસર પિકર્ડ (૧૯૩૨) ૧૦·૧૨ માઇલ
૫. ૧૯૩૫ની એપ્રિલની ૫મી તારીખે એક પણ ઉતારુ વિનાનું યાંત્રિક સ્ટ્રેટોસ્ફિયરના અવાજનું બલૂન મોસ્કોમાં ૧૩૦,૦૦૦ ફીટની ઊંચાઇએ પહોંચ્યું હતું. સોવિયેટ આને જગતનો રેકર્ડ કહે છે.
૬. જગતનું મોટામાં મોટું બલૂન 'એક્સ્પ્લોરર સેકન્ડ' (જેના પાઇલોટ કેપ્ટન સ્ટીવન્સ તથા કેપ્ટન એન્ડર્સન હતા) ૧૯૩૫ના નવેંબરની ૧૨મી તારીખે ૭૨,૩૯૫ ફીટની ઊંચાઇએ પહોંચ્યું અને આગલા બધા રેકર્ડો તોડયા.

**ઝડપી વીજળી ટ્રેન**—વીજળીથી ચાલતી નવી ગાડીએ બોલોનાથી મિલાન સુધીના ૧૩૭ માઇલનો રસ્તો ૧ ક. ૨૪ મિ. માં પૂરો કર્યો એટલે કલાકે સરેરાશ ૯૭·૫ માઇલ થયા.

**જગતની ત્વરિત નૌકા**—૧. ૧૯૩૯ના ઑગસ્ટની ૧૯મી તારીખે સર માલ્કમ કેમ્પબેલે પોતાની નૌકા 'બ્લ્યુબર્ડ બીજી'ને કલાકના ૧૪૦ માઇલ ચલાવીને જગતનો જળરેકર્ડ તોડયો છે.

૨. ગારવૂડે (અમેરિકા) કલાકે ૧૨૮·૯૮ માઇલનો રેકર્ડ કર્યો.

**મોટર-સાઇકલનો રેકર્ડ**—અત્યારે જગતનો મોટર-સાઇકલનો રેકર્ડ અનેસ્ટ હેને (હંગરી) કલાકે ૧૭૧·૬૭૪ કર્યો છે.

**સમુદ્રના તળિયાનો રેકર્ડ**—૧૯૩૪માં પ્રોફેસર બેબ તથા મિ. ઓટીસ પોતાના બેથિસ્ફિયરમાં બર્મ્યુડા ટાપુ નજીક ૩,૦૨૮ ફીટની ઊંડાઇએ પહોંચ્યા છે.

**સ્કિ દોડવાનું**—પોતાના પગ વડે ઝડપથી દોડવાનો રેકર્ડ નોર્વેના 'સ્કિ ચેમ્પિયન' જેલેન્ડે ૧૯૩૩ના ફેબ્રુઆરીની ૧૬મી તારીખે સેંટ મોરિટ્ઝ ખાતે મેળવ્યો હતો. તેણે કલાકે ૧૫૦ કિલોમિટર એટલે લગભગ ૧૦૦ માઇલની ઝડપ સંપાદન કરી હતી.

**મોટરની ઝડપ**—ઇગ્લંડના જહોન કોબે કેપ્ટન ઇર્સ્ટનનો ૩૫૭·૫ માઇલનો રેકર્ડ તોડયો. તે દરેક દિશામાં કલાકે ૩૬૮·૮૫ માઇલની ઝડપથી એક માઇલ ગયો હતો.

## તરવાનો રેકર્ડ

| | | | |
|---|---|---|---|
| રુથ લિટઝિગ (જર્મન બાળા) | ૭૯ કલાક | પેડ્રો કેન્ડિયોટિ (બ્યુઅનોસ-એર્સ) | ૮૭–૧૯ |
| પી. કે. ઘોષ (કલકત્તા) | ૭૯ ક. ૨૪ મિ. | રવિન ચેટરજી (અલ્લાહાબાદ) | ૮૮–૧૨ |

**હાથકડી પહેરીને તરવાનો રેકર્ડ**—હાથકડી પહેરીને ૭૧ ક. ૧૩ મિ. સુધી પાણીમાં રહેવાનો રેકર્ડ પ્રફુલ્લ ઘોષે સ્થાપ્યો. રવિન ચેટરજીએ ફરીથી ૭૨ ક. ૨૫ મિ. (૮–૯–૩૬ ના રોજ) પાણીમાં રહી પોતાનો રેકર્ડ ફરીથી પ્રાપ્ત કર્યો.

**મોટર-સાઇકલ રસ્તે દોડાવવાની શરત**—આયર્લેન્ડના સ્ટેન્લિ વુડ્ઝે વાંકાચૂંકા રસ્તાવાળા ૨૬૪ માઇલના સાત ભાગ ૩ કલાક ૧૫ મિ. ૩૫ સેકંડમાં ફરીને 'ટુરિસ્ટ ટ્રોફી' મેળવીઃ તેની ઝડપ કલાકે ૮૧·૦૪ માઇલની હતી.

**લાંબા સમય સુધી સાયકલ ચલાવવાનો રેકર્ડ**—ઑસ્ટ્રિયાના ઓસિ નિકલ્સને એકી સાથે ૩૬૫ દિવસ સાઇકલ ચલાવીને ૪૩,૦૦૦ માઇલની મુસાફરી કરી નવો રેકર્ડ સ્થાપ્યો.

વગર અટકયે સાઇકલ ચલાવવાનો રેકર્ડ : રવિન ચેટરજી ૭૪ ક. ૪ મિ.
હાથપગ બાંધીને પાણીમાં તરતા રહેવાનો રેકર્ડ : સંતોષકુમાર ગુપ્ત (કલકત્તા) ૬૦ ક. ૩૩ મિ.

## ઝડપના રેકર્ડ

| | | કલાકે માઇલ | | કલાકે માઇલ |
|---|---|---|---|---|
| મોટરબોટ | સર એમ. કેમ્પબેલ (બ્રિ) | ૧૪૧·૭૪ | પિસ્તોલની ગોળી | ૫૪૫·૫ |
| મોટરકાર | જહોન કોબ (બ્રિ.) | ૩૬૮·૮૫ | રાયફલની ગોળી | ૧૦૦૦ વારે ૧૨૭૦ |
| મોટરસાઇકલ | અર્નેસ્ટ હેન | ૧૫૭·૧૨ | ( સ્પ્રિન્ગફિલ્ડ ગોળી ) | |
| મોટર બોબીકાર | કોહલ રોશ | ૧૪૦· ૭ | દોડવું  જી. હેગ (સ્વિ) ૪ મિ. ૧૩ સે. ૧ માઇલ | |
| એરોપ્લેન | પી. વેન્ડલ (જ.) | ૪૬૯·૧૧ | ચાલવાનું એ. સ્ટેબ્સ ૬ મિ. ૧૮·૨ સે. ૧ માઇલ | |
| રેલવે ટ્રેન | સિલ્વર જ્યુબિલી | ૧૧૨ | ( ઓસ્ટ્રેલિયા ) | |
| પૃથ્વીનું પરિભ્રમણ | લગભગ | ૧૦૦૦ | તરવાનું વીસમુલર (યુ. સ્ટે. અ.) ૫૧ સે. ૧ માઇલ | |
| અવાજ | લગભગ | ૭૪૦ | | |

## કુસ્તીના ઉસ્તાદો

| હિંદમાં | ઇમામબક્ષ | જગતમાં | ગામા |
|---|---|---|---|

## ઉડ્ડયનના રેકર્ડ

**બલૂન** ( લાંબો સમય ) : એચ. કોલેન, ૧૩–૧૭ ડિસેંબર ૧૯૧૩, ૮૭ કલાક.

**ઊંચાઇનો રેકર્ડ** : કેપ્ટન સ્ટીવન્સ અને કેપ્ટન એન્ડર્સન ( યુ. સ્ટે. અ. ) ૧૯૩૭માં ૭૪,૦૦૦ ફીટની ( ચૌદ માઇલથી વધારે ) ઊંચાઇએ પહોંચ્યા હતા.

**એરશિપ** ( લાંબી મુસાફરી ) : જર્મનીથી ટોકિયો ૧૫–૧૯ ઑગસ્ટ ૧૯૨૯, ગ્રાફ ઝેપલિન ૭૫,૦૦ માઇલ

**એરોપ્લેન** (પહેલું એરોપ્લેન) : ૧૯૩૦ના ડિસે. ૧૭મી તારીખે ઓર્વિલ રાઇટ પહેલવહેલા એરોપ્લેનમાં ઊડયો.

**અટકયા વિનાનું લાંબું ઉડ્ડયન** : ઉત્તર ધ્રુવ ઉપર થઇને મોસ્કોથી કેલિફોર્નિયા સુધી ૬,૭૬૦ માઇલ, યુનાઇટેડ સ્ટેટસ ઑફ સોવિયેટ રશિયાના વિમાની ૧૯૩૭માં જુલાઇ ૧૨–૧૪ ઊડીને જગતનો રેકોર્ડ કર્યો છે.

**હવામાં વધારેમાં વધારે સમય રહેવાનો રેકર્ડ** : ફ્રેડકીઝ અને એલકીઝ નામના ભાઇઓએ હવામાં ૨૭ દિવસ રહીને ડેઇલિ અને જેકસનનો ૬૪૭ કલાકનો રેકર્ડ તોડયો છે.

**અટકયા વગરનું ઉડ્ડયન** : અમેરિકાના વૉલ્ટર લીઝ અને એફ. બ્રોસ્યિ ૧૯૩૧ના ૨૮મીએ ૮૪ કલાક ૩૩ મિનિટ ઊડયા.

**ઊંધુંચત્તું ઉડ્ડયન** : ઇટાલિયન પાઇલટ ફ્લિટ લેફ્ટેનન્ટ ઓરકોલાએ રોમની નજીક હવામાં ૫ ક. ૫૧ મિ. ગુલાંટ ખાતા રહીને રેકર્ડ તોડયો છે.

**ધ્રુવ તરફ ઊડીને જવું** : કમાન્ડર બ્યર્ડ એરોપ્લેનમાં ઊડીને દક્ષિણ ધ્રુવમાં પહેલવહેલા પહોંચ્યા છે.

**સીપ્લેઇન મારફત જગતનું પરિક્રમણ** : અમેરિકાના મિ. હાવર્ડ હ્યુજીસે જગતની ચારે બાજુનું ઉડ્ડયન ૩ દિ. ૧૯ ક. ૮ મિ. માં પુરું કરી જગતના બધા રેકર્ડો તોડયા. તેણે ૧૪,૮૨૪ માઇલની મુસાફરી કરી હતી.

**ઊંચાઇ** : એન્ડર્સન અને સ્ટીવન્સ (યુ. સ્ટે. અ.) ૧૯૩૫ના નવેંબરની ૧૧મી તારીખે ૭૨૩૯૪·૭૯૫ ફીટ ઊંચે પહોંચ્યા.

**અંતર**—મોસ્કોથી કેલિફોર્નિયા સુધીનું ૬,૭૫૦ માઇલનું અટક્યા વિનાનું ઉડ્ડયન રશિયાના વિમાનીઓ ગ્રોમોવ, યુમેશેવ એને ડેનિલિને ૨ દિ. ૧૪ ક. ૨૦ મિ. માં કાપ્યું હતું.

લેફ. કર્નલ ટોન્ડી, કેપ્ટન ડેગાસો તથા પાઇલોટ એફ. વીગ્નોટી (ઇટલિ)એ ૧૯૩૯ના જુલાઇની ૩૦થી ઑગસ્ટ ૧ સુધી ૫૬¾ કલાકમાં ૮,૦૩૫.૯૭ માઇલ કાપીને જગતનો નવો રેકર્ડ નોંધાવ્યો.

ઇંગ્લંડથી ઑસ્ટ્રેલિયા સુધીનું ૧૧,૩૨૩ માઇલનું અંતર ૧૯૩૪ના ઑક્ટોબરની ૨૦–૨૩ તારીખે સ્કૉટ અને બ્લૅક ૨ દિ. ૨૩ ક. માં કાપ્યું હતું.

૧૯૩૧ના જૂન ૨૩થી જુલાઈ ૨ સુધીમાં જગતના પરિભ્રમણના ૧૬,૫૦૦ માઈલ વીલીપોસ્ટ તથા ગેટ્ટિ (યુ. સ્ટે. અ.)એ ૮ દિ. ૧૫ ક. ૧૫ મિ. માં કાપ્યા હતા.

૧૯૩૮ના નવેંબરની ૫–૭ તારીખે સ્કવૉડ્રન લીડર કેલેટ, ગેથિંગ અને કેઇને (ઇગ્લંડ) ૭,૧૫૮ માઇલનું ઉડ્ડયન કર્યું હતું.

**ઝડપ**—૧૯૩૯માં એફ. વેન્ડેલ (જર્મની)એ કલાકે ૪૬૯.૧૧ માઈલ ઊડીને આગલા બધા રેકર્ડો તોડી પાડયાં.

## સ્ત્રીઓના ઉડ્ડયનના રેકર્ડ

**અટક્યા વિનાનું ઉડ્ડયન** : ૧૯૩૮ના મે ૧૫–૧૬મીએ ઓરાનથી કરાંચી સુધી અટક્યા વિના ૨,૪૪૭.૭૨૮ માઇલ ઊડીને ફ્રાન્સની મિસિસ દુપીરોને આ રેકર્ડ નોંધાવ્યો છે.

**આટલાંટિકનું ઉડ્ડયન** : ૧૯૩૨ના ૨૦–૨૧મી મેએ યુનાઇટેડ સ્ટેટસની મિસિસ એમેલિયા ઇયરહાર્ટ પુટનામે હાર્બરગ્રેસથી આયર્લાંડ, આટલાંટિકની આરપાર એકલા ઊડીને સ્ત્રીઓમાં અગ્રપદ મેળવ્યું. ૨૦૨૬.૫ માઇલનું અંતર ૧૩ ક. ૩૦ મિ. માં કાપ્યું હતું.

**ઊંચે વધારે સમય રહેવું** : મિ. ઈ. ટ્રાઉટ અને મેએ કેલિફોર્નિયામાં હવામાં ૧૨૩ કલાક રહીને જગતનો સ્ત્રીઓ માટેનો રેકર્ડ નોંધાવ્યો.

**ઊંચાઈ**–મિલે હિલ્સઝે [ ફ્રાંસ ] ૪૬,૯૪૮,૭૨૫ ફીટ ઊંચે જઇને ૧૯૩૬માં જગતમાં નવો રેકર્ડ નોંધાવ્યો.

**ઝડપ**–જે. કોચરેને [ યુ. સ્ટે. અ ] ૧૯૩૭ના સપ્ટેમ્બરની ૨૧મીએ દર કલાકે ૨૯૨,૨૭૧ માઇલની ઝડપ મેળવી હતી.

## જગતનું ઝડપી પરિક્રમણ

**૧૫૧૯–૨૨** માગેલનના વહાણો સ્પેનમાંથી જગતનું પરિક્રમણ કરવા નીકળેલા તે ૧૦૮૩ દિવસે–૧૫૧૯ના સપ્ટેંબરની ૨૦મીથી ૧૫૨૨ના સપ્ટેમ્બરની ૮મીએ પાછા આવ્યા.

**૧૯૨૯** ; જર્મન ડિરિજીબલ બલૂન ગ્રાફ ઝેપલિને ફ્રેડ્રિકશેફન [ જર્મની ] ૧૯૨૯ના ઓગસ્ટની ૧૦મીએ છોડયું અને તે જ સ્થળે ૧૯૨૯ના સપ્ટેમ્બરની ૪ થી તારીખે પાછું આવ્યું. તે ૨૦ દિ–૪ કલાક ઉડયું અને લગભગ ૨૧,૭૦૦ માઇલનું અંતર કાપ્યું.

**૧૯૩૧** ; વીલી પોસ્ટ અને હેરોલ્ડ ગેટ્ટીએ એરોપ્લેનમાં જગતનું પરિક્રમણ કર્યું [૧૫૭૫૪ માઇલ] તેને ૮ દિવસ ૫૧ કલાક લાગ્યા હતા. ૨૩ જુનના બપોરના ૪–૫૬થી ૧ જુલાઇના રાતના ૮–૪૫

**૧૯૩૩** ; વીલીપોસ્ટે એકલાએ ઉડીને ૭ દિ–૧૮ ૬–૪૯½ મિ. માં પૃથ્વીનું પરિક્રમણ કર્યું હતું. ૧૫ જુલાઇ સવારે ૫ ક. ૧૦ મિ. થી ૨૨ જુલાઇ રાતના ૧૧ ક. ૫૯½ મિ. તેણે આશરે ૧૫,૫૯૬ માઇલની મુસાફરી કરી.

**૧૯૩૮** ; અમેરિકન કરોડપતિ હાવર્ડ હ્યુજીસે ચાર મદદનીશો સાથે ન્યુયૉર્કથી પૃથ્વીનું પરિક્રમણ કર્યું. ૩. દિ. ૧૯ ક. ૮ મિ. ૧૦ સે. માં તેણે ૧૪૮૨૪ માઈલની મુસાફરી કરી.

# વિશ્વદર્શન

## વિભાગ પાંચમો

### ટૂંકી ચરિતાવલિ

**(જીવંત વ્યક્તિઓની)**

**અણે—એમ. એસ.** : બી. એ. એલ–એલ. બી. જન્મ ૧૮૮૦, વડી ધારાસભાના ત્રણ વખત સભ્ય. ૧૯૩૦માં સવિનયભંગની લડતમાં જોડાયા તથા ત્રણ વખત કેદમાં ગયા. સરકારના પ્રતિબંધ છતાં, મહાસભાના પ્રમુખ તરીકે, કલકત્તામાં મહાસભાની બેઠક બોલાવતાં, તપાસ વિના મિદનાપુર જેલમાં અટકમાં રાખવામાં આવ્યા, માર્ચ ૧૯૩૩. ઓલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટીના સભ્ય. વર્કીંગ કમિટીના સભ્ય. સવિનયભંગની ચળવળ વખતે ૧૯૩૩માં આઠ મહિના મહાસભાના પ્રમુખ તરીકે કામ કર્યું હતું. ૧૯૩૪માં વર્કીંગ કમિટીના સભ્ય તરીકે રાજીનામું આપ્યું ને પંડિત માલવિયાજીની સાથે મહાસભા રાષ્ટ્રીય પક્ષની સ્થાપના કરી. ૧૯૨૮માં નેહરુ કમિટીના સભ્ય હતા અને તેમણે રિપોર્ટમાં સહી કરી હતી. ૧૯૩૨માં મહારાષ્ટ્ર પ્રાંતિક પરિષદની પનવેલની બેઠકના પ્રમુખ. વાઇસરૉયની કારોબારીના ખાતાના સભ્ય થયા. મહાત્માજીના અપવાસને અંગે પોતાની બેઠકનું રાજીનામું આપ્યું. ૧૯૪૩. તાજેતરમાં સીલોન ખાતે હિંદના પ્રતિનિધિ તરીકે નીમાયા છે.

**અંસારી-અબ્દુલકયુમ**—સોન નદીપરના દેહરી ગામમાં ૧૯૦૫માં જન્મ. અલિગઢ મુસ્લીમ, કલકત્તા તથા અલ્લાહાબાદ યુનિવર્સિટીમાં કેળવણી લીધી છે. ૧૯૧૯માં મહાત્માજીની સત્યાગ્રહની ચળવળમાં જોડાયા. ૧૯૨૨માં જેલમાં ગયા. કેટલાક ઉર્દૂ પત્રોનું સંચાલન કર્યું. હિંદના સાડાચાર કરોડ મોમીનોના ઉદ્ધાર માટે મોમીન ચળવળમાં જોડાયા ૧૯૩૮; ૧૯૩૮થી બિહાર પ્રાંતિક જમિયત–ઉલ–મોમીનીનના પ્રમુખ ચૂંટાય છે. તેની પહેલી બેઠકના પ્રમુખ તરીકે કામ કર્યું ૧૯૪૦; અખિલ હિંદ આઝાદ મુસ્લીમ કૉન્ફરન્સની કારોબારીના સભ્ય ૧૯૪૦; પાકીસ્તાન તથા રાષ્ટ્રવિરોધી યોજનાના વિરોધી ચુસ્ત રાષ્ટ્રવાદી. મોચીન ચળવળના નેતા.

**અબ્દુરરહિમ–સર** : કે. સી. એસ. આઇ. એમ. એ., બાર–એટ–લૉ. મદ્રાસ હાઇકૉર્ટના જજ નિમાયા. ૧૯૦૮; જાહેર નોકરીના શાહી કમિશનના સભ્ય, ૧૯૧૨; નાઇટહૂડ ૧૯૧૯; બંગાળાના ગવર્નરની કારોબારી સભાના સભ્ય ૧૯૨૧–૨૫; ૧૯૩૫થી હિંદની વડી ધારાસભાના પ્રમુખ; 'પ્રિન્સિપલ્સ ઑફ મોહમેદન જ્યુરિસપ્રુડન્સ'ના કર્તા.

**અલ્લામા મશરકી**—ખાકસાર નેતા; અમૃતસરના રહેવાશી છે. એક વખત હિંદી કેળવણી ખાતાના સભ્ય હતા. જાતે પઠાણ છે. હિંદી સરકારના મદદનીશ મંત્રી તરીકેનો થોડો સમય બાદ કરતાં આખું જીવન સરહદ પ્રાંતમાં ગાળ્યું છે. ૧૯૨૦થી ૧૯૩૧ સુધી ઇસ્લામિયા કૉલેજ પેશાવરમાં

ગણિતના પ્રોફેસર હતા તથા પાછળથી પેશાવરની સરકારી હાઇસ્કૂલના હેડ માસ્તર હતા. ૧૯૩૧માં તેણે ખાકસાર ચળવળની શરૂઆત કરી અને લાહોરના પરા ઇછ્રામાં મથક રાખ્યું, અને 'અલ-ઇસ્લાહ' નામનું સામાહિક શરૂ કર્યું, જે ખાકસાર ચળવળનું મુખ પત્ર છે. જેલમાંથી તાજેતરમાં જ મુક્ત કરવામાં આવ્યા છે.

**અસફઅલી** : બેરિસ્ટર, જન્મ ૧૮૮૮. દિલ્લીમાં સેંટ સ્ટીવન કૉલેજમાં કેળવણી લીધી. મહાસભાને અંગે અનેકવાર કેદમાં ગયા છે. પરદેશમાં ખૂબ ફર્યા છે. મુસ્લિમ રાષ્ટ્રીય પક્ષના આગળપડતા સભ્ય. વડી ધારાસભામાં દિલ્લી તરફથી હિંદુ તથા મુસલમાનોના સંયુક્ત મતથી ૧૯૩૪માં ચૂંટાયા છે. યુદ્ધવિરોધી પ્રવૃત્તિ માટે ૧૯૪૦માં ફરીથી જેલમાં ગયા છે.

**આઝાદ—મૌલાના અબુલકલામ** : ૧૮૮૮માં મક્કામાં જન્મ. બાળપણ અરબસ્તાનમાં વિતાવ્યું. કેરોના અલ-અઝાર વિશ્વવિદ્યાલયમાં અધ્યાત્મજ્ઞાનનું શિક્ષણ લીધું. તુર્કસ્તાન તથા બીજા મુસ્લિમ દેશોમાં મુસલમાનોના પ્રશ્નો પર મુસલમાનોને જ્ઞાન આપવા કલકત્તામાં ઉર્દૂ ભાષામાં વર્તમાનપત્રો શરૂ કર્યાં, તેને અંગે વિશ્વયુદ્ધની શરૂઆતના દિવસે જ બ્રિટિશ સરકારે તેમને પરહેજ કર્યા. ખિલાફત-હિલચાલમાં તેમણે આગળપડતો ભાગ લીધો. ગાંધીજીની આગેવાની હેઠળની મહાસભામાં દાખલ થયા. ૧૯૨૩ની મહાસભાની દિલ્લીની ખાસ બેઠકના પ્રમુખ. ૧૯૩૦માં ફરીથી પ્રમુખ તરીકે કામ કર્યું. મહાસભાની કારોબારી સમિતિના સભ્ય. ૧૯૪૦ની મહાસભાની રામગઢની બેઠકના પ્રમુખ. ૧૯૪૨માં જેલમાં ગયા.

**આયર-રામસ્વામી સર સી. પી.** : કે. સી. આઇ. ઇ. જન્મ ૧૮૭૯. હિંદના પ્રખ્યાત ધારાશાસ્ત્રી; આગળપડતા લિબરલ આગેવાન; માત્ર ૨૪ વર્ષની ઉમરે મદ્રાસમાં ૧૯૦૩માં વકીલાત શરૂ કરી. મદ્રાસ યુનિવર્સિટીના તથા મદ્રાસ કૉરપોરેશનના ફેલો થયા. ૧૯૧૭-૧૮માં મહાસભાના સામાન્ય મંત્રી નિમાયા. ૧૯૨૦માં મદ્રાસના એડવોકેટ-જનરલ થયા. ૧૯૨૩-૨૮ સુધી મદ્રાસની કારોબારી સભામાં કાયદાના સભ્ય હતા. હિંદી ગોળમેજી પરિષદના એક સભ્ય; હિંદી સરકારના એકઝીક્યુટીવ કાઉન્સિલર તરીકે અનેક વખત કામ કર્યું છે ૧૯૩૧. ત્રાવણકોરના દીવાન નિમાયા છે.

**આયર-શિવસ્વામી સર પી.** : કે. સી. એસ. આઇ., સી. એસ. આઇ., સી. આઇ. ઇ. તાંજોર પરગણામાં ૧૮૬૪ની ૭મી ફેબ્રુઆરીએ જન્મ. મદ્રાસ યુનિવર્સિટીના વાઇસ-ચેન્સેલર, ૧૯૧૬-૧૮; હિંદુ યુનિવર્સિટી ૧૯૧૮-૧૯; વડી ધારાસભામાં સભ્ય ચૂંટાયા, ૧૯૨૦-૨૩. સભ્ય તરીકે નિમાયા, ૧૯૨૪-૨૬. મદ્રાસના એડવોકેટ-જનરલ, ૧૯૦૮-૧૨; મદ્રાસની કારોબારી સભાના સભ્ય, ૧૯૧૨-૧૭.

**આલમ-ડૉ. એસ. મહમદ** : બૅરિસ્ટર. જન્મ ૧૮૯૨. પંજાબના આગેવાન મુસ્લિમ નેતા. મહાસભાના કાર્યકર્તા. અસહકારની હિલચાલમાં દાખલ થઇને ૧૯૨૧માં વકીલાત છોડી અને ઘણી વખત કેદમાં ગયા. મહાસભાની વર્કીંગ કમિટીના સભ્ય હતા. પંજાબની ધારાસભાના સભ્ય તથા રાષ્ટ્રીય મુસ્લિમ-પક્ષના સભ્ય. શહીદગંજ મસ્જિદની ચળવળ વખતે મહાસભામાંથી નીકળી ગયા, પરંતુ ૧૯૩૭માં ફરીથી દાખલ થયા છે. અત્યારે પંજાબની ધારાસભાના સભ્ય છે.

**આહમદ-ડૉ. ઝિયાઉદ્દીન** : એમ. એ. (કેન્ટબ), પી-એચ. ડી. (ગોટિંજન) જન્મ ૧૮૭૮. અલિગઢ, અલ્લાહાબાદ, કલકત્તા અને કેમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજમાં કેળવણી લીધી. રૉયલ ઍસ્ટ્રોનોમિકલ સોસાયટીના ફેલો તથા લંડન મૅથેમૅટિકલ સોસાયટીના સભ્ય. ૧૯૦૭માં અલિગઢની એમ. એ. ઓ. કૉલેજના પ્રોફેસર. ૧૯૧૬માં કલકત્તા યુનિવર્સિટી કમિશનના સભ્ય. ૧૯૧૮માં

એમ. એ. ઓ. કૉલેજના પ્રિન્સિપાલ. ૧૯૨૧માં મુસ્લિમ યુનિવર્સિટીના પહેલા પ્રો-વાઇસ-ચેન્સેલર. સંયુક્ત પ્રાંતની લેજિસ્લેટિવ કાઉન્સિલના સભ્ય. ૧૯૧૯-૧૯૩૩માં વડી ધારાસભાના સભ્ય. પ્રખ્યાત ગણિત-શાસ્ત્રી. અત્યારે અલિગઢની મુસ્લિમ યુનિવર્સિટીના વાઇસચેન્સેલર.

**આંબેડકર-ડૉ. બી. આર.** : એમ. એ., પી-એચ. ડી., ડી. એસ. સી., બાર-એટ-લૉ. જન્મ ૧૮૯૩. દલિતવર્ગના, હિંદુ મહાર. કોલંબિયામાં અર્થશાસ્ત્ર તથા સમાજશાસ્ત્રના અભ્યાસ માટે વડોદરાના ના. ગાયકવાડ સરકારે શિષ્યવૃત્તિ આપી. પરીક્ષાઓ પસાર કર્યા પછી લંડનમાં એક વર્ષ ઇન્ડિયા ઑફિસના પુસ્તકાલયમાં શોધખોળનું કામ કર્યું. ૧૯૧૭માં હિંદમાં પાછા ફર્યા. અર્થશાસ્ત્ર તથા જ્ઞાતિપ્રથા પર પુસ્તકો લખ્યાં છે. દલિતવર્ગના ઇન્સ્ટિટ્યુટના સ્થાપક. અસ્પૃશ્ય-વર્ગના ઉદ્ધારની હિલચાલમાં અગ્રભાગ લે છે. મુંબઈની ધારાસભાના સરકારનિયુક્ત સભ્ય ૧૯૩૦-૩૨ની ગોળમેજી પરિષદના સભ્ય. ૧૯૩૨ની જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટીના સભ્ય. દલિત-વર્ગો પર થતા જુલમને અંગે ધર્માંતર કરવાની જાહેરાતથી તેમણે ખૂબ ખળભળાટ મચાવ્યો. વાઇસરૉયની કારોબારીના સભ્ય નીમાયા ૧૯૪૨.

**ઉદયશંકર** : ઇ. સ. ૧૯૦૦ની ૧૫મી ડિસેંબરે ઉદયપુરમાં બંગાળી માતપિતાને ત્યાં તેમનો જન્મ થયો છે. સત્તર વર્ષની ઉંમરે ચિત્રકળાના અભ્યાસ માટે મુંબઈની જે. જે. સ્કૂલ ઑફ આર્ટસમાં તેમને મોકલવામાં આવ્યા. પાછળથી લંડન રૉયલ કૉલેજ ઑફ આર્ટસમાં તેમણે અભ્યાસ કર્યો. પ્રખ્યાત રશિયન નર્તિકા પાવલોવાને હિંદી નૃત્યમાં તેમના સહકારની જરૂર હોવાથી તેની સાથે તે જોડાયા. પાવલોવાની સાથે અમેરિકાની મુસાફરી કરી. આ પછી ૧૯૨૫માં તેમણે પારિસમાં નૃત્યકાર તરીકે દેખાવ દીધો અને તેમને તરત જ ફતેહ મળી. ૧૯૨૭માં તેમણે બર્લિન, પારિસ, વિયેના, બ્યુડાપેસ્ટ વગેરે સ્થળોએ અપૂર્વ ફત્તેહ પ્રાપ્ત કરી. ૧૯૨૯માં હિંદમાં-ખાસ કરીને કલકત્તામાં-તેમને મોટું માન મળ્યું. ત્યાંથી તે યુરોપ અને અમેરિકામાં બીજા ખેલાડીઓને લઇને ઊપડી ગયા. ૧૯૩૩માં હિંદ પાછા ફરતાં ફરીથી બધે ઠેકાણે તેમનો પ્રેમભર્યો સત્કાર થયો. દહેરાદૂનમાં નૃત્ય અને કળાનું કેન્દ્રસ્થાન સ્થાપ્યું છે. લંડનમાં હતા ત્યારે એક ધર્માદા-ખેલમાં શહેનશાહ જ્યોર્જ પાસે નૃત્ય કર્યું, તેથી તે એટલા ખુશી થયા કે એમણે તેમને મળવાનું આમંત્રણ આપ્યું. ડેન્માર્ક, નોર્વે, તથા સ્વિડનના રાજાઓને પણ તે મળ્યા હતા.

**ઉસ્માન-સર મહમદ** : કે. સી. આઈ. ઈ; જન્મ ૧૮૮૪. ૧૯૩૪માં મદ્રાસના કામચલાઉ ગવર્નર નિમાયા. મદ્રાસની કારોબારી સભાના સભ્ય. વડી ધારાસભાના સભ્ય, ૧૯૨૦. મદ્રાસના શેરીફ ૧૯૨૪. મદ્રાસ કૉરપોરેશનના પ્રમુખ, ૧૯૨૪-૨૫. મદ્રાસ, આંધ્ર અને અન્નમલાઇ યુનિવર્સિટીના ચાન્સેલર. ૧૯૨૮ના જૂનમાં નાઇટ થયા.

**એરુન્ડેલ-જ્યોર્જ એસ** : ડૉ. ડી. લિટ, એમ. એ. એલ. એલ. બી. જન્મ ૧૮૭૮. કેમ્બ્રિજ યુનિવર્સિટીની ઉચ્ચ કારકિર્દી સાથે તે ૧૯૦૩માં સ્વ. ડૉ. એનીબિસંટ સાથે હિંદમાં આવ્યા અને કાશીની સેન્ટ્રલ હિંદુ કૉલેજમાં પ્રિન્સિપાલ થયા. કાશ્મીરની કેળવણી-પદ્ધતિ પર તેમણે રિપોર્ટ લખ્યો છે. પાછળથી હોલકર રાજ્યમાં એક વર્ષ માટે કેળવણી-ખાતાના વડા તરીકે હોદ્દો ભોગવ્યો. વર્ષો સુધી તે ઑલ ઇન્ડિયા હોમરૂલ લીગના ઑર્ગેનાઇઝીંગ સેક્રેટરી હતા અને ૧૯૧૭માં હિંદ-રક્ષણના કાયદા હેઠળ મિસિસ એનીબિસંટ સાથે કેદ પકડાયા. હિંદની સ્વતંત્રતા તથા પુનરુદ્ધાર માટે તે સતત કાર્ય કર્યા કરે છે. તેમની પત્નીનું નામ શ્રીમતી રૂક્મિણિદેવી છે. તે હિંદી છે. અત્યારે ડૉ. એરુન્ડેલ થિયૉસૉફિકલ સોસાયટીના પ્રમુખ છે.

**કઝીન્સ-જેમ્સ હેન્રિ** : આયરિશ કવિ, નાટયકાર, વિવેચક, કેળવણીકાર અને તત્ત્વવિદ. આયર્લૅંડમાં કેળવણી લીધી. ત્યાંના આગેવાન સાહિત્યકાર થયા. મિસિસ એનીબિસંટની પ્રેરણાથી ‘ન્યુ ઇન્ડિયા’ના મદદનીશ તંત્રી તરીકે હિંદમાં આવ્યા. થિયૉસૉફિકલ કૉલેજ (મદનપલ્લિ)ના પ્રિન્સિપાલ થયા. હિંદનાં અગ્રગણ્ય વિશ્વવિદ્યાલયોમાં ભાષણો આપ્યાં. છે. ઘણાં પુસ્તકો લખ્યાં છે.

**કત્જુ, ડૉ. કૈલાસનાથ** : એમ. એ. એલ. એલ. ડી. જન્મ ૧૮૮૭. અલ્લાહાબાદની હાઇકોર્ટના એડવોકેટ; ૧૯૧૯માં અલ્લાહાબાદ યુનિવર્સિટીની એલ. એલ. ડી. ની ડીગ્રી મેળવી; અલ્લાહાબાદ મ્યુનિસિપલ બોર્ડના પ્રમુખ ચૂંટાયા (૧૯૩૫–૩૭) ૧૯૩૭માં મહાસભાના પ્રધાનમંડળમાં પ્રધાન નીમાયા પરંતુ ૧૯૩૯માં રાજીનામું આપ્યું; અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય; સવિનયભંગની ચળવળ અંગે ૧૯૪૦માં કેદમાં ગયા હતા; કાયદાના ઘણા પુસ્તકોના લેખક.

**કર્વે-પ્રો. ઢી. કે** : ૧૮૫૮ના એપ્રિલની ૧૮મી તારીખે જન્મ; પૂનાના વિધવાગૃહ તથા મહિલા વિદ્યાપીઠના સ્થાપક; પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં પ્રોફેસર હતા; હિંદુ વિધવાઓની સ્થિતિ જોઇ તેમના હૃદય પર ઊંડી અસર થઇ; પોતાની પહેલી પત્ની મૃત્યુ પામતાં વિધવાને પરણ્યા; સર આર. કે. ગણેશ ભંડારકર સાથે વિધવાલગ્નમંડળની સ્થાપના કરી; છેવટે ૧૮૯૬માં હિંદુ વિધવાગૃહ શરૂ કર્યું; શરૂઆત ફક્ત ઝૂંપડાથી કરવામાં આવી હતી, પરંતુ અત્યારે ૨૦૦ વિદ્યાર્થિનીઓને શિક્ષણ આપે છે તથા તેમનો નિભાવ કરે છે; અત્યારે સંસ્થા બે લાખની કિંમતની છે. તેમની છેલ્લી જાહેર પ્રવૃત્તિ મહિલા વિદ્યાપીઠની સ્થાપના છે. ૧૯૧૬માં તે જાહેર રીતે ખુલ્લી મુકાઇ; સર વિઠ્ઠલદાસ ઠાકરશીએ પંદર લાખ રૂપિયાનું બાદશાહી દાન આપ્યું તેથી એ વિદ્યાપીઠ અત્યારે તેમનું નામ ધરાવે છે.

**કસ્તુરભાઈ લાલભાઈ** : જન્મ ૧૮૯૪; અમદાવાદની ગુજરાત કૉલેજમાં શિક્ષણ લીધું છે. વડી ધારાસભાના સભ્ય ૧૯૨૩–૨૬; ફેડરેશન ઑફ ઇંડિયન ચેમ્બરના પ્રમુખ ૧૯૩૪–૩૫. રિઝર્વ બેંકના ડીરેકટર; ઔદ્યોગિક તથા સંશોધન બોર્ડના સભ્ય; ઇંગ્લંડ ગયેલ બ્રિટિશહિંદ વેપારપ્રતિનિધિમંડળના સભ્ય ૧૯૩૭.

**કાદિર-સર અબ્દુલ** : પહેલાં લાહોરની હાઇકોર્ટના જજ હતા. ૧૯૨૫માં પંજાબની કાઉન્સિલના પહેલા ચૂંટાયેલા પ્રમુખ; કેળવણીખાતાના કામચલાઉ પ્રધાન તરીકે નિમાતાં પ્રમુખ તરીકે રાજીનામું આપ્યું. ૧૯૨૬માં જીનિવામાં રાષ્ટ્રસંઘની સભામાં હિંદના પ્રતિનિધિ. પંજાબની કારોબારી સભાના મહેસૂલ-સભ્ય તરીકે કામ કર્યું. ૧૯૩૪–૩૭માં હિંદી પ્રધાનની કાઉન્સિલના સભ્ય અને ૧૯૩૭–૩૯માં સલાહકાર.

**કાલેલકર-દત્તાત્રેય બાલકૃષ્ણ** : બી. એ., જન્મ ૧૮૮૫ ડિસેંબર ૧. કારવારની હિંદુ સ્કૂલ, બેલગામની સરદાર હાઇસ્કૂલ તથા પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં કેળવણી લીધી છે; પહેલી એલ–એલ. બી. પસાર કર્યા પછી કાયદાનો અભ્યાસ છોડી દીધો; મુંબઇના રાષ્ટ્રીય દૈનિક ‘રાષ્ટ્રમત’માં જોડાયા; રાષ્ટ્રીય કેળવણીમાં રસ લેવા લાગતાં, બેલગામના ગણેશ વિદ્યાલય, વડોદરાના ગંગનાથ વિદ્યાલય, ઋષિકુલ હરદ્વાર, તથા હૈદ્રાબાદના સિંધુ બ્રહ્મચર્યાશ્રમમાં કામ કર્યું; ૧૯૧૫માં શાંતિનિકેતનમાં અમુક મહિનાઓ સુધી કામ કર્યું; હિમાલયમાં ૨,૦૦૦ માઇલની પગપાળા મુસાફરી કરી; બદ્રીનારાયણ, કેદારનાથ, ગંગોત્રી, જમ્નોત્રી, અમરનાથ અને નેપાળમાં આવેલ પાશુપતિનાથની યાત્રા કરી; લંકા તથા બર્મામાં પણ જઇ આવ્યા; ૧૯૧૬માં ગાંધીજીના આશ્રમમાં જોડાયા, ૧૯૨૧માં ગુજરાત વિદ્યાપીઠ સ્થાપવામાં મદદ કરી, ૧૯૨૭ થી ૧૯૩૪ સુધી ઉપ-કુલપતિ તથા મહામાત્ર હતા;

ગાંધીજીના કારાવાસ દરમિયાન 'નવજીવન'નું તંત્રીપદ સંભાળ્યું; સવિનયભંગની ચળવળ દરમિયાન ૧૯૨૨, ૧૯૩૦, ૧૯૩૨ તથા ૧૯૩૪માં જેલમાં ગયા; અનેક રાજકીય તથા કેળવણી પરિષદના પ્રમુખ થયા છે; નાગરીલિપિ સુધાર કમિટીના પ્રમુખ; હિંદની રાષ્ટ્રભાષા તથા કેળવણીના પ્રશ્નોમાં રસ ધરાવે છે; અનેક પુસ્તકોના લેખક; 'કાકા કાલેલકર'ના નામથી જાણીતા છે.

**કિડવાઈ-રફી આહમદ** ; જન્મ ૧૮૯૪. એમ. એ. ઓ. કૉલેજમાં શિક્ષણ લીધું છે. બારાબાંકી પ્રાંતના જમીનદાર; યુક્ત પ્રાંતના ચુસ્ત મહાસભાવાદી મુસ્લિમ. ૧૯૨૧થી મહાસભાની ત્રણે ચળવળમાં સક્રિય ભાગ લીધો છે. સ્વરાજ-પક્ષના સમયમાં પંડિત મોતીલાલ નહેરુ સાથે જોડાયા હતા. મધ્યસ્થ ધારાસભાના સભ્ય. ધારાસભામાં તે પક્ષના 'વ્હિપ'. પંડિત મોતીલાલ નેહરુના મંત્રી હતા. યુક્ત પ્રાંતની પ્રાંતિક મહાસભા કમિટીના આગલા પ્રમુખ. યુક્ત પ્રાંતની મહાસભાના પાર્લમેન્ટરી પક્ષના પ્રમુખ. મહાસભાની છેલ્લી ચૂંટણી દરમિયાન ખૂબ વ્યવસ્થા જાળવી હતી. તે પ્રાંતના પ્રધાન હતા.

**કુમારસ્વામી-આનંદ. કે** : ડી. એસ. સી. (લંડન) જન્મ ૧૮૭૭ લંડનની યુનિવર્સિટી કૉલેજમાં શિક્ષણ લીધું છે. સીલોનની 'મિનરૅલૉજીકલ સર્વે'ના ડીરેકટર ૧૯૦૩-૦૬; સીલોન સમાજ સુધારણા મંડળના પ્રમુખ; લંડનમાં 'હિંદી સમાજ' સ્થાપવામાં કરી મદદ કરી. લંડનના 'હિંદી સમાજ'ના ઉપપ્રમુખ. અનેક પુસ્તકોના લેખક; હિંદી તથા 'ઇન્ડોનેશિયન' કળાના મહાન વિવેચક. અત્યારે બોસ્ટનના લલિતકળા સંગ્રહસ્થાનમાં હિંદી, પર્શિયન તથા મોહમેદન કળાના સંશોધન માટેના ફેલો.

**કુંઝરૂ-પંડિત હૃદયનાથ** : જન્મ ૧૮૮૭; અલ્લાહાબાદ યુનિવર્સિટી તથા લંડનમાં શિક્ષણ લીધું છે. ૧૯૦૯માં હિંદ સેવક સમાજમાં જોડાયા; સંયુક્ત પ્રાંતની ધારાસભાના સભ્ય ૧૯૨૧-૨૩; મધ્યસ્થ ધારાસભાના સભ્ય ૧૯૨૭-૩૦; નેશનલ લિબરલ ફેડરેશનના પ્રમુખ ૧૯૩૪; અત્યારે કાઉન્સીલ ઑફ સ્ટેટ (રાજસભા)ના સભ્ય અને હિંદ સેવક સમાજના પ્રમુખ.

**કૃપલાણી-જે. બી. આચાર્ય** : એમ. એ. (ઇતિહાસ અને અર્થશાસ્ત્ર). સંયુક્ત પ્રાંતો, દિલ્લી અને હિંદુસ્તાની મધ્યપ્રાંતોના ગાંધી આશ્રમ અને ગ્રામોદ્યોગ સંસ્થાઓના સંચાલક. ૧૯૧૨માં એમ. એ. થયા. બિહારમાં પ્રોફેસર ૧૯૧૨-૧૭. ૧૯૧૭ના ચંપારણના સત્યાગ્રહમાં મહાત્મા ગાંધીજી સાથે જોડાયા, ખેડામાં પણ તેમની સાથે હતા. પંડિત માલવીયાજીના ખાનગી મંત્રી તરીકે કામ કર્યું, ૧૯૧૮. બનારસ હિંદુ યુનિવર્સિટીમાં રાજકારણના પ્રોફેસર, ૧૯૧૯. યુનિવર્સિટીને છોડીને ૧૯૨૦માં ખાદી અને ગ્રામસેવાના કાર્યમાં પડયા. ગુજરાત વિદ્યાપીઠના આચાર્ય, ૧૯૨૨-૨૭. મહાસભાના સામાન્ય મંત્રી.

**કૃષ્ણમૂર્તિ-જે.** : મદ્રાસ ઇલાકાના મદનપલ્લી ગામમાં ૧૮૯૭ના ૧૧મી મેના દિવસે જન્મ; બાલ્યાવસ્થાથી જ મિસિસ એનીબિસંટની દેખરેખ હેઠળ આવ્યા; એનીબિસંટે તેનામાં ગુપ્ત શક્તિઓ જોઇ, તે શક્તિઓનો વિકાસ થતાં તે મહાન અવતાર થશે તેમ તે માનતાં હતાં; ૧૯૧૨થી ૧૯૨૨ સુધી મિસિસ એનીબિસંટે તેને ઇંગ્લંડમાં કેળવણી આપી; આગામી જગદ્‌ગુરૂનું સ્વાગત કરવા ૧૯૧૧માં 'ઑર્ડર ઑફ ધી સ્ટાર ઑફ ધી ઇસ્ટ'ની સ્થાપના કરવામાં આવી; ૧૯૨૨માં કૃષ્ણમૂર્તિ કેલિફોર્નિયા ગયા અને અમેરિકામાં ખૂબ મુસાફરી કરી. હોલંડમાં ઓમેનુ ખાતે 'વર્લ્ડ ઑર્ડર ઑફ ધી સ્ટાર'ને વીખેરી નાખવામાં આવ્યો. ૧૯૩૦માં તેણે બધી અંગત મિલકતનો ત્યાગ કર્યો. આ મિલકતમાં ૫,૦૦૦ એકર જમીન પર આવેલા સુંદર કિલ્લાનો તથા બેંકમાં રાખેલ મોટી રકમનો સમાવેશ થતો હતો, કૃષ્ણમૂર્તિનો એક જ હેતુ-મનુષ્યજાતિને બધાં બંધનોમાંથી મુક્ત કરવાનો-છે, ફક્ત તેનાથી તેને શાશ્વત સુખની પ્રાપ્તિ થશે.

**કૃષ્ણ મેનન, વાય. કે.** : પ્રસિદ્ધ લેખક, પત્રકાર તથા જાહેર કાર્યકર્તા; ઈંગ્લંડમાં મહાસભાના આદર્શોનો પ્રચાર કરવામાં બધો સમય ગાળે છે. હિંદ સંબંધી અનેક પુસ્તકો તથા પત્રિકાઓ લખી છે. હિંદના સ્વાતંત્ર્ય માટે કામ કરતી ઘણી ક્લબો તથા એસોસિયેશનો સાથે સંકળાયેલ છે.

**કૃષ્ણસ્વામી આયર-સર અલ્લાદિ** : જન્મ ૧૮૮૩. મદ્રાસની ક્રિશ્ચિયન કૉલેજમાં કેળવણી લીધી. ૧૯૦૭માં ઍડવોકેટ થયા; મદ્રાસ યુનિવર્સિટી સીન્ડિકેટના સભ્ય; ૧૯૩૦માં દીવાન બહાદુર થયા. ૧૯૨૯માં મદ્રાસના ઍડવોકેટ-જનરલ નિમાયા. ૧૯૩૧માં નાઇટ થયા. મદ્રાસની ધારાસભાના સરકાર નિયુક્ત સભ્ય. આંધ્ર તથા અનમલૈ યુનિવર્સિટીને મોટી રકમો આપી છે.

**કેદાર-ટી. જે.** : ગરીબ સ્થિતિમાં જન્મ; મધ્ય પ્રાંતમાં ૧૯૦૦-૧૯૦૬ દરમિયાન ફતેહમંદ વિદ્યાર્થીઓમાં અનિવાર્યપણે પહેલા; શિક્ષક તરીકે જીવનની શરૂઆત કરી, ત્યારબાદ વકીલ થયા; વર્ધા પ્રાંતના બે જુદા જુદા મતદાર-વિભાગોમાંથી મધ્ય પ્રાંતની જૂની ધારાસભામાં ચૂંટાયા હતા; વર્ધા મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા; ૧૯૨૮-૨૯માં મધ્ય પ્રાંતના પ્રધાનમંડળમાં પ્રધાન; ૧૯૩૪-૩૭માં મધ્ય પ્રાંતની ધારાસભામાં વિરોધ પક્ષના નેતા; ફોજદારી ગુનાઓના અગ્રગણ્ય વકીલ; ૧૯૩૮માં નાગપુર યુનિવર્સિટીના વાઇસ-ચૅન્સેલર ચૂંટાયા.

**કેલ્કર-નરસિંહ ચિંતામણ** : પત્રકાર. જન્મ ૧૮૭૯. બાલગંગાધર તિલકના રાજકીય શિષ્ય. મુંબઈ પ્રાંતિક પરિષદના પ્રમુખ, ૧૯૨૦. ૧૯૨૩ તથા ૧૯૨૬માં વડી ધારાસભાના સભ્ય હતા. પૂના મ્યુનિસિપાલિટીના પ્રમુખ (૧૯૧૮, ૧૯૨૨-૨૪). ઇંગ્લંડ ગયેલ હોમરૂલ ડેલિગેશનના સભ્ય, રિસ્પૉન્સિવિસ્ટ પક્ષના અગ્રગણ્ય સભ્ય. હિંદુ મહાસભાના પ્રમુખ હતા. બીજી ગોળમેજી પરિષદના સભ્ય. 'કેસરી'ના અધિપતિ હતા.

**કોસાંબી-ધર્માનન્દ** : જન્મ ૧૮૭૬ ઑક્ટોબર ૯; પહેલાં કાશીમાં તથા પાછળથી લંકા તથા બર્મામાં કેળવણી લીધી છે. પાલી અને ધર્મ તેમના ખાસ વિષયો હતા. કલકત્તાની નેશનલ કૉલેજમાં પાલીના લૅકચરર, ૧૯૦૬; કલકત્તા યુનિવર્સિટીના લૅકચરર, ૧૯૦૭-૮; ગાયકવાડ સ્કૉલર, મુંબઇ અને પૂના ૧૯૦૮-૯; ૧૯૧૦-૧૧માં હાર્વર્ડ યુનિવર્સિટીમાં હિંદના ભાષાવ્યુત્પત્તિશાસ્ત્રના આસિસ્ટન્ટ; ફર્ગ્યુસન કૉલેજમાં પાલીના પ્રોફેસર તથા યુનિવર્સિટીના પરીક્ષક, ૧૯૧૨-૧૮; હાર્વર્ડ યુનિવર્સિટીમાં તત્ત્વજ્ઞાનખાતામાં આસિસ્ટન્ટ, ૧૯૧૮-૨૨; ગુજરાત વિદ્યાપીઠના પ્રોફેસર, ૧૯૨૨-૨૫; હાર્વર્ડ યુનિવર્સિટીમાં તત્ત્વજ્ઞાનના રીસર્ચ સ્કૉલર, ૧૯૨૬-૨૭; ગુજરાત વિદ્યાપીઠમાં માનદ કાર્યકર્તા, ૧૯૨૮-૨૯;લેનિનગ્રેડ યુનિવર્સિટીમાં પ્રાચીન ઇતિહાસના પ્રોફેસર તથા હિંદ વિષે લેકચરર; સત્યાગ્રહ ચળવળમાં જોડાતાં જેલમાં જઇ આવ્યા; શિરોડાની મીઠાની ધાડમાં આગેવાન, ૧૯૩૦; યુનિવર્સિટીમાં તત્ત્વજ્ઞાનખાતામાં આસિસ્ટન્ટ, ૧૯૩૨-૩૩; બૌદ્ધ તથા પાલી સાહિત્યનાં અનેક પુસ્તકો લખ્યાં છે.

**ખરે-નારાયણ ભાસ્કર ડૉ.** જન્મ ૧૮૮૪. નાગપુરની ગવર્મેન્ટ કૉલેજમાં શિક્ષણ લઈ ૧૯૦૨માં ગ્રેજ્યુએટ થયા. સરકારી શિષ્યવૃત્તિ લઇને લાહોર મેડિકલ કોલેજમાં દાખલ થયા; ૧૯૦૭માં ડૉકટરી ડીગ્રી મેળવી, અને વિશ્વવિદ્યાલયમાં પહેલા આવ્યા. મધ્યપ્રાંતના ડૉકટરી ખાતામાં નીમાયા અને એમ. ડી.ની ડીગ્રી મેળવી. સરકારી નોકરી નોકરી છોડી દઇને રાજકારણમાં પડયા. ૧૯૩૫માં મધ્યસ્થ ધારાસભામાં ચૂંટાયા. ૧૯૩૫ થી ૧૯૩૭ સુધી નાગપુર મહાસભા સમિતિના પ્રમુખ. અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય હતા. મહાસભાએ હોદ્દા સ્વીકારતાં પ્રાંતના વડા પ્રધાન થયા. મહાસભા સામે બળવો પોકારતાં શિસ્તભંગ માટે મહાસભાની કોઇ પણ પ્રવૃત્તિમાં ભાગ લેવા માટે બે વર્ષ માટે પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો.

**ખાન–અબ્દુલગફારખાન** : 'સરહદના ગાંધી' તરીકે પ્રસિદ્ધ છે. પેશાવરના ઉતમઝે ગામમાં ૧૮૯૧માં જન્મ. પ્રવેશક ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે. ૧૯૦૯માં લશ્કરમાં હિંદી કમિશન આપવામાં આવ્યું પણ તેનો અસ્વીકાર કર્યો. ૧૯૧૨માં જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેવો શરૂ કર્યો. પોતાના જ ગામમાં રાષ્ટ્રીય શાળાની સ્થાપના કરી, પણ ૧૯૧૫માં તે શાળાને બંધ કરી દેવામાં આવી. રૌલેટ કાયદાની ચળવળમાં અગ્રભાગ લીધો. અસહકારમાં ભાગ લેવા માટે તેમને પકડીને ૧૯૨૨માં ત્રણ વર્ષની સખત કેદની સજા કરવામાં આવી. ૧૯૨૮માં લખનૌમાં ગાંધીજીના અંગત પરિચયમાં આવ્યા; ૧૯૨૯માં અફઘાન જીર્ગાની સ્થાપના કરી અને ખુદાઇ ખીદમતગાર તરીકે જાણીતા થએલ લાલ ખમીસવાળા સ્વયંસેવકોની ટુકડી ઊભી કરી. સામાન્યતઃ ઝનૂની ગણાતા અફઘાનોને અહિંસાના માર્ગે વાળવામાં તેમણે અભૂતપૂર્વ વિજય મેળવ્યો છે. મહાસભાની સવિનયભંગની ચળવળમાં પેશાવરમાં બનેલા બનાવમાં તેમણે આગળપડતો ભાગ લીધો હતો. તેમણે બે વર્ષની કેદ ભોગવી છે. મહાસભાની ચળવળ માટે ૧૯૪૨માં કેદમાં મોકલવામાં આવ્યા.

**ખાન–નેક નામદાર આગાખાન** : જી. સી. આઇ. ઇ, જી. સી. એસ. આઇ.. જી. સી, વી. ઓ., એલ–એલ. ડી. (કેમ્બ્રિજ), જન્મ ૧૮૭૫. યુરોપમાં કેળવણી લીધી છે. ૧૮૮૬ માં તેમને His Highnessનો અંગત ખિતાબ મળ્યો. ૧૮૮૯માં કે. સી. આઇ. ઇ., ૧૯૦૨માં જી. સી. આઇ. ઈ. અને ૧૯૧૨માં જી. સી. એસ. આઇ.ના ખિતાબ મળ્યા. ૧૯૧૧ માં કેમ્બ્રિજ યુનિવર્સિટીએ તેમને એલ. એલ. ડી.ની માનદ પદવી આપી. શાહી ધારાસભાના સરકારનિયુક્ત સભ્ય. મુસલમાનોના ઇસ્માઇલી પંથ–ખોજાના ધર્મગુરૂ; તેમની પાસે શરતના પ્રખ્યાત ઘોડા છે. ડર્બી, સીઝરેવિચ, ઑાકસ તથા સેંટ લેજરની શરતો તે જીત્યા છે. ૧૯૨૯માં એક ફ્રેંચ સ્ત્રી સાથે તેમણે લગ્ન કર્યું. ગોળમેજી પરિષદના એક આગેવાન સભ્ય. રાષ્ટ્રસંઘની ૧૯૩૭ની બેઠકમાં પ્રમુખ હતા.

**ખાન–ઝફરૂલ્લા સર મહમદ** : સી. એસ. આઇ, બાર–એટ–લો. જન્મ ૬ ફેબ્રુઆરી ૧૮૯૩; લાહોરમાં અને લંડનની કિંગ્સ કૉલેજમાં શિક્ષણ લીધું; ૧૯૧૬ થી ૧૯૩૫ સુધી લાહોરમાં એડવોકેટ તરીકે વકીલાત કરી; પંજાબ ધારાસભાના સભ્ય ૧૯૨૬–૩૫; ગોળમેજી પરિષદના પ્રતિનિધિ, ૧૯૩૦, ૧૯૩૧ તથા ૧૯૩૨; અખિલ હિંદ મુસ્લીમ લીગના પ્રમુખ ૧૯૩૧; ૧૯૩૨માં ગવર્નર–જનરલની કારોબારી સભાના સભ્ય નીમાયા; ૧૯૩૯માં સાંસ્થાનિક પ્રધાનોની પરિષદમાં હાજરી આપી અને ૧૯૩૯ના ડીસેમ્બરમાં રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીમાં હિંદના પ્રતિનિધિ તરીકે હાજરી આપી. પૌર્વાત્ય જૂથ પરિષદના પ્રમુખ હતા; અત્યારે હિંદની ફેડરલ કોર્ટના જજ છે.

**ખાન–સર શફત આહમદ** : જન્મ ૧૮૮૩. મુરાદાબાદની સરકારી શાળામાં, ડબ્લિનની ટ્રિનિટી કોલેજમાં તથા લંડનની યુનિવર્સિટીમાં કેળવણી લીધી છે. અલ્લાહાબાદ યુનિવર્સિટીમાં આધુનિક ઇતિહાસના પ્રોફેસર. ૧૯૩૦–૩૨માં ગોળમેજી પરિષદના સભ્ય. અખિલ હિંદ મુસ્લિમ પરિષદના પ્રમુખ, ૧૯૩૩–૩૪. પ્રખ્યાત ઇતિહાસજ્ઞ. કોમી પ્રતિનિધિત્વના ચુસ્ત હિમાયતી. ઇતિહાસનાં ઘણાં પુસ્તકોના લેખક. અત્યારે દક્ષિણ આફ્રિકામાં હિંદના હાઇ કમિશનર છે.

**ખાનસાહેબ.–ડૉ.** : સરહદ પ્રાંતના મહાસભાવાદી આગલા વડાપ્રધાન. 'સરહદના ગાંધી' ખાન અબ્દુલ-ગફારખાનના મોટાભાઈ. વૈદકીય કેળવણી ઈંગ્લાંડમાં લીધી. લશ્કરમાં કમિશન્ડ ઑફિસર તરીકે જોડાયા. ભાઇને મદદ કરવા મહાસભામાં તથા લાલ ખમીસની ચળવળમાં જોડાયા. અસહકારની ચળવળ વખતે તેમના ભાઇ સાથે તેમને અટકાયતમાં રાખવામાં આવ્યા હતા. વર્ષો સુધી વડી ધારાસભાના સભ્ય હતા. સક્રિય રાજકારણમાંથી નિવૃત્ત થયા છે.

**ખેર–બી. જી.** : ૧૮૮૮ના ઑગસ્ટની ૨૪મી તારીખે રત્નાગિરિમાં જન્મ; પૂનામાં તથા મુંબઇમાં વિલ્સન કૉલેજમાં શિક્ષણ લીધું; ૧૯૦૮ માં વકીલાતની પરીક્ષા પસાર કરી; ૧૯૧૨ માં યુરોપ તથા અમેરિકાનો પ્રવાસ કર્યો; યુરોપમાંથી પાછા ફરતાં મિ. જસ્ટિસ બીમનના અંગત મંત્રી નિમાયા; ૧૯૧૮ માં સૉલિસિટરની પેઢીમાં ભાગીદાર થયા; ૧૯૨૨ માં રાજકારણમાં પડયા; અનેક કમિટી તથા ઍસોસિયેશનના સભ્ય થયા; ૧૯૩૨માં મીઠાનો સત્યાગ્રહ કર્યો, તેને પકડીને ઑર્ડિનન્સ હેઠળ બે વર્ષની સજા થઈ; ૧૯૩૭માં મુંબઈ ઈલાકાના વડા પ્રધાન થયા; મહાસભાના પ્રધાનોએ રાજીનામાં આપનાં ૧૯૩૯માં રાજીનામું આપ્યું; વાણીસ્વાતંત્ર્યની સત્યાગ્રહની લડતમાં જેલ ગયા; સંસ્કૃતના વિદ્વાન છે. વડાપ્રધાન થયા પહેલાં મુંબઇ હાઈકોર્ટમાં સૉલિસિટર તરીકે પ્રૅક્ટિસ કરતા હતા.

**ગાંધી–મોહનદાસ કરમચંદ ( મહાત્મા )** : સત્યાગ્રહ–ચળવળના પ્રણેતા. જન્મ ૧૮૬૯ના ઑકટોબરની બીજી તારીખે. તેમના પિતા લગભગ ૨૫ વર્ષ સુધી પોરબંદર રાજ્યના દીવાન હતા; રાજકોટ તથા ભાવનગરમાં કેળવણી લઇને બૅરિસ્ટર થવા ઇંગ્લંડ ગયા અને બૅરિસ્ટર થઇને મુંબઇની હાઈકોર્ટમાં વકીલાત શરૂ કરી; એક અગત્યના કેસમાં તેમને દક્ષિણ આફ્રિકા જવું પડયું; તે સંસ્થાનમાં હિંદીઓ સાથે સારો વર્તાવ ન હોવાની તેમને જાણ થઇ. મહાત્મા ગાંધીએ તેમનો પક્ષ લીધો અને હિંદી વસાહતીઓના પ્રાથમિક હક્કો માટે લાંબી લડતની શરૂઆત થઇ; ગાંધીજીએ આગેવાની લઇને સત્યાગ્રહની શરૂઆત કરી; ગાંધીજીને પત્ની તથા પુત્ર સહિત જેલમાં નાખવામાં આવ્યા; ગયા મહાન વિશ્વયુદ્ધ પછી બે વર્ષ સુધી ગાંધીજી બ્રિટિશ સત્તાને વફાદાર હતા; બોઅર લડાઇ તથા ઝુલુ લડાઇ વખતે હિંદી ઍમ્બ્યુલન્સની ટુકડી તેમના તાબામાં હતી; યુરોપી યુદ્ધનો દાવાનળ સળગ્યો ત્યારે તે લંડનમાં હતા, ત્યાં તેમણે ૨૫૦ હિંદી વિદ્યાર્થીઓની સ્વયંસેવક–ટુકડી તૈયાર કરી, પરંતુ તબિયતના કારણે હિંદ પાછા ફરવું પડયું; ૧૯૧૭માં ચંપારણ્ય સત્યાગ્રહ કરીને ખેડૂતોની લાંબા સમયની ફરિયાદો દૂર કરાવી; ૧૯૧૮માં ખેડા જિલ્લામાં સત્યાગ્રહ કર્યો ને સફળ થયા; ૧૯૧૮માં કટોકટીના સમયે ગાંધીજીએ લશ્કરી ભરતીના કામમાં મદદ કરી, પણ સુલેહ થયા પછી ૧૯૧૯નો રૉલેટ કાયદો આવતાં હિંદ સળગી ઊઠયું; અખિલ હિંદ સત્યાગ્રહની લડતને અંગે પંજાબમાં તોફાન થયાં તથા જલિયાંવાલા બાગનો ગોળીબાર થયો; ઉપરાંત ખિલાફતના ભાગલા પડતાં, ચાલુ શાસનપ્રણાલિકામાંથી ગાંધીજીનો વિશ્વાસ સદંતર ઊડી ગયો અને તેમણે અહિંસક અસહકારની ચળવળ શરૂ કરી; ૧૯૨૨ના માર્ચમાં ૬ વર્ષની સજા થઈ, પરંતુ તબિયતને કારણે ૧૯૨૪માં એમને છોડી દેવામાં આવ્યા; ૧૯૨૪માં હિંદુ–મુસલમાન–કુસંપને અંગે એકવીસ દિવસના અપવાસ કર્યા; ૧૯૨૫માં મહાસભાના પ્રમુખ થયા; લાહોરની મહાસભાએ સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર કર્યા બાદ ૧૯૩૦ના ઍપ્રિલમાં સવિનય કાયદાભંગની ચળવળ શરૂ કરી અને મેમાં કેદ કરવામાં આવ્યા; ત્યાર પછીના જાન્યુઆરીમાં તેમને છોડી મૂકવામાં આવ્યા; વાઇસરૉય સાથે સુલેહ કરી સવિનયભંગની ચળવળ બંધ કરી; બીજી ગોળમેજી પરિષદમાં મહાસભાના એકલા પ્રતિનિધિ તરીકે ગયા અને ૧૯૩૨માં હિંદ પાછા ફર્યા; તેમને ફરીથી કેદ કરવામાં આવ્યા; વડા પ્રધાનના કોમી ચુકાદા સામે આમરણાંત અપવાસ શરૂ કર્યા, પરિણામે પૂનાના ઠરાવો થયા; હરિજન–ઉદ્ધારમાં હિંદુઓની નિષ્ક્રિયતા માટે બીજા અપવાસ કર્યા; ૧૯૩૩માં વ્યક્તિગત સત્યાગ્રહની લડત શરૂ કરી; સત્યાગ્રહ આશ્રમને બંધ કરી આશ્રમવાસીઓ સાથે જેલમાં ગયા; હરિજનપ્રવૃત્તિ માટે ૧૯૩૪માં અખિલ હિંદની મુસાફરી કરી; અજમેરમાં એક સનાતની ઉપર સુધારક સ્વયંસેવકે હુમલો કરતાં પ્રાયશ્ચિત તરીકે અઠવાડિયાના ઉપવાસ કર્યા, ઑગસ્ટ ૧૯૩૪; ૧૯૩૫થી મહાસભામાં સક્રિય ભાગ

લેવાનું બંધ કર્યું; ઇંદોરના હિંદી સાહિત્ય સંમેલનના પ્રમુખ; બંગાળાના નજરકેદીઓના મોટા ભાગને મુક્ત કરાવવામાં ફતેહમંદ થયા; રાજકોટ રાજ્યમાં સુધારા કરાવવા ઉપવાસ કર્યા, ૧૯૩૯; બીજા વિશ્વયુદ્ધ દરમિયાન હિંદના સ્વાતંત્ર્ય માટે લૉર્ડ લિન્લિથ્ગો સાથે વાટાઘાટ ચલાવી પણ તેમાં નિષ્ફળ ગયા. ૧૯૪૨માં યુદ્ધની સામે સત્યાગ્રહની ચળવળ શરૂ કરતાં કેદમાં નાખવામાં આવ્યા. ૧૯૪૩ના ફેબ્રુઆરીમાં ૨૧ દિવસના અપવાસ કર્યા. ઘણાં પુસ્તકો લખ્યાં છે. ગુજરાતી સાહિત્યના યુગપ્રવર્તક.

**ગૌર–સર હરિસિંહ** : ડિ. લિટ. એલ–એલ. ડી., બૅરિસ્ટર–ઍટ–લૉ. જન્મ ૧૮૭૨. નાગપુરની હિસ્લોપ કૉલેજ તથા કેમ્બ્રિજ ઇનરટેમ્પલમાં કેળવણી લીધી. નાગપુર મ્યુનિસિપાલિટીના પ્રમુખ; ૧૯૧૮–૨૨ વડી ધારાસભાના ચૂંટાયેલ ડેપ્યુટી પ્રેસિડન્ટ; જોઇન્ટ પાર્લમેંટરી કમિટીના પ્રતિનિધિ; હિંદી સુધારાની જોઇન્ટ સિલેક્ટ કમિટીના સભ્ય, (૧૯૩૩). દિલ્લી યુનિવર્સિટીના પહેલા વાઇસ–ચેન્સેલર અને પ્રમાણભૂત કાયદાનાં પુસ્તકોના લેખક, (પીનલકોડ, ટ્રાન્સફર ઓફ પ્રોપર્ટી એક્ટ વગેરે); નાગપુર યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર હતા.

**ગૌબા–ખલિદ લતીફ** : જન્મ ૧૮૯૯; બૅરિસ્ટર; પહેલાં હિંદુ હતા ત્યારે કનૈયાલાલ ગૌબા તરીકે ઓળખાતા. ૧૯૩૨માં ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો; કેમ્બ્રિજમાં શિક્ષણ લીધું છે, ઘણી કંપનીઓના ડિરેક્ટર,; મિસ મેયોના પુસ્તક 'મધર ઇન્ડિયા'ના ઉત્તરરૂપે 'અંકલ સામ' પ્રગટ કરી ખળભળાટ મચાવ્યો.

**ઘોષ–અરવિંદ** : ૧૮૭૨માં કલકત્તામાં જન્મ; સાત વર્ષની ઉંમરે તેનાં માતાપિતા તેને ઈંગ્લંડ લઈ ગયાં. સેંટપોલ શાળા તથા કેમ્બ્રિજની કિંગ્સ કૉલેજમાં કેળવણી લીધી તથા 'ક્લાસિકલ ટ્રીપો'માં પહેલા વર્ગમાં આવ્યા. સનંદી નોકરીની પરીક્ષા પસાર કરી, પણ ૧૮૯૦માં ઘોડેસવારીની પરીક્ષામાં નિષ્ફળ નીવડ્યા. વડોદરામાં નોકરી કર્યા પછી બંગાળામાં પાછા આવી રાજકીય ચળવળમાં જોડાયા. તે સમયના ખૂબ ફેલાવો પામેલા રાષ્ટ્રીય દૈનિક 'વંદેમાતરમ્'ના પહેલા તંત્રી. અલીપોર બૉંબ–કેસમાં પકડાયા, પરંતુ ક્રાંતિકારી ચળવળ માટે હથિયાર પૂરાં પાડવાના કાવતરાના તહોમતમાંથી તે છૂટી ગયા. સ્વ. સી. આર. દાસે તેમનો બચાવ કર્યો હતો. રાજદ્રોહી લખાણ માટે તેમને પકડવા માટે ૧૯૧૦માં વૉરંટ નીકળ્યું પણ તે ફ્રેંચ મુલક પોંડીચરીમાં પહોંચી ગયા. રાજકારણનો સદંતર ત્યાગ કરી આજ સુધી ઇશ્વરની શોધમાં સમય ગાળે છે. પોંડીચરીમાં આશ્રમ સ્થાપ્યો છે. જ્ઞાન-પિપાસુઓ ત્યાં મોટી સંખ્યામાં જાય છે. તેમણે ઘણાં ધાર્મિક પુસ્તકો લખ્યાં છે.

**ઘોષ, જે. સી.** : ડી. એસ. સી. કલકત્તા યુનિવર્સિટીમાં તથા લંડનની યુનિવર્સિટી કૉલેજમાં ઉજ્જવળ કારકીર્દી હતી; ૧૯૧૬માં રસાયણશાસ્ત્રના લેકચરર તરીકે કલકત્તા યુનિવર્સિટીમાં જોડાયા; ત્યાર પછી ૧૯૨૧થી ઢાકા યુનિવર્સિટીમાં રસાયણ ખાતાના વડા નીમાયા છે. રસાયણ વિજ્ઞાનમાં મોટો ફાળો આપ્યો છે. ૧૯૨૫થી ખેતીવાડી સંશોધનની શાહી કાઉન્સિલના સભ્ય છે; ૧૯૩૨થી હિંદી સંશોધન ફંડ એસોસીએશનના કારોબારીના સભ્ય છે. હિંદી વિજ્ઞાન પરિષદના પ્રમુખ ૧૯૩૯; અત્યારે બેંગલોર, ઇન્ડિયન સાયન્સ ઇન્સ્ટિટ્યુટના ડીરેક્ટર છે.

**ચટ્ટોપાધ્યાય—કમળાદેવી** : માંગલોરમાં ૧૯૦૩માં જન્મ. દક્ષિણ કાનડાના પ્રખ્યાત સારસ્વત કુટુંબમાંથી ઊતરી આવેલ છે. તેની જ્ઞાતિમાં તેનું બાળવયમાં લગ્ન થયું પણ મદ્રાસની ક્વીન મેરી કૉલેજમાં અભ્યાસ કરતાં હતાં ત્યારે તેના પતિનું મૃત્યુ થયું. અઘારમાં તે સરોજિની નાયડુના ભાઇ તથા કવિ હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયને મળ્યાં અને બન્ને વચ્ચે મૈત્રી થઇ, પરિણામે બન્નેનું લગ્ન થયું.

મહાન વક્તા. ઇગ્લંડ અને બીજા દેશોની મુસાફરી કરી છે. ૧૯૨૨થી મહાસભાની પ્રવૃત્તિઓમાં ભાગ લેવાની શરૂઆત કરવાને અંગે એકથી વધારે વખત કેદમાં ગયેલ છે. સમાજવાદી આગેવાન.

**ચટ્ટોપાધ્યાય-હરીન્દ્રનાથ** : ગ્રંથકાર, ઍકટર, સંગીતકાર તથા ચિત્રકાર. જન્મ ૨ એપ્રિલ ૧૮૯૮; દક્ષિણ હૈદ્રાબાદની સેંટ જ્યોર્જ ગ્રામર સ્કૂલમાં તથા કેમ્બ્રિજના ફિટ્ઝવિલિયમ હૉલમાં કેળવણી લીધી; આઠ વર્ષની ઉંમરે લેખનપ્રવૃત્તિ શરૂ કરી. સત્તરમે વર્ષે પુસ્તક પ્રગટ કર્યું, ત્યારબાદ અનેક પુસ્તિકા પ્રગટ કર્યાં છે; કવિતાનાં ૪૦ પુસ્તકો તૈયાર થાય છે; હિંદના અનેક ભાગોમાં નાટકો ભજવ્યાં છે, 'અબુ હસન' નાટક ખૂબ જાણીતું છે; પશ્ચિમ યુરોપ, ઇંગ્લંડ, અમેરિકા અને રશિયાનો પ્રવાસ કરી રંગભૂમિનો અભ્યાસ કર્યો છે તથા ભાષણો આપ્યાં છે. યોગના અભ્યાસ માટે નિવૃત્ત થયા, ૧૯૩૫.

**ચંદાવરકર, સર વી. એન** : બી. એ. (કેન્ટબ), બાર. એટ. લૉ. જન્મ ૧૮૮૭. સર એન. જી. ચંદાવરકરના પુત્ર; મુંબઇ અને કેમ્બ્રિજમાં કેળવણી લીધી છે; મુંબઈ મ્યુનિસિપલ કૉરપોરેશનના સભ્ય ૧૯૨૬-૩૯; મુંબઇના મેયર ૧૯૩૨-૩૩; મુંબઇ મિલમાલીકોની મંડળીના પ્રમુખ ૧૯૩૬ તથા ૧૯૪૦; મુંબઇ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર ૧૯૩૩-૩૯; લિબરલ ફેડરેશનના પ્રમુખ ૧૯૪૦; બેંગલોરના ઇન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સની કાઉન્સિલના સભ્ય.

**ચેટરજી-સર અતુલ** : કે. સી. એસ. આઇ; કે. સી. આઈ. ઈ; જી. સી. આઈ. ઇ; આઇ. સી. એસ. (નિવૃત્ત). જન્મ ૧૮૭૪ના નવેંબરની ૨૪ મી તારીખે. આઇ. સી. એસ. ની પરીક્ષામાં પહેલા આવ્યા. ૧૯૨૫થી ૧૯૩૧ સુધી હિંદના હાઇ કમિશ્નર. ૧૮૯૬માં સનંદી નોકરીમાં દાખલ થયા અને ત્યારથી હિંદી સરકારના જુદા જુદા ખાતામાં નોકરી કરે છે. ઘણા મહત્ત્વના પ્રસંગોએ હિંદી સરકારના પ્રતિનિધિ તરીકે કામ કર્યું છે-ખાસ કરીને વૉશિંગ્ટન અને જીનિવાની આંતરરાષ્ટ્રીય પરિષદ તથા લંડનની નૌકાપરિષદમાં. ૧૯૩૨માં ઓટાવાના હિંદી પ્રતિનિધિમંડળના આગેવાન. અત્યારે ઇન્ડિયા કાઉન્સિલના સલાહકાર.

**ચેટરજી-રામાનંદ** : 'મોડર્ન રિવ્યુ' તથા 'પ્રવાસી'ના તંત્રી. પ્રસિદ્ધ અધ્યાપકોના કુટુંબમાં બાંકુરામાં ૧૮૬૫ના મે માસમાં જન્મ; બાંકુરા જિલ્લાની શાળામાં કેળવણી. ૧૮૮૩ની પ્રવેશક-પરીક્ષામાં ચોથે નંબરે આવ્યા. પ્રેસિડન્સી, સેંટ ઝેવિયર અને સીટી કૉલેજમાં ઉચ્ચ કેળવણી લીધી. ૧૮૮૭ માં બી. એ. ની પરીક્ષા માન સાથે પસાર કરી. ૧૮૮૯માં એમ. એ.ની પરીક્ષા પહેલા વર્ગમાં માન સાથે પસાર કરી. 'ધર્મબંધુ'ના તંત્રી તથા 'ઇન્ડિયન મેસેન્જર'ના ઉપતંત્રી તરીકે કામ કર્યું. ખૂબ ચિત્રોવાળા બંગાળી માસિક 'પ્રદીપ'ની સ્થાપના કરી તેના તંત્રી તરીકે કામ કર્યું. ૧૮૯૫ના ઑકટોબરમાં અલ્લાહાબાદની કાયસ્થ કૉલેજના પ્રિન્સિપાલ નિમાયા. અલ્લાહાબાદ યુનિવર્સિટીના ફેલો નિમાયા હતા. સંયુક્તપ્રાંતની માધ્યમિક કેળવણી-સુધારણા-કમિટીમાં સર એન્થની મૅકડોનલ્ડે તેમની નિમણૂક કરી હતી. ૧૯૦૧માં અલ્લાહાબાદથી 'પ્રવાસી' (બંગાળી ભાષાનું અગ્રગણ્ય માસિક) શરૂ કર્યું. સપ્ટેંબર ૧૯૦૬માં કાયસ્થ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે રાજીનામું આપ્યું. ૧૯૦૭ ના જાન્યુઆરીમાં 'મોડર્ન રિવ્યુ' શરૂ કર્યું. ૧૯૦૮ના એપ્રિલમાં કલકત્તા આવ્યા ત્યારથી ત્યાંથી 'મોડર્ન રિવ્યુ' તથા 'પ્રવાસી' ચલાવે છે, તેનો હિંદમાં ખૂબ ફેલાવો છે. કોમી ચુકાદાના કટ્ટર ટીકાકાર. હિંદુ મહાસભાના ઉપપ્રમુખ. ખૂબ પ્રભાવશાળી હિંદી પત્રકારોમાંહેના એક.

**ચોપરા-લેફ. કર્નલ આર. એન.** : સી. આઇ., કે. એચ. પી., એમ. એ., એમ. ડી. (કેન્ટબ), એમ. આર. સી. પી. (લંડન) કલકત્તાની ટ્રોપિકલ મૅડિસિન્સની સ્કૂલના ડિરેકટર. ઉષ્ણકટિબંધનાં

દર્દી અને દવાની શોધખોળને અંગે આંતરરાષ્ટ્રીય કીર્તિ સંપાદન કરી છે. 'ઇન્ડિયન ડ્રગ્ઝ એનક્વાયરી' કમિટીના પ્રમુખ. દવાનું પ્રમાણ નક્કી કરવા માટે કલકત્તામાં 'બાયોએસે લેબોરેટરી'ની સ્થાપના કરી છે. નામદાર શહેનશાહના માનદ ડૉક્ટર. અત્યારે સરકારી 'સ્ટાન્ડર્ડાઇઝેશન લેબોરેટરી'ના ડૉક્ટર છે.

**જયકર–મુકુંદ રામરાવ** : બૅરિસ્ટર. બાલગંગાધર તિલકના રાજકીય શિષ્ય. તેમના મૃત્યુ પછી મહાત્મા ગાંધીજી સાથે જોડાયા. ૧૯૨૩માં મુંબઇ ધારાસભામાં દાખલ થયા. વડી ધારાસભામાં સ્વરાજ–પક્ષના આગેવાન તરીકે ખૂબ પ્રસિદ્ધ થયા. ૧૯૨૫માં 'રિસ્પૉન્સિવિસ્ટ' પક્ષના આગેવાન સભ્ય થયા ને મહાસભામાંથી નીકળી ગયા. ૧૯૩૦ના જૂનમાં મહાસભા અને સરકાર વચ્ચે શાંતિ સ્થાપવા ખૂબ મહેનત કરી પણ નિષ્ફળ ગયા. ગોળમેજી પરિષદના તથા ૧૯૩૩માં લંડનમાં ભરાયેલી હિંદી સુધારા માટેની જોઇન્ટ સિલેકટ કમિટીના સભ્ય. હિંદની ફેડરલ કોર્ટના જજ, ૧૯૩૭. ૧૯૩૮માં ઑક્સફર્ડ યુનિવર્સિટીએ એલ–એલ. ડી. ની ડિગ્રી આપી. પ્રિવિકાઉન્સિલની જ્યુડિશિયલ કમિટીના સભ્ય હતા.

**જયપ્રકાશ નારાયણ** : બિહારના સારણ પરગણામાં જન્મ; ૧૯૨૨માં અમેરિકા ગયા અને કેલિફોર્નિયામાં ફળોના ખેતરોમાં કામ કર્યું. અમેરિકામાં લગભગ આઠ વર્ષ રહ્યા, અને પાંચ જુદી જુદી યુનિવર્સિટીઓમાં અભ્યાસ કર્યો; ૧૯૩૧માં હિંદમાં પાછા ફર્યા અને મહાસભાના મજુર સંશોધન ખાતામાં નીમાયા. સવિનયભંગની ચળવળ દરમિયાન મહિનાઓ સુધી મહાસભાના સામાન્યમંત્રી તરીકે કામ કર્યું; સવિનયભંગની ચળવળ દરમિયાન જેલમાં ગયા હતા; છૂટા થયા પછી મહાસભા સમાજવાદી પરિષદ્‌ની પહેલી બેઠક બોલાવી અને મહાસભા સમાજવાદી પક્ષની સ્થાપના કરી; ૧૯૩૯માં હિંદ સંરક્ષણ કાયદા હેઠળ જેલમાં મોકલવામાં આવ્યા હતા.

**જહાંગીર–સર કાવસજી** : બૅરોનેટ, કે. સી. આઇ. ઇ., ઓ. બી. ઇ. જન્મ ૧૬ ફેબ્રુઆરી ૧૮૭૯. હિંદના 'નેશનલ લિબરલ ફેડરેશન'ના આગેવાન. મુંબઇની સેંટ ઝેવિયર કૉલેજ તથા કેમ્બ્રિજમાં શિક્ષણ લીધું છે. મુંબઇ સરકારની કારોબારી સભાના સભ્ય નીમાયા ૧૯૨૧; મધ્યસ્થ ધારાસભાના સભ્ય ચૂંટાયા ૧૯૨૭; ત્રણે ગોળમેજી પરિષદમાં પ્રતિનિધિ; ૧૯૩૫માં શાહી પાર્લામેન્ટ પરિષદમાં મધ્યસ્થ ધારાસભાના પ્રતિનિધિ. પારસી કોમના જાહેર આગેવાન. અગત્યના હિંદી ઔદ્યોગિક તથા બેંકીંગખાતાં ચલાવે છે. ૧૯૩૪માં બૅરોનેટ થયા.

**જેરામદાસ દોલતરામ** : પત્રકાર તથા રાજકીય કાર્યકર્તા; હિંદી રાષ્ટ્રીય મહાસભાના સામાન્ય મંત્રી; જન્મ હૈદ્રાબાદ (સિંધ)માં ૧૮૯૨; ૧૯૧૫માં કાયદાના ગ્રેજ્યુએટ થઇ કરાચીમાં વકીલાત શરૂ કરી, ૧૯૧૫–૧૯; ૧૯૧૬માં હોમરૂલ ચળવળમાં જોડાયા; ૧૯૧૭થી ઑલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટીના સભ્ય; 'ભારતવાસી'ના તંત્રી, ૧૯૧૯–૨૦; ૧૯૨૦–૨૧માં કાયદાભંગની ચળવળમાં ભાગ લીધો. 'હિંદુ' તથા 'વંદેમાતરમ્'ના તંત્રી ૧૯૨૧; બે વર્ષની સખત કેદની સજા થઇ; હિંદુ મહાસભાના સામાન્ય મંત્રી, ૧૯૨૫–૨૭; દિલ્લીના 'હિંદુસ્તાન ટાઇમ્સ'ના તંત્રી, ૧૯૨૫–૨૬; મુંબઇની ધારાસભાના સભ્ય, ૧૯૨૬; વિદેશી કાપડ બહિષ્કાર સમિતિના મંત્રી થતાં ધારાસભામાંથી રાજીનામું આપ્યું; મીઠાના કાયદા સંબંધી સત્યાગ્રહની ચળવળમાં જોડાયા; ૧૯૩૦ના એપ્રિલની ૧૬મીએ કરાચીમાં પોલીસે ગોળીબાર કરતાં ઘવાયા; છેલ્લી રાજકીય ચળવળમાં ચાર વખત જેલમાં જઇ આવ્યા છે.

**જોશી—એન. એમ.** : જન્મ ૧૮૭૯, પૂનામાં કેળવણી લઇ બી. એ. થયા. વડી ધારાસભાના સભ્ય. હિંદ–સેવક–સમાજના અગ્રગણ્ય સભ્ય, ૧૯૧૯–૨૩. મુંબઇ કૉર્પોરેશનના સભ્ય, ૧૯૨૧–૧૯૨૫. ૧૯૨૭, ૧૯૩૧ અને ૧૯૩૫માં વડી ધારાસભામાં સરકારનિયુક્ત મજૂરોના પ્રતિનિધિ. ૧૯૨૯–૩૧માં

મજૂરો માટેના શાહી કમિશનના સભ્ય. ૧૯૩૦–૩૨માં ગોળમેજી પરિષદમાં સભ્ય. જીનિવામાં ભરાયેલ આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે ઘણી વખત ગયા છે. ટ્રેડયુનિયન કોંગ્રેસના સામાન્ય મંત્રી ૧૯૪૦.

**ઝા—ડૉ. અમરનાથ** : અલ્લાહાબાદના સુપ્રસિદ્ધ કેળવણીકાર. ઘણા ઊંચા હોદ્દા પર હતા. સાહિત્યની શાહી સભાના ફેલો. પદ્યસભાના ઉપપ્રમુખ. કળાની શાહી સભાના ફેલો. હિંદી તથા સંસ્કૃતના મહાન વિદ્વાન. અત્યારે અલ્લાહાબાદ યુનિવર્સિટીના વાઇસચેન્સેલર છે.

**ઝીણા—મહમદઅલી** : બૅરિસ્ટર. કરાચીમાં ૧૮૭૬માં જન્મ. સર દિનશા પિટિટનાં પુત્રી સાથે લગ્ન. મુંબઇ હાઇકોર્ટના પ્રસિદ્ધ વકીલ (૧૯૦૬). અત્યારે અગ્રગણ્ય રાજનીતિજ્ઞ તથા મુસલમાનોના પ્રસિદ્ધ નેતા. ૧૯૧૦થી વડી ધારાસભાના સભ્ય. દાદાભાઇ નવરોજીના ૧૯૦૬માં સેક્રેટરી હતા. તેમની પાસેથી રાજકારણની દીક્ષા મળી. શાહી વડી ધારાસભાના સભ્ય, ૧૯૧૦. હિંદી મહાસભામાં જોડાઇને તેના અગ્રગણ્ય સભ્ય થયા. સરકારના કડક ટીકાકાર. રૉલેટ કાયદો પસાર થવા સામે વિરોધ દર્શાવવા ધારાસભામાંથી રાજીનામું આપ્યું. મહાસભાની નીતિ સાથે મતભેદ થવાથી તેનો ત્યાગ કર્યો. અખિલ હિંદ મુસ્લિમ લીગના આગળ પડતા સભ્ય. કોમીવાદના કટ્ટર વિરોધી હતા, પણ પોતાના ૧૪ મુદ્દા બહાર પાડી તે તરફ વલણ દર્શાવ્યું છે. ગોળમેજી પરિષદના સભ્ય. મુસ્લિમ લીગના પ્રમુખ, ૧૯૩૪. મહાસભાના કટ્ટર વિરોધી. ૧૯૪૦માં પાકીસ્તાનની યોજના જાહેર કરી.

**ટાગોર—અવનીન્દ્રનાથ** : સી. આઇ. ઈ, કલાકાર. બંગાળની કલાના પુનરુદ્ધારના નેતા. હિંદી કલાકારોના અગ્રણી. જન્મ ૭મી ઑગસ્ટ, ૧૮૬૧. સ્વ. રવીન્દ્રનાથ ટાગોરના ભત્રીજા. કલકત્તાની સંસ્કૃત કૉલેજમાં તથા ઘેર ખાનગી શિક્ષણ લીધું. ઇટાલિયન કલાકાર સિનોર ગિન્હાર્ડી તથા મિ. પામર પાસેથી યુરોપિયન કલા શીખ્યા, પણ થોડા સમય પછી યુરોપિયન ઢબનાં ચિત્રો છોડી દઇ પ્રાચીન હિંદુ તથા મોગલ કલાનો અભ્યાસ કરી તેનો ઉદ્ધાર કર્યો. તેમની વિરુદ્ધ ખૂબ ટીકાઓ થઈ હતી. તેમનું મુખ્ય કાર્ય હિંદી કલાનો પુનરુદ્ધાર કરવાનું છે. ૨૦૦થી વધારે ચિત્રો દોર્યાં છે તેમાં કદાચ નીચેનાં ત્રણ ખૂબ પ્રસિદ્ધ છેઃ 'વિરહી યક્ષ', 'શાહજહાનનું મૃત્યુ' તથા 'અશોકની રાણી,' સીમલા, મુંબઇ, દિલ્લી, લાહોર, મદ્રાસ, કલકત્તા, લંડન તેમ જ પારિસમાં તેમનાં ચિત્રોનું પ્રદર્શન ભરવામાં આવ્યું છે. ઘણા ચંદ્રકો તથા પહેલાં ઇનામો મળ્યાં છે. ૧૯૦૫થી ૧૯૧૬ સુધી કલકત્તાની સરકારી આર્ટ સ્કૂલના વાઇસ પ્રિન્સિપાલ તથા પાછળથી પ્રિન્સિપાલ હતા. ૧૯૧૨માં સી. આઇ. ઇ. નો ઇલકાબ મળ્યો. પાર્વાત્ય કલાની હિંદી સોસાયટીના સ્થાપક.

**ઠક્કર–અમૃતલાલ વિઠ્ઠલદાસ** : એલ. સી. ઈ.; હિંદ સેવક સમાજના સભ્ય; ૧૮૬૯માં ભાવનગરમાં જન્મ; પૂર્વઆફ્રિકામાં યુગેન્ડામાં સિવિલ એન્જિનિયર તરીકે કામ કર્યું; ૧૮૯૯–૧૯૦૨; સાંગલીમાં સ્ટેટ એન્જિનિયર, ૧૯૦૩–૦૫; મુંબઈ મ્યુનિસિપાલીટીમાં એન્જિનિયર, ૧૯૦૫–૧૪; હિંદ સેવક સમાજમાં જોડાવા માટે રાજીનામું આપ્યું, ૧૯૧૪; પછાત વર્ગોમાંથી અશિક્ષિતપણું તથા દુર્ગુણો દૂર કરવાને ખૂબ મહેનત કરે છે; પંચમહાલમાં ભીલોની સેવા કરવા 'ભીલ સેવા મંડળ'ની સ્થાપના, ૧૯૨૩–૨૫; 'ઠક્કરબાપા'ના વહાલસોયા નામથી જાણીતા છે; અસ્પૃશ્યતાનિવારણની ગાંધીજીની લડતમાં જોડાયા; ૧૯૩૨થી અખિલ હિંદ હરિજન સેવક સંઘના સામાન્ય મંત્રી; ૧૯૨૦–૨૧માં જમશેદપુરમાં કામ કર્યું; મૂળ વતનીઓની સ્થિતિનો અભ્યાસ કરવા ખાનદેશ, આસામ, ઓરિસ્સા વગેરેમાં મુસાફરી કરી; ૧૯૩૩–૩૫નાં ત્રણ વર્ષોમાં સંઘની શાખાઓ સ્થાપવા માટે આખા દેશમાં ફરી વળ્યા; ૧૯૩૩–૩૪માં મહાત્મા ગાંધીજીના હરિજનપ્રવાસમાં મંત્રી તરીકે સાથે ફર્યા; ૧૯૩૯માં સિત્તેર વર્ષની ઉંમર થતાં એક લાખ રૂપિયાની થેલી તેમને અર્પણ કરવામાં આવી.

**તિવાના મેજર મલિક ખિઝર હયાતખાન :** લાહોરની એટિચિસન કૉલેજમાં શિક્ષણ લીધું. ૧૯૧૮માં લશ્કરમાં કમિશન મળ્યું. પંજાબમાં બાંધકામ ખાતાના પ્રધાન હતા. સર સિકંદર હયાતખાનના મરણ પછી પંજાબના વડા પ્રધાન.

**દત્ત-અખિલચંદ્ર :** એમ. એલ. એ. [સેન્ટ્રલ]—હિંદી ધારાસભાના ડેપ્યુટી પ્રમુખ; મધ્યસ્થ ધારાસભામાં મહાસભાના રાષ્ટ્રીય પક્ષના ડેપ્યુટી લીડર; બંગાળ પ્રાંતિક કૉન્ફરન્સના આગલા પ્રમુખ; ૧૯૧૮થી ૧૯૩૦ સુધી બંગાળાની ધારાસભાના સભ્ય. સવિનયભંગની ચળવળમાં ભાગ લેતાં ૧૯૩૨માં કેદ થયા. કલકત્તા હાઇકોર્ટના એડવોકેટ.

**દત્ત-રજની પામ :** જન્મ ૧૮૯૬ ઓક્સફર્ડની બેલિયલ કૉલેજમાં કેળવણી લીધી છે. આંતરરાષ્ટ્રીય સંશોધન ખાતાના મંત્રી ૧૯૧૯–૨૧. તે જ ખાતાના કારોબારી સભ્ય ૧૯૨૧–૨૬. ' વર્કર્સ' વીકલી 'ના તંત્રી ૧૯૨૧–૨૬. માર્ક્સવાદ વિષે પ્રમાણભૂત ગણાતી મહાન વ્યક્તિઓ માંહેના એક ' મોડર્ન ઇન્ડિયા ' [આધુનિક હિંદ] તથા બીજાં પુસ્તકો લખ્યા છે.

**દરબાર-ગોપાળદાસ દેસાઇ :** વડોદરામાં શિક્ષણ લીધું. દરબાર સાહેબ અંબાઇદાસ દેસાઇ અપુત્ર હોતાં તેણે ખોળે બેસાડયા અને ઢસા–રાઇસાંકળીના દરબાર થયા. ૧૯૧૯માં રૉલેટ કાયદા વખતે અસહકારમાં જોડાયા અને પોલિટિકલ એજન્ટની સલાહની અવગણના કરીને ગુજરાત રાજકીય પરિષદમાં હાજરી આપી, ત્યારબાદ ગાંધીજીના સત્યાગ્રહ–આશ્રમમાં જોડાયાં. તેમનું રાજ્ય જપ્ત કરવામાં આવ્યું. ૧૯૩૦ તથા ૧૯૩૨ની સવિનયભંગની ચળવળમાં આગળ પડતો ભાગ લીધો અને કેદમાં ગયા. હરિપુરાની મહાસભાની ૫૧મી બેઠકની સ્વાગત સમિતિના પ્રમુખ.

**દલાલ-સર અરદેશર રૂસ્તમજી :** નાઇટ, આઇ. સી. એસ [નિવૃત] મેસર્સ તાતા સન્સ લીમીટેડના ડિરેક્ટર તથા ભાગીદાર; તાતાની ઘણી કંપનીઓના ડીરેક્ટર; મુંબઈ અને કેમ્બ્રિજમાં શિક્ષણ લીધું છે. હિંદી સરકારના કેળવણી, આરોગ્ય તથા જમીનખાતાના કામચલાઉ મંત્રી. મુંબઇના મ્યુનિસિપલ કમીશનર હતા.

**દવે-જુગતરામ ચીમનલાલ :** ગુજરાત વિદ્યાપીઠની ગ્રામ સેવા સમિતિના મંત્રી; જન્મ ૧૮૯૨; અવિવાહિત; વડોદરામાં સ્વામી આનંદ તથા કાકા કાલેલકર હેઠળ તાલીમ લીધી; ૧૯૧૫–૧૬માં શ્રી. કે. જી. દેશપાંડેની દેખરેખ હેઠળ સયાજીપુરા ગામમાં ગ્રામ્યસેવાના પાઠ લીધા; સ્વામી આનંદ નીચે ' નવજીવન 'ના સ્ટાફમાં જોડાયા, ૧૯૧૭; સાબરમતી સત્યાગ્રહ આશ્રમના રાષ્ટ્રીય વિદ્યામંદિરમાં લેવાતા બાળવર્ગો બે વર્ષ સુધી લીધા; ગ્રામ્યજનતાની સેવા કરવાના હેતુથી ૧૯૨૪માં બારડોલી તાલુકાને પસંદ કર્યો અને રાનીપરજ લોકોની સેવા કરવા માટે વેડછી નામના ગામડામાં આશ્રમ બાંધી રહ્યા અને મુઠ્ઠીભર નિઃસ્વાર્થી મિત્રોની સહાય વડે રાનીપરજ યુવકોને કેળવવા માટે રાષ્ટ્રીય શાળા શરૂ કરી; ૧૯૨૮ની બારડોલીની ના–કરની લડત વખતે ' સત્યાગ્રહ પત્રિકા 'ના તંત્રી તરીકે કામ કર્યું; ૧૯૩૦–૩૫માં સત્યાગ્રહની હિલચાલ વખતે અનેક વખત જેલમાં જઈ આવ્યા; બાળકો માટે ઘણાં પુસ્તકો લખ્યાં છે.

**દહેલ્વી-સર એમ. એ. :** બૅરિસ્ટર; બે મોટાં દેશી રાજ્યોના ભૂતપૂર્વ દીવાન; એક વખત મુંબઇની સ્મૉલ કૉઝ કોર્ટના જજ; એક વખત મુંબઇના પ્રધાન; ૧૯૨૪થી સતત ત્રણ વખત મુંબઇની ધારાસભાના પ્રમુખ ચૂંટાયા છે; મુસ્લિમ લીગના આગેવાન સભ્ય; મુંબઈ એસેમ્બ્લીમાં વિરોધ–પક્ષના નેતા.

**દાદાભાઇ-ઓન. સર એમ. બી. :** નાઈટ; જન્મ ૧૮૬૫. સેંટઝેવિયર કૉલેજમાં કેળવણી લીધી. ૧૮૮૭માં બૅરિસ્ટર [મિડલટેમ્પલ] થયા. મુંબઈ હાઇકોર્ટના એડવોકેટ, ૧૮૭૭; મુંબઈ કૉરપોરેશનના

સભ્ય, ૧૮૮૦–૯૦; નાગપુરમાં સરકારી એડવોકેટ, ૧૮૯૧. ફિસ્કલ કમિશનના સભ્ય, ૧૯૨૧. હૂંડિયામણુ અને મહેસુલ સંબંધીના શાહી કમિશનના સભ્ય, ૧૯૨૫–૨૬. ઇમ્પિરિયલ બેંક ઑફ ઇન્ડિયાના સરકારનિયુક્ત ગવર્નર. વાઇસરૉયની ધારાસભાના સભ્ય; ૧૯૦૮–૧૨, ૧૯૧૪–૧૭, રાજ્યમંત્રી મંડળના ચૂંટાયેલ સભ્ય; ગોળમેજી પરિષદના સભ્ય, ૧૯૩૧; ઘણી જાહેર કંપનીઓના ડિરેક્ટર; રાજ્યમંત્રીમંડળના પ્રમુખ.

**દાલમિયા–શેઠ રામકૃષ્ણ** : જન્મ ૧૮૯૩. હિંદના મહાન ઉદ્યોગપતિ; દાલમિયા નગરમાં સીમેન્ટ, કાગળ ખાંડ, રસાયણો વિગેરેના મોટાં કારખાનાની સ્થાપના કરી છે; ખૂબ ઉદાર છે.

**દાસગુપ્તા–સતીશચંદ્ર** : જન્મ ૧૮૮૨; કલકત્તાના બેંગાલ કેમીકલ ઍન્ડ ફાર્માસ્યુટીકલ વર્કસના સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે જીવનની શરૂઆત કરી; નોકરી છોડીને અસહકારની ચળવળમાં જોડાયા અને ગ્રામોદ્યોગ તથા ખાદી માટે 'ખાદી પ્રતિષ્ઠાન' શરૂ કર્યું, અને તેમાં ફળીભૂત થયા. મહાસભાના રચનાત્મક કાર્યક્રમમાં સઘળો સમય આપે છે. અનેકવાર જેલમાં ગયા છે. બંગાળામાં ગાંધીવાદના મહાન હિમાયતી ગણાય છે.

**દેવિકારાણી** : બંગાળી આઇ. એમ. એસ. અધિકારીનાં પુત્રી; વૉલ્ટેરમાં જન્મ; બાલ્યાવસ્થાનો મોટો ભાગ મદ્રાસમાં ગાળ્યો; દસ વર્ષની ઉંમરે લંડન મોકલવામાં આવ્યાં, ત્યાં છ વર્ષ સુધી અભ્યાસ કર્યો; ફ્રાન્સ, સ્વિટ્ઝર્લૅંડ તથા ઇટલીમાં ખૂબ મુસાફરી કરી છે. ૧૯૨૮માં જર્મનીમાં સિનેમાનો અભ્યાસ કર્યો. ૧૯૩૧માં હિંદમાં આવી હિમાંશુ રૉયની ઇન્ડો–ઇન્ટરનેશનલ ટૉકીઝમાં જોડાયાં અને હિંદમાં બનેલી પહેલી અંગ્રેજી ફિલ્મ 'કર્મ'માં ભાગ લીધો. 'કર્મ' લંડનમાં ૧૯૩૨માં તથા હિંદમાં ૧૯૩૪માં બતાવવામાં આવી, આ ફિલ્મમાં તેમને મળેલ અપૂર્વ ફતેહથી ફિલ્મ–જીવનનું દષ્ટિબિંદુ ઘડાયું અને તરત જ બોમ્બે ટૉકીઝમાં જોડાયાં. અત્યારે હિંદનાં અગ્રગણ્ય ફિલ્મ–સ્ટાર ગણાય છે. 'અછૂત કન્યા' જેવી ફિલ્મોમાં ખૂબ સફળ થયાં. બોમ્બે ટૉકીઝના સ્થાપક સ્વ. હિમાંશુરૉય સાથે લગ્નથી જોડાયાં હતાં.

**દેસાઈ–ભુલાભાઇ જે.** : એમ. એ. એલ. એલ. બી. જન્મ ૧૮૭૭. મુંબઇમાં કેળવણી લીધી. એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી ગ્રેજ્યુએટ થયા. ઍડવોકેટ થયા. થોડો વખત ઍડવોકેટ–જનરલ રહ્યા હતા, ૧૯૨૬. ૧૯૨૮માં બારડોલી સત્યાગ્રહ વખતે બ્રુમફિલ્ડ કમિટી સમક્ષ ખેડૂતો તરફથી હાજર થયા હતા. ૧૯૩૨માં સવિનયભંગની ચળવળમાં જોડાયા ને એમાં એમને રૂ. ૧૦,૦૦૦નો દંડ તથા સજા થઈ. પાર્લામેંટરી બોર્ડ સ્થાપવામાં સક્રિય ભાગ લીધો. બોર્ડના સામાન્ય મંત્રી તથા ખજાનચી થયા. ગુજરાત તરફથી વડી ધારાસભામાં ચૂંટાયા. વડી ધારાસભામાં વિરોધપક્ષના નેતા. કોંગ્રેસ પાર્લમેંટરી બોર્ડના પ્રમુખ હતા. હિંદ સંરક્ષણના કાયદા હેઠળ ૧૯૪૦માં કેદમાં મોકલવામાં આવ્યા હતા.

**નરીમાન–કે. એફ.** : ૧૮૮૫માં થાણા (મુંબઇ)માં મધ્ય સ્થિતિના પારસી કુટુંબમાં જન્મ. ગ્રેજ્યુએટ થયા પછી પોલીસ કોર્ટમાં દુભાષિયા તરીકે જીવન શરૂ કર્યું. કાયદાની ડિગ્રી મેળવ્યા પછી ફોજદારી વકીલ તરીકે જીવન શરૂ કર્યું. થોડાં વર્ષો પછી મુંબઇ કૉરપોરેશનમાં સભ્ય ચૂંટાયા. ૧૯૨૪–૨૫માં ધારાસભાની ચૂંટણીમાં ઊભા રહ્યા ને બધા ઉમેદવારોમાં પહેલા આવ્યા. મુંબઇ સ્વરાજ્યપક્ષના આગેવાન થયા. મુંબઇના ખીલવણીખાતામાં થયેલ લાંચ–રુશવતના તેમણે મૂકેલા આરોપો માટે સરકારે તેમની સામે કામ ચલાવ્યું અને હાર્વે–નરીમાન–લાયબલ કેસથી ખૂબ પ્રસિદ્ધ થયા. તેમાંથી તે માન સહિત છૂટી ગયા. ૧૯૨૪–૨૫માં મુંબઇમાં યુવકસંઘની સ્થાપના કરી. ૧૯૨૮માં અખિલ હિંદ યુવક પરિષદની પ્રથમ બેઠકના પ્રમુખ ચૂંટાયા. ૧૯૨૯થી રાષ્ટ્રીય મહાસભામાં સક્રિય ભાગ

લેવાનું શરૂ કર્યું અને તે જ સાલમાં મુંબઈ પ્રાંતિક કૉંગ્રેસ કમિટીના પ્રમુખ ચૂંટાયા. ૧૯૩૦માં સવિનયભંગની ચળવળમાં ભાગ લીધો અને પોતાની ધીકતી વકીલાત થોડા સમય માટે છોડી દીધી. તેમને પકડીને અનેક વખત કામ ચલાવવામાં આવ્યું છે. કરાચી મહાસભામાં તે વર્કિંગ કમિટીના સભ્ય ચૂંટાયા. ૪૮મી હિંદી રાષ્ટ્રીય મહાસભાની મુંબઈની બેઠકમાં સ્વાગત–પ્રમુખ હતા. ૧૯૩૫માં મુંબઈના મેયર ચૂંટાયા. અવિવાહિત છે.

**નવાઝ બેગમ–જહાનશાહ** : મુસલમાન. જન્મ એપ્રિલ ૧૮૯૬. સર મહમદ શફીનાં પુત્રી. ક્વીન મેરી કૉલેજ લાહોરમાં કેળવણી લીધી. ૧૯૨૭થી જગતના બનાવોમાં ભાગ લેવો શરૂ કર્યો. અખિલ હિંદ મુસ્લિમ લીગની કાઉન્સિલમાં સ્ત્રીજાતિના પહેલાં મુસલમાન પ્રતિનિધિ. ૧૯૩૦–૩૨માં ગોળમેજી પરિષદના સ્ત્રી–પ્રતિનિધિ. લાહોર મ્યુનિસિપલ કમિટીનાં પહેલા મુસ્લિમ સ્ત્રી–સભ્ય. જોઈન્ટ સિલેક્ટ કમિટીના સભ્ય. ૧૯૩૨માં રાષ્ટ્રસંઘે સહકાર્યકર્તા તરીકે આમંત્રણ આપ્યું હતું. રાષ્ટ્રીય સંરક્ષણ કમિટીના સભ્ય.

**નાટેસન–જી. એ.** : રાયબહાદુર. જન્મ ૧૮૭૪. જી. એ. નાટેસન કંપનીના માલિક. 'ઇન્ડિયન રિવ્યુ'ના અધિપતિ. મદ્રાસ યુનિવર્સિટીના ફેલો તથા મદ્રાસ કૉરપોરેશનના ૨૫ વર્ષથી સભ્ય. ૧૯૨૧–૨૫, ૧૯૨૭–૧૯૩૧, ૧૯૩૩માં રાજસભાના સરકારનિયુક્ત સભ્ય. હિંદના નેશનલ લિબરલ ફેડરેશનના જોડિયા મંત્રી. કલકત્તાના ટેરિફ બોર્ડના સભ્ય. ૧૯૩૩–૩૪.

**નાણાવટી–મણિલાલ બાલાભાઈ** : બી. એ. એલ. એલ. બી. (મુંબઈ) એમ. એ. (યુનાઇટેડ સ્ટેટ્સ અમેરિકા) રિઝર્વ બેંક ઑફ ઇન્ડિયાના ડેપ્યુટી ગવર્નર; જન્મ ૧૧ જાન્યુઆરી, ૧૮૭૭; ૧૯૦૪માં વડોદરા રાજ્યની નોકરીમાં દાખલ થયા અને રાજ્યમાં અનેક હોદ્દાઓ ભોગવ્યા; કારોબારી સભાના સભ્ય થયા, ૧૯૩૪–૩૫; અત્યારે રિઝર્વ બેંક ઑફ ઇન્ડિયાના ડેપ્યુટી ગવર્નર ૧૯૩૬.

**નાયડુ–મેજર કોટરી કનકૈયુ** : જન્મ ૧૮૯૫ના ઑક્ટોબરની ૩૧મી તારીખ; જગતના આગળ પડતા બેટ્સમેનમાંહેના એક. 'ઇંડિયન બ્રેડમેન'નો ખિતાબ મેળવ્યો છે. તેમની ક્રિકેટની શરૂઆતની પ્રવૃત્તિ નાગપુરની હિસ્લોપ કૉલેજિયટ હાઇસ્કૂલમાં થઈ. આ બાજુનું કેપ્ટનપદ તેમણે જરા મોડું લીધું અને તે જ સમયે મોદી ક્રિકેટ કલબની આગેવાની લીધી. ૧૯૧૬ થી તે મુંબઈની ચતુરંગી મેચમાં અગ્રણી ગણાય છે અને તે મેચોમાં ૧૦૦૦નો આંકડો મેળવનાર તે પહેલા હતા. આ ઉપરાંત તે મધ્યપ્રાંત તથા મદ્રાસ તરફથી રમ્યા છે અને વિઝિયાનગરમ્ ટીમ સાથે મુસાફરી કરી છે. ૧૯૩૧ માં હિંદી જીમખાનાની ટીમ તેમની આગેવાની હેઠળ ઇંગ્લંડ ગઈ અને ૧,૦૦૦થી વધારે રન કર્યા. બીજે વર્ષે અખિલ હિંદ પાર્ટી તરફથી તે ઇંગ્લંડ ગયા ત્યારે ત્યાંની પરિસ્થિતિથી તે સંપૂર્ણ રીતે વાકેફ હતાં. ઘણાખરા મેચોમાં કેપ્ટનની જવાબદારી તેમના પર પડતી અને તેમણે ૧૮૪૨ રનનો ફાળો નોંધાવ્યો, તેમાં ૬ સદીનો સમાવેશ થતો હતો. બોલર તરીકે તેમણે અસાધારણ કુશળતા બતાવી અને ૭૯ વિકેટ લીધી. તેમની કારકિર્દી દરમિયાન તેમણે ૧૦૦ સદી નોંધાવી છે. ઇંદોરના મહારાજા હોલકરના એ. ડી. સી. છે. હોકી, ટેનિસ, બોકિસંગ, ફૂટબોલ તથા બિલિયર્ડઝમાં તેમણે આગળ-પડતો ભાગ લીધો છે. નૃત્ય તેમનો પ્રિય વિષય છે.

**નાયડુ–મિસિસ સરોજિની** : બંગાળીહિંદુ. ઈ. સ. ૧૮૭૯ના ફેબ્રુઆરીમાં દક્ષિણ હૈદ્રાબાદમાં જન્મ. લંડન અને કેમ્બ્રિજમાં શિક્ષણ લીધું. મહાસભાના પહેલા હિંદી સ્ત્રી–પ્રમુખ. હિંદની સ્ત્રી–ચળવળના આગેવાન. દેશને માટે અનેક વખત જેલમાં ગયાં છે. હિંદી સરકારે દક્ષિણ આફ્રિકા મોકલેલ પ્રતિનિધિ–મંડળનાં એક સભ્ય, ૧૯૩૨. હૈદ્રાબાદમાં જળપ્રલય વખતે રાહત આપવા કરેલ કાર્ય

માટે શહેનશાહ એડવર્ડ કૈસરે હિંદનો સોનાનો ચાંદ આપ્યો હતો. મહાન કવિયિત્રી. તેનાં પુસ્તકોનાં અનેક ભાષામાં ભાષાંતર થયાં છે. 'બર્ડ ઑફ ટાઇમ' તથા 'ગોલ્ડન થ્રેશોલ્ડ' જેવાં અનેક પુસ્તકોનાં લેખક. ૧૯૩૧ની ગોળમેજી પરિષદનાં પ્રતિનિધિ. રૉયલ સોસાયટી ઑફ લિટરેચરનાં ફેલો (૧૯૧૪) રાષ્ટ્રીય મહાસભામાં ૧૯૧૫માં દાખલ થયાં. મહાત્મા ગાંધીનાં ચુસ્ત અનુયાયી. હિંદનાં એક પ્રસિદ્ધ સ્ત્રી.

**નાયર-રાઇટ ઑન. સર સી. માધવન** : જન્મ ૧૮૭૯; મદ્રાસની પાચય્પા તથા ક્રિશ્ચિયન કૉલેજોમાં, લંડનની યુનિવર્સિટી કૉલેજ તથા લંડનના મિડલ ટેંપલમાં શિક્ષણ લીધું. ૧૯૦૪માં બૅરિસ્ટર થયા. મદ્રાસ હાઈકોર્ટના જજ ૧૯૨૪-૧૯૩૯; રેલવે રેઇટસ એડવાઇઝરી કમિટીના પ્રમુખ ૧૯૪૦-૪૧; અત્યારે પ્રિવિ કાઉન્સિલના જ્યુડિશિયલ કમિટીના સભ્ય.

**નુરી-મહમદ યાસીન** : બી. એ. એલ-એલ. બી, બાર-ઍટ-લૉ; રજપૂતાનામાં બિયાવર ખાતે ૧૮૯૫ના નવેંબરની ૧૨મી તારીખે જન્મ; અલીગઢની એમ. એ. ઓ. કૉલેજમાં શિક્ષણ લીધું; અજમેર તથા બિયાવરમાં વકીલાત કરી. ૧૯૨૦થી ૭ વર્ષ સુધી બિયાવરની મ્યુનિસિપલ કમિટીના સભ્ય, છેલ્લાં ત્રણ વર્ષો ઉપ-પ્રમુખ; ૧૯૨૬માં ઇંગ્લંડ જઇ બૅરિસ્ટર થઇ આવ્યા. ઇંગ્લંડથી આવ્યા પછી અમદાવાદમાં આવી રહ્યા. ૧૯૩૨માં મુંબઈમાં ભરાયેલ અખિલ હિંદ મુસ્લિમ યુવક પરિષદના પ્રમુખ. મહાસભાની સવિનયભંગની ચળવળમાં સક્રિય ભાગ લીધો. મુસ્લિમ મતવિભાગ તરફથી મુંબઇની એસેમ્બ્લીમાં તે સ્વતંત્ર ઉમેદવાર તરીકે ચૂંટાયા અને મહાસભા સત્તા પર આવી ત્યારે બાંધકામખાતાના પ્રધાન તરીકે પ્રધાનમંડળમાં જોડાયા હતા.

**નૂન-મલિક સર ફિરોઝખાન** : નાઇટ; જન્મ ૧૮૯૩; લાહોરની એટકિસન ચીફ્સ કૉલેજમાં તથા ઑક્સફર્ડની વાડહામ કૉલેજમાં શિક્ષણ લીધું; બૅરિસ્ટર થયા; નવ વર્ષ વકીલાત કરી, પછી પંજાબ સરકારના પ્રધાન નિમાયા, ૧૯૨૭; ત્યાં ૧૯૩૬ સુધી રહ્યા; ૧૯૨૦થી પંજાબની ધારાસભાના ચૂંટાયેલ સભ્ય; કુશળ ગોળીબાજ છે; ગોલ્ફ અને ટેનિસ રમે છે; ૧૯૪૧ સુધી હિંદના હાઇ કમિશ્નર હતા. ત્યારબાદ વાઈસરૉયની કારોબારીના સભ્ય નીમાયા.

**નેહરુ-પંડિત જવાહરલાલ** : જન્મ ૧૮૮૯; હેરો સ્કૂલ તથા કેમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજમાં કેળવણી લીધી છે; એમ. એ., બૅરિસ્ટર-ઍટ-લૉ; અલ્લાહાબાદની હાઇકોર્ટના એડવોકેટ; હોમરૂલ લીગ માટે કામ કર્યું, ૧૯૧૭-૧૮; ૧૯૨૦માં સંયુક્ત પ્રાંતોની કિસાન-ચળવળમાં ભાગ લીધો; ૧૯૨૦માં અસહકારની ચળવળમાં જોડાયા અને વકીલાત છોડી દીધી; રાજકીય ગુના માટે અનેક વખત જેલમાં જઇ આવ્યા છે; અલ્લાહાબાદ મ્યુનિસિપાલીટીના પ્રમુખ, ૧૯૨૩-૨૫; અખિલ હિંદ મહાસભા-સમિતિના કેટલાંક વર્ષો સુધી સામાન્ય મંત્રી; ટ્રેડ યુનિયન કોંગ્રેસના પ્રમુખ, ૧૯૨૯; યુવક હિલચાલ સાથે ખૂબ જોડાયેલા છે; ૧૯૨૯માં લાહોર તથા ૧૯૩૬માં લખનૌ અને ફૈઝપુરની મહાસભાના પ્રમુખ; અનેક પુસ્તકો તથા નિબંધોના લેખક; તેમની આત્મકથાનું વેચાણ ખૂબ થાય છે; ૧૯૩૯માં હિંદના પ્રતિનિધિ તરીકે ચીનની મુલાકાત લીધી; હિંદ સંરક્ષણ કાયદા હેઠળ ૧૯૪૦માં ચાર વર્ષની સજા થઇ હતી પણ ૧૯૪૧માં છોડી મુકવામાં આવ્યા, પાછળથી નજરકેદ રાખવામાં આવ્યા છે.

**પટેલ-વલ્લભભાઇ સરદાર** : ૧૮૭૬માં નડિયાદમાં જન્મ; નડિયાદ હાઇસ્કૂલમાં કેળવણી લઇને ૧૮૯૭માં મૅટ્રિક થયા; ૧૯૦૧માં વકીલાતની પરીક્ષા પસાર કરી; પહેલાં પંચમહાલમાં તથા પાછળથી ખેડા તથા અમદાવાદ જિલ્લામાં વકીલાત શરૂ કરી; ૧૯૧૦માં બૅરિસ્ટર થવા ઇંગ્લંડ ગયા; ૧૯૧૨માં માન સહિત પરીક્ષા પસાર કરીને ૧૯૧૩માં બૅરિસ્ટર થયા; હિંદમાં આવીને

અમદાવાદમાં વકીલાતની શરૂઆત કરી, ફેબ્રુઆરી ૧૯૧૩; અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં દાખલ થયા, ૧૯૧૫; પહેલી ગુજરાત પ્રાંતિક પરિષદમાં મંત્રી થઇ જાહેરજીવનમાં ભાગ લેવાની શરૂઆત કરી, ૧૯૧૬; મહાત્મા ગાંધીજીની દોરવણી હેઠળ ખેડાની ના-કરની લડત ચલાવી, ૧૯૧૭; વકીલાત બંધ કરી, ગુજરાતમાં રૉલેટ કાયદા સામે ચળવળ શરૂ કરી; ખિલાફતની ચળવળમાં ભાગ લીધો; મહાસભાની અમદાવાદની બેઠકના સ્વાગત-પ્રમુખ; ગયા મહાસભામાં મહાસભાના સામાન્ય મંત્રી નિમાયા; ગુજરાત વિદ્યાપીઠ માટે દસ લાખ રુપિયા ભેગા કર્યા; નાગપુર રાષ્ટ્રધ્વજની લડતના આગેવાન; બોરસદની ના-કરની લડતમાં વિજયી થયા; અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ, ૧૯૨૩-૨૮; બારડોલી સત્યાગ્રહ શરૂ કરવા પ્રમુખપદનું રાજીનામું આપ્યું: બારડોલીની ઐતિહાસિક લડતના આગેવાન; ૧૯૨૮માં ગુજરાતમાં જળપ્રલય વખતે અદ્ભુત કાર્ય કરી બતાવ્યું; જાહેર અપીલ કરીને સંકટ-નિવારણ માટે લાખો રૂપિયા મેળવ્યા અને પ્રાંતિક મહાસભા સમિતિ મારફત એક કરોડ રૂપિયા ખર્ચવાની મુંબઇ સરકારને ફરજ પાડી; સવિનયભંગની ચળવળને અંગે અનેક વખત જેલમાં ગયા છે; ૧૯૩૧ની કરાચી મહાસભાના પ્રમુખ; ૧૯૩૨ના જાન્યુઆરીમાં ૧૮૧૮ના કાયદા હેઠળ ગાંધીજીની સાથે જેલમાં મોકલવામાં આવ્યા; તેમના ભાઇ વિઠ્ઠલભાઇ પટેલનું શબ મુંબઇ લાવવામાં આવ્યું ત્યારે શરતી છુટકારાની ના પાડી; ૧૯૩૪ના જુલાઇમાં છૂટયા પછી ધારાસભાની ચૂંટણીની વ્યવસ્થા સફળતાથી પાર ઉતારી; ૧૯૩૫માં બોરસદ તાલુકામાં પ્લેગ-વિરોધી ચળવળ ચલાવી પ્લેગને દૂર કર્યો; અખિલ હિંદ મહાસભા સમિતિ તથા કારોબારી સમિતિના સભ્ય; ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિના પ્રમુખ, ૧૯૧૯થી ૧૯૩૬; અખિલ હિંદ પાર્લમેંટરી બોર્ડના પ્રમુખ; અત્યારે જેલમાં છે.

**પરમાનંદ-ભાઇ** : દયાનંદ એંગ્લો-વેદિક કૉલેજમાં કેળવણી લઇ એમ. એ. ની ડિગ્રી લીધી અને કૉલેજમાં પ્રોફેસર તરીકે જોડાયા. આર્યસમાજના પ્રચારક તરીકે ૧૯૦૫માં દક્ષિણ આફ્રિકા ગયા. ૧૯૦૮માં પાછા આવ્યા બાદ ૧૯૦૯માં રાજદ્વારી શંકા આવતાં તેમને પકડવામાં આવ્યા અને ત્રણ વર્ષ સુધી તેમના પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. તે ૧૯૧૦માં હિંદ છોડી ગયા અને બ્રિટિશ સંસ્થાનો તથા દક્ષિણ અમેરિકાની મુલાકાતે ગયા અને ૧૯૧૩માં હિંદ પાછા ફર્યા. અમેરિકાના ગદર પક્ષના સભ્ય હોવાનો તેમના પર વહેમ આવતાં ૧૯૧૪માં તેમને પકડવામાં આવ્યા. ખાસ ટ્રિબ્યુનલ મારફત તેમની તપાસ ચાલતાં તેમને દેહાંતદંડની શિક્ષા ફરમાવવામાં આવી; પાછળથી સજા ઘટાડીને જિંદગીપર્યંત દેશનિકાલની સજા કરવામાં આવી. તેમને આંદામાન મોકલવામાં આવ્યા, પરંતુ બે મહિનાની ભૂખમરાની હડતાલને અંગે ૧૯૨૦માં છોડી મૂકવામાં આવ્યા. આવીને મહાસભા તથા અસહકારની ચળવળમાં દાખલ થયા અને લાહોરની નેશનલ કૉલેજના પ્રિન્સિપાલ થયા. હિંદુઓને થતા અન્યાયને અંગે મહાસભાનો ત્યાગ કરી હિંદુ મહાસભામાં દાખલ થયા અને સંગઠન-ચળવળ શરૂ કરી. ૧૯૩૧માં બિનવિરોધે તથા ૧૯૩૧માં મહાસભાના વિરોધ છતાં મોટી બહુમતીએ મધ્યસ્થ ધારાસભામાં ચૂંટાયા. અખિલ હિંદ હિંદુ મહાસભાના ૧૯૩૪માં પ્રમુખ ચૂંટાયા. અત્યારે ૬૬ વર્ષની ઉંમરના છે.

**પરિખ-નરહરિ દ્વારકાદાસ** : બી. એ. એલ. એલ. બી. ગુજરાત વિદ્યાપીઠના રજિસ્ટ્રાર અને સાબરમતી હરિજન આશ્રમના વ્યવસ્થાપક. જન્મ ૧૮૯૧ ઑકટો. ૭. ૧૯૧૩માં એલ. એલ. બી. થયા પછી ત્રણ વર્ષ અમદાવાદમાં વકીલાત કરી. ૧૯૧૭માં સત્યાગ્રહ આશ્રમમાં પોતે સ્થાપેલ રાષ્ટ્રીય શાળાના શિક્ષક તરીકે કામ કર્યું. ચંપારણમાં ગયા, ૧૯૧૮. ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા,

૧૯૨૩. ૧૯૨૨ સુધી ગુજરાતીના પ્રોફેસર તરીકે કામ કર્યું. રચનાત્મક કાર્ય માટે બારડોલી તાલુકાના સરભણુ ગામમાં જઈ બેઠા, ૧૯૨૨–૨૬. સુરતની રાષ્ટ્રીય શાળાના પ્રિન્સિપાલ, ૧૯૨૬–૨૭. ગુજરાત જળપ્રલય સંકટનિવારણુમાં કામ કર્યું, ૧૯૨૭–૨૮. ગુજરાત વિદ્યાપીઠમાં 'મહામાત્ર' (રજિસ્ટ્રાર) તરીકે ફરીથી જોડાયા અને ગુજરાતી તથા અર્થશાસ્ત્રના પ્રોફેસર તરીકે કામ કર્યું. ૧૯૨૮. બ્રુમફિલ્ડ અને મૅકસવેલની બનેલ જમીન–મહેસૂલ તપાસકમિટી સમક્ષ બારડોલીના ખેડુતોનો કેસ રજૂ કર્યો, ૧૯૨૮–૨૯. ધરાસણાની મીઠાની ધાડના અગ્રણી, મે ૧૯૩૦. તેમાં ઘાયલ થયા ને એક વર્ષની સજા થઇ. વળી ૧૯૩૨ની શરૂઆતમાં નજરકેદી તરીકે પકડાયા અને એક વર્ષની સજા થઇ. ફરીથી અઢી વર્ષની સજા થઇ, ૧૯૩૩. ૧૯૩૪ના જુલાઇમાં છૂટા થયા. ત્યારથી ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર તથા સાબરમતીના હરિજન આશ્રમના વ્યવસ્થાપક તરીકે કામ કરે છે. ઘણાં પુસ્તકોના લેખક.

**પંડિત–મિસિસ વિજ્યાલક્ષ્મી** : પંડિત જવાહરલાલ નેહરુનાં બેન. સંયુક્ત પ્રાંતનાં સ્ત્રી–પ્રધાન હતાં. હિંદભરમાં પણ પહેલાં સ્ત્રી–પ્રધાન. ચુસ્ત રાષ્ટ્રવાદી હોઇ ૧૯૩૦ તથા ૧૯૩૨માં મહાસભામાં સક્રિય ભાગ લીધો હતો. અલ્લાહાબાદમાં સ્ત્રી–સ્વયંસેવિકાઓની યોજના કરી અને ચળવળ દરમિયાન પિકેટિંગ કર્યું. ૧૯૩૦ તથા ૧૯૩૨ની ચળવળ વખતે તેમને બે વખત કેદમાં પૂરવામાં આવ્યાં હતાં. સંયુક્ત પ્રાંતના પ્રધાનમંડળના પહેલાં સ્ત્રી–પ્રધાન હોઇને હિંદમાં પહેલાં સ્ત્રી–પ્રધાન હોવાનું માન ધરાવતાં હતાં.

**પંત—પંડિત ગોવિંદ વલ્લભ** : યુક્તપ્રાંતની ધારાસભામાં મહાસભા–પક્ષના નેતા અને પછી તે પ્રાંતના વડાપ્રધાન. છ વર્ષ સુધી યુક્તપ્રાંતની ધારાસભામાં સ્વરાજપક્ષના આગેવાન હતા. ૧૯૨૧ની અસહકારની ચળવળમાં ભાગ લીધો. ૧૯૩૦ની સત્યાગ્રહની હિલચાલમાં સક્રિય ભાગ લીધો. ૧૯૩૫માં મધ્યસ્થ ધારાસભામાં ચૂંટાયા. તે હોશિયાર વકીલ છે, પણ રાજકારણમાં સક્રિય ભાગ લેતા હોવાથી વકીલાતમાં પૈસા મેળવી શકયા નથી; આત્મત્યાગને અંગે તે સદા ગરીબ જ રહ્યા છે અને શિસ્તપાલનના તેમના પ્રેમને અંગે મહાસભાની હિલચાલમાં તે મોખરે રહ્યા છે. સંયુક્તપ્રાંતના મહાસભાના પ્રધાનમંડળમાં મુખ્ય પ્રધાન હતા.

**પાણિકર–મેજર સરદાર કે. કે.** : જન્મ ૧૮૯૫. મદ્રાસની ક્રિશ્ચિયન કૉલેજ તથા ઑકસફર્ડની ક્રાઇસ્ટ કૉલેજમાં કેળવણી લીધી; ઑકસફર્ડથી આવતાં એમ. એ. ઓ. કૉલેજમાં ઇતિહાસ તથા રાજકીય વિજ્ઞાનના પ્રોફેસર તરીકે નિમાયા; પાછળથી મુસ્લિમ યુનિવર્સિટીમાં નિમાયા; ૧૯૨૨માં જગ્યાનું રાજીનામું આપી મદ્રાસના 'સ્વરાજ્ય' પત્રના પહેલા તંત્રી થયા, પાછળથી દિલ્લીના 'હિંદુસ્તાન ટાઇમ્સ'ના તંત્રી થયા; 'દેશી રાજ્યો તથા હિંદી સરકાર' નામક તેમના પુસ્તકની પ્રસિદ્ધિથી દેશી રાજ્યોના રાજકારણમાં તે આગળપડતા થયા અને કાસ્મીર રાજ્યની નોકરીમાં જોડાવાનું તેમને આમંત્રણ મળ્યું. હિંદી નરેન્દ્રમંડળના ચાન્સેલરના મંત્રી; તે હોદ્દાની રૂએ જુદી જુદી ગોળમેજી પરિષદમાં અનેક પ્રતિનિધિમંડળના મંત્રી હતા; ૧૯૩૦માં પતિયાળાના મહારાજાના વિદેશમંત્રી નિમાયા. ૧૯૩૯માં બિકાનેર રાજ્યના પ્રધાન નિમાયા.

**પુરુષોત્તમદાસ ઠાકુરદાસ** : સી. આઇ. ઇ., એમ. બી. ઇ. ૧૮૮૧ના મેની ૩૦મીએ જન્મ; એલ્ફિન્સ્ટન કૉલેજમાં કેળવણી લીધી; ૧૯૦૨માં નારણદાસ રાજારામની પ્રખ્યાત પેઢીમાં દાખલ થયા, પાછળથી તેમાં મુખ્ય ભાગીદાર થયા બહુ જ થોડા સમયમાં આ યુવાનને દેશના જાહેરજીવનમાં ભાગ ભજવવાનો આવ્યો. ૧૯૨૦માં તે મુંબઇના શેરિફ થયા અને ૧૯૩૨માં તેમને કાઉન્સિલ ઑફ

સ્ટેટના સભ્ય નિમવામાં આવ્યા. ઈંચકેપ કાપકૂપ કમિટીમાં પણ સભ્ય નિમવામાં આવ્યા. ત્યારપછીના વર્ષમાં હિંદી વેપારી મંડળી તરફથી વડી ધારાસભામાં તેમને ચૂંટી કાઢવામાં આવ્યા. ૧૯૨૪માં તે નાઇટ થયા. 'ઇન્ડિયન મર્ચન્ટસ ચેમ્બર'ના તે ત્રણ વખત પ્રમુખ હતા. ઇન્ડિયન ચેમ્બર ઓફ કોમર્સના પણ પ્રમુખ હતા. ચલણ તથા હૂંડિયામણના શાહી કમિશનના સભ્ય. ઇન્ડિયન સેન્ટ્રલ બેન્કિંગ એન્કવાયરી કમિટીના ઉપપ્રમુખ.

**પ્રકાશમ–ટી.** : બાર–એટ–લૉ. આગેવાન અસહકારી. અસહકારની ચળવળને અંગે ધીકતી પ્રૅક્ટિસ છોડી દીધી. ૧૯૨૬માં વડી ધારાસભાના સભ્ય. ૧૯૩૦માં તે જગ્યાનું રાજીનામું આપ્યું. અનેક વખત કેદ પકડાયા છે. મદ્રાસમાં મહાસભાના પ્રધાનમંડળમાં પ્રધાન હતા.

**પ્રાંજપે–આર. પી.** : જન્મ ૧૮૭૬ના ફેબ્રુઆરી ૬. એમ. એ. (કેન્ટબ) ડી. એસ. સી. (ઓનર્સ, કલકત્તા). લખનૌ યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર. પૂનાની ફર્ગ્યુસન કૉલેજ તથા કેમ્બ્રિજની સેંટ જહૉન્સ કૉલેજમાં કેળવણી લીધી. ૧૮૯૯માં કેમ્બ્રિજમાં સિનિયર રેંગ્લર; ૧૯૦૨–૨૬ ફર્ગ્યુસન કૉલેજના પ્રિન્સિપાલ અને પ્રોફેસર; ૧૯૨૧–૨૩ અને ૧૯૨૯માં મુંબઇમાં કેળવણીખાતાના પ્રધાન; ઇન્ડિયન નેશનલ ફેડરેશનના પ્રમુખ; ૧૯૦૫–૨૭ મુંબઈ યુનિવર્સિટીના ફેલો; ૧૯૧૩–૧૬ મુંબઇની ધારાસભાના સભ્ય; ૧૯૨૭–૩૨ ઇન્ડિયા કાઉન્સિલના સભ્ય.

**ફઝલુલ હક–એ. કે.** : જન્મ ઑકટોબર, ૧૮૭૩. બારીસાલ તથા કલકત્તામાં કેળવણી લીધી છે. કલકત્તામાં હાઇકોર્ટમાં વકીલાત શરૂ કરી, પરંતુ ડેપ્યુટી મૅજિસ્ટ્રેટ તરીકે નિમણૂક થઈ. ત્યારબાદ જગ્યાનું રાજીનામું આપીને ફરીથી હાઇકોર્ટમાં દાખલ થયા. પાછળથી બંગાળાની ધારાસભામાં ચૂંટાયા. ૧૯૧૪માં હિંદી રાષ્ટ્રીય મહાસભામાં દાખલ થયા. અખિલ હિંદ મુસ્લિમ લીગમાં પણ સક્રિય ભાગ લેતા હતા. ૧૯૨૪માં બંગાળાના પ્રધાન નિમાયા, પરંતુ તેજ વર્ષમાં રાજીનામું આપવું પડયું. પહેલી તથા બીજી ગોળમેજી પરિષદમાં પ્રતિનિધિ તરીકે ગયા. ૧૯૩૪માં વડી ધારાસભામાં તે ચૂંટાયા અને તે પછીના વર્ષમાં કલકત્તાના મેયર નિમાયા. બંગાળના પ્રજાકીય પક્ષના નેતા. સંયુક્ત પક્ષની સરકાર હેઠળ બંગાળાના વડા પ્રધાન હતા પરંતુ 'પ્રોગેસીવ કોએલીશન' પાર્ટીની સ્થાપના કરી ૧૯૪૧માં નવું પ્રધાનમંડળ સ્થાપ્યું. ૧૯૪૩માં ફરજીયાત રાજીનામું આપવું પડયું.

**બાજપાઇ–સર જી. એસ.** : જન્મ ૧૮૯૧. અલ્લાહાબાદમાં તથા ઓકસફર્ડની મેસ્ટન કૉલેજમાં કેળવણી લીધી. ૧૯૧૫માં આઇ. સી. એસ. નિયુક્ત થયા. હિંદી સનંદી નોકરીના સભ્ય (૧૯૧૫). હિંદી સરકારના કેળવણીખાતાના મંત્રી. કેનેડા, ઑસ્ટ્રેલિયા અને ન્યુઝીલંડમાં હિંદીઓની સ્થિતિ તપાસવા ડેપ્યુટેશનમાં ગયા હતા. ૧૯૨૫–૨૬ના દક્ષિણ આફ્રિકાના પ્રતિનિધિમંડળના મંત્રી. ૧૯૨૯–૩૦ ના જીનિવાના હિંદી પ્રતિનિધિમંડળના રહસ્યમંત્રી. ગોળમેજીપરિષદના બ્રિટિશ હિંદ પ્રતિનિધિમંડળના જોઇન્ટ સેક્રેટરી. વાઇસરૉયની કારોબારી સભાના કામચલાઉ સભ્ય, ૧૯૩૫-૩૬. અત્યારે યુનાઇટેડ સ્ટેટસમાં હિંદી સરકારના એજન્ટ જનરલ.

**બિરલા–ઘનશ્યામદાસ** : જયપુર રાજ્યમાં ૧૮૯૧માં જન્મ. બિરલા જ્યુટ મિલ્સના મેનેજીંગ ડિરેકટર. આખા હિંદમાં તેમની રૂની મિલો, સાકરના કારખાનાં તથા જમીનદારી છે. વડી ધારાસભાના સભ્ય. કલકત્તાના હિંદી વેપારી મંડળના પ્રમુખ, ૧૯૨૪. ફેડરેશન ઓફ ઇન્ડિયન ચેમ્બરના પ્રમુખ ૧૯૨૯. હિંદી ફિસ્કલ કમિશનના સભ્ય. મજૂરો માટેના શાહી કમિશનના સભ્ય, ૧૯૩૦. જીનિવાની આંતરરાષ્ટ્રીય મજુરપરિષદમાં પ્રતિનિધિ, ૧૯૨૭. બીજી ગોળમેજી પરિષદનો સભ્ય. ખૂબ પ્રવાસ કર્યો છે. અખિલ હિંદ હરિજન સેવક સંઘના પ્રમુખ.

**બિયાણી-બ્રિજલાલ** : જન્મ ૧૮૯૬. નાગપુરની મોરિસ કૉલેજમાંથી ગ્રેજ્યુએટ થયા. નાગપુર મહાસભા વખતે વકીલાત છોડી દીધી. સત્યાગ્રહની લડત દરમિયાન ૧૯૩૦ના જુલાઈની ૧૪મીએ તથા ૧૯૩૧ના જાન્યુઆરીની ૨૬મી તારીખે જેલમાં ગયા. ૧૯૨૬માં મધ્યપ્રાંતની ધારાસભામાં સ્વરાજ્ય-પક્ષના સભ્ય. વિદર્ભ મહાસભાના ૬ વર્ષ સુધી પ્રમુખ. સફળ ધંધાદારી. હિંમતવાન. જાહેરજીવનના કાર્યકર્તા. અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય. અત્યારે વડી ધારાસભાના સભ્ય. હિંદ સંરક્ષણ કાયદા હેઠળ ૧૯૪૦માં જેલમાં મોકલવામાં આવ્યા.

**બેવુર, સર ગુરુનાથ વેંકટેશ** : નાઈટ, સી. આઇ. ઈ; આઈ. સી. એસ. બિજાપુર પ્રાંતમાં ૧૮૮૮ના નવેમ્બરની ૨૦મી તારીખે જન્મ; પૂનાના ડેક્કન કૉલેજમાંથી વિજ્ઞાનના ગ્રેજ્યુએટ થયા. ૧૯૦૯માં ઇંગ્લંડ ગયા અને કેમ્બ્રિજ યુનિવર્સિટીમાંથી વિજ્ઞાનની ડીગ્રી પહેલા વર્ગમાં લીધી. ૧૯૧૧માં સનંદી નોકરીની પરીક્ષામાં પસાર થયા, અને અગીઆર વર્ષ સુધી મધ્યપ્રાંત અને વરાડમાં નોકરી કરી. ૧૯૨૨માં બિહાર અને ઓરીસાના પોસ્ટમાસ્તર જનરલ નીમાયા. ૧૯૩૪માં તે ખાતાના ડિરેક્ટર-જનરલ નીમાયા. ૧૯૨૭માં હેગ ખાતે મળેલ પહેલી હવાઈ ટપાલ પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે ગયા હતા અને લંડનમાં મળેલી યુનિવર્સલ પોસ્ટલ કોંગ્રેસમાં પણ હાજરી આપી સરતા ટેલિફોન કોલ, મુબારકબાદીના સંદેશા, પોસ્ટલઓર્ડરો, ચિત્રયુક્ત ટીકિટો વગેરે ઘણી નવી સગવડો દાખલ કરી. નિવૃત્ત થયા પછી સંરક્ષણખાતાના વધારાનાં મંત્રી તરીકે નીમાયા છે.

**બોઝ-શરતચંદ્ર** : ૧૮૮૯માં જન્મ. કટકની રેવન્શો કૉલેજ તથા કલકત્તાની પ્રેસિડન્સી કૉલેજમાં શિક્ષણ લીધું છે. ૧૯૦૮માં એમ. એ. તથા ૧૯૧૧માં બી. એલ. થયા. ૧૯૧૩માં ઇંગ્લંડમાં બૅરિસ્ટર થયા. ૧૯૨૪થી ૧૯૩૨ સુધી કલકત્તા શહેરના એલ્ડરમૅન. ૧૯૩૩માં હિંદની વડી ધારા-સભામાં સભ્ય ચૂંટાયા. બંગાળ પ્રાંતિક સમિતિના પ્રમુખ. ૧૮૧૮ના ત્રીજા કાયદા હેઠળ વર્ષો સુધી નજરકેદ હતા. ૧૯૩૭માં બંગાળાની ધારાસભાના સભ્ય ચૂંટાયા. ત્યાં વિરોધ પક્ષના નેતા થયા. બહોળી વકીલાત ચાલે છે. હિંદ સંરક્ષણ કાયદા હેઠળ ૧૯૪૧માં ફરીથી ગિરફતાર કરવામાં આવ્યા.

**બોઝ-સુભાષચંદ્ર** : જન્મ ૧૮૯૭. પ્રેસિડન્સી કૉલેજ યુનિયનના મંત્રી, ૧૯૧૩-૧૪. બી. એ; ૧૯૧૯ (પ્રથમ વર્ગ, તત્ત્વજ્ઞાનમાં બીજા)માં સ્કૉટિશ ચર્ચ કૉલેજમાંથી થયા. ૧૯૧૯-૨૧ કેમ્બ્રિજમાં અભ્યાસ. ૧૯૨૦માં સનંદી નોકરોની પરીક્ષામાં ચોથે નંબરે ઉત્તીર્ણ થયા. અંગ્રેજી લખાણમાં પહેલા આવ્યા. બી. એ. (કેન્ટબ), ૧૯૨૧. લંડનમાં જ સનંદી નોકરીમાંથી રાજીનામું આપ્યું. ૧૯૨૨માં ઉત્તર બંગાળાના પૂર વખતે રાહતકાર્ય તેમની દેખરેખ નીચે હતું. ૧૯૨૩માં 'ફૉરવર્ડ'ના મેનેજર. ૧૯૨૪માં કલકત્તા કૉરપોરેશનના ચીફ એક્ઝિક્યુટીવ ઑફિસર. સ્વ. દેશબંધુ દાસના જમણા હાથ. યુવાન રાજનીતિજ્ઞ પુરુષોમાં કદાચ પહેલા. બંગાળામાં મહાસભાના નેતા. અનેક વાર નજરકેદ થયા છે તથા જેલમાં ગયા છે. યુરોપ જવાની શરતે ખરાબ તબિયતને લઈ છોડી મૂકવામાં આવ્યા. ૧૯૩૪ના ડિસેંબરમાં હિંદમાં પાછા ફર્યા અને ઘરમાં નજરકેદ રાખવામાં આવ્યા. ફરીથી યુરોપ ગયા અને દેશમાં આવતાં ફરીથી નજરકેદ થયા. હિંદની રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ, ૧૯૩૮-૩૯. ફરીથી પ્રમુખ તરીકે ચૂંટણી થઈ, ૧૯૩૯; પરંતુ પાછળથી મહાસભાના મોવડીઓ સાથે મતભેદ પડતાં રાજીનામું આપ્યું. મહાસભા વિરુદ્ધ સભાઓ ભરતાં મહાસભામાં કોઈ પણ હોદ્દાને માટે નાલાયક ઠરાવવામાં આવ્યા. અવિવાહિત છે. મહાસભાની અંદર 'ફૉરવર્ડ બ્લૉક'ની સ્થાપના કરી છે. ૧૯૪૧માં અદૃશ્ય થઈ ગયા.

**બ્રેલ્વી—સૈયદ અબ્દુલ્લા** : એમ. એ. એલ. એલ. બી. 'ધી બોમ્બે ક્રોનિકલ'ના તંત્રી. જન્મ ૧૮૯૧; એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી ગ્રેજ્યુએટ થયા, ૧૯૧૦–૧૧; ૧૯૧૫ના એપ્રિલમાં 'ક્રોનિકલ'ના સ્ટાફમાં અગ્રલેખ લખનાર તરીકે જોડાયા. જુનિયર આસિ. અધિપતિ, ૧૯૧૭; સિનિયર આસિ. અધિપતિ, ૧૯૧૮; ૧૯૧૯ના એપ્રિલમાં મિ. હૉર્નિમેનને દેશનિકાલ કરતાં અધિપતિ તરીકે ૧૯૨૦ ના સપ્ટેંબર સુધી કામ કર્યું; સ્વ. માર્માડ્યુક પિકથોલ સાથે જોડિયા અધિપતિ તરીકે કામ કર્યું, ૧૯૨૦–૨૪; ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટીના સભ્ય. ૧૯૩૦માં વર્કિંગ કમિટીના કામચલાઉ સભ્ય. સવિનયભંગની હિલચાલ સંબંધમાં ૧૯૩૦ના નવેંબર માસમાં કેદ પકડાયા અને ૧૯૩૧ના જાન્યુઆરીની ૨૬મી તારીખે વર્કિંગ કમિટીના બીજા સભ્યો સાથે તે પણ છૂટા થયા. રાષ્ટ્રીય મુસ્લિમ પક્ષની વર્કિંગ કમિટીના સભ્ય; ૧૯૩૨ના જાન્યુ.ની ૬ ઠ્ઠી તારીખે મહાસભાના નેતાઓ સાથે પકડાયા ને બે વર્ષની સખત સજા થઈ; ૧૯૩૩ના ઑકટો. ૭મી તારીખે છૂટયા. 'સોશિયલ સર્વિસ' ત્રિમાસિકના તંત્રીમંડળના સભ્ય.

**ભટનાગર, સર શાંતિસ્વરુપ** : ઓ. બી. ડી. એસ. સી. (લંડન) ૧૯૨૪થી પંજાબ યુનિવર્સિટીમાં, યુનિવર્સિટી કેમીકલ લેબોરેટરીઝના ડીરેક્ટર. જન્મ ૧૮૯૫; હિંદુ યુનિવર્સિટીમાં રસાયણના યુનિવર્સિટી પ્રોફેસર ૧૯૨૧–૨૪. ૧૯૨૮ તથા ૧૯૩૮ની હિંદી વિજ્ઞાન પરિષદના વિભાગી પ્રમુખ; લાહોર, લંડન અને બર્લિન ખાતે કેળવણી લીધી છે; લંડનની કેમિકલ સોસાયટીના ફેલો; અત્યારે ઔદ્યોગિક તથા વૈજ્ઞાનિક સંશોધનની બોર્ડના પ્રમુખ.

**ભાભા, ડૉ. હોમી. જે.** જન્મ ૩૦ ઑકટોબર ૧૯૦૯; મુંબઇની ઉજ્જવળ કારકીર્દી પછી સત્તર વર્ષની નાની ઉમરે કેમ્બ્રિજ મોકલવામાં આવ્યા. પહેલા વર્ષની અંતે 'ગણિતશાસ્ત્રનો ટ્રિપો' મેળવ્યો. ૧૯૩૦માં ગ્રેજ્યુએટ થયા પછી, પદાર્થવિજ્ઞાન લેવાનું નક્કી કર્યું અને ૧૯૩૨માં ટ્રિનિટી કૉલેજમાંથી રુઝ-બૉલ મુસાફરીની શિષ્યવૃત્તિ મેળવી રોમમાં ૧૯૩૩–૩૪માં પ્રખ્યાત પ્રોફેસર ઇ. ફર્મીના હાથ હેઠળ તથા યુટ્રેક્ટમાં પ્રો. એચ. એચ. ક્રેમરના હાથ હેઠળ કામ કર્યું. ૧૯૩૬–૩૭માં કોપન હેગનમાં આવેલા 'થીઓરેટીકલ ફીઝીકસના ઇન્સ્ટિટયુટ'માં પાંચ મહિના ગાળ્યા. ૧૯૩૫માં ત્રણ વર્ષ માટે સર આઇઝેક ન્યુટન શિષ્યવૃત્તિ આપવામાં આવી. ૧૯૩૫થી ૧૯૩૯ સુધી કેમ્બ્રિજમાં જુદા જુદા વિષયો પર ભાષણો આપ્યાં. અત્યારે Cosmic Rays વિષે બેંગ્લોરના સાયન્સ ઇન્સ્ટિટયુટમાં કામ કરી રહ્યા છે. ૧૯૪૧માં રૉયલ સોસાયટીના ફેલો તરીકે ચૂંટણી થઈ.

**મનોહરલાલ** : જન્મ ૧૮૭૯. પંજાબ વિશ્વવિદ્યાલયમાં શિક્ષણ લીધું છે; કૉબ્ડન સ્કૉલર, કેમ્બ્રિજ. ૧૯૦૯–૧૨માં કલકત્તા વિશ્વવિદ્યાલયમાં અર્થશાસ્ત્રના મિન્ટો પ્રોફેસર. પંજાબની ધારાસભાના સભ્ય. ૧૯૨૭–૩૦માં પંજાબના કેળવણીખાતાના પ્રધાન. અત્યારે પંજાબમાં નાણાખાતાના પ્રધાન.

**મથુરાદાસ ત્રીકમજી** : ૧૯૧૪માં દક્ષિણ આફ્રિકાથી આવીને મહાત્મા ગાંધી સાથે જોડાયા. કેટલાક પ્રસંગોએ તેમના મંત્રી તરીકે કામ કર્યું. તિલક-ફંડના ખજાનચી તથા મંત્રી. સત્યાગ્રહ તથા સવિનયભંગની હિલચાલમાં ભાગ લેતાં વર્ષો સુધી કારાવાસમાં રહ્યા છે. ૧૯૩૩માં કેદમાંથી છૂટયા પછી ઘણોખરો સમય હરિજન-ઉદ્ધારની પ્રવૃત્તિમાં ગાળે છે. ૧૯૩૫માં મુંબઇ મ્યુનિસિપલ કૉરપોરેશનમાં દાખલ થયા. મ્યુનિસિપાલિટીમાં મહાસભા-પક્ષના આગેવાન. ૧૯૪૦–૪૧ના મુંબઇના મેયર.

**મર્ચન્ટ–વી. એમ.** : ૧૯૧૧ના ઑક્ટોબરની ૧૨મી તારીખે જન્મ. મુંબઇમાં માત્ર બાર વર્ષની ઉંમરે પોતાની ભર્ડા હાઇસ્કૂલ વતી રમ્યા. ૧૪ વર્ષની ઉંમરે પહેલી સદી નોંધાવી. ૧૯૨૮માં ૫૦૦ રન કર્યા અને ૧૯૨૯માં મુંબઇ યુનિવર્સિટી તરફથી પંજાબ યુનિવર્સિટી સામે રમતાં એ સદી નોંધાવી. ૧૯૩૩માં કુલ ૧૭૦૦ રન કર્યા જેમાં મુંબઇની ચાર સદીનો સમાવેશ થાય છે. જાર્ડિનની એમ. સી. સી. સામેની ત્રણે ટેસ્ટ મેચોમાં તેમની પસંદગી કરવામાં આવી હતી. ૧૯૩૬માં હિંદી ટીમ ઇંગ્લેંડ ગઇ તેમાં તે ખૂબ આગળ પડતા હતા અને શરૂઆતના દાવ લેનાર તરીકે તેમની સર્વત્ર પ્રશંસા કરવામાં આવી હતી. હિંદની બેટિંગની સરેરાશમાં તે પહેલા આવ્યા. ૩૮ ઇનિંગ્ઝમાં તેમના સરેરાશ રન ૫૩.૯૦ હતા. હિંદમાં લૉર્ડ ટેનિસન સાથે રમવામાં આવેલ મેચોમાં તે કેપ્ટન હતા.

**મહમદ–ડૉ. સૈયદ** : જન્મ ૧૮૮૫. બૅરિસ્ટર તથા પી. એચ. ડી. ૧૯૨૧માં મહાસભામાં દાખલ થયા. રાજદ્રોહ માટે સજા પામ્યા. સેન્ટ્રલ ખિલાફત કમિટીના મંત્રી. મહાસભાના જનરલ સેક્રેટરી. ૧૯૩૦માં બીજી વખત જેલમાં ગયા. બિહાર ધરતીકંપનિવારણમાં અગ્રગણ્ય ભાગ લીધો. મહાસભાવાદી સરકારમાં કેળવણીખાતાના પ્રધાન હતા. નિરક્ષરતા સામે જેહાદ જગાડવા માટે પ્રસિદ્ધિ પામ્યા છે.

**મહેતા–જમનાદાસ** : એમ. એ. એલ. એલ. બી., બૅરિસ્ટર. જન્મ ૧૮૮૦. મુંબઇની મ્યુનિસિપલ કૉરપોરેશનના સભ્ય. ૧૯૨૩–૨૯ વડી ધારાસભાના સભ્ય. અખિલ હિંદ ફેડરેશનના પ્રમુખ. મુંબઇ કૉંગ્રેસ કમિટીના પ્રમુખ, ૧૯૨૯–૩૦. અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય, ૧૯૨૧–૩૧. નેશનલ ટ્રેડ યુનિયન ફેડરેશનના પ્રમુખ, ૧૯૩૩–૩૫. ૧૯૩૪ની આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદમાં કામદારોના પ્રતિનિધિ. મુંબઇના મેયર ૧૯૩૬. ૧૯૩૭માં મુંબઇના કામચલાઉ પ્રધાનમંડળમાં મહેસૂલી પ્રધાન હતા. અત્યારે રાષ્ટ્રીયસંરક્ષણખાતાના સભ્ય.

**મહેતા–સર હોમી** : ૧૮૭૧માં મુંબઇમાં જન્મ. વણાટની જુદી જુદી શાખાઓનો અભ્યાસ કરવા ઇંગ્લંડ ગયા હતા. ત્યાંથી આવીને ધંધામાં પડયા. અને છેવટે એમ. મહેતાની કું.ની સ્થાપના કરી. અનેક મિલો સાથે સંબંધ ધરાવે છે. ૧૯૩૦માં કાઉન્સિલ ઑફ સ્ટેટના સભ્ય ચૂંટાયા, તે જ સાલમાં નાઇટ થયા. રાષ્ટ્રસંઘમાં તથા આંતરરાષ્ટ્રીય મજૂર–પરિષદમાં હિંદના પ્રતિનિધિ. રીઝર્વ બેંકના ડિરેક્ટર. ચુનંદા ખેલાડી. ગોલ્ફ રમવાનો તથા નૃત્યનો શોખ ધરાવે છે.

**માલવીય–પંડિત મદનમોહન** : બી. એ. એલ. એલ. બી. બનારસ હિંદુ યુનિવર્સિટીના વાઇસ–ચેન્સેલર; જન્મ ૧૮૬૧ના ડિસેંબર ૨૫; અલ્લાહાબાદની સેન્ટ્રલ કૉલેજમાં કેળવણી લઇ ૧૮૮૩માં ગ્રેજ્યુએટ થયા; ૧૮૮૭ સુધી સરકારી હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યું; 'હિંદુસ્તાન' અને 'ઇન્ડિયન યુનિયન'નું તંત્રીપદ સંભાળ્યું; 'હિંદુસ્તાન' ચલાવતાં કાયદાનો અભ્યાસ કર્યો અને ૧૮૯૧માં એલ. એલ. બી. થયા; ૧૮૯૩માં હાઇકોર્ટ પ્લીડર; ૧૯૦૨–૧૨ પ્રાંતિક ધારાસભાના સભ્ય; સંયુક્ત પ્રાંતની પ્રાંતિક પરિષદના પ્રમુખ, ૧૯૦૮; હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ, ૧૯૦૯, ૧૯૧૮, ૧૯૩૨, ૧૯૩૩; અખિલ હિંદ સનાતન ધર્મ મહાસભાના પ્રમુખ; અખિલ હિંદ હિંદુ મહાસભાના ત્રણ વખત પ્રમુખ; અલ્લાહાબાદ સેવાસમિતિના પ્રમુખ; શાહી વડી ધારાસભાના સભ્ય, ૧૯૧૦–૧૯; રૉલેટ કાયદા સામે વિરોધ દર્શાવવા રાજીનામું આપ્યું; ઔદ્યોગિક કમિશનના સભ્ય, ૧૯૧૬–૧૮; લઘુમતી રિપોર્ટ લખ્યો; બનારસ હિંદુ યુનિવર્સિટીના સ્થાપક તથા ૧૯૧૯થી વાઇસ–ચેન્સેલર; અલ્લાહાબાદના 'અભ્યુદય' પત્રના સ્થાપક તથા માલિક; વડી ધારાસભાના સભ્ય. ૧૯૨૪–૩૦; શાહી પસંદગીની નીતિ સામે વિરોધ દર્શાવવા રાજીનામું આપ્યું; સવિનયભંગની ચળવળ વખતે બે વખત જેલમાં ગયા હતા; ૧૯૩૧માં બીજી ગોળમેજી પરિષદમાં ગયા હતા;

કોમી ચુકાદા સંબંધી મતભેદ પડતાં કૉંગ્રેસ પાર્લમેન્ટરી બોર્ડમાંથી રાજીનામું આપ્યું અને રાષ્ટ્રીય પક્ષની સ્થાપના કરી, ૧૯૩૪;

**મિતર, સર બી. એલ** : કે સી. એસ. આઇ. બંગાળાના એડવોકેટ જનરલ હતા; વાઇસરૉયની કારોબારીમાં કાયદાખાતાના સભ્ય હતા; નિવૃત્ત થયા પછી બંગાળાની કારોબારી સભામાં દાખલ થયા; અત્યારે હિંદના એડવોકેટ જનરલ.

**મિરઝા–મહમદ ઇસ્માઇલ સર** : બી. એ. સી. આઇ. ઈ., ઓ. બી. ઇ. જન્મ ૧૮૩૩ના ઑક્ટોબરની ર૩મી. ૧૯૨૬થી માઇસોરના દીવાન. ૧૯૦૫માં મદદનીશ પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે દાખલ થયા. ૧૯૨૨માં મહારાજાના ખાનગી મંત્રી થયા. હિંદનાં દક્ષિણ રાજ્યોના પ્રતિનિધિ તરીકે પહેલી, બીજી તથા ત્રીજી ગોળમેજી પરિષદમાં ગયા હતા. જોઇન્ટ સિલેકટ કમિટીમાં પ્રતિનિધિ, ૧૯૩૩. જાવાની આંતર–સરકારી કૉન્ફરન્સમાં હિંદી પ્રતિનિધિમંડળના પ્રમુખ. અત્યારે જયપુર રાજ્યના દીવાન.

**મીરાંબેન** : મીરાંબેનનું અંગ્રેજી નામ મિસ માડેલિન સ્લેડ છે. તે ઍડમિરલ સર ઍડમંડ સ્લેડનાં પુત્રી થાય. ૧૯૧૦માં ઍડમિરલની ઈસ્ટ ઈંડિઝ સ્ટેશન પર નિમણૂક થઇ હતી. પ્રખ્યાત ફ્રેંચ લેખક રોમેરોલાંનું પુસ્તક 'મહાત્મા ગાંધી' છપાતું હતું ત્યારે મીરાંબેન તેમના પરિચયમાં આવ્યાં. તે પુસ્તક વાંચ્યા પછી તેમને લાગ્યું કે મહાત્માજીની લડત માટે સર્વસ્વનો ત્યાગ કરવો તે જ પોતા માટે યોગ્ય છે. ગાંધીજીએ તેમને પુત્રી તરીકે રાખ્યાં અને ત્યારપછી તેમનો ઘણો વખત ગાંધીજીની અંગત સેવામાં જાય છે. આખા હિંદમાં તેમણે મુસાફરી કરી છે. હાથકંતામણ તથા હાથવણાટનાં તે ચુસ્ત હિમાયતી છે. છેલ્લી સવિનયભંગની ચળવળમાં તેમને બે વખત જેલમાં મોકલવામાં આવ્યાં હતાં–એક વખત ત્રણ મહિના માટે તથા બીજી વખત એક વર્ષ માટે.

**મુખરજી શ્યામપ્રસાદ** : એમ. એ. બી. એલ. ડી. લિટ્ટ, બાર–એટ–લૉ, જન્મ ૧૯૦૧ જુલાઇ; સ્વ. સર આશુતોષ મુખરજીના બીજા પુત્ર; ભવાનીપુરના 'મિત્ર ઇન્સ્ટિટ્યુટ' તથા પ્રેસીડન્સી કૉલેજમાં શિક્ષણ લીધું છે. ૧૯૨૧માં બી. એ. તથા ૧૯૨૩માં એમ. એ. થયા. ૧૯૨૪માં કલકત્તા યુનિવર્સિટીમાં ફેલો ચૂંટાયા; ૧૯૨૯માં મહાસભાના ઉમેદવાર તરીકે બંગાળાની ધારાસભામાં સભ્ય ચૂંટાયા; ધારાસભાના બહિષ્કારને અંગે રાજીનામું આપ્યું, પરંતુ ૧૯૩૦માં ફરીથી ચૂંટાયા; ૧૯૩૪માં વાઇસ–ચાન્સેલર ચૂંટાયા; હિંદુ મહાસભાના કામચલાઉ પ્રમુખ; પ્રગતિશીલ સંયુક્ત પ્રધાનમંડળમાં બંગાળામાં પ્રધાન નીમાયા. પાછળથી રાજીનામું આપ્યું ૧૯૪૨.

**મુદાલિયર–સર એ. રામસ્વામી** : હિંદી સરકારના વેપારખાતાના સભ્ય. વર્ષો સુધી મદ્રાસની ધારાસભાના સભ્ય હતા. ૧૯૨૮માં મદ્રાસના મેયર તરીકે ચૂંટાયા. હિંદમાં તથા હિંદ બહાર કેટલીક સરકારી કમિટીમાં કામ કર્યું હતું. ગોળમેજી પરિષદના પ્રતિનિધિ. ટોરન્ટોમાં હિંદી પ્રતિનિધિમંડળના વડા. રાષ્ટ્રસંઘની આર્થિક તપાસ કમિટીમાં તથા હિંદી રીઝર્વ બેંક કમિટીમાં કામ કર્યું છે. બ્રિટિશ યુદ્ધપ્રધાનમંડળ તથા પેસિફિક યુદ્ધકાઉન્સિલના સભ્ય છે.

**મુંજે–ડૉ. બી. એસ.** : જ્ઞાતિએ બ્રાહ્મણ. હિંદુ મહાસભાના આગેવાન. રિસ્પોન્સિવિસ્ટ પક્ષના અગ્રણી સભ્ય. સવિનયભંગમાં ભાગ લેતાં ટૂંક વખતની કેદની સજા થઇ હતી. હિંદુ મહાસભાના પ્રસિદ્ધ સભ્ય, તેના પ્રમુખ પણ હતા. હિંદુઓને લડાયક તાલીમ આપવાની ગોઠવણ કરવામાં ખૂબ રસ લે છે. નાસિકની ભોંસલે મિલિટરી સ્કૂલના ઉત્પાદક.

**મુન્શી-કનૈયાલાલ માણેકલાલ** : જન્મ ૧૮૮૭ના ડિસેંબરમાં. વડોદરા તથા મુંબઇમાં કેળવણી લીધી. ૧૯૧૩માં હાઇકોર્ટના એડવોકેટ થયા. ૧૯૧૫માં 'યંગ ઇન્ડિયા'ના જોડિયા તંત્રી હતા. ૧૯૧૯–૨૦માં

મુંબઇ હોમરૂલ લીગના મંત્રી; મુંબઇ યુનિવર્સિટીના ફેલો. ૧૯૨૨થી મુંબઇની સાહિત્યસંસદના પ્રમુખ; ગુજરાતી જ્ઞાનકોશના પ્રમુખ; મુંબઈ યુનિવર્સિટીની સેનેટ તથા સિન્ડિકેટના સભ્ય. વડોદરા યુનિવર્સિટી કમિશનના સભ્ય, ૧૯૨૬; મુંબઈની ધારાસભાના સભ્ય; ૧૯૩૦માં સત્યાગ્રહમાં જોડાતાં કેદમાં ગયા. ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટિના સભ્ય. પ્રખ્યાત ગુજરાતી લેખક. કાયદો અને વ્યવસ્થા-ખાતાના મુંબઈ ઇલાકામાં મહાસભાના પ્રધાન હતા. મહાત્મા ગાંધીજીની સત્યાગ્રહ ચળવળ વખતે જેલમાં ગયા હતા, પણ ત્યારપછી મહાસભાથી જુદા પડી નવો પંથ સ્થાપ્યો. 'ધી સોશિયલ વેલ્ફેર'ના તંત્રી.

**મુન્શી મિસિસ લીલાવતી** : ૧૮૯૯. પ્રસિદ્ધ ગુજરાતી લેખિકા અને રાજકીય કાર્યકર્તા; કનૈયાલાલ મુન્શીનાં પત્ની; સાહિત્ય સંસદ તથા સ્ત્રીસેવાસંઘનાં મંત્રી; ૧૯૩૦માં સત્યાગ્રહમાં જોડાતાં જેલમાં ગયાં; મુંબઇ સ્વદેશી માર્કેટની સ્થાપના કરી, ૧૯૩૦; અખિલ હિંદ મહાસભા સમિતિનાં સભ્ય, ૧૯૩૧; નર્મદ શતાબ્દિ કમિટીનાં ઉપ-પ્રમુખ; ભારતીય સંગીત સમિતિનાં ઉપ-પ્રમુખ; પુસ્તકો: રેખાચિત્રો, જીવનમાંથી જડેલી, વગેરે.

**મુલ્કરાજ આનંદ**-૧૯૦૭માં પેશાવરમાં જન્મ; ૧૯૨૫માં સંશોધન ખાતાની શિષ્યવૃત્તિ મેળવીને લંડન તથા કેમ્બ્રિજમાં તત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો અને ડૉકટરની ડીગ્રી મેળવી; કળાના પ્રખ્યાત વિવેચક; સામાજીક પ્રશ્નોમાં તે અત્યંત રસ ધરાવે છે અને તેને લગતાં ઘણાં પુસ્તકો લખ્યાં છે. તે પૈકી 'અસ્પૃશ્ય' (Untouchable) તથા 'કૂલી' ખૂબ જાણીતા છે.

**મેહેરઅલી યુસુફ**-બી. એ. એલ. એલ. બી. જન્મ ૨૩ સપ્ટેમ્બર ૧૯૦૬; એલ્ફીન્સ્ટન કૉલેજ તથા ગવર્મેન્ટ લૉ કૉલેજમાં શિક્ષણ લીધું છે. ૧૯૨૮માં મુંબઈમાં 'યૂથલીગ' (યુવક મંડળ)ની સ્થાપના કરી. ૧૯૨૮માં મુંબઈમાં સાઇમન કમીશનના બહિષ્કારની યોજના કરી; ૧૯૨૮માં હોલંડમાં મળેલી 'વિશ્વયુવક પરિષદ'માં પ્રતિનિધિ તરીકે ગયા હતા. 'વાનગાર્ડ'ના તંત્રી તરીકે કામ કર્યું, ૧૯૨૯-૩૩. મુંબઇ પ્રાંતિકમહાસભાસમિતિના સ્વયંસેવક મંડળના ઉપરી ૧૯૩૦; ૧૯૩૦, ૩૧, ૩૨, ૩૩ અને ૪૨માં પાંચ વખત જેલમાં મોકલવામાં આવ્યા; કરાચીમાં ૧૯૩૧માં મળેલ અખિલ હિંદ વિદ્યાર્થી પરિષદના પ્રમુખ; ૧૯૩૪ની મુંબઇની મહાસભા વખતે સ્વયંસેવકોના ઉપરી; મુંબઇ મહાસભાના સમાજવાદી પક્ષના સંયુક્ત મંત્રી; અખિલ હિંદ મહાસભા સમાજવાદી પક્ષના પણ સંયુક્ત મંત્રી, મુંબઇના મેયર તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા હતા.

**મોદી-સર એચ. પી.**-એમ. એ. એલ. એલ. બી. જન્મ ૧૮૮૧. મુંબઇ મ્યુનિસિપલ કૉરપોરેશનના સભ્ય. ૧૯૨૭; ૧૯૨૯ તથા ૧૯૩૪માં મુંબઇના મિલમાલિકની મંડળીના પ્રમુખ હતા. હિંદી વેપારી મંડળના ૧૯૨૮-૧૯૨૯માં પ્રમુખ. ૧૯૩૩થી હિંદના 'એમ્પ્લોયર્સ ફેડરેશન'ના પ્રમુખ છે. ગોળમેજી પરિષદમાં ગયા હતા. વડી ધારાસભાના સભ્ય. તાતા સન્સ લિમિટેડના ડિરેકટર. અનેક પુસ્તકોના કર્તા. ગાંધીજીની મુક્તિને અંગે મતભેદ પડતાં વડી ધારાસભામાંથી રાજીનામું આપ્યું ૧૯૪૩.

**યાજ્ઞિક-ઇંદુલાલ કનૈયાલાલ** : બી. એ. એલ. એલ. બી. કાયદાની પરીક્ષા પસાર કર્યા પછી હિંદ સેવક સમાજમાં પ્રોબેશનર તરીકે જોડાયા, પાછળથી સભ્ય થયા. "નવજીવન અને સત્ય"ના પહેલા તંત્રી. હોમરૂલ ચળવળ તરફ સમાજના વલણ સંબંધી મતભેદ ઊભો થતાં તેનો ત્યાગ કર્યો. ખાસ કરીને ગુજરાતમાં હોમરૂલ લીગની ચળવળને મજબૂત બનાવવામાં સક્રિય ભાગ લીધો. સાબરમતીના ગાંધીજીના આશ્રમમાં જોડાયા અને કેળવણીમંડળની સ્થાપનામાં ખૂબ રસ લઇ આખા ગુજરાતમાં ઠેરઠેર શાળાઓ સ્થાપી. રૉલેટ કાયદા વિરૂદ્ધ ચળવળમાં તથા અસહકારમાં ભાગ લીધો. રાજદ્રોહ માટે જેલમાં ગયા. છૂટયા પછી ગાંધીજી સાથેના મતભેદને અંગે સત્યાગ્રહ આશ્રમ છોડી

દીધો. 'હિંદુસ્તાન અને પ્રજામિત્ર'ના તંત્રી. ફિલ્મ-ઉદ્યોગમાં પડયા, પણ થોડા સમયમાં છોડી દીધો. ઈંગ્લંડ અને યુરોપખંડમાં રહી ત્યાંથી હિંદના પત્રોમાં લેખો મોકલ્યા (૧૯૩૦-૩૬). હિંદમાં આવી મજૂરોમાં તથા ગુજરાતના ભીલોમાં કામ કરે છે. કેટલાંક પુસ્તક તથા પુસ્તિકાઓ લખેલ છે.

**રઝાઅલી-સર સૈયદ** : યુનિયન સરકાર સાથે હિંદી પ્રશ્નનું નિરાકરણ કરવા ૧૯૨૫માં મોકલાયેલ પ્રતિનિધિમંડળના એક સભ્ય; જન્મ ૧૮૮૨; ૧૯૨૧માં કાઉન્સિલ ઑફ સ્ટેટમાં નિમાયા પહેલાં વર્ષો સુધી સંયુક્તપ્રાંતની કાઉન્સિલના સભ્ય હતા; રાષ્ટ્રસંઘની સભામાં હિંદી પ્રતિનિધિમંડળના સભ્ય, ૧૯૨૯; દક્ષિણ આફ્રિકામાં ત્રણ વર્ષ સુધી હિંદના એજન્ટ-જનરલ હતા. ૧૯૩૮માં તેમણે તે સ્થાન છોડી દીધું.

**રમણ-સર ચંદ્રશેખર વેંકટ** : એમ એ. એલ. એલ. ડી. (ગ્લાસગો) ડી. એસ. સી (કલકત્તા), એફ. આર. એસ., નાઇટ. ૧૮૮૮ના નવેંબરમાં ત્રિચિનાપલ્લીમાં જન્મ. મદ્રાસની પ્રેસિડેન્સી કૉલેજમાં શિક્ષણ લીધું. ડિગ્રી મેળવ્યા પછી ૧૯૦૭માં હિંદી સરકારના મહેસૂલખાતામાં દાખલ થયા. ૧૯૧૭માં કલકત્તા યુનિવર્સિટીમાં પદાર્થવિજ્ઞાનના પલિત પ્રોફેસર તરીકે નિમાયા. યુરોપ જતાં રસ્તામાં સમુદ્રના વિવિધ રંગોનું નિરીક્ષણ કરતાં તેજના પૃથક્કરણ વિષે શોધ કરવાની ઇચ્છા થઇ અને પરિણામે 'રમણ ઇફેક્ટ'ની શોધ થઇ. ૧૯૨૮-૨૯માં નાઇટ થયા. પેસેડેનાના કેલિફોર્નિયા ઇન્સ્ટિટયુટ ઑફ ટૅકનોલૉજીના રિચર્સ એસોસિયેટ, ૧૯૨૪. મેન્ડેલેફ કૉંગ્રેસના લેકચરર, ૧૯૨૫. રોમના મેટયુકિ મૅડેલિસ્ટ, ૧૯૨૯. રૉયલ સોસાયટીના હ્યુજીસ મૅડેલિસ્ટ, ૧૯૩૦. ૧૯૩૦માં પદાર્થવિજ્ઞાનની અમૂલ્ય શોધખોળ માટે નોબેલ પારિતોષિક મળ્યું. એફ. આર. એસ. પણ છે. બેંગલોરના ઇન્ડિયન ઇન્સ્ટિટયુટ ઑફ સાયન્સના ડિરેક્ટર હતા. અમેરિકાનું વિજ્ઞાન માટેનું ઊંચામાં ઊંચું ગણાતું માન ફ્રેન્કલિન ચંદ્રક મેળવ્યો ૧૯૪૧.

**રાજગોપાલાચારી-સી.** : જન્મ ૧૮૭૯. મદ્રાસની પ્રેસિડન્સી તથા લૉ-કૉલેજમાં શિક્ષણ લીધું. ૧૯૦૦માં વકીલાત શરૂ કરી પરંતુ ૧૯૧૯માં અસહકારની ચળવળ શરૂ થતાં વકીલાત છોડીને ચળવળમાં જોડાયા. અનેક વખત જેલમાં જઈ આવ્યા. ગાંધીજીના 'યંગ ઇન્ડિયા'નું તંત્રીપદ સંભાળ્યું. મહાસભાના મંત્રી, ૧૯૨૧-૨૨. તિરુચેનગોડુમાં ગાંધી આશ્રમની સ્થાપના કરી છે. વર્કિંગ કમિટીના સભ્ય. અસ્પૃશ્યતા-નિવારણની ચળવળમાં રોકાયા છે. મદ્રાસના પ્રધાનમંડળમાં વડા પ્રધાન હતા. ગાંધીજીના રાજકીય તત્ત્વજ્ઞાનના નિર્ભીક અનુયાયી. વિદ્વાન તથા ઉદાત્ત રાજનીતિજ્ઞ. હિંદ સંરક્ષણના કાયદા હેઠળ ૧૯૪૦માં કેદમાં મોકલવામાં આવ્યા; પણ પાછળથી છોડી મુકવામાં આવ્યા. પાકીસ્તાન સંબંધી મતભેદ પડતાં મહાસભાનો ત્યાગ કર્યો.

**રાજા-એમ. સી.** : જન્મ ૧૮૮૩. દલિત વર્ગના પ્રતિનિધિ તરીકે વડી ધારાસભાના નિયુક્ત સભ્ય. મદ્રાસની ક્રિશ્ચિયન કૉલેજમાં કેળવણી લીધી છે. મદ્રાસ યુનિવર્સિટી સેનેટના સભ્ય. અખિલ હિંદ દલિત વર્ગની પરિષદના પ્રમુખ, ૧૯૨૮. ૧૯૩૧ના પૂના-કરારમાં સહી કરનાર. અખિલ હિંદ હિંદુ મહાસભાના ઉપપ્રમુખ. ગોળમેજી પરિષદના સભ્ય. દલિત વર્ગના અગ્રણી. દલિત વર્ગે ધર્માંતર કરવું તેવી ડૉ. આંબેડકરની પ્રવૃત્તિના વિરોધી. રાષ્ટ્રીય સંરક્ષણ કાઉન્સિલના સભ્ય.

**રાજેન્દ્રપ્રસાદ** : બિહારના સારણ પ્રાંતમાં જીરેદી ગામમાં ૧૮૮૪ના ડિસેંબરની ૩જીએ જન્મ. ૧૯૦૨માં કલકત્તા યુનિવર્સિટીની પ્રવેશક પરીક્ષામાં પહેલા આવ્યા. કલકત્તાની પ્રેસિડન્સી કૉલેજમાં અભ્યાસ કર્યો. ઇન્ટરમિજિયેટ વર્ગમાં ફરીથી પહેલા આવ્યા. ૧૯૦૬માં બી. એ.ની પરીક્ષામાં પણ તેઓ પહેલા આવ્યા. ૧૯૦૭માં એમ. એ. તથા ૧૯૧૦માં બી. એલ. થયા. બિહારની યુવક-ચળવળના

આગળપડતા સભ્ય અને બિહારી વિદ્યાર્થી પરિષદના મોવડી. પ્રિવિકાઉન્સિલના કેસને અંગે ૧૯૨૮માં ઇંગ્લંડ ગયા. ૧૯૨૬ સુધી કલકત્તા હાઇકોર્ટમાં વકીલાત કરતા હતા, પણ ત્યારપછી નવી સ્થપાયેલ પટણા હાઇકોર્ટમાં વકીલાત કરવાનું શરૂ કર્યું. ૧૯૨૫માં એમ. એલ.ની પરીક્ષા આપી પહેલા વર્ગમાં પહેલા આવ્યા. થોડા સમય માટે યુનિવર્સિટી લૉ કૉલેજમાં પ્રોફેસર રહ્યા. બિહારના જાહેર-જીવનમાં પ્રવેશ કર્યો. સેનેટમાં દાખલ થયા અને ૧૯૧૭માં પટણા યુનિવર્સિટીની સ્થાપના થતાં સિન્ડિકેટમાં દાખલ થયા. ચંપારણ્યની ખેડુત-ચળવળમાં ૧૯૧૭માં ગાંધીજી સાથે જોડાયા. ૧૯૨૦માં અસહકારની ચળવળમાં જોડાયા અને ધીકતી વકીલાત છોડી દીધી. મહાસભાના સામાન્ય મંત્રી હતા. વર્કિંગ કમિટીના સભ્ય. સવિનય કાયદાભંગની ચળવળને અંગે અનેક વખત જેલમાં ગયા છે. બિહાર ધરતીકંપ વખતે ભોગ થઇ પડેલા માટે ફંડની સ્થાપના કરી. ૧૯૩૪માં મહાસભાના પ્રમુખ હતા. સુભાષચંદ્ર બોઝના રાજીનામા પછી ૧૯૩૯માં ફરીથી મહાસભાના પ્રમુખ ચૂંટાયા. ૧૯૪૦ની રામગઢની મહાસભાના સ્વાગત-પ્રમુખ. કારોબારીના સભ્યો સાથે જેલમાં છે.

**રાધાકૃષ્ણ-સર, એસ.** : એમ. એ. ડી. લિટ. (ઑનર્સ). ૧૯૩૧થી આંધ્ર યુનિવર્સિટીના વાઇસ-ચેન્સેલર. જન્મ ૧૮૮૮ના સપ્ટેંબર ૫ મી. દક્ષિણ હિંદમાં તીરુતતીના વતની. વેલોર અને મદ્રાસની મિશનરી સંસ્થાઓમાં કેળવણી લીધી. મદ્રાસ, માઇસોર તથા કલકત્તામાં તત્ત્વજ્ઞાનના શિક્ષક હતા. ૧૯૨૧-૩૧ સુધી કલકત્તા યુનિવર્સિટીમાં કિંગ જ્યોર્જ ધી ફિફ્થ ચૅર ઇન ફિલોસોફીમાં નિમાયા હતા. તેમની શિક્ષણ, ભાષણ તથા લખવાની શક્તિએ સમગ્ર જગતનું ધ્યાન ખેંચ્યું છે અને ઇંગ્લંડ અને અમેરિકામાં ભાષણ આપવાનું તેમને આમંત્રણ આપવામાં આવ્યું હતું. ૧૯૨૯-૩૦માં 'આદર્શવાદીનું જીવનનું દૃષ્ટિબિંદુ' ઉપર ભાષણ આપવા હિબર્ટ લૅક્ચરર તરીકે તેમની નિમણૂક થઇ. આ સ્થાને કોઇ પણ હિંદીની અગાઉ નિમણૂક થઇ નહોતી. ઑક્સફર્ડની માન્ચેસ્ટર કૉલેજમાં પણ થોડો વખત કામ કર્યું. ૧૯૨૬માં ઑક્સફર્ડમાં અપ્ટન લૅક્ચરર. ૧૯૨૬માં ચિકાગો યુનિવર્સિટીમાં હેસ્કલ લૅક્ચરર. તેમનાં પુસ્તકો તત્ત્વજ્ઞાન વિષે છે. આંધ્ર યુનિવર્સિટીના વાઇસ-ચેન્સેલર હતા. અત્યારે બનારસ હિંદુ યુનિવર્સિટીના વાઇસ-ચાન્સેલર છે. ગાંધીજીના ૭૦મા જન્મદિને દેશવિદેશના લેખકોની અંજલિવાળો અભિનવ ગ્રંથ ગાંધીજીને અર્પણ કર્યો.

**રૉય-કિરણશંકર** : જન્મ ૧૮૯૧; કલકત્તા અને ઑક્સફર્ડમાં શિક્ષણ લીધું છે. બેરીસ્ટર છે. સરકારી નોકરી છોડીને અસહકારની ચળવળમાં ભાગ લીધો; અનેક વખત જેલમાં ગયા છે; બંગાળાની ધારાસભામાં મહાસભાપક્ષના આગેવાન.

**રોય—પ્રફુલ્લચંદ્ર** : સી. આઇ. ઇ., ડી. એસ-સી. (એડિન્બર્ગ), પી. એચ. ડી. (કલકત્તા), ડી. એસ. સી. (ડર્હામ), રસાયણશાસ્ત્ર (બે ભાગ) ના કર્તા; જેસોર (હવે ખુલ્ના) પરગણાના રારુલી ગામમાં ૧૮૬૧ના ઑગસ્ટની બીજીએ જન્મ. નવ વર્ષ સુધી ગામની હાઇસ્કૂલમાં તથા ત્યાર પછી કલકત્તામાં હેર સ્કૂલ તથા આલ્બર્ટ સ્કૂલમાં શિક્ષણ લીધું. ૧૮૭૯માં પ્રવેશક પરીક્ષા આપ્યા પછી મૅટ્રોપોલિટન ઇન્સ્ટિટયુટ તથા પ્રેસિડન્સી કૉલેજના વિદ્યાર્થી થયા. એડિન્બર્ગ યુનિવર્સિટીમાં દાખલ થઇ ૧૮૮૬માં બી. એસ-સી. ની ડિગ્રી લીધી અને ૧૮૮૭માં હોપ પ્રાઇઝ મેળવ્યું. ૧૮૮૮માં હિંદમાં પાછા ફર્યા અને પ્રેસિડન્સી કૉલેજમાં રસાયણશાસ્ત્રના પ્રોફેસર નિમાયા. ૧૯૧૬ સુધી ત્યાં કામ કર્યું. નિવૃત્ત થતી વખતે રસાયણશાસ્ત્રના સિનિયર પ્રોફેસર હતા. કલકત્તા યુનિવર્સિટી સાયન્સ કૉલેજમાં પલિત પ્રોફેસર થયા. ૧૮૯૨માં બંગાલ કેમિકલ અને ફાર્માસ્યુટિકલ વર્કસની સ્થાપના કરી અને અત્યાર સુધી તેના આત્મા રહ્યા છે. બંગાળની એશિયાટિક સોસાયટી

સમક્ષ પોતનો પહેલો નિબંધ વાંચ્યો. ૧૮૯૫માં પારા તથા નાઇટ્રિક એસિડ વિષે શોધખોળ શરૂ કરી. ૧૯૦૭માં કલકત્તા યુનિવર્સિટીએ પી. એચ. ડી. ની માનદ પદવી આપી. સામ્રાજ્યની યુનિવર્સિટીની કોંગ્રેસમાં કલકત્તા યુનિવર્સિટીના પ્રતિનિધિએ ડી. એસ. સી. ની માનદ પદવી આપી અને તેજ વર્ષમાં સી. આઇ. ઈ. થયા. લંડનની કેમિકલ સોસાયટીના ફેલો. બંગાળાની એશિયાટિક સોસાયટીના ફેલો. હિંદી રસાયણશાસ્ત્રીઓના સમૂહના સ્થાપક. તેમાંના ઘણા ખૂબ વિખ્યાત છે. ખાદીના ચુસ્ત હિમાયતી. અપરિણીત.

**રોય–ડા. બી. સી.** : આર. આર. સી. પી., એફ. આર. સી. એસ. કલકત્તાના નામાંકિત ડોકટર. સ્વ. દેશબંધુ દાસના સમયમાં સ્વરાજ–પક્ષના આગેવાન સભ્ય. ૧૯૩૦ તથા ૧૯૩૨ની સવિનયભંગની ચળવળમાં આગળ પડતો ભાગ લીધો. ૧૯૩૩માં કલકત્તાના મેયર. મહાસભાની વર્કિંગ કમિટીના સભ્ય. અખિલ હિંદ મેડિકલ કાઉન્સિલના પ્રમુખ. કલકત્તા યુનિવર્સિટીના વાઇસ–ચેન્સેલર.

**રોય–એમ. એન.** : બંગાળાના ગામડાના એક શિક્ષકના પુત્ર. ખરું નામ નરેન્દ્રનાથ ભટ્ટાચારી. ૧૯૦૩માં ક્રાંતિકારી ચળવળમાં ભાગ લીધો. ઢાકા અનુશીલન સમિતિના અગ્રગણ્ય સભાસદ. ૧૯૦૬માં રાજકીય ધાડ પાડવા માટે કામ ચલાવવામાં આવ્યું. ૧૯૦૮માં હાવરા કોન્સ્પિરસી કેસમાં તથા ૧૯૧૪માં 'ગાર્ડન રીચ'ની ધાડમાં પણ સંડોવાયા હતા. લડાઇ જાગતાં ગદ્દર પાર્ટીમાં દાખલ થયા અને ૧૯૧૪–૧૫માં હિંદમાં હથિયાર લાવવા માટે જર્મની સાથેની મંત્રણામાં આગળ-પડતો ભાગ લીધો. આ નિષ્ફળતા પછી અનેક કૃત્રિમ નામો ધારણ કરીને હિંદમાંથી ચાલ્યા ગયા અને ચીન જઇ ડો. સુન–યાટ–સેનની મદદ માગી. અમેરિકા જઇને એમ. એન. રોયનું નામ ધારણ કર્યું અને ચુસ્ત કોમ્યુનિસ્ટ થયા. મેકિસકોમાં જઇને ત્યાં કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના કરી અને દક્ષિણ અમેરિકાનાં રાજ્યોમાં કોમ્યુનિસ્ટ સિદ્ધાંતોનો પ્રચાર કર્યો. લડાઇ શરૂ થયા પછી લેનિનના બોલાવવાથી રશિયામાં ગયા અને ત્યાં 'કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ'ના આગેવાન સભ્ય થયા. હિંદ અને એશિયાના બીજા દેશો સાથેના આંતરરાષ્ટ્રીય વ્યવહાર માટે આંતરરાષ્ટ્રીય ખાતાના વડા નિમાયા. ૧૯૨૨ થી ૧૯૨૮ સુધી 'વાંન્ગાર્ડ' અને 'માસીઝ' ના તંત્રી તરીકે કામ કર્યું. ૧૯૨૭ ની શરૂઆતમાં 'ઇસ્ટર્ન યુનિવર્સિટી'ના હિંદી વિભાગના આગેવાન થયા. કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલે રોયને ચીનમાં ત્યાંના કોમ્યુનિસ્ટ પક્ષને સલાહ આપવા મોકલ્યા, પરંતુ રશિયાના કોમ્યુનિસ્ટ આગેવાન બોરોડિન સાથે તકરાર થતાં ચીનનું કાર્ય પડતું મૂકવું પડયું. ૧૯૨૬ની જગતની આંતરરાષ્ટ્રીય કોમ્યુનિસ્ટ કોંગ્રેસની ૬ ઠ્ઠી બેઠકમાં તેમણે તદ્દન ભિન્ન કાર્યપ્રણાલીની હિમાયત કરી અને પસાર થયેલા ઠરાવો પર ટીકા કરતાં 'કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ'માંથી તેમને હાંકી કાઢવામાં આવ્યા. ત્યાબાદ જર્મની તથા ફ્રાંસમાં આવ્યા. પંદર વર્ષના દેશવટા પછી ૧૯૩૦માં મુંબઇના કિનારે ઊતર્યા. ૧૯૩૧માં મુંબઇમાં ધરપકડ થઇ અને કાનપુરમાં તપાસ ચાલી છ વર્ષની સખત કેદની સજા થઇ. ૧૯૩૬માં છૂટયા પછી હિંદી રાષ્ટ્રીય મહાસભામાં જોડાયા. 'ઇન્ડિયન પોલિટિકસ' વગેરેના લેખક. માર્કસના સિદ્ધાંતો પર આધારભૂત ગણાય છે. ૧૯૩૭માં અમેરિકન બાઈ સાથે લગ્ન કર્યું છે. મહાસભાનો ત્યાગ કરીને ફેસિસ્ટ સત્તા સામે લડવા પોતાના પક્ષની સ્થાપના કરી.

**લિયાકત હયાતખાન–નવાબ સર** : પતિયાળાના વડા પ્રધાન. જન્મ ૧૮૮૭. ખાનગી શિક્ષણ લીધું છે. પોલીસ લાઇનમાં દાખલ થઈ પંજાબના ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડેન્ટ ઑફ પોલીસ થયા. ૧૯૧૦માં રાજાનો પોલીસનો ચાંદ મળ્યો. ૧૯૩૨માં ઓ. બી. ઈ. થયા. તે જ સાલમાં પતિયાળા રાજ્યમાં

ગૃહમંત્રી તરીકે જોડાયા. ૪૩ વર્ષની ઉંમરે પતિયાળાના વડા પ્રધાન થયા. ૧૯૩૧ની ગોળમેજી પરિષદના સભ્ય. જોઇન્ટ પાર્લમેંટરી કમિટીના સભ્ય.

**વાલચંદ હીરાચંદ** : ૧૮૮૨માં શોલાપુરમાં જન્મ; કેળવણી પૂરી કર્યા પછી કોન્ટ્રેકટર તરીકે જીવનની શરૂઆત કરી; મુંબઇના હિંદી વેપારી મંડળના પ્રમુખ, ૧૯૨૭; ફેડરેશન ઑફ ઇન્ડિયન ચેમ્બર્સ ઑફ કૉમર્સના પ્રમુખ; હિંદી વહાણના માલિકોના મંડળના પ્રમુખ; જીનિવાની આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદમાં માલિકોના પ્રતિનિધિ; સિંધિયા સ્ટીમ નેવિગેશન કું.ના ચેરમેન; ઓરિયેન્ટલ ગવર્મેન્ટ સિક્યુરિટી લાઇફ એસ્યુરન્સ કું. લિ.ના ડિરેકટર.

**વિજયરાઘવાચારી–દીવાન બહાદુર. સર** : જન્મ ૧૮૭૫. ૧૯૧૭–૧૮માં બોર્ડ ઑફ રેવન્યુના સેક્રેટરી. ૧૯૧૯–૩૨ કોચીનના દીવાન. ૧૯૨૨–૨૫ બ્રિટિશ સામ્રાજ્યના પ્રદર્શનમાં હિંદી કમિશ્નર. ૧૯૨૮–૨૯ જાહેર નોકરીના કમિશનના સભ્ય. ખેતીવાડીના સંશોધનની શાહી કાઉન્સિલના ઉપપ્રમુખ.

**વિશ્વેશ્વરૈયા–સર એમ** : કે. સી. આઈ. ઈ. કોલર પરગણામાં ૧૮૮૧માં જન્મ. બેંગલોરની સેન્ટ્રલ કૉલેજમાંથી ગ્રેજ્યુએટ થયા. પૂનામાં એન્જિનિયરિંગનો અભ્યાસ કર્યો મુંબઇની એન્જિનિયરિંગ સર્વિસમાં દાખલ થઇ ૧૯૦૯માં નિવૃત્ત થયા. મહીસુરના મહારાજાએ સ્ટેટમાં મુખ્ય એન્જિનિયર નીમ્યા, અને ત્રણ વર્ષ સુધી બુદ્ધિકૌશલ્યથી અદ્દભુત કાર્યો કરી રાજ્યનાં કુદરતી સાધનોનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. ૧૯૧૨માં રાજ્યના દીવાન નિમાયા અને બધાં ખાતાંમાં શકવર્તી સુધારા કર્યા. ઔદ્યોગિક સુધારાના ક્ષેત્રમાં તેમનું સ્થાન અજોડ છે. મુંબઇ ઇરિગેશન ઇન્કવાયરી કમિટીના પ્રમુખ. ૧૯૨૫માં હિંદની આર્થિક તપાસ કમિટીના પ્રમુખ થયા અને મુંબઇની બેક–બે તપાસ કમિટીની મંત્રણામાં ભાગ લીધો. તેમનાં પ્રસિદ્ધ પુસ્તકો 'પ્લાન્ડ ઇકોનોમી ફૉર ઇન્ડિયા' તથા 'રીકન્સ્ટ્રકિટંગ ઇન્ડિયા' છે.

**શાદીલાલ–સર પી. સી.** : જન્મ ૧૮૭૪. લાહોર અને ઑકસફર્ડની બેલિયલ કૉલેજમાં શિક્ષણ લીધું. કાયદાના કેળવણી–મંડળના નામાંકિત પુરુષ. લાહોર વકીલ-મંડળના ઍડવોકેટ. લાહોર હાઇકોર્ટના જજ નિમાયા હતા ૧૯૧૦ તથા ૧૯૧૩માં પંજાબ ધારાસભાના સભ્ય હતા. ૧૯૩૪માં પ્રિવિ–કાઉન્સિલના સભ્ય નિમાયા.

**શાસ્ત્રી–ધી રાઈટ ઑન. શ્રીનિવાસ પી. સી.** : બ્રાહ્મણ. જન્મ ૧૮૬૯ના સપ્ટેંબરની ૨૨મી તારીખ. ૧૯૦૭માં હિંદ સેવક સમાજમાં જોડાયા અને સ્વ. શ્રી. જી. કે. ગોખલે પછી તેના પ્રમુખ થયા. ૧૯૧૩–૧૬માં મદ્રાસ ધારાસભાના સભ્ય. શાહી ધારાસભાના સભ્ય, ૧૯૧૬–૨૦. ૧૯૧૮માં મિ. મોન્ટેગુના હિંદી પ્રવાસ સમયે તેમના નિકટ સંબંધમાં હતા. ૧૯૨૧માં શાહી પરિષદમાં હિંદના પ્રતિનિધિ. તે જ વર્ષમાં રાષ્ટ્રસંઘમાં તથા વોશિંગ્ટન પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે હાજરી આપી. પ્રિવિકાઉન્સિલર નિમાયા તથા ૧૯૨૧માં તેમને લંડન શહેરનું સ્વાતંત્ર્ય બક્ષવામાં આવ્યું. ૧૯૨૨માં હિંદી સરકારના પ્રતિનિધિ તરીકે 'ડુમિનિયન્સ'માં મુસાફરી કરી. રાજમંત્રીમંડળના સભ્ય ચૂંટાયા, ૧૯૨૧–૨૪. ૧૯૨૭–૨૯માં દક્ષિણ આફ્રિકામાં હિંદી સરકારના એજન્ટ. ૧૯૩૦–૩૧માં ગોળમેજી પરિષદના સભ્ય. વ્હિટલી કમિશનના સભ્ય. અન્નમલઇ–યુનિવર્સિટીના વાઇસ–ચેન્સેલર હતા. મલાયામાં હિંદી મજૂરોની સ્થિતિની તપાસ કરવા સરકાર તરફથી નિમાયેલ પ્રતિનિધિ, ૧૯૩૬. સામ્રાજ્યના 'રૂપેરી ઘંટડીના અવાજવાળા' વક્તા કહેવાય છે.

**શાહની ડૉ. બીરબલ** : પંજાબમાં ૧૮૯૧માં જન્મ. લાહોરની સરકારી કોલેજ તથા કેમ્બ્રિજમાં શિક્ષણ લીધું. લખનૌ વિશ્વવિદ્યાલયમાં વનસ્પતિશાસ્ત્રના પ્રોફેસર; સાયન્સની ફેકલ્ટીના ડીન. પારિસમાં

૧૯૩૫માં ઉજવાયેલ 'નેચરલ હિસ્ટરી મ્યુઝિયમ'ના ત્રીજા શતવર્ષી મહોત્સવ પ્રસંગે હિંદના પ્રતિનિધિ. આમ્સ્ટર્ડામમાં આંતરરાષ્ટ્રીય વનસ્પતિશાસ્ત્ર કૉંગ્રેસમાં પોતાના વિશ્વવિદ્યાલયના પ્રતિનિધિ. ૧૯૩૬માં રૉયલ સોસાઇટીના ફેલો ચૂંટાયા. હિંદની 'નેશનલ એકેડેમી ઑફ સાયન્સીઝ'ના પ્રમુખ ૧૯૩૭–૩૮.

**શિવસ્વામી આયર–સર. પી.** : કે. સી. એસ. આઇ. સી. એસ. આઇ. સી. આઇ. ઇ. જન્મ ૧૮૬૪ના ૭મી ફેબ્રુઆરી. મદ્રાસ યુનિવર્સિટીના વાઇસ–ચેન્સેલર ૧૯૧૬–૧૮; હિંદુ યુનિવર્સિટીના વાઇસ–ચેન્સલર ૧૯૧૮–૧૯; ધારાસભાના ચૂંટાયેલ સભ્ય ૧૯૨૦–૨૩; સરકાર નિયુક્ત સભ્ય ૧૯૨૪–૨૬. મદ્રાસના એડવોકેટ જનરલ ૧૯૦૮–૧૨. મદ્રાસની કારોબારી સભાના સભ્ય ૧૯૧૨–૧૭.

**શ્રીનિવાસ આયંગર–એસ.** : દક્ષિણ હિંદના પ્રસિદ્ધ કુટુંબના નબીરા. અતિ પ્રસિદ્ધ વકીલ સ્વ. સર ભાષ્યમ આયંગરનાં પુત્રી સાથે લગ્ન થયું છે. અત્યારે આગળપડતા વકીલ છે. થોડો સમય મદ્રાસના એડવોકેટ–જનરલ હતા. કારકિર્દીની શરૂઆતમાં રાજકારણમાં પડયા. સ્વ. દેશબંધુ સી. આર. દાસ તથા મોતીલાલ નહેરુના સ્વરાજ–પક્ષમાં જોડાયા. મધ્ય ધારાસભામાં ચૂંટાતા તે સ્વરાજપક્ષના ડેપ્યુટી લીડર થયા. ૧૯૨૭માં ગૌહટી મહાસભાના પ્રમુખ હતા. જ્યારે સવિનયભંગની હિલચાલ શરૂ કરવામાં આવી ત્યારે રાજકારણમાંથી નીકળી ગયા. ૧૯૩૯માં રાજકારણમાં સક્રિય ભાગ લેવા માંડયો અને સુભાષ બોઝને ટેકો આપતા થયા.

**ષણ્મુખમ ચેટ્ટી–સર આર. કે.** : જન્મ ૧૭ ઑક્ટોબર ૧૮૯૨. મદ્રાસની ક્રિશ્ચિયન કૉલેજમાં કેળવણી લીધી. ૧૯૦૨માં ૨૮ વર્ષની ઉંમરે મદ્રાસની ધારાસભામાં ચૂંટાયા. ૧૯૨૩માં વડી ધારાસભાના સભ્ય થયા. ઇંગ્લંડમાં હિંદે મોકલેલ નેશનલ કન્વેન્શનના સભ્ય હતા. સામ્રાજ્ય પાર્લમેંટરી ઍસોસિયેશનના હિંદી પ્રતિનિધિ તરીકે ઑસ્ટ્રેલિયા ગયા હતા. આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદમાં હિંદી પ્રતિનિધિ તરીકે જીનિવા મોકલવામાં આવ્યા હતા. ધારાસભાના ડેપ્યુટી પ્રેસિડન્ટ થયા. ૧૯૩૨ની ઓટાવાની આર્થિક પરિષદમાં હિંદી સરકારના પ્રતિનિધિ હતા. ૧૯૩૦માં મધ્યસ્થ સરકારની કાપકૂપ કમિટીના સભ્ય. ૧૯૩૧માં ધારાસભાના ડેપ્યુટી પ્રેસિડન્ટ થયા. વડી ધારાસભાના પ્રમુખ ચૂંટાયા. ધારાસભાની છેલ્લી ચૂંટણીમાં નિષ્ફળ નીવડયા. ૧૯૩૫માં કોચીનમાં દીવાન નિમાયા. જીનિવામાં રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીમાં પ્રતિનિધિ હતા. ૧૯૪૧માં દીવાન તરીકે રાજીનામું આપ્યું તથા 'ખરીદી મિશન'ના નેતા તરીકે હિંદી સરકારે અમેરિકા મોકલ્યા.

**સકસેના–મોહનલાલ** : એમ. એસ. સી, એલ. એલ. બી. કાયદાની પરીક્ષા પસાર કર્યા બાદ ૧૯૧૯માં લખનૌમાં વકીલાત શરૂ કરી. ૧૯૨૧થી મહાસભાના રાજકારણમાં સક્રિય ભાગ લે છે. ૧૯૨૧માં વકીલાત બંધ કરી અને મહાસભાની ચળવળને અંગે આઠ વખત જેલમાં જઇ આવ્યા છે. ૧૯૨૪–૨૬માં સંયુક્ત પ્રાંતની ધારાસભાના સભ્ય હતા અને ૧૯૩૪થી લખનૌ વિભાગના બિન–મુસલમાન મતદારો તરફથી મધ્યસ્થ સભાના સભ્ય. કાકોરી કાવતરા કેસમાં બચાવપક્ષ તરફથી ઊભા રહ્યા. બંગાળાના નજરકેદીઓના કેસની તપાસ ચલાવવા મહાસભાની વર્કિંગ કમિટીએ તેમની નિમણૂક કરી હતી, પરંતુ બંગાળ સરકારે તેમને અટકાવ્યા. રાજકીય કેદીઓ તથા નજરકેદીઓનું હિત તેમના હૈડે છે.

**સપ્રુ–સર તેજબહાદુર** : નાઇટ. પી. સી. જન્મ ડિસેંબર ૧૮૭૫; સંયુક્તપ્રાંતની ધારાસભાના સભ્ય; ૧૯૧૦ની હિંદી રાષ્ટ્રીય મહાસભાના મંત્રી; શાહી ધારાસભાના સભ્ય; હિંદી સરકારના કાયદાના સભ્ય, ૧૯૨૦–૨૨; લિબરલ (ઉદારમતવાદી) પક્ષના આગેવાન સભ્ય; પહેલી, બીજી તથા ત્રીજી ગોળમેજી પરિષદના સભ્ય; પ્રિવિકાઉન્સિલના સભ્ય; હિંદી રાજ્યબંધારણના કાયદામાં પ્રમાણભૂત છે.

**સરકાર–સર જદુનાથ** : નાઈટ, સી. આઈ. ઈ., એમ. એ. (૧૮૯૨માં પ્રથમ વર્ગમાં અંગ્રેજીમાં પહેલાં કોઈએ ન મેળવેલ માર્ક મેળવ્યા). સુવર્ણચંદ્રકો તથા ઇનામો મેળવ્યાં છે. પ્રેમચંદ રાયચંદ શિષ્યવૃત્તિ (અને મોનેટ ચંદ્રક મેળવનાર.) ૧૮૯૭. પ્રોફેસર મેટ્રોપોલિટન સંસ્થા. ૧૮૯૩; બંગાળાના કેળવણીખાતામાં પ્રેસિડન્સી કૉલેજના પ્રોફેસર (૧૮૯૮ના જૂનથી ૧૮૯૯ના જૂન સુધી અને ફરીથી ૧૯૦૧ના જૂનથી ડિસેંબર સુધી) પટણા કૉલેજ, ૧૮૯૯–૧૯૧૭. બનારસ હિંદુ યુનિવર્સિટીમાં હિંદના ઇતિહાસખાતાના વડા, ૧૯૧૭–૧૯૧૯. હિંદી કેળવણીખાતામાં, ૧૯૧૮. કટકની રેવન્શૉ કૉલેજના પ્રોફેસર; ૧૯૧૯–૧૯૨૬. ફરીથી પટણા કૉલેજ, ૧૯૨૩–૧૯૨૬. સી. આઈ. ઈ., ૧૯૨૬. કલકત્તા યુનિવર્સિટીના વાઇસ–ચાન્સેલર, ૧૯૨૬–૨૭. રૉયલ એશિયાટિક સોસાયટીના માનદ ફેલો. હિસ્ટોરિકલ રેકર્ડ્ઝ કમિશનના સભ્ય. મદ્રાસ યુનિવર્સિટીમાં સર વિલિયમ મૉરિસ લેક્ચરર; હિંદના ઇતિહાસમાં મોગલ સમય વિષે પ્રમાણભૂત ગણાય છે. 'ઔરંગઝેબ', 'શિવાજી', 'મોગલ સામ્રાજ્યની પડતી' વગેરેના લેખક.

**સરકાર–સર એન. એન.** : કે. સી. એસ. આઇ., બૅરિસ્ટર, જન્મ ૧૮૭૬. કલકત્તાની મેટ્રોપોલિટન શાળા તથા પ્રેસિડન્સી કૉલેજમાં શિક્ષણ લીધું. ૧૮૯૪માં ગણિત, રસાયણશાસ્ત્ર તથા પદાર્થવિજ્ઞાનમાં માન સહિત ગ્રેજ્યુએટ થયા. પ્રેસિડન્સી કૉલેજમાંથી રસાયણશાસ્ત્ર લઇ એમ. એ. થયા. ૧૮૯૭માં રિપન કૉલેજમાંથી કાયદાની પરીક્ષા પસાર કરી. ભાગલપુરની ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં જોડાયા. ૧૯૦૨માં મુન્સફ નિમાયા. ૧૯૦૫માં નોકરીનું રાજીનામું આપ્યું. તે જ વર્ષે ઇંગ્લંડ ગયા ને ૧૯૦૭માં બૅરિસ્ટર થયા, અને કલકત્તા હાઇકોર્ટમાં દાખલ થયા. ૧૯૨૮માં બંગાળાના ઍડવોકેટ–જનરલ નિમાયા. ૧૯૩૧માં નાઇટ થયા. મહાત્મા ગાંધીની સવિનયભંગની ચળવળ સામે શહેરી રક્ષણ સંઘની સ્થાપના કરી. ૧૯૩૨માં ગોળમેજી પરિષદમાં ભાગ લેવાનું આમંત્રણ મળ્યું હતું. જોઇન્ટ પાર્લમેંટરી કમિટીમાં પ્રતિનિધિ હતા. કોમી ચુકાદો ફેરવવાને ખૂબ મહેનત કરી. હિંદી સરકારના કાયદાના સભ્ય હતા. ૧૯૩૯માં નિવૃત્ત થયા.

**સરકાર–નલિનીરંજન** : માઇમેન્સિંગ પરગણાના શેર્જેરા ગામમાં ૧૮૮૮માં જન્મ. સ્વદેશી–ચળવળની શરુઆત થતાં અભ્યાસ છોડી દીધો અને રાષ્ટ્રીય કેળવણીમંડળમાં દાખલ થયા. ઘણા રાષ્ટ્રીય કાર્યકર્તાઓ–શ્રી. અરવિંદ ઘોષ, શ્રીયુત બિપીનચંદ્ર પાલ, શ્યામસુંદર ચક્રવર્તી, ચિત્તરંજન દાસ અને બીજાઓના સમાગમમાં આવ્યા. પિતાના મૃત્યુને અંગે હિંદુસ્થાન કો–ઑપરેટિવ ઇન્સ્યુરન્સ કંપનીમાં મામૂલી કારકુન તરીકે દાખલ થયા. પોતાના બુદ્ધિકૌશલ્યથી મેનેજરની પદવી પ્રાપ્ત કરી. ૧૯૨૩માં સ્વરાજપક્ષની સ્થાપના થતાં તેમને 'વ્હિપ' તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા. માઇમેન્સિંગ તરફથી બંગાળાની ધારાસભામાં ચૂંટાયા. ૧૯૩૨માં બંગાળાના રાષ્ટ્રીય વેપારી મંડળમાં પ્રમુખ ચૂંટાયા. ૧૯૩૩ તથા '૩૪માં ફરીથી ચૂંટાયા. કલકત્તા પોર્ટટ્રસ્ટમાં મંડળના પ્રતિનિધિ તરીકે છે. બૉર્ડ ઑફ ઇન્ડસ્ટ્રી તથા બૉર્ડ ઑફ ઇકૉનૉમિક ઇન્કવાયરી કમિટીમાં ફેડરેશનના પ્રતિનિધિ તરીકે ૧૯૨૯માં ચૂંટાયા. છેલ્લા હિંદ–જાપાન વેપારી–કરાર વખતે હિંદી પ્રતિનિધિમંડળના બિનઅધિકારી સલાહકાર. ૧૯૩૩માં હિંદી વેપારીના મંડળના ફેડરેશનના પ્રમુખ. ૧૯૩૧માં રેલવેમાં કાપકૂપ કરવા નિમાયેલ કમિટીના સભ્ય. ૧૯૩૧–૩૨ અખિલ હિંદ જિંદગીના વીમાના મંડળના પ્રમુખ. ૧૯૩૪–૩૫માં કલકત્તાના ચૂંટાયેલ મેયર. બંગાળ સરકારના મહેસૂલખાતાના પ્રધાન. ૧૯૩૯ના ડિસેંબરમાં તેમણે પ્રધાનપદનું રાજીનામું આપ્યું. વાઇસરૉયની કારોબારીમાં નીમાયા અને કેળવણીખાતાનું દફતર સોંપાયું; અપવાસને અંગે મહાત્મા ગાંધીજીને છોડવા સંબંધી મતભેદ પડતાં રાજીનામું આપ્યું ૧૯૪૩.

**સહાય, બલદેવ :** ૧૮૯૫માં બિહારમાં જન્મ; ૧૯૧૪માં એમ. એ. ની ડીગ્રી લીધી. અને પટણાની બી. એન. કૉલેજમાં ઇતિહાસના પ્રોફેસર નીમાયા; કાયદાની પરીક્ષા આપીને પટણાની હાઇકોર્ટમાં વકીલાત શરૂ કરી, ૧૯૨૧; બિહારની નાલંદા કૉલેજના એક સ્થાપક; ૧૯૨૫થી પટણા યુનિવર્સિટીની સેનેટના તથા ૧૯૩૦થી સીન્ડીકેટના સભ્ય; ૧૯૨૬ થી ૧૯૨૯ સુધી ધારાસભાના સભ્ય; બિહારની ધારાસભામાં મહાસભાપક્ષના સભ્ય તથા આગેવાન ૧૯૩૭; બંગાળાના એડવોકેટ જનરલ નીમાયા ૧૯૩૭.

**સંત નિહાલસિંગ :** ૧૮૮૪ના ૩૦મી મેએ જન્મ. લેખક, પત્રકાર તથા પ્રવાસી. ૧૯૨૧–૨૨ની પાટવી કુમારની હિંદની મુલાકાત વખતે 'ઑબ્ઝર્વર' તથા બીજા પત્રોના ખાસ ખબરપત્રી તરીકે કામ કર્યું. જગતભરનાં માસિકો તથા વર્તમાનપત્રોમાં લેખો લખે છે. ઘણી મોટી સભાઓ સમક્ષ ભાષણ આપ્યાં છે. ઘણાં પુસ્તકોના લેખક. મદ્રાસના 'હિંદુ' તથા 'લીટરરી ડાયજેસ્ટ'ના લેખક.

**સંપૂર્ણાનંદ :** બી. એસ. સી., એલ. ટી. જન્મ ૧૮૮૬; કાશીમાં શિક્ષક તરીકે જીવનની શરૂઆત કરી. બિકાનેરની કૉલેજના હેડમાસ્તર. ૧૯૨૧માં અસહકાર કર્યો. 'મર્યાદા', (હિંદી માસિક) તથા 'ટુ–ડે' (અંગ્રેજી દૈનિકના) તંત્રી. મહાસભાની પ્રવૃત્તિ અંગે ચાર વખત જેલમાં જઇ આવ્યા. સંયુક્ત પ્રાંતની પ્રાંતિક મહાસભા સમિતિના સામાન્ય મંત્રી, ૧૯૨૬–૨૮. ધારાસભાના સભ્ય અને મહાસભાપક્ષના મંત્રી. સ્કીન કમિટીમાં પંડિત મોતીલાલ નેહરુના મંત્રી. કાશી મ્યુનિસિપલ બોર્ડના સભ્ય, ૧૯૨૩–૨૫. ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટીના સભ્ય, ૧૯૨૨–૨૯, ૧૯૩૦–૩૬. ૧૯૨૩થી કાશી વિદ્યાપીઠમાં તત્ત્વજ્ઞાનના પ્રોફેસર. અખિલ હિંદ મહાસભા સમાજવાદી પક્ષની કારોબારી સમિતિના સભ્ય; તેની બીજી વાર્ષિક પરિષદના પ્રમુખ, ૧૯૩૪. ભારતી વીમા લિમિટેડના ડાયરેક્ટર. અનેક પુસ્તકોના લેખક.

**સારડા–હરવિલાસ :** અજમેરમાં ૧૮૬૭ના જૂનમાં જન્મ. અજમેરની સરકારી કૉલેજમાં પ્રથમ વર્ગ સુધીનું શિક્ષણ લીધું અને ૧૮૮૮માં આગ્રા કૉલેજમાંથી કલકત્તા યુનિવર્સિટીની બી. એ.ની પરીક્ષા અંગ્રેજીમાં માન સહિત પસાર કરી. ૧૮૮૯માં અજમેરની સરકારી કૉલેજમાં સિનિયર શિક્ષક તરીકે નિમણૂક. ૧૮૯૨માં અજમેર–મેરવાડાના ન્યાયખાતામાં બદલી થઇ. ૧૮૯૫માં જેસલમીરના મહારાવળના ગાર્ડિયન નિમાયા. ૧૯૦૨માં ન્યાયખાતામાં પાછા ફર્યા. તે થોડાં વર્ષ વધારાના ઇ. એ. સી. તથા અજમેરના ફર્સ્ટ કલાસ સબ જજ હતા. પાછળથી અજમેરની સ્મૉલકૉઝ કોર્ટના જજ નિમાયા. ૧૯૨૨માં અજમેર–મેરવાડાના વધારાના ડિસ્ટ્રિકટ તથા સેશન્સ જજ તરીકે કામ કર્યું. આઠ વર્ષ સુધી અજમેરના મ્યુનિસિપલ કમિશ્નર હતા. ગઇ મહાન લડાઇ વખતે અજમેર–મેરવાડા પ્રકાશનખાતાના માનદ મંત્રી હતા. ૧૯૨૩માં સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા. ૧૯૨૪ના જાન્યુઆરીમાં ધારાસભાના સભ્ય ચૂંટાયા. ૧૯૨૫માં જોધપુરની મુખ્ય કોર્ટના સેશન્સ જજ નિમાયા. ૧૯૨૬ના ડિસેંબરમાં ધારાસભામાં ફરીવાર ચૂંટાયા. ૧૯૨૫ના જાન્યુઆરીમાં તેમણે બાળલગ્ન–બિલ રજૂ કર્યું, તે સંયોગવશાત્ ૧૯૨૯ના સપ્ટેંબરમાં પસાર થયું અને તે જ વર્ષના ઑકટોબરની પહેલી તારીખે તેણે કાયદાનું સ્વરૂપ લીધું. ૧૯૩૦માં ધારાસભામાં ત્રીજીવાર ચૂંટાયા. "હિંદુ–શ્રેષ્ઠતા" નામક પ્રસિદ્ધ પુસ્તકના તે લેખક છે.

**સાવરકર–વિનાયક દામોદર :** બેરિસ્ટર; જન્મ ૧૮૮૩; પૂનાના 'જગતહિતેચ્છુ' તથા 'કાળ'માં દસ વર્ષની ઉંમરે રચેલ કાવ્યો પ્રગટ કરીને કવિત્વશક્તિની સાબિતી આપી. ચાપેકર ભાઇઓના કેસથી તથા ૧૮૯૭માં લોકમાન્ય તિલકને થયેલ સજાથી રાષ્ટ્રસેવાની પ્રેરણા મળી; ૧૯૦૦માં નાસિકમાં પ્રખ્યાત રાજકીય મંડળ 'મિત્રમેળા'ની સ્થાપના કરી; ૧૯૦૧માં મેટ્રિક થયા; કૉલેજમાં સહાધ્યાયીઓમાં રાષ્ટ્રીય પ્રચારકાર્ય ચાલુ રાખ્યું; બહિષ્કાર–ચળવળમાં આગળ પડતો ભાગ લીધો અને

પૂનામાં વિદેશી કાપડની હોળી કરવાની યોજના કરી; હિંદમાં આવા પ્રકારની પહેલી હોળી હતી; તેને અંગે ૧૯૦૫માં કૉલેજ હોસ્ટેલમાંથી કાઢી મૂકવામાં આવ્યા; ૧૯૦૫માં બી. એ. થયા; મુંબઇમાં કાયદાનો અભ્યાસ કર્યો; 'વિહારી' પત્ર ચલાવ્યું અને ૧૯૦૬માં 'અખિલ નવભારત સોસાયટી'ની સ્થાપના કરી; સ્વ. શ્યામજી કૃષ્ણવર્મા તરફથી અપાતી શિવાજી સ્કૉલરશીપ મેળવીને બૅરિસ્ટર થવા ઇંગ્લંડ ગયા; ત્યાં 'ઇંડિયા હાઉસ'ની સ્થાપના કરી; પરીક્ષા પસાર કરી, પણ રાજકીય કારણોને અંગે બૅરિસ્ટર તરીકે નામ નોંધવાની ના પાડવામાં આવી; 'તલવાર' નામે પત્રની સ્થાપના કરી; 'અભિનવ ભારત રાજકીય સોસાયટી'ની આગેવાની લઇને પંડિત શ્યામજી તથા માદમ કામા સાથે સોસાયટીમાં કામ કર્યું, ૧૯૦૯; ૧૯૧૦માં ઇંગ્લંડ પાછા ગયા; હિંદી ફોજદારી કાયદાની કલમ ૧૨૧ અ હેઠળ પકડવામાં આવ્યા ને હિંદ લાવતી વખતે સ્ટીમરમાંથી પડતું મૂકીને તરીને માર્સેલ્સ પહોંચ્યા. ફરીથી ફ્રેંચ ભૂમિ પર પકડવામાં આવ્યા ને તેમના કબજા માટે ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે ગરમાગરમ તકરાર ચાલી, છેવટ હેગ ટ્રિબ્યુનલને કેસ સોંપવામાં આવ્યો, અને જિંદગીભર દેશનિકાલની સજા કરવામાં આવી; આંદામાન વગેરે સ્થળોએ ૧૯૧૧ થી ૧૯૨૪ સુધી કેદમાં રાખવામાં આવ્યા. વર્તમાનપત્રોમાં તથા ભાષણ દ્વારા ચળવળ ચાલતાં શરતી છુટકારો કરવામાં આવ્યો, ૧૯૨૪; રત્નાગિરિમાં નજરકેદ હતા; ૧૯૩૭માં છોડી મૂકવામાં આવ્યા. હિંદુ મહાસભાના વર્ષોથી પ્રમુખ ચૂંટાય છે. ૧૯૪૩માં તેમાંથી રાજીનામું આપ્યું. જ્ઞાતિ વિરુદ્ધ ચળવળ, અસ્પૃશ્યતા-નિવારણ તથા હિંદુ-સંગઠનમાં આગળ પડતો ભાગ લે છે. પ્રથમ પંક્તિના લેખક, કવિ તથા વક્તા.

**સાહા-મેઘનાદ** : ડી. એસ. સી. એફ. આર. એસ; અલ્લાહાબાદ યુનિવર્સિટીમાં પદાર્થશાસ્ત્રખાતાના વડા, જન્મ ૧૮૯૩ બી. એસ. સી. ૧૯૧૩ [પ્રથમ વર્ગ સી. ૧૯૧૫ (પ્રથમ વર્ગ મિશ્ર-ગણિતમાં બીજો નંબર) પી. આર. એસ. ગણિતમાં બીજો નંબર] એમ. એસ; ડી. એસ. સી; લંડન અને બર્લિનની શાહી કોલેજમાં કામ કર્યું છે. કલકત્તા યુનિવર્સિટીની સાયન્સ કૉલેજમાં લેકચરર. ૧૯૨૧-૨૩માં કલકત્તા યુનિવર્સિટીમાં પદાર્થશાસ્ત્રના ખૈર પ્રોફેસર. અલ્લાહાબાદ યુનિવર્સિટીના પ્રોફેસર. ૧૯૨૩. રૉયલ સોસાયટીના ફેલો. હિંદી વિજ્ઞાનપરિષદના પ્રમુખ, ૧૯૩૪. જર્મન એકેડેમી ઑફ સાયન્સના કૉરસ્પોન્ડિંગ મેમ્બર. ૧૯૩૫-૩૬માં કાર્નેગી રિસર્ચ સ્કૉલર. આધુનિક સમયના એક વિખ્યાત વૈજ્ઞાનિક. પદાર્થશાસ્ત્રના જગતમાં આંતરરાષ્ટ્રીય કીર્તિ સંપાદન કરી છે. વિજ્ઞાન ઉપર અનેક લેખો તથા પુસ્તકો લખ્યાં છે. અત્યારે કલકત્તા યુનિવર્સિટીમાં પદાર્થશાસ્ત્રના પલિત પ્રોફેસર છે.

**સાંબમુર્તિ-બી.** : કોકોનાડા, આંધ્રના આગળપડતા મહાસભાવાદી. ૧૯૨૧માં ધીકતી વકીલાત છોડી દઇને અસહકારની ચળવળમાં જોડાયા; ૧૯૨૫ની કોકોનાડા મહાસભાની સ્વાગત-સમિતિના સામાન્ય મંત્રી; રાષ્ટ્રધ્વજ માટે અધિકારીઓ સાથે તકરાર કરવામાં પહેલા હતા; મહાસભાનું ધ્યેય 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય' હોવું જોઇએ તે માટે ૧૯૨૧થી અવિરત મહેનત કરે છે; સ્વાતંત્ર્ય-સંઘના સ્થાપક; નાગપુર સત્યાગ્રહ તથા મદ્રાસના નીલના પૂતળાના સત્યાગ્રહના આગેવાન; સાઇમન કમિશનના બહિષ્કારમાં આગળપડતો ભાગ લીધો છે; હમેશાં રાષ્ટ્રીય લડતના મોખરે રહ્યા છે; અનેક વાર કેદમાં ગયા છે; હિંદુસ્તાની સેવાદળના પ્રમુખ તરીકે સ્વયંસેવકોની ટુકડીઓને તાલીમ આપવાની વ્યવસ્થા કરી છે; બંગાળાની સ્વયંસેવક પરિષદના પ્રમુખ; મહાસભાની વર્કિંગ કમિટીના સભ્ય; ૧૯૩૨માં ડિસ્ટ્રિક્ટ પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટના હાથે સખત લાઠીમાર ખાધો.

**સિંગ-શ્રી કૃષ્ણ** : જન્મ ૧૮૮૮ના ઑક્ટોબર ૨૧. પટણા કૉલેજમાં કેળવણી લીધી. ૧૯૧૫માં વકીલાતની પરીક્ષા પસાર કરી. ૧૯૨૧માં વકીલાત છોડી દઇ રાજકારણમાં પડ્યા. ૧૯૨૭માં બિહાર

અને ઓરિસ્સા કાઉન્સિલના સ્વરાજ–પક્ષના નેતા નિમાયા. ૧૯૩૪ના ધરતીકંપ દરમિયાન મુઝફ્ફરપુર અને બીજાં સ્થળોએ ખૂબ રાહતકાર્ય કર્યું. મધ્યસ્થ ધારાસભામાં મહાસભાના સભ્ય હતા. મોંગિર ડિસ્ટ્રિક્ટ બોર્ડના પ્રમુખ. બે વર્ષ જેલમાં રહ્યા. બિહારમાં મહાસભા–પ્રધાનમંડળના મુખ્ય પ્રધાન હતા.

**સિંગ, સર ગણેશદત્ત નાઇટ** : ૧૮૬૮ના જાન્યુઆરીમાં જન્મ. પટણા કોલેજીએટ સ્કૂલ તથા પટણા કૉલેજમાં શિક્ષણ લીધું છે. ૧૮૯૫માં બી. એ. તથા ૧૮૯૭માં એલ. એલ. બી. થયા. પટણા હાઇકોર્ટમાં વકીલાત શરૂ કરી ૧૯૧૬; પૂર્વ પટણા તરફથી ૧૯૨૧માં, પશ્ચિમ મુઝફ્ફરપુર તરફથી ૧૯૨૩માં, તથા ગયા તરફથી ૧૯૨૬માં બિનહરીફ ચૂંટાયા. ધારાસભાના કાર્યમાં સઘળો વખત આપવા માટે ૧૯૨૨માં વકીલાત છોડી દીધી. ધારાસભામાં અગત્યની બધી કમિટીઓમાં સભ્ય તરીકે નિયુક્ત થતા; પટણામાં પાટલિપુત્ર હાઈ ઇંગ્લિશ સ્કૂલની સ્થાપના કરી. બિહારના જમીન માલિક મંડળના મંત્રી. ૧૯૨૩થી બિહાર અને ઓરીસામાં સ્વરાજ્યખાતાના પ્રધાન હતા

**સિંગ, સર જોગેન્દ્ર** : ખાનગી શિક્ષણ લીધું. નાની ઉમરથી જ પત્રકારિત્વનો શોખ લાગ્યો. 'ઇસ્ટ અને વેસ્ટ'નું તંત્રીપણું કર્યું; વિવિધ વિષયો પર પુસ્તકો લખ્યા છે. પતિયાળાના ગૃહસચિવ ૧૯૧૦. પાછળથી ત્યાંના વડા પ્રધાન. શીખ કેળવણી પરિષદના પાંચ વખત પ્રમુખ. હિંદી ખાંડ કમિટી તથા કરવેરા તપાસ કમિટીમાં કામ કર્યું છે. પંજાબ ધારાસભાના ત્રણ વખત સભ્ય. ખેતીવાડી ખાતાના પ્રધાન ૧૯૨૬–૩૦, અત્યારે વાઇસરૉયની કારોબારીના સભ્ય.

**સિંહા–સચ્ચિદાનંદ, બૅરિસ્ટર** : હિંદી વડી ધારાસભાના પહેલા ચૂંટાયેલ પ્રમુખ. બિહાર તથા ઓરિસ્સા સરકારના પહેલા હિંદી ફાઇનેન્સ મેમ્બર, ૧૯૨૧–૨૬. ધારાસભાના પ્રમુખ, ૧૯૨૧–૨૨. પટણા યુનિવર્સિટીના વાઇસ–ચેન્સેલર, ૧૯૩૬. જન્મ ૧૮૭૧ ૧૦મી નવેંબર. લાહોરના સ્વ. સેવારામનાં પુત્રી સ્વ. શ્રીમતી રાધિકા સાથે લગ્ન થયું. પટણા કૉલેજ તથા કલકત્તાની સિટી કૉલેજમાં કેળવણી લીધી. ૧૮૯૩માં બૅરિસ્ટર થયા. કલકત્તા હાઇકોર્ટના ઍડવોકેટ, ૧૮૯૩. અલ્લાહાબાદ હાઇકોર્ટ, ૧૮૯૬. પટણા હાઇકોર્ટ, ૧૯૧૬. ૧૮૯૯–૨૧ 'હિંદુસ્તાન રિવ્યુ'ની સ્થાપના કરી તથા ચલાવ્યું. શાહી ધારાસભામાં બે વખત સભ્ય ચૂંટાયા. વડી ધારાસભામાં ચૂંટાયા, ૧૯૨૦. ૧૯૨૧ના ફેબ્રુઆરીમાં પહેલા ડેપ્યુટી પ્રમુખ ચૂંટાયા. પોતાની પત્નીના સ્મરણાર્થે રાધિકા સંસ્થા સ્થાપી તથા અર્પણ કરી, તેમાં પટણાનો વિશાળ હૉલ આવેલો છે, ઉપરાંત સચ્ચિદાનંદ સિંહા પુસ્તકાલય આવેલું છે. તેમાં ઉત્તમ અંગ્રેજી પુસ્તકોનો સંગ્રહ છે. ૧૯૨૬માં 'હિંદુસ્તાન રિવ્યુ'નું તંત્રીપદ ફરીથી લીધું. ૧૯૩૧માં પટણાના 'ઇન્ડિયન નેશન'ના મેનેજીંગ ડિરેક્ટર થયા. ૧૯૩૩માં જોઇન્ટ પાર્લમેંટરી કમિટી સમક્ષ હાજર થયા. ૧૯૩૫માં લખનૌ યુનિવર્સિટીના પદવીદાનસમારંભનું ભાષણ આપ્યું.

**સીતારામૈયા–પટ્ટાભી ડૉ.** : બી. એ., એમ. બી. બી. એસ., ૧૯૦૬માં મછલીપટ્ટમમાં ખાનગી ડૉક્ટરી ધંધો શરૂ કર્યો પણ ૧૯૧૬માં છોડી દીધો. તે સમય દરમિયાન આંધ્રજાતીય કલાશાળાની કે. હનુમંતરાવ સાથે સ્થાપના કરી. આ રાષ્ટ્રીય કૉલેજ કોઇ પણ યુનિવર્સિટી સાથે સંબંધ ધરાવતી નહોતી. ૧૯૧૬થી અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય; ૧૯૧૯માં અંગ્રેજી સાપ્તાહિક 'જન્મભૂમિ' શરૂ કરીને ૧૯૩૦ના એપ્રિલ સુધી ચલાવ્યું. તે વખતે મીઠાના સત્યાગ્રહ માટે તેમને એક વર્ષની જેલ મળી. ૧૯૩૨–૩૩માં ફરીથી બે વર્ષ માટે અને ૧૯૩૩ના ઑક્ટોબરમાં ત્રીજી વખત છ માસ જેલમાં ગયા. ૧૯૨૯–૩૦–૩૧ તથા ૧૯૩૪–૩૬માં વર્કિંગ કમિટીના સભ્ય; સહકારી ચળવળમાં રસ ધરાવે છે; ૧૯૨૬માં મદ્રાસ પ્રાંતિક પરિષદના પ્રમુખ; સહકારી ચળવળ સાથે ૧૯૩૦ સુધી ખૂબ જોડાયેલ હતા; શરાફી તથા વીમામાં પણ રસ ધરાવે છે અને આંધ્ર ઇન્સ્યુરન્સ કંપની, આંધ્ર બૅંક,

ભારતલક્ષ્મી ઇન્સ્યુરન્સ કંપની તથા હિંદુસ્તાન મ્યુચ્યુઅલ ઇન્સ્યુરન્સ કંપનીની સ્થાપના કરી છે; ૧૯૩૯માં મહાસભાના પ્રમુખપદ માટેની સુભાષચંદ્ર બોઝ સામેની હરીફાઇમાં તે નિષ્ફળ નીવડ્યા.

**સુબેદાર–મનુ** : મુંબઇ તથા લંડનની યુનિવર્સિટીમાં કેળવણી લીધી છે. ૧૯૧૪માં હિંદમાં પાછા ફર્યા. મુંબઇ યુનિવર્સિટીના અર્થશાસ્ત્રના લેકચરર. કલકત્તા યુનિવર્સિટીના પ્રોફેસર. બેબિંગ્ટન સ્મિથ કમિટી પાસે જુબાની આપવા હિંદી સરકારે તેમને ઇંગ્લંડ મોકલ્યા હતા. સેન્ટ્રલ બેંકિંગ ઇન્કવાયરી કમિટીના સભ્ય. ઘણાં દેશી રાજ્યોના આર્થિક વિષયના સલાહકાર. મુંબઇ કોરપોરેશનના સભ્ય. હિંદી વેપારી મંડળીના ઉપપ્રમુખ, ૧૯૩૨. મધ્યસ્થ ધારાસભાના સભ્ય.

**સુલતાન આહમદ સર** : જન્મ ૨૪ ડીસેમ્બર ૧૮૮૦; સરકારી એડવોકેટ ૧૯૧૬–૩૭; પટણા હાઇ-કોર્ટના જજ, ગવર્નરની કારોબારીના સભ્ય તથા પટણા યુનિવર્સિટીના વાઇસચાન્સેલર હતા; ગોળમેજી પરિષદના સભ્ય; મુસ્લીમ લીગની ઉત્પત્તિ સાથે નિકટનો સંબંધ ધરાવે છે; વાઇસરોયની કારોબારીમાં વેપાર ખાતાના સભ્ય તરીકે કામ કર્યું છે, ૧૯૩૬–૩૭; અત્યારે વાઇસરોયની કારોબારી સભામાં કાયદાખાતાના સભ્ય છે.

**હક્ક–સર મહમદ અઝીઝુલ** : સી. આઇ. ઇ. ૧૯૩૭થી બંગાળની ધારાસભાના સ્પીકર; ૧૯૩૮થી કલકત્તા યુનિવર્સિટીના વાઇસ–ચાન્સેલર; ૧૯૨૯થી બંગાળની ધારાસભાના સભ્ય તથા કલકત્તા યુનિવર્સિટીના ફેલો; ૧૯૩૪થી ૧૯૩૭ સુધી કેળવણી ખાતાના પ્રધાન હતા; ૧૯૪૨માં લંડન ખાતે હિંદના હાઇ કમીશનર હતા. અત્યારે વાઇસરોયની કારોબારી સભામાં ખોરાકખાતાના સભ્ય.

**હબિબુલ્લા–સર મહમદ** : કે. સી. એસ. આઇ., કે. સી. આઇ. ઇ., એલ. એલ. ડી. જન્મ ૧૮૬૯. ૧૮૮૮માં વકીલાત શરૂ કરી. ૧૯૦૯–૧૨માં ધારાસભાના સભ્ય. ૧૯૨૦માં મદ્રાસ કોરપોરેશનના સભ્ય. ૧૯૧૯માં મદ્રાસની કારોબારી કાઉન્સિલના કામચલાઉ સભ્ય. મદ્રાસની કારોબારી કાઉન્સિલના બે વખત સભ્ય. ૧૯૨૫–૩૦માં વાઇસરોયની કારોબારી કાઉન્સિલના કેળવણીખાતાના સભ્ય. ૧૯૨૬માં દક્ષિણ આફ્રિકા ગયેલ હિંદી પ્રતિનિધિમંડળના આગેવાન. ત્રાવણકોરના દીવાન, ૧૯૩૪.

**હસ્કર, કર્નલ સર કૈલાસ નારાયણ** : નાઇટ, સી. આઈ. ઈ. એલ. એલ. બી. જન્મ ૧૮૭૬, ગ્વાલિયરમાં શિક્ષણ લીધું છે. મહારાજા સિંધિયાના ખાનગી મંત્રી ૧૯૦૩; પાછળથી રેવન્યુ બોર્ડના સિનિયર સભ્ય તથા પોલીટીકલ મેમ્બર થયા. ૧૯૩૮માં બિકાનેરના મુખ્ય પ્રધાન થયા. ગોળમેજી પરિષદના સરકાર નિયુક્ત સભ્ય; ગોળમેજી પરિષદમાં ગયેલ દેશી રાજ્યોના પ્રતિનિધિ મંડળના મંત્રી; બીજી ગોળમેજી પરિષદમાં કાશ્મીર રાજ્યના પ્રતિનિધિ.

**હિદાયતુલ્લા–સર ગુલામહુસેન** : જન્મ ૧૮૭૮. ડી. જે. સિંધ કૉલેજ તથા ગવર્મેન્ટ લૉ સ્કૂલમાં કેળવણી લીધી. ૧૯૨૧થી ૧૯૨૮ સુધી મુંબઇ સરકારના પ્રધાન. મુંબઇ સરકારની કારોબારી સભાના સભ્ય. ગોળમેજી પરિષદના સભ્ય. સિંધની સલાહકાર કમિટીના પ્રમુખ. સરકારના પહેલા મુખ્ય પ્રધાન હતા. અલ્લાબક્ષ પ્રધાનમંડળમાં પ્રધાન હતા. તે પ્રધાન મંડળે રાજીનામુ આપતાં પોતે મુખ્ય પ્રધાન થયા.

**હોર્નિમેન–બેન્જામિન ગાઇ** : જન્મ ૧૮૭૩. ૨૧ વર્ષની ઉંમરે પત્રકાર તરીકે જીવનની શરૂઆત કરી. ૧૯૦૬માં કલકત્તાના 'સ્ટેટ્સમેન'માં મદદનીશ તંત્રી થયા. ૧૯૧૧માં 'બોમ્બે ક્રોનિકલ'માં દાખલ થયા અને ૧૯૧૯ સુધી તે પત્ર ચલાવ્યું. હિંદ રક્ષણના કાયદા હેઠળ લોર્ડ લોઇડે તેમને દેશનિકાલ કર્યા. મહાસભાના અગ્રણી સભ્ય. ૧૯૨૬માં હિંદ પાછા ફર્યા. મુંબઇ કોરપોરેશનના ચૂંટાયેલા સભ્ય. ૧૯૨૬માં 'ઇન્ડિયન નેશનલ હેરલ્ડ' શરૂ કર્યું. પછી ૧૯૩૦માં અઠવાડિક 'હેરલ્ડ' શરૂ કર્યું. ૧૯૩૧માં લાહોરના 'ડેઇલી હેરલ્ડ'ના તંત્રી થયા. અત્યારે 'બોમ્બે સેન્ટિનલ' ચલાવે છે.

# આંતરરાષ્ટ્રીય ચરિતાવલિ

## (ખાસ કરીને ચાલુ યુદ્ધ અંગેની)

**ઇનોનુ–ઇસ્મત** : તુર્કસ્તાનના પ્રજાસત્તાકના પ્રમુખ; અગાઉ ઇસ્મતપાશા, તરીકે ઓળખાતા હતા; જન્મ સ્મર્નામાં ૧૮૮૪. ૧૯૦૩માં લશ્કરી ઓફીસર થયા અને સત્વર જનરલ સ્ટાફમાં નીમાયા. ૧૯૧૪–૧૮ના વિશ્વયુદ્ધમાં સિરિયા મોરચે ટુકડીના ઉપરી તરીકે કામ કર્યું હતું; ૧૯૧૯માં કમાલ પાશાના અનુયાયીઓ સાથે જોડાયા; રાષ્ટ્રીય ચળવળના મુખ્ય પ્રણેતા; સેખરિયાની નિર્ણયાત્મક તુર્કજીતમાં તેમનો મોટો હિસ્સો હતો. સ્મર્ના લીધું; ૧૯૨૨–૨૩માં પરદેશ ખાતાના યુદ્ધમંત્રી હતા. ૧૯૨૩થી ૧૯૩૭ સુધી કમાલ અતા તુર્કના અંગત મિત્ર. ૧૯૩૪માં જ્યારે તુર્ક લોકોએ 'અટક'ની પસંદગી કરી ત્યારે તેણે પોતાના વિજયની યાદગીરી માટે 'ઇનોનુ' અટક પસંદ કરી. ૧૯૩૭માં તેણે નાદુરસ્ત તબિયતને અંગે હોદ્દાનો ત્યાગ કર્યો, પણ તેનું કારણ કમાલપાશા સાથેનો મતભેદ હોવાની અફવા હતી. ૧૯૩૮માં કમાલપાશાનું મૃત્યુ થતાં ૧૧ નવેંબરે પ્રમુખ તરીકે તેમની સર્વાનુમતે વરણી થઇ અને ડીસેમ્બરની ૨૭મી તારીખે તુર્કસ્તાનની એક માત્ર રાજકીય સંસ્થા 'પ્રજાસત્તાક પ્રજામંડળ'ના આજીવન નેતા તરીકે નીમાયા. 'કમાલવાદ' ચાલુ રાખવો, તુર્કસ્તાનને અદ્યતન તથા સંગઠિત બનાવવું, અધિકારવાળું પરંતુ પ્રગતિશીલ શાસન તથા પશ્ચિમની સત્તાઓ સાથે તથા રશિયા સાથે મૈત્રી, આ તેના રાજકીય હેતુઓ છે.

**ઇસેન હોવર જનરલ** : ઉત્તર આફ્રિકામાં મિત્ર રાજ્યોના સૈન્યોના સેનાધિપતિ.

**એટલી, કિલમન્ટ રિચર્ડ** : બ્રિટનના મજુરપક્ષના નેતા. જન્મ ૧૮૮૩. હેલીબરી તથા યુનિવર્સિટી કૉલેજ, ઑક્સફર્ડમાં શિક્ષણ લીધું છે. ૧૯૦૫માં બેરિસ્ટર થયા. સમાજવાદ તરફ વલણ ધરાવતા હતા. ૧૯૧૩માં લંડન સ્કૂલ ઑફ ઇકોનોમિકસમાં વ્યાખ્યાતા થયા. ગત વિશ્વયુદ્ધમાં મેજરની પદવીએ પહોંચ્યા હતા. હિંદી કમીશનના સભ્ય ૧૯૨૭–૩૦; પોસ્ટમાસ્તર જનરલ ૧૯૩૧. ૧૯૩૧થી મજુર-પક્ષના ડેપ્યુટી લીડર હતા. ૧૯૩૫માં લેન્સબરી પછી નેતા થયા. ૧૯૩૭ના ડીસેમ્બરમાં સ્પેનના પ્રજાસત્તાક વિભાગની મુલાકાત લીધી. એટલી ·પાર્લમેન્ટમાં વિરોધ પક્ષના આગેવાન હતા. તેણે ૧૯૪૦ના મેમાં ચર્ચિલની સરકારની સ્થાપના થતાં લૉર્ડ પ્રીવીસીલનો હોદ્દો સ્વીકાર્યો અને આમસભાના નેતા થયા.

**ક્રિપ્સ–ધી ઓન. સર સ્ટેફર્ડ** : એમ. પી. બ્રિટનના સમાજવાદી રાજનીતિજ્ઞ. જન્મ ૧૮૮૯. વિંચેસ્ટર તથા લંડનની યુનિવર્સિટી કૉલેજમાં શિક્ષણ લીધું છે. ૧૯૧૩માં બેરીસ્ટર થયા અને વકીલાત શરુ કરી. ૧૯૩૧માં પાર્લમેન્ટમાં મજુર સભ્ય તરીકે દાખલ થયા અને આજસુધી તે સ્થાનપર છે. મેકડોનેલ્ડ પ્રધાન મંડળમાં સોલીસીટર–જનરલ હતા. પોતાના પક્ષની ૧૯૩૭માં મળેલી સભાની સંમતિ ન મળવાથી સર સ્ટેફર્ડને સામ્યવાદી સાથેના સંયુક્ત મોરચાની લડત પડતી મૂકવી પડી અને કારોબારીએ તેનો ખુલાસો માગ્યો. ૧૯૩૭માં સર સ્ટેફર્ડે પ્રજાકીય મોરચાની તરફેણમાં

નવી લડત શરુ કરી, પણ તેનો પક્ષ આથી પણ વિરુદ્ધ પડતાં સર સ્ટેફર્ડને તથા તેના કેટલાક અનુયાયીઓને ૧૯૩૯ના એપ્રિલમાં પક્ષમાંથી કાઢી મુકવામાં આવ્યા. પ્રજાકીય મોરચાની લડત સંકેલી લેવામાં આવી અને સર સ્ટેફર્ડ તથા તેના અનુયાયીઓએ પક્ષમાં ફરીથી દાખલ થવા અરજ કરી. ૧૯૪૦–૪૧માં રશિયામાં બ્રિટનના એલચી; હિંદને સંસ્થાનિક સ્વરાજ્ય આપવાની દરખાસ્ત લઈને ૧૯૪૨માં હિંદ આવ્યા હતા. અત્યારે બ્રિટિશ પ્રધાનમંડળમાં ઉત્પાદનખાતાના પ્રધાન.

**કુસ્નેટ્ઝોવ** : રાતા નૌકા સૈન્યનો આગેવાન.

**કેલિયો કયોસ્તી** : ફિન્લેંડના પ્રજાસત્તાકના પ્રમુખ. જન્મ ૧૦ એપ્રિલ ૧૮૭૩. ૧૮૯૦માં ખેડૂત તરીકે જીવનની શરૂઆત કરી. ૧૯૦૪–૦૬ તથા ૧૯૦૭–૩૭ સુધી ફિન્લેંડની પાર્લામેન્ટના સભ્ય. ૧૯૨૫–૨૬ અને ૧૯૨૬–૨૭ સુધી વડા પ્રધાન.

**કેલિનિન, માઇકેલ** : યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ સોવિયેટ રશિયાના પ્રેસિડિયમના પ્રમુખ. ૧૮૯૫માં સેંટપીટર્સબર્ગમાં કારખાનામાં કામ કરતા 'મજૂરોના સ્વાતંત્ર્ય'ની લડતના સંઘમાં જોડાયા. ૧૯૨૭થી યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ સોવિયેટ રશિયાની કારોબારી કમિટીના સભ્ય. ઉપરાંત ઉપર જણાવેલ પ્રેસિડિયમના પ્રમુખ.

**ગોબેલ્સ, ડૉ. જોસેફ** : રાષ્ટ્રીય ઉન્નતિ તથા પ્રચાર ખાતાના જર્મન પ્રધાન; હિટલર અને ગોરીંગ પછી રાષ્ટ્રીય–સમાજવાદી પક્ષના ત્રીજા અગ્રણી; જન્મ ઑકટોબર ૨૯, ૧૮૯૭; ૧૯૨૦માં ડૉકટર ઑફ ફિલોસોફીની પદવી મેળવી; હ્રાઇન્લેન્ડમાં પત્રકાર હતા; શરૂઆતમાં જ રાષ્ટ્રીય સમાજવાદી પક્ષમાં જોડાયા; ૧૯૨૬માં બર્લિનના 'પ્રાદેશિક નેતા' થયા. હિટલર દક્ષિણમાં મ્યુનિચમાં હતો ત્યારે ઉત્તર જર્મનીમાં પોતાના પક્ષનો વિસ્તાર કર્યો. ૧૯૨૭માં બર્લિનના દૈનિકપત્ર 'Der Angriff' (આક્રમણ) ની શરૂઆત કરી, તે અત્યાર સુધી ચલાવે છે. ૧૯૩૩ના માર્ચમાં રાષ્ટ્રીય ઉન્નતિ તથા પ્રચાર ખાતાના પ્રધાન નીમાયા. આ હોદ્દાને અંગે તેણે એનમૂન કાર્ય કરી બતાવ્યું. તેણે વર્તમાનપત્ર, સાહિત્ય, રેડિયો, નાટ્યગૃહ, સીનેમા, સંગીત તથા બીજા બધા સંસ્કૃતિના ક્ષેત્રમાં સંપૂર્ણ રાષ્ટ્રીય સમાજવાદી સત્તા સ્થાપી. ડૉ. ગોબેલ્સ પોતે ઘણું લખે છે તથા વાયુવાર્તાલાપ કરે છે અને તેનાં લખાણો તથા ભાષણોમાં અમર્યાદિત ભાષા, તથા વ્યંગ હોય છે.

પોતાના પક્ષમાં તેનું સ્થાન 'રાષ્ટ્રીય' નેતાનું છે. હિટલરના સલાહકાર તરીકે તેણે દેશ તથા પરદેશની નીતિમાં ઉદ્દામ માર્ગની સલાહ આપી છે.

**ગોરિંગ હર્માન વિલ્હેલ્મ** : જર્મન ફીલ્ડમાર્શલ તથા પ્રધાન; રાષ્ટ્રીય સમાજવાદમાં હિટલર પછી બીજા નંબરના માણસ; જન્મ ૧૨ જાન્યુઆરી ૧૮૯૩. ગયા વિશ્વયુદ્ધમાં હવાઈ લશ્કર ખાતામાં હતા. કેપ્ટનની પદવી સાથે લશ્કરનો ત્યાગ કર્યો; સ્વીડનમાં હવાઇ ખાતામાં નોકરી કરી અને ત્યાં જ સ્વીડીશ બાળા સાથે લગ્ન કર્યું. હિટલરના પક્ષની શરૂઆતમાં જ તેમાં જોડાયા. ૧૯૨૩માં ઇટલિ નાસી ગયા પણ ૧૯૨૭માં પાછા આવ્યા અને 'નાઝી સ્ટોર્મ ટ્રુપ્સ'ની સ્થાપના કરી. ૧૯૨૮માં રિશ્ટેગમાં ચૂંટાયા અને ૧૯૩૨થી તેના પ્રમુખ છે. ૧૯૩૩ના આરંભમાં હિટલર સત્તાપર આવતાં, ગોરિંગને પ્રશિયાના મુખ્ય પ્રધાન તરીકે તથા આંતરિક ખાતાના પ્રધાન તરીકે નીમવામાં આવતાં પ્રશિયાની વિશાળ કારોબારી સત્તા તેના હાથમાં આવી. પોલીસ અને આંતરિક વ્યવસ્થામાં તેણે નાઝીઓને જ નીમી દીધા અને ૧૯૩૩ના ૨૭ ફેબ્રુઆરીની રિશ્ટેગની આગમાં તેનો હાથ હોવાનું

માનવામાં આવે છે. તેને જનરલ તથા વાયુખાતાના પ્રધાન તરીકે નીમવામાં આવતાં પહેલાં છૂપા તથા પાછળથી જાહેર જર્મન હવાઇદળનું સર્જન કર્યું. ત્યારબાદ આર્થિક બાબતપર ધ્યાન આપતાં તેને ચતુર્વર્ષી યોજનાના કમિશનર નીમવામાં આવ્યા, અને જર્મનીના આર્થિક સરમુખત્યાર થઇ પડયા અને ડૉ. શાટને ધીમે ધીમે હાંકી કાઢયા. ૧૯૩૮ના ફેબ્રુઆરીમાં ફીલ્ડ-માર્શલ થયા; ૧૯૩૮માં યાહુદીઓના બધા હક્કો લઇ લીધા. હિટલરના ખાસ માણસ; ઘણા હોદ્દા ધરાવે છે. તેને ભભકા તથા મોજશોખ માટે પ્રેમ છે. શસ્ત્રીકરણ માટે વપરાશ નિયંત્રિત કરવા માટે તેણે 'માખણને બદલે તોપો'નું ભૂંગળવાક્ય (Slogan) પ્રચલિત કર્યું છે. ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં યુદ્ધની જાહેરાત થયા પછી, હિટલરના સંભવિત અનુગામી તરીકે તેને નીમવામાં આવ્યા.

**ગોર્ટ-વાઇકાઉન્ટ** : વી. સી., કે. સી. બી., સી. બી. ઈ., ડી. એસ. ઓ., એમ. વી. ઓ., એમ. સી. બ્રિટિશ સૈન્યના આગલા સેનાધિપતિ; જન્મ ૧૮૮૬ના જુલાઇની ૧૦; સેન્ડહર્સ્ટમાં લડાયક કેળવણી લીધી; ૧૯૦૫માં લશ્કરમાં દાખલ થયા; ૧૯૧૪માં કેપ્ટન અને ૧૯૧૬માં મેજર થયા; ૧૯૨૬માં કર્નલ નિમાયા; ૧૯૩૫માં મેજર-જનરલ અને ૧૯૩૭માં જનરલ થયા. ગયા વિશ્વયુદ્ધમાં સેવા બજાવી હતી. ૧૯૩૯ના સપ્ટેંબરમાં ચાલુ યુદ્ધની જાહેરાત પછી, ગોર્ટને બ્રિટિશ લશ્કરના વડા સેનાધિપતિ નીમવામાં આવ્યા. ફ્લેન્ડર્સના યુદ્ધ પછી અને ડન્કર્ક ખાલી થયા પછી પોલીસ ટ્રેઇનિંગનાં ઇન્સ્પેકટર-જનરલ ઑફ પોલીસ તરીકે તેમની બદલી થઈ.

**ગ્રેઝિયાની-માર્શલ** : આબિસીનિયાના આગલા વાઇસરૉય: ઈટાલિયન લશ્કરના સેનાધિપતિ.

**ચર્ચિલ શાઇટ ઑન. વિન્સ્ટન લિયોનાર્ડ સ્પેન્સર** : બ્રિટિશ રાજદ્વારી પુરુષ. જન્મ ૩૦ નવેંબર ૧૮૭૪. હેરો અને સેન્ડહર્સ્ટમાં કેળવણી લીધી. ૧૮૯૫માં લશ્કરમાં દાખલ થયા. દક્ષિણ આફ્રિકાના યુદ્ધ વખતે 'મોર્નિંગ પોસ્ટ'ના યુદ્ધ-ખબરપત્રી હતા. બોઅર લોકોએ કેદી પકડયા હતા. પણ નાસી છૂટયા; ૧૯૦૦માં કૉન્ઝર્વેટિવ સભ્ય તરીકે પાર્લમેન્ટમાં ચૂંટાયા, જોસેફ ચેમ્બરલેનની ઉચ્ચ જકાતની યોજનાનો વિરોધ કર્યો, 'મુક્ત વેપાર'નો પક્ષ લીધો, લિબરલ પક્ષમાં જોડાયા; ૧૯૦૫માં વસાહત ખાતાના ઉપમંત્રી થયા. ૧૯૦૮માં બોર્ડ ઑફ ટ્રેડના પ્રમુખ નિમાયા. ૧૯૧૨માં આયર્લૅન્ડને સ્વરાજ્ય આપવાના બિલને ટેકો આપ્યો. ત્યાર બાદ 'ફર્સ્ટ લૉર્ડ ઑફ એડમિરલ્ટી' નીમાયા અને ઘણા સુધારા કર્યા; દરિયાઈ યુદ્ધ માટે માણસો તૈયાર કરવાની તેની યોજના ૧૯૧૪-૧૮ના યુદ્ધથી પડતી મૂકવી પડી. આ યુદ્ધની તેણે આગાહી કરી હતી. ૧૯૧૫માં પ્રધાન મંડળમાંથી રાજીનામું આપી ફ્રાન્સમાં યુદ્ધમાં સક્રિય ભાગ લેવા ગયા હતા. ૧૯૧૭માં લૉઈડ જ્યોર્જે પાછા બોલાવતાં, દારુગોળાખાતાના પ્રધાન થયા અને ખૂબ સેવા બજાવી. ૧૯૧૮-૨૧માં યુદ્ધમંત્રી તથા હવાઈખાતાના પ્રધાન હતા. ૧૯૨૧-૨૩માં સંસ્થાનખાતાના મંત્રી. ૧૯૨૨ની આયર્લૅન્ડની સમાધાનીને ટેકો આપ્યો. તે જ વખતે તે બોલ્શેવિક વિરોધી તરીકે જાહેર થયા. તેના આ વિચારો લિબરલ પક્ષને ન ગમતાં ડંડી વિભાગમાં પરાજય પામ્યા. થોડો સમય નિવૃત્ત થયા પછી ૭ ભાગમાં 'વર્લ્ડ ક્રાઇસિસ' (જગતની કટોકટીની પળ) લખ્યું. ૧૯૨૪માં ફરીથી રાજકીય પ્રવૃત્તિમાં પડ્યા, અને 'કૉન્ઝર્વેટીવ' પક્ષમાં દાખલ થયા. બાલ્ડવિનના પ્રધાનમંડળમાં 'ચૅન્સેલર ઑફ એક્સ્ચેકર' હતા.

૧૯૩૦થી બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું ત્યાંસુધી ચર્ચિલ કોઇ પણ હોદ્દા પર નહોતા, પણ તે પરદેશના બનાવોમાં ખૂબ રસ લેતા હતા. ૧૯૩૩ સુધી ફ્રાન્સનું નિઃશસ્ત્રીકરણ કરવાની વિરૂદ્ધમાં તથા જર્મનીની ફરિયાદો દૂર કરવાની તરફેણમાં હતા. ૧૯૩૩માં જર્મનીમાં નાઝી સત્તાનો ઉદય

થતાં, ચર્ચિલે તેના ભયસ્થાનો જોયાં અને બ્રિટનને ખાસ કરીને વાયુસામગ્રીમાં વહેલી તકે સજ્જ રહેવાને કહ્યું. સ્પેનના આંતયુંદ્ધમાં તટસ્થતા જાળવી. જર્મનીના નાઝીવાદે તેનો વિરોધ વધારે ને વધારે જાગ્રત કર્યો. જર્મનીના મધ્ય યુરોપના વિસ્તારની તેણે આગાહી કરી હતી અને મ્યુનિચ ઠરાવનો અસ્વીકાર કર્યો હતો. ચાલુ વિશ્વયુદ્ધની શરૂઆતમાં 'ફર્સ્ટ લૉર્ડ ઑફ ઍડમિરલ્ટી' નીમાયા. ચેમ્બરલેનના રાજીનામા પછી વધતી જતી રાષ્ટ્રીય ઇચ્છાને માન આપીને ઇંગ્લંડના વડા પ્રધાન નિમાયા. મજુર પક્ષ તથા ઉદાર મતવાદીઓ તેના પ્રધાનમંડળમાં જોડાયા. ઘણાં પુસ્તકો લખ્યાં છે.

**ચાંગ-કાઈ-શેક**—ચીનના માર્શલ અને રાષ્ટ્રીય આગેવાન. જન્મ ૧૮૮૮; ૧૯૧૧, ૧૨, તથા ૧૭ની ચીનની ક્રાંતિમાં આગળ પડતો ભાગ લીધો હતો. સુન-યાટ-સેનના સ્ટાફમાં હતા. ૧૯૨૫માં દક્ષિણ ચીનના સેનાધિપતિઓને હરાવ્યા; સુન-યાટ-સેનના મૃત્યુ પછી કુઓ-મીન-ટાંગની આગેવાની તેને આપવામાં આવી, સામ્યવાદીઓ સાથે જોડાયા અને ૧૯૨૬માં શાંગહાઇ લીધું. ૧૯૨૭ના માર્ચમાં સામ્યવાદીઓ સાથે ઝઘડો થતાં, શાંગહાઇમાં તેમની કતલ કરાવી અને નાન્કિંગમાં પોતાની સત્તા જમાવી. કુઓ મીન ટાંગ સરકાર પણ તેની સાથે જોડાઈ ગઈ અને ચાંગ કાઈ શેક જનરલિસામો (અનેક સેનાઓના સંયુક્ત સેનાપતિ) બન્યા. ૧૯૨૮માં માર્શલ ચાંગ-સો-લિનને હરાવ્યા અને આખું ચીન નાન્કિંગ સરકારના તાબા હેઠળ મૂકાયું. ચાંગ કાઇ શેક મુખ્ય પ્રધાન-ખરી રીતે તો સરમુખત્યાર-થયા. છતાં આંતરયુદ્ધ તો ચાલ્યા કરતું હતું. ૧૯૩૧માં તેણે રાજીનામું આપ્યું હતું પણ ૧૯૩૧માં તેને બોલાવવામાં આવ્યા. જાપાની લોકોએ મંચુરિયાનો કબજો લીધો હતો. તેની સાથે સમાધાનની વાટાઘાટો કરી, અને શાંગહાઇ પર હુમલો કર્યો. ૧૯૩૬માં હરીફ સરદાર ચાંગ-સુહ-લી આંગે તેને કેદ પકડયા હતા. પરંતુ વાટાઘાટ પછી છોડી મુકવામાં આવ્યા. ૧૯૩૭ના જુલાઇમાં જાપાનીઓએ ચીન સામે યુદ્ધ જાહેર કર્યું, ત્યારે યુદ્ધના સરદાર તરીકે સઘળો સમય આપવા માટે તેણે પ્રધાનપદનું રાજીનામું આપ્યું. ૧૯૩૭ના ડીસેમ્બરમાં નાન્કિંગના પતન પછી તે ચુંગકિંગ ગયા અને યુદ્ધ ચાલુ રાખ્યું.

**ચાંગ કાઇ શેક—મેડમ** (સૂંગ મે લિંગ) અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સની વેલેસ્લી કૉલેજમાં શિક્ષણ લીધું છે. ૨૭ વર્ષની ઉંમરે ચીનના 'જનરલિસિમો' (અનેક સંયુક્ત સેનાઓના ઉપરી) સાથે લગ્ન કર્યાં. ચીનની પ્રથમ સ્ત્રી છે. જાપાન સામે ચીનની લડતમાં ઓતપ્રોત થયેલ છે. અનેક રાહત કાર્યોની સંસ્થાઓના પ્રમુખ તથા સર્જક.

**જીરો, જનરલ** : મુક્ત ફ્રાંસની ચળવળમાં જનરલ દ ગૉલના મુખ્ય સહાયક. અત્યારે ઉત્તર આફ્રિકામાં મુક્ત ફ્રાંસના લશ્કરના આગેવાન.

**ટીમો શેંકો-માર્શલ** : રશિયાના આખા લાલ લશ્કરના સેનાપતિ હતા; રક્ષણખાતાના 'વાઇસ-કોમીસાર પણ હતા. જાતે યુક્રેનના છે. જન્મ ૧૮૯૫; જર્મની અને રશિયા વચ્ચે યુદ્ધ જાગતાં ટીમો શેંકોને પશ્ચિમ મોખરો સોંપવામાં આવ્યો. અત્યારે રક્ષણખાતાના પ્રજાકીય 'કોમીસાર' છે.

**ટોજો, એડમિરલ** : જાપાનના વડા પ્રધાન.

**ડિલ, સર જહૉન** : બ્રિટિશ શાહી જનરલ સ્ટાફના વડા.

**દ ગૉલ જનરલ** : મુક્ત ફ્રાન્સના નેતા. પેતાં સરકારના શરણ પછી દ ગૉલે મુક્ત ફ્રાન્સનો પક્ષ લીધો અને ફ્રાન્સના જર્મનીના શરણની વિરુદ્ધ ફ્રાન્સવાસીઓના નેતા થયા.

**દ વેલેરા, એમન (એડવર્ડ)** : આઇરિશ રાજદ્વારી પુરુષ અને વડા પ્રધાન. જન્મ ૧૪ ઑક્ટોબર ૧૮૮૨; સ્પેનના વસાહતી પિતા તથા આઇરિશ માતાના સંતાન; ત્રણ વર્ષની ઉંમરે આયર્લેન્ડ

મોકલવામાં આવ્યા. સગાવહાલાઓએ ઉછેરી મોટા કર્યા. ૧૯૦૪માં ડબ્લિન યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ થયા. આયર્લૅન્ડની રાષ્ટ્રીય ચળવળમાં જોડાયા અને આઇરિશભાષા શીખ્યા અને શીખવી. ૧૯૧૬ના ડબ્લિનના 'ઇસ્ટર વીક બળવા'માં ભાગ લીધો, પકડાયા અને મૃત્યુદંડની સજા કરવામાં આવી; પાછળથી સજા ઘટાડીને જીંદગીભર દેશનિકાલની સજા ઘટાડવામાં આવી. પાછળથી દ વેલેરાને માફી આપવામાં આવી અને ૧૯૧૭ના જુનમાં તેને છોડી મૂકવામાં આવ્યા. નવી સીન ફીન ચળવળમાં તે જોડાયા, અને પ્રમુખ થયા. ફરીથી પકડાયા ને ૧૯૧૮ના મેમાં એક વર્ષની સજા કરવામાં આવી. આયર્લૅન્ડનો પક્ષ મજબુત કરવા ૧૯૧૯ના મે માસમાં યુનાઇટેડ સ્ટેટસ ગયા. ૧૯૨૦ના ડીસેમ્બરમાં પાછા આવ્યા. પહેલા આંતર્યુદ્ધ દરમિયાન ડબ્લિનમાં ગુપ્ત સ્થળે રહીને પ્રમુખ તરીકે પ્રજાપક્ષની પ્રવૃત્તિની દોરવણી કરતા હતા. જ્યારે ઍંગ્લો-આઇરિશ વાટાઘાટ શરૂ થઈ ત્યારે દ વેલેરાએ સંપૂર્ણ સ્વાતંત્ર્યપર ભાર મૂકયો. તેણે ૧૯૨૧ની ઍંગ્લો-આઇરિશ સંધિ પ્રત્યે નાપસંદગી બતાવી. બીજા આંતર્યુદ્ધમાં ફરીથી ડબ્લિનમાં ગુપ્ત સ્થળે રહ્યા. ૧૯૨૩માં પકડાયા ને ૧૯૨૪માં છૂટયા. ૧૯૨૫માં 'ફિયાના ફૅઇલ' (આયર્લૅન્ડના સૈનિકો) નામનો નવો પક્ષ સ્થાપ્યો. તેનું ધ્યેય 'સ્વતંત્રતા'નું હતું. ૧૯૨૭માં તેની 'ફ્રીસ્ટેટ ફૅઇલ'માં ચૂંટણી કરવામાં આવી. ૧૯૩૨માં તેના પક્ષનો ચૂંટણીમાં વિજય થયો. તે મુખ્ય પ્રધાન થયા. યુદ્ધની શરૂઆતથી તેણે તટસ્થતાની નીતિ ગ્રહણ કરી છે.

**નોકસ, કર્નલ વિલિયમ ફ્રેન્કલિન** : યુનાઇટેડ સ્ટેટસના દરિયાઇ મંત્રી. જન્મ ૧ જાન્યુઆરી ૧૮૭૪. આલ્મા કૉલેજમાં શિક્ષણ લીધું. કયુબન યુદ્ધમાં લડયા. પત્રકારિત્વમાં જોડાયા. 'ગ્રાન્ડ રેપીડઝ હેરલ્ડ'ના રીપોર્ટર, સ્થાનિક તંત્રી તથા મેનેજર હતા. ૧૮૯૮-૧૯૦૦. અમેરિકાના અનેક પ્રાંતિક પત્રોના પ્રકાશક ૧૯૦૧-૧૯૩૧; હર્સ્ટ વર્તમાનપત્રોના જનરલ મેનેજર ૧૯૩૧. કર્નલનોકસે ૧૯૧૮માં ફ્રાન્સમાં નોકરી કરી હતી. ૧૯૩૬માં યુનાઇટેડ સ્ટેટસના ઉપ-પ્રમુખ પદ માટે રિપબ્લિકનો વતી ઉમેદવાર હતા. વર્તમાનયુદ્ધની શરૂઆતથી જ, યુનાઇટેડ સ્ટેટસે બ્રિટનને ટેકો આપવાના મતના છે. ૧૯૪૦ના જૂનમાં પ્રમુખ રૂઝવેલ્ટે તેને દરિયાઇમંત્રી તરીકે નીમ્યા.

**પાશા, નહાસ** : વફદ પક્ષના, ઇજીપ્તના વડા પ્રધાન. સંયુકત રાષ્ટ્રોને ટેકો આપનાર.

**પેતાં-હેન્રિ ફિલિપી** : ચીફ ઑફ સ્ટેટ, ફ્રાન્સ. જન્મ ૧૮૫૬. ૧૮૭૮થી અધિકારી. ૧૯૧૪માં બ્રિગેડિયર-જનરલ થયા. ૧૯૧૬માં વર્દુનના રક્ષણનું કાર્ય માથે લીધું. ૧૯૧૭માં પશ્ચિમ સમરાંગણમાં ફ્રેંચ લશ્કરના સેનાધિપતિનો ચાર્જ લીધો. ૧૯૧૮માં ફ્રાન્સના માર્શલ. ૧૯૨૯થી ફ્રેંચ ઍકેડૅમીના સભ્ય. ૧૯૪૦ના જૂનથી ફ્રાન્સના ચીફ ઑફ સ્ટેટ. પ્રજામતનું બંધારણ દૂર કરીને સરમુખત્યારીની પ્રથા સ્થાપી છે.

**ફ્રાન્કો, ફ્રાન્સિસ્કો** : સ્પેનના જનરલ તથા સરમુખત્યાર; ૧૮૯૨માં ગેલિશિયામાં જન્મ; મોરોક્કોમાં સ્પેનના લશ્કરમાં નોકરી લીધી; ૧૯૨૫માં કર્નલ થયા. લેરૂક્સની સરકાર સમયે કેનેરી ટાપુઓના ગવર્નર હતા. મોરોક્કોમાંથી ૧૯૩૬ના જુલાઇમાં લશ્કરી બળવો ઊભો કર્યો અને પોતાના આગેવાન જનરલ સેંજુર્જો હવાઇ વિમાનના અકસ્માતમાં મૃત્યુ પામતાં બળવાખોરોની આગેવાની લીધી. ૧૯૩૬માં ઑકટોબરની ૧લી તારીખે પોતે મુખ્ય સેનાપતિ થયા. લગભગ ત્રણ વર્ષના સખ્ત યુદ્ધ પછી તેણે પ્રજાસત્તાકવાદીઓને હરાવ્યા અને આખા દેશના માલિક થયા. યુદ્ધમાં હિટલર અને જર્મનીનો ટેકો મળ્યો હતો. ૧૯૩૯ના મેમાં તે ઍન્ટી-કૉમિન્ટર્ન" પેકટમાં દાખલ થયા પણ જર્મની અને હિટલર સાથે મૈત્રીની વાટાઘાટમાં કંઇ પ્રગતિ થઇ નહિ, કેમકે જનરલ ફ્રાંકોના કેટલાક સરદારો જ

તેની વિરુદ્ધ હતા. ૧૯૩૯ના ઑગસ્ટની ૨૩મી એ 'જર્મન-રશિયા કરાર'થી ફ્રાન્કોને આઘાત લાગ્યો. ચાલુ યુદ્ધમાં તેણે તટસ્થતા ગ્રહણ કરી છે. ૧૯૪૦ના જૂનમાં ઇટલિ યુદ્ધમાં પડ્યું ત્યારે ફ્રાન્કો ઉદ્દામ પક્ષવાદી ફાસિસ્ટો સાથે ભળી ગયો. અત્યાર સુધી તેણે તેનો વિરોધ કર્યો હતો. તેણે સ્પેનને ધરી રાજ્યો પ્રત્યે બીનયુયુત્સુ રાષ્ટ્ર જણાવ્યું. વસ્તુતઃ તો તેણે સ્પેનની તટસ્થતા જ જાળવી છે અને ધરી રાજ્યો સાથે અથવા તો ત્રિપક્ષી કરારોમાં જોડાવાની ના પાડી છે. ૧૯૪૧ માં ધરી રાજ્યોના આડકતરા દબાણને લઇને તેને કેટલીક છુટછાટ મૂકવી પડી છે.

**બેનેશ એડવર્ડ** : પી. એચ. ડી. ઝેકોસ્લોવેકિયાના આગલા પ્રમુખ. જન્મ ૨૫ મે ૧૮૮૪. પેરિસમાં શિક્ષણ લીધું. ૧૯૦૯માં વેપારીકોલેજમાં પ્રોફેસર થયા. ૧૯૧૪ના વિશ્વવિગ્રહની શરૂઆત થતાં મેસેરિકની ઑસ્ટ્રિયા વિરૂદ્ધની છુપી ચળવળમાં જોડાયા. ૧૯૧૫માં ગેરકાયદેસર રીતે સ્વિટઝર્લેંડમાં ગયા. મેસેરિકના અંગત માણસ થઈ પડયા. ઝેકોસ્લોવેક સરકારમાં પરદેશખાતાના મંત્રી થયા. અને ૧૯૧૮થી ૧૯૩૫ સુધી તે સ્થાન પર રહ્યા. ૧૯૩૫માં મેસેરિકની પછી તે પ્રમુખ ચૂંટાયા. ૧૯૨૧ના સપ્ટેમ્બરથી ૧૯૨૨ના ઑકટોબર સુધી વડાપ્રધાન હતા. તેણે યુગોસ્લેવિયા તથા રૂમાનિયા સાથે હંગરી-વિરુદ્ધ મૈત્રી કરી. તેના પ્રમુખપણા હેઠળ રશિયા સાથે મૈત્રી કરવામાં આવી. ૧૯૩૮ના ઑકટોબરની ૫ મી એ મ્યુનિચ કરારો પછી તેણે પ્રમુખ તરીકે રાજીનામુ આપ્યું. ઑકટોબરની ૨૨મી એ ઝેકોસ્લોવેકિયા છોડયું, ત્યાર બાદ ચિકાગો યુનિવર્સિટીમાં 'લેકચરર' તરીકે કામ કર્યું અને ૧૯૩૯ના જુલાઇથી ઇંગ્લંડમાં રહે છે. ચાલુ વિશ્વયુદ્ધની શરૂઆત પછી મિત્રરાજ્યોના સહકારથી ઝેકોસ્લોવેકિયાના પુનરૂત્થાનની ચળવળમાં ડૉ. બેનેશે આગેવાનીભર્યો ભાગ લીધો. જ્યારે લંડનની ઝેકોસ્લોવેક રાષ્ટ્રીય કમિટીને 'સરકાર' તરીકે ગણવામાં આવી (૧૯૪૦ ના જુલાઇમાં કામચલાઉ તથા ૧૯૪૧ના જુલાઈમાં સંપૂર્ણપણે) ત્યારે ડૉ. બેનેશે ફરીથી પ્રમુખ તરીકેનો હોદ્દો ધારણ કર્યો.

**બુડેની માર્શલ** : ઉમર વર્ષ ૫૮; સોવિયેટના અતિ તેજસ્વી સૈનિક તરીકે ગણવામાં આવે છે. રશિયાના ફિન્લેન્ડ સાથેના યુદ્ધમાં પાછળથી તેને સરદારી આપવામાં આવી હતી. લાલ સૈન્ય માટે તેણે સત્વર વિજય પ્રાપ્ત કર્યો.

**બ્લુમ, લિયોં** : ફ્રાન્સના સમાજવાદી આગેવાન. પેરિસમાં ૧૮૭૨ના એપ્રિલની ૯મી તારીખે જન્મ; ધારાશાસ્ત્રી થયા, લેખક તથા વિવેચક તરીકે સાહિત્ય વિષયક વલણ બતાવ્યું. ડ્રેફ્સ પ્રકરણ દરમિયાન તે સમાજવાદી થયા. ૧૯૧૪માં જોરેના ખૂન પછી બ્લુમ ડેપ્યુટી થયા; ૧૯૧૯-૨૮ સુધી સીનના પ્રતિનિધિ હતા, અને ૧૯૨૯માં નેર્બોન માટે ચૂંટી કાઢવામાં આવ્યા. તે સ્થાન પર હજુ સુધી રહ્યા છે. સમાજવાદી પક્ષના પ્રમુખ થયા. ૧૯૩૬માં ફ્રાન્સના પહેલા સમાજવાદી પ્રધાન થયા. ૧૯૩૬ના જુનની ૪ થી તારીખે હોદ્દો સંભાળતા, અનેક સુધારા કર્યા. જેમાં ચાલીશ કલાકના અઠવાડિયાનો, યુદ્ધઉદ્યોગના રાષ્ટ્રીયકરણનો, ફ્રાન્કની કીંમત ઘટાડવાનો તથા ફ્રાન્સની બેંક ઉપર રાજ્યના કાબુનો સમાવેશ થતો હતો. પરંતુ તેમણે હોદ્દાનો ચાર્જ સંભાળ્યા પછી ટૂંક વખતમાં સ્પેનનો આંતરવિગ્રહ ફાટી નીકળ્યો અને બ્લુમે, સ્પેનના પ્રજાકીય મોરચાની શસ્ત્રો પૂરા પાડવાની માગણીની ના પાડી તથા બીનદરમિયાનગીરીની નીતિ ગ્રહણ કરી. ૧૯૩૭ના જુનની ૨૦મી તારીખે ફ્રેન્ચ સેનેટે બ્લુમને કટોકટીના પ્રસંગો માટે સત્તા આપવાની ના પાડી. તેથી તેણે રાજીનામું આપ્યું. શોટે પ્રધાનમંડળમાં તે ડેપ્યુટી વડાપ્રધાન થયા અને ૧૯૩૮ના માર્ચની ૧૩મી તારીખે ફરીથી વડાપ્રધાન થયા. પણ ફક્ત ૨૬ દિવસમાં રાજીનામું આપવું પડયું. અને દલાદિયે તેના અનુગામી થયા.

**મસોલિનિ, બેનિટો** : ઇટલિનો સરમુખત્યાર, ફેસિઝમનો સ્થાપક; જન્મ જુલાઇ ૨૯, ૧૮૮૩; લુહારનો પુત્ર. સમાજવાદી થયો. ૧૯૦૨માં સ્વિટ્ઝર્લૅન્ડમાં દેશનિકાલ થયો. ઇટલિમાં પાછા આવતાં પોતાના પક્ષના મુખપત્ર 'અવંતિ'ની ૧૯૧૨માં તેને સોંપણી કરવામાં આવી. ૧૯૧૪માં યુદ્ધની શરૂઆત થતાં તે રાષ્ટ્રવાદી થયો અને ઇટલિને યુદ્ધમાં પડવાની સલાહ આપી. તેના આ કાર્ય માટે તેને તેના પક્ષમાંથી રૂખસદ આપવામાં આવી. ૧૯૧૪ના નવેંબરમાં પોતાનું વર્તમાનપત્ર 'પોપોલો દ ઇટાલિયા' શરૂ કર્યું. ૧૯૧૫માં મે માસમાં ઇટલિ યુદ્ધમાં દાખલ થતાં તે ઇટાલિયન લશ્કરમાં 'પ્રાઇવેટ' તરીકે દાખલ થયો, અને કૉરપોરલના દરજ્જા સુધી પહોંચ્યો. ૧૯૧૭ના ફેબ્રુઆરીમાં સખત ઘાયલ થયો. સાજા થતાં પોતાના વર્તમાનપત્રમાં જોડાઇ ગયો. યુદ્ધ પછી ઇટલિને મળેલ લાભથી આખો દેશ નાસીપાસ થયો. તેની ચળવળે 'ફેસિઝમ'નું નામ ધારણ કર્યું. નેપલ્સમાં ફેસિસ્ટપક્ષની કોંગ્રેસ પછી, ફેસિસ્ટોએ ૧૯૨૨ના ઑક્ટોબરની ૨૮મીએ રાજધાની તરફ કૂચ કરી અને મસોલિનિએ સત્તાની માગણી કરી. તેના અનુયાયીઓએ તેને 'ડ્યુસ'નું નામ આપ્યું. રાજાએ તેને વડો પ્રધાન નીમ્યો. ૧૯૨૫માં તેણે સત્તાનું ઓચિંતુ પરિવર્તન કરી, સરમુખત્યારની સત્તા મેળવી. ૧૯૨૬માં વિરુદ્ધપક્ષોને દબાવી દેવામાં આવ્યા.

૧૯૩૫માં મસોલિનિએ એબિસિનિયા જીતવાની નીતિ ગ્રહણ કરી. રાષ્ટ્રસંઘની અરધીપરધી અટકાયતે ઇટલિને એબિસિનિયા જીતતાં અટકાવ્યું નહિ, પણ પશ્ચિમના રાજ્યોથી જુદું પાડી દીધું; અને ધરીરાજ્યોની નીતિમાં હિટલર સાથે તે જોડાયો. એબિસિનિયાના વિજય પછી મસોલિની 'ઇમ્પેરો' (Impero) થયો અને ઇટલિના રાજા 'ઇથિયોપિયાના શહેનશાહ' થયા. સ્પેનના આંતર યુદ્ધમાં નાઝી જર્મની સાથેનો સહકાર ગાઢ થયો. ૧૯૩૮માં જર્મનીએ ઑસ્ટ્રિયાનું જોડાણ કરતાં મસોલિનિએ સંમતિ આપી. મેમાં હિટલરનું રોમમાં શાનદાર સ્વાગત કર્યું અને ઑગસ્ટમાં બર્લિનની મુલાકાત લીધી. પોતાના આગલા વિચારોની વિરુદ્ધ જઇને હિટલરને રાજી રાખવા માટે તેણે યાહુદી વિરુદ્ધ કાયદા કર્યા. ૧૯૩૮ના ઝેકોસ્લોવેક બનાવ વખતે તેણે હિટલરને ટેકો આપ્યો અને મ્યુનિચ-કરારોમાં પક્ષકાર બન્યો. ૧૯૩૯ના માર્ચમાં તેણે આલ્બેનિયાનો કબજો લેવાનો હુકમ કર્યો અને ત્યારપછી તરત જ જીબુટી તથા ટ્યુનિસના ફ્રેન્ચ સંસ્થાનો માટે તથા સુએઝની નહેરની વ્યવસ્થામાં ઇટલિના હિસ્સાની માગણી કરી. ૧૯૩૯ના મેમાં જર્મની સાથે યુદ્ધવિષયક સુલેહ કરવામાં આવી. સપ્ટેમ્બરની શરૂઆતમાં જર્મની યુદ્ધે ચડયું ત્યારે ઇટલિ તટસ્થ રહ્યું. પોલંડના ઝઘડામાં વચ્ચે પડવાનો મસોલિનિનો યત્ન નિષ્ફળ ગયો હતો. ૧૯૪૦ના જુનની ૧૦મી તારીખે ફ્રાન્સના યુદ્ધના કટોકટીના સમયે તેણે મિત્રરાજ્યો સામે યુદ્ધ જાહેર કર્યું. તેણે ધાર્યું કે જર્મનોનો વિજય થશે અને તેથી લૂટમાં ભાગ પડાવવાની તેની ઇચ્છા થઇ. પરંતુ ત્યારપછી પરિસ્થિતિ બદલાઇ. ૧૯૪૦ના ઑક્ટોબરમાં મસોલિનિએ ગ્રીસ પર આક્રમણ કરવાનો હુકમ કર્યો. ૧૯૪૧ના જૂનમાં સોવિયેટ રશિયા સામેના યુદ્ધમાં તે જર્મની સાથે જોડાયો અને ૧૯૪૧ના ડીસેમ્બરમાં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસ સામે યુદ્ધ જાહેર કર્યું. પ્રધાનપદ ઉપરાંત તે બીજા ઘણા હોદ્દા ધરાવતો હતો. ૧૯૪૩ના ઑગસ્ટમાં તેનું પતન થયું.

**મેક આર્થર જનરલ ડગલાસ** : પેસિફિક પ્રદેશમાં સંયુક્ત રાષ્ટ્રોના લશ્કરના વડા સેનાપતિ. યુદ્ધ માટે અમેરિકાના ઊંચામાં ઊંચા હોદ્દા ધરાવે છે. હમેશ માટે મોખરાના સેનાપતિ છે. વિશ્વયુદ્ધમાં બે વખત ઘવાયા હતા. એક વખત ઝેરી ગેસથી ગુંગળાયા હતા. અદ્દભુત શૌર્ય માટે સાત વખત તેનો નિર્દેશ કરવામાં આવ્યો હતો. મિત્ર રાજ્યો તરફથી ૩૭ વખત સન્માન કરવામાં આવ્યું હતું.

**મેટાક્સાસ જનરલ જોની** : ગ્રીસના વડા પ્રધાન. ૧૮૭૧ની ૧૨મી એપ્રિલે જન્મ; બર્લિનની મિલિટરી કૉલેજમાં શિક્ષણ લીધું છે. જર્મન જીવન તથા સંસ્કૃતિ માટે પક્ષપાત ધરાવે છે. ૧૯૧૭માં મિત્રરાજ્યોના પક્ષમાં ગ્રીસ લડાઇમાં જોડાયું તેની વિરુદ્ધ પડયા, અને દેશનિકાલ થયા. ૧૯૨૦માં પાછા આવ્યા. રાજા પક્ષના હોઇ ૧૯૩૫માં રાજા બીજા જ્યોર્જને પાછા ફરવામાં મદદ કરી. ૧૯૩૬માં સરમુખત્યારી લીધી. તે બહારના 'ફેસિઝમ'ને નમતું આપે તેમ નહોતા. જ્યારે ૧૯૪૦ના ઑક્ટોબરમાં ઇટલિએ ગ્રીસ પર આક્રમણ કર્યું ત્યારે સમગ્ર ગ્રીક પ્રજાના ટેકાથી તેણે સામનો કર્યો. ૧૯૪૧ના જાન્યુઆરીની ૩૦ મીએ તે મૃત્યુ પામ્યા.

**મેનરહિમ બેરન કાર્લ ગુસ્ટાફ એમિલ** : ફિન્લેંડના ફીલ્ડ માર્શલ. જન્મ ૧૮૬૭ના જૂનની ૪ થી તારીખ. ૧૮૮૯માં રશિયન લશ્કરમાં અધિકારી થયા. ૧૯૦૪-૦૫ના રશિયન જાપાન વિગ્રહમાં ભાગ લીધો. ૧૯૧૪ના વિશ્વયુદ્ધમાં ભાગ લીધો હતો અને ૧૯૧૭માં રશિયન ઘોડેસ્વારોની ટુકડીના આગેવાન હતા. ૧૯૧૭ની રશિયન ક્રાંતિ પછી મેનરહિમે ફિન્લેન્ડના શ્વેત લશ્કરની સરદારી લીધી. ૧૯૧૮ના ડીસેંબરથી ૧૯૧૯ના જુલાઇ સુધી ફિન્લેન્ડના રાજ્યરક્ષક હતા. ૧૯૧૯માં પ્રમુખપદ માટે ઉમેદવાર હતા. પણ પરાજય પામ્યા. ત્યારથી હેલ્સિન્કિમાં રહે છે. તેની સૂચનાથી ફિન્લેંડના રક્ષણ માટે ફિન્લેંડના દક્ષિણ-પૂર્વ ભાગમાં કેરેલિયન સંયોગીભૂમિ ઉપર 'મેનરહિમ લાઇન' બાંધવામાં આવી છે. રશિયા સાથે ફિન્લેંડના યુદ્ધમાં તે ફિન્લેંડના લશ્કરના ઉપરી હતા.

**મોલોટોવ વ્યાટચેસ્લેવ મિખૈલોવિચ** : સોવિયેટ યુનિયનમાં પ્રજાના કોમીસારની કાઉન્સીલના પ્રમુખ. જન્મ ૧૮૯૦. રાજકારણના લેખક; ૧૯૦૭માં બોલ્શેવિક પક્ષમાં જોડાયા. ૧૯૦૯માં મોલોટોવનું નામ ધારણ કર્યું; તેનું ખરુ નામ 'સ્ક્રાયા બિન' હતું. ૧૯૩૦માં અત્યારના સ્થાને આવ્યા. ૧૯૩૮માં લિટવિનોફને રૂખસદ આપ્યા પછી પરદેશ ખાતાના પ્રધાનપદે હતા. જ્યારે સ્ટેલિને ૧૯૪૧ના મે માં પ્રમુખપદ લીધું ત્યારે તે પરદેશ ખાતાના કોમીસાર તથા લોકોના કોમીસારની કાઉન્સિલના ઉપપ્રમુખ નિમાયા. રાજ્યસંરક્ષણ કમિટીના સભ્ય. જૂન ૧૯૪૧.

**રસીદઅલી અલ જીલાણી** : ૧૮૮૯માં જન્મ, ૧૯૩૨માં ઇરાકના રાજાના ખાનગી મંત્રી નિમાયા. ૧૯૩૩માં ઇરાકના વડા પ્રધાન થયા. ૧૯૩૬ના ઑક્ટોબરમાં રાજકીય ઉથલપાથલ વખતે રશીદ-અલીને ઇરાકમાંથી દેશનિકાલ કરવામાં આવ્યા. ૧૯૪૦માં નારી એસ. સૈયદના પ્રધાનમંડળના પતન પછી તેની નીચે તેણે ફરીથી નવું પ્રધાનમંડળ રચ્યું. પણ તે બ્રિટિશ વલણનો હોઇ પ્રધાનપદ તેના હાથમાંથી સરી પડયું. પરંતુ ૧૯૪૧માં ફરીથી બ્રિટિશ વલણ ધરાવતા પ્રધાનમંડળ પાસેથી તેણે સત્તા હાથ કરી અને સત્તામાં આવતા જ બ્રિટિશો સાથે તકરારમાં ઉતર્યા.

**રિબનટ્રોપ જોઆકીમ વોન** : જર્મનીના પરદેશ ખાતાના પ્રધાન. જન્મ ૧૮૯૯. ૧૯૧૪-૧૮ના વિશ્વ યુદ્ધમાં ભાગ લીધો હતો. ૧૯૩૨માં નાઝી પક્ષમાં જોડાયા અને સત્વર ઉચ્ચ દરજ્જા પર પહોંચ્યા અને પરદેશખાતા સંબંધી હિટલરના અંગત સલાહકાર થયા. હિટલર સત્તા પર આવ્યા પછી પરદેશખાતાની બીજી ઑફીસની સ્થાપના કરી. લંડનમાં જર્મન એલચી તરીકે ગયા અને કોર્ટમાં 'નાઝી સલામ'નો ઉપયોગ કરી બધાનું ધ્યાન ખેંચ્યું. જર્મનીમાં બોલાવીને ૧૯૩૭ની આખરે ન્યુરેથને બદલે તેને પરદેશખાતાના મંત્રી બનાવવામાં આવ્યા રિબનટ્રોપને બ્રિટન પ્રત્યે ખાસ અણગમો હોવાનું માનવામાં આવે છે. અત્યારનું યુદ્ધ ફાટી નીકળ્યા પહેલાં તેણે હિટલરને ખાત્રી આપી હતી કે બ્રિટન લડશે નહિ. ઑગસ્ટની ૨૩મીએ જર્મન સોવિયેટ કરારો પર જર્મની વતી તેણે સહી કરી.

**રૂઝવેલ્ટ, ફ્રેન્કલિન ડેલાનો** : અમેરિકાના યુનાઇટેડસ્ટેટસના પ્રમુખ. જન્મ ૩૦ જાન્યુઆરી ૧૮૮૨; ૧૬૪૯માં અમેરિકામાં આવેલ ડચ કુટુંબના વંશજ. ડેલાનો તેની માતાનું નામ છે. યુનાઇટેડ સ્ટેટસના આગલા પ્રમુખ થિયોડર રૂઝવેલ્ટના દૂરના સગા થાય છે. ૧૯૦૪માં હાર્વર્ડમાં તથા ૧૯૦૭માં કોલંબિયા લૉ સ્કૂલમાં શિક્ષણ લીધું. ડેમોક્રેટિક પક્ષમાં જોડાતાં ૧૯૧૦માં ન્યુયૉર્ક સ્ટેટ સેનેટમાં ચૂંટાયા. ૧૯૧૨માં વુડરો વિલ્સનની ઉમેદવારીને ટેકો આપ્યો અને તેના પહેલા વહીવટ દરમિયાન દરિયાઇ લશ્કરના મદદનીશ મંત્રી નીમાયા. ૧૯૧૮–૧૯૧૯માં તેને યુરોપ મોકલવામાં આવ્યા હતા. ૧૯૨૦માં ઉપપ્રમુખની ઉમેદવારીમાં હાર્યા. ૧૯૨૮ સુધી ન્યુયૉર્ક શહેરની 'ફાઇડેલિટી અને ડીપોઝીટ કું.'ના ઉપપ્રમુખ હતા. ૧૯૨૧માં પક્ષઘાતનો હુમલો થતાં, બંને પગ ઝલાઇ ગયા. ૧૯૨૮માં ન્યુયૉર્કના ગવર્નર ચૂંટાયા. ૧૯૩૦માં ફરીથી ચૂંટાયા. ૧૯૩૨માં યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ ચૂંટાયા. ૧૯૩૩ની ૪થી માર્ચે તે હોદ્દો સંભાળી લીધો. તેણે સામાજિક અને આર્થિક સુધારા જે 'ન્યુડીલ' તરીકે પ્રસિદ્ધ છે, તે દાખલ કરવાની હિંમતભરી નીતિ ધારણ કરી. ૧૯૩૬માં બીજી વખત પ્રમુખ ચૂંટાયા. સરમુખત્યારીના સખત વિરોધી. બ્રિટિશ સામ્રાજ્ય તથા ફ્રાન્સ પ્રત્યે પોતાની સહાનુભૂતિ તેણે કદી છુપાવી નથી. ધ્રુટોવ્યવાગ વિરોધ હોવા છતાં તેણે 'તટસ્થતાનો કાયદો' રદ કરાવ્યો. ત્રીજી વખત પ્રમુખ તરીકે ન ચૂંટવાની અમેરિકાની પ્રણાલિનો ભંગ કરી તેને ૧૯૪૧માં ત્રીજી વખત પ્રમુખ તરીકે ચૂંટવામાં આવ્યા છે. યુદ્ધ ફાટી નીકળ્યા પછી તેણે અમેરિકન શસ્ત્ર સજ્જતાની નીતિ ગ્રહણ કરી અને મિત્રરાજ્યોને વધારે ને વધારે ટેકો આપતા થયા. આખરે જાપાન તથા ધરી રાજ્યોના આક્રમણને અંગે અમેરિકા યુદ્ધમાં સંડોવાયું.

**રેનો પોલ** : ફ્રેન્ચ રાજદ્વારી પુરુષ. જન્મ ૧૫ ઑક્ટોબર ૧૮૭૮. ફ્રાન્સમાં વકીલાત કરતા હતા. છેલ્લા વિશ્વયુદ્ધમાં ભાગ લીધો હતો. રશિયન ક્રાંતિ વખતે સાઇબિરિયામાં, લશ્કરમાં હતા. ૧૯૩૦ પછી જુદા જુદા શાસનમાં અનેક હોદ્દા ભોગવ્યા હતા. એપ્રિલ ૧૯૩૮થી માર્ચ ૧૯૪૦ સુધી દલાદિયર પ્રધાનમંડળમાં મહેસુલ ખાતાના પ્રધાન હતા. કરવેરા વધારીને તથા જાહેર બાંધકામનું ખર્ચ ઘટાડીને ફ્રાન્સની આર્થિક સ્થિતિ સુધારી. દલાદિયર પછી ૧૯૪૦ના ૨૩ માર્ચે ફ્રાન્સના વડા પ્રધાન થયા. અત્યારે પેતાં સરકારના કેદી હોવાનું માનવામાં આવે છે.

**રેઝાશાહ** : (રિઝાશાહ પણ બોલાય છે) ઇરાનના શાસક.

**રોમેલ ફીલ્ડમાર્શલ** : મધ્યપૂર્વમાં તથા ઉત્તર આફ્રિકામાં જર્મન લશ્કરોના સેનાપતિ.

**લી, ડૉ રૉબર્ટ** : જર્મન મજૂર મોરચાના આગેવાન. જન્મ ૧૮૯૦. રાષ્ટ્રવાદી સમાજ પક્ષમાં જોડાયા. ૧૯૩૩માં જર્મન મોરચાના આગેવાન થયા. આ પક્ષમાં ઉત્પાદક શ્રમમાં રોકાયેલ બધા જર્મનો– માલિકો તથા મજૂરો–નો સમાવેશ થાય છે. આ મજૂર મોરચામાં કામદારોનું હિત જળવાતું નથી, પરંતુ તેમના પર દેખરેખ રાખવાનો તથા તેમને નાઝી બનાવવાનો, ઊંચા પગાર તથા વધારે હક્ક માટે કંઇ પણ પગલાં લેતા અટકાવવાનો તથા માલિક તથા રાજ્યના હિતની વૃદ્ધિ કરવાનો હેતુ છે. સભ્યોની વાર્ષિક ફી પચાસ કરોડની ગણવામાં આવે છે, પણ તેનો હિસાબ પ્રગટ કરવામાં આવતો નથી. ઘણે ભાગે આ રકમનો ઉપયોગ નાઝીપક્ષ તથા સરકારી મહેસુલ માટે થાય છે.

**લાવલ પિયરી** : ફ્રેન્ચ રાજનીતિજ્ઞ. જન્મ ૧૮૮૩. પેરિસમાં એડવોકેટ થયા. સીન માટેના સમાજવાદી ડેપ્યુટી ૧૯૧૪. છેલ્લા યુદ્ધ પછી થોડો સમય સામ્યવાદી. ૧૯૨૫માં પેઇન્લિવ નીચે બાંધકામખાતાના પ્રધાન; બ્રાયાં નીચે પરદેશ ખાતાના ઉપમંત્રી ૧૯૨૫. વડા પ્રધાન અને પરદેશખાતાના પ્રધાન ૧૯૩૧–૩૨. બર્લિનની મુલાકાત લીધી. ૧૯૩૫–૩૬માં પણ વડા પ્રધાન અને પરદેશખાતાના

પ્રધાન. મૉસ્કોની મુલાકાત લઇ સ્ટેલિનને મળ્યા. લાવલ પ્રજાકીય મોરચાની વિરૂદ્ધ પડયા અને અલ્પજીવી વિજય પછી નિવૃત્ત થયા. પડદા પાછળ રહીને પ્રભાવ પાડતા હતા. વિવિધ ફૅસિસ્ટ કાવતરાં સાથે તેના નામનો નિર્દેશ કરવામાં આવ્યો હતો. ૧૯૩૭-૩૯; જૂનમાં રેનૉડના પ્રધાનમંડળને ઉથલાવવામાં તેનો હાથ હતો. પરિણામે ફ્રાન્સ બીનશરતે શરણુ થયું. ૧૯૪૦ના ઑક્ટોબરમાં પણ તે પરદેશખાતાના પ્રધાન થયા. જ્યારે તેણે ફ્રેંચ કાફલાને શરણાગત કરવાની તથા ફ્રાન્સને બ્રિટન સામે લાવવાની નાઝી યોજનાને ટેકો આપ્યો ત્યારે પેતાંએ તેને ડ્સખદ આપી અને ૧૯૪૦ના ડીસેંબરમાં તેને પકડવાનો હુકમ કર્યો. હિટલરના પેરિસખાતેના ખાસ એલચી ઓ. એબેટ્ઝની દરમિયાનગીરીને અંગે તેને મુક્ત કરવામાં આવ્યા. ત્યારથી જર્મની સાથે વીશીના સંપૂર્ણ સહકાર માટે કાર્ય કરી રહેલ છે. ૧૯૪૧ના જુલાઇમાં કોઇ ફ્રેંચ દેશભકત કોલેટે તેના પર ગોળીબાર કરતાં તે સખત ઘાયલ થયા હતા.

**વેગાં-જનરલ મેક્સિમ** : મિત્રરાજ્યોનાં લશ્કરના આગલા વડા સેનાધિપતિ; જન્મ ૧૮૬૭ના જાન્યુઆરીની ૨૧ તારીખ.

**વેવેલ-સર આર્ચિબાલ્ડ** : હિંદના વડા સેનાધિપતિ. યુદ્ધની શરૂઆતમાં મધ્યપૂર્વમાં અંગ્રેજી લશ્કરના વડા સેનાધિપતિ હતા. ઇટાલિયનોને લિબિયામાંથી હાંકી કાઢયા. હિંદના વાઇસરૉય નિમાયા. ૧૯૪૩.

**વિલ્કી વેન્ડલ લુઇ** : અમેરિકન રાજનીતિજ્ઞ. ઇન્ડિયાનામાં એલ્વૂડ ખાતે જન્મ. ઇન્ડિયાના યુનિવર્સિટીમાં શિક્ષણ લઇ વકીલ થયા. વકીલોની પેઢીમાં સભ્ય હતા, ૧૯૧૬–૧૯૩૨. ૧૯૩૩થી દશ રાજ્યોમાં આવેલી વિજળીની કંપનીઓના પ્રમુખ છે. ૧૯૩૩ સુધી તે 'ડેમોક્રેટ' (લોકતંત્રવાદી) અને રૂઝવેલ્ટને ટેકો આપનાર હતા, પણ 'ન્યુડીલ'ને અંગે રૂઝવેલ્ટથી જુદા પડયા. 'રિપબ્લિકન' (ગણતંત્રીય) પક્ષમાં જોડાઈને ખૂબ લોકપ્રિય થઇ પડયા. ૧૯૪૦ની નવેંબરની ચૂંટણીમાં, તેના પક્ષે તેને પ્રમુખ તરીકે ઊભા રાખ્યા. બીજા રિપબ્લિકન આગેવાનોથી ઉલટી રીતે, તેણે હિટલરવાદની સખત ઝાટકણી કાઢી હતી અને બ્રિટનને સંપૂર્ણ આર્થિક ટેકો આપવાની હિમાયત કરી. ચૂંટણીમાં તેની હાર થઈ પરંતુ તેણે બ્રિટનને વધારે મદદ આપવાની પ્રમુખની નીતિને ટેકો આપવાનું ચાલુ રાખ્યું અને ધીરાણપટ્ટા બિલને પીઠ બળ આપ્યું. ૧૯૪૧ના જાન્યુઆરીમાં તેણે ઇંગ્લિંડની મુલાકાત લીધી હતી.

**વેલ્સ સુમનેર** : યુનાઇટેડસ્ટેટ્સના નાયબમંત્રી. જન્મ ઑક્ટોબર ૧૪, ૧૮૯૨. હાર્વર્ડ યુનિવર્સિટીમાં શિક્ષણ લીધું; ટોકિયો અને બ્યુએનોસ એર્સના યુનાઇટેડસ્ટેટ્સના એલચીખાતામાં નોકરી કરી. ૧૯૩૩માં ક્યુબામાં યુનાઇટેડ સ્ટેટ્સના એલચી. ૧૯૩૭ના મે ૨૧ થી નાયબમંત્રી. યુનાઇટેડ સ્ટેટ્સની પરદેશ નીતિ સંબંધમાં પ્રમુખ રૂઝવેલ્ટ અને રાજ્યમંત્રી કોર્ડેલ હલને બાદ કરતાં તે અગ્રગણ્ય વ્યક્તિ છે.

**વોલોશિલોવ માર્શલ કે** : જન્મ ૧૮૮૧. સોવિયેટ રશિયાના માર્શલ તથા કોમીસાર ઑફ વૉર. રશિયાની રાજ્યક્રાંતિની ચળવળમાં જોડાયા. અનેક વખત સાઈબીરિયામાં દેશનિકાલ કરવામાં આવ્યા હતા. લશ્કરના મોવડી તરીકે ૧૯૧૮–૨૦ માં આંતર્યુદ્ધમાં ભાગ લીધો. ૧૯૨૫થી યુદ્ધના કોમીસાર છે. લાલ લશ્કરનો તેણે વિકાસ કર્યો છે. ૧૯૨૧થી સામ્યવાદીપક્ષની મધ્યસ્થ કમિટીના સભ્ય છે. ૧૯૪૦ના મેમાં તેને વૉર કોમીસાર તરીકે મુક્ત કરવામાં આવ્યા. અને લોકોના કોમીસારની કાઉન્સિલના ઉપ-પ્રમુખ બનાવવામાં આવ્યા. ૧૯૪૧માં રશિયા અને જર્મની વચ્ચે યુદ્ધ શરુ થતાં, તેને રાજ્ય સંરક્ષણ કમિટીના સભ્ય અને ઉત્તરના મોરચાના પહેલા સેનાપતિ બનાવવામાં આવ્યા. પાછળથી ઉત્તર રશિયામાં નૂતન સોવિયેટ લશ્કરના વ્યવસ્થાપક બનાવવામાં આવ્યા.

**સાલાઝાર ડૉ. એન્ટોનિયો દ ઓલીવીરા** : પોર્તુગલના વડાપ્રધાન : ૧૮૮૮માં ગરીબ માબાપને ત્યાં જન્મ. કોઇમ્બ્રા વિશ્વવિદ્યાલયમાં આર્થિકશાસ્ત્રના પ્રોફેસર. ૧૯૨૬ના મેની ૨૮ના સત્તાપરિવર્તન પછી તેને મહેસુલખાતાના પ્રધાન નીમવામાં આવ્યા પરંતુ થોડા દિવસોમાં રાજીનામું આપ્યું. ૧૯૨૮માં તે જ હોદ્દા પર ફરીથી બોલાવવામાં આવ્યા. તેણે બજેટને સમતોલ બનાવ્યું. ૧૯૩૨માં પ્રધાનપદ આપવામાં આવ્યું ત્યારથી તે પદ પર રહ્યા છે. તે પદ સરમુખત્યારીનું થઇ પડયું છે. લડતથી નહિ પરંતુ આમંત્રણથી સરમુખત્યારપણું મેળવનાર કોઇ પણ યુરોપિયન હોય તો તે સાલાઝાર છે. ૧૯૩૩થી તેણે સમાજસુધારા, ઔદ્યોગિકવિકાસ, જાહેરબાંધકામ તથા કેળવણીમાં સુધારા કરવાનો કાર્યક્રમ યોજ્યો છે. તેની નીતિ ફેસિસ્ટ પદ્ધતિ પર છે પણ તેનો રાજ્યવહીવટ યુરોપની બધી સરમુખત્યારીમાં નરમમાં નરમ છે. નીચેની ત્રણ બાબતો તેનું વિનીત તથા યુક્તિપ્રધાન દૃષ્ટિબિંદુ બતાવે છે, "હિસાબીખાતું હમેશાં સાચું જ હોય છે." "તમારે રોગ કરતાં તેના ઉપાયથી વધારે ડરવું જોઇએ;" "વ્યાખ્યાથી જ, સરકારની કલ્પના સત્ય તથા ન્યાય સાથે સંકળાયેલી છે."

**સિયાનો કાઉન્ટ ગેલીઝો** : ઇટલિના પરદેશખાતાના પ્રધાન. જન્મ માર્ચ ૧૮, ૧૯૦૩; જ્યારે તેના પિતા ઇટલિની ડેપ્યુટીની ચેંબરના પ્રમુખ હતા ત્યારે દક્ષિણ અમેરિકા તથા ચીનમાં એલચી તરીકે કામ કર્યું; ૧૯૩૪માં મસોલિનીની પુત્રી ઇડા સાથે લગ્ન કર્યાં, ત્યારપછી તેનો ઝડપી ઉત્કર્ષ થયો છે. તે જ વર્ષમાં પ્રચારખાતાના પ્રધાન નીમાયા; આબિસિનિયન યુદ્ધમાં તેણે 'પાઇલોટ' તરીકે કામ કર્યું; યુદ્ધમાંથી પાછા આવતાં ૧૯૩૬માં તેને પરદેશખાતાના પ્રધાન નીમવામાં આવ્યા; જર્મન રાજદ્વારી આગેવાનોની અનેક વખત મુલાકાત લીધી; ૧૯૩૭ના 'એન્ટી-કોમીન્ટર્ન પેક્ટ' તથા ૧૯૩૯ના ઇટલી-જર્મન મૈત્રીના કરારો પર તેણે સહી કરી છે.

જો કે અગાઉ તેને ધરીરાજ્યોની નીતિના પ્રતિનિધિ તરીકે ગણવામાં આવતા, છતાં યુદ્ધ ફાટી નીકળ્યા પછી, ઇટલિની તટસ્થતાની મસોલિનીની નીતિને તે અનુસરેલ છે.

**સિકોર્સ્કી એલ** : ઇંગ્લંડમાં સ્થાપવામાં આવેલ પોલંડની નવી સરકારના વડાપ્રધાન.

**સુનેર સિનોર** : સ્પેનના પ્રચારખાતા તથા પોલીસખાતાના વડા. અત્યારે આંતરિકખાતાના પ્રધાન પણ છે.

**સૈદમ-ડૉ. એફ.** : તુર્કસ્તાનના વડાપ્રધાન.

**સ્મટસ, લેફ. જનરલ રાઇટ ઑન. જાન ક્રિશ્ચિયન** : દક્ષિણ આફ્રિકાના વડાપ્રધાન; જન્મ ૧૮૭૦; દક્ષિણ આફ્રિકાની લડાઇમાં બ્રિટિશ સામે લડયા હતા; પ્રિટોરિયાના બોઅર પ્રતિનિધિમંડળમાં સભ્ય હતા; બોઅર લોકો તથા બ્રિટિશો વચ્ચે સમાધાની કરાવી; બ્રિટિશ સામ્રાજ્યની અંદર દક્ષિણ આફ્રિકાનો સમૂહ રચવામાં બોથાને સહકાર આપ્યો; ૧૯૧૦માં બોથાના પહેલા વહીવટમાં મહેસુલ-મંત્રી હતા; ૧૯૧૪માં જર્મન પૂર્વ આફ્રિકાની લડતમાં બ્રિટિશ લશ્કરનું સેનાપતિપદ લીધું હતું; ૧૯૧૭માં શાહી યુદ્ધ પ્રધાનમંડળમાં લેવામાં આવ્યા; યુદ્ધમાં વિજય મેળવવા સક્રિય ભાગ લીધો; વર્સેલ્સની સુલેહ પરિષદમાં હાજરી આપી; ત્યારબાદ દક્ષિણ આફ્રિકાના વડાપ્રધાન નીમાયા; ૧૯૨૪માં હર્ટઝોગની ચળવળે તેને હાંકી કાઢયા પરંતુ ૧૯૩૪માં પોતાના પક્ષને હર્ટઝોગના પક્ષ સાથે ભેળવી દીધો. પછી ડેપ્યુટી વડા પ્રધાન થયા, પણ જ્યારે ચાલુ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે સ્મટસે દક્ષિણ આફ્રિકાએ બ્રિટનને સહકાર આપવો તેવી હિમાયત કરી, અને હર્ટઝોગે તટસ્થતાની હિમાયત કરી; સ્મટસને પાર્લમેન્ટમાં વધારે મતો મળતાં હર્ટઝોગે રાજીનામું આપ્યું અને સ્મટસે

પ્રધાનમંડળની રચના કરી. ત્યારથી યુનિયનના યુદ્ધયત્નોનું સંચાલન કર્યું છે. ૧૯૪૧ના મેમાં બ્રિટિશ લશ્કરના ફીલ્ડમાર્શલ થયા.

**સ્મિગ્લી રિડ્ઝ, એડવર્ડ** : પોલંડના ફીલ્ડ-માર્શલ. જન્મ ૧૮૮૬. ૧૯૧૪ના વિશ્વયુદ્ધમાં પિલ્સુડ્સ્કિની સાથે જોડાયા. જ્યારે પિલ્સુડ્સ્કિને જર્મનીમાં કેદ કરવામાં આવ્યા ત્યારે સ્મિગ્લીએ તેના કાર્યને આગળ ધપાવ્યું. ૧૯૩૫માં પિલ્સુડ્સ્કિ મૃત્યુ પામ્યા ત્યારે પોતાના અનુગામી તરીકે સ્મિગ્લીને નીમી ગયા. તેને માર્શલ તથા પોલિશ લશ્કરના ઇન્સ્પેકટર-જનરલ બનાવવામાં આવ્યા. ત્યારપછીના વર્ષોમાં પિલ્સુડ્સ્કિની માફક તે પોલંડના નેતા હતા. હિટલરની સામે થવામાં તે યુરોપની પહેલી વ્યક્તિ હતા. તેણે ૧૯૩૯માં નાઝી આક્રમણ સામે પોલંડના યુદ્ધનું સંચાલન કર્યું; નાઝીઓની હવાઇ સરસાઇને અંગે પોલંડના લશ્કરોનો પરાજય થયો ત્યારે માર્શલ સ્મિગ્લી રિડ્ઝ પોલંડની સરકાર સાથે રુમાનિયા ગયા. ૧૯૩૯ના નવેંબરમાં તેને હોદ્દાપરથી મુક્ત કરવામાં આવ્યા.

**સ્ટેલિન જોસેફ વિસરીનોવિચ** : સોવિયેટ રશિયાના સરમુખત્યાર જન્મ ૧૮૭૯; જ્યોર્જિયાના મોચીના પુત્ર; પાદરી થવા માટે ટિફ્લિસની ચર્ચ કોલેજમાં શિક્ષણ લીધું; કોકેસસના તેલના ક્ષેત્રોમાં સમાજવાદી ક્રાંતિકારી પક્ષમાં જોડાયા. બોલ્શેવિસ્ટ પક્ષની શરૂઆતથી-૧૯૦૩થી-તેમાં જોડાયા; તેનું ખરું જયોર્જિયન નામ 'જુગાશિવલી' છે પણ 'સ્ટેલિન' (પોલાદી પુરુષ) નું ઉપનામ ધારણ કર્યું, ઝારશાહીની સામે થયા. અનેકવાર જેલમાં મોકલવામાં આવ્યા તથા સાઇબિરિયામાં દેશનિકાલ કરવામાં આવ્યા; ૧૯૧૭ના માર્ચની રશિયન રાજ્યક્રાંતિ પછી સ્ટેલિન પીટર્સબર્ગ ગયા. ત્યાં લેનિનની નીચે સામ્યવાદી પક્ષની રાજકીય બરોના સભ્ય થયા અને સોવિયેટ સરકાર હેઠળ 'નેશનેલિટિઝના કોમીસાર' થયા. ૧૯૨૪ના જાન્યુઆરીમાં લેનિનના મૃત્યુ પછી, તેના અનુગામી થવા માટે સ્ટેલિન અને ટ્રોટસ્કી વચ્ચે હરીફાઇ ચાલી. ૧૯૨૭માં સ્ટેલિને પોતાના પક્ષ પર સંપૂર્ણ કાબુ મેળવ્યો. તેના નેતૃત્વ હેઠળ પંચવર્ષીય યોજના પાર પાડવામાં આવી. ૧૯૩૬-૩૭માં 'મોસ્કોની તપાસ' માં આગળના ઘણા સામ્યવાદીઓને દેહાંતદંડ આપી પક્ષમાંથી કચરો દૂર કર્યો.

૧૯૩૪ થી ૧૯૩૮ સુધી આખા જગતના સામ્યવાદીઓએ સ્ટેલિનને નાઝીવાદના વિરોધી તરીકે ઉચ્ચ સ્થાને ગણ્યા અને હિટલર સામે તેણે પશ્ચિમની સત્તા સાથે સહકાર માગ્યો. પરંતુ ૧૯૩૯ના ઓગસ્ટની ૨૩મી તારીખે તેણે હિટલર સાથે બીનઆક્રમણના ઠરાવ કર્યા, અને એ રીતે હિટલરને પોલંડમાં ગમે તેમ કરવાની સ્વતંત્રતા મળી. જર્મની તથા પોલંડ વચ્ચે પખવાડિયું યુદ્ધ ચાલ્યા પછી પોલંડના ભાગલા પાડવા માટે તે હિટલરની સાથે જોડાયા. આ રીતે તેને ઇસ્ટોનિયા, લેટવિયા તથા લિથુઆનિયાનો રશિયા માટે સત્તા મળી અને ૧૯૩૯ના ૩૦મી નવેંબરે તેણે સોવિયેટ લશ્કરોને ફિન્લેંડ પર હુમલો કરવા હુકમ કર્યો. યુદ્ધમાં તટસ્થતા જાળવવાની સ્ટેલિનની ઇચ્છા છતાં, ૧૯૪૧ના ૨૨મી જુને હિટલરે 'સોવિયેટ યુનિયન' પર હુમલો કર્યો અને ત્યારપછીથી બ્રિટન અને યુનાઇટેડ સ્ટેટસના સહકારમાં તે સોવિયેટ લશ્કરોની દોરવણી કરે છે.

ટ્રોટસ્કીએ તેને 'ક્રાંતિના દ્રોહી' તરીકે વર્ણવેલ છે, જ્યારે બીજાઓ તેને 'વિશ્વ સામ્યવાદ'ના નેતા તરીકે ગણે છે. વસ્તુતઃ સ્ટેલિનના સમયમાં સોવિયેટ સત્તા ઉચ્ચ કક્ષાએ પહોંચી છે. રશિયા માટે સ્ટેલિનના કાર્યને મહાન પીટરના કાર્ય સાથે સરખાવવામાં આવે છે.

૧૯૪૧ સુધી સોવિયેટ યુનિયનમાં સ્ટેલિન કંઇ સરકારી હોદ્દો ધરાવતા નહોતા પરંતુ સામ્યવાદી પક્ષના સામાન્ય મંત્રી તરીકે પોતાની સત્તાનો ઉપયોગ કરતા હતો. પરંતુ ૧૯૪૧ની ૬ઠ્ઠી

મેએ લોકોના કોમીસાર (પ્રધાનો)ની કાઉન્સિલના પ્રમુખ તરીકેનો હોદ્દો સ્વીકાર્યો. ૧૯૪૧ના ૨૨મી જૂને સોવિયેટ–જર્મન યુદ્ધની શરૂઆત થતાં, તેણે નવી સ્થપાયેલ રાજ્યરક્ષણની કાઉન્સિલનું પ્રમુખપદ સંભાળ્યું. તેમાં બધી સત્તાનો સમાવેશ થતો હતો.

**હલ, કોર્ડલ** : યુનાઇટેડ સ્ટેટસના સેક્રેટરી ઑફ સ્ટેટ (પરદેશ ખાતાના પ્રધાન) જન્મ ૧૮૭૧. વકીલ અને ન્યાયાધીશ તરીકે કામ કર્યું છે. ૧૮૯૮માં ક્યુબાના યુદ્ધમાં હતા. ૧૯૦૭થી ૧૯૨૧ તથા ૧૯૨૩થી ૧૯૩૧ સુધી કોંગ્રેસમાં લોકશાહી પક્ષના પ્રતિનિધિ. પ્રમુખ રુઝવેલ્ટના પ્રધાનમંડળમાં પરદેશખાતાના પ્રધાનનું સ્થાન સંભાળવા સેનેટર તરીકે રાજીનામું આપ્યું. રુઝવેલ્ટની નીતિના પ્રશંસક છે.

**હિટલર, એડોલ્ફ** : જર્મન સરમુખત્યાર; ઑસ્ટ્રિયામાં ૧૮૮૯ના એપ્રિલમાં જન્મ; જકાતખાતાના અધિકારીના પુત્ર; ચિત્રકાર થવાની ઇચ્છાથી વિયેનામાં ગયા પરંતુ ત્યાંની એકેડેમીની પ્રવેશક પરીક્ષામાં નાપાસ થયા; થોડા સમય સુધી ઈંટો ગોઠવનાર તરીકે કામ કર્યું; પાછળથી રંગીન પોસ્ટકાર્ડ વેચીને ગુજરાન કર્યું. ૧૯૧૧માં મ્યુનિચ (બાવેરિયા) જઇને નાના નાના ચિત્રોના વેચાણથી ગુજરાન ચલાવ્યું; ૧૯૧૪ના ઑગસ્ટમાં યુદ્ધ ફાટી નીકળતાં તે જર્મન લશ્કરમાં સ્વયંસેવક તરીકે જોડાયા; પોતાના દેશ ઑસ્ટ્રિયાના લશ્કરમાં જોડાવા ના પાડી; આખા યુદ્ધ દરમિયાન પશ્ચિમ મોખરા પર 'હજુરી' તરીકે કામ કર્યું પરંતુ 'લાન્સ–કોરપોરલ'ના દરજ્જાથી ઉંચે ચઢયા નહિ; યુદ્ધને અંતે તેની આંખને ઇજા થતાં, થોડા સમય માટે દૃષ્ટિ ગૂમાવી. યુદ્ધ પછી મ્યુનિચ ગયા. ત્યાં જર્મન યુદ્ધપશ્ચાદ્સેના તરફથી રાજકીય સભા ઉપર દેખરેખ રાખવા જાસુસ તરીકે નીમવામાં આવ્યા. ૧૯૨૮થી તે ઝપાટાબંધ સત્તા પર આવવા લાગ્યા. તે વર્ષમાં તેના પક્ષે રિશ્ટેગમાં બાર ડેપ્યુટી મોકલ્યા. ૧૯૩૦ની ચૂંટણીમાં તેના પક્ષને વિજય મળ્યો; ૧૯૩૨ના નવેંબરની ૬ઠ્ઠી તારીખની ચૂંટણીમાં હિટલરને ૧૧,૭૦૦,૦૦૦ મત મળ્યા.

હિટલર સત્તા પર આવ્યા પછી જર્મન પાર્લમેન્ટના મકાનને નાઝીઓએ સળગાવી મૂકયું પણ તે સળગાવવાનું દોષારોપણ સામ્યવાદીઓ પર કરવામાં આવ્યું. આ તકનો લાભ લઇ હિટલરે પોતાના વિરોધીઓને પકડાવ્યા.

૧૯૩૪ના જુલાઇની ૨૫ મી તારીખે હિટલરે ઑસ્ટ્રિયામાં નાઝી બળવો કરાવ્યો. જો કે ઑસ્ટ્રિયાના રાજ્યવહીવટમાં દખલ ન કરવાનું તેણે વચન આપ્યું હતું. પરિણામે ઑસ્ટ્રિયાના ચેન્સેલર ડોલ્ફસનું ખૂન થયું પણ ઑસ્ટ્રિયાની સરકારે બળવો દાબી દીધો. થોડા દિવસ પછી બીજી ઑગસ્ટે પ્રમુખ હિન્ડનબર્ગનું મૃત્યુ થતાં હિટલરે પ્રમુખ અને ચેન્સેલરના હોદ્દા સંયુક્ત કર્યા.

૧૯૩૫માં યાહુદી વિરોધી કાયદાઓ પસાર કરવામાં આવ્યા. નાઝી શાસનની શરૂઆતથી જ જુલમોની પરંપરા શરૂ થઇ હતી.

૧૯૩૮ના ફેબ્રુઆરીની ૧૨ મી તારીખે ઑસ્ટ્રિયાના ચેન્સેલર શુશ્નિગને હિટલરના નિવાસસ્થાને બોલાવવામાં આવ્યા અને ઑસ્ટ્રિયામાં નાઝીવાદનો રસ્તો કરવા ધમકીથી કરાર પર તેની સહી લેવામાં આવી. ૧૯૩૮ના માર્ચની ૧૨ મી તારીખે ઑસ્ટ્રિયા ખાલસા કરવામાં આવ્યું. પોતાને હવે વધારે પ્રદેશોની ભૂખ નથી તેમ હિટલરે જાહેર કર્યું. પરંતુ ઑસ્ટ્રિયાનો કબજો લીધા પછી તરત જ ઝેકોસ્લોવેકિયા સામે જર્મનીમાં સખત ચળવળ ચલાવવામાં આવી.

સપ્ટેમ્બરમાં, યુદ્ધની ધમકી હેઠળ હિટલરે સુડેટન પ્રદેશની માગણી કરી. મ્યુનિચ કરારોથી સુડેટનને જર્મની સાથે મેળવી દેવામાં આવ્યું. ત્યારપછીના માર્ચ મહિનામાં પ્રમુખ હાચાને બર્લિન

બોલાવવામાં આવ્યા અને બાકીનો ઝેકોસ્લોવેકિયા પ્રદેશ જર્મન 'રક્ષણ' હેઠળ મુકવાના દસ્તાવેજ પર તેને સહી કરવાની ફરજ પાડવામાં આવી. થોડા સમય પછી મેમલ પ્રદેશ જર્મની સાથે જોડી દેવામાં આવ્યો. યુરોપમાં વધારે પ્રદેશ મેળવવાની પોતાની માગણી નથી તેમ હિટલરે ફરી એકવાર જાહેર કર્યું.

૧૯૩૪માં પોલંડ સાથે બીનઆક્રમણના કરારો કરવામાં આવ્યા હતા. ઝેકોસ્લોવેકિયાના પ્રથમ ભાગલામાં તેણે પોલંડને હિસ્સો આપ્યો હતો. ૧૯૩૯ના માર્ચમાં બાકીનું ઝેકોસ્લોવેકિયા ખાલસા કર્યા પછી પોલંડ સામે જર્મનીમાં મોટી જેહાદ ઉત્પન્ન કરવામાં આવી. હિટલરે ડાન્ઝિગ તથા કોરીડોર પાછા આપવાની માગણી કરી. આક્રમણ સામે એંગ્લો-ફ્રેન્ચ ખાત્રીના પીઠબળને અંગે પોલંડે આ માગણીઓનો અસ્વીકાર કર્યો પણ સમાધાનીની શરતો રજુ કરી. ૧૯૩૯ના ઑગસ્ટમાં હિટલરે છુપા નાઝી લશ્કરોને ડાન્ઝિગનો કબજો લેવાનો હુકમ કર્યો અને ઑગસ્ટની ૨૩મી તારીખે પોતાના આગળના પક્કા દુશ્મન રશિયા સાથે કરારોની જાહેરાત કરીને જગતને દિગ્મૂઢ બનાવી દીધું. આથી એન્ટી-કોમીન્ટર્ન પેક્ટ' ઉડી ગયો અને ઇટલિ, જાપાન, સ્પેન તથા હંગરીને સખત આઘાત થયો. ઑગસ્ટની ૨૯મી તારીખે પોલંડને બર્લિનમાં એલચી મોકલવાનું કહેવામાં આવ્યું. આ એલચી પાસે જે શરતો મુકવામાં આવે તેના પર સહી કરવાની તેને સત્તા આપવાની હતી. પોલંડે આ શરતોનો સ્વીકાર કરવાની ના પાડી. ઑગસ્ટની ૩૦મીએ ડાન્ઝિગ તથા કોરીડોર વિષે પોલંડને આખરીનામું આપવામાં આવ્યું, અને તેનો પોલંડે અસ્વીકાર કર્યો છે તેમ હિટલરે તરત જ જાહેર કર્યું. સાચી રીતે તો પોલંડની સરકારને તે વખતે તે મળ્યું જ નહોતું. ૧૯૩૯ના સપ્ટેમ્બરની ૧ લી તારીખે હિટલરે ડાન્ઝિગ ખાલસા કર્યું અને પોલંડ પર હુમલો કર્યો. સપ્ટેમ્બરની ૩ જી તારીખે પોલંડને આપેલા વચન પાળવા માટે ગ્રેટબ્રિટન તથા ફ્રાન્સે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. ૧૯૪૦ના એપ્રિલ તથા મે માં હિટલરે, નોર્વે, ડેન્માર્ક, હોલંડ, બેલ્જિયમ, લક્ષેમ્બર્ગ અને ફ્રાન્સ પર, ૧૯૪૧ના એપ્રિલમાં યુગોસ્લેવિયા તથા ગ્રીસપર અને ૧૯૪૧ના જૂનમાં કંઇ પણ ચેતવણી આપ્યા સિવાય સોવિયેટ યુનિયન પર હુમલા કર્યા. ૧૯૪૧ના ડીસેમ્બરની ૨૧મીએ અમેરિકાના યુનાઇટેડસ્ટેટ્સ સામે તેણે યુદ્ધની જાહેરાત કરી.

**હિમલર હિન્રીશ** : જર્મન ગેસ્ટાપો (રાજ્યની છૂપી પોલીસ)ના વડા અધિકારી; જન્મ ૧૯૦૦ના ઑક્ટોબરની બીજી તારીખ; ૧૯૨૫માં રાષ્ટ્રીયસમાજવાદી પક્ષમાં જોડાઇને તેના વ્યવસ્થાપક બન્યા; ૧૯૨૯માં જર્મનીના આખા પોલીસખાતાના વડા; ગેસ્ટાપોની સ્થાપના પછી તેના વડા અધિકારી. દેશમાં તથા કબજે લીધેલા પ્રદેશોમાં સરમુખત્યારી સામેના વિરોધ સામે રક્ષણ કરવા માટે જોખમદાર છે.

**હેન્સન, પર આલ્બિન** : ૧૯૩૨થી સ્વીડનના સમાજવાદી પ્રધાન.

**હેસ, રુડોલ્ફ** : જર્મનીના કોઇપણ ખાતા વિનાના પ્રધાન, અને રાષ્ટ્રીય સમાજવાદી પક્ષના ડેપ્યુટી લીડર; ૧૮૯૬ના એપ્રિલની ૨૬મી તારીખે જન્મ; ૧૯૧૪માં વિશ્વયુદ્ધ ફાટી નીકળતાં સ્વેચ્છાથી નોકરીની માગણી કરી. પાછળથી લેફ્ટેનન્ટના પદે ચડાવવામાં આવ્યા. ત્યારપછી હવાઇ ખાતામાં વિમાની થયા. ૧૯૨૦માં રાષ્ટ્રીય સમાજવાદી પક્ષમાં જોડાયા. હિટલરના પહેલા સાથીઓ પૈકીના એક. ૧૯૩૬ના ડિસેંબર પછી પ્રધાન મંડળના એક પ્રધાન. ૧૯૩૯ના સપ્ટેંબરમાં યુદ્ધની જાહેરાત થયા પછી હિટલરના બીજા અનુગામી તરીકે નિમાયા. ૧૯૪૧ના મેની ૧૦મી તારીખે ઑગ્સબર્ગ ઉપર થઇને હેસ વિમાન દ્વારા અચાનક સ્કૉટલંડમાં ઉતર્યા. તે હેમિલ્ટનના ડ્યુકને ત્યાં જ જવાના

હતા પરંતુ તેને પકડી લેવામાં આવ્યા. તેણે હેમિલ્ટનના ડયુક સાથે તથા પરદેશખાતાના અધિકારી મી. કર્કપેટ્રિક સાથે વાતચિત કરી પરંતુ તેના નાસી આવવા સંબંધી કંઇ સત્તાવાર ખુલાસો બહાર પાડવામાં આવ્યો નથી. આ સંબંધી અનેક અફવાઓ પ્રચલિત થઇ છે. એક મત એવો છે કે, રાજનીતિના મતભેદને અંગે હિટલરની સાથે અણબનાવ થવાથી તે ભાગી આવ્યા હતા. નાઝી લોકોનું એવું કહેવું છે કે છેલ્લા થોડા સમય થયાં તેના મગજની સ્થિતિ અસ્થિર હોવાથી સુલેહ સંબંધી ખાનગી વાટાઘાટો કરવાં તેણે બ્રિટન જવાનો નિર્ણય કર્યો હોવો જોઇએ. પાછળથી એક માન્યતા એવી થઇ કે કેટલીક બ્રિટિશ રાજદ્વારી વ્યકિતઓ સાથે તે ખરેખર સુલેહની વાટાઘાટ કરવા આવ્યા હતા. ગમે તેમ તેને ઇંગ્લંડમાં રાજકેદી તરીકે રાખવામાં આવ્યા છે. આ બનાવ સંબંધી હેમિલ્ટનના ડયુકની વર્તણુક નિર્દોષ હોવાની સરકારી જાહેરાત કરવામાં આવી. સ્ટેલિને ૧૯૪૧ના ઓકટોબરમાં જાહેર કર્યું કે રશિયા પર ઝઝુમતા આક્રમણ માટે મૈત્રી શોધવા હેસ ઇંગ્લંડ ગયા હતા.

**હોર્થિ દ નાગબન્યા નિકોલસ**-હંગરીના એડમિરલ તથા રાજ્ય રક્ષક. જન્મ ૧૮૬૮. ૧૯૧૩માં ઑસ્ટ્રિયાના શહેનશાહના એ ડી. સી. ૧૯૧૪-૧૮ના યુદ્ધમાં ઓટ્રેન્ટોની સામુદ્રધુનીમાં બ્રિટિશો સામે લડયા. ૧૯૧૯માં હંગરિના સોવિયેટ પ્રજાસત્તાક સામે શ્વેત લશ્કર ઊભું કર્યું અને સામ્યવાદીઓને હરાવ્યા. ઑસ્ટ્રિયાના આગલા શહેનશાહ ચાર્લ્સે હંગરીની ગાદીના હક્કની માગણી કરી તેને બે વખત ના પાડી. તે 'રિવિઝનીઝમ' (આકસ્મિક ક્રાંતિદ્વારા સમાજવાદના પ્રચારનો વિરોધ કરવો) માં માને છે. ઇટલિ તથા જર્મની સાથે મૈત્રી કરી.

